# વ્યક્તિ-સમાજ સંબંધનો સમતુલિત સમન્વયવાદી અભિગમ

## શ્રી અરવિંદનું સામાજિક તત્ત્વજ્ઞાન

એમ. કે. ભટ્ટ

### પ્રાસ્તાવિક

સામાજિક શાસ્ત્રો અને ચિંતકો માટે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધનો પ્રશ્ન અતિ મહત્ત્વનો અને મૂળભૂત છે. આ સંબંધ એવો જટિલ છે કે માત્ર સામાજિક, રાજ્કીય અને આર્થિક ઘટકોનું વિશ્લેષણ તેની સંતોષપ્રદ સમજૂતી આપવામાં કામયાબ નીવડતું નથી. આનું કારણ એ છે કે આ પ્રશ્નનાં ત્રણ મુખ્ય પાસાં—વ્યક્તિ, સમાજ અને આ બન્ને વચ્ચેનો સંબંધ—આ ઘટકોથી સંપૂર્ણ આવરી શકાતાં નથી. આથી આ બન્ને વચ્ચેનો સંબંધ યથાર્થ રીતે સમજવા માટે વ્યક્તિનું સ્વરૂપ, સમાજનું સ્વરૂપ અને આ બન્ને વચ્ચેના સંબંધનું સ્વરૂપ—આ ત્રણે ય સુગ્રથિત સમગ્રને સમજવું અનિવાર્ય બને છે. આમ, ઉપરોક્ત ઘટકો ઉપરાંત આ પ્રશ્નમાં મનોવૈજ્ઞાનિક, તાત્ત્વિક અને આધ્યાત્મિક અંતર્દૃષ્ટિ પણ આવશ્યક છે. માનવ અને સમાજજીવનના અસ્તિત્વની અખિલાઈ ધ્યાનમાં લીધા વિના કોઈ ઘટકને અસમતુલિત મહત્ત્વ આપીને કે કોઈને અવગણીને કરેલાં અર્થઘટનોના ફલસ્વરૂપ ચિંતકોએ આ સંબંધ અંગેના વિવિધ અભિગમો આપ્યા છે. કેટલીક વાર આવાં એકપક્ષીય સિદ્ધાંતોની અસરને પરિણામે ભૂતકાળમાં તેમજ વર્તમાન યુગમાં સ્થાપિત થયેલી વિવિધ રાજ્યવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા આપત્તિકારક નીવડી છે. મનોવૈજ્ઞાનિક સંશોધનોએ 'પ્રજાતીય શ્રેષ્ઠતા'નાં ખયાલને અયથાર્થ ઠરાવ્યો હોવા છતાં આ ભ્રામક ખયાલને પોષીને હિટલર જેવા સરમુખત્યારે વિનાશ વેર્યો હતો. પ્રાચીન ગ્રીક તત્ત્વવેત્તાઓએ આ ખયાલને એક સ્વીકૃત બાબત જ ગણી હતી. અત્યારે પણ યુનેસ્કોની વિવિધ ક્ષેત્રોના વિશેષજ્ઞોની સમિતિએ[1] પ્રજાતીય શ્રેષ્ઠતા વિરુદ્ધ સ્પષ્ટ નિર્ણય આપ્યો હોવા છતાં રંગભેદની નીતિનો પુરસ્કાર થતો જોવા મળે છે. આવું સુધરેલા ગણાતા દેશો કરે છે. 'જીવંત એકમ'ના સિદ્ધાંતને આધારે વ્યક્તિની વ્યક્તિમત્તાને વિલીન કરવાના સભાન પ્રયત્નો પણ 'સમાજવાદી' ગણાતા કેટલાક દેશોમાં થાય છે, આથી અત્યારે વ્યક્તિ અને સમાજના સંબંધને યોગ્ય રીતે મૂલવવાની અને સ્પષ્ટ કરવાની અત્યંત આવશ્યકતા છે.

### વ્યક્તિનું સ્વરૂપ

બર્ગસોં મુજબ[2], કુદરતમાં જીવનની સફળ અભિવ્યક્તિ ત્રણ માર્ગોએ થઈ છે: વનસ્પતિજન્ય મૂઢાવસ્થા, વૃત્તિ અને બુદ્ધિ. પ્લેટો અને ઍરિસ્ટૉટલે આ ત્રણ અવસ્થાઓને માનવજીવનનાં ત્રણ પાસાં ગણ્યાં છે. માનવીમાં જ જોવા મળતાં આ ત્રણે ય પાસાંના આંતરસંબંધોને પરિણામે તેનું જીવન કુદરતનાં સર્જનોમાં સૌથી જટિલ બન્યું છે. આ જટિલતા માત્ર જૈવીય બંધારણની જ ન હોતાં સામાજિક અને આધ્યાત્મિક પાસાંની પણ છે. આ જટિલતાને અનુલક્ષીને માનવજીવનનું સાચું સ્વરૂપ શું હોય એ પીછાનવા ચિંતકોએ પ્રયાસો કર્યા છે. વ્યક્તિનાં વિવિધ પાસાં અને અનેકમુખી સંબંધોને મૂલવવાના આ પ્રયાસોમાં મતમતાંતરો અને વિરોધી મંતવ્યો પ્રતિપાદિત થયાં છે. વળી 'અતિ વાસ્તવવાદી' ગણાતું આધુનિક દૃષ્ટિબિંદુ તો માનવીને વિવિધ રીતે મૂલવવા અને વ્યાખ્યાબદ્ધ કરવાના આવા પ્રયાસોને માનવી પર કૃત્રિમ આવરણોનું ભારણ લાદવાની પ્રવૃત્તિ ગણે છે. હિપ્પીઓ અને બીટલ્સનું વલણ પરંપરા, નિયમો અને રૂઢીનાં આવરણોને અવગણે છે તે આ પ્રતિક્રિયાનું પરિણામ છે.

આમ આ 'અતિ આધુનિક' ગણાતું વલણ વ્યક્તિજીવનને તેની સ્વાભાવિક જટિલતામાંથી મુક્ત કરવા પ્રયાસ કરે છે. આ વલણનાં મૂળ ફ્રૉઇડના મનોવિશ્લેષણમાં રહેલાં છે. તેણે વ્યક્તિનાં સ્વત્વ (self)નાં ત્રણ

પાસાં આપ્યાં છે: અચેતન અને અગોચર એવું જૈવીક, તેની સાથે સતત સંઘર્ષમાં રહેતો અહમ્ અને એ અહમ્ પર સામાજિક અને નૈતિક નિયમનો કે દબાણોરૂપી અતિ-અહમ્. અતિ વાસ્તવવાદીઓ અહમ્ અને અતિ-અહમ્‌ના બોજા હેઠળ જીવાતું જીવન 'કૃત્રિમ' ગણે છે અને અચેતનની પ્રક્રિયાઓને વ્યક્તિની સાચી લાક્ષણિકતા માને છે. આનું નિરૂપણ આધુનિક સાહિત્ય, કલા અને સંગીતમાં વધુ ને વધુ વ્યાપક બનતું જાય છે. 'ઍબ્સર્ડ' ગણાતાં નાટકો પણ આ ભાવનાનાં પ્રતીક સમા છે.

માનવીને વધુ ને વધુ વીંટળાઈ રહેલાં આવરણો સામેનો આ 'બળવો' માનવીની જૈવીય એવી અચેતન પ્રક્રિયાનું મહત્ત્વ સ્થાપિત કરવા કોશિશ કરે છે તેમાં સત્યનો અંશ તો છે જ. અતિ માત્રાના આદર્શવાદી વલણની તે અવાસ્તવિકતા છતી કરે છે. પરંતુ, જેમ આવું આદર્શવાદી વલણ માનવીના જૈવીય પાસાને અવગણતું હોવાથી અધૂરું છે તેમ માત્ર જૈવીય પાસાને જ પ્રાધાન્ય આપતું અને જૈવીય વિરુદ્ધ સામાજિક અને નૈતિક પાસાંનો સંઘર્ષ અનિવાર્ય ગણતું આ દૃષ્ટિબિંદુ પણ અધૂરું અને અયથાર્થ છે. બીજાં પ્રાણીઓની જેમ માનવીને પાયાની જૈવીય જરૂરતો તો છે જ; પરંતુ ઉત્ક્રાંતિમાં પોતાના વિશિષ્ટ વિકાસ દ્વારા માનવીએ સમૃદ્ધ જીવન માટે સામાજિક જરૂરતો અને તેનાં મૂલ્યોનો પણ અંગીકાર કર્યો છે. વળી, જીવનધ્યેય અને સર્જનના રહસ્યને પામવાના પ્રયત્નોમાં તેણે તાત્કાલિક એવી જૈવીય અને સામાજિક જરૂરતોથી પર પારગામી આત્મતત્ત્વને ઓળખવાનો પ્રયાસ કર્યો છે. આ આત્મ-આવિષ્કાર અને પારગામીત્વ સાથે સંકળાયેલ બૌદ્ધિક, સૌંદર્યાત્મક અને આધ્યાત્મિક મૂલ્યોને આત્મસાત્ કરવા તેણે જેહમત ઉઠાવી છે. માર્ટિન બ્યુબર આને વ્યક્તિનું ઊર્ધ્વાધર પરિમાણ (Vertical Dimension) કહે છે.[3] વ્યક્તિના આવા વિકાસમાં તે પોતાની સાચી મહત્તા અને સ્વાતંત્ર્ય જ નહીં પણ ખુદ અસ્તિત્વનાં મૂલ્યો અને એકતા તથા અખિલાઈની ભાવના પણ મેળવે છે—કેળવે છે. તેની વૈજ્ઞાનિક સમજણ, સૌંદર્યની પરખ અને આધ્યાત્મિક અંતર્દૃષ્ટિનું ઉગમસ્થાન આત્મવિસ્તાર અને પારગામી આત્મવિકાસમાં રહેલું છે.

આમ, માનવીએ અસ્તિત્વના પ્રાથમિક એવા જૈવીય પ્રેરકોથી અને તેનાં સંતોષથી આગળ વધીને બીજા માનવીઓ તરફ ભ્રાતૃભાવ, પ્રેમ, માન અને શુભેચ્છાથી રંગાયેલ સામાજિક અભિગમ વિકસાવવા પ્રયાસ કર્યો છે. આથી ય આગળ તેણે વિશ્વસર્જનના અતલ ઊંડાણમાં અંતર્દૃષ્ટિ દ્વારા માનવચેતના, મૂલ્યો અને અનુભવોની સરહદો વિસ્તારવા સતત જહેમત કરી છે.[4] વિશ્વ-સર્જનને તેની અખિલાઈમાં ઓળખવાની નિષ્ફળતા હૉબ્સ, શૉપનહોર અને ફ્રૉઈડના અભિગમોને નિરાશા-વાદી બનાવે છે. વળી માનવજીવનને જૈવીય રીતે માત્ર પ્રાણીજીવન જ ગણવું એ ઉત્ક્રાંતિના વિકાસની અને સાર્થક સર્જનની ઉપેક્ષા જ છે.

પ્રાણીઓમાં અને માનવીમાં વ્યક્તિકરણ (Individuation) અને અન્તર્ગ્રસ્તતા (Involvement)ની પ્રક્રિયાઓ થાય છે. પરંતુ પ્રાણીઓમાં જીજીવિષા અને વંશવૃદ્ધિ માટે થતી આ પ્રક્રિયા વૃત્તિજન્ય છે; જ્યારે માનવીની સંજ્ઞાત્મક પ્રવૃત્તિએ ભાષા, કલા, ધર્મ, તાર્કિક દૃષ્ટિ અને અમૂર્ત વિચારણા વિકસાવ્યાં છે અને મૂલ્યો મેળવ્યાં છે. આથી, માનવીનાં વ્યક્તિકરણ અને અન્તર્ગ્રસ્તતા બન્ને માટે અમાપ અવકાશ છે; પ્રાણીમાં આની ઘણી મર્યાદા છે. આમ છતાં ઉત્ક્રાંતિમાં માનવ-ભગજના વિકાસથી સતત થતું વ્યક્તિકરણ સામાજિક અન્તર્ગ્રસ્તતા સાથે સમતુલિત રહેતું નથી. ઊર્ધ્વગમનના આદર્શ વિના વ્યક્તિકરણની પ્રક્રિયામાં સમાજ માનવીની સંજ્ઞા–સર્જનની શક્તિનો લાભ ગુમાવતો જાય છે. આની માનવી પરની ભાવાત્મક અસરને પરિણામે પરંપરાગત મૂલ્યો આપતી સંસ્થા કે વ્યવસ્થામાંથી તેની શ્રદ્ધા લુપ્ત થતી જાય છે, અને સમાજનું વિભાજન મૂળભૂત એકમોમાં—વ્યક્તિગત માનવીમાં—થાય છે. પ્રાકૃતિક એકમો ઝડપથી તૂટતાં જાય છે અને સાથે માનવજાતની પરંપરાગત સંજ્ઞાઓ નિરર્થક બનતી જાય છે. જીવન અને મૃત્યુમાં એકલતાનું ભાન માનવીની સામાજિક અન્તર્ગ્રસ્તતા ગુમાવ્યાની લાગણી તીવ્ર બનાવે છે. આને પરિણામે, નિરાશા–પ્રેરિત માનવી જેને તેણે તરછોડયા છે તે પુરાણા ધર્મો તરફ કે મુક્તિનું વચન આપતી કોઈ બીજી સંસ્કૃતિના સંપ્રદાય તરફ વળે છે.[5] હિપ્પી-ઓ અને બિટલ્સ્ આધ્યાત્મિક શાંતિની, કોઈ સહેલી પ્રક્રિયા દ્વારા, પ્રાપ્તિ ઝંખે છે એ પાશ્ચાત્ય જીવન-

પ્રણાલીની આવી પરિસ્થિતિનું પ્રતીક છે.

આજે માનવીની વિકસિત તર્કશક્તિ ધરાવતી બુદ્ધિએ વિજ્ઞાન અને ટેકનોલૉજીમાં ઝડપી વિકાસ સાધ્યો છે. પરંતુ આથી અન્તર્ગ્રસ્ત સમાજજીવન છિન્નભિન્ન થતું જાય છે. આમાં બીજા વિશ્વયુદ્ધે નિરાશાની ભાવના પ્રબળ કરવામાં ફાળો આપ્યો. તર્કશક્તિ ધરાવતી બુદ્ધિને કારણે આ બન્યું હોવાથી માનવી બુદ્ધિની વ્યવસ્થા અને નિયમોને તરછોડીને આ બધાથી મુક્ત એવી અચેતના તરફ, વૃત્તિજન્ય પ્રાણીજીવન તરફ કે પ્રાથમિક અવસ્થાના માનવજીવન તરફ વળવા પ્રયાસ કરે છે. અત્યારના 'અતિ આધુનિક' ગણાતા સાહિત્ય, કલા, સંગીત, વગેરેમાં આ એષણા પ્રતિબિંબિત થઇ રહી છે.

આ તબક્કે વ્યક્તિજીવનના ત્રણેય પાસાંને યોગ્ય સ્થાન આપતો, વ્યક્તિના સાચા સ્વરૂપને સ્પષ્ટ કરતો અભિગમ અત્યંત આવશ્યક છે. અત્યારે વાસ્તવિકતાને અવગણતો આદર્શવાદી અભિગમ અળખામણો જ બને. શ્રી અરવિંદ સ્પષ્ટ કહે છે કે, આધ્યાત્મિક આત્મવિકાસમાં આપણા જૈવીય અને ભૌતિક જીવનનો નાશ કરવાની આવશ્યકતા નથી.[૬] पद्भ्याम् पृथ्वीની મુંડકોપનિષદની ભાવના વ્યક્ત કરતાં તે આપે છે કે અતિભૌતિક જ્ઞાનની ખોજ કરતો હોવા છતાં પૃથ્વીના પુત્રને પૃથ્વીનો સ્પર્શ હમેશાં બળપ્રદ રહે છે.[૭] આથી, વ્યક્તિનું સાચું સ્વરૂપ તેના પૂર્ણજીવનના જૈવીય, સામાજિક આધ્યાત્મિક પાસાંની અખિલાઈ અને સમતુલિત મહત્ત્વમાં જ અભિવ્યક્ત થાય છે. શ્રી અરવિંદનાં તત્ત્વજ્ઞાનમાં વ્યક્તિ ઉત્ક્રાંતિજન્ય પ્રક્રિયાની ચાવી[૮] હોવાથી વ્યક્તિની પૂર્ણતાને દૈવી જીવનની પહેલી મહત્ત્વની શરત તે ગણે છે. બીજી મહત્ત્વની શરત વ્યક્તિની આજુબાજુ વિસ્તરેલ સમગ્ર સૃષ્ટિ સાથેના વ્યવહારિક અને આધ્યાત્મિક સંબંધની પૂર્ણતાની છે. આ બીજી આવશ્યક શરતની પરિપૂર્ણતાનો આધાર પૃથ્વી પરના સમગ્ર જીવન સાથે સંપૂર્ણ વ્યાપક અને એકાકાર થઈ રહેવા પર છે. ત્રીજી મહત્ત્વની આવશ્યકતા પૃથ્વી-પ્રકૃતિમાં સામૂહિક જીવનની નૂતન પૂર્ણતાની છે.[૯] આ આવશ્યકતાઓ વ્યક્તિ સમાજમાં પોતાના ત્રણેય પાસાંના સમતુલિત વિકાસ દ્વારા પરિપૂર્ણ કરે છે. આમ, સમાજ વ્યક્તિ જીવનની પૂર્ણતાને સહાય કરે છે; અવરોધ નહીં. આથી સમાજના સ્વરૂપ વિશેનો સાચો અભિગમ અત્યંત મહત્ત્વનો છે.

## સમાજનું સ્વરૂપ

### અ સમાજરચનાની ભૂમિકા

વ્યક્તિના સાચા સ્વરૂપને સ્પષ્ટ કર્યા બાદ તેની ભૂમિકા પર સમાજના સ્વરૂપને સ્પષ્ટ કરવું વધુ સુસંગત છે. આથી સમાજરચનાની ભૂમિકા, તેના સ્વરૂપને સ્પષ્ટ કરવાં જરૂરી છે.

પ્રાણીઓની જેમ પ્રાથમિક માનવીને જીજીવિષા, વંશવૃદ્ધિ અને સંતાનોના રક્ષણ માટે સમૂહમાં રહેવાનું અનિવાર્ય બન્યું. પરંતુ માનવમાનસના વિકાસને કારણે તેનું જીવન માત્ર જૈવીય અસ્તિત્વની મથામણમાં જ મર્યાદિત રહ્યું નહીં. આથી જૈવીય ઉપરાંત સામાજિક અને આધ્યાત્મિક વિકાસ માટેની યોગ્ય વૈયક્તિક અને સામાજિક પરિસ્થિતિ માટે માનવીએ જે પ્રયાસો આદર્યા તે હજી પણ ચાલુ જ છે. આ કારણે જેમાં માનવીનાં ત્રણેય પાસાંનો સમતુલિત સમન્વય અને વિકાસ શક્ય હોય એવા સ્વરૂપના સમાજની આવશ્યકતા રહે છે.

આધુનિક યુગમાં સમાજરચના અંગેના પ્લેટો અને ઍરિસ્ટૉટલના દૃષ્ટિબિંદુઓની ઘણી અસર છે. પ્લેટોએ માનવસ્વભાવની જૈવીય, આવેગમય અને બૌદ્ધિક એવી લાક્ષણિકતાઓની ભૂમિકા પર સમાજનું વર્ગીકરણ ત્રણ ભિન્ન વર્ગોમાં કર્યું હતું તે યોગ્ય નથી. સમાજનો એક વિભાગ જ જીવનના અમુક પાસાના સંતોષ માટે વ્યસ્ત રહે એ પરિસ્થિતિ યોગ્ય ન ગણાય. સમાજજીવનની અખિલાઈમાં આવું વિભાગીકરણ અસારે તો અસંગત જ છે. ભારતીય વર્ણપદ્ધતિમાં માનવીના જૈવીય, સામાજિક અને આધ્યાત્મિક પાસાંને વણી લેવામાં આવ્યાં હોવા છતાં તે કાળક્રમે જટિલ અને પરિવર્તનશીલ સામાજિક રચનાની અખિલાઈમાં અવરોધક જ બની ગઈ. તેમાં કર્મથી ઓળખાવાને બદલે જન્મથી જ સ્થાન પ્રાપ્ત થતું ગયું. ઍરિસ્ટૉટલનું દૃષ્ટિબિંદુ ઉત્ક્રાંતિવાદી હોવાથી તેણે વર્ગો વચ્ચેના ચુસ્ત ભેદ સ્વીકાર્યા નથી. પરંતુ સૈદ્ધાંતિક અને વ્યાવહારિક તર્ક વચ્ચેની ભિન્નતા તેને સૈદ્ધાંતિક અને વ્યાવહારિક જીવન વચ્ચે તીવ્ર ભેદ પાડવા પ્રેરે

છે.[૧૦] આમાં પણ અખિલાઈની અવગણના છે. સ્ટૉઈક સંપ્રદાયે શુદ્ધ તર્કનું જીવન અને માનવપ્રકૃતિમાં રહેલ અલ્પ બૌદ્ધિક તત્ત્વો વચ્ચે તીવ્ર તફાવત આપ્યો છે. ડેકાર્ટના અનુયાયીઓએ સાંપ્રદાયિક અને અસાંપ્રદાયિક જીવનનાં પાસાં વચ્ચે વિરોધ આપ્યો છે. પ્રાચીન ભારતીય આદર્શવાદી વલણમાં વ્યક્તિજીવનને મુખ્યત્વે મહત્ત્વ આપવામાં આવ્યું હોવાથી તેમાં સમાજરચનાના સ્વરૂપનો પાશ્ચાત્ય ઢબે વ્યવસ્થિત વિચાર થયો નથી.

આધુનિક મનોવૈજ્ઞાનિક સંશોધનોને પરિણામે માનવ-જીવનનાં વિવિધ પાસાં પાછળ રહેલ ચેતનપ્રક્રિયાની એકતાનું જ્ઞાન મળ્યું છે. પરંતુ મનોવિશ્લેષકોએ આ પ્રક્રિયાના વિવિધ સ્તરો વચ્ચેનો સંઘર્ષ જ સ્વાભાવિક છે તેવું પ્રતિપાદન કર્યું છે. આથી આ સ્તરોની સમન્વયાત્મક ભૂમિકા પર વ્યક્તિની અખિલાઈને પોષે એવી સમાજરચનાનાં મંડાણ જાણે શક્ય જ નથી એવું ભાસે છે.

શ્રી અરવિંદનું સામાજિક તત્ત્વજ્ઞાન તેની સામાન્ય તાત્ત્વિક પદ્ધતિનો અંતર્ગત ભાગ હોવાથી તેમાં સામાન્ય તાત્ત્વિક સિદ્ધાંતોનું સમાજના સંદર્ભમાં ઉપયોજન છે. આથી તેના મતે સમગ્ર વિશ્વની જેમ સમાજ તથા વ્યક્તિ બન્ને અનંત શક્તિ કે સત્તા(Reality)નાં જ સામૂહિક અને વૈયક્તિક સ્વરૂપો છે. આ સત્તા દરેક વસ્તુમાં વિલસી રહી છે અને તેનાં આ દરેક સ્વરૂપને તે અસ્તિત્વ(Being)ની શક્તિ અને અસ્તિત્વનું મૂલ્ય અર્પે છે.[૧૧] આમ વ્યક્તિ, સમાજ અને સમગ્ર વિશ્વના અસ્તિત્વની ભૂમિકા આ ચૈતન્યશક્તિ છે. તેનાં આ સ્વરૂપો વચ્ચે વિરોધ નથી. ચૈતન્યશક્તિની અખિલાઈમાં તે એકબીજાનાં પૂરક છે. આ ભૂમિકાને અનુરૂપ સમાજના સ્વરૂપની સ્પષ્ટતા શ્રી અરવિંદે જૂથાત્મા કે સમૂહમન વિષેના પોતાના આગવા અભિગમથી વિશદ રીતે કરી છે.

**ચ જૂથાત્માનું સ્વરૂપ**

વિભિન્ન વ્યક્તિઓની સમૂહમાં રહેવાની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે મનોવિજ્ઞાનમાં સમૂહમનના નિર્માણનો ખ્યાલ ઉત્પન્ન થયો છે. આ ખ્યાલ ભીડ કે ટોળાંની પરિસ્થિતિના સંદર્ભમાં લેવામાં આવ્યો હોવા છતાં વ્યવસ્થિત સમૂહ કે સમાજના સંદર્ભમાં પણ તેનો ઉપયોગ થયો છે.

જેમ વ્યક્તિમાં વિભિન્ન કોષો મળીને એક ચેતના ઉત્પન્ન થાય છે તેમ સમાજમાં વિભિન્ન વ્યક્તિઓની ચેતના મળીને એક સામાજિક ચેતના ઉત્પન્ન થાય છે એવું મંતવ્ય ફ્રાંસના તત્ત્વચિંતક એસ્પિનાઝે આપ્યું છે. તે કહે છે તેમ, આને પરિણામે માનવી પોતાની વૈયક્તિકતા ગુમાવે છે અને સામાજિક ચેતના ગ્રહણ કરે છે. એસ્પિનાઝનું ચેતનાના સ્વરૂપ અંગેનું મંતવ્ય સ્પષ્ટ નથી. વળી, કઈ ભૂમિકાએ વૈયક્તિક ચેતનાઓ સામાજિક ચેતનાનું નિર્માણ કરે છે એ પણ સ્પષ્ટ થતું નથી. વૈયક્તિકતા ગુમાવવાની બાબત ભીડની કામચલાઉ સ્થિતિમાં સાચી છે; સામાજિક પરિસ્થિતિમાં નહીં. લે. બૉનો આવો જ ખયાલ ભીડ સંબંધેનો છે.

ડર્કહીમ (Durkheim) માને છે કે ભાષા અને અન્ય સંકેતો દ્વારા વ્યક્તિઓના વિચારોની આપ-લેના પરિણામે સામાજિક ચેતના ઉત્પન્ન થાય છે. આથી તે માત્ર વ્યક્તિગત ચેતનાનો સરવાળો જ ન રહેતાં પોતાની આગવી વિશિષ્ટતા ધારણ કરે છે. આથી સામાજિક ચેતના વ્યક્તિની ચેતનાથી ભિન્ન છે. ડર્કહીમના ચેતનાના ખયાલને મૅક્ડુગલ નકારે છે, પરંતુ સમૂહમનને અલગ લઈ ને તે ડર્કહીમની ભૂલનું પુનરાવર્તન કરે છે. આખરે સામાજિક ચેતના પણ વ્યક્તિની ચેતનામાં જ નિહિત હોય છે; અલગ નહીં.

ટ્રૉટર સામાજિક ચેતનાના ખયાલને બદલે માનવીની સમૂહમાં રહેવાની પરિસ્થિતિ મૂળવૃત્તિને કારણે ઉત્પન્ન થાય છે તેમ ગણે છે. આથી અહીં જૈવીય દૃષ્ટિબિંદુને જ લક્ષમાં લેવામાં આવ્યું છે.

ઑલપોર્ટે સમૂહમન કે સમૂહચેતનાના ખયાલને ગલત ગણ્યો છે. તેના મતે મુખ્યત્વે વ્યક્તિની જૈવીય પ્રવૃત્તિના સંતોષ માટે સમાજની પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. આમ તેણે માનવીના સામાજિક પાસાને માત્ર જૈવીય ભૂમિકાના સંદર્ભમાં લીધું છે.

ઉપરોક્ત બધાં મંતવ્યો સમાજમાં રહેતી વ્યક્તિનું મહત્ત્વ ધ્યાનમાં લેતાં નથી. આથી તેમાં વ્યક્તિના ત્રણેય પાસાંના સમતુલિત સુમેળની હકીકત ધ્યાનમાં લીધી નથી. ફ્રૉઈડે વ્યક્તિના અચેતન પ્રેરકોનું મહત્ત્વ

દર્શાવ્યું છે, પરંતુ સમાજની વ્યવસ્થા સાથેનો સતત સંઘર્ષ વ્યક્તિની માત્ર જૈવીય અસ્તિત્વ માટેની પ્રબળ ઝંખના જ તે પ્રગટ કરે છે. આમ વ્યક્તિજીવનના બધા પાસાંના સમતુલિત સમન્વયને પોષતા સમાજના ખ્યાલને અવકાશ નથી.

શ્રી અરવિંદ સમાજને સામૂહિક માનવી (Collective Man)[૧૨] કહે છે. વ્યક્તિના જીવંત કોષો જેમ અખિલાઈ ઉત્પન્ન કરે છે તેમ સમાજ પણ વ્યક્તિઓનું બનેલું અખિલ એકમ છે. આથી વ્યક્તિની જેમ સમાજને પણ આત્મા છે. આ બન્ને વચ્ચે મુખ્ય તફાવત એ છે કે જૂથાત્માના વ્યક્તિઓ રૂપી બંધારણ-તત્ત્વો—કોષો માનસ આત્મભાન ધરાવે છે; જ્યારે વ્યક્તિના કોષો નિમ્નચેતન અને જૈવીય છે. આથી પ્રકૃતિમાં સામાજિક સમૂહ વિકસતાં વધુ સમય લાગ્યો છે. શરીરમાં પરિવર્તનો થવા છતાં વ્યક્તિની જેમ તે (જૂથાત્મા) એક જ રહે છે. સમાજનું આ ભૌતિક અસ્તિત્વ કોઈ અલગ પરલક્ષી અસ્તિત્વ નથી; તે આત્મલક્ષી શક્તિ છે.[૧૩] આમ સમાજનું શરીર તેની વ્યક્તિઓથી અલગ ન હોતાં વ્યક્તિઓ કે સંઘોમાં જ અને તેના દ્વારા જ વિકસ્યું છે. આથી વ્યક્તિઓ જેમ વધુ ચેતનવંતી અને તેમ સમાજરૂપી વ્યક્તિ પણ ચેતનવંતી બને છે.

જેમ શરૂઆતમાં સાદા અને પ્રાથમિક પ્રકારના જૈવીય વૈયક્તિક એકમોમાંથી મોટાં અને જટિલ એકમો રચાયાં તેમ સાદા અને નાના માનવજૂથોમાંથી વધુ મોટા અને જટિલ જૂથો રચાયાં છે. સમાજનું સ્વરૂપ માનવના સ્વરૂપ જેવું છે. બન્નેને એક જ ધ્યેયને પામવાનું છે અને તે ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં સિદ્ધ કરવાનું છે. વ્યક્તિની જેમ જૂથ-વ્યક્તિ માટે પહેલાં પોતાનું અહમ્ શોધવાનું અને પછી આત્મતત્ત્વમાં પૂર્ણતા પ્રાપ્ત કરવાનું ધ્યેય છે.

આમ, શ્રી અરવિંદે પોતાના સમગ્રલક્ષી દૃષ્ટિબિંદુએ સમાજ મન કે જૂથાત્માનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. આમાં વ્યક્તિ અને સમાજનાં ધ્યેયો એક જ હોવાથી બન્ને વચ્ચેનો સંબંધ આ ધ્યેયને પોષતો જ હોઈ શકે એ સ્વાભાવિક છે. આથી આ બન્ને વચ્ચેના સંબંધ વિષેનો શ્રી અરવિંદનો અભિગમ સમન્વયાત્મક અને સ્પષ્ટ રહ્યો છે.

### વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સંબંધ

સામાજિક શાસ્ત્રો માટે સૌથી મૂળભૂત અને મુશ્કેલ પ્રશ્ન વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધનો છે. આ સંબંધના મહત્ત્વને કારણે તેનો પુરાતન કાળથી ચિંતકોએ વિચાર કર્યો છે. મેકેન્ઝી આનો ટૂંકો ઇતિહાસ આપે છે[૧૪] તે સાર રૂપે નીચે મુજબ છે:

ઈ. સ. પૂર્વેની પાંચમી સદીના મધ્યભાગમાં સુપ્રસિદ્ધ સોફિસ્ટોએ દર્શાવ્યું છે કે જ્યાં કુદરતી વસ્તુઓની એક રૂપતાને બદલે કાયદો, રીતરિવાજો અને સમાજ—બંધારણનાં સ્વરૂપો વગેરે ભિન્ન છે ત્યાં તે માનવસંમતિ કે રાજ્યકર્તાની મુનસફી પર રચાયેલાં છે. તેમણે સામાજિક તત્ત્વજ્ઞાન માટે મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો કે માનવ-સમાજ કેટલે અંશે અને કયા અર્થમાં નૈસર્ગિક ગણી શકાય. આ નૈસર્ગિક અને કૃત્રિમ બન્ને વચ્ચેના વિરોધની ભૂમિકાના સંદર્ભમાં પ્લેટોના રિપબ્લિકમાં સામાજિક તત્ત્વજ્ઞાનની સૌ પહેલી પદ્ધતિસરની વિચારણા થયેલી છે. સોફિસ્ટો વિરુદ્ધ પોતાનાં મંતવ્યો રજૂ કરતાં પ્લેટો અને ઍરિસ્ટૉટલે માનવબુદ્ધિ અને તર્કની મહત્તા સ્થાપી છે. પ્લેટોના જમાનામાં ગ્રીક નગરરાજ્યો વિસ્તારમાં બહુ નાના હોવાથી સમાજનાં રાજકીય અને બીજાં પાસાં વચ્ચે બહુ ભેદ હતો નહીં. ઍરિસ્ટૉટલે આ અંગે ભેદ પાડ્યો અને નીતિશાસ્ત્ર વ્યક્તિને સ્પર્શતું અને રાજ્યનીતિ નગરરાજ્યોને સ્પર્શતું ગણ્યું છે.

ગ્રીક નગરરાજ્યોના પતન બાદ આ ભેદ વધુ તીવ્ર બન્યો. સ્ટૉઈક સંપ્રદાયે 'કુદરતના કાનૂનો'ને માનવસમાજના બંધારણમાં ધારણ કરી શકાય એવા બુદ્ધિ દ્વારા રચાયેલ વ્યવસ્થાના સિદ્ધાંતો ગણ્યા છે. ઍપિક્યુરિયનોએ રાજકીય જીવનને બદલે 'મિત્રોનો સમાજ'ની કલ્પના કરી છે.

હૉબ્સે કુદરતી સ્થિતિ અને કરાર દ્વારા ઉત્પન્ન થયેલ સમાજવ્યવસ્થા વચ્ચે ભેદ દર્શાવ્યો છે. જન્મે મુક્ત પણ ચારે બાજુથી બંધાયેલ માનવીનો ખયાલ આપીને રૂસોએ આ ભેદ તીવ્ર બનાવ્યો છે.

આ પરિવર્તનોને પોતાના વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી મૂલવતાં શ્રી અરવિંદ નીચે મુજબ આપે છે:[૧૫]

પ્રકૃતિની જેમ માનવીએ સૌ પહેલાં પોતાના ભૌતિક

અને જૈવીય અસ્તિત્વને અભિવ્યક્ત કર્યું છે. તેણે ભૌતિક-જીવનમાં પોતાને એક માનસિક વ્યક્તિ તરીકે વૈયક્તિક અને સામાજિક પાસાંમાં પીછાનવાનો પ્રયત્ન કર્યો છે. યુરોપીય સંસ્કૃતિને ગ્રીકે આપેલો આ અભિગમ રોમનોએ વ્યવસ્થિત સત્તા (Power)ના આદર્શ દ્વારા મજબૂત બનાવ્યો અને નબળો પણ પાડયો. વ્યક્તિ અને સમાજ અંગેના આ અભિગમનું અંતિમ પરિણામ, બૌદ્ધિક અને વિવેચનાત્મક વિચારણા દ્વારા જીવનનું અર્થઘટન કરવામાં અને વિજ્ઞાન મુજબ જીવનનું તંત્ર ગોઠવવામાં આવ્યું. પ્રાચીન કાળમાં તો સત્ય, શુભ અને સૌંદર્યના આદર્શની ખોજ અને તે મુજબનું જીવન-ઘડતર મહત્ત્વની બાબત હતી. માનસના પર્યાપ્ત વિકાસને પરિણામે માનવીને પોતાના સાચા સ્વરૂપને પામવાની લગની લાગે છે. આ ભારતીય આદર્શ સૌ પ્રથમ બૌદ્ધ-ધર્મે અને પ્રાચીન આચાર્યોએ એશિયા અને ઇજિપ્તમાં ફેલાવ્યો, અને ત્યાર બાદ ત્યાંથી ખ્રિસ્તી ધર્મે યુરોપમાં પ્રસાર્યો. પરંતુ આધુનિક યુગમાં માનવીએ આ આદર્શ તરછોડીને માત્ર એકાંગી વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ અપનાવ્યો છે. આથી આ યુગમાં પૂર્ણ આર્થિક સમાજમાં વ્યક્તિને પૂર્ણ સામાજિક વ્યક્તિ બનાવવાનું ધ્યેય પ્રભુત્વ ધરાવે છે, વ્યક્તિના જૈવીય અને ભૌતિક પાસાંને સમાજમાં અસમતુલિત મહત્ત્વ આપવાથી અને આ પાસાંને મૂલ્ય આપનાર આધ્યાત્મિક પાસાને અવગણવાથી સુસંસ્કૃત ગણાતા માનવીમાં રહેલ બર્બરતાને ઉત્તેજન મળે છે.

આમ, માનવજાત ઉત્ક્રાંતિની કટોકટીના તબક્કે આવી ઊભી છે ત્યારે વ્યક્તિ અને સમાજ બન્નેના એક જ ધ્યેયને અનુલક્ષીને વિજ્ઞાનની વાસ્તવિક બુનિયાદ પર બન્નેના સંબંધની અખિલાઈ ઓળખવી આવશ્યક બને છે. પાશ્ચાત્ય વિચારધારાના બે આત્યંતિક અને એકપક્ષી અભિગમોના સંદર્ભમાં શ્રી અરવિંદનો ભારતીય અને પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુઓનો સુભગ સમન્વય કરતો આગવો અભિગમ વધુ સ્પષ્ટ ઊપસે છે. આ અભિગમો છે: (૧) વ્યક્તિવાદ—જેમાં સમાજના ભોગે વ્યક્તિને વધુ મહત્ત્વ આપવામાં આવે છે, અને (૨) સમૂહવાદ—જેમાં વ્યક્તિના ભોગે સમાજને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. આ અભિગમોની સૈદ્ધાંતિક ભૂમિકાઓ સુપરિચિત છે: (૧) સમાજકરારનો સિદ્ધાંત, અને (૨) જીવંત એકમનો સિદ્ધાંત.

અ **સમાજકરારનો સિદ્ધાંત**

આ સિદ્ધાંત ઘણો પ્રાચીન છે. પ્લેટોના 'રિપબ્લિક'-માં ગ્લાઉકોને[૧૬] સામાજિક કરાર પર સમાજની રચના થઈ છે તેમ પ્રતિપાદન કરવા કોશિશ કરી છે. આ સિદ્ધાંતના અર્વાચીન તીવ્ર સમર્થકો છે સત્તરમી સદીના હૉબ્સ અને લૉક તથા અઢારમી સદીનો રૂસો. આ સમર્થકો વચ્ચે ભિન્નતા હોવા છતાં સમાન બાબત એ છે કે વૈયક્તિક માનવી સૌ પહેલાં 'કુદરતી સ્થિતિ'માં રહેતો હતો. તેના બીજી વ્યક્તિઓ સાથે ઇરાદાપૂર્વકના કે સભાન કરારને પરિણામે સમાજ ઉદ્ભવ્યો છે. હૉબ્સ મુજબ, આ સ્થિતિ 'સતત બીક અને મૃત્યુનાં ભય'ની હતી. રૂસો મુજબ, આ સ્થિતિ સમાજના કૃત્રિમ બંધનો-થી મુક્ત અને સુખદ હતી. આ બન્ને મંતવ્યો મુજબ, સમાજ એ મુક્ત વ્યક્તિઓના કરારનું જ પરિણામ છે. આ સિદ્ધાંતની યુરોપીય રાજકીય વિકાસ પર ઘણી અસર હતી. રૂસોના વિચારોએ ફ્રાંસ અને અમેરિકામાં ક્રાંતિને પ્રેરણા આપી, આમ છતાં ઓગણીસમી સદીથી તેની અસર ઘણી મોળી પડી ગઈ છે.

સમાજકરારના ઉપરોક્ત મંતવ્યને શ્રી અરવિંદ યથાર્થ ગણતા નથી. તેમના મતે, શરૂઆતથી જ માનવી કોઈક પ્રકારના જૂથજીવનમાં રહેતો જ હતો. ઉત્ક્રાંતિના સિદ્ધાંતનો અહીં ઉપયોગ કરીને તેઓ કહે છે કે ભૌતિક-તત્ત્વમાં એકરૂપતા એ જૂથની નિશાની છે. જીવન અને માનસના વિકાસ સાથે મુક્ત વિવિધતા અને વૈયક્તિક વિકાસ મોકળો બને છે. માનવી ભૌતિકતત્ત્વમાંથી વિક-સિત થયો છે અને તેથી શરૂઆતમાં માનવીની એક-રૂપતા આવી પ્રાથમિક કક્ષાની સામૂહિકતા હતી.[૧૭] 'સમાજવિહીન સ્થિતિ'નું પોતાની વિશિષ્ટ દૃષ્ટિએ અર્થ-ઘટન કરતાં તે આપે છે કે આપણી પ્રગતિ સીધી એક-દિશાત્મક ન હોતાં વર્તુળાત્મક હોય અને આ વર્તુળમાં એવો તબક્કો પણ આવ્યો હોય જેમાં માનવીને અંશતઃ આત્મસાક્ષાત્કાર થયો હોવાથી આત્મનિયમનથી જ વર્તતા હોય. એ પણ શક્ય છે કે આપણી મૂળ સ્થિતિ મુક્ત અને પ્રવાહી એવા પ્રાણીસહજ સંપર્કની હતી અને આપણી અંતિમ આદર્શ સ્થિતિ જ્ઞાનના પ્રકાશ-મય, અંતઃસ્ફૂરિત એવા મુક્ત અને પ્રવાહી સંપર્કની હશે.

સાર્થક બને છે. હિટલર અને મુસોલિની જેવા સરમુખત્યારોએ આ મંતવ્ય સ્વાભાવિક રીતે જ પોતાને અનુકૂળ બનાવ્યું હતું. અત્યારે પણ જ્યાં વ્યક્તિમત્તાનો વિકાસ એક અપરાધ જેવી બાબત ગણાય છે તેવા દેશોમાં આ સિદ્ધાંતને અતિમાત્રામાં જ લેવામાં આવે છે. હેગલનો સામૂહિક સિદ્ધાંત પણ આવો હતો. અત્યારે રાજ્યની સત્તાને શક્તિશાળી અને કાર્યક્ષમ બનાવવા માટે વૈયક્તિક સ્વાતંત્ર્ય પર નિયંત્રણ મૂકતો આ સિદ્ધાંત ખૂબ પ્રબળ અસર ધરાવે છે.

વ્યક્તિનાં બધા પાસાંની અખિલાઈ ધ્યાનમાં લેવામાં આવે તો આ જૈવીય દૃષ્ટિબિંદુ એકાંગી જ માલૂમ પડશે.

જીવંત એકમના સિદ્ધાંતને પોતાના આગવા દૃષ્ટિબિંદુથી સ્વીકારીને શ્રી અરવિંદ આપે છે કે વૈયક્તિક જીવંત એકમની જેમ સમાજ વ્યક્તિઓનો બનેલો છે. પરંતુ અહીં વ્યક્તિઓ આત્મભાનવાળી હોવાથી સમાજ રૂપી શરીર વધુ આત્મનિષ્ઠ છે. સમાજની જીવંત એકમની એકતા તો બાહ્ય વિશિષ્ટતા છે. તેનો આત્મા (જૂથાત્મા) નથી કુદરતી કે કૃત્રિમ. આમ, શ્રી અરવિંદનો સિદ્ધાંત જૈવીય અને આધ્યાત્મિક બન્ને પાસાં ધ્યાનમાં લે છે. આ કારણે તે વ્યક્તિનો સમાજ સાથેનો સંબંધ જૈવીય એકમ જેવો ન ગણતાં ઘણો જટિલ અને અનેકમુખી ગણે છે. સમાજ અને વ્યક્તિ બન્ને જટિલ એકમો છે અનેક ભાગોનાં બનેલાં છે. સમાજ પર વ્યક્તિના અસ્તિત્વનો આધાર હોવા છતાં તેનું અંતરતમ આત્મતત્ત્વ સ્વતંત્ર સ્વઅસ્તિત્વ ધરાવી શકે છે એટલું જ નહીં પણ પોતાની વિશ્વમય વ્યાપકતા દ્વારા સમગ્ર માનવજાતને પોતાનામાં સમાવે છે.[૨૧] વળી, વિશ્વમયતા જ તેની મર્યાદા નથી. તેનાથી આગળ વધીને સર્વોચ્ચ સત્ય સાથે તાદાત્મ્ય ધરાવી શકે છે.

બાહ્ય સંબંધને જ લક્ષમાં લેવાથી વ્યક્તિને સમાજ–એકમના કોષ ગણવાની પાશ્ચાત્ય ચિંતકોની ભૂલ થઈ છે. વ્યક્તિવિકાસ અને સમાજવિકાસ માટે સ્વાતંત્ર્ય અનિવાર્ય છે. વ્યક્તિના દમનમાં સમાજ પોતાના પર જ ઘા કરે છે. સામે પક્ષે એ પણ ખરું છે કે વ્યક્તિએ સમાજને સ્વાર્થ સાધવા માટેનું હથિયાર બનાવવું જોઈએ નહીં અને જરૂરી નિયંત્રણો પાળવાં જોઈએ. બન્નેના સરખા આધ્યાત્મિક ધ્યેયને કારણે બન્ને વચ્ચેના સંબંધમાં કોઈ સંઘર્ષ રહેતો નથી.

સત્ અથવા અસ્તિત્વ પ્રકૃતિ અને વ્યક્તિમાં અભિવ્યક્તિની પૂર્ણતા પ્રાપ્ત કરે છે. આત્માભિવ્યક્તિમાં શક્તિના વિવિધ સ્વરૂપોમાં કોઈ ઉચ્ચ-નીચના ભેદભાવ નથી. આથી વ્યક્તિનો અલગ વિકાસ કે બધાને પોતાનામાં જ સમાવતા કોઈ જૂથનો વિકાસ આદર્શ ન ગણાય. અહીં બન્ને એકબીજાની સહાય દ્વારા ઉત્તરોત્તર વધુ ઉચ્ચ સ્વરૂપ હાંસલ કરે છે.

## ઉપસંહાર

વ્યક્તિ-સમાજ સંબંધ સાથે રાજ્યવ્યવસ્થાનો પ્રશ્ન અનિવાર્ય રીતે સંકળાયેલો છે. આ સંબંધ અંગેના વિશિષ્ટ દૃષ્ટિકોણને પોષે એવી વિવિધ રાજ્યવ્યવસ્થા રચાય છે. દા. ત., જીવંત એકમના સિદ્ધાંતને પોષે એવી રાજ્યવ્યવસ્થા સરમુખત્યારશાહી અને સામ્યવાદી વધુ હોય એ સ્વાભાવિક છે. રાજ્યની સત્તા અંગે પણ ભૂતકાળમાં વિચાર થયો છે. મધ્યયુગમાં ચર્ચ અને રાજ્ય વચ્ચેના ઘર્ષણને પરિણામે ધાર્મિક અને રાજકીય સત્તાઓ અલગ પાડવામાં આવી. ફ્રેન્ચ ક્રાંતિના સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુભાવના આદર્શોએ રાજ્યની સત્તાની મર્યાદા સ્પષ્ટ કરી. આ વધુ વિસ્તૃત માનવઐક્યને અનુલક્ષીને કોમ્તે અને સ્પેન્સર જેવા ચિંતકોએ રાજ્યના પ્રભુત્વ વિરુદ્ધ મંતવ્યો આપ્યાં છે.

વ્યક્તિજીવનની સમાજમાં પૂર્ણતા માટે વ્યક્તિસ્વાતંત્ર્ય જરૂરી છે. આથી શ્રી અરવિંદ મુજબના વ્યક્તિ-સમાજના સંબંધની પુષ્ટિ માટે સાચી લોકશાહી જ આવશ્યક છે. બ્રિટિશ રાજ્ય સામે ભારતની સ્વાતંત્ર્યની લડતને શ્રી અરવિંદે સૈદ્ધાંતિક ભૂમિકા આપી હતી એ આવશ્યકતાને સાધન તરીકે સ્પષ્ટ કરે છે. અંતિમ ધ્યેય તો પૂર્ણજીવનનું છે અને તેને પોષે એવી સમાજ અને રાજ્યવ્યવસ્થા સાધનો તરીકે જ ઉત્તમ ગણી શકાય. તેમાં વ્યક્તિ અને સમાજના સંબંધનું સમતુલિત મહત્ત્વ આધ્યાત્મિક દૃષ્ટિએ સ્થાપિત થવું જરૂરી છે.

વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના હોવા છતાં સમાજ-કરાર સિદ્ધાંતમાં વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સંબંધ અંગભૂત ન બનતાં બાહ્ય જોડાણનો જ બની રહે છે; જ્યારે જીવંત એકમના સિદ્ધાંતમાં આવું અંગભૂતપણું જૈવિક ગણવાથી વ્યક્તિની વ્યક્તિમત્તા નકારવામાં આવી છે. શ્રી અરવિંદનો નૂતન અભિગમ આ બન્ને સિદ્ધાંતોનો

સમતુલિત સમન્વય કરે છે અને વ્યક્તિ-સમાજના જીવનની પૂર્ણતા પાંગરે એવી સમાજવ્યવસ્થાનું પ્રતિપાદન કરે છે. વ્યક્તિ-સમાજ સંબંધ અંગેના આ ત્રણેય સિદ્ધાંતોની સંક્ષિપ્ત રજૂઆત નીચે મુજબ કરી શકાય.

(૧) સમાજકરારનો સિદ્ધાંત—

વ્યક્તિ : સમાજ = વ્યક્તિ : વ્યક્તિ

(૨) જીવંત એકમનો સિદ્ધાંત—

વ્યક્તિ : સમાજ = કોષ : શરીર

(૩) શ્રી અરવિંદનો સિદ્ધાંત—

વ્યક્તિ : સમાજ = વ્યક્તિ : પૂર્ણજીવનની ભૂમિકા.

### સંદર્ભ


૧. UNESCO Study Team Report. Sept. 1964.

૨. Bergson : Creative Evolution. p. 103.

૩. ૪. Radhakamal Mukerjee: Dimensions of Personality. pp. 17, 19.

૫. S. K. Langer: Education in World Perspective. p. 164.

૬, ૭, ૮, ૯, ૧૧, ૧૫, ૧૯, ૨૦. Shri Aurobindo: The Life Divine. pp. 649, 13, 930, 914, 929, 931–32, 24, 618.

૧૦, ૧૪. Mackenzie: Outlines of Social Philosohy. pp. 41, 21–26.

૧૨, ૧૩, ૧૮. Shri Aurobindo: The Human Cycle. pp. 86, 40–41, 269.

૧૬. W. Boyd: Introduction to the Republic of Plato. p. 30.

૧૭, ૨૧. Shri Aurobindo: Ideal of Human Unity. pp. 16, 13.


*

# લોકમાન્ય ટિળક પર રાજદ્રોહના આરોપ અંગેનો મુકદ્દમો


પુરુષોત્તમ ગણેશ માવળંકર


[આકાશવાણીના અમદાવાદ—વડોદરા કેન્દ્ર પરથી તા. ૧૪ જુલાઈ ૧૯૬૮ ને રોજ 'મજૂર ભાઈઓ માટેના કાર્યક્રમ'માં પ્રસારિત થયેલો, 'અવિસ્મરણીય મુકદ્દમા'ની શ્રેણીમાંનો, આ વાર્તાલાપ, જરૂરી ફેરફારો અને અવતરણો, આદિના ઉમેરણ સાથે, આકાશવાણીના સૌજન્યથી, સાભાર અહીં પ્રગટ કર્યો છે. પુ. ગ. મા.]

પારકા અને પ્રબળ તંત્રની પકડમાંથી પ્રજાને પૂર્ણપણે મુક્ત કરવાનો ભગીરથ પ્રયાસ અને પુરુષાર્થ ટિળક મહારાજે જિંદગીભર કર્યો. પરતંત્ર રહેવું એ પાપ છે એમ આ મહાન, સ્વાતંત્ર્યપ્રિય દેશભક્તે સહુને સતત સમજાવ્યું એટલું જ નહીં પણ એવી અસહાય દશામાંથી કાયમનો છુટકારો મેળવવા સારુ લોકોએ કેવી કેવી વેદનાઓ અને યાતનાઓ હસતે મુખે સહેવી જોઈએ એ પોતાના જ્વલંત સ્વાર્થત્યાગ વડે બતાવી આપ્યું. તેથી જ, લોકમાન્ય બાળ ગંગાધર ટિળક માત્ર સ્વરાજ્યમાર્ગદર્શક નહોતા; સ્વરાજ્યની દિશામાં લગાતાર ચાલનારા અને એકેકથી ચડિયાતાં બલિદાન આપનારા, અસામાન્ય વીર પુરુષ તેઓ હતા. ટિળકે કર્મયોગનું રહસ્ય કેવળ લખીને સંતોષ ન પામ્યો; પોતે અખંડ મથામણ કરીને કર્મયોગી બન્યા. પરતંત્રતાની પીડામાંથી એમને પોતાને છૂટવું હતું તે સાથે જ નાનાંમોટાં સહુ દેશબાંધવોને છોડાવવાં હતાં. એટલે, ટિળકે લોકશિક્ષણ દ્વારા લોકજાગૃતિનો વ્યાપક અને રાષ્ટ્રીય પટ પરનો પ્રયોગ આદર્યો. ટિળક પોતે મહાન પંડિત અને અઠંગ વિદ્વાન હતા. પણ એમનું રાજકારણ કેવળ પુસ્તકિયા પ્રચારનું કે માત્ર લેખો–ભાષણોવાળું નહોતું. એમના રાજકારણના પાયામાં ને એના કળશમાં લોકશક્તિ અને લોકકર્તૃત્વની વિભાવના ને ઉમેદ સમાઈ હતી. ટિળક મહારાજ અમસ્તા જ 'લોકમાન્ય' નહોતા કહેવાયા; લોકોની ચાહના તેમણે સાચેસાચ મેળવેલી અને લોકોએ જ ટિળકને પોતાના માન્યવર નેતા તરીકે સ્વીકાર્યા હતા. પ્રજાની સ્વાતંત્ર્યપ્રિયતાની સ્વાભાવિક વૃત્તિ હિન્દુસ્તાનમાં પરદેશી હકૂમત હેઠળ કૃત્રિમ રીતે ગુપ્ત દશામાં પડી રહેલી તેને લોકમાન્યે સ્પર્શ કર્યો; પ્રજાને ઢંઢોળી, જગાડી, ઊભી કરી અને સ્વરાજ્યની મંઝિલ તરફ દોડતી કરી!

તા. ૨૩ જુલાઈ ૧૮૫૬ ને રોજ બાળ ગંગાધર ટિળકનો જન્મ કોંકણમાં રત્નાગિરીમાં થયો. તા. ૧ ઑગસ્ટ ૧૯૨૦ ને રોજ મુંબાઈમાં તેમનું મૃત્યુ થયું. ૬૪ વર્ષની ઝંઝાવાતભરી જિંદગીમાં ટિળકે ક્રાંતિની તેજધારા ભારતભરમાં ફેલાવી. એમના જન્મ બાદ એક વર્ષની અંદર જ ૧૮૫૭નું સ્વાતંત્ર્ય-યુદ્ધ શરૂ થયું હતું. એટલે, બંડ ને બળવાની આબોહવા ટિળકે લગભગ જન્મ-થી જ અનુભવવા માંડી હતી. કૉલેજ-શિક્ષણ દરમિયાન તરુણ બાળને પ્રખ્યાત ક્રાંતિકાર વાસુદેવ બળવંત ફડકેની ચળવળની જ્યોત અડકી ગઈ હતી. પ્રખર ધ્યેયવાદ અને ઉત્કટ નિઃસ્વાર્થી વૃત્તિ ટિળકમાં નાનપણથી વર્તાતાં હતાં: બાળ ગંગાધર ટિળક, ગોપાળ ગણેશ આગરકર અને વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે તા. ૧ જાન્યુઆરી ૧૮૮૦ ને રોજ પૂનામાં 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' શરૂ કરી ત્યારથી જ એક રીતે તો ટિળકના રાજદ્રોહની શરૂઆત થઈ ચૂકી હતી! ટિળકને કેળવણીમાં દિલચસ્પી હતી, અને એમને નવી કેળવણીમાં રસ હતો. લોકોનાં દિલ-દિમાગમાં સ્વતંત્રતા અને સ્વમાન રમવા લાગે તે માટેની કેળવણી આપવામાં ટિળકને ઉત્સાહ હતો. એમણે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં અને પછી ૧૮૮૫ની સાલથી ફર્ગ્યુસન કૉલેજમાં સંસ્કૃત તથા ગણિત વિષયો શીખવ્યા ખરા; પણ એ તો એક નિમિત્ત હતું. ટિળકની મહેચ્છા આખા દેશને સ્પર્શવાની હતી. તમામ પ્રજાજનો સુધી પહોંચી જવાની એમને તાલાવેલી હતી. ૧૮૮૧ની સાલમાં ટિળકે મરાઠીમાં 'કેસરી' અને અંગ્રેજીમાં 'ધ મરાઠા' સાપ્તા-હિક પત્રો શરૂ કર્યાં. એમાં એકધારા તેજસ્વી ને તીખા લેખો લખીને ટિળકે ભારતના લોકોને પરદેશી હકૂમત સામે છંછેડવાનું ને ઉશ્કેરવાનું શરૂ કર્યું. વિદેશી બ્રિટિશ શાસનની દૃષ્ટિએ આ રાજદ્રોહ હતો, જ્યારે દેશભક્ત ટિળકની નજરમાં આ શુદ્ધ રાષ્ટ્રધર્મ હતો.

અખબારો દ્વારા લોકશિક્ષણ શરૂ કરવામાં ટિળક મહારાજે શરૂઆતથી છેક સુધી અનેક નાનાંમોટાં કામો પોતે જ કર્યાં. 'કેસરી' અને 'ધ મરાઠા' શરૂ કરવા અંગેનાં 'હૅન્ડ બિલો' ટિળકે પોતે મુંબાઈમાં કિર્લોસ્કર નાટક કંપનીના કાર્યક્રમો દરમિયાન થિયેટરમાં વહેંચ્યાં હતાં! ૧૮૮૦ના ઑક્ટોબર-નવેંબરની આ વાત હતી. શરૂઆતમાં ટિળકે મરાઠીભાષી રજવાડાં-દેશી સંસ્થાનો સામે ટીકાની ઝડી પોતાનાં પત્રોમાં વરસાવી. એમાંથી કોલ્હાપુર-પ્રકરણ ઊભું થયું, ટિળક પર એક રજવાડી દીવાને અબરૂનુકસાનીનો દાવો માંડ્યો અને તા. ૧૭ જુલાઈ ૧૮૮૨ ને રોજ ટિળકને ચાર માસની સાદી કેદની સજા મળી. મુંબાઈની ડોંગરી જેલમાં ૧૦૧ દિવસ ગુજારીને ટિળક જ્યારે છૂટ્યા ત્યારે પૂનામાં એમનું ઉમળકાભેર સ્વાગત કરનારા પોણોસો યુવકોને ટિળકે અભિવચન આપ્યું: 'પ્રજાના સર્વાંગી વિકાસ માટે અમે મથામણ કરતા રહીશું; નિર્મળ યુવાનોની અમને મદદ જોઈએ છે.'

૧૮૯૫-૯૬-૯૭નાં વર્ષોમાં પશ્ચિમ ભારતમાં પ્લેગ અને દુકાળને કારણે પ્રજાએ ઘણી હાલાકી ને હાડમારી ભોગવી હતી. તે વખતે સરકારી નીતિ-રીતિ અનેક વાર કઢંગી અને અકળાવનારી બની રહેતી તેની સામે ટિળકે 'કેસરી'માં સંખ્યાબંધ લેખો લખીને સર-કારી અમલદારોની કામગીરીની કડક આલોચના કરી. ૧૮૯૭ની સાલમાં વૈશાખ માસમાં પૂનામાં પ્લેગનો ભયંકર ત્રાસ ફરી વળેલો. તે વખતે તા. ૧૬ ફેબ્રુઆરી-થી તા. ૬ એપ્રિલ ૧૮૯૭ સુધીના 'કેસરી'ના અંકોમાં ટિળકે પ્લેગ વિષયક વિવિધ દૃષ્ટિકોણોથી લખેલા લેખોમાં સરકારની ટીકા ઉપરાંત કાયર લોકો સામે પણ પ્રહારો હતા. ટિળકના આ લેખોનું અંગ્રેજી ભાષાંતર 'ટાઇમ્સ' જેવાં કેટલાંક સરકાર-તરફી છાપાઓમાં પ્રસિદ્ધ થતું. પૂનામાં જૂન ૧૮૯૭માં રૅન્ડ અને આયર્સ્ટ પર પ્રાણઘાતક હૂમલાઓ થતાં, બ્રિટિશ સરકાર માટે બળતામાં ઘી હોમાયું અને આ ખૂનો પાછળ પૂનાના બ્રાહ્મણોનું કાવતરું હોવાનો આક્ષેપ અંગ્રેજી અખબારોમાં છડેચોક છપાયો. પૂનામાં પોલીસ-પહેરો વધારી મૂકવામાં આવ્યો, અને એના વધારાના ખર્ચબોજ માટે સરકારે પૂના મ્યુનિસિપાલિટી પાસેથી વધારાના ૪૫ હજાર રૂપિયા વસૂલ કરવાનું ઠરાવ્યું. પૂનાના કલેક્ટર મિ. લૅમ્બ ગરમ મિજાજથી વર્તવા લાગ્યા. પણ ટિળક મહારાજ કાંઈ આવી બધી ધમાલ-થી ગભરાય કે નરમ થઈ જાય એવા નહોતા. એમણે તો 'કેસરી'માં વણથંભી રીતે સખત લેખો લખ્યે જ રાખ્યા. 'સરકારનું ભેજું ઠેકાણે છે કે?' એવા પ્રશ્નવાળું મથાળું કરીને ટિળકે એક કાતીલ લેખ લખ્યો. 'રાજ ચલાવવું એટલે વેર વાળવું એવું નથી' એમ બીજા એક ઉગ્ર લેખનું શીર્ષક હતું. સરકારી અમલદારો

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૮૫

વર્ષ આઠમું • અંક પહેલો    ઑગસ્ટ ઈ. સ. ઓગણીસસો અડસઠ

"અત્યારનો સમય ખરેખર એક વિશ્વવ્યાપક વિશ્લેષણનો કાળ છે અને એવા વખતે નિરુત્સાહ અનુભવ્યા વિના જીવવું હોય તો તે માટે આપણામાં એક સ્વસ્થ હૃદય હોવું જોઈશે, એક સ્થિર સંકલ્પશક્તિ, સંપૂર્ણ આત્મ-વિસર્જન અને આંખો સતત પરાત્પર ઉપર મંડાયેલી હોવી જોઈશે."

૧૫ ઑગસ્ટ ૧૯૬૮ — શ્રી અરવિંદ





સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

મન ફાવે તેમ કાયદો હાથમાં લઇને વર્તતા હતા તેની સામે ટિળકે 'કેસરી'માં ગર્જના કરી. એનું પરિણામ ધાર્યા પ્રમાણે જ આવ્યું. ટિળક પર રાજદ્રોહ માટેનો મુકદ્દમો મંડાયો. તા. ૨૭ જુલાઈ ૧૮૯૭ને રોજ તેઓ મુંબાઈ ગયા હતા. એ જ રાત્રે એમના પર વૉરંટ છૂટયું ને ટિળકની ધરપકડ થઈ. એક યુરોપિયન પોલીસ અમલદાર ટિળકના મુંબાઈ મુકામ પર—શ્રી દાજીસાહેબ ખરેના ઘરમાં—વૉરંટ લઇને આવ્યો કે તરત જ ટિળકે બિસ્તરો બાંધ્યો. તા. ૪ ઑગસ્ટ ને રોજ તેઓ જામીન પર છૂટયા ખરા, પણ ટૂંકમાં જ પોતાની સામે રીતસર મુકદ્દમો ચાલશે એની ટિળક મહારાજને ખાતરી હતી.

હવે, આ મુકદ્દમો ચલાવવો હોય તો વકીલ, વગેરે રોકવા જોઈએ. એને માટે સેસન્સ કોર્ટમાં ખાસ્સું ખર્ચ થવાનું. એ પૈસા લાવવા ક્યાંથી? ટિળકની આર્થિક સ્થિતિ તદ્દન સામાન્ય હતી. તરત, ટિળકના ટેકેદારોએ અને મિત્રોએ એક 'ડિફેન્સ ફંડ' શરૂ કર્યું. ટિળકના બચાવ માટે નામાંકિત બૅરિસ્ટર રોકવા તથા અન્ય ગોઠવણો કરવા માટે જરૂરી પગલાં લેવાયાં. મહારાષ્ટ્ર ઉપરાંત બંગાળમાં પણ ટિળકના અનેક ચાહકો હતા. એમણે આ 'ફંડ'માં ફાળો આપ્યો. 'અમૃત બઝાર પત્રિકા'ના સંપાદક બાબુ મોતીલાલ ઘોષ, સર સુરેન્દ્રનાથ બૅનરજી, વગેરે આગેવાનોએ કલકત્તામાં આ કામમાં આગેવાની લઇને નાણાં એકઠાં કર્યાં. લગભગ ૫૩ હજાર જેટલી કુલ રકમ ભેગી થઇ. મુંબાઇમાં ન્યાયમૂર્તિ સ્ટ્રેચી સમક્ષ તા. ૮ સપ્ટેમ્બર ૧૮૯૭ ને રોજ ટિળક સામેનો રાજદ્રોહ અંગેનો આ પહેલો મુકદ્દમો શરૂ થયો. જ્યૂરીમાં નવ સભ્યો હતા તેમાં પાંચ અંગ્રેજ, એક યહૂદી, એક પારસી અને બે મહારાષ્ટ્રીય સજ્જનો હતા. ૧૪ સપ્ટેમ્બરે કેસ પૂરો થયો. 'ભવાની તલવાર' નામના મરાઠી ઉપનામ હેઠળ 'કેસરી'માં પ્રગટ થયેલી કવિતા આક્ષેપાત્મક ઠરી. કેસ દરમિયાન એક નોંધપાત્ર હકીકત બની. ટિળકે સરકારની માફી માગવી એવું એમના કેટલાક મિત્રોએ—ખાસ કરીને કલકત્તામાંના થોડાક સ્નેહીઓએ—ટિળકને સૂચવ્યું. તે વખતે બાબુ મોતીલાલ ઘોષને સચોટ જવાબ પાઠવતાં ટિળકે એવી મતલબનું જણાવ્યું કે, સમાજમાં મારું સ્થાન કેવળ મારા શીલ ઉપર જ અવલંબતું હોઇ, આવા મુકદ્દમાઓથી નાસીપાસ થઈ જવું એ મારે માટે નીચા જોવાપણું છે, અને હું જો ગભરાઈ ગયો તો પછી મહારાષ્ટ્રમાં રહું શું કે અંદામાનમાં રહું શું, બધું સરખું જ છે! ટિળક મહારાજે એ પત્રમાં વળી એક સિદ્ધાંત જ જાણે પ્રતિપાદિત કર્યો કે, રાજકારણમાં જો આપણે આખો વખત રહેવાનું છે તો આવી મુસ્કેલીઓ માટે આપણે હંમેશ તૈયાર જ રહેવું જોઈએ.

ચૌદમી સપ્ટેંબરે ન્યાયમૂર્તિ સ્ટ્રેચીએ લેખિત ચુકાદો વાંચી સંભળાવ્યો: 'પ્રીતિનો અભાવ એટલે જ દ્વેષ અગર દ્રોહ' એવું એક નામીચું વાક્ય એમાં સ્ટ્રેચીસાહેબે છેલ્લે નોંધ્યું હતું. જ્યૂરીએ પછી પોણા કલાકની ગુફતેગો કરી, અને એના સભ્યો જ્યારે કોર્ટ-ખંડમાં પાછા ફર્યા ત્યારે ઘોષિત કરાયું કે જ્યૂરીના ૭ સભ્યોએ ટિળકને દોષિત જાહેર કરેલા, જ્યારે ત્રણ જણાએ એમને નિર્દોષ ઠરાવેલા. ત્યાર પછી સ્ટ્રેચીસાહેબે ટિળકને ૧૮ માસની સખત મજૂરીની સજા ફરમાવી. ટિળકને થયેલી આ શિક્ષા દેખીતી રીતે એક મોટો અન્યાય છે એવું ઘણા ટિળક-મિત્રોને લાગ્યું. એમણે ચુકાદા સામે અપીલ કરી જોઈ, પણ એમાં તેઓ ન ફાવ્યા. દરમિયાન, જેલમાં ટિળક પર પાર વિનાની શારીરિક યાતનાઓ આવી પડી. એમને માત્ર સૂકો રોટલો ખાવાનો મળતો. લગભગ ભૂખમરાની સ્થિતિમાં ટિળકે જોતજોતાંમાં ૩૦ પૌંડ વજન ગુમાવ્યું. ૧૩૫ પરથી ૧૦૫ પૌંડ પર તેઓ આવી ઊભા! જેલઓરડી અને કેદખાનાંનાં કપડાંઓની ગંદકીની પણ એમની તબિયત પર ખરાબ અસર થઈ. વળી, કાથીનાં દોરડાં તથા સફાઈનું કામ ટિળકે કરવાનું હતું. જેલ બહાર, ૧૮૯૭ની સાલમાં અમરાવતીમાં મળેલા વાર્ષિક કૉંગ્રેસ અધિવેશનમાં કૉંગ્રેસ-પ્રમુખ શ્રી શંકરન નાયરે ટિળકના નામનો ઉલ્લેખ કરતાં વેંત, તથા શ્રી સુરેન્દ્રનાથ બૅનરજીએ એમના પ્રવચનમાં સ્પષ્ટપણે ને વિગતે ટિળક મહારાજ વિષે ગૌરવપૂર્ણ ઉદ્ગારો કાઢતાં જ, જનમેદનીએ ઊભા થઈ ને કેટલીક મિનિટો સુધી ટિળક મહારાજની જય બોલાવી અને તાળીઓનો પ્રચંડ ગડગડાટ કર્યો. દરમિયાન, ડોંગરી જેલમાંથી મુંબાઈની ભાયખાળાની જેલમાં, અને પછી પૂના પાસે યરવડા જેલમાં, ટિળકની રવાનગી થઈ. યરવડામાં ટિળક પ્રત્યે પ્રમાણમાં સારો વર્તાવ રખાયો. તા. ૬ સપ્ટેમ્બર ૧૮૯૮ ને રોજ

ટિળકનો છુટકારો થયો. ફરીને જો પોતાની ઉપર રાજદ્રોહનો મુકદ્દમો ચાલે, અને ગુનો સાબિત થાય, તો આ વખતે ન ભોગવેલી સજા ટિળકે તે સમયે પછી પૂરી ભરપાઈ કરવી પડશે એવી શરત સરકારે સૂચવેલી તે ટિળકે પણ માન્ય રાખતાં તેમની વહેલી મુક્તિ થઈ હતી.

પણ, ટિળક મહારાજના તો હાડમાં ને લોહીમાં સ્વાતંત્ર્યપ્રીતિ હતી, એટલે ડગલે ને પગલે તેમનાં લેખો––ભાષણો–વ્યવહારમાં પરદેશી સલ્તનતને રાજદ્રોહનાં જ દર્શન થયાં કરતાં હતાં તેમાં નવાઈ શી? મહારાષ્ટ્રમાં શ્રી ગણેશોત્સવ અને શ્રી શિવ-જયંતી ઉત્સવ જેવાં ધાર્મિક ને સામાજિક પર્વોને ટિળક મહારાજે અનેરી સૂઝ વડે રાષ્ટ્રીય મંચમાં ફેરવી નાખ્યા. પારકા તંત્ર હેઠળ જીવવું એ ગુનો છે એવી ભાવના ટિળકે વધુ જોરશોરથી ફેલાવી, અને સહુ લોકોને સ્વરાજ્ય માટે મોર તૈયાર કર્યા. પૂના પાસેના ઐતિહાસિક સિંહગડ ઉપર લોકમાન્ય અવારનવાર આરામ લેવા તથા સ્વાતંત્ર્યની શુદ્ધ આબોહવા જાણે ભેગી કરવા જતા. તરેહ તરેહનાં સંકટોનો સામનો કરતાં કરતાં ટિળક મહારાજ થોડો થોડો આરામ આ રીતે વચ્ચે લેતા તે કાંઈ મોજશોખ ખાતર નહીં, પણ નવેસરથી ને વધુ જોશમાં વધારાનાં કામોમાં મંડી પડવાને વાસ્તે! વળી, આવી માથાકૂટો ને અથડામણો વચ્ચે પણ ટિળક મહારાજ અજબ શાંતિથી ને એકાગ્રતાથી વેદ-ઉપનિષદ, ગીતા ને ધર્મગ્રંથો, વગેરેનો અભ્યાસ કરતા એટલું જ નહીં પણ એ વિષયો પરના મૌલિક ગ્રંથો પણ એમણે આ જ બધા સમયમાં લખ્યા ને પ્રગટ કર્યા.

સને ૧૮૯૮ના ફેબ્રુઆરીમાં ઈંગ્લેન્ડમાંના કેટલાક આગેવાન લોકોએ ટિળક પ્રત્યે જેલમાં થતા વર્તાવ વિષે એક અરજી તૈયાર કરેલી તેમાં મૅક્સમુલ્લરની પણ સહી હતી. જેલમાં વાચન-પરિશીલન માટે ટિળકને ઋગ્વેદની જરૂર છે એવા ખબર મૅક્સમુલ્લર સાહેબને મળતાં જ એમણે પ્રકાશિત કરેલ ઋગ્વેદની એક નકલ ટિળકને મોકલી આપી હતી. એની સાભાર પહોંચ સ્વીકારતાં ટિળકે મૅક્સમુલ્લરને લખ્યું કે, 'મારી મુક્તિ માટેની અરજી પર આપે સહી કરી હોવાનું પણ મારી જાણમાં આવ્યું. મનુષ્યમાત્ર પર સંકટો તો આવતાં જ હોય છે. મારા પરની આ આફત જલદી દૂર થઈ જશે. પણ આપે કરેલ મદદનું સ્મરણ મને કાયમ રહેશે. જેલ બહાર જ્યારે જ્યારે હું ઘેર હોઉં છું ત્યારે નવરાશ મળે કે તરત ઋગ્વેદ, બ્રહ્મસૂત્રો, ભગવદ્‌ગીતા, વગેરે વાંચું છું.'

ટિળક મહારાજ કેવા સ્વસ્થ, ધૈર્યશીલ અને સ્થિતપ્રજ્ઞ રહેતા ને વર્તતા તે આવી સિદ્ધિઓ જોઈને આપણે જાણી શકીએ છીએ. 'ભારતીય અસંતોષના જનક' ગણાએલા ટિળક મહારાજ માટે સમગ્ર જીવન પ્રક્ષોભક અને તુમુલ યુદ્ધ-મેદાન જેવું હતું, પણ બ્રિટિશ પત્રકાર અને વિવેચક હેન્રી નેવિન્સને લોકમાન્ય ટિળક સાથે અનેક મુલાકાતો પછી તે સમયમાં લખ્યું તેમ, બાળ ગંગાધર ટિળકને મન 'સમરાંગણ એ જાણે આનંદ-ભુવન' હતું! નેવિન્સને ટિળક મહારાજના મનોબળની પણ ભારે તારીફ કરી. 'એક તરફ બ્રિટિશ સરકાર તરફથી ત્રાસ–દમન થઈ રહ્યાં છે અને ટિળકનાં નાણાં, આબરૂ, માન્યતા, વગેરે બધી ચીજો ડુબાડી દેવામાં સરકાર રત છે એવા સમયમાં 'આર્કટિક હોમ' ('The Arctic Home in the Vedas') જેવો ગ્રંથ ટિળકે લખ્યો. આવા સંકટ સમયે પણ પવિત્ર ધર્મગ્રંથ અગર હિમમય ધ્રુવપ્રદેશ વિષે ચિંતન કરનારા માણસનું મનોબળ કેટલા લોકોમાં જોવા મળશે?

'પુનશ્ચ હરિ ઓમ્' કહીને, યા હોમ કરીને, ફરી વધુ પુરુષાર્થ કરવા મંડી પડેલા લોકમાન્ય ટિળક સામે વળી પાછો રાજદ્રોહનો મુકદ્દમો ન ચાલે તો આશ્ચર્ય કહેવાય! ટિળક જે કાંઈ લખે, બોલે ને કરે એમાં સરકારના માણસોને રાજદ્રોહ જ દેખાતો હતો. અનેક અમલદારો જાતજાતના અંકુશો ને નિયમો પ્રજા પર લાદતા. એક વાર ટિળકે 'કેસરી'માં આબાદ કટાક્ષ કર્યો કે, "રાજદ્રોહરૂપી પ્લેગથી દૂષિત થયેલું વાતાવરણ 'ડિસ–ઇન્ફેક્ટ' કરવાનું કામ આપણું છે એવી પોતાના મન સાથે ખોટી સમજણ બાંધી લઈને આપણા આ બધા અમલદાર સાહેબો આ ગંદકી દૂર કરવા માટે પોતે જ હાથમાં ઝાડુ લઈને મેદાને પડ્યા છે!" ૧૯૦૧ની સાલમાં મે માસના અંત ભાગમાં મુંબાઈ સરકારે જમીન મહેસૂલના કાયદામાં ફેરફાર કરવા માટેનો ખરડાનો મુસદ્દો જાહેર કર્યો એમાં ખેડૂતો પર ભારોભાર અન્યાય થવાનો હતો એ ટિળકે જોયું ને 'કેસરી'માં એમણે એ ખરડા સામે ટીકા–વિરોધનો મોટો વંટોળ ઉઠાવ્યો! એ કારણે ઘણી લોકજાગૃતિ થઈ. ધારાસભામાંના લોક-

હતા. 'કેસરી'માંના બે લેખો અંગેના ચાર આરોપો ટિળક સામે મુકાયા તેમાંથી એક રદ કરાયો અને બાકીના ત્રણ આરોપો સંબંધે એકસાથે કેસ ચલાવવાનું નક્કી થયું. આ ત્રણે આરોપો અંગે પોતે સંપૂર્ણ નિર્દોષ હોવાનું લોકમાન્ય ટિળકે કહ્યું. પછી જ્યૂરીની નિમણૂક થઈ, જેમાં ૭ યુરોપિયન, એક યહૂદી અને બે પારસી હતા.

સોમવાર તા. ૧૩ જુલાઈએ આ ઐતિહાસિક મુકદ્દમો શરૂ થયો, અને બુધવાર તા. ૨૨ જુલાઇએ મોડી રાત્રે તે પૂરો થયો. વચ્ચે શનિ-રવિ કામ બંધ હતું અને શુક્રવારે જ્યૂરીની સગવડ ખાતર બપોરે ૨ા વાગ્યે જ કામ બંધ રખાયું હતું, એટલે આ મુકદ્દમો ખરેખર ૭ા દિવસ ચાલ્યો હતો. એમાંનો દોઢ દહાડો ટિળકે પોતે સરકારી સાક્ષીદારોની ઊલટ-તપાસ માટે લીધો હતો. ટિળકે એમનું બચાવનું જે ભાષણ કર્યું તે અત્યંત અસરકારક હતું. લગભગ સાડા ચાર દિવસ સુધી તે ભાષણ ચાલ્યું. ઈંગ્લેન્ડમાંનો રાજદ્રોહનો કાયદો અને એ દેશમાં રાજદ્રોહના મહત્ત્વના મુકદ્દમાઓ વિષે અપાયેલા ચુકાદાઓ, જ્યૂરીના અધિકારોનું વ્યાપક ક્ષેત્ર, અખબારી અને મુદ્રણ સ્વાતંત્ર્યનો લાંબો ઇતિહાસ તથા એ અંગેનો કાયદો અને એનું મહત્ત્વ, દેશી ભાષામાં અખબારો ચલાવીને સ્વદેશની રાજકીય પ્રગતિ સિદ્ધ કરવા મથનાર સંપાદકની ભૂમિકા અને પરિસ્થિતિ, વગેરે અનેક મુદ્દાઓ તથા બાબતોનું અતિશય પાંડિત્યપૂર્ણ અને અભ્યાસપૂર્ણ તેમજ સચોટ વિવરણ ટિળક મહારાજે એમના બચાવ-ભાષણમાં કર્યું. પોતાનું આ ભાષણ શરૂ થવાની આગલી રાતે જેલની કોટડીમાં ટિળક મહારાજ ભાષણની તૈયારી કરી રહ્યા હતા; પાસેના એક મેજ પર કેટલાક કાગળો, ચિઠ્ઠી-ચપાટીઓ, વગેરે હતાં. ખોલીની બહાર એક યુરોપિયન સાર્જંટ ચોકી ભરતો ફરતો હતો. રાતે નવ સાડા નવે ટિળકે ભાષણના ટાંચણની તૈયારી શરૂ કરી. ધીમે ધીમે આંટાફેરા મારતા, વાચન અંગે ટાંચણ કરતા ટિળક મહરાજ એક પછી એક પુસ્તકો ઉથલાવતા હતા અને અંદર નિશાનીઓ મૂકતા જતા હતા. આમ ને આમ રાતનો એક, દોઢ વાગ્યો! પણ ટિળક મહારાજનો ક્રમ તો ચાલુ જ! પેલા સાર્જંટને સખત ઊંઘ આવતી હતી. એણે આ રાજદ્વારી કેદીને કહ્યું, 'મોડી રાત થઈ છે, ખરું ને? થોડો આરામ કરવાની જરૂર તમને નથી લાગતી?' ટિળકે જવાબ આપ્યો 'કેમ, તને ઊંઘ આવતી લાગે છે, ખરું? સૂઈ જા, ભાઈ! હું કાંઈ અહીંથી ભાગી જવાનો નથી!' સાર્જંટ પછી સૂતો. બે, ત્રણ, ચાર વાગ્યા તો પણ લોકમાન્યની તૈયારી ચાલુ જ હતી! પાંચ સવા પાંચે છેવટે બધી તૈયારી પૂરી થઈ એટલે ટિળકે સાર્જંટને ઉઠાડ્યો ને કહ્યું, 'મારું વાંચવાનું પૂરું થયું છે. હવે હું જરા આડો પડું છું. તને પૂરતી ઊંઘ મળી ને?' 'આંખો ચોળતો ચોળતો સાર્જન્ટ બબડ્યો, 'આભાર, આપનો ઘણો આભાર' અને, એણે પહેરો ફરી શરૂ કર્યો. ટિળક મહારાજ તો પછી ઘસઘસાટ સૂતા.

૨૨મી જુલાઇએ બપોરે એકના અરસામાં ટિળકનું ભાષણ પુરું થયું. એમના આ ઉદાત્ત વક્તવ્યને અંતે કોર્ટનું આખું વાતાવરણ કોઈ અદ્ભુત શાંતિ અને સૂચક સંદેશો રેલાવી રહ્યું હતું. ચુકાદાનું સ્વરૂપ જો કે અપેક્ષિત હતું. બાવનમે વર્ષે પોતાને દીર્ઘ મુદતની સજા થશે એવી ટિળકને દહેશત હતી જ, પણ તેઓ ગજબ દૃઢતા અને સ્વસ્થતા દાખવી રહ્યા હતા. જ્યૂરી વાટાઘાટ કરવા ઊઠી અને ન્યાયાધીશ દાવર પોતાના ખંડમાં પાછા ગયા ત્યારે ટિળક, ખાપર્ડે, કેળકર, વગેરે સહુ ભેગા બેસીને ચા પીતા હતા. ચાનો પ્યાલો હાથમાં રાખીને ટિળકે શ્રી દાદાસાહેબ ખાપર્ડેને કહ્યું, 'દાદાસાહેબ! આજે રંગ કાંઈ જુદો જ દેખાય છે. ઘણું કરીને કાળા પાણીની તૈયારી લાગે છે. આજે આ આપણો છેલ્લો જ સાથે ચાનો કપ સમજજો!' પોતે જીવતા પાછા ફરી શકશે નહીં એવો વિચાર ટિળકના મનમાં નિઃશંક રમી રહ્યો હતો.

જ્યૂરી અને ન્યાયાધીશ કોર્ટ-ખંડમાં પાછા આવ્યા ત્યારે રાતના ૯-૨૦ વાગ્યા હતા. જ્યૂરીના સાત સભ્યોએ ટિળકને સંપૂર્ણ દોષિત ઠરાવ્યા, તો બાકીના બે જણે ટિળક પૂરા નિર્દોષ હોવાનું કહ્યું. ન્યાયમૂર્તિ બોલ્યા કે, 'હવે મારે આરોપીને સજા કર્યા સિવાય છૂટકો નથી. એ પહેલાં જો આરોપીને કાંઈ કહેવું હોય તો કહે!' આંખના પલકારામાં આખું વાતાવરણ ગંભીર અને ઉત્સુકતાભર્યું બની ગયું. સ્વમાની, ટેકવૃત્તિ ધરા-

વતા, ધ્યેયનિષ્ઠ, નિર્ભય, સિંહ સમા બાળ ગંગાધર ટિળક મક્કમપણે તરત ઊભા થયા. એમની આંખોમાં અસાધારણ તેજ વર્તાતું હતું. તેમના હાવભાવમાં અસામાન્ય વિરલતા વ્યક્ત થઈ રહી હતી. તદ્દન સહજ-ભાવે, સુરીલા ને ચડતા અવાજમાં, અદ્દભુત આત્મ-વિશ્વાસના રણકાર વડે લોકમાન્ય બાળ ગંગાધર ટિળકે પોતાનું અંતર ઠાલવતાં ટૂંકાં ને સરળ વાક્યો ઉચ્ચાર્યાં :

"All I wish to say is that in spite of the verdict of the Jury, I maintain that I am innocent. There are higher Powers that rule the destinies of things; and it may be the will of Providence that the cause which I represent may prosper more by my sufferings than by my remaining free."

'હું એટલું જ માત્ર કહેવા માગું છું કે, જ્યૂરીએ ગમે તે ચુકાદો આપ્યો હોય તો પણ હું સંપૂર્ણ નિર્દોષ છું એવું જ મારો અંતરાત્મા મને હજી પણ કહે છે. આ કોર્ટ કરતાં વરિષ્ઠ એવી ઈશ્વરી સત્તાનું પ્રભુત્વ કુદરતના ભવિતવ્ય ઉપર રહેલું છે. હું સ્વતંત્ર રહું તેના કરતાં મારી યાતનાઓ વડે જ, મેં સ્વીકારેલું રાષ્ટ્રકાર્ય વધારે ખીલી ઊઠે એવો પણ પ્રભુનો સંકેત હશે.'

ટિળક મહારાજના આ ઐતિહાસિક શબ્દો પછી ન્યાયમૂર્તિ દાવર સહિત બધા જ જાણે એકદમ ક્ષુદ્ર ને નિર્માલ્ય જીવ બની ગયા! ટિળક મહારાજને ૭ વર્ષની કાળા પાણીની સજા તથા એક હજાર રૂપિયા દંડ ફરમાવાયાં. રાતના દસ વાગી ગયા હતા, અંધકાર છવાયો હતો; ટિળક મહારાજ પરની આ સજાથી આખા ભારતમાં અંધકારની અને વિષાદની છાયા ફરી વળી. એ જ રાતે ખાસ આગગાડી–ગોઠવણ દ્વારા લોકમાન્યને અમદાવાદની સાબરમતી જેલમાં લાવવામાં આવ્યા. ૨૩ જુલાઈ ૧૯૦૮નો એ દિવસ હતો અને લોકમાન્ય ટિળકનો બાવનમો જન્મદિન પણ એ જ હતો! કેવો વિચિત્ર સંયોગ! તા. ૨૩ જુલાઈ થી તા. ૧૩ સપ્ટેમ્બર ૧૯૦૮ સુધી લોકમાન્ય ટિળક સાબર-મતી જેલમાં રહ્યા. પછી એમને મુંબાઈ લઈ જવાયા ને ત્યાંથી આગબોટમાં એમની રવાનગી બ્રહ્મદેશમાં મંડાલે જેલમાં થઈ. ૨૩મી સપ્ટેમ્બરે ટિળકનો મંડાલે-વાસ શરૂ થયો.

આ આખા મુકદ્દમાથી માત્ર ટિળક મહારાજના જીવનની જ નહીં, બલકે સમગ્ર ભારતીય સ્વાતંત્ર્ય-સંગ્રામની ગાથા ઉજ્જ્વળ, ઉમદા અને ઉદાત્ત બની છે. લોકમાન્ય ટિળક કહેતા કે, 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે, અને હું તે મેળવીશ જ.' પોતે જે બોલ્યા તે પ્રમાણે ટિળક મહારાજ જીવી ગયા. આજે આપણું સદ્દભાગ્ય છે કે આપણે આઝાદ ભારતમાં જીવીએ છીએ. પણ એ આઝાદીને ટકાવવી ને વધારવી એ આપણી જવાબ-દારી છે ને આપણો લહાવો પણ છે. એ અદા કરવામાં લોકમાન્ય બાળ ગંગાધર ટિળકનું ભવ્ય ને મહાસાગર જેવું જીવન આપણને સદા પ્રેરણા ને શક્તિ આપો!

*

# ગાંધીજીનું સાચું સ્મરણ

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

મહાત્માજીની જન્મ-શતાબ્દીની ઉજવણીની જાહેરાત જોરશોરથી થઈ રહી છે. ગાંધીજીના કાર્યને ૨૦ વર્ષ સુધી શાંતિથી ભૂલી જઈને આ વર્ષે આપણે એકદમ જાગૃત થઈ ગયાં છીએ. અમેરિકન પદ્ધતિ પ્રમાણે, આપણે ત્યાં પ્રવચન, પ્રદર્શન, સેમિનાર, ફિલ્મ, રાસ, નૃત્ય, ગીતો, વગેરેથી શતાબ્દી ઊજવવાની વાત ચાલે છે. ૬૦ ચલચિત્રો પણ તૈયાર થઈ રહ્યાં છે. અનેક પ્રકારના જલસાનું આયોજન થઈ

રહ્યું છે. ગુજરાત રાજ્ય નૃત્ય નાટક ઍકેડેમી પણ તૈયાર થઈ ગઈ છે. ટૂંકમાં, ગાંધીજીની શતાબ્દી ફિલ્મી બની જવાનો ભય ઊભો થયો છે.

આ ઉજવણી અંગે મારા મનમાં ખૂબ મનોમંથન થયાં કરે છે. આ પ્રકારની ઉજવણી કર્મવીર ગાંધીજીની હાંસી નથી? ગાંધીજી તો દર દસ વર્ષે ઉદ્દામ કાર્યક્રમો આપતા અને પ્રજાને અને યુવાનોને તેમાં હોમી દેતા. પ્રજા અને યુવાનો પણ ખૂબ હોંશથી આવા કાર્યક્રમોમાં ભાગ લેતા. આપણે શું તેનાથી ઊંધી દિશામાં જવા ઇચ્છીએ છીએ? સક્રિય સેવકો તૈયાર કરવાને બદલે ફિલ્મી કાર્યક્રમોના પ્રેક્ષકોના ધાડાં ઉભા કરી શતાબ્દીનો સંતોષ માનવાનો છે?

સ્વરાજ્ય મળ્યા પછી આપણા નેતાઓએ આપણા દેશને વિલાસ, ભોગ, વૈભવ અને સત્તાલોલુપતાના માર્ગે વાળ્યો છે, તેથી ગાંધીવાદ કલંકિત થયો છે. હવે, ફિલ્મી કાર્યક્રમો યોજીને ગાંધીવાદને વધુ કલંકિત કરવા ઇચ્છીએ છીએ? તેના કરતાં તો ગાંધીજીને ભૂલી જવામાં વધુ સચ્ચાઈ અને પ્રમાણિકતા નથી? તેથી ગાંધીજીના આત્માને શાંતિ નહીં મળે?

ગાંધીજી જીવતા હતા ત્યારે કહેતા કે મારાં બાવલાંઓ ઊભાં ન કરશો, મારી મૂર્તિપૂજા ન કરશો. મને યાદ કરવો હોય તો મારો રચનાત્મક કાર્યક્રમ અપનાવો.

મને પૂછવાનું મન થાય છે કે ગાંધીજીના સત્ય, અહિંસા, શૌર્ય, ત્યાગને ન્યાય આપી શકે એવો કોઈ નાનો પણ સક્રિય કાર્યક્રમ શતાબ્દી નિમિત્તે આપણે સહુ યોજી ન શકીએ? એ કાર્યક્રમ ભલે નાનો હોય, એ કાર્યક્રમમાં ભલે પ્રેક્ષકોનાં ધાડાં ન ઉભરાય, પણ એવા કાર્યક્રમથી ગાંધીજીના તત્ત્વજ્ઞાનને વેગ ન મળે?

વાચકો અને મિત્રો–મુરબ્બીઓ સમક્ષ હું થોડાં સૂચનો મૂકું છું:

(૧) ગાંધીજીનો સૌથી અગત્યનો સિદ્ધાંત અહિંસાનો હતો અને તેઓ હિંસા નાથવા મરી ફીટતા. તેઓ હિંસાને દફનાવવા, દિલ્હીમાં સ્વરાજ્ય–પ્રાપ્તિનો આનંદ ભોગવવા ન રહ્યા, પણ નોઆખલી જઈ ગરીબ ધોબીના ઘરમાં રહ્યા. છેલ્લાં ૨૦ વર્ષમાં હિંસાની આગ વખતોવખત ભભૂકી ઊઠી છે. સને ૧૯૪૭ પહેલાં જે હિંસા હતી તેનાથી વિશેષ હિંસા આજે જોવા મળે છે. હિંસાને નાથવા સરકારને ગોળી ચલાવવા સિવાય બીજું કાંઈ સૂઝતું નથી. સરકાર પોલીસ અને મિલીટરી બોલાવી 'સબસલામત' જાહેર કરે છે. મુંબાઈ રાજ્યના પહેલા પ્રધાન-મંડળમાં શ્રી. કનૈયાલાલ મુન્શીએ મુંબાઈનાં ટોળાં ઉપર ગોળીબાર કરવાનો હુકમ આપ્યો ત્યારે મહાત્માજીએ તેમને સ્પષ્ટ કહેલું: ગોળી ચલાવવી હોય તો પ્રધાનપદું છોડી દો: કોઈ જુદા માર્ગે હિંસાને દફનાવવા આપણે યોજી ન શકીએ? આપણે આપણા ઉચ્ચ કોટિના નેતાઓની એક ફાયર બ્રિગેડ રચી ન શકીએ? દેશમાં જ્યાં જ્યાં આગ ફાટી નીકળે ત્યાં ત્યાં આ ફાયર બ્રિગેડ દોડી જાય અને જરૂર લાગે તો પોતાની આહૂતિ પણ આપે. આપણા ઘણાખરા નેતાઓએ સ્વરાજ્ય–પ્રાપ્તિ પહેલાં જે ભોગ આપ્યો તેનો યોગ્ય બદલો તેમને મળી ગયો છે, તો ૧૫ વર્ષ આવાં સ્થાનોએ રહ્યા બાદ હવે એવાં સ્થાનો છોડી આવાં રચનાત્મક કાર્યક્રમ તેઓ ન કરે? આવી ફાયર બ્રિગેડ ઊભી થાય તો તેની અસર કેવી થાય? ગાંધીજીએ એકલા એકલા નોઆખલીમાં કેવી સારી અસર પાડી? આપણા નેતાઓ તો કાશ્મીરની શીતળ ટેકરીઓ ઉપર એકતાની ચર્ચા કરવા એકઠા થાય છે અને પ્રવચનો કરી છૂટા પડે છે. તેના કરતાં આવું કાંઈ સક્રિય કામ કરે તો શતાબ્દીની સારી ઉજવણી ન થાય?

(૨) આપણા કેટલાક પ્રધાનો રાજામહારાજા માફક ઠાઠથી રહે છે. વિમાન વગર તેઓ મુસાફરી કરતા નથી. આખા દેશમાં વિમાનોમાં દોડાદોડ કરે છે. તેમની રહેણીકરણી ગાંધીવાદને અનુકૂળ નથી. ભારતના રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેન એમની નૈતિક પ્રતિભાથી આવા પ્રધાનો પાસેથી સાદાઈના શપથ લેવડાવી ન શકે? તેમના મોંઘવારી ભથ્થાં, તાર, વીજળી, પાણીના ખર્ચની મર્યાદા બાંધી યા બંધાવી ન શકે? શતાબ્દીના પ્રસંગે આવાં શપથ લેવાય તો ઉજવણી સારી ન થાય? ગાંધી શતાબ્દીના વર્ષમાં લોકસભાના સભ્યોને ટેલિવીઝનનો સેટ મફત મળવાનો છે એવી જાહેરાત થઈ છે. આવા વૈભવો શતાબ્દી નિમિત્તે રોકી ન શકાય?

(૩) આપણા પ્રધાનો ઉદ્ઘાટનોમાં રચ્યાપચ્યા રહે છે. વર્તમાનપત્રોમાં દરરોજ પોતાના ફોટા આવે એવો આગ્રહ સેવતા રહે છે. ઉદ્ઘાટનનું એક પણ આમંત્રણ તેઓ છોડતા નથી. આપણાં વર્તમાનપત્રો પણ તેમને અનુકૂળ થઈ જાય છે. અને, તેના પરિણામે ખુશામત અને બડાઈ, સ્વરાજ્ય મળ્યા પછી ખૂબ વધી પડી છે. આ પ્રધાનો ખાસ કામ સિવાય રાજધાની ન છોડે અને વર્ષમાં ૩૦૦ દિવસ તેમની હાજરી ફરજિયાત રહે એવી પ્રણાલિકા ઊભી ન કરવી શકાય? એવી કોઈ સારી આચારસંહિતા (code of conduct) શતાબ્દી નિમિત્તે ઘડી ન શકાય?

(૪) લાંચરુશ્વત, અનીતિ, વૈભવ, ભોગવૃત્તિને તિલાંજલિ આપવાના અને નીતિ, સદાચાર, સાદાઈ, અહિંસા સ્વીકારવાના શપથ આ પ્રસંગે લોકસભા અને ધારાસભાના થોડા પણ સભ્યો પાસે લેવડાવી ના શકાય?

આપણા નેતાઓ અને પ્રધાનો અને રાજદ્વારી પુરુષો શતાબ્દી નિમિત્તે આવા જો self-denying ordinances જાહેર જીવનમાં સ્વીકારે તો આપણું જાહેર જીવન કેટલું શુદ્ધ બને? આનાથી પ્રજાને કેટલી પ્રેરણા મળે? અને, ગાંધીજીની શતાબ્દી પછી શોભે.

(૫) આજે લાખો વિદ્યાર્થીઓ સ્કૂલો અને કૉલેજોમાં ભણે છે. આપણા દેશમાં સાક્ષરતા ૨૫ ટકા છે, ઇઝરાયેલ જેવો દેશ જો પોતાના યુવાનોની મદદથી નિરક્ષરતા દૂર કરી શક્યો તો આપણે કેમ ના કરી શકીએ? ગાંધી શતાબ્દી નિમિત્તે આના જેવું બીજું ઉત્તમ કાર્ય શું હોઈ શકે? આવો કોઈ કાર્યક્રમ યુવાનોને ન આપીએ?

(૬) ગાંધીજી સ્વાવલંબન માટે ખૂબ આગ્રહ રાખતા હતા, આપણે છેલ્લાં વીસ વર્ષમાં પૂરા પરાવલંબી થઈ ગયા છીએ અને આપણા વડા પ્રધાન અને નાયબ વડા પ્રધાન પણ ભીખનું પાત્ર લઈ જુદા જુદા દેશોમાં ભટકે છે. ગાંધીવાદની આ હાંસી છે. આપણે હવે આપણા પ્રધાનોને ભીખનું પાત્ર લઈ પરદેશમાં જતા ન રોકીએ? સ્વાવલંબનનો આગ્રહ રાખીને શતાબ્દી ઊજવીએ તો ગાંધીજીના આત્માને કેટલી શાંતિ મળે?

ડૉ. ઝાકિર હુસેન આજે ઊંચા સ્થાને છે; તેઓ શિક્ષક છે અને તેથી નેતાઓને શિક્ષણ આપવાની લાયકાત ધરાવે છે. તો, ગાંધી શતાબ્દી નિમિત્તે, આવું ઉત્તમ શિક્ષણ-કાર્ય કરી દેશને તેઓ બચાવી ન શકે?

અંતે, એક વસ્તુ દુઃખ સાથે લખવી પડે છે. બુદ્ધ, મહાવીર અને જીસસ ક્રાઈસ્ટના અનુયાયીઓ હજારો વર્ષોથી આ મહાનુભાવોનાં માનવતાનાં કાર્યો કરી તેમનું નામ રોશન કરી રહ્યાં છે. ગાંધીજી આ જ કક્ષાના હતા પણ તેમના જીવનની કરુણતા એ છે કે તેમના અનુયાયીઓ તેમને ૨૦ વર્ષના ટૂંકા ગાળામાં ભૂલી ગયા છે અને ગાંધીવાદની હાંસી કરી રહ્યા છે. ગાંધીજીના જીવનની આ સૌથી વિશેષ કરુણતા છે અને એમના અનુયાયીઓની આ કાળી ટીલી છે. આ કાળી ટીલી ભૂંસી નાખવાનો સુવર્ણ પ્રસંગ, આજે આવીને ઊભો છે. આપણા નેતાઓ આ સુવર્ણ પ્રસંગનો સદુપયોગ કરશે?

આપણા નેતાઓ ઉદ્ઘાટનો પાછળ દોડવાને બદલે, પ્રધાનપદાં ઉપર ચીટકી રહેવાને બદલે, આવી શાન્તિ બ્રિગેડ સ્થાપે અને શાંતિ અને અહિંસાના દૂત તરીકે દેશમાં ઘૂમે અને સાદાઈ અને સદાચારનો ગાંધીજીનો સંદેશો અપનાવી પ્રજાને દોરે તો ઝડપથી બગડતા આપણા દેશમાં ચીજોનો ચમત્કાર પ્રગટે તેમ હું માનતો હોવાથી ઉપર પ્રમાણે થોડાં રચનાત્મક સૂચનો ગાંધી શતાબ્દી નિમિત્તે આપ્યાં છે. હિંસાને નાથવાનો આ જ રાજમાર્ગ છે. લાઠી, બંદૂક, પોલીસ કે મિલિટરી તો ગાંધીવાદની હાંસી છે.

*

# કારકિર્દી અને પૈસો

ચંદ્રપ્રસાદ હ. દેસાઈ

આકાંક્ષાભર્યા યુવાનો આજે વિમાસણમાં પડયા છે. ચોથી યોજનાની આખરે, લાખો શિક્ષિત બેકારો વધશે એ પ્રશ્ન કેમ ઊકલશે એની વ્યથા છે. ભવિષ્ય તરફ નિરાશાથી જોવું એ પાપ છે. 'If salt loseth it's savour, with what shall we salt it? If youth loseth it's vision and vigour, with what shall we replace it?' દુનિયાના કોઈ પણ દેશમાં, અસહ્ય પરિસ્થિતિમાં, મોરચો માંડનાર યુવાનો હતા અને રહેવાના. એટલે આખા ય વિશ્વમાં જે નિરાશા અને હતાશાની ભાવના ફેલાઈ છે તે સામે યુવાન વિદ્યાર્થીઓ આંદોલનની મશાલ લઈ નીકળ્યા છે. પછી ભલે તે યુવાન બ્રિટનનો, ફ્રાન્સનો, સ્વીડનનો, ભારતનો કે કોઈ અન્ય દેશનો હોય. યુવાનોને, નવા ટેકનૉક્રેટિક યુગમાં દરેક વ્યક્તિની આકાંક્ષા પાર પાડી શકે તેવું શિક્ષણ અને તેવી સમાજવ્યવસ્થા જોઈએ છે. પ્રત્યાઘાતી અને સત્તાધીશ તત્ત્વોને આ રુચતું નથી અને તે તેનો વિરોધ કરી રહ્યા છે. ફ્રાન્સમાં દ્‌ગૉલે ચૂંટણીમાં જીતીને આ બળોને હરાવ્યાં એમ માનવું ખોટું છે. દ્‌ગૉલે વચન આપ્યું કે મજૂર અને વિદ્યાર્થીઓની માગણીઓ સંતોષવાની તેમની તૈયારી છે અને સમાજ અને કેળવણી મૂળભૂત ફેરફાર માગે છે. એટલે, આજના યુવાનોની કલ્પના પ્રમાણે સમાજ રચાવાનો એ તો નિર્વિવાદ છે.

આ બાબતમાં, બીજું લખું તે પહેલાં જ્યારે વ્યક્તિ ધંધારોજગારમાં ઝંપલાવે છે તે વિષે ગીતાનું એક વાક્ય સમજવા જેવું છે.

ચતુર્વિધા ભજન્તે માં જના સુકૃતિનોર્જુન।
આર્તો જિજ્ઞાસુરર્થાર્થી જ્ઞાનિ ચ ભરતર્ષભ॥
તેષાં જ્ઞાની નિત્યયુક્ત એક ભક્તિર્વિશિષ્યતે।
પ્રિયો હિ જ્ઞાનિનોત્યર્થમ્ સચ મમ પ્રિય॥

ભૂખે મરતો દુઃખી નોકરી શોધે, પૈસાપાત્ર કદાચ જિજ્ઞાસાથી વ્યવસાયમાં પડે, લોભી ધનભૂખ સંતોષવા તેમ કરે અને જ્ઞાની સમજે છે કે કર્મ વિના જગમાં સિદ્ધિ નથી એટલે એમાં પડે. પણ ભગવાન એમ કહે છે કે તેમાં એકભક્તિથી કામ કરતો જ્ઞાની જ મને પ્રિય છે અને હું એને પ્રિય છું. તે જ પ્રમાણે નોકરી કે વ્યવસાયમાં ફતેહના શિખરે પહોંચવું હોય તો પૈસો મળે, ભૂખ મટે, પણ સમાજમાં આદર તો ક્યારે પામશો કે જ્યારે તમે તે ધંધારોજગારની આંટીઘૂંટીમાં જ્ઞાની હો, અને તેનાં તત્ત્વો જાણ્યા બાદ તમારી શક્તિ વિકસી શકે છે. 'In the sweat of thy brow thou shall eat bread.' આમાં કેવળ શારીરિક શ્રમની વાત નથી. માનસિક શ્રમની પણ છે.

આજના યુવાનો ઘણા સદ્‌ભાગી છે. પહેલાં અમદાવાદમાં એક જ કૉલેજ હતી. તેમાં સાયન્સ અને આર્ટ્‌સ બે જ વિષયોમાં સ્નાતક થવાતું. આજે કૉલેજોની સંખ્યા, યુવતીની ઉંમર પ્રમાણે, ગણવી મુશ્કેલ થઈ છે. પણ તેમાં લૉ, આર્ટ્‌સ, કૉમર્સ, સાયન્સ, એન્જિનીઅરિંગ, આર્કિટેક્ચર, ટીચિંગ એમ ઘણી રીતનું શિક્ષણ અપાય છે. યુવાનોને તેમની નૈસર્ગિક બુદ્ધિ પ્રમાણે કઈ લાઈન કે કઈ કારકિર્દી લેવી તે નક્કી કરવાનો હક્ક પ્રાપ્ત થયો છે, જે અમને ન હતો. આવી વિવિધતાભરી કેળવણીની જરૂર પણ છે. કારણ કે, હવે, ભારત ખેતીપ્રધાન દેશ રહી શકે તેમ નથી. ઔદ્યોગિકરણ અને ટેકનૉક્રેટિક યુગમાં, જાતજાતના નવા વ્યવસાયો આવ્યા છે. આથી વધુ વ્યવસાયો આવશે, કારણ કે મનુષ્ય વધારે વસ્તુઓનો ઉપભોગ કરવાની શક્તિ અને ઇચ્છા ધરાવતો થયો છે. એટલે, આજનું શિક્ષણ વિકસિત થયું છે તેમાં આપણા બધાનું શ્રેય છે. તેમાં કેટલા પ્રમાણમાં અને કઈ કક્ષાના વિદ્યાર્થીઓએ કયા વિષયનું શિક્ષણ લેવું જોઈએ તે માટે મતભેદ હોય પણ કેળવણીની આવશ્યકતા સ્વીકારવી જ પડે છે. 'દરજીનો છોકરો મરે ત્યાં લગી સીવે', 'ધોબીનો દીકરો મરે ત્યાં સુધી ધૂવે' એ બધા વર્ણાશ્રમ ધર્મના ચીલાઓ તૂટી વ્યવસાયના રસ્તા ધોરી બન્યા છે, ધોરી રાજમાર્ગ

પર કોઈ પણ જગ્યાએ જવાનો હક્ક બધી કોમોમાં જન્મેલી વ્યક્તિઓને મળ્યો છે. એમાં પીછેહઠ થવાની નથી.

પરંતુ, વ્યવસાયમાં પડવું હોય તેને ક્યાં તો નાના પાયા પર ઉદ્યોગ કે દુકાન, શરૂ કરવી પડે કે ક્યાં તો નોકરી કરવી પડે. ગમે તે થાય પણ, એણે ધંધો તો કરવો પડવાનો. માટે, ધંધો શું છે તે સમજવું પડે છે. ધંધામાં પૈસા મળે છે. ધંધો સમાજમાં માંગ અને માંગના સંતોષ માટે જ હોય છે. હા, દાણચોરી જેવા ધંધા સમાજના અહિત માટે હોય છે તેને ગણતરીમાં લેવા ના જોઈએ. આજે ધંધો કે Business છે તેની વ્યાખ્યા નીચે પ્રમાણે છે:

Keep this in mind: When we separate the word 'Business' into its component letters–B–u–s–i–n–e–s–s we find that 'U' and 'I' are in it. In fact, if 'U' and 'I' were not in Business it would not be Business. Therefore, if Business is to remain—Business, 'U' and 'I' must be kept in it. Further, we discover that 'U' comes before 'I' in Business, and that 'I' is silent–it is to be seen not heard. Also, the 'U' has the sound of 'I' which indicates that it is an amalgamation of the interests of 'U' and 'I' and when they are properly amalgamated Business becomes harmonious and altogether profitable.

એટલે, ધંધામાં કે નોકરીમાં રોકાઓ, ત્યારે તમારે ધ્યાનમાં રાખવું જોઈએ કે તમારે ફતેહ મેળવવી હોય તો માલ કે ચીજ નફાથી વેચવી પડશે અને સાથે સાથે ખરીદનારને સંતોષ આપવો પડશે. નફો જરૂરી છે, પણ જો ઘરાકને સંતોષ નહિ મળે તો માલ કે ચીજ કોને વેચશો? જો નફો નહિ કરો તો ધંધામાં ટકશો કેવી રીતે? એટલે, એક જ તત્ત્વ મહત્ત્વનું છે કે તમે સેવાની ભાવનાથી પ્રેરાઓ અને કાર્ય કરો. આ સેવા કાંઈ મફતમાં આપવાની નથી, એટલે તમારે તેવી ચીજ બનાવવી જોઈએ કે વેચવી જોઈએ કે જેની કિંમત ચૂકવતાં ઘરાકને આનંદ થતો જ રહે અને આપણી સેવા તે ઘરાકો માગતા જ રહે. તેમાં વિનય, કુનેહ અને મીઠાશ વાપર્યા વિના તમે ઘરાકોને સંતોષ આપી શકવાના નથી.

ઘણું ય ભણનારા, સંસાર-સાગરમાં ખરાબે ચડે છે કારણ કે શિક્ષણ સાથે કાર્યદક્ષતા તેમનામાં આવતી નથી. એટલે એમ ન માનવું કે અભ્યાસની જરૂર નથી. દરેક કામગીરી અભ્યાસ તો માગવાની. અભ્યાસ માટે વાંચવાની જરૂર છે અને વાંચવાથી ઘણું સમજવાનું મળે છે. The book to read is not the one which thinks for you, but the one which makes you think. આવા ચીવટવાળા અભ્યાસ વિના કાર્યદક્ષતા આવે નહિ.

ફરીથી ગીતાનું એક સુવાક્ય યાદ આવે છે: 'શ્રેયો હિ જ્ઞાનં અભ્યાસાત્ જ્ઞાનાદ્ ધ્યાનમ્ વિશિષ્યતે'. જ્યારે એક કાર્યક્ષેત્રમાં તમે ઓતપ્રોત થાઓ તો તેનું જ્ઞાન તમને મળે અને જ્ઞાન મળે એટલે એકભક્તિ ચિન્મય તમો થાઓ તો જ તે ક્ષેત્રે તમને સફળતા મળે. આવું કરવું જરૂરી નથી એમ માનતા વિરોધી સૂરો નથી હોતા તેમ રખે માનતા. શેઠના ઘરજમાઈ થઈને ધંધાની ટોચે પહોંચતા માણસો માટે સાંભળ્યું છે. શેઠની કે શેઠાણીની ખુશામત કરી, તેમનાં મન કે દિલરંજન કરી ફતેહમંદ થનારી વ્યક્તિઓ પણ હોય છે. બીજા સહકાર્યકરો કે નીચલી કક્ષાના કારકુનો કે કારીગરોની ચાડી ચુગલી કરી થોડા આગળ વધતા માણસો હોય છે. પણ આ રસ્તે જવામાં વ્યક્તિની કારકિર્દી તેની શક્તિ પર રચાતી નથી પણ બીજાની અશક્તિ પર મદાર બાંધે છે, અને તે માટે, માર્ગદર્શી પણ નથી.

મને કોઈ પણ દિવસ, મારી જિંદગીની શરૂઆતમાં, વિચાર પણ આવ્યો ન હતો કે હું જનરલ મૅનેજર થઈશ. એક જ વિચારની પ્રેરણા સાથે હું કામ કરતો કે જે કામ મને સોંપાય તે સંગીન રીતે કરું, તે માટે અભ્યાસ કે મહેનત કરવી પડે તો તેવા માનસિક કે

શારીરિક કામની પગાર સાથે તુલના મેં કરી નથી. સાથે સાથે એક વિચાર હમેશાં રહેતો કે મારી સાથે મારી નીચે કાર્ય કરનારાઓમાં અદીઠ શક્તિ હોય છે અને તેમની સાથે સહકાર અને વિનયથી કામ કરીએ તો તે આપણને મદદરૂપ નીવડે છે. કંપનીના ધ્યેયને પહોંચવામાં કે સંસ્થાના વહીવટમાં, એકલો અટૂલો રહી કામ કરવા માગતો માણસ ભલે ગમે તેટલો બુદ્ધિશાળી હોય તો ય નકામો નીવડવાનો. તેલના રાજા ગણાતા રૉકફેલર હમેશાં કહેતા કે, 'There is something best in the worst of us, and there is something worst in the best of us.' લોખંડના ઉદ્યોગપતિ ઍન્ડ્રુ કાર્નેગીએ પોતાની કબર ઉપર લખાવ્યું હતું કે, 'Here lies a man who employed better men than himself'. નીચેના કર્મચારીઓનો સહકાર લઈ તેમના કામના બદલામાં પૈસા આપવાની આપણી સત્તા ન હોય તો કદર કરીએ તો ય ઘણું ઘણું કરી શકાય છે. મુશ્કેલી કાર્ય સાધવામાં પડતી નથી એવું માની ચાલવામાં ભૂલ છે. મુશ્કેલીના નિવારણના રસ્તા શોધવા એ જ બુદ્ધિની પ્રગલ્ભતા છે. એમાં એક વ્યક્તિના મન કરતાં વધારેના અભિપ્રાય મેળવો તો સાચો માર્ગ મળે છે. એટલે 'ટીમ સ્પિરિટ' બતાવો તો જ મોટી કંપનીઓમાં આગળ વધી શકાય. પણ તમારી સાથેના કાર્યકર્તાઓ મનુષ્ય છે. તે તમારી માફક ખાય છે, પીએ છે, શ્વાસ લે છે અને ઊંઘે છે, એટલું સમજી બીજાની કુદરતી અને માનસિક જરૂરિયાતોની સમજ રાખી કામ કરીએ તો જ કામ થઈ શકે. પણ કામ ઉપર અવિભક્ત આસક્તિ જ ફતેહ લાવે છે. આવી સચોટ કામગીરી જ તમને દરેક પ્રશ્નના ગુણદોષ બતાવી શકે છે. માટે જ કહેવામાં આવ્યું છે કે, 'In life and business, you can never run away from a problem. It will come back and overtake you, over and over again. If you still do not give heed to it, the problem will become your undertaker.' અને, બીજી એક વસ્તુ પણ સમજવી પડશે. Most of the stumbling blocks, people complain about are under their Hats. તમારી ક્ષતિઓ ઘટાડો, શક્તિમાન બનો.

તમારે નૈસર્ગિક એવી રીતે બુદ્ધિ ખીલવવી જોઈએ કે તમને નવા વિચારોની કે નવી કાર્યપદ્ધતિઓની પ્રેરણા થતી રહે. એ માટે જે પ્રશ્ન કે વિષય તમારી સમક્ષ હોય, તેની તુલનાભરી સમીક્ષા કરવા તમારે શક્તિ કેળવવી પડે છે. ત્યાર બાદ પરિશ્રમ, અવિરત પરિશ્રમ અને તે પ્રશ્નનો ઉકેલ ના થાય ત્યાં સુધી તેની પાછળ લાગુ રહેવાની એક ઘેલછા પણ હોવી જોઈએ. એક મહાન લેખક મુજબ, 'Never was one glorious who was not labourious.' ઉદ્યોગધંધામાં માણસાઈના દીવા હોલવી શકાતા નથી. મોટા કાર્ય માટે સહકાર જોઈએ. તેમાં ભાઈચારો અને હમદર્દી વિના નહીં ચાલે. સાંભળવાની શક્તિ કેળવવી પડશે. જેમ આગળ વધીએ તેમ વધારે માણસ પાસેથી કામ લેવાનું, એટલે તમારે 'વજ્રાદપિ કઠોરાણિ' અને 'મૃદૂનિ કુસુમાદપિ' એવી રીતે જીવવું પડશે. કામ લેવામાં કડક જરૂર થવું પડે પણ વ્યવહારમાં ફૂલ જેવા સુંવાળા રહીએ તો જ આગળ વધાય.

જ્યારે જ્યારે અમુક વ્યવસાયના માણસો, તેમના ધંધા માટે બોલે છે ત્યારે તેમનો ધંધો બહુ જ નીતિમાન અને ચોખ્ખો છે તેમ કહેતાં તે થાકતા નથી. પરંતુ ધંધો નીતિમાન નથી, એ તો વ્યક્તિ જ થઈ શકે; એટલે, ઘણા ધંધાઓની મજાકો ક્યાં આપણે સાંભળતા નથી? વાદી અને પ્રતિવાદીના વકીલો કોર્ટમાં સામસામા ઊભા રહી વિવાદ કરતા હોય ત્યારે ખૂન થઈ જશે એવું વાતાવરણ હોય છે, પણ કેસની મુદત પડે એટલે ભેગા બેસીને ચા-નાસ્તો કરે છે. દાકતરો માટે કહેવાય છે કે તે લોહી અને પૈસા બંને ચીજ લે છે. રોગીને જેટલું લાંબુ જીવાડાય તેટલું લાંબુ જિવાડવામાં દાકતર આવકનું સાધન સમજે છે તે તમે બધા જાણો છો. એમ દરેક ધંધો સમાજની અમુક જરૂરિયાત પૂરી પાડે છે. પણ ધંધાર્થી માણસને સમાજમાં ઊંચું સ્થાન મળતું નથી. તે તો ક્યારે મળે કે જ્યારે વ્યક્તિત્વ અનેરું હોય, સમાજને વ્યક્તિ પોતાના કાર્યક્ષેત્ર કરતાં બીજું કાંઈ આપી શકવા શક્તિમાન હોય. એટલે જીવનમાં કમાણી કરતાં બીજાં તત્ત્વો જરૂરી છે, જે સમાજમાં આદર અપાવે છે.

ભારતની નવી પેઢીને નર્યા આદર્શો ગમતા લાગતા નથી, અને શુદ્ધ આદર્શો મુજબ પ્રામાણિકપણે જીવનારાં સ્ત્રી-પુરુષો એને આજે ખાસ દેખાતાં નથી! એટલું જ નહિ, આદર્શોની વાત કરનારાં મોટેરાંઓ માત્ર મોટી મોટી વાતો જ કરે છે અને ઉચ્ચ ને ઉદાત્ત ધ્યેયોનું શાબ્દિક રટણ કરીને એ બહાના હેઠળ મોટે ભાગે છટકબારી શોધ્યા કરે છે એવું કંઈક નવી પેઢીને લાગતું હોય એમ દેખાય છે. વળી, નવી પેઢીનાં ભાઈ-બ્હેનો જીવનનાં અનેક તત્ત્વો અને મૂલ્યોને મજબૂત–કયારેક જડ સંસ્થાકીય–ઢાંચાઓમાં સમાતાં જોઈને રોષે ભરાય છે. વાસ્તવમાં, નવી પેઢી આવા આદર્શવાદ ને સંસ્થાવાદ બન્ને સામે વધુ ને વધુ શંકાશીલ બની રહી છે.

સ્વતંત્ર ભારતમાં જન્મેલી તથા આઝાદીની આબોહવામાં ઊછરી રહેલી નવી પેઢી જુએ છે કે સ્વાતંત્ર્યને નામે સ્વચ્છંદ આજકાલ જ્યાં ત્યાં પ્રવર્તે છે અને સત્તાનો ઉપયોગ સ્વાર્થ તથા સંકુચિત લાભ–ગણતરી માટે થઈ રહ્યો છે. નવી પેઢી એ પણ જોઈ રહી છે કે અનેક મોટેરાંઓ ઓછી કે શૂન્ય લાયકાત છતાં ય જાત-જાતનાં ટોચ સ્થાનો પર ચડી બેઠાં છે. આવાં કહેવાતાં મોટેરાંઓ જ્યારે ટૂંકા રસ્તાઓ અને ગલીકૂંચીઓ શોધતાં જ ફરે અને એ રીતે યેનકેન પ્રકારેણ સત્તા-પ્રતિષ્ઠાની જગ્યાઓ સર કરે ત્યારે નવી પેઢીના મનમાં સવાલ ઊઠતો જ હશે કે શું સીધા અને સરળ એવા રાજમાર્ગ પર ચાલવામાં મૂર્ખામી અને ગેરડહાપણ છે?

કેવળ પ્રજાસત્તાક ભારતની જ નવી પેઢી નહિ પણ દુનિયાભરની નવી પેઢી આજે, વિશેષ તીવ્રતાથી, સમાજમાં દેખાતાં ઢોંગ–ધતિંગને તરત પકડી પાડવા લાગી છે—પછી એ ઢોંગ રાજકારણના ક્ષેત્રે હોય કે ધાર્મિક યા શૈક્ષણિક અગર તો સામાજિક વિભાગમાં હોય. સહૃદયતા અને સન્નિષ્ઠા જોઈને યુવકવર્ગ હંમેશ સાચી રીતે અંજાઈ જાય છે, પણ આ બે વૃત્તિઓ અને ગુણોની માત્રા યુવાનોને અને યુવતીઓને આજના ભારતમાં કેટલી જોવા મળે છે? કહેવું એક અને કરવું સાવ બીજું—એવી દશામાં પડેલાં જે કોઈ મોટેરાંઓ એક યા બીજા ક્ષેત્રે હોય તેમને માટે નવી પેઢી શા સારુ આસ્થા કે આદર દાખવે?

બીજી પણ એક બાબત વિચારવા જેવી છે. માણસની કિંમત આજે એક યંત્ર જેવી, બલકે યંત્રના એક નજીવા ભાગ જેટલી, થાય છે તેનો પણ હાલની નવી પેઢી વિરોધ કરે તેમાં શી નવાઈ? ગુણવત્તાને બદલે સંખ્યાબળ ઉપર, કેળવણીને બદલે સંપત્તિ ઉપર અને વિચારને બદલે 'કૉમ્પ્યૂટર' પર ભરોસો રાખવાનું શીખી રહેલ આધુનિક સમાજ તરફ આ નવી પેઢીનો પ્રત્યાઘાત અણીદાર કે ચોટદાર ન હોય તો નવાઈ! નવી પેઢીને વત્સલતા અને હૂંફ જોઈએ છે, પણ કમભાગ્યે તેને આજે યંત્રવત્ ઢાંચામાં વિશેષ પ્રમાણમાં સપડાવું પડે છે. આવી સ્થિતિમાં નવી પેઢી અકળાય નહિ તો શું હરખાય?

આપણને ગમે કે ન ગમે, પણ ભારતની નવી પેઢી દુનિયાના અનેક બીજા દેશોની નવી પેઢીઓની માફક વાસ્તવિકતામાં વધુ ને વધુ રસ દાખવે છે અને દાખવશે. નવી પેઢીને આકાંક્ષાઓ નથી એવું જરા પણ નહિ; નવી પેઢીને આદર્શોનું આકર્ષણ નથી એવું પણ બિલકુલ નહિ. પરંતુ આજના જુવાનિયાઓને તો જે જે શકય છે તેમાં વધારે રસ છે. હકીકતો તરફ એમની મીટ વધારે મંડાયેલી છે. અને, આદર્શવાદ કરતાં ઉપયોગિતાવાદ તરફ એ કંઈક વધારે ઢળેલી માલમ પડે છે. ઉપદેશની તો એને ભારે ચીડ છે. ઉપદેશકો પ્રત્યે એના મનમાં એક પ્રકારનો તિરસ્કાર પણ છે.

ભારતની આજની નવી પેઢી અનેક વાર બેજવાબદાર કે આડીઅવળી ચાલતી-બોલતી દેખાય છે એ સાચું, અને નવી પેઢીની આવી ઉચ્છૃંખલતાનો બચાવ કરવાનો હોય જ નહિ. પણ આજની યુવાન પેઢીની આવી વર્તણૂક અત્યારના વ્યાપક સામાજિક સંદર્ભમાં જોવી અને તપાસવી ઘટે. અણુયુગની અનેક સારી-નરસી અસરો નવી પેઢી પર થઈ રહી છે, પણ અણુયુગની શરૂઆત એણે કરી નથી, અને અણુબૉમ્બના ધડાકા તો એણે હરગીઝ કર્યા નથી. કમનસીબ હકીકત તો એ છે કે અણુ–હાઇડ્રોજન બૉમ્બના ધડાકાઓ ઉપરાઉપરી કરી રહેલ વડીલ પેઢીના અનેક ધૂરંધરોના ભોગ થવાનો વારો આ નવી પેઢીને આવ્યો છે.

વિદ્યાર્થી-વર્ગમાં એવી માન્યતા છે કે ઉદ્યોગ અને ધંધામાં રોકાયેલી વહીવટ કરનાર વ્યક્તિઓ, કેળવાયેલા યુવાનોનો સ્વીકાર કરવા તૈયાર નથી. આ કેવળ આપણા દેશ માટે સાચું છે એવું નથી. કેમ્બ્રિજ યુનિવર્સિટીના નોકરીના ક્ષેત્રની કમિટીનો રીપોર્ટ હતો કે વધારે હોંશિયાર સ્નાતકો, ધંધારોજગારમાં જોડાવા તૈયારી બતાવતા નથી. આવું જ વલણ અમેરિકાના ગ્રૅજ્યુએટોમાં છે. બે વર્ષ પહેલાં આવી એક 'સરવે' લેવાઈ તેમાંથી જાણવા મળ્યું કે ૧૨ ટકા સ્નાતક થનારા વિદ્યાર્થીઓ, ઉદ્યોગ અને ધંધામાં જવા માગતા હતા. એમાં ય વધારે વિચક્ષણ વિદ્યાર્થીઓનો અભાવ હતો. ૧૬૦ અમેરિકન ર્‌હોડ્સ સ્કૉલરશિપ મેળવતા વિદ્યાર્થીઓમાંથી પાંચ જ વિદ્યાર્થી, School of Managementમાં અભ્યાસ માટે ગયા હતા.

એટલે, ઉદ્યોગ અને યુનિવર્સિટીઓના સહકારથી કૉલેજના ઉનાળાના સમયમાં અમેરિકાની ૨૫ મોટી કંપનીઓમાં કૉલેજના વિદ્યાર્થીઓને તાલીમ આપવાની વ્યવસ્થા થઈ છે. ઘણીએ કંપનીઓ આકર્ષક જાહેર-ખબરો આપી, આવા વિદ્યાર્થીઓનું સંવનન કરે છે. સીઅર્સ રોબક અને જનરલ ઇલેક્ટ્રિક જેવી સંસ્થાઓ વિદ્યાર્થીઓનાં સેમીનારો ગોઠવી, ધંધારોજગાર માટેના તેમના અણગમાના કારણોની શોધ કરે છે. આવી જાતની સંપર્ક પ્રવૃત્તિમાં એમ માલૂમ પડ્યું કે વિદ્યાર્થીઓને ધંધારોજગારની મનોવૃત્તિ સાથે જ વાંધો છે. તે મનોવૃત્તિ જડ અને રૂઢિચુસ્ત છે, એમ પણ ઘણા વિદ્યાર્થીઓ કહે છે. વાદની ચર્ચા કરતો આજનો યુવાન, શોષણ કરતી સંસ્થાનો તિરસ્કાર કરે છે. સાથે સાથે વિદ્યાર્થીઓ જુએ છે અને અનુભવે છે કે રોજની ખરીદીમાં ગરીબ પ્રજા પાસે વધારે ભાવ અને વધારે ભાડાં અને મોટાં વ્યાજ લેવામાં આવે છે. ગરીબોના વસવાટો ગંદા હોય છે અને તેમાં જીવ અને જીવાતની હેરાનગતિ ભોગવવી પડે છે. આવી ઔદ્યોગિક સમાજ-રચના સામે, યુવાન મન બળવો કરે તે તો સ્વાભાવિક છે. આમાં ય બળતામાં ઘી રેડાય છે. આવા સંચાલકોના પ્રતિનિધિ જેવા, જનરલ મોટર્સના પ્રેસિડેન્ટ વિલ્સન કહેતા હતા કે, 'જે જનરલ મોટર્સ માટે સારું તે દેશ માટે પણ સારું.' આનો અર્થ એમ જ થાય કે દેશના હિતના જોખમે તેમની કંપનીનું હિત સચવાવું જોઈએ. એક વાર એક છાપામાં આવ્યું કે જનરલ મોટર્સની ગાડી-ઓ ઓછી સલામતીવાળી છે, ત્યારે તે છાપામાં જાહેર-ખબર આપવાની જનરલ મોટરે બંધ કરી. ઔદ્યોગિક આબોહવા આવી હોય તો બુદ્ધિશાળી યુવાનો, ઉદ્યોગ કે ધંધાના સંચાલકો થવા શા માટે પ્રેરાય? એટલે, આજની નવી પેઢીના શિક્ષિત યુવાનો વેચાણ અને નફાકારી પ્રવૃત્તિઓથી ગભરાય છે. તેઓ સમજે છે કે આવી કારકિર્દી, શક્તિનું આહ્વાન છે; પણ આ ક્ષેત્રે તે માટે બુદ્ધિનું શોષણ થાય છે તે તેમને ગમતું નથી. તેમને ઉદ્યોગની ગતિ પ્રત્યે આકર્ષણ છે પણ એના હેતુઓ તેમને ગોઠતા નથી. એ બધા તો કહે છે, 'તમે પૈસો કેમ બનાવવા એ શીખવો છો, અમારે તો સમાજની પુનઃરચના કરવી છે.' આ ધ્યેયની તુલનાએ સારી બનાવટો બનાવી કે નફો કરી, વધારે વેતન મેળવવું તે આદર્શવાદી યુવાનોને ગમતું નથી. એટલે જ, વિદ્યાર્થીઓને ઉદ્યોગ તરફ આકર્ષવાના કાર્યક્રમોની જરૂરિયાતો ઊભી થઈ છે.

બહુ પૈસાદાર દેશોમાં આવું બને છે ને આપણા દેશનાં બેકારીના હાઉ સામે તે ભાવના પ્રબળ બનવાની નથી. પણ અન્ય કોઈ માનસિક ગ્રંથિથી વિદ્યાર્થી ઘૃણા સેવતો હોય તો તે દૂર થવી જોઈએ. ભણતર માટેની કૉલેજો, મોટે ભાગે ધંધાદારી વ્યક્તિઓએ આપેલા દાનથી ઊભી થઈ છે. વધુ કેળવણી આપવાનો ઉદ્દેશ વધુ શિક્ષિત માનવબળ ધંધા રોજગારને મળે તે છે. તેવી સંસ્થામાં કેળવણી લઈ તમે વિદ્યાર્થી-શક્તિ ખીલવી સમાજને કે ઉદ્યોગ કે ધંધાને ઉપયોગી નીવડે એટલી અપેક્ષા વિદ્યાર્થી પાસે રખાય તો વધુ કાંઈ સંગાતું નથી. પરંતુ સાથે સાથે ધંધારોજગાર તરફથી સમાજ, ઘરાક અને દેશ માટે ધંધારોજગાર શું કરે છે તેનો ખ્યાલ વિદ્યાર્થીને મળતો રહે તો જ તેમાં જોડાવા કટીબદ્ધ થશે. ઉદ્યોગ અને વ્યાપારમાં મોટી તકો છે અને તે તકો વધુ વિશાળ કદ ધારણ કરી રહી છે. તે તક વિદ્યાર્થીને મળે અને વધુ કાબેલિયતથી તે આગળ વધે તો તે વખતે તેમને પૈસો આકર્ષશે કે બીજાં તત્ત્વો, એ વિષય જરા અટપટો છે.

'પૈસો બોલે છે' એ નામનું નાટક ભજવાયેલું. તેમાં

પૈસાની પ્રાપ્તિ તથા તેથી મળતી પદવી કેટલી અસહિષ્ણુતા પેદા કરે છે તેની હાંસી ઘણાએ સાંભળેલી પણ ખરી. પૈસો કદાપિ ખરાબ નથી, તેનો વપરાશ ખરાબ રીતે થઈ શકે છે. 'વસુ વિના નર પશુ' એ બાબત કહેવી ના પડે. પણ કેવળ ધનપ્રાપ્તિ, સુખચેનની ખાતરી નથી. આજે જીવન, વધારે અને વધારે અધિભૌતિકવાદી થતું જાય છે. વાસ્તવિકતાની દૃષ્ટિએ કેવળ વ્યક્તિગત ફાયદો કે નુકસાનની ગણતરીથી ચાલતી સમાજ-વ્યવસ્થા, પ્રજાની ખિલવણી માટે યોગ્ય છે કે નહિ એ પ્રશ્ન વિચારવા યોગ્ય છે. ભજનમાં બેસીએ ત્યારે,

'ધન તણું ધ્યાન તું અહોનિશ આદરે
એ જ તારે અંતરાય મોટી,
પાસે છે પીયુ અલ્યા, તેને નવ પરખિયો,
હાથથી બાજી ગઈ થયો રે ખોટી.'

એમ નરસૈંયાનું ભજન લલકારીએ પણ ખરા. પણ વ્યવહાર અને ધંધામાં પૈસો જ બોલે છે અને ગુણ-અવગુણની કોઈ ખાસ કિંમત નથી, એવી લાગણી ઘણા માણસોને થાય છે. આ materialist સમાજની અસર બાળકો અને યુવાનો પર પણ થઈ રહી છે અને જીવન-મૂલ્યાંકનોમાં ફેરફાર થઈ રહ્યો છે એવું તો સૌ સ્વીકારશે. હા, કદાચ કોઈ મર્મમાં એમ કહે કે કામ બે જાતનાં હોય છે. એક, દુનિયાની સપાટી ઉપર કે નજદીકની વસ્તુઓના સ્થળને રૂપાંતર કરવું. બીજું, બીજી વ્યક્તિઓને તે પ્રમાણે કરવાના હુકમ કરવાનું. પ્રથમ કામ ન ગમે તેવું અને ઓછી રોજી આપતું હોય છે. બીજું મનપસંદ અને વધારે કમાણી આપતું હોય છે. થોડે અંશે એ વાત સાચી હોય પણ ખરી, છતાં ય તેની વિચિત્રતા જણાવતાં, બેન્જામિન ફ્રૅંકલીને કહ્યું છે કે 'પૈસો બધું કરી શકે એમ માનનાર માનવી પૈસા માટે બધું જ કરે– ખરું કે ખોટું–તેવો વહેમ તો રહે છે.'

આજે ધંધારોજગારમાં રોકાયેલી વ્યક્તિઓ (માલિકોના સમુદાયમાં હોય તે બાદ કરતાં) પૈસાને કેટલું મહત્ત્વ આપે છે તે અભ્યાસ માગે છે. કારખાનાના વિકાસો એટલા મોટા પ્રમાણમાં થઈ રહ્યા છે કે ભવિષ્યના વહીવટમાં ધંધાકીય નિષ્ણાતોને વધુ તકો મળશે. સાથે સાથે કાયદાઓ પણ એ દિશામાં ફેરફાર લાવી રહ્યા છે. તેથી જો નવો અધિકારી વર્ગ પોતાની કિંમત કેવળ તેમને મળતા વેતનથી માગવાનો હોય તો સ્થાયી વહીવટ મુશ્કેલ બને. પરંતુ આ વર્ગના અધિકારીઓ કેવળ નાણાં-પ્રેમી નથી હોતા. તેમને તેમના કાર્યનો, તેમની સંસ્થાનો અને તેમની જોડેના સહચારીઓ સાથે કામ કરતાં, એક અનેરું ગૌરવ લાગે છે. આ પ્રશ્નમાં ફ્રેન્ચ તત્ત્વવેત્તા ટૉકવિલનું એક વાક્ય બહુ ઉત્તમ છે: 'સ્વાર્થ કોઈ પણ વખતે બલિદાન કરવા દેતો નથી. પણ આપણી જાત અને આપણા મનને રોકવાની ફરજ પાડે છે. સ્વાર્થના આધારે જ પવિત્ર બનવું મુશ્કેલ છે, પરંતુ તેના આધારે મનુષ્ય વધારે શિસ્તમય જીવન ગાળી નિગ્રહ, નમ્રતા, સંયમ અને અગમબુદ્ધિનો ઉપયોગ કરે છે. એટલે સ્વાર્થ સીધો નીતિમાન ન બનાવતાં, મનુષ્યની ટેવોને એવી ઘડે છે કે સ્વનિયમનની દિશામાં કૂચ ચાલુ રહે છે. થોડી વ્યક્તિઓ સ્વાર્થ-બુદ્ધિથી નીચલી પાયરીએ જાય, પણ સમાજ તો તેની દોરવણી નીચે ઉચ્ચ બને છે.'

ઉદ્યોગ અને વ્યાપારનો ટોચ ઉપરનો અધિકારી વર્ગ, શી પ્રેરણાઓથી કામ કરે છે અને કાર્ય કેવી રીતે કરે છે એ સમજવા જેવું છે. જે અધિકારીઓ આગળ વધવા માગતા હોય છે તેમને ખબર હોય છે કે જેમ પગાર વધે તેમ વધુ ઊંચા દરે કર ભરવો પડે. એટલે પૈસાનું પ્રોત્સાહન તેમને અમુક હદ સુધી જ પ્રેરણા આપે છે. 'When money talks, the truth is silent' વાક્ય આવા અધિકારીઓને અસર કરતું નથી, એટલે બીજાં મહત્ત્વનાં સત્યો તેમને યાદ આવે છે. પરંતુ વચલા વર્ગના અધિકારીઓના પગાર ઉપર કરની અસર એટલી વિઘાતક નથી હોતી. એથી નીચલી કક્ષાના વેચાણ અને ઉદ્યોગ ખાતાના નાના અધિકારીઓને જો વાજબી પ્રમાણમાં પગાર-વધારો અને બઢતી મળતી હોય તો તેમને વધુ કાર્યદક્ષ બનવાનો ઉમંગ પણ મળે છે. કારણ કે, ઉપરી અધિકારીઓ તેમને હુકમ કરતા હોય છે એટલે કાંઈક અંશે તે બધા જાણે છે કે, 'પૈસો બોલે છે ત્યારે બધા સાંભળે છે.' ધંધા અને રોજગારની દરેક કક્ષાએ પ્રોત્સાહક પગાર-ધોરણની રચના કરવી સહેલી નથી અને કાર્યમાં ઉત્તેજક પ્રોત્સાહન ના મળે તો કંપનીની કાર્યદક્ષતા કે વિકાસ જોખમ-

માં મુકાય છે. મોટાં કારખાનાંઓ અને પેઢીઓ તે માટે તાલીમ યોજનાઓ પણ ચાલુ કરે છે કારણ કે જ્યાં આવાં પ્રોત્સાહનનાં તત્ત્વનો અભાવ હોય ત્યાં કારખાનાં કે વહીવટ કાર્યક્ષમ થતો નથી. આ બાબતમાં મોટી મુશ્કેલી તો સરકારી કરના ધોરણથી ઊભી થાય છે. માણસ વધુ મહેનત કરી વધુ કાર્યદક્ષ બને ત્યારે તેની મહેનતનો બદલો તેને મળવાને બદલે સરકાર છીનવી લે છે, છતાં પણ મોટા અધિકારીઓ, તન તોડી મન લગાવી કામ કરવા, કેમ પ્રેરાતા હશે? કાર્યદક્ષતાથી મળતી સામાજિક પ્રતિષ્ઠા કે મોભો અને પોતાની માનેલી સંસ્થાની વધુ સારી સેવા આપવાની વધુ તકો જ તેમને પ્રેરણા આપે છે.

એક અભ્યાસ જુથે, એક પ્રગતિશીલ દેશમાં, ૧૭૫૩ અધિકારીઓની આ પ્રશ્ન અંગેની સમીક્ષા કરી તેમનાં અનુભવનું વર્ણન તથા થોડી વધારે માહિતી આપ્યાં છે. આવા અધિકારીઓમાંના લગભગ અડધો ભાગ એમના કહે છે કે સિદ્ધિ અને તેનાથી મળતો સંતોષ જ તેમને પૈસા કરતાં વધારે સારી રીતે પ્રેરે છે. આ અધિકારીઓને જો પૂછવામાં આવે કે ત્યાર બાદ બીજું કયું તત્ત્વ તમે તમારી કાર્યદક્ષતા માટે મહત્ત્વનું ગણો તો તુરત જ જવાબ મળે છે કે અમારી કદર થતાં અમારી આબરૂ સમાજમાં વધે છે, એટલે જ અમે વધુ કામ કરવા તૈયાર રહીએ છીએ. આમ આપણે સવાલો પૂછીએ તો પછી મને મારા કાર્યક્ષેત્રમાં એટલો રસ છે અને મારે કામ કરવાના એવા અનુકૂળ સંજોગો છે કે હું બીજે વધારે પગારે જાઉં તો પણ મને શાંતિ ના મળે એ તત્ત્વ પણ ઘણાં અધિકારીઓએ મહત્ત્વનું છે એમ કબૂલ કર્યું હતું. એમ પણ નિદાન થયું કે અમને સોંપવામાં આવતી જવાબદારી જ અમે સંસ્થામાં કાંઈક છીએ એમ સાબિત કરે છે અને અમારામાં કાંઈક વિશિષ્ટ છે કે જેથી અમારા સંચાલકો પણ અમારામાં વિશ્વાસ રાખી કામ સોંપે છે એ ભાવના નોકરીમાં પ્રબળ હોય છે. મારા શેઠ મારી કદર કરી મને બઢતી આપે છે એટલાથી સંતોષ માની વધુ પગાર માટે બીજે યા હોમ ન કરનારા પણ ઘણા નીચલા વર્ગના અધિકારીઓ હોય છે. ત્યાર બાદ પગારનું ધોરણ, કાર્યક્ષેત્રની આબોહવા અને નોકરીની સલામતી મહત્ત્વનાં છે એમ તે જૂથ આ અભ્યાસમાં વર્ણવે છે.

એટલે, સંસ્થાની પ્રગતિ અને વ્યક્તિને પ્રોત્સાહન આપતાં તત્ત્વો વચ્ચે ગાઢ સંબંધ છે; એટલે જ આજની પ્રગતિ કરતી ઉદ્યોગ અને વ્યાપારની સંસ્થાઓ પોતાના કાર્યનાં લક્ષ્યાંકો નક્કી કરે છે. આમાં નફાના અંદાજો નક્કી થાય અને દરેક અલગ અલગ કાર્યક્ષેત્રે શું શું કરવાનું છે તેનાં લક્ષ્યાંકો પરની ચર્ચા બાદ, ભલામણોની વિગતો નક્કી થાય છે. એટલે, બીજી કક્ષાના અધિકારીઓ, પોતાનું લક્ષ્ય પહોંચવા પૂરતી સાધનસામગ્રી છે કે નહીં તેની તપાસણી કરી અને જરૂર પડે તેમાં સુધારાવધારા માગી આ લક્ષ્યે પહોંચવાનું આહ્વાન સ્વીકારે છે. કાર્ય સિદ્ધ કરનારા અધિકારીઓ જ્યારે તેમના ધ્યેયને પહોંચે ત્યારે તેમને બોનસ કે પગાર-વધારો મળે તે કરતાં તેમની કાર્યદક્ષતાની કે સિદ્ધિની સંચાલકો કદર કરે ત્યારે જ સંતોષ મળે છે. એટલે, નોકરી કરતા કારકિર્દી ઘડનાર અધિકારી વર્ગ માટે પૈસો બહુ જ મહત્ત્વનો નથી, કારણ કે પૈસો શોધનાર તો તેની શોધમાં ઘણીએ નોકરીઓ બદલતો રહેવાનો અને તેથી તે કોઈ કારખાનામાં સ્થાયી ન રહેતાં તેનામાં આત્મશ્રદ્ધા પ્રગટે પણ નહીં, અને બીજાના નિકટ પરિચય વિના ફતેહ મળે નહીં. કોઈ પણ સંસ્થામાં કાર્યનો ફાળો આપતાં પહેલાં આસપાસનું વાતાવરણ સાનુકૂળ હોવું જોઈએ. આજનો ઉદ્યોગ અધિકારીઓના team work ઉપર ચાલે છે અને તેમાં બધા સાથે બેસી કામ કરે તો જ સંસ્થા કે વ્યક્તિ આગળ વધી શકે.

ધંધા અને ઉદ્યોગનો સંચાલક વર્ગ વેતન માટે કામ કરે છે, પણ પૈસા અને કાર્યને સીધો સંબંધ જેમ જેમ માણસ આગળ વધે તેમ ગૌણ બનતો જાય છે. ઘણાં ય ધંધામાં આપણે એવું અનુભવીએ છીએ પણ ખરા. શેરબજારનો દલાલ મૂડી રોકનારને, અમુક શેરો ખરીદ ના કરવાની સલાહ આપી દલાલી ગુમાવે છે. પૈસાદાર માનસિક પીડાથી ખોટી રીતે પીડાતો હોય તેને કાંઈ દર્દ નથી એમ કહેનારા ડૉક્ટરો પણ છે અને આર્કિટેક્ટ ઘરાકની શક્તિ પૂરતી મકાનની ડિઝાઈનમાં ફેરફાર કરી પોતાની ફી ઓછી કરે છે. એટલે પૈસા કરતાં કાર્યને વધારે મહત્ત્વ અપાય છે.

યુવાનો! નિરાશ ન બનો, હતાશ ન બનો! આજે આપણા દેશના વાતાવરણમાં યુવાનોમાં ગ્લાનિ ફેલાઈ છે. આશા-નિરાશાનાં મોજાંના દરિયામાં તેમની હોડી ઝોકાં

[અનુસંધાન પૃ. ૩૯]

# સાહિત્ય·સંગીત·કલા



## સ્મરણ એ તમારું / મનહર ચરાડવા

(ગઝલ)

સરોવર મહેકતું છલકતું કરી જાય,
સ્મરણ એ તમારું સદા મન ભરી જાય.
આખો દિ' વગડામાં ભટકું નિરંતર,
સ્મરણ એ તમારું પરિશ્રમ હરી જાય.
ઊછળતા હરણના ચરણમાં પ્રવેશી,
સ્મરણ એ તમારું બધું તૃણ ચરી જાય.
ફફડતા હૃદય પર જરા કાન માંડું,
સ્મરણ એ તમારું બધી વાત કરી જાય.
ખડગ છો હમેશાં સમય કેરું ફરતું,
સ્મરણ એ તમારું અમરફળ ધરી જાય.

## જીવનસરિતા / મુગટલાલ બાવીસી 'મધુકર'

હર જીવન છે વહેતી સરિતા;
લાંબી–ટૂંકી
વાંકી–ચૂંકી
ધીમે ધીમે
સરતી સરતી
પર્વત–ખીણો પાર કરંતી
ધસતી–પડતી
સર્જન કે સંહાર કરંતી
હસતી–રડતી
અંતે મળતી
મૃત્યુ કેરાં મહાસાગરમાં!

## કાંઠો / મનોજ ખંડેરિયા

હવે મૌનના લયમાં લહેરાય કાંઠો,
રહે સ્થિર જળ ને વહી જાય કાંઠો.
કયહીં ફીણનાં ફીણ જામી જતાં તો,
યુગો બાદ એને જ કહેવાય કાંઠો.
હવા પણ ડૂબી જાય ભરપૂર જળમાં,
સમયનો અચાનક તૂટી જાય કાંઠો.
રહી જાશે તો પણ પડ્યાં કૈંક પગલાં,
ભલે જળ મહીં ઓગળી જાય કાંઠો.
જુવો ઓટમાં રેતી ખળભળતી આજે,
પણ....દૂર દરિયો ને ઘૂઘવાય કાંઠો.

## ચાલ્યાં ગયાં / મનહર તળપદા

શૂન્યમાંથી મૌન પણ ચાલ્યાં ગયાં,
મૃગજળે, સૂકાય રણ ચાલ્યાં ગયાં.
ક્યાં જઈને ઠાલવું હું ઉર હવે?
કે સ્વપ્ન મારાં શબ્દ વણ ચાલ્યાં ગયાં.
લો, હવાયે રાતમાં છુપાઈ ગઈ,
ને તમે છોડી રમણ ચાલ્યાં ગયાં?
આગિયાઓ આભમાં ઢૂંઢી વળો,
રૂપનાં આખાંય ધણ ચાલ્યાં ગયાં.
પાનખર ક્યાં પૂરવા રંગો હવે?
ક્યારનાં યે એ ચરણ ચાલ્યાં ગયાં.
આયખામાં છે હવે બાકી ય શું?
માગતાંયે જ્યાં મરણ ચાલ્યાં ગયાં.

## વગડો / પીરુ પરીખ

ઉદયાચલથી સૂરજ ઝૂક્યો....
પલાશ-ફૂલમાં મ્હાલ્યો વગડો
પલાશ-ફૂલમાં મ્હાલ્યો;
ધૂળ ભર્યા કંઈ ડોલે આકડા
વગડો ફાલ્યો.
તેતરના ટહુકામાં મૂંગો
વગડો હરખી બોલ્યો;
આવળ-ફૂલના છોગે વગડો
ઉન્નત શિરથી ડોલ્યો.

મધ્યાકાશે આવી સૂર્યે પાય જ મૂક્યો.....
મૃગ જળની સરિતામાં વગડો
હળવે હળવે તરતો;
હસ્ત ગ્રહીને ડમરી કેરો
વગડો ફેરફૂદરડી ફરતો.
સૂ સૂ કરતા વાયુના ફૂંકાતા પાવે
સારંગ વગડો ગાતો;
રૂપેરી તડકાની ધારે
વગડો મસ્ત બનીને ન્હાતો.

અસ્તાચલથી સૂરજ ડૂબ્યો....
પાછાં વળતાં ગાડર કેરા કંઠે
વગડો છલકે;
નરી ધૂળ પે ધસી લાલિમા,
વગડો મલકે.
કોઈ અપૂજ દેરીના ઓટે
ઊતરતા આછા તમની
બાજમમાં વગડો
શ્વાન બની આળોટે.

## ચિચિયારી / પ્રવીણ દરજી

આંસુઓના પડદા પાછળ
અતીતના ઓવારાઓ
દૂર દૂર લંબાય.......!
બન્યાં ડાકલાં
ભૂતોની ચિચિયારી વાધી
હાલી ઊઠ્યાં
બધે,
બસ બધે જ
ભણકારાનાં જાળાં!
ગ્રીસ ડૂબ્યું,
રોમ ડૂબ્યું,
ઈરાન ને અફઘાન ડૂબ્યું,
ખૂડયું ભારત, નિઃસહાય!
સંસ્કૃતિના થોર ઊગ્યા,
તિગ્મ-તીણા કાંટાળા.
ખવાઈ ગયેલા મહાભારતના,
એક રઝળતા પાન ઉપર
દુઃશાસનને
દ્રૌપદીનાં
ચીર ખેંચતો દીઠો.
ને હું ય—
દુઃશાસનની મદાંધ આંખે
ભરાઈ બેઠો.
ને,
નીરખી લીધું કે—
થાક્યો પાક્યો કૃષ્ણ પણ
નથી નીવડ્યો કામયાબ!
તિગ્મ-તીણા કાંટાળી
કેવી વિલસે દ્રૌપદીની કાયા!
ભૂતોની ચિચિયારી વાધે.......!

## પારિજાત / ઈશ્વરચન્દ્ર ભટ્ટ

મનભરી વર્ષે પારિજાત,
સુરભિલયમાં ગુંજન કરતી, ભરતી પાછલી રાત—
પ્રાચી હલકે કોમલ મધ્યમ, રાગ લલિતની ભાત,
કુક્કુટને કંઠે આરોહી જગવે શરદ પ્રભાત—
કેસર દાંડી ધવલ પાંખડી, ભીનું કોમલ ગાત;
રાગ ભરેલા હોઠથી છલકે આ ફુલ છેક વિરાગ—
નંદનવનથી ભોમે ઊતર્યું સુરબાલાનું હાસ,
કૃષ્ણપ્રિયાનું રુસણું મલકે ફળતાં રે અભિલાષ.

## હાઇકુ / મફત ઓઝા

વૈશાખ માસે
બપોર થાતાં, તાડ
ટૂંટિયું વાળે.
*
ધખ્યા બપોરે
કાળે ભરખ્યો કાળ
કબર બાંધો.
*
આછા અંધારે
સૂરજ પાડે સાદ
કૂકડે કૂક.
*
નળિયા નીચે
સૂરજ ડોકું કાઢે
સંતાકૂકડી.
*
વ્હેલી સવારે
સૂરજ ઠંડો બોર
ઘાસમાં સૂતો.

## ઇન્કિલાબ / હસિત બૂચ

લાખ લાખ શાબાશ,
અમારે માટે જેણે શોધ્યો નાદ:
ઇન્કિલાબ! ઝિંદાબાદ!

બાળે લીલું, સૂકું બાળે,
ના જોશો જંગલ કે બાગ;
લૂંટો ઇજ્જત, મિલકત લૂંટો,
લેજો શોધી ફાવ્યો લાગ;
સૂઝે જમણો, ડાબો સૂઝે,
જે સૂઝે વાપરજો હાથ;
ફક્ત ગળું સાબૂત રાખીને,
સૂત્ર રાખજો મોઢું યાદ:
ઇન્કિલાબ! ઝિંદાબાદ!

ભલે પાઘ પગમાં મૂકે કો,
રડે ભલે ગભરુ કૈં આંખ;
મોભ પડે ને ઢળે ઓટલો,
ડાળ કપાતી, તૂટે પાંખ;
તો ય પલીતા ચાંપો, ફેંકો,
પથ્થર-બૉટલ, ભાંગો હાડ;
અક્કડ ફરજો, ફક્કડ ફરજો,
પુકારજો પણ ફાટ્યે સાદ:
ઇન્કિલાબ! ઝિંદાબાદ!

કરવા જેવાં કામ?
અરે ભઈ, નાહક કાં થાવું બરબાદ?
ઇન્કિલાબ! ઝિંદાબાદ!

# નિબંધ

તનસુખ ભટ્ટ

નિબંધ માટે અંગ્રેજીમાં 'એસે' (Essay) શબ્દ વપરાય છે. આ શબ્દનો પ્રથમ પ્રયોગ ઈ.સ. ૧૫૮૦માં મૉન્ટેઈન નામના ફ્રેંચ લેખકે પોતાનાં લખાણો માટે કર્યો હતો. આમ છતાં નિબંધનું સાહિત્ય-સ્વરૂપ કંઈ નહિ તો ય પુરાણા ગ્રીક લોકો જેટલું પ્રાચીન છે. 'એસે' (Essay)ની વ્યાખ્યા આપવી કઠણ છે. તેનો મૂળ અર્થ 'પ્રયત્ન કરવો' (an attempt) એવો થતો હતો, જે ઉપરથી તેના ઉપયોગ વિષે કંઈ સંકેત મળે છે ખરો. તેને સાહિત્યકૃતિઓનો ગાભાપટારો (Rag-bag) કહી શકાય ખરો. નવલકથા, નાટક, જીવનચરિત્ર, ઇત્યાદિ સાહિત્યપ્રકારોમાં જે ન સમાઈ શકે તેવાં લખાણોનો એક સુવાંગ (આગવો) વર્ગ પણ તેને લેખી શકાય. નિબંધ હરકોઈ વિષય ઉપર લખાય. તેમાં ઘણી વાર લેખક પોતાની મોજ અનુસાર એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર વિહરતો રહે છે. સામાન્ય રીતે નિબંધ ગદ્યમય અને ટૂંકો હોય. પરંતુ પોપ નામના લેખકે પદ્યમાં બે નિબંધો લખ્યા છે. અઢારમી સદીના, લૉક નામના લેખકના અતિ દીર્ઘ લખાણનો (Lock's Essay on Human Understanding) સમાવેશ પણ નિબંધમાં થઈ શકતો.

માત્ર નિબંધો જ લખ્યા હોય તેવા સુપ્રસિદ્ધ સાહિત્યકારો ગણ્યાગાંઠ્યા જ હશે. તેમ છતાં ઘણાખરા સાહિત્યકારોએ પ્રસંગોપાત્ત નિબંધો લખ્યા જ છે. પરીક્ષાપદ્ધતિ તથા વિશ્વવિદ્યાલયોમાં ઉપસ્નાતક (undergraduate) કક્ષાના વિદ્યાર્થીઓના સાપ્તાહિક નિબંધો લખવાના રિવાજથી એમ ધારી શકાય કે મોટા ભાગના ધંધાદારી લેખકો નિબંધલેખનના ઠીકઠીક અનુભવથી ઘડાઈને જ તેમની કારકિર્દી આરંભતા હશે. આજકાલ ઘણા નિબંધો પહેલાં તો વર્તમાનપત્રોમાં કે સામયિકોમાં દેખા દે છે. પછીથી જો લેખક સફળ નીવડે તો તેનો નિબંધસંગ્રહ ગ્રંથાકારે છપાય.

નિબંધો અતિશય જાણીતા વિષયો વિષે લખાતા હોવાથી—પછી તે બેકન જેવાનો ગંભીર વિષય હોય કે લૅમ્બ જેવાનો ક્ષુલ્લક વિષય હોય—નિબંધનો મુખ્ય રસ તેની શૈલીમાં હોય છે. સામાન્ય રીતે, નિબંધમાં તેના વિષયની તળિયાઝાટક છણાવટ થતી નથી. તેમાં કેટલી ય વાર ખરેખર કહેવાયું હોય તેથી અનેકગણું સૂચવાય છે. પરિણામે એમ બને ખરું કે બે જ મિનિટમાં વંચાઈ રહેલો નિબંધ ચિન્તનને માટે કલાકોની સામગ્રી પૂરી પાડે. નિબંધ અત્યંત આત્મલક્ષી સાહિત્યપ્રકાર હોવાથી તેમાં લેખકનો તે તે વિષય પરત્વેનો નિજી, વ્યક્તિગત પ્રત્યાઘાત વ્યક્ત થાય છે. ઉદાહરણ તરીકે, રેલવે ઉપરના નિબંધમાં આપણને એન્જિન વિષે, પાટા વિષે કે તેના સંચાલકો વિષે નામની જ માહિતી મળે—અથવા તો તે ય ન મળે. પરંતુ સ્ટેશન માસ્તર દિવસના નવરાશના પહોરે ઘેર જતા રહેવાથી તથા પ્રવાસીઓ માટેના પ્રતીક્ષાલયને તાળું લાગવાથી, ગ્રામપ્રદેશના એક નાનકડા રેલવે સ્ટેશન ઉપર વરસતા વરસાદમાં બે કલાક સુધી આગગાડીની વાટ જોવી પડે ત્યારે નિબંધકારને થતી લાગણીઓ અને તેના અનુભવો વિષે આપણે તેમાંથી ઘણું જાણી શકીએ. નિબંધ મોટે ભાગે અણધાર્યો જ નીવડે છે અને કેટલીક વાર વિનોદી પણ હોય છે. નિબંધકાર પોતાના અપરિચિત ભાસતા અભિગમ દ્વારા જાણે કે પરિચિતની નવી જ ઓળખાણ આપે છે. ચેસ્ટરટન કહે છે કે, પોતે કદી ય ન જોઈ હોય તેવી વસ્તુ તરફ વાચક જોતો હોય એમ હજારે નવસો નવાણુંને લાગે છે. આ વિધાનના સુંદર ઉદાહરણ તરીકે તેમનો 'ચાકનો કટકો' નામનો નિબંધ મૂકી શકાય. ઈંગ્લૅન્ડના સસેક્સ નામના પરગણાની ચાકની બનેલી ટેકરીઓમાં રેખાચિત્રો માટે કરેલાં પર્યટનનું તેઓ વર્ણન કરે છે. તેમની ચાકપેટીમાં ધોળા સિવાયના એકેએક રંગના ચાક હતા. રેખાચિત્રો આલેખતાં જ્યારે ધોળા રંગની જરૂર પડી ત્યારે ચીતરવાનું બંધ કરવું પડે તેવી હાલત થઈ. છેવટે તેમને ભાન થયું: 'ધોળા ચાકના વિરાટ ભંડાર ઉપર તો હું બેઠો છું. સમગ્ર પ્રકૃતિવિસ્તાર ધોળા ચાકથી સભર ભર્યો છે. ગાઉના ગાઉ સુધી ધોળા ચાકના અફાટ રાશિઓ ઊભા છે. આમ ને આમ છેક દૂર દૂરની ચાકની ટેકરીઓ આકાશમાં ભળી જતી ભાળું છું.'

નિબંધના મુખ્યત્વે ચાર વિભાગો આપણે પાડી

શકીએ: (૧) આત્મલક્ષી (અંગત, વ્યક્તિગત) અથવા મનનચિન્તનાત્મક નિબંધ. આ પ્રકારમાં જે અડફેટે આવ્યો તે વિષય લઈને નિબંધકાર તેને સ્વકીય વિનોદવૃત્તિનું માધ્યમ(વાહન) બનાવે છે. (૨) કોઈ વિચારનું કે વ્યક્તિનું સંક્ષિપ્ત, આપાતરમ્ય પૃથક્કરણ કરતો નિબંધ. (૩) સાર્વજનિક સમસ્યાઓ વિષેનો સ્વાભિપ્રાયમંડનાત્મક નિબંધ. (૪) કોઈ વિદ્યાશાખાના વિદ્વદ્‌ભોગ્ય વિષય ઉપરનો પાંડિત્યપૂર્ણ નિબંધ.

પ્રથમ પ્રકારનો નિબંધ મૉન્ટેઈનના કાળથી જ ફૂલ્યોફાલ્યો છે—અને તૂટકછૂટક રીતે તો તેની ય પહેલાં! અર્વાચીન કાળમાં 'ઑબ્ઝર્વર' જેવાં પત્રો દરેક સપ્તાહે આવા નિબંધ માટે થોડી જગ્યા અલગ રાખે છે. અર્વાચીન યુગના આ પ્રકારના વિખ્યાત નિબંધકાર કદાચ મૅક્સ બિયરબોહમ ગણાય. આવા નિબંધોમાં તરંગલીલા અને સ્વૈરવિહાર (fantacy and absurdity) પૂર બહારમાં ખીલે છે. ડી ક્વીન્સી આપણને 'ખૂન—એક લલિતકળા તરીકે' (Murder Considered as One of the Fine Arts) નિબંધ વાંચવા નિમંત્રણ આપે છે. ચાર્લ્સ લૅમ્બને ડુક્કરના માંસને શેકવાની પ્રથાનું મૂળ દંતકથાની યાદ આપતા એવા એક આકસ્મિક અગ્નિકાંડમાં બળીને ભડથું થયેલા ભૂંડોના પ્રસંગમાં સાંપડે છે. સ્વિફ્ટને માણુસની ઝીણી વિગતવાર તુલના, સાવરણીની સાથે કરવાનું સૂઝે છે. તે કહે છે: 'ખરેખર માણુસ સાવરણી જ છે. કદાચ તમે કહેશો કે સાવરણી તો પોતાના માથા ઉપર ઊભા રહેતા વૃક્ષનું પ્રતિક છે. તો કૃપા કરીને મને કહો કે માણુસ પણ ઊંધા પાનિયાનું પ્રાણી નહિ તો બીજું શું છે? તેનો મદ તેની બુદ્ધિમત્તા ઉપર નિરંતર સવારી કરે છે. ખરી રીતે તો તેના માથાની જગ્યાએ તેના ટાંટિયા હોવાની જરૂર હતી.'

અઢારમી સદીમાં ઍડિસન, સ્ટીલ અને પછીથી સૅમ્યુઅલ જૉન્સને આ પદ્ધતિને વિશેષ સંયમપૂર્વક પ્રયોજી. તેમણે એકલે હાથે આખા સામયિકને ચલાવવાની જવાબદારી ઉઠાવી. આવાં સામયિકો કાં તો દૈનિક હતાં કે પછી અમુક કાળાંતરે પ્રકટ થતાં. સ્ટીલ અને ઍડિસન 'ટૅટ્‌લર' અને 'સ્પેક્ટેટર'માં સહયોગી કાર્યકર્તાઓ હતા. જૉન્સને 'ધી આઇડ્‌લર' અને 'ધી રૅમ્બલર' પત્રો કાઢ્યાં. આ પત્રોનાં નામો જ તેમનો હેતુ તથા કાર્યપદ્ધતિને સૂચવે છે. આવાં વૃત્તપત્રો ફુરસદ ભોગવતા વિદ્વાનોનું સર્જન છે અને તે પરિમાર્જિત ગદ્યમાં પ્રાસંગિક વાર્તાલાપની છાપ પાડે છે.

બીજા પ્રકારનો નિબંધ આજકાલ પ્રચારમાં નથી. છતાં તેનો લાંબો ઇતિહાસ છે. થિયોફ્રેસ્ટસ(Theophrastus) નામનો પ્રાચીન ગ્રીક લેખક નાના, પાત્રાલેખનપૂર્ણ નિબંધોની માળા રચી ગયો છે. માખણુદાસો, શંકાશીલો, હડફાઓ(રોંચાઓ) તથા તેવા બીજા અનેક જાતનાં નમૂનેદાર પાત્રોનું તેમાં વિનોદી તેમજ વેધક પૃથક્કરણ છે. સત્તરમી સદીના કેટલાક લેખકોએ સ્મરણીય સઘન શૈલીમાં આશરે ૨૦૦ જેટલા શબ્દોમાં, સહેજે પિછાની શકાય તેવાં પાત્રોનું ચાતુર્યમય સર્જન કર્યું છે. 'શિષ્ટાચારનો ભગત' (A Mere Formal Man) નિબંધમાંનું નીચેનું વર્ણન જુઓ: 'દેવળના રસ્તા ઉપર એક બે વળાંકો વળાવા ખાતર કોઈ મનુષ્ય દોડતો દોડતો અદૃશ્ય થઈ જાય તેના જેવું તે માનવપ્રાણીનું જીવન છે. માનવસંખ્યામાં એક આંકડો વધારવા માટે જ જગતમાં તેની હસ્તી છે. આથી, જ્યારે તે જગતની વિદાય લે છે ત્યારે માનવવસ્તીમાં એક સંખ્યાંકની ખોટ પડે છે—અને ત્યાં વાત પતી જાય છે.'

જ્યારે ચારિત્ર્યચિત્રણ નહિ પણ ચિન્તન નિબંધનો વિષય બને છે ત્યારે સર્વ પ્રથમ ફ્રાન્સિસ બેકન યાદ આવે છે ઈ. સ. ૧૫૯૭થી ૧૬૨૫નાં વર્ષો દરમ્યાન તેના પ્રગટ થયેલા નિબંધો એટલે સત્ય, પ્રેમ, ઈર્ષ્યા, મૃત્યુ, ઇત્યાદિ મૂળભૂત વિષયો ઉપરનાં અતિ લઘુ મનનચિન્તનો જ કહેવાય. તે લખાણોમાં તેજસ્વિતા છે; છતાં તેનું લેખન મૌલિકતાને વાસ્તે નહિ પણ દરેકને અસ્પષ્ટ રૂપે ભાસતી હતી તે વાતોને શબ્દબદ્ધ કરવાને માટે જ છે. ઉદાહરણ લઈએ: 'જ્યારે હરકોઈ મનુષ્યનું ચિત્ત સદ્‌ગુણ પ્રતિ, તેના ભાગ્યવિધાતા પ્રતિ, તથા સત્યના બે અંતિમો પ્રતિ વળે છે ત્યારે સાચે જ પૃથ્વી ઉપર સ્વર્ગ ખડું થાય છે.' અન્ય ઉદાહરણ જોઈએ: 'જેમ બાળકો અંધારાથી બીએ છે તેમ માનવીઓ મોતથી ડરે છે; અને જેમ બાળકોનો તે સ્વભાવિક ભય વારતાઓ વડે વધે છે તેમ મનુષ્યોનું પણ જાણવું.' બેકનના નિબંધો એવી કંડિકાઓથી શણગારાયેલા છે જેમનો અવતરણોના રૂપમાં પુષ્કળ પ્રચાર થયો છે. આવી કંડિકાઓનો મૂળ પ્રયોજક કોણ છે તે જાણ્યા વિના જ પ્રજાને તેમનો પૂરો પરિચય છે. બેકન-શૈલીના નિબંધો તેના જમાના પછીથી ૨૦૦ વરસો સુધી વિકસતા રહ્યા.

ત્રીજા પ્રકારનો ચર્ચાત્મક, ખંડનમંડનમય નિબંધ (the persuasive essay) ઈ. સ. ૧૮૦૦ની સાલથી તે આજ સુધીમાં અતિ સાધારણ બની ચૂકયો છે. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં તે પરાકાષ્ઠાએ પહોંચી ગયો છે. નિબંધનો આ અતિ ગંભીર અને પ્રભાવપૂર્વકનો પ્રકાર ગણાય—અને સાથેસાથ અતિ દીર્ઘ પ્રકાર પણ ખરો જ. પોતાના કાળની સર્વે ધિક્કારપાત્ર બાબતોને આઘાત આપવા માટે મૅથ્યૂ આર્નોલ્ડે તેનો ઉપયોગ કર્યો છે. 'સબ ઠીક હી હૈ' એવા મતનો ઉદારમતવાદ (laissez—faire liberalism), સંસ્કૃતિ પ્રત્યે અવગણના અને વિદેશો વિષેનો અજ્ઞાનભર્યો અવિશ્વાસ જેવી બાબતો આવા કટાક્ષોના ભોગ બન્યા છે. તેમના એક સમકાલીન નિબંધકાર રસ્કિન હતા જેઓ નીતિવિષયક અને સૌન્દર્યવિષયક ક્રાન્તિ ઇચ્છતા હતા. તેઓ લખે છે: 'જગતમાંની અતિશય સુન્દર વસ્તુ અતિશય નિરુપયોગી છે—ઉદાહરણ તરીકે મોરલાઓ અને કમળો'. અન્યત્ર તેઓ લખે છે: 'અતિ વિશુદ્ધ તથા અતિ ચિન્તનશીલ હૃદયો તે જ કહેવાય જેમને રંગો અતિ પ્રિય છે.' પોતાના 'સર્વોદય' (Unto This Last) નામના નિબંધમાં તેમણે એક એવી સામાજિક ન્યાયયુક્ત વ્યવસ્થાની કલ્પના કરી છે જેમાં સમાજવાદ અને સામંતશાહીનું સૌન્દર્ય છે. તેઓ લખે છે: 'લાંબા કાળથી એવું માનવામાં અને મનાવવામાં આવે છે કે ગરીબોનો શ્રીમંતોના ધન ઉપર અધિકાર નથી, તો હું પણ એમ માનવા અને મનાવવા ઇચ્છું છું કે શ્રીમંતોનો ગરીબોના ધન ઉપર અધિકાર નથી'. એનાથી થોડા જ સમય પહેલાં મેકૉલેએ પોતાના સુદૃઢ તર્કશાસ્ત્રનો એવા અભિપ્રાય સાથે સંયોગ કરેલો કે ઈ. સ. ૧૬૮૦ થી ૧૮૩૦ કાલાવધિમાં ઈંગ્લેન્ડની દશા સુધરી નથી. પોતાની સમાલોચનામાં તેમણે કેટલાંક ભુલાયેલા લેખકો ઉપર, આવી રીતે પ્રહારો કર્યા છે: 'પરંતુ મિ. રૉબર્ટ મૉન્ટગૉમરીના વાચકોએ જે કંઈ વ્યાકરણ ઉપલબ્ધ થાય તે મેળવતાં તેટલાથી સંતોષ માનવો જોઈએ'. અથવા તો, 'એકંદરે, જગતમાં આ વસ્તુને ખરાબમાં ખરાબ પ્રકારની નકલ કહી શકાય એમ અમે માનીએ છીએ.' સામાન્યપણે એમ કહી શકાય કે વિકટોરિયન યુગના નિબંધકારો, પોતાને જો કોઈ અભિપ્રાય હોય તો, સ્વાભિપ્રાયને બહુ ઉગ્રતાથી ધારણ કરતા હતા.

ચોથા પ્રકારનો વિદ્વન્નિબંધ (પેપર) પોતાના મતપ્રચારના ઉત્સાહમાં અતિ સંયમશીલ હોય છે. ઘણું ખરું તો તે વિદ્વત્સભા દ્વારા પ્રકટ થતી પત્રિકાઓમાં છપાય છે. આવી વિદ્વત્પત્રિકાઓ કાયદો, વૈદક, પુરાતત્ત્વ જેવા અભ્યસનીય વિશિષ્ટ વિષયનું પરિશીલન કરે છે. તેમનું ગ્રાહકમંડળ મર્યાદિત હોય છે, ઘણુંખરું તો પુસ્તકાલયો જ તેના આશ્રયદાતા ગ્રાહકો રહે છે. તેમ છતાં શાસ્ત્રીય પ્રગતિ માટે આ જાતની પત્રિકાઓ આવશ્યક છે. કેટલાક વિશિષ્ટ વિષયોમાં, વિશેષે વિજ્ઞાનમાં પોતાના જ ક્ષેત્રમાં બીજા વિદ્વાનો શી પ્રવૃત્તિ કરી રહ્યા છે તેનું જો અજ્ઞાન હોય તો પાંડિત્ય-પ્રવૃત્તિ અંધારામાં ફાંફાં મારવા સમાન નીવડે છે. આ પ્રકારનાં સમાયિકો મોટે ભાગે ત્રૈમાસિક હોય છે. અને પ્રસંગોપાત્ત તેથી ઓછા કાલાવધિમાં પણ નિયમિત પ્રકટ થાય છે. આવી કેટલીક વિદ્વત્પત્રિકાઓનો ૧૮મી સદીમાં આરંભ થયો અને ૧૯મી તથા ૨૦મી સદીમાં તેની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થયો છે.

એકંદરે એમ વિધાન કરી શકાય કે સર્વ સાહિત્યસ્વરૂપોમાં નિબંધ તે નિર્બંધ પ્રકારનું સ્વરૂપ છે અને તે કારણે તે ઉચ્ચાર્યમાણ માનવકંઠનું અતિ નિકટવર્તી પણ છે. જેમને મળવાની હજારો વાચકોને ઉત્સુકતા થાય એવા નિબંધકારો પાકતા રહેશે ત્યાં સુધી નિબંધ જેવા સાહિત્યસ્વરૂપની લોકપ્રિયતા ઘટવાનો સંભવ નથી. (અંગ્રેજીમાંથી અનુવાદ)

*

અનુસંધાન] **કારકિર્દી અને પૈસો** [પૃ. ૩૩થી ચાલુ

ખાઈ રહી છે ત્યારે તેમને એમ પણ થાય ખરું:

'ન જાને જમાનેકો ક્યા હો ગયા હૈ,
ન આરામ લેના, ન આરામ દેના.'

અરે, એમ પણ કહેવાય:

કોઈ હસતા હય, કોઈ રોતા ભી હય,
યહી દુનિયામેં રોઝ રોતા હય.

પરંતુ સમજવાનું છે કે:

જખ્મ ભર જાતે હય, ભરતે ભરતે
જિંદગી સબસે બડા જાદૂ હૈ.

એટલે, બીજા શાયરે ગાયું છે કે નૌકા જોખમમાં હોય તો

ખુદા પર કર ભરોસા, નાખુદા ક્યા કામ આયેગા,
ઉઠાયા હમ જો તુફાં, રોક ભી સકતા, હમ તુફાંકો.

*

# મહિલાઓ!

અરવિંદની સાડી પહેરો, તમારૂં વ્યક્તિત્વ સર્વેમાં નિરાળું જ તરી આવશે!



પૉપલીન
શર્ટિંગ્સ: સ્ટ્રાઇપ, ડોબી; ચેક, પાયજામા
ધોતી : પ્લેઇન
મર્સરાઇઝ્ડ લૉન
સુટિંગ્સ : ગેબર્ડીન
પ્રિન્ટ્સ; લૉન, વૉયલ, પૉપલીન
રંગીન વણાટના છેડા :
સીધા અને ફૂલમાં ૨ x ૨ વૉયલ

SANFORIZED

TEBILIZED* AND
TEBILIZED DOUBLE TESTED
*REGISTERED USERS




અરવિંદ મિલ્સ લિમિટેડ અમદાવાદ

રિટેલ શૉપ : અરવિંદ ગ્રુપ મિલ્સ રિટેલ શૉપ, નં. ૧, બૉમ્બે મ્યુચ્યુઅલ બિલ્ડીંગ, રિલીફ રોડ, અમદાવાદ—૧.
સોલ એક્સપોર્ટ એજન્ટ્સ:મેસર્સ લાલભાઈ એક્સપોર્ટ્સ લિમિટેડ, કૉન્ટ્રેક્ટર બિલ્ડીંગ, નિકોલ રોડ, બૅલાર્ડ એસ્ટેટ, મુંબઈ—૧

ભારતની નવી પેઢી અસ્વસ્થ છે, ઘણી વાર બેફિકર કે બેજવાબદાર જેવી માલૂમ પડે છે, અને ક્યારેક તે બળવાખોર પણ જણાય છે. આ નવી પેઢી નવી સંજ્ઞાઓ અને નવાં પ્રતીકો વડે જીવનપંથ કાપી રહી છે. એટલે, જૂનાં અને સ્વાતંત્ર્ય-પૂર્વ ભારતના વખતનાં પ્રતીકો આ નવી પેઢી પર લાદવાનો કશો અર્થ નથી. એવું ફરજિયાતપણું, ઊલટું, વધારે જોખમો અને સંઘર્ષો ઊભાં કરશે. વળી, નવી પેઢીને આજે જે પ્રકારનું શિક્ષણ મળી રહ્યું છે અને જે પ્રકારનું શિક્ષણ એને મળવું જોઈએ એ બે વચ્ચે પણ એટલી બધી ઊંડી ખાઈ છે! દિનપ્રતિદિન એ ખાઈ વધુ ઊંડી ને વ્યાપક બની રહી છે. એની ચિંતા આજનાં વડીલો ને મોટેરાંઓ કરે છે ખરાં?

નવી પેઢીને તોફાની કહેવાથી માત્ર કશું વળવાનું નથી. નવી પેઢીની અસ્વસ્થતા વિષે વડીલજનોનાં પૃથક્કરણો ને અહેવાલો કેવળ પ્રગટ કરવાથી કશો ધાર્યો સારો ઉકેલ આવવાનો નથી. જૂની પેઢીએ આજે સવિશેષ પ્રમાણમાં જાગૃત રહીને જવાબદારીપૂર્વક વર્તવાનું છે અને નવી પેઢી માટે સુયોગ્ય જોગવાઈઓ ઊભી કરવાની છે.

નવી પેઢીમાં આપણે વિશ્વાસ મૂકીએ અને એને આપણા વિશ્વાસમાં લઈએ. યુવકો ને યુવતીઓ આજનાં નાગરિક છે અને આવતી કાલની આશા છે. લોકશાહી ભારત માટે આપણે એમને નાગરિકતાની અને નેતાગીરીની તાલીમ આપીએ. નવી પેઢીને વધુ ને વધુ જવાબદારી સોંપતા જઈએ. અનુભવ અને જ્ઞાનમાં આ પેઢી પ્રમાણમાં કાચી અને નબળી છે એટલે એ ભૂલો તો કરશે જ, પણ સ્વરાજની કલ્પના ગાંધીજીએ એક વાર વર્ણવી હતી—કે, સ્વરાજ એટલે ભૂલો કરવાની છૂટ અને તે સુધારવાની તક—તેમ જ નવી પેઢીને ભૂલો કરવાનું સ્વાતંત્ર્ય બક્ષીએ.

ભારતની નવી પેઢી, દેશની આગલી પેઢીઓના પ્રમાણમાં, અત્યારે વધુ ચપળ અને ચકોર બની છે. જ્ઞાનવિજ્ઞાનની એની ક્ષિતિજો વિસ્તરી છે. કુદરત અને કુદરતી સાધનો—પરિબળો પરના વધતા જતા મનુષ્ય-પ્રભાવને કારણે નવી પેઢી સમક્ષ નવી દુનિયા ખડી થઈ છે. એવા સંજોગોમાં આજનાં યુવાનો–યુવતીઓ લગભગ દરેક જૂની વસ્તુ અને બાબત પરત્વે ક્યારેક પ્રશ્નાર્થ તો ક્યારેક આશ્ચર્યનો અનુભવ કરતાં લાગે છે. કોઈ ચીજને તેઓ સહેલાઈથી કે સીધી રીતે સ્વીકારતાં નથી. નવી પેઢીમાં શ્રદ્ધાનો અભાવ નથી, પણ અંધશ્રદ્ધા પ્રત્યે તેમને ખાસ પ્રેમભાવ નથી. પ્રશ્નો પૂછવાની એમની વૃત્તિ ઘણી વધી છે, કારણ કે અનેક પ્રશ્નો ઉદ્ભવે એવી આજની દુનિયા છે! એટલે, નવી પેઢીને કોઈ વાત કે વસ્તુ ગળે ઉતારવી હોય, તો તે કામ બુદ્ધિપૂર્વક અને સવિશેષ કુશળતાથી વડીલોએ કરવું જોઈએ. યુવાનો અને યુવતીઓની સંવેદનશીલતાને સમજીને અને સંસ્કારક્ષમ સાધનો વડે સ્પર્શીને વડીલ પેઢીએ વર્તવું જોઈએ.

નવી પેઢીને સમજાવવાનું છોડી દેવાની જરૂર નથી, પણ નવી પેઢીને સમજવાનો વધુ પ્રયાસ કરવાની ખાસ જ જરૂર છે. નવી પેઢીની તમામ ટેવો, માગણીઓ, આકાંક્ષાઓ સારી કે આવકારદાયક છે એવું નથી પણ નહિ. પરંતુ, જેમ આપણે દરેક કુટુંબમાં આપણાં બાળકોને—તેઓ આપણી સામે થાય તે પણ—ધુત્કારતાં નથી, ઊલટું એમને વહાલથી પાસે બોલાવીએ છીએ, એમનાં લાડ લડાવીએ છીએ, એમને સમજવાની કોશિશ કરીએ છીએ, અને વત્સલતાથી અને સહૃદયતાથી, હસતાં રમતાં, એમને થોડુંક થોડુંક સમજાવવાનો અને શીખવવાનો પ્રયાસ કરીએ છીએ, તે જ પ્રમાણે ભારતની આ સમગ્ર નવી પેઢી સાથે સહુ વડીલજનોએ—માબાપ, શિક્ષક, કાર્યકર, નેતા, ઇત્યાદિ સહુ મોટેરાંઓએ—પ્રેમથી અને સમજપૂર્વક વર્તવું જોઈએ. નવી પેઢીનો અવિશ્વાસ કે તિરસ્કાર કરીને કેમ ચાલશે? એવું વલણ આપણને પાલવે જ કેવી રીતે? પ્રજાસત્તાક ભારતની નવી પેઢીને સમજવી ને સ્વીકારવી એટલે જ ભારતીય સ્વાતંત્ર્ય અને લોકશાહી પ્રજાસત્તાકનાં આગામી વર્ષો તથા દસકાઓને ઉમંગથી ને આશાથી વધાવવા બરાબર છે!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૮૬

"આસેતુહિમાચલ આપણો દેશ એક, પ્રજા એક, પણ એક ભાષા, એક લિપિ, એક વાવટો, એક પંચાંગ, એક સંવત્સર, વગેરે રાષ્ટ્રીયતાનાં સર્વસ્વીકૃત લક્ષણો અપનાવવાનું આપણું ભૂતું ન મળે! આપણે તો અર્ધો ડઝન સંવત્સર પંચાંગ, ડઝન લિપિઓ–ભાષાઓ કાયમ રાખવી છે; તેનાં સાહિત્ય, લેખન, લિપિઓને પણ તેટલી જ ચીવટ અને આગ્રહપૂર્વક કાયમ રાખવાં છે; તેમનું સંગોપાન સંવર્ધન કરી વિકસાવવાં પણ છે! વળી, એ બધી ભાષાઓની સાસુ સમી અંગ્રેજી ભાષાની રાજવટ ને દોરદમામ રાષ્ટ્રીય સરકારથી માંડીને નિશાળના પંડ્યા-પંતોજી સુધી સહુને મન અનિવાર્ય છે! અને, આ બધું છતાં અમે એક જ રાષ્ટ્ર એક જ પ્રજા One Nation હોવાનો દાવો પણ અમારે તેટલા જ ભારપૂર્વક કરવો છે!

આ બધી ખદબદ-ખીચડીમાંથી એક જ અવિભાજ્ય રાષ્ટ્રીય માનસ ને નક્કરતા (solidarity) કેળવવાને બદલે મહારાષ્ટ્ર સંસ્કૃતિ, બંગાળી સંસ્કૃતિ, શીખ સંસ્કૃતિ, પંજાબી સૂબા, આમચી મુંબાઈ, દ્રાવિડ કાળાઝમ, ભગવા ઝંડા,—એવું એવું જ ન કેળવાય, તો બીજું શું થાય? આવા આપણે મોટે રાષ્ટ્રીય નક્કરતાની વાત અદ્વૈત વેદાંત જેટલી જ પોકળ છે!

રોજ સવારે ઊઠીને ઘરનાં બાળકોને આપણે 'જન ગણ મન' ગોખાવીએ, પંજાબ સિંધ ગુજરાત મરાઠા દ્રાવિડની રાષ્ટ્રીય એકતાનું સ્તવન શીખવીએ છીએ. પણ એ જ બાળકોનાં મોં આગળ ઊઠ્યાથી આથમ્યા લગણ ન્યાત–પરન્યાત, ભાટિયા-લુહાણા, નાગર કાયસ્થ, 'એ આપણામાંનો નહિ,' 'પેલો આપણી ન્યાતવાળો,' 'પાડોશીની છોકરી પરન્યાતમાં પરણી' એવી એવી જ વાતો કરીએ–સંભળાવીએ છીએ!...

આપણે ભેદાભેદ અને ભાગલામાં ગળાડૂબ છીએ. સાચી લોકશાહી કૂવામાં હોય તો હવાડામાં આવે ને? આઝાદી પછી બધે પ્રાન્તવાદ બમણા જોરથી વકર્યા અને ન્યાતોન્યાતોમાં નવા ઉમેરા થયા."

['નવલાં દર્શન.' લેખક: સ્વામી આનંદ.
બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. સને ૧૯૬૮. પૃ. ૨૧૨-૨૧૨] સ્વામી આનંદ



સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

## અનુક્રમ



### સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬,—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે લેખમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧







## भारतमां लोकशाही : त्रण बाबतो

'**આ** તે કેવી લોકશાહી છે!'—એવો બળાપો અવારનવાર કરનારાં ભારતીય ભણેલાં ભાઈબહેનો ભૂલી જાય છે કે, જેવી છે તેવી પણ તે એક લોકશાહી રાજ્યવ્યવસ્થા જ છે, અને તેથી જ તેઓ તેમનો અચંબો તથા તેમની અકળામણ જાહેર રીતે વ્યક્ત કરી શકે છે! 'આ દેશમાં લોકશાહી છે ખરી?' એવો પ્રશ્ન પૂછનારાંઓએ યાદ રાખવું ઘટે કે ભારતમાં લોકશાહી ન હોત તો તેમનો આવો પ્રશ્ન પણ પુછાવાનું ન રહેત!

એનો અર્થ એવો નથી કે આપણા દેશમાં લોકશાહી બરાબર ને સરસ ચાલે છે! કોઈ પણ દેશમાં લોકશાહી સંપૂર્ણ શુદ્ધ કે નિર્દોષ અને સફળ બની નથી. લોકશાહી રાજ્યવ્યવસ્થા મનુષ્યસર્જિત છે, અને મનુષ્ય પોતે અપૂર્ણ હોવાથી એણે વિચારેલી અને અમલી બનાવેલી જોગવાઈઓ પણ અધૂરી જ રહેવાને સર્જાયેલી છે. માનવ જેમ પ્રગતિ કરતો જાય છે તેમ તે વિવિધ સામાજિક સંસ્થાઓનાં સ્વરૂપમાં અને માળખામાં ફેરફાર કરતો રહે છે. દરેક સમયની જરૂરિયાત અને ઇચ્છા પ્રમાણે આવા ફેરફારો થતા હોય છે. એમાં ક્યારે ય પૂર્ણવિરામ કે પૂર્ણત્વ પામવાનો પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી.

નવોદિત સ્વતંત્ર ભારતમાં આપણે સમજપૂર્વક અને યોજનાપૂર્વક લોકશાહી રાજ્યતંત્ર સ્થાપ્યું છે. આપણા બંધારણમાં આમુખમાં જ લોકશાહીનાં મૂળભૂત તત્ત્વો અને સિદ્ધાંતો સંક્ષેપમાં આબાદ વ્યક્ત થયાં છે. એમાં એવું પણ છેલ્લે નોંધાયું છે કે આ બંધારણ અમે પ્રજાજનોએ તૈયાર કરેલું હોઈ તે અમારા કલ્યાણ અર્થે અમલી બનાવવાનું હોઈ સમગ્ર બંધારણ અમને પ્રજાજનોને જ સમર્પિત કરાયું છે. લોકશાહી બંધારણનો આ સચોટ ધ્વનિ છે. સ્વાતંત્ર્ય અને લોકશાહીની દેણ પ્રજા પોતે જ પોતાને કરે છે. એ કાંઈ પારકાની આપેલી ભેટ-સોગાદ નથી.

આ લોકશાહી વ્યવસ્થા આજ સુધી આપણે સાચવી શક્યાં છીએ એ મોટી વાત છે. ભારત જેવા વિશાળ અને ખંડકાય દેશમાં, વિવિધ ભાષાઓ–ધર્મો–સાંસ્કૃતિક રીતરિવાજો–સામાજિક પ્રણાલિકાઓ, ટેવો–આર્થિક રીતે અસમાન વિકાસગાથાઓ–શૈક્ષણિક દૃષ્ટિએ ઓછીવત્તી પ્રગતિ, વગેરે વચ્ચે પણ આપણે સહુ એક પ્રજાસત્તાક તરીકે હજી ઊભાં રહ્યાં છીએ એ નાની વાત નથી. 'સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાક'નું માળખું આજે ગમે તેટલું અસ્તવ્યસ્ત જેવું લાગતું હોય તો પણ તે બરાબર ટકી રહ્યું છે એ હકીકત મહત્ત્વની છે.

છેલ્લાં પચીસેક વર્ષમાં કેટલાંય નવાં રાષ્ટ્રો ઉદય પામ્યાં અને એમાંનાં ઘણાંમાંથી લોકશાહી પાછલે બારણેથી ને ક્યારેક તો આગલા દરવાજેથી પણ સરકી ગઈ છે! રાજકીય સ્થિરતાના નામે એક જ પક્ષનું અસ્તિત્વ અને સર્વોપરિપણું પ્રજા પર લદાયું છે; મજબૂત તંત્રના નામે લશ્કરી અમલદારોની હકૂમત જનતા પર ઠોકી બેસાડાઈ છે; ઝડપી આર્થિક વિકાસ કરવાના નામે આપખુદ કર્તાહર્તાઓ જ્યાં ત્યાં લોકો પર ચડી બેઠા છે; કાર્યક્ષમ વહીવટ કરી બતાવવાના નામે એકહથ્થુ સરમુખત્યારશાહી અનેક સ્થળે જનસમુદાય પર સવાર થઈ બેઠી છે. ભારતનું સદ્‌ભાગ્ય છે કે હજી આપણી પરિસ્થિતિ આવી કોઈ જાતની થઈ નથી.

આપણા દેશમાં લોકશાહી માટે ચિંતા કરવા જેવું કશું નથી એવું જરા પણ નહીં. આપણી

લોકશાહીને અનેક સ્તરો પરથી અને વિવિધ સ્થળોએથી વારંવાર લપડાકો વાગી રહી છે, અને લોકશાહી પ્રજાસત્તાક ક્યારેક અતિ ક્ષીણ થયું હોવાની દહેશત પણ દેખાય છે. પરંતુ, આવા સંજોગો માટે ભણેલાં આપણે ભારતીયો જ સવિશેષ જવાબદાર છીએ! હોંશિયારીથી અને કુશળતાથી આપણે આ વાત ભૂલવા માગીએ છીએ એટલું જ નહીં પણ આપણી ભૂમિકા નબળી કે નઠારી બનાવીને આપણે પાછાં દેશ સમગ્રની નિંદા કરવા બેસી જઈએ છીએ! ભારતમાં હજી પણ જે બહુસંખ્ય પ્રજા અભણ ને નિરક્ષર છે તેમના માથે બધા દોષોનો અને બધી નિષ્ફળતાઓનો ટોપલો નાખવાની નફ્ફટાઈ પણ આપણે ભણેલાંઓ જ લગાતાર કરી રહ્યાં છીએ.

ભારતમાં લોકશાહી આજ લગી ચાલુ રહી છે તેને બરાબર ટકાવી રાખવાની, એને બળ આપવાની, એને સુયોગ્ય આકાર આપવાની, એને ઇષ્ટ વળાંકો આપવાની ઐતિહાસિક જવાબદારી આપણાં સહુ પર–ભણેલાં ભારતીયો પર–છે. એ દિશામાં ત્રણ બાબતોનો ઉત્કટ વિચાર અને આચાર કરવાની અગત્ય છે. એ વિષે હું અતિ સંક્ષેપમાં નીચે થોડા મુદ્દાઓ જણાવું છું:

૧. લોકશાહીમાં હક્કો કરતાં ફરજોનો આપણે વધારે ખયાલ રાખીએ. આપણા અધિકારો આપણી ફરજશૂન્યતાને કારણે માત્ર પોકળ અને અર્થહીન બને છે એટલું જ નહીં પણ હક્કો વિષેની સતત હઠ આપણા લોકશાહી માળખાને ઢીલું અને પોલું બનાવી મૂકે છે. કશુંક કીમતી સામાજિક પ્રદાન કરવા સારુ આપણને હક્કો છે એવો વિચાર આપણે કરતાં જ નથી. હક્ક એ કોઈ મોજશોખની ચીજ નથી. સામાજિક સંદર્ભમાં જ એનું મૂલ્ય છે અને સમાજસેવા કરીને જ એ ઉપભોગી શકાય છે. આજે ભણેલાં ભારતીયોએ પોતાના હક્કોનું વિસ્મરણ કરીને પોતાનાં કર્તવ્યો જ કર્યે જવાની બહુ જરૂર છે.

૨. લોકશાહી રાજ્યમાં જે તમામ સારા અને વાજબી કાયદાઓ છે તેમનું પાલન સંપૂર્ણ શિસ્તથી અને સ્વેચ્છાથી તથા સમજપૂર્વક કરવાની અત્યારે ખાસ આવશ્યકતા છે. વાતવાતમાં આપણે ભણેલાંઓ કેટકેટલા કાયદા-કાનૂનો તોડીએ છીએ! એની કશી શરમ આપણે અનુભવતા નથી; આપણામાંના અનેક તો એવા કાનૂનભંગને હોંશિયારી અને મોટી સિદ્ધિ સમજે છે! લોકશાહીમાં ફક્ત અન્યાયી કાયદાઓનો જ વિરોધ થઈ શકે; વળી, એ માટેની ભૂમિકા પણ નિઃસ્વાર્થી હોવી જોઈએ, અને એવો વિરોધ કરનારાઓએ બધા જ અન્ય જરૂરી કાયદાઓનું કડક પાલન કરવું ઘટે.

૩. લોકશાહી સમાજમાં સહુ નાગરિકોએ જાહેર મિલકતને પોતાની–દરેકની અને સહુની–ગણવી જોઈએ અને એ રીતે વર્તવું જોઈએ. જાહેર દેખાવો વખતે જે રીતે હિંસા પ્રગટે છે તે સદંતર અટકવી જોઈએ. ઇમારતોને નુકસાન કરવું, રસ્તાઓ બગાડવા, બસો બાળવી, કચેરીઓ ઉધ્વસ્ત કરવી, પથ્થરબાજી–આગ–લૂંટફાટ ચલાવવી—આ બધું કોણ કરે છે? 'અસામાજિક તત્ત્વો' આવું કરે છે એવું ઘણી વાર કહેવાય છે. પણ ઘણી વાર તો ખુદ ભણેલાંઓ જ આવી બેશરમ અને હિંસક વર્તણૂક કરતા હોય છે, અને હિંસાના બનાવો પાછળ ઘણી વાર ભણેલાંઓની જ બુદ્ધિ કે પ્રેરણા કામ કરતી હોય છે! આ બધું તત્કાળ અટકવું જોઈએ. 'જાહેર માલ-મિલકત એ કોઈની મૂડી નહીં' એવી બેદરકારીને બદલે 'જાહેર સંપત્તિ એ સહુની સમૃદ્ધિ' એવો ખ્યાલ દૃઢ થવો જોઈએ.

ભારતમાં લોકશાહી હજી ચાલુ રહી છે તેને મજબૂત કરવા માટે ભણેલાં ભારતીય ભાઈ-બહેનો આ ત્રણ બાબતો પર સક્રિય વિચાર કરે અને એ મુજબ સદ્વર્તન કરે તો કેવું સારું?

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૬૭ [તા. ૯ મે થી તા. ૧૫ મે ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

**તા. ૯ મે ૧૯૪૯, સોમવાર**

**[કણકવલી, રાજાપુર]**

સવારે રત્નાગિરીના શ્રી. મોરોપંત જોશી[1] (M. L. A. અને 'बलवंत'ના સંપાદક) મળ્યા. બીજા લોકો પણ [મળવા આવ્યા] હતા. કૉંગ્રેસનાં કાર્યો વિષે થોડી ચર્ચા કરી. શ્રી. અપ્પાસાહેબ પટવર્ધનની વિદાય લેતી વખતે એમના ગોપુરી [માંના] કાર્યની કદર (appreciation) તરીકે એમને [મેં] રૂ. ૧૦૧/– આપ્યા. મારા તરફથી એની અપેક્ષા [પોતાને] નહોતી એવું [અપ્પાસાહેબ] બોલ્યા. સવારે ૭ વાગ્યે ત્યાંથી [અમે સૂહુ] નીકળ્યાં. પછી કણકવલી ગામમાં કૉંગ્રેસની કચેરીમાં ચા-પાણી, વગેરે થયાં. ૮-૧૦ કાર્યકર્તાઓ હતા. એમણે 'ચાર શબ્દો કહો' એવો આગ્રહ કર્યાથી, 'દરેકે પોતપોતાની ફરજ બજાવવી' એવા આશયનું હું બોલ્યો.

દસ વાગ્યે રાજાપુર પહોંચ્યાં. મુકામ અગાઉના જ સ્થળે. મિત્રો જોડે મુલાકાતો-વાતો થઈ. શ્રી. ફડકે માસ્તર (મારા વખતમાં નિશાળમાં હતા)[2] મળ્યા. શ્રી. ખોરવણકર અને શ્રી. આઠલ્યેશાસ્ત્રી મળ્યા. શ્રી. ખોરવણકરનાં માતુશ્રી ખૂબ વૃદ્ધ-૧૦૧ વર્ષનાં-છે એવું પરમ દિવસે શ્રી. પાટણકરને ત્યાં જાણ્યું હતું એટલે તેમને મળવાની ઇચ્છા હોવાથી બપોરે મોડેથી આપને ત્યાં આવીશું એવું શ્રી. ભિકાજીપંત ખોરવણકરને મેં કહ્યું.

ભોજન બાદ આરામ. પછી કેટલાક કાગળો. ચાહ, શૌચ આટોપીને શ્રી. ભિકાજીપંત ખોરવણકરને ત્યાં [અમે] ગયાં; એમનાં માતુશ્રીનાં દર્શન કર્યાં. વંદન કર્યાં. ઉંમરના પ્રમાણમાં ઠીક ઠીક તંદુરસ્ત [અને હાલતાં-ચાલતાં] જણાયાં, દાંત બહુ જ થોડા [રહ્યા] છે. પણ જમણ, શૌચ, વગેરે [નિત્ય] વ્યવહાર પોતાનાં પોતે જ અને ઉત્તમ રીતે કરે છે. દૃષ્ટિ મંદ છે. [પણ] સ્મૃતિ જો કે સારી છે. પોતાનાં લગ્ન સાત વર્ષની ઉંમરે થયાં ત્યારથી [બધા બનાવો, વગેરે] યાદ છે એવું તેઓ કહેતાં હતાં. નાનપણમાં રમતાં રમતાં એક મોટી કેરી [વૃક્ષ ઉપરથી] પડી તે કયાંથી કેવી રીતે પડી તે પણ આજે નજર સમક્ષ દેખાય છે એવું બોલ્યાં. મુંબાઈમાં સને ૧૮૮૦ના અરસામાં રહેતાં હતાં ત્યાંની પણ યાદદાસ્ત છે. દુર્ભાગ્યે, એમનું જીવન જુદા પ્રકારનું, અને અમને વખત નહોતો તેથી વધારે માહિતી મેળવી શકાઈ નહીં. [જિંદગીનાં] પચાસ વર્ષો પૂરાં થયાં કે [તરત] આપણે ઘરડાં થયાં એવું લાગવાની [હવે] જરૂર નથી.

ત્યાર પછી નગર વાચનાલયમાં ગયો. સરકારની નવી યોજના પ્રમાણે આ તાલુકા વાચનાલય છે. શ્રી. પાટણકરના પુત્ર [એના] મંત્રી છે. ૧૫-૨૦ સંભાવિત ગૃહસ્થો આવ્યા હતા, 'संयुक्त महाराष्ट्र' એટલે મુંબાઈ [નગરી] મહારાષ્ટ્રમાં હોવી જોઈએ કે નહીં; અને R. S. S. [રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ] એ બે મુખ્ય પ્રશ્નો ચર્ચામાં ઊભા થયા હતા. મારા વિચારો મેં કહ્યા. ગુજરાત યુનિવર્સિટીની હકીકત પણ કહી.

રાત્રે ઘેર ચાંદનીના પ્રકાશમાં વાતોચીતો. [ફડકે] માસ્તર, શ્રી. ગોપાળરાવ [પંડિત] અને હું હતા. જૂનાં સંસ્મરણો, હાલની પેઢીના વિચારો અને વર્તન એ વિષે ચર્ચા થઈ, અને અમારી પેઢી એવું પોતાનું કામ

આટોપીને હવે અસ્ત થઈ રહી છે એવું અમને ત્રણેયને લાગે છે એવું જોવા મળ્યું. ઠીક.

### તા. ૧૦ મે ૧૯૪૯, મંગળવાર
### [રાજાપુર, લાંજે, રત્નાગિરી]

સવારે રાજાપુરથી નીકળીને ૮–૪૫ના અરસામાં લાંજે ગામમાં [અમે] આવ્યાં (૨૩ માઈલ). ત્યાં કુણબી સેવા સંઘનું છાત્રાલય, કસ્તુરબા ફંડનું કેન્દ્ર અને બાલવાડી જોયાં. કસ્તુરબા કેન્દ્ર જોઇને મને ખૂબ સારું લાગ્યું. ત્યાં શ્રીમતી જાનકીબાઈ તેંડૂલકર અને આત્યાબાઈ નામે એક બહેન છે, તેઓ બન્ને આસ્થાપૂર્વક કાર્ય કરી રહ્યાં છે. બાલવાડીમાંનાં બાળકો જોયાં. આ કાર્ય પ્રમાણમાં પછાત [એવા] વર્ગમાં છે. આ કાર્યનું મહત્ત્વ કેટલું છે એ વિષે મેં મારા હંમેશના વિચારો કહ્યા. અહીંથી ૯–૪૫ વાગ્યે નીકળીને ૧૧-૧૫ વાગ્યે રત્નાગિરી (લાંજેથી રત્નાગિરી-૨૫ માઇલ) આવ્યાં. મુકામ નીચાણવાળા ભાગમાં શ્રી. નાના પંડિત વકીલને ત્યાં. અગાઉનું આ શ્રી. પુરોહિત વકીલનું ઘર.[3]

[રત્નાગિરી] પહોંચતાં વેંત લોકો મળ્યા. શ્રી મોરોપંત જોશી, શ્રી. સીતારામ સુર્વે, શ્રી. વિઠ્ઠલરાવ સરદેસાઈ, શ્રી. શિર્કે, શ્રી. સ. બા. આઠલ્યે (ખાતૂ), શ્રી. સાવકાર, શ્રી. રાજવાડે, વગેરે.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી કાગળો અને લોકો સાથે મુલાકાતો ને વાતો.

સાંજે ૬ થી ૭ સુધી કૅાંગ્રેસ હાઉસમાં કૅાંગ્રેસ કાર્યકરો જોડે વાર્તાલાપ. મુખ્ય વિષય એટલે મુંબાઈ સહિત સંયુક્ત મહારાષ્ટ્ર. અલબત્ત મારા વિચારો મેં કહ્યા, પણ લોકોને તે [વિચારો] ગળે ઊતર્યા નહિ. રાજાપુરમાં અને અહીં મેં એક નવો મુદ્દો રજૂ કર્યો, અને તે મહત્ત્વનો લાગે છે. તે ઉપરથી, આપણી દૃષ્ટિ ગાંધી-છાપ સ્વરાજ્ય પર છે કે ઈંગ્રેજી-છાપ (Western–Capitalist type) દેખાય છે? મહારાષ્ટ્રીય ભાઈઓને મુંબાઈ શા માટે જોઈએ? એ વૈભવશાળી છે માટે. ત્યાં ઘણી બધી સંપત્તિ છે, કારખાનાં છે માટે [મહારાષ્ટ્રીયોને મુંબાઈ શહેર] જોઈએ છે. એનો અર્થ એવો નથી થતો વારુ કે આપણા સ્વરાજ્યમાં આપણે સમૃદ્ધ શહેરો લાવવાં અગર કરવા ઇચ્છીએ છીએ? અમે મોઢેથી [તો] જે ગ્રામરાજ્યની વાત કરીએ છીએ તેમાં શહેરો વધવાનાં, કે [પછી] જે [શહેરો] છે તે ધીરે ધીરે ઓછાં થવાનાં? આપણું ઔદ્યોગિકરણ, અર્થકરણ વિકેન્દ્રિત સ્વરૂપનું કે કેન્દ્રિત સ્વરૂપનું (decentralised કે centralised)? હાલમાં કૅાંગ્રેસ જે કહે છે તે દૃષ્ટિએ મુંબાઈની આપણને શી કિંમત છે અગર લાગવી જોઈએ? પરંતુ આ મુદ્દો કોણ જુએ છે? અત્યારે [તો] લાગણીનું પૂર આવેલું છે, ત્યાં શાંત નિર્વિકાર વિચાર માટે અવકાશ ક્યાં છે? વારુ, મુંબાઈ જુદું રહ્યું અગર રાખ્યું તો તે મહારાષ્ટ્રનું વિરોધી થશે એવું શા સારુ લાગે છે? આપણા રાજ્યતંત્રની બધી જ મહત્ત્વની બાબતો (રક્ષણ, વાહનવ્યવહાર–communications–અને અર્થતંત્ર) એ મધ્યસ્થ સરકારના હાથમાં—તથા આપણા સહુની સંસ્કૃતિ અને આકાંક્ષા એક—ભારતીય—[તો] પછી મુંબાઈ માટે આટલી બધી હઠ અને આગ્રહ શા સારુ?[4] ઠીક.

ત્યાંથી દરિયાકિનારે થોડો વખત સહેલ કરી આવ્યો અને પછી શ્રી અપ્પાસાહેબ ગુર્જર [અને] શ્રી અપ્પાસાહેબ નાનલને ત્યાં મળવા જઈ આવ્યો. બાદ ભોજન માટે શ્રી વિઠુભાઉ સરદેસાઈને ત્યાં ગયો હતો. આશરે ૧૦–૧૨ અન્ય લોકો [બહારથી આવેલા] હતા. લોકો સાથે મળવા કરવાનું અને મોકળાશથી વાતોચીતો વગેરે થઈ. રાત્રે ૧૦-૩૦ના અરસામાં પાછો મુકામ પર આવ્યો.

### તા. ૧૧ મે ૧૯૪૯, બુધવાર
### [રત્નાગિરી, કોલ્હાપુર]

સવારે શ્રી મોરોપંત જોશી મળ્યા. ખાસ એકાંતમાં મળવું એવી એમણે ઇચ્છા દર્શાવી એ મુજબ મળ્યો. એમણે એમની કહાણી કહી. કૅાંગ્રેસ પાર્ટી (ધારાસભાની)-માંની સભાઓમાં પણ મોકળાશથી બોલવાનું અગર મતભેદ પ્રદર્શિત કરવાનું અશક્ય થયું છે. શ્રી બાળાસાહેબ ખેર જેવા પણ એકદમ [આપણા પર] તૂટી પડે છે. અને [પછી આપણા જેવાનું] સ્વમાન સચવાવું પણ મુશ્કેલ થઈ પડે છે. શ્રી મોરારજી વિષે તો વાત જ કરવા જેવી નથી. એમણે [શ્રી મોરોપંત જોશીએ]

ઉદાહરણો પણ કહ્યાં. પાછળથી [જો કે] શ્રી બાળાસાહેબે અને શ્રી મોરારજીએ એ બન્નેએ પોતાનો એવો હેતુ નહોતો અને પોતાને દુઃખ થયું એવું કહ્યું. પરંતુ તેટલાથી કેવી રીતે [પરિસ્થિતિ ચોખ્ખી અને] થાળે પડે? આવી અસહિષ્ણુતાને કારણે પ્રધાનમંડળ અને કૉંગ્રેસ એ બન્ને માટે લોકોમાં ભારે અસંતોષ થઈ રહ્યો છે. લોકોની વાત પ્રધાનો સુધી લઈ જવાનું કઠણ બન્યું છે અને સરકાર [જે કોઈ] કાયદાઓ કરે છે તે લોકોને સમજાવવાનું અશક્ય થયું છે. કારણ, સભ્યોને જ કાયદામાં ઘણા દોષ લાગે છે. આ પરિસ્થિતિનો ઉપાય શો? આપણા પોતાના જ પ્રધાનો વિરુદ્ધ બંડ કરવું એ અયોગ્ય. હાલની અસ્તવ્યસ્ત પરિસ્થિતિમાં તો જોખમકારક. [તો] પછી ઉપાય એટલો જ કે પ્રધાનોનો દોષ સહન કરીને પણ આપણને જે સત્ય લાગે છે તે તેમને કહેવું અને પછી ધારાસભામાંથી રાજીનામું આપીને નીકળી જવું. એક જૂથમાં જો ૧૦-૧૫ માણસો [આ રીતે] બહાર નીકળી ગયા તો [તેમનું એવું વર્તન] અસરકારક થશે એવું લાગે છે. પરંતુ આવી સ્થિતિ આવવાને હજી થોડીક વાર છે. ઠીક.

શ્રી અપ્પાસાહેબ ગુર્જર મળવા આવ્યા હતા. અમારા કાર્યક્રમ વિષે મેં સ્વતંત્ર કાગળ પાઠવ્યો નહિ એ કારણે તેમને ગુસ્સો ચડયો હતો. કેટલું ગાંડપણ! દરેકને મારે જુદો પત્ર લખવાની શી જરૂર? એક નાના ગામમાં એકને કાગળ લખીને એણે સહુને ખબર આપવા એવું લખવામાં શી ભૂલ? ઠીક. મનુષ્ય-સ્વભાવનાં અને મનનાં આ વિચિત્ર અને જુદા જુદા પાસાં છે.

પછી, ડૉ. જોશી R.S.S. સત્યાગ્રહને કારણે જેલમાં હોવાથી અને તેમનો પરિચય છે એટલું જ નહિ પણ વૈદ્ય ટ્રસ્ટમાં તેઓ [અમારી સાથે] સહ ટ્રસ્ટી છે તેથી એમને ઘેર ગયો. ત્યાં ખબર પડી કે બે-ત્રણ દિવસ પહેલાં જ એમને રત્નાગિરી જેલમાં લાવવામાં આવ્યા છે. એટલે, જેલમાં પણ એમને મળવા જવું એવું નક્કી કર્યું.

ડૉ. જોશીને ત્યાંથી પછી શ્રી બાળાસાહેબ ખેરનાં માતુશ્રીને[૫] મળવા ગયો અને ત્યાંથી ડિસ્ટ્રિક્ટ જજ શ્રી મિરજકરને ત્યાં ગયો. ત્યાંથી ડૉ. જોશીને મળવા જેલમાં ગયો. [મારી] સાથેના બધા લોકોએ જેલ જોઈ. ૧૯૩૩ની સાલમાં આ જેલમાં એક રાત હું હતો એ ઓરડી વગેરે જોઈ.[૬] વૈદ્ય ટ્રસ્ટના પૈસાનો [વિનિયોગ દેવરૂખ શાળાને સંલગ્ન ઔદ્યોગિક વર્ગ માટે કર્યાનું એમને [ડૉ. જોશીને] જણાવ્યું. દેવરૂખની હકીકત કહી. અમારી યોજનાને અને નિર્ણયને તેમણે સંમતિ આપી.

ભોજન, વગેરે આટોપીને સવા વાગ્યે નીકળ્યાં. રસ્તામાં શ્રી અપ્પાસાહેબ ગુર્જરને ત્યાંથી કેરીઓના બે કરંડિયા લીધા. શ્રી અપ્પાસાહેબ નાતલુને ત્યાં એક સાડી આપી, અને શ્રી વિઠુભાઉ સરદેસાઈને ઘેર [અમારા કુટુંબમાંની] બે ગર્ભવતી બહેનોનો (ચિ. સૌ. સરલા અને સૌ. મંદામામી) ખોળો ભરવો, વગેરે થયું અને પછી ૧-૪૫ના અરસામાં કોલ્હાપુરના માર્ગે ઊપડ્યાં.

રત્નાગિરીથી આશરે બાર માઈલ કાપ્યા બાદ અમારી મોટરની કમાન તૂટી ગઈ! એટલે ત્યાં જ ઝાડ નીચે ઊતરીને બેઠાં. અમારી બસ દુરસ્ત માટે રત્નાગિરી પાછી ગઈ. દરમિયાન એક બસ દ્વારા અમે પાસેના જ પાલી (ત્રણ માઈલ) ગયાં અને રાહ જોતાં બેઠાં. આશરે પાંચ વાગ્યે અમારી બસ દુરસ્ત થઈને આવી. અઢી કલાક [આ રીતે] રાહ જોઈ [તે સમય દરમિયાન] મેં મૉર્ગનસાહેબનો રિપોર્ટ થોડો જોયો. પાલી ગામમાંનું પલ્લીનાથનું મંદિર જોયું. વાતોચીતો, ચાહ, વગેરે થયાં.

૫-૧૫ના અરસામાં પાલી ગામથી નીકળ્યાં તે ૮-૩૦ વાગ્યે કોલ્હાપુરમાં શ્રી ગોવિંદરાવ મામા પળસુલે (મંગળવાર પેઠ)ને ત્યાં પહોંચ્યાં. ત્યાં સરકારી અમલદાર અમારી રાહ જ જોતા હતા. કોલ્હાપુરમાં [રાજ્યના] પ્રશાસક (Administrator) શ્રી નાન્જાપ્પા, આઈ.સી. એસ.[૭] ને ઘેરે ઊતરવા માટે અમારી વ્યવસ્થા [કરવામાં આવી] હતી. પરંતુ [કોલ્હાપુર] આવી પહોંચવામાં ખૂબ જ મોડું થવાને કારણે એ કાર્યક્રમ રદ કરીને અમે સહુ શ્રી ગોવિંદરાવ મામાને ત્યાં જ રહ્યાં અને એ પ્રમાણે મેં પોતે રાજારામ કૉલેજમાંથી શ્રી નાન્જાપ્પાને ફોન કર્યો. રાત્રે જમવામાં ખૂબ જ મોડું થયું.

આજે શ્રી નૃસિંહ જયંતી હતી. રસ્તામાં મોટરમાં જ છોકરાંઓએ પ્રાર્થના, ભજનો, ગીતો વગેરે કર્યાં.

## તા. ૧૨ મે ૧૯૪૯, ગુરુવાર
### [કોલ્હાપુર, પન્હાળા]

સવારે લોકો સાથે મુલાકાતો અને વાતોચીતો. શ્રી. પી. બી. પાટીલ (કલેક્ટર), શ્રી કોરગાંવકર૮, શ્રી. ભાઉસાહેબ ધર્માધિકારી, શ્રી ગોવિંદરાવ કુળકર્ણી (મહારાષ્ટ્ર ગ્રંથ ભંડાર), શ્રી ગોવિંદરાવદાદા સરદેસાઈ, શ્રી રત્નાપ્પા કુંભાર, શ્રી યશવંતરાય ગુણે, શ્રી પંડિત (ચિ. બાળના શ્વશુર કુટુંબમાંના), વગેરે લોકો મળ્યા.

જમ્યા પછી વિશ્રાંતિ. માતુશ્રી પૂજ્ય બાઈ ને કાગળ. પછી શ્રીમતી મનુતાઈ નાતુ (નાગપુરમાં પ્રોફેસર છે) અને શ્રી મામા ક્ષીરસાગર૯ એમ લોકો મળ્યાં. શ્રીમતી મનુતાઈએ મારા 'कांहीं पाउलें' પર અભિપ્રાય લખ્યો હતો માટે એમને મળવાને હું ઉત્સુક હતો.

સાંજે પાંચના અરસામાં કોલ્હાપુરથી નીકળ્યાં. પ્રથમ શ્રી અંબાબાઈનાં દર્શન૧૦ કરીને નજીકમાં જ શ્રી ઓગલે (શ્રી ગોવિંદરાવ મામાના નવા જમાઈ, ચિ. સૌ. વત્સલાના પતિ)ને મળીને પછી શ્રી નાન્જપ્પાને ત્યાં ગયાં. ત્યાંથી શ્રી કરવીર૧૧ પીઠના સ્વામીને ત્યાં પીઠમાં જઈને પન્હાળા જવાને ઊપડ્યાં. સ્વામીએ ત્રણ પુસ્તકો એમનાં સંપ્રદાયના પ્રચારનાં આપ્યાં. સાંજે ૬-૩૦ અરસામાં પન્હાળા આવ્યાં.

પન્હાળામાં૧૨ અમારા રહેવાની સગવડ ઉત્તમ સ્થળે કરેલી છે. કિલ્લાની છેક છેલ્લી હરોળ પર એક જૂનો ઊંચો નિરીક્ષણ માટેનો બૂરજ૧૩ છે એને અડીને જ રેસિડેન્ટ સાહેબ માટેની ઈમારત બાંધેલી છે. આ બંગલાને 'સજ્જા કોઠી' કહે છે. ૧૬૬૨ની સાલમાં વિજાપુરના લશ્કરે કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો તે વખતે શ્રી શિવાજી મહારાજ જૂના બૂરજની એક બખોલમાંથી નાસી ગયા હતા અને આગળ જતાં આ જ ઓરડીમાં એમણે શ્રી સંભાજી મહારાજને કેદમાં રાખ્યા હતા. આ પ્રકારે ઐતિહાસિક અને સુંદર એવા નૈસર્ગિક સ્થળે અમે રહેવાનાં છીએ. આજુબાજુનો આખો પ્રદેશ ખૂબ રમણીય એવો છે.

આજે ચિ. સૌ. મંદાકિની (ઊલટીઓ, વગેરેને કારણે) અમારી સાથે આવી શકી નહિ......રાત્રે કેટલાક કાગળો લખાવ્યા.

## તા. ૧૩ મે ૧૯૪૯, શુક્રવાર
### [પન્હાળા]

સવારે ફરવા માટે 'વાઘ દરવાજા' તરફ ગયો. બિજાપુરના ઇબ્રાહીમ આદીલશાહ બીજાની કારકિર્દીમાં –એટલે ઈ. સ. ૧૫૮૦ થી ૧૬૨૬ની સાલ દરમિયાન –આ દરવાજો બંધાયો હતો. [પન્હાળામાં] ગઢ ઉપરથી બધી જ જગ્યાએથી ચોતરફનું કુદરતી દૃશ્ય ખૂબ જ સુંદર દેખાય છે તેવું અહીંયાં પણ દેખાય છે.

અમે રહીએ છીએ તે 'સજ્જા કોઠી', આ જ ઇબ્રાહીમ આદીલશાહ બીજાની કારકિર્દીમાં મકસૂદ આકાએ ઈ. સ. ૧૬૦૨માં બાંધી.

પન્હાળગઢના પહેલા દર્શનનું મને [જે] સ્મરણ છે તે સને ૧૮૯૮ કે સને ૧૮૯૯ના અરસાનું. સદ્‌ગત પૂજ્ય પિતાશ્રી બાબાની સાથે કોલ્હાપુરથી દેવરૂખ જવા હું ટાંગામાંથી ગયો હતો. પરોઢિયે–સૂર્યોદયના અગાઉ થોડો વખત—[પન્હાળાનો] ગઢ દૂરથી આછો આછો અને ભવ્ય દેખાતો હતો. કિલ્લો જોઈ ને મને તે વખતે શું લાગ્યું અને મારી ભાવનાઓ કેવા પ્રકારની હતી એ આજે કહેતાં નહીં આવડે. સ્મૃતિ નથી. ઠીક.

વાઘ દરવાજાથી પાછો આવીને થોડું પશ્ચિમ તરફ ફર્યો. ઓગલે ગ્લાસ વર્ક્સના શ્રી પાધ્યે મળ્યા.

મુકામ પર આવીને થોડા કાગળો અને પછી અહીંનું મુખ્ય કામ એટલે બાકી રોજનીશી પૂરી કરવાની. તા. ૪ એપ્રિલથી બાકી છે. રોજ ઓછામાં ઓછું એક અઠવાડિયા [ની રોજનીશી] તો [લખીને પૂરી] કરવી એવો વિચાર છે.૧૪

કૅપ્ટન નાન્જપ્પા, એમનાં પત્ની અને શ્રી પાટીલ કલેક્ટર મળવા આવ્યા હતા. વાતોચીતો થઈ. નવી હકૂમતની વાતો તેમણે કરી. પ્રધાનો આવે છે પણ એમને અધિકારીઓ સાથે—પ્રશાસક (Administrator) સાથે પણ-બોલવા માટે વખત મળતો નથી! શ્રી નાન્જપ્પા આ પ્રમાણે કહેતા હતા. [તો] પછી આ [પ્રધાન] લોકો દોડધામ કરીને આવે છે શા સારુ? 'પન્હાળા જેવી જગ્યાનો વિકાસ કરવો. સરસ હવાપાણી [હોઈ] લોકોને રહેવાની સગવડો કરવી' આવી સૂચનાને ડૉ. ગિલ્ડર જેવાએ હસી કાઢી [અને ફેંકી દીધી]! શ્રી મોરારજી તો બોલ્યા કે, 'ગરીબોની સગવડો માટે અમારે

રાજ્ય કરવાનું છે. Hill Stations શા માટે?' જે દેશી રાજ્યો વિલીન થયાં ત્યાંની સ્થાનિક ભાવના અને [ત્યાંનો] સ્થાનિક ઇતિહાસ એ બધાંની આ લોકોને કશી જ પરવા નથી એ દેખીતું છે. ઠીક.

ભોજન બાદ આરામ. ત્રણ વાગ્યાથી કામ. બાકી રોજનીશી. કાગળો. પરચૂરણ વાચન.

સાંજે ફરવા ગયો. ત્રણ દરવાજા અને 'શ્રીનગર' ઉર્ફે 'અંધારી વાવ' જોઈ. સને ૧૮૪૪માં જનરલ દેલામોટીએ [પન્હાળગડનો] કિલ્લો સર કર્યો તે વખતે ચાર દરવાજા હતા. એમાંના મહત્ત્વના [આ] છે. ઇબ્રાહીમ આદિલશા પહેલા અને બીજાએ ઠીક ઠીક ખર્ચ કરીને (સને ૧૫૩૨ થી સને ૧૫૫૭ અને સને ૧૫૮૦ થી સને ૧૬૨૬) આ ગઢ ઉપરની કોટની દીવાલો ફરી સરસ દુરસ્ત કરી હતી. અંધારી વાવ આલુ સુલ્તાને હીજરી સન ૯૦૯, એટલે કે ઇ.સ. ૧૫૩૧માં બાંધી. આજથી સાંજે પ્રાર્થનાનો કાર્યક્રમ શરૂ કર્યો. ૭-૩૦ વાગે પ્રાર્થના.

ભોજન બાદ જૂનાં સંસ્મરણોની વાતો.

## તા. ૧૪ મે ૧૯૪૯, શનિવાર
### [પન્હાળા]

સવારે ફરવાનું. પછી કાગળો લખાવ્યા અને બાકી રોજનીશી. ભોજન બાદ વિશ્રાંતિ. પછી ઘણા બધા કાગળો અને બાકી રોજનીશી.

મોડેથી બપોરે ઘણા બધા લોકો મળવા આવ્યા હતા. કોલ્હાપુર મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી સોનટક્કે, શ્રી સબનીસ, શ્રી ભાસ્કરરાવ જાધવ અને તેમનાં પુત્ર, મેંગલોરના શ્રી. નાઈક (રેશમની ખિસકોળા).

સાંજે ફરવા ગયો. પશ્ચિમ તરફનો છેક છેવટનો ભાગ હતો, એને 'ફુગાવી' કહે છે. 'પુચ્છરિયતિ' શબ્દનો આ અપભ્રંશ છે એવું જણાય છે. અહીંથી સૂર્યાસ્તનું દૃશ્ય દિવ્ય એવું દેખાય છે. ત્યાંથી પાછા ફરતાં વૈદ્ય યશવંતરાવ ગુપ્તે અને બીજા વૈદ્ય લોકો મળ્યા.

રાત્રે પ્રાર્થના[15]. ગાંધીજીના મને આવેલા કાગળો અને દરેક કાગળના પ્રસંગ વિશેના ચાર શબ્દો મારે કહેવા એવું સહુની અનુમતિ વડે વિચાર કરીને, આજથી એ પ્રમાણે શરૂઆત કરી.[16] સવારે ચિ. બાળે તેના મિત્ર શ્રી શાંતિલાલ ઉપાધ્યાયને[17] એમનાં બીજાં લગ્ન વખતે આવેલા પત્રનો ઉલ્લેખ કરીને ગાંધીજીની સહિષ્ણુતાનું વર્ણન કર્યું એટલે એને મેં કહ્યું, 'ઉલ્કાપાત જોવા માટે તું ઘરની બહાર શા સારુ જાય છે? મને આ જ મતલબના કાગળો [ગાંધીજી તરફથી] આવેલા છે અને હું બની શકે ત્યાં સુધી ગાંધીજીનો ઉપદેશ અમલમાં મૂકવાનો પ્રયત્ન કરું છું. પણ તું જોઈ શકે તો ને?'. બપોરે ચિ. અપ્પુએ સૂચના કરી કે શ્રી કાકાસાહેબ કાલેલકરે 'गांधीजीकी झांकियां'[18] નામનું પુસ્તક લખ્યું છે એમાંથી કેટલોક ભાગ [પ્રાર્થના બાદ રોજ સાંજે] વાંચવો. તે ઉપરથી મેં મારી બાબતોમાં આવેલા કાગળો વાંચવાનો વિચાર જણાવ્યો અને એ રીતે આ નવો કાર્યક્રમ પ્રાર્થના પછી શરૂ થયો. નવજીવન ટ્રસ્ટનો દસ્તાવેજ કરવાની બાબતમાંનો તેમનો [ગાંધીજીનો] તા. ૬-૯-'૨૯નો કાગળ આજે વાંચી સંભળાવ્યો અને જાહેર કાર્યમાં કેટલું ઉચ્ચ ધોરણ રાખવું જોઈએ એનો એમાંથી બોધ મળે છે તે કહ્યું.

રાત્રે ભોજન બાદ વાતોચીતો.

## તા. ૧૫ મે ૧૯૪૯, રવિવાર
### [પન્હાળા]

સવારે ફરવા માટે ગામમાં જ ગયો. સંભાજીનું મંદિર, રેડે મહાલ, બાવડેકરની અંડિયેર હવેલીમાંની સમાધી, વગેરે જોયાં. પાસે જ ધર્મકોઠી ઇમારત છે તે પણ જોઈ. કોલ્હાપુરના સંભાજી મહારાજ પહેલાના નામે એ મંદિર બાંધેલું છે. એમની કારકિર્દી સને ૧૭૧૨ થી સને ૧૭૬૦. લોકોએ ધર્માદા આપવા માટે આપેલું ધાન્ય સંઘરવાની જગ્યા તે ધર્મ કોઠી.

ફરીને આવ્યા પછી કેટલાક કાગળો લખાવ્યા અને બાકી રોજનીશી. ભોજન બાદ વિશ્રાંતિ. બાકી રોજનીશી. થોડો વખત અહલ્યા-ચરિત્ર વાંચ્યું.

સાંજે ડૉ. પી. સી. પાટીલ (મુંબઈ ઇલાકાના ખેતીવાડી ખાતાના સેવાનિવૃત્ત ડેપ્યુટી ડિરેક્ટર) મળવા આવ્યા હતા. નિવૃત્ત થયાને ઘણાં બધાં વર્ષો થયાં—મૂળના ખેડૂત અને પછી પણ ખેતીનો અભ્યાસ. એમણે Food Problem in India નામનો એક ગ્રંથ લખ્યો છે એની એક નકલ મને ભેટ આપી. અન્ન-ઉત્પાદન વધારવા

માટે શું કરવું જોઈએ અને ઉત્પાદન શા સારુ ઓછું છે એ વિશેના એમના વિચારો એમણે મને કહ્યા.

સાંજે અમે બધા 'પુસાટી' પર ગયાં. ત્યાં ચા-પાણી, વગેરે કર્યાં.

પ્રાર્થના, ગાંધીજીના કાગળો. રત્નાગિરીમાં હું હતે તે વખતે હું સત્યાગ્રહ કરું તેના કરતાં [મારે] શરીર સુધારવું[૧૯] એવો ઉપદેશ આપનારો તા. ૩૦ જુલાઈનો કાગળ વાંચીને પ્રસંગ કહ્યો.

રાત્રે વાતો, વગેરે. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ સદ્દગત મોરોપંત જોશી રત્નાગિરીના અગ્રણી કૉંગ્રેસી કાર્યકર હતા. 'बलवंत' નામના સાપ્તાહિકનું તંત્રીપદ તેમણે વર્ષો સુધી સંભાળ્યું. જિલ્લા પત્રોમાં 'बलवंत'નું સ્થાન ઊંચું ટકાવી રાખવામાં એમણે નોંધપાત્ર કામગીરી બજાવી હતી. તેઓ કૉંગ્રેસી ધારાસભ્ય પણ હતા. રચનાત્મક કાર્ય તથા અભ્યાસશીલતા અને સ્વતંત્ર વિચારશક્તિ વડે સદ્દગત શ્રી જોશીએ એમનો સુંદર ફાળો કોંકણના જાહેર જીવનમાં દીર્ઘ સમય સુધી આપ્યો હતો.

૨ દાદાસાહેબનું પ્રાથમિક અને મિડલ સ્કૂલનું શિક્ષણ કોંકણમાં થયું હતું, કારણ કે તેમના પિતા (વાસુદેવરાવ માવળંકર) સબજજ તરીકે કોંકણના વિવિધ ગામોમાં કેટલાંક વર્ષો રહ્યા હતા. એ રીતે રાજાપુરની હાઈસ્કૂલમાં દાદાસાહેબે શિક્ષણ મેળવ્યું હતું. માવળંકર કુટુંબનું મૂળ વતન માવળંગે કોંકણમાં છે તે કારણે કોંકણ પ્રત્યે એક પ્રકારનું સ્વાભાવિક આકર્ષણ દાદાસાહેબને હોવા ઉપરાંત એમના શિક્ષણનાં વર્ષોના અનુભવને કારણે પણ, તથા બાળપણનાં વર્ષો કોંકણમાં વીતાવ્યાં હોવાથી પણ, દાદાસાહેબને કોંકણ પ્રત્યે તેમજ કોંકણના અનેક લોકો અને કુટુંબો પ્રત્યે મમતા અને આત્મીયતાનો ભાવ હંમેશ રહ્યાં હતાં.

માવળંકર કુટુંબ કોંકણ અને મહારાષ્ટ્રમાંથી સને ૧૭૪૦ની આસપાસ ગુજરાતમાં આવીને વસ્યું ત્યારથી ગુજરાતનું જ બનીને એ રહ્યું છે. દાદાસાહેબનો જન્મ વડોદરામાં થયો હતો. કોંકણમાં કે મહારાષ્ટ્રમાં દાદાસાહેબની કે માવળંકર કુટુંબીઓની કોઈ જમીન કે મિલકત નથી. એમાં એક જ અપવાદ પાછળથી થયો તે, પૂનામાં ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠના ઉપક્રમે સ્થપાએલ કો-ઑપરેટિવ હાઉસિંગ સોસાયટીમાં એક નાનો પ્લૉટ દાદાસાહેબે ટિળક વિદ્યાપીઠના કાર્યકરોના આગ્રહથી ખરીદ્યો તે. સદર પ્લૉટ ૧૯૫૦ના અરસામાં દાદાસાહેબે રાખ્યો. તે એ જ હાલતમાં આજે છે; એના પર કોઈ મકાન કે અન્ય રચના નથી.

૩ ૧૯૩૨-૩૩ના સત્યાગ્રહની લડત દરમિયાન દાદાસાહેબની ધરપકડ થઈ અને તેમને અમદાવાદમાંથી રત્નાગિરીમાં લઈ જવામાં આવ્યા. પણ તરત જ દાદાસાહેબને સરકારે જેલ બહાર મૂકી દીધા અને તેમના પર એવી શરત મૂકી કે તેમણે રત્નાગિરી જિલ્લાની બહાર જવું નહિ. આ રીતે દાદાસાહેબ રત્નાગિરી ગામમાં આશરે સોળેક મહિના સ્થાનબદ્ધ રહ્યા. તે વખતે એમની તબિયત પણ કંઈક નાદુરસ્ત હતી; તેમને મધુમેહ (ડાયાબિટીસ) થયાનું આ અરસામાં પકડાયું અને ત્યારથી દાદાસાહેબને પોતાના દૈનિક આહારવિહારમાં સવિશેષ નિયમિતતા અને કાળજી રાખવાની ફરજ પડી. મધુમેહનું આ દર્દ દાદાસાહેબને છેક સુધી રહ્યું. રત્નાગિરીમાં આવા સંજોગોમાં રહેવાનું થતાં દાદાસાહેબનો અગાઉનો કોંકણ-સંબંધ વધુ દૃઢ થયો.

૪ સંયુક્ત મહારાષ્ટ્રની રચના અને મુંબાઈ શહેરનું સ્થાન એ વાદગ્રસ્ત પ્રશ્ન પરત્વે દાદાસાહેબનો દૃષ્ટિકોણ વિશિષ્ટ અને સ્પષ્ટ હતો. તમામ મહારાષ્ટ્રીય નેતાઓએ અને પક્ષોએ મુંબાઈ સહ સંયુક્ત

નરહર ગોપાળ ઉર્ફે અણ્ણાસાહેબ સરદેસાઈ, પૂના, એ ઉપાડ્યાં અને ત્રણે ય ભાગ [એમણે] [પોતાના] એકલાના ખર્ચે છાપીને પ્રસિદ્ધ કર્યા. એમની પુસ્તક-વેચાણની દુકાન હોવાને કારણે છપાવવાનું કામ એમને માટે સહેલું હોય તો પણ તે કરવાની અને ખર્ચ કરવાની તૈયારી જોઈએ ને? સદ્‌ગત અણ્ણાએ એ કાર્ય મન દઈને અને કુટુંબની સેવા તરીકે કર્યું. (૩) ત્રીજું કાર્ય મંદિરના જીર્ણોદ્ધારનું. આ કાર્ય મારે કરવું એવો મારો મનોરથ હતો. શ્રી ગોવિંદરાવદાદા સરદેસાઈને પણ તેમ જ લાગતું હતું. બીજાંઓએ ચાહે તે મદદ કરવી પણ બોજ મારે ઉપાડવો. આ સંકલ્પ અનુસાર ૧૯૪૦ની સાલ સુધીમાં આશરે ૪,૫૦૦ રૂપિયા ખર્ચીને જીર્ણોદ્ધારનું કામ પૂરું કર્યું. પરંતુ પાછળથી ૧૯૪૬ના અરસામાં એમાં ઘણી બધી કચાશ અને કેટલીક અપૂર્ણતા લાગી તે કારણે રિપેર્સ તથા વધારાનું કામ હાથ પર લીધું અને તે રત્નાગિરીના રા. બ. સીતારામ નાના સુર્વેએ અગાઉની જેમ જ કાળજીપૂર્વક કર્યું. પ્લાન અને દેખરેખનું કામ કોલ્હાપુરના એક્ઝીક્યૂટિવ એંજિનિયર શ્રી એસ. વી. દેસાઈ અને પૂનાના શ્રી બળવંતરાવ તથા શ્રી અપ્પાસાહેબ સરદેસાઈ એ લોકોએ કર્યું. આ લોકો કુટુંબમાંના જ, અને એમણે આ કામ કુટુંબીય ભાવનાથી જ કર્યું. આ કામ માટે ખર્ચ આશરે ૫૫૦૦ રૂપિયા થયું. આ રીતે કુલ ખર્ચ આશરે દશ હજાર થયું. એ પૈકી આશરે અઢી હજાર કુટુંબીય લોકો પાસેથી આવ્યા અને બાકીના આશરે સાડાસાત હજાર રૂપિયાનું ખર્ચ મેં કર્યું.

પણ, ઇતિહાસના આ બધા કામમાં સ્ફૂર્તિ અને દેખરેખ રા. બ. ગોવિંદ સખારામ ઉર્ફે નાનાસાહેબ સરદેસાઈ (રિયાસતકાર)ની. એમણે આ કામનો પ્રારંભ કરી આપ્યો ન હોત તો આ [બાબત] શરૂ જ થઈ ન હોત. આમ, આ ઇતિહાસના મૂળ પ્રયોજક અને કાર્યકરો અમે ચાર જણ: (૧) શ્રી નાનાસાહેબ સરદેસાઈ, કામશેત. (૨) શ્રી અણ્ણાસાહેબ સરદેસાઈ, પૂના. (૩) શ્રી દાદાસાહેબ સરદેસાઈ, કોલ્હાપુર. અને (૪) હું. ચારે જણની શ્રમવહેંચણીથી અને ચારે જણનાં ખર્ચ વડે (ઓછીવત્તી રકમો એ વાત જુદી) આજ સુધીનું કાર્ય થયું. અમે જે યોજ્યું હતું તેની પૂર્તતા થઈ એવું કહેવામાં વાંધો નથી. ૧૯૨૫ની સાલમાં શરૂ થયેલી યોજના ૧૯૪૯ની સાલમાં–૨૪ વર્ષમાં–પૂર્ણ થઈ એ વાતનું સમાધાન હું આજે અનુભવી રહ્યો છું.

પણ કુટુંબનો ઇતિહાસ એ કાંઈ અહીં જ અટકતો નથી. અટકવો ન જોઈએ. એ વહેતી નદી જેવો છે. વહેતી ગંગાની જેમ શુદ્ધ, પવિત્ર અને વધતો રહે એ સ્વાભાવિક ઇચ્છા. પણ એ જેવો હોય તેવો વખતોવખત પૂર્ણ (up to date) કરવો, પુરવણી ગ્રંથો છાપવા, પૂર્વજો અને વડીલોની સ્મૃતિ રાખીને મંદિર કાયમ રાખવું એ ત્રિવિધ કાર્યો હવે આગલી પેઢીઓનાં છે. જે પ્રમાણે અમને ચાર જણને સેંકડો વર્ષ બાદ સ્ફૂર્તિ થઈ એ જ પ્રમાણે આગળનાંઓને પણ પૂર્વજોની પુણ્યાઈથી તથા શ્રી લક્ષ્મી-નૃસિંહની કૃપાથી થશે એવો વિશ્વાસ [મનમાં] રહે છે.

આવા પ્રકારની મનોભૂમિકાને કારણે આવળંગે ગામની આ મારી છેલ્લી જ મુલાકાત એમ લાગે છે. અને કુટુંબીઓને તથા અન્ય લોકોને એ પ્રમાણે મેં કહ્યું પણ ખરું. આયુષ્યની દોરી જલદી ખલાસ થશે એવું લાગ્યાથી આવું થાય છે એવું માત્ર નહીં. પણ હમણાંથી કેટલાક મહિનાઓથી, અગર ૧–૨ વર્ષથી, આયુષ્યની સંધ્યાકાળ થવા લાગી છે એવું માત્ર લાગે છે. મૃત્યુ માટે તૈયાર રહેવું જોઈએ એવું પણ લાગે છે, અને આનંદની વાત એટલે મૃત્યુનો વિચાર દુઃખદ ન લાગતાં સુખદ જ લાગે છે. પણ માતુશ્રી [પૂજ્ય બાઈ]ની હયાતીમાં માત્ર મૃત્યુ ન આવે એવું બહુ લાગે છે.[૪] ઠીક.

## તા. ૫ મે ૧૯૪૯, ગુરુવાર

## [આવળંગે]

સવારે નિત્યવિધિ. કેટલાક પત્રો. ભારત સરકારે સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના અધ્યક્ષપદ હેઠળ નીમેલા યુનિવર્સિટી કમિશનના અમેરિકન સભ્ય શ્રી. મૉર્ગને લખેલી નોંધની નકલ એમણે વાંચવા માટે અને અભિપ્રાય જણાવવા માટે મારી પાસે મોકલી છે તેમાંનો કેટલોક ભાગ વાંચ્યો.

મને મળવા સારુ સાખજનના મ્હાતે સામના અને બીજા બે મુસલમાન ગૃહસ્થો આવ્યા હતા.

મહારાષ્ટ્રની હિમાયત ઉગ્રપણે અને ઝનૂનથી કર્યે રાખી તે દાદાસાહેબને નાપસંદ હતી. એમણે આ પ્રશ્ન મહારાષ્ટ્રીય કે ગુજરાતી તરીકે નહિ પરંતુ ભારતીય તરીકે અને ગાંધીવાદી ભૂમિકાએ વિચાર્યો અને તપાસ્યો હતો અને એ પ્રમાણે પછી તેમણે તેમનો અભિપ્રાય નિખાલસતાથી જાહેરમાં અનેક વાર રજૂ કર્યો હતો. મુંબાઈ શહેર મહારાષ્ટ્રમાં સામેલ કરવાને બદલે અલગ એકમ તરીકે સ્વતંત્ર રહે એવો દાદાસાહેબનો ખ્યાલ હતો. તેમના આવા અભિપ્રાયને કારણે સમગ્ર મહારાષ્ટ્રમાં દાદાસાહેબ ઠીક ઠીક અપ્રિય થઈ પડ્યા હતા અને અનેક લોકોએ તથા પત્રોએ આ બાબતમાં દાદાસાહેબની સખત ટીકા પણ કરી હતી. છતાં, પોતાને જે લાગ્યું અને સ્પષ્ટ દેખાયું તેને દાદાસાહેબ પ્રમાણિકપણે વળગી રહ્યા હતા અને લોકપ્રિયતાની ચિંતા કે ઉત્સુકતા એમને સ્પર્શી નહોતી.

૫ અગાઉના મુંબાઈ રાજ્યના વડા પ્રધાન અને પછી મુખ્ય પ્રધાન સદ્ગત શ્રી બાળાસાહેબ ખેરનાં વૃદ્ધ માતુશ્રી રત્નાગિરીમાં વર્ષો સુધી એકલાં રહેતાં હતાં અને સાદાઈથી અને સ્વમાનથી જીવતાં હતાં. દાદાસાહેબનો અને સદ્ગત બાળાસાહેબ ખેરનો સંબંધ સને ૧૯૧૮થી રહેલો, એટલે બાળાસાહેબનાં માતુશ્રી માટે પણ દાદાસાહેબનાં મનમાં આદરભાવ હતો અને તેથી રત્નાગિરીની મુલાકાતે દાદાસાહેબ જાય ત્યારે શ્રી ખેરનાં માતુશ્રીને અચૂક મળતા. આ વૃદ્ધ સન્નારી અલબત્ત આજે હયાત નથી.

૬ ઉપર જણાવ્યું તેમ, દાદાસાહેબ રત્નાગિરીમાં સ્થાનબદ્ધ રહ્યા તે વખતે એમણે રત્નાગિરી જેલમાં એક જ દિવસ ગાળ્યો હતો. મહારાષ્ટ્રના અને કોંકણના કેટલાક નામાંકિત નેતાઓ રત્નાગિરી જેલમાં રહ્યા હતા.

૭ શ્રી નાન્જપ્પાએ કોલ્હાપુર રાજ્યમાં મુખ્ય પ્રશાસક તરીકે ખૂબ કુશળતાથી અને કાર્યક્ષમ રીતે વહીવટ કર્યો હતો. તેઓ આઈ. સી. એસ. હતા અને એમનાં વાણી-વર્તનમાં સ્પષ્ટ અને મક્કમ હતા એ કારણે મુંબાઈ રાજ્યના કૉંગ્રેસી પ્રધાનોની ખફામરજી પણ એમણે વહોરી લીધી એમાં આશ્ચર્ય નથી.

૮ સદ્ગત શ્રી પ્રભાકરપંત કોરગાંવકર. કોલ્હાપુરના વતની અને દક્ષિણ મહારાષ્ટ્રના એક ઉમદા શ્રીમંત સજ્જન તરીકે એમની ખ્યાતિ હતી. આ જ મહિને (સપ્ટેમ્બર, ૧૯૬૮) એમનું ઓચિંતું અને અકાળ અવસાન થયું. રચનાત્મક કાર્ય અને શિક્ષણક્ષેત્ર પ્રત્યે સદ્ગત કોરગાંવકરને ખૂબ રુચિ અને આસ્થા હતી. અનેક જાહેર સેવકોને અને કાર્યકરોને સદ્ગત કોરગાંવકરની હૂંફ અને નાણાંકીય મદદ ભારે આધારરૂપ હતી. સદ્ગત પ્રભાકરપંતે આપકમાઈમાંથી એક ટ્રસ્ટ ઊભું કરીને એ દ્વારા જાહેર જીવનમાં રત બનેલા કાર્યકરોને ઘણી મદદ કર્યે રાખી હતી. પોતે શ્રીમંત હોવા છતાં કોરગાંવકરે કદી શ્રીમંતાઈ બતાવી કે ઉપભોગી નહોતા. એમનું જીવન સાદાઈભર્યું હતું અને તેઓ નમ્ર અને નિરભિમાની હતા. ગાંધીજીએ શ્રીમંતોને પોતાની સંપત્તિના વિશ્વસ્ત (ટ્રસ્ટી) તરીકે બની રહીને જીવવાનો અનુરોધ કર્યો હતો તે પ્રમાણે આચરણ કરનારા સદ્ગત કોરગાંવકર એક આદર્શ સત્પુરુષ હતા.

૯ શ્રી મામા ક્ષીરસાગર જૂના ને જાણીતા મહારાષ્ટ્રીય રચનાત્મક કાર્યકર અને શિક્ષણકાર છે. વર્ષો સુધી તેમણે કોલ્હાપુરમાં અને પછી નજીકના ગાર્ગોટી વિદ્યાપીઠમાં શિક્ષણકાર્ય કર્યું. હાલ તેઓ વિદર્ભમાં રચનાત્મક કાર્ય કરી રહ્યા છે.

૧૦ જેમ ડાકોરમાં શ્રી રણછોડરાયનું મંદિર પ્રાચીન અને ઐતિહાસિક છે તેમ કોલ્હાપુરમાં શ્રી અંબાબાઈનું મંદિર પણ જૂનું અને સુપ્રસિદ્ધ છે.

૧૧ કરવીર એટલે જ કોલ્હાપુર. અનેક સ્થાનિક મરાઠી-ભાષી લોકો કોલ્હાપુરને હજી પણ કરવીર તરીકે ઓળખે છે અને સંબોધે છે.

૧૨ પન્હાળાનો કિલ્લો મહારાષ્ટ્રમાં જાણીતો અને ઐતિહાસિક છે. સાતારાના રાવબહાદુર ડી. બી. પારસનીસ કૃત અંગ્રેજી પુસ્તક "Panhala" માં

કર્નલ વેલ્શ નામના એક અંગ્રેજનું અવતરણ છે કે, "Of all the hill forts I have seen in India, Panallaghur is the most complete both by nature and art." પારસનીસનું આ પુસ્તક ૬૬ પાનાંનું હોઈ તેમાં અનેક ચિત્રો પણ છે. સને ૧૯૨૩ માં મુંબાઈમાં આ પુસ્તક પ્રસિદ્ધ થયું.

દરિયાઈ સપાટીથી ૨૭૭૨ ફૂટ ઊંચે આવેલ પન્હાળાની આબોહવા ખુશનુમા છે. કોલ્હાપુરની વાયવ્ય દિશામાં ફક્ત ૧૨ માઈલને અંતરે આ કિલ્લો આવેલો છે. છેક ઉપર સુધી સરસ સડક છે અને કિલ્લાની નજીકનો પાંચ માઈલનો રસ્તો ઠીક ઠીક સીધાં ચઢાણવાળો છે. કિલ્લા ઉપરના પ્લેટો (plateau)નો ઘેરાવો આશરે ૪।। માઈલનો છે. કુદરતી સૌન્દર્ય ઉપરાંત લશ્કરી વ્યૂહરચનાની દૃષ્ટિએ નોંધપાત્ર સ્થળો તથા ઐતિહાસિક મથકો પણ કિલ્લા પર અનેક સ્થળે છે. પન્હાળા ઉપરથી ચોતરફનું સૃષ્ટિસૌન્દર્ય નયનમનોહર છે.

૧૩ કિલ્લા ઉપરથી દૂરસુદૂર સુધી જોઈ શકાય અને દુશ્મનની હિલચાલ જાણી શકાય તે માટેનો આ બૂરજ–Observation Tower–જોવા જેવો છે. જૂના જમાનામાં સંરક્ષણની તૈયારી ને વ્યૂહ-રચના માટે શી શી ગોઠવણો ને જોગવાઈઓ કરવી પડતી તે આ ઉપરથી સમજાય છે.

૧૪ દાદાસાહેબ નિયમિતપણે રોજનીશી લખતા હતા તેમ છતાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં અતિશય કાર્ય-બોજ અને વિવિધ કાર્યક્રમોને કારણે તેઓ કેટલીક વાર રોજનીશી-લેખનમાં પાછળ પડી જતા. રોજના મુખ્ય બનાવોની નોંધ તેઓ ટાંચણરૂપે કરી રાખતા અને તે ઉપરથી પછી બાકી રહેલી રોજનીશી ખાસ નિરાંત મેળવીને કકડે કકડે લખી નાખતા. મોટાભાગની રોજનીશી દાદાસાહેબે સ્વહસ્તે જ લખી છે.

૧૫ દાદાસાહેબની વૃત્તિ અને પ્રકૃતિ પહેલેથી જ ધાર્મિક અને આધ્યાત્મિક હતી. જીવનનાં પાછલાં વર્ષોમાં તેઓ નિયમિત રીતે સાયંપ્રાર્થના કરતા. અમદાવાદમાં હોય ત્યારે તેઓ સાબરમતીમાં હરિજન આશ્રમમાં સાયંપ્રાર્થના માટે જતા. કુટુંબના સહુ સભ્યો સાથે પણ સાયંપ્રાર્થના કરવાનો રિવાજ દાદાસાહેબે અનેક વર્ષો સુધી જાળવી રાખ્યો હતો અને એ રીતે તેઓ અમદાવાદ, દિલ્હી તથા પ્રવાસમાં હોય ત્યારે પણ અન્ય સ્થળોએ અને મુકામ પર કુટુંબીજનો અને મિત્રો સાથે સાયંપ્રાર્થનાનો કાર્યક્રમ રાખતા.

૧૬ ગાંધીજી અને દાદાસાહેબ વચ્ચેના પત્રવ્યવહારની પશ્ચાદ્ ભૂમિકામાં દાદાસાહેબે આત્મકથાનક લખાણ કર્યું હોઈ તે 'સંસ્મરણો' શીર્ષક હેઠળ પુસ્તકાકારે ગુજરાત વિદ્યાસભાએ પ્રસિદ્ધ કર્યું છે. આ પુસ્તકનો હિંદી અનુવાદ પણ નવી દિલ્હીથી સસ્તા સાહિત્ય પ્રકાશન ગૃહે પ્રગટ કરેલો છે.

૧૭ શ્રી કાંતિલાલ ઉપાધ્યાય. કલા અને સાહિત્યના પ્રેમી હોઈ તેમણે અમદાવાદમાં વર્ષો સુધી ભદ્રમાં મિશન રોડ ઉપર ઇન્દ્રધનુ બુક હાઉસ નામની પુસ્તકોની વેચાણ સંસ્થા ચલાવી હતી. દાદાસાહેબના જ્યેષ્ઠ પુત્ર શ્રી. બાળકૃષ્ણ અને શ્રી કાંતિલાલ વચ્ચે મૈત્રિ સંબંધ રહ્યો હતો.

૧૮ 'बापुकी झांकियाँ' એ નામે હિંદીમાં લખાયેલું શ્રી કાકાસાહેબ કાલેલકરનું આ પુસ્તક અમદાવાદના નવજીવન પ્રકાશન મંદિરે પ્રગટ કર્યું છે તેમાં કાકા-સાહેબે ગાંધીજી સાથેના અનેક નાનામોટા પ્રસંગો રોચક શૈલીમાં અને બોધપ્રદ રીતે રજૂ કર્યા છે.

૧૯ દાદાસાહેબને મધુમેહ થયો હતો અને એમનું શરીર નાદુરસ્ત રહેલું હતું. તે સંદર્ભમાં ગાંધીજીએ આત્મીય ભાવે અને વડીલને નાતે દાદાસાહેબને સલાહ આપેલી કે રત્નાગિરીમાં હવે નિરાંત અને શાંતિ મળ્યાં જ છે તો તેમનો સદુપયોગ દાદા-સાહેબે તબિયત સુધારવામાં બરાબર કરવો. પોતાનાથી ઉંમરમાં નાના એવા સહકાર્યકરો અને સાથીઓ પ્રત્યે ગાંધીજી કેવી કુટુંબ-વત્સલતાની વૃત્તિ દાખવતા હતા તે પણ આવી સલાહ-સૂચના પરથી જોઈ શકાય છે.

*

# સ્વાધ્યાય સંશોધન સર્જન

## 'શિક્ષક-દિન'નો સંદેશો

મુનિશ્રી સંતબાલજી

[મહારાષ્ટ્રમાં ઠાણે જિલ્લામાંના ચિંચણીની હાઈસ્કૂલમાં તા. ૫-૯-'૬૮ને રોજ આપેલ વાર્તાલાપ.]

ભારતમાં જન્મ ધારણ કરવા દુનિયાના ઉત્તમોત્તમ માણસો તલસે છે. એવું આ સભામાં ઉપસ્થિત સભાજનોએ જરૂર સાંભળ્યું હશે. શા માટે? શું ભારતમાં દોલત છે માટે, વિદ્યા છે માટે, રાજનીતિ છે માટે, કે વિજ્ઞાન છે માટે? ના. એટલા માટે કે ભારત ધર્મપ્રધાન દેશ છે માટે. ભારત સંસ્કૃતિપ્રધાન દેશ છે માટે. ભારતનો ધર્મ દુનિયાના ધર્મો કરતાં નોખો તરી આવે છે. ભારતની સંસ્કૃતિ દુનિયાની બધી સંસ્કૃતિઓથી ચડિયાતી છે. આવા મહાન ધર્મ અને આવી મહાન સંસ્કૃતિના સૂત્રધારો એથી જ જગદ્ગુરુ ગણાયા છે. ભગવાન રામ, ભગવાન કૃષ્ણ, ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધ તો જગદ્ગુરુ છે જ. પણ અમારા ક્રાન્તિકારી સંન્યાસી પણ જગદ્ગુરુ બની ગયા. એથી જ આજે આદ્ય જગદ્ગુરુ શંકરાચાર્યની ગાદી પર જે જે આચાર્યો આવે છે તેમને પણ જગદ્ગુરુની પદવી લગાડવામાં આવે છે.

જેમ ધર્મ અને સંસ્કૃતિના વિકાસમાં સંન્યાસ લેનારા સંતોનો મહિમા છે તેમ એ જ સંતોના અંગરૂપ શિક્ષકોનો પણ મહિમા છે. એક અર્થમાં શિક્ષણ-સંસ્કારો આપનારા બધી જ જાતિના શિક્ષકો બ્રાહ્મણ રૂપ છે.

વૈદિક ધર્મની ધુરા એમણે જ ઉપાડી તેથી વૈદિક સંસ્કૃતિ પોતે બ્રાહ્મણ સંસ્કૃતિ રૂપ બની ગઈ. ગૃહસ્થાશ્રમમાં રહી ત્રણે ય આશ્રમોના આધારસ્તંભ બની મુક્તિ માર્ગે પ્રયાણ કરાવવામાં જો કોઈએ સૌથી વિશેષ મદદ કરી હોય તો તે માત્ર બ્રાહ્મણોએ જ. તેથી ચારે ય વર્ણોના ગુરુ રૂપ પણ બ્રાહ્મણો જ ગણાય. તેમને લોકોએ ભૂદેવના વહાલસોયા નામથી વધાવી લીધા.

જન્મથી માંડીને મૃત્યુ લગીનાં સોળ અને એથી ય વધારે સંસ્કારસ્થાનો એમણે જ પાર પાડ્યાં. વૈદક, જ્યોતિષ, ભાષાવ્યાકરણ, છંદશાસ્ત્ર, મંત્ર, યમ અને તંત્રાદિની સાધના, અરે ન્યાય સુધ્ધાં, બ્રાહ્મણોએ યોગ્ય રીતે હાથમાં લઈને આમપ્રજાને શિક્ષણસંસ્કારથી તરબોળ બનાવી દીધી. એથી આજે પણ જાતિગત બ્રાહ્મણોને લોકો બધી રીતે પોષે છે. કારણ કે, બ્રાહ્મણ-ગુરુઓનો ભૂતપૂર્વ ઇતિહાસ ભારતની પ્રજાને પ્રેયશ્રેય પૈકી શ્રેયની પ્રધાનતામાં તરબોળ રાખવાનું જે સર્વોચ્ચ કાર્ય, તેનાં પાનાંઓથી ભરપૂર છે.

આ તો ભૂતકાળની વાત થઈ; પણ આજે શું? આજના યુગે એકબાજુ નવા બ્રાહ્મણો; રચનાત્મક કાર્યક્રમો દ્વારા ગાંધીજીએ પકવી આપ્યા. બીજી બાજુ શિક્ષણ-ક્ષેત્રમાં પડેલા સૌને નવીન ગુરુપદ આપવા એ જ વિશ્વવંદ્ય ગાંધીજીએ દુનિયામાં અજોડ એવી 'નઈ તાલીમ'-ની ભેટ આપી દીધી.

### શિક્ષક-દિવસ

દેશના જ નહીં દુનિયાના ધર્મો અને સંસ્કૃતિઓ તથા સભ્યતાઓના ઊંડા અભ્યાસીઓમાં આપણા માજી રાષ્ટ્રપતિ શ્રી રાધાકૃષ્ણનનું નામ અગ્રપદે છે. તેમણે તારીખ પાંચમી સપ્ટેમ્બરનો દિવસ 'શિક્ષક-દિન' તરીકે લેખવાનું માર્ગદર્શન આપી સમાજે જે ગુરુને—જે શિક્ષકને—ઉતારી પાડીને 'પંતુજી'નું તુચ્છતાભર્યું વિશેષણ આપેલું, તેમાંથી ફરી પંડિતપદે કે ગુરુપદે લાવવાનું જે ભારતીય માનવસમાજને નિમિત્ત પૂરું પાડ્યું છે, તે બદલ માત્ર શિક્ષકસમાજના જ નહીં, સમગ્ર ભારતીય માનવ-સમાજના તેઓ અનાયાસે મહોપકારી બની ગયા છે.

જેમ લોકશાહીમાં પુખ્ત વયના માનવમાત્રને મતાધિકાર હોય એવી લોકશાહી ભારતે અપનાવી છે તેમ દરેક કોમનો શિક્ષિત માનવ શિક્ષણસંસ્કારદાતા ગુરુ પણ બની શકે છે. તેમાં ય હરિજનો અને આદિવાસી, વગેરે પાછળ પડી ગયેલા વર્ગોમાંના શિક્ષિત માનવોના શિક્ષણ સંબંધી ગુણ કાંઈક ઓછા હોય, તો પણ તેમને ગુરુ બનવાની

પ્રાથમિકતા સાંપડે છે. તે સંબંધમાં આપણામાંના ઘણાઓને મતભેદ હશે. પણ જ્યારે આજે ધંધામાત્રનાં સ્વરૂપો બદલાયાં છે, રહન-સહનનાં સ્વરૂપો બદલાયાં છે, તો બ્રાહ્મણના ગુણનું અને ગુરુઓના ગુણનું પણ સ્વરૂપ બદલાય તે સ્વાભાવિક છે. ભારતનું વિશ્વાકર્ષક રાજ્યબંધારણ બનાવનાર શ્રી આંબેડકર જો મહાર જાતિમાં જન્મ્યા છતાં સર્વોચ્ચ પંડિત બની જ શકે છે, તો શિક્ષણસંસ્કારમાં જે આગળ જાય તે શિક્ષક કાં ન બની શકે? બને જ. આજે જ્યારે ચિંચણી-ની આ નામાંકિત હાઈસ્કૂલમાં શિક્ષક-દિન ઉજવાય છે, ત્યારે બાલમંદિર, બાલવાડીથી માંડીને પ્રાથમિક અને માધ્યમિક શાળાઓનાં શિક્ષણ-શિક્ષિકાઓને આપ સૌ બાળકોનાં વાલીઓને આ ઉજવણી માટે હું અંતરનાં ધન્યવાદ સાથે આશીર્વાદ પાઠવતાં આનંદ અનુભવું છું.

અલબત્ત, શિક્ષકોનું ગૌરવસ્થાન પાછું આપવા આપ સૌ ભેગા થયા છો, ત્યારે શિક્ષકોની પોતાની અને શિક્ષક-ગૌરવ કરનારા આપની ઉભયવિધ જવાબદારી વધી જાય છે.

### થોડાં સૂચનો

(૧) આ જવાબદારી પાર પાડવામાં વાલીઓ અથવા પાલકોને પહેલું સૂચન એ કે આપ આપનાં બાળકોને એવી તાલીમ આપો કે શાળામાં જ નહીં, રસ્તામાં પણ નાનામાં નાનાં શિક્ષક-શિક્ષિકાઓ તેઓ મળે, તો ય નમસ્તે કરવાનું નાનપણથી ના જ ચૂકે. ભલે પછી એ બાળક ભણતું હોય કે હજુ ભણવા ન જતું હોય અથવા ભણીને પાર ઊતરી ગયું હોય.

(૨) મેં એવાં ગામો જોયાં છે કે જ્યાં શિક્ષક-શિક્ષિકાઓને મકાનની મફત સગવડ અપાય છે. અનાજ, શાક, લાકડાં, વગેરે ઉપયોગી જીવનસામગ્રી અપાય છે. જેથી ગામડાંમાં શિક્ષકો પણ ઓતપ્રોત બની જાય છે. ટ્યૂશનોની આવકથી ઊચે આપોઆપ ઊઠી આવે છે. વગર ટ્યૂશને બાળકોમાં શિક્ષણ-સંસ્કારો ભરવાની શિક્ષક-શિક્ષિકાઓને તાલાવેલી લાગે છે. મતલબ કે આજની મોંઘવારીમાં મધ્યમ વર્ગનાં પ્રાથમિક શાળાનાં શિક્ષક-શિક્ષિકાઓને આને લીધે જીવનયાત્રા કરવી સુલભ થઈ પડે છે.

(૩) શિક્ષક-શિક્ષિકાઓએ પણ શિક્ષણની સાથો-સાથ સંસ્કાર અને ચારિત્ર્ય ઘડતરમાં માત્ર બાળકોના જીવનમાં જ નહીં સમગ્ર માનવસમાજમાં પણ ફાળો આપવાનો છે તે લક્ષ્યમાં રહેવું જોઈએ. જો કે આખરે તો સરકારી પાઠ્યક્રમનાં જડ ચોકઠાં અને પુસ્તકો તથા માહિતીમાં જ જ્ઞાન માની લેવામાં આવે છે તેનાથી તથા જડતાભરી પરીક્ષા-પદ્ધતિથી પણ આજના શિક્ષણને મુક્ત બનાવવું પડશે. પણ એ તો ભાવિના ગર્ભમાં હોઈ આજે પણ જો વાલીઓ, વિદ્યાર્થીઓ અને શિક્ષકોની ત્રિપુટી એક રૂપ હશે, તો શ્રમનાં અનેક કાર્યો તથા શિક્ષણ-ફેરફારોની અનેક બાબતો જરૂર કરી શકશે.

*

# શિક્ષણમાં નિષ્ઠા અને પ્રામાણિકતા

**સુગટલાલ બાવીસી**

કોઈ પણ વ્યક્તિ, સંસ્થા, સમાજ કે રાષ્ટ્ર નિષ્ઠા અને પ્રામાણિકતા વગર આગળ વધી શકતા નથી. પોતે અપનાવેલા આદર્શ કે ધ્યેયને આગળ ધપાવવા માટે નિષ્ઠા અને પ્રામાણિકતાની આવશ્યકતા હમેશાં રહે છે. જ્યાં સુધી નિષ્ઠા અને પ્રામાણિકતા ન હોય ત્યાં સુધી આદર્શને વ્યવહારમાં યોગ્ય રીતે ઉતારી શકાતો નથી. આ બે ગુણો વિના આદર્શોનો અમલ કરવા પ્રયત્ન કરવો એ આત્મવંચના કરવા બરાબર છે. શક્તિ હોય, સાધનો હોય, આવડત હોય, અનુકૂળતા હોય, પરંતુ જો નિષ્ઠા અને પ્રામાણિકતા નહિ હોય તો કોઈ પણ કાર્ય સિદ્ધ થઈ શકતું નથી. પ્રવૃત્તિ કે યોજના તેના કાગળ ઉપરના સ્વરૂપમાં ગમે તેટલી સારી હોય પરંતુ તેનો અમલ કરનારી વ્યક્તિઓના વિચાર અને વર્તનમાં નિષ્ઠા કે પ્રમાણિકતા નહિ હોય તો એ પ્રવૃત્તિ કદી પણ

સફળ બની શકશે નહિ. જો નિષ્ઠા અને પ્રામાણિકતા હોય તો બહુ વિગતપૂર્ણ નિયમોની જરૂર પડતી નથી અને જો એ ગુણો ન હોય તો ગમે તેટલા સૂક્ષ્મ નિયમો પણ સફળતા મેળવવામાં કામિયાબ બની શકતા નથી.

સ્વતંત્ર ભારતના વીસ વર્ષના અનુભવ પરથી આપણે કહી શકીએ કે ભારતમાં લગભગ દરેક ક્ષેત્રે નિષ્ઠા અને પ્રામાણિકતાની કટોકટી પ્રવર્તે છે. આપણા રાજકીય પક્ષો, નેતાઓ, ધારાસભ્યો, સમાજસેવકો, વેપારીઓ, વકીલો, ડૉક્ટરો, એન્જિનિયરો, કૉન્ટ્રાક્ટરો, શિક્ષકો, અધ્યાપકો, સરકારી નોકરો, મજૂરો, વિદ્યાર્થીઓ, વગેરે તમામ વર્ગોની પ્રવૃત્તિઓનું બારીકાઈથી નિરીક્ષણ કરીશું તો આપણને લાગશે કે આ પ્રત્યેક વર્ગમાં નિષ્ઠા અને પ્રામાણિકતાનું પ્રમાણ ઘણું ઓછું છે. નિષ્ઠા અને પ્રામાણિકતા જેમના જીવનનું એક આવશ્યક લક્ષણ છે એવા આપણા ધર્મગુરુઓમાં પણ એનું પ્રમાણ ઓછું થતું જાય છે. આજે સસ્તી પ્રતિષ્ઠા મેળવવાની મનોવૃત્તિ લગભગ બધા જ ધર્મના નેતાઓમાં જોવા મળે છે. ધર્મગુરુઓ ધર્મ સિવાયની પ્રવૃત્તિઓ દ્વારા પણ આમજનતામાં પ્રસિદ્ધિ મેળવવા પ્રયત્ન કરે છે. એમાંના કેટલાકના પ્રયત્નો તો ચર્ચાસ્પદ, શંકાસ્પદ અને હાસ્યાસ્પદ પણ હોય છે. કેટલીક વાર એક જ ધર્મના જુદા જુદા ધર્મગુરુઓ વચ્ચે પ્રસિદ્ધિ મેળવવા માટે છૂપી હરીફાઈ ચાલતી હોય છે. આ બધું અયોગ્ય અને અનિચ્છનીય છે છતાં સમાજમાં ચાલી રહ્યું છે, કારણ કે સમગ્ર સમાજની સામાન્ય નીતિમત્તાનું ધોરણ જ નીચું ગયું છે. વ્યક્તિ ગમે તે વર્ગની હોય. પરંતુ એ સમાજમાં રહે છે અને સમાજના સામાન્ય ધોરણોની અસર તેના વિચાર અને વર્તન પર પડ્યા વગર રહી શકતી નથી.

ભારતની આ સામાન્ય પરિસ્થિતિના સંદર્ભમાં જ શિક્ષણનો પ્રશ્ન વિચારી શકાય. અન્ય ક્ષેત્રોની માફક શિક્ષણ ક્ષેત્રે પણ છેલ્લાં કેટલાંક વર્ષોમાં નિષ્ઠા અને પ્રામાણિકતાનું પ્રમાણ ઘટ્યું છે એ હકીકત છે, અને એને લીધે જ આપણી શિક્ષણ અને પરીક્ષણની પદ્ધતિ યોગ્ય કામ આપી શકતી નથી. શિક્ષણ ક્ષેત્રે નિષ્ઠા અને પ્રામાણિકતાનું પ્રમાણ ઘટ્યું છે એ માટે માત્ર શિક્ષકો કે અધ્યાપકોને દોષ આપવો જરા પણ ઉચિત નથી. શિક્ષણના અંગ તરીકે માત્ર શિક્ષકો નથી. શિક્ષકો ઉપરાંત વિદ્યાર્થીઓ, વાલીઓ, શૈક્ષણિક સંસ્થાઓના સંચાલકો અને સરકાર એનાં અંગો તરીકે કામ કરે છે. શિક્ષણ કે પરીક્ષણની પદ્ધતિને સફળ બનાવવાનું કામ આ બધાં અંગોની નિષ્ઠા અને પ્રામાણિકતા ઉપર આધાર રાખે છે.

આજે વિદ્યાર્થીઓમાં વધુ મહેનત કરવાની વૃત્તિ ઓછી થઈ છે. ઓછી મહેનતે વધુ માર્કસ્ લાવવા માટે વિદ્યાર્થીઓ નોટ્સ, ગાઇડો, ખાનગી વર્ગો અને ટ્યૂશનનો આશ્રય શોધે છે. પરીક્ષા વખતે સંજોગનો મેળવવાં, પેપર ફોડવાં, પરીક્ષા થઈ ગયા પછી પરીક્ષકોનાં સરનામાં મેળવી એમનો સંપર્ક સાધવો, એસ. એસ. સી. બોર્ડ કે યુનિવર્સિટીના કોઈ કર્મચારી દ્વારા થઈ શકે તો કોઈ ગેરરીતિનો આશ્રય લેવો, વગેરે અનેક જાતની તરકીબો વિદ્યાર્થીઓમાં નિષ્ઠા કે પ્રામાણિકતાનો અભાવ સૂચવે છે. વિદ્યાર્થીઓના આવા પ્રયાસોમાં વાલીઓ તેમનાં પુત્ર-પુત્રીઓ સારી રીતે અભ્યાસ કરે છે કે નહિ તે જોવાને બદલે તેઓ દર વર્ષે પરીક્ષા પસાર કરે છે કે નહિ તે જ જોતા હોય છે.

શિક્ષકો કે અધ્યાપકોમાં પણ આજે કામ કરવાની વૃત્તિ પહેલા કરતાં ઓછી નજરે પડે છે. એમાં શિક્ષકોનો દોષ તો છે જ. પરંતુ સાથે સાથે વિદ્યાર્થીઓનો દોષ પણ છે જ. અધ્યાપક સારી રીતે તૈયારી કરીને પ્રવચન આપે છતાં વિદ્યાર્થીઓને એની કદર નહિ હોય તો અધ્યાપક લાંબા સમય સુધી એવી તૈયારી કરવાની મનોવૃત્તિ જાળવી શકતો નથી. એ પણ ધીમે ધીમે ઓછી મહેનતે વિદ્યાર્થીઓને ખુશ કરવાની યુક્તિઓ અજમાવતો થઈ જાય છે. કેટલાક અધ્યાપકોમાં નવું વાંચવાની કે લખવાની દાનત જ હોતી નથી. પરંતુ કેટલાક અધ્યાપકો નિષ્ઠાવાન હોય છે અને તેમનાં પ્રવચનો જ રસિક તથા માહિતીપૂર્ણ બનાવીને જ્ઞાનને વિદ્યાર્થીઓના મગજમાં રેડવાનું કામ કરે છે. વિદ્યાર્થીઓ એવા વિદ્વાન કે મહેનતુ અધ્યાપકોને પારખી શકે છે અને એમને હૃદયથી ચાહતા થઈ જાય છે. પરંતુ એનું એક પરિણામ એ આવે છે કે આવા અધ્યાપકની અન્ય અધ્યાપકો ઈર્ષા કરતા થઈ જાય છે. દરેક શાળા કે કૉલેજમાં કેટલાક અભ્યાસી અને મહેનતુ શિક્ષકોની ઈર્ષા કરનાર અને તેમની સાથે સતત હરીફાઈ કે સંઘર્ષમાં ઊતરનાર શિક્ષકો પણ હોય છે. પરિણામે, શાળા કે કૉલેજમાં રાજકરણ ખેલાતું થઈ જાય છે. આ ખટપટની પ્રવૃત્તિ વિદ્યાર્થીઓ કે

વાલીઓ ઉપર શિક્ષકો વિષે ઘણી ખરાબ અસર ઊભી કરે છે.

શિક્ષણ સંસ્થાઓના સંચાલકોમાં પણ નિષ્ઠા અને પ્રામાણિકતાનું કેટલું પ્રમાણ છે તે એક પ્રશ્ન છે. શાળા કે કૉલેજના સંચાલનમાં આર્થિક અને વ્યાપારી હેતુઓ કામ કરતા થઈ ગયા છે. કેટલીક શાળા કે કૉલેજોનું સંચાલન નફા-નુકસાનની ગણતરીથી જ થવા માડયું છે. વિદ્યાર્થીઓને આકર્ષવા માટે જાતજાતની યુક્તિઓ અજમાવવામાં આવે છે, પ્રલોભનો આપવામાં આવે છે અને જુદી જુદી પ્રવૃત્તિઓ માટે એમની પાસેથી પૈસા પણ ઉઘરાવવામાં આવે છે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં કૉલેજોની સંખ્યા અસાધારણ ઝડપથી વધી રહી છે. પરંતુ બ્રિટન કે અમેરિકાની માફક આપણે ત્યાં ચોક્કસ વિષયના અભ્યાસ માટે કોઈ ચોક્કસ કૉલેજે હજી નામ કાઢયું નથી. ઇંગ્લેન્ડમાં જેમ ઇતિહાસ માટે ઑક્સફર્ડ યુનિવર્સિટી અને અર્થશાસ્ત્ર માટે લંડન યુનિવર્સિટીએ નામ કાઢયું છે તેવી રીતે ઇતિહાસના અભ્યાસ માટે અમદાવાદની અમુક કૉલેજ સારી, અર્થશાસ્ત્ર માટે ભાવનગરની અમુક કૉલેજ સારી, ગણિતશાસ્ત્ર માટે રાજકોટની અમુક કૉલેજ સારી અને રસાયણશાસ્ત્ર માટે સૂરતની અમુક કૉલેજ જ સારી એવી આપણી કૉલેજોની નામના ક્યારે બંધાશે? આપણે ત્યાં તો કઇ કૉલેજ આંતરિક મૂલ્યાંકનના ગુણ વધારે આપે છે, કઇ કૉલેજમાં હાજરીનો વાંધો આવતો નથી, કઇ કૉલેજમાં શિસ્તનો આગ્રહ ઓછો રાખવામાં આવે છે એ બાબતોને જ વિદ્યાર્થીઓ પ્રવેશ લેતાં પહેલાં લક્ષમાં લે છે. સંચાલકો વિદ્યાર્થીઓના આ માનસને સમજતા હોય છે અને તેથી તેઓ વિદ્યાર્થીઓને કૉલેજમાં આવતા અટકાવે એવી શિસ્તનો કે અભ્યાસનો આગ્રહ રાખતા નથી. આચાર્ય, અધ્યાપક, શિક્ષક અને વિદ્યાર્થી સાથેના સંચાલકોના સંબંધોમાં પણ ઘણી વાર અન્યાય કે અપ્રામાણિકતાની ફરિયાદો થાય છે અને કેટલીક વાર તો એ જાહેરમાં ચર્ચાય પણ છે. અલબત્ત, સંચાલકોએ સંસ્થાઓ ચલાવવામાં આર્થિક પાસાંનો વિચાર કરવો જોઈએ પરંતુ શિક્ષણનું ધોરણ, નિષ્ઠા અને પ્રામાણિકતાના ભોગે એ નહિ હોવું જોઇએ એટલું જરૂર કહી શકાય.

સરકાર પણ શિક્ષણને લગતા નિર્ણયો નિષ્ઠા અને પ્રામાણિકતાથી જ લે છે એમ માની શકાય તેવું નથી. શિક્ષણને લગતી નીતિમાં કેટલીક વાર રાજકીય હેતુઓ કામ કરી જતા હોય છે. જે રાજકીય પક્ષની સરકાર હોય છે એ પક્ષની વિચારસરણી તેમાં કામ કરી જતી હોય છે. આમજનતાના સામાન્ય અભિપ્રાય, ઇચ્છા કે આગ્રહને અવગણીને તેની વિરુદ્ધ પણ સરકાર નિર્ણયો લે છે. હકીકતમાં, શિક્ષણને લગતા નિર્ણયો શૈક્ષણિક દૃષ્ટિથી જ લેવાવા જોઇએ, રાજકીય દૃષ્ટિથી નહિ. ગ્રાન્ટને લગતી નીતિમાં પણ કેટલીક વાર પક્ષપાતની ફરિયાદ થાય છે. સરકાર પાસે છેવટની સત્તા હોવાથી તે ધારે તે કરી શકે છે. પરંતુ અનુભવી કેળવણીકારોના અભિપ્રાય વિરુદ્ધ સરકાર જ્યારે નિર્ણયો લે છે ત્યારે તેની અસર છેવટે શિક્ષણ ઉપર પડયા વગર રહેતી નથી.

આમ, આપણે જોઈએ છીએ કે શિક્ષણ સાથે સંકળાયેલાં વિવિધ અંગોમાં નિષ્ઠા કે પ્રામાણિકતાનું પ્રમાણ ઘણું ઓછું છે. અલબત્ત દરેક અંગમાં અપવાદરૂપ આદર્શ વ્યક્તિઓ હોય છે. પરંતુ, એવી જુજ વ્યક્તિઓ શિક્ષણના સમગ્ર માળખા ઉપર અસર પાડી શકતી નથી. આપણે ત્યાં આપણી શિક્ષણ અને પરીક્ષણ પદ્ધતિના અનિષ્ટો દર્શાવીને તેની ઘણી ટીકા કરવામાં આવે છે. પરંતુ જ્યાં સુધી કોઈ પણ પદ્ધતિને સફળ બનાવવા માટે જરૂરી એવી નિષ્ઠા અને પ્રામાણિકતા આપણામાં નહિ હોય ત્યાં સુધી દરેક પદ્ધતિ આપણને અપૂર્ણ જ લાગ્યા કરશે. કોઈ પણ વર્ગની પરીક્ષા કૉલેજ લે, યુનિવર્સિટી લે કે સરકાર લે, પરંતુ પરીક્ષા આપનાર અને પરીક્ષા લેનારમાં જ્યાં સુધી નિષ્ઠા અને પ્રામાણિકતા નહિ હોય ત્યાં સુધી કોઈ પણ પદ્ધતિ સફળ થઈ શકશે નહિ.

એવી જ રીતે શિક્ષણમાં પણ જ્યાં સુધી વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં અભ્યાસની નિષ્ઠા અને વર્તનની પ્રામાણિકતા નહિ આવે ત્યાં સુધી કોઈ પદ્ધતિ સફળ નહિ થઈ શકે. પહેલાં ઇન્ટર સુધીનાં બે વર્ષ અને બી.એ.ના બે વર્ષનો અભ્યાસક્રમ હતો. એ પદ્ધતિ આપણને અયોગ્ય લાગી અને આપણે ઘણી ચર્ચા-વિચારણાને અંતે ત્રિવાર્ષિક અભ્યાસક્રમ અમલમાં મૂકયો. આ અભ્યાસક્રમ પ્રમાણે ચારે ય વર્ષની પરીક્ષાઓ યુનિવર્સિટી લે છે, વર્ષમાં ત્રણ ટેસ્ટ લેવાય છે, ટયુટોરિયલ્સ માટેની

સગવડ છે અને જનરલ એજ્યુકેશનનું પેપર દાખલ કર્યું છે. આ પદ્ધતિ આદર્શ છે. છતાં થોડાં વર્ષમાં એની જે ગંભીર ક્ષતિઓ બહાર આવી છે એ કોઈ મૂળભૂત ખામીઓ નથી, પરંતુ આપણી નિષ્ઠા અને પ્રામાણિકતાના અભાવમાંથી જન્મેલી છે. આ પદ્ધતિમાં આંતરિક મૂલ્યાંકનના માર્ક્સ્ વિદ્યાર્થીઓને અતિશય પ્રમાણમાં આપવામાં આવે છે, પ્રથમ વર્ગમાં પાસ થનારની સંખ્યા તેથી ઘણી વધી ગઈ છે, ટ્યુટોરિયલ્સ્નું મહત્ત્વ રહ્યું નથી અને જનરલ એજ્યુકેશનમાં કોઈ નપાસ થતું નથી! આ બધી ક્ષતિઓ આપણી નિષ્ઠા અને પ્રામાણિકતાને પડકારરૂપ છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી. આમાં બધી જ કૉલેજો નિષ્ઠા અને પ્રામાણિકતા વગરની છે એવું નથી. પરંતુ આ હરીફાઈના યુગમાં કેટલીક કૉલેજો યુનિવર્સિટીના નિયમોની મર્યાદામાં રહીને પ્રામાણિકતાને નેવે મૂકે તો તેની અસર બીજી સારી કૉલેજો ઉપર પણ થોડેઘણે અંશે થયા વગર રહેતી નથી. પછી તો પ્રમાણભાન જેવું કંઈ રહેતું નથી અને જેને જેમ ફાવે તેમ સહુ વર્તે છે—અલબત્ત નિયમોના લેખિત અક્ષરોની મર્યાદામાં રહીને! કહેવાનો આશય એટલો જ છે કે આપણે નિયમોના અક્ષરોનું પાલન કરીએ છીએ, તેના અર્થ કે ભાવાર્થનું નહિ. નિયમોના અક્ષરોનું પાલન પણ આપણે નિષ્ઠા, પ્રામાણિકતા, ઉત્સાહ અને ગંભીરતા વગર કરીએ છીએ.

આ સંદર્ભમાં એક બીજું ઉદાહરણ જોઈએ. અત્યારે કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ એમ માને છે કે વિદ્યાર્થીની મૌખિક પરીક્ષા લેવામાં આવે તો તેની બુદ્ધિશક્તિની સાચી કસોટી થઈ શકે. માનો કે આવી મૌખિક પરીક્ષા દાખલ કરવામાં આવે અને તેના ૫૦ માર્ક્સ રાખવામાં આવે. પરંતુ અત્યારે જેમ આંતરિક મૂલ્યાંકનના ૩૦ ગુણમાંથી વિદ્યાર્થીને ઢગલો કરી દેવામાં આવે છે એવી જ રીતે વ્યાપારી ધોરણે ચાલતી કૉલેજો પેલા ૫૦ માર્ક્સમાંથી વિદ્યાર્થીને ન જોઈતા હોય તો પણ ઢગલો માર્ક્સ આપવા માંડે તો એ પ્રથા આશીર્વાદરૂપ પુરવાર થવાની કે અનિષ્ટકારક? એ મૌખિક પરીક્ષા કદાચ યુનિવર્સિટીએ નીમેલા પ્રતિનિધિઓ લે તો પણ તેમાં ગેરરીતિઓ ન જ થાય એવી ખાતરી કોણ આપી શકશે?

આમ, શિક્ષણ અને પરીક્ષણની કોઈ પણ પદ્ધતિ છેવટે શિક્ષણસમાજની નિષ્ઠા અને પ્રામાણિકતા ઉપર જ આધાર રાખે છે. જો નિષ્ઠા અને પ્રામાણિકતા હોય તો માત્ર મૌખિક પરીક્ષાઓથી પણ વિદ્યાર્થીની કસોટી કરી શકાય. પ્રાચીન ભારતમાં શિષ્ય, ગુરુના ઘેર ઘણાં વર્ષો સુધી રહીને અભ્યાસ કરતો હતો. તેનું શિક્ષણ અને પરીક્ષણ મૌખિક જ થતું હતું. છતાં, નિષ્ઠા અને પ્રામાણિકતાને લીધે એ પદ્ધતિ સંપૂર્ણ હતી. એમાં કોઈ અનિષ્ટ કે આત્મવંચનાને સ્થાન ન હતું.

આપણામાં નિષ્ઠા કે પ્રામાણિકતા ઓછી છે એમ કહીને કોઈને દોષ દેવાનો હેતુ નથી, પરંતુ આપણી શિક્ષણપદ્ધતિ શા માટે સંપૂર્ણ અને ઉપકારક બની શકતી નથી તેનું મૂળ પકડવાનો છે. અગાઉ કહી દીધું છે તેમ, નિષ્ઠા અને પ્રામાણિકતા ફક્ત વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં જ ઓછી છે એવું નથી. આ તો સમગ્ર સમાજની નીતિમત્તાનો પ્રશ્ન છે. અત્યારે રાજકારણનો અત્યંત વેગથી વહેતો પ્રવાહ આપણા શિક્ષણ, સાહિત્ય, સંસ્કાર અને ધર્મને ભીંજવી રહ્યો છે. જો યોગ્ય સમયે આ તત્ત્વોને ઉગારી લેવામાં નહિ આવે તો રાજકારણના જોરદાર પ્રવાહમાં આ બધું તણાઈ જવાનો ભય છે. કાં તો આપણા રાજકારણના ગંદા પાણીને શુદ્ધ કરવું જોઈએ અથવા તો તેનો પટ સાંકડો કરવો જોઈએ જેથી તેના કિનારે રહેલાં આ તત્ત્વો શુદ્ધ અને સલામત રહી શકે.

*

# હોમરુલની ચળવળ—એક અવલોકન

**જયકુમાર ર. શુક્લ**

## પૂર્વભૂમિકા

ઈ. સ. ૧૯૦૭માં સુરતમાં ભરાયેલા અખિલ હિંદ કૉંગ્રેસના અધિવેશનમાં મવાળવાદીઓએ બંધારણમાં કરેલા ફેરફારને કારણે જહાલવાદીઓ કૉંગ્રેસમાંથી દૂર થયા. તેથી, કૉંગ્રેસની લોકપ્રિયતા ઘટી. સને

૧૯૦૮માં બાળ ગંગાધર ટિળકને કારાવાસમાં મોકલવામાં આવ્યા અને તે જ અરસામાં અરવિંદ ઘોષે રાજકારણમાંથી નિવૃત્તિ લીધી. પરિણામે, જહાલવાદીઓ પાસે સંગઠિત રાજકીય પ્રવૃત્તિ ન હોવાથી આતંકવાદી પ્રવૃત્તિ(Terrorist Movement)ને છૂટો દોર મળ્યો. સને ૧૯૧૪માં લોકમાન્ય ટિળકે મંડાલે (બ્રહ્મદેશ) માં છ વર્ષનો કારાવાસ ભોગવ્યો અને તેઓ દેશમાં પાછા ફર્યા. ટિળક લોકનેતા હતા અને આમજનતાને તેમનામાં અગાધ વિશ્વાસ હતો, તેથી તેમના આવવાથી જહાલવાદીઓ ફરી પાછા આગળ આવ્યા.

ઈ. સ. ૧૯૧૫ની સાલમાં મવાળવાદી નેતાઓ ગોપાળ કૃષ્ણ ગોખલે અને સર ફિરોઝશાહ મહેતાના અવસાનના કારણે દેશને મહાન ખોટ પડી. શ્રી દિનશા વાચ્છા આ સમયે વયોવૃદ્ધ થવાને કારણે શારીરિક નબળાઈ ભોગવતા હતા. ગાંધીજી દેશમાં તાજા જ આવ્યા હતા, અને રાજકીય પરિસ્થિતિનો પ્રત્યક્ષ અભ્યાસ કરી રહ્યા હતા. આ સમયે ભારતના રાજકીય મંચ પર બે મહાન સિતારા ઝગમગ્યા—ડૉ. ઍની બેસન્ટ અને લોકમાન્ય ટિળક. થિયૉસૉફિકલ સોસાયટીનાં સંચાલિકા અને આયરિશ મહિલા શ્રીમતી બેસન્ટે સને ૧૯૧૪માં જ ભારતના રાજકારણમાં પ્રવેશ કર્યો. તે જ વર્ષે ઈંગ્લેન્ડ જઈ તેમણે ભારતની વફાદારીના મૂલ્ય પેટે સ્વરાજ્યની માગણી કરી અને ભારત પાછાં ફરી 'ન્યૂ ઇન્ડિયા' નામનું અખબાર શરૂ કર્યું. તેના સપ્ટેમ્બર, ૧૯૧૫ના અંકમાં 'હોમરુલ લીગ' સ્થાપવાની જાહેરાત કરી. સને ૧૯૧૫માં મુંબાઈમાં ભરાયેલા કૉંગ્રેસના અધિવેશનમાં તેમણે 'હોમરુલ લીગ' સ્થાપવાનો ઠરાવ મૂક્યો, પરન્તુ પ્રમુખે તેનો અસ્વીકાર કર્યો.

## બે હોમરુલ લીગની સ્થાપના

ટિળકે પોતાના પક્ષને વધારે મજબૂત બનાવવા તથા સ્વરાજ્ય-પ્રાપ્તિ માટેનું આંદોલન જોરદાર બનાવવા માટે હોમરુલ લીગ તત્કાળ સ્થાપવાનો વિચાર કર્યો. તેમણે મહારાષ્ટ્ર, વરાડ, નાગપુર, બંગાળ અને મદ્રાસમાંથી પોતાના અનુયાયીઓની એક તાકીદની સભા બોલાવી, અને હોમરુલ લીગની યોજના ઘડવા માટે શ્રી. ખાપર્ડેના અધ્યક્ષપદ હેઠળ એક સમિતિ નીમી. કૉંગ્રેસ અધિવેશનના સમયે ટિળકે 'કેસરી'માં હોમરુલ લીગ વિષે લેખમાળા લખી, જેમાં તેમણે લીગના વિચારોનું લંબાણપૂર્વક વિવરણ કર્યું. 'મરાઠા' નામના અખબારના જાણીતા લેખમાં લીગની સ્થાપના કરવાનાં કારણો સમજાવતાં ટિળકે કહ્યું: 'એ બાબત સામાન્ય રીતે સ્વીકારવામાં આવી છે કે લોકમત કેળવવા માટે અને સ્વરાજ્ય મેળવવાની ચળવળ ચલાવવા માટે એક સંગઠન સ્થાપવાનો સમય પાકી ગયો છે.'[1] ૧૯૧૬ના એપ્રિલમાં ટિળકે પૂનામાં 'હોમરુલ લીગ'ની સ્થાપના કરી, અને શ્રી જોસેફ બાપ્ટિસ્ટા નામના એક બૅરિસ્ટરને અધ્યક્ષપદે તથા શ્રી એન. સી. કેળકરને મંત્રીપદે મૂકવામાં આવ્યા. આ ઉપરાંત સર્વશ્રી જી. એસ. ખાપર્ડે, બી. એસ. મુંજે, આર. પી. કરન્દીકર, સાઠે, વઝે, ખ્રેક્વી, વગેરેને કારોબારી સમિતિના સભ્યો તરીકે લેવામાં આવ્યા. જનતાએ ટિળકના આ કાર્યને ઉત્સાહપૂર્વક વધાવી લીધું.

શ્રીમતી ઍની બેસન્ટે આયર્લૅન્ડના લોકપ્રિય નેતા શ્રી રેડમન્ડના નેતૃત્વ હેઠળ ત્યાંની 'હોમરુલ લીગ'ની પ્રવૃત્તિઓનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો હતો, તેથી તેમણે જૂન ૧૯૧૬માં હોમરુલ ફૉર ઇન્ડિયા લીગની લંડનમાં સ્થાપના કરી. ભારતમાં પાછા ફર્યા બાદ તે ચળવળ શરૂ કરીને પહેલી સપ્ટેમ્બર ૧૯૧૬ના દિવસે 'ઇન્ડિયન હોમરુલ લીગ'ની મદ્રાસમાં સ્થાપના કરી.

## હોમરુલ લીગના ઉદ્દેશો

હોમરુલ લીગના ઉદ્દેશ તરીકે શ્રીમતી બેસન્ટે અખિલ હિંદ કૉંગ્રેસના ધ્યેયને જ માન્ય રાખ્યું હતું. તેમના શબ્દોમાં કહીએ તો, નીચેના હેતુઓ સિદ્ધ કરવા માટે હોમરુલની સ્થાપના કરવામાં આવી:

૧. સર્વ કાયદેસરની અને બંધારણીય પ્રવૃત્તિઓ દ્વારા હિંદુસ્તાનને માટે સ્વરાજ્ય (હોમરુલ) પ્રાપ્ત કરવું.

૨. નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ અને તેમના વારસદારોના શાહી તાજ હેઠળ બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વતંત્ર રાષ્ટ્ર થઈને રહેવું અને ગ્રેટ બ્રિટન સાથેના સંબંધો જાળવી રાખવા.

---

1 Ram Gopal: Lok manya Tilak–A Biography. Asia Publishing House, 1956 p. 363

૩. હિંદુસ્તાનના સ્વરાજ્યનો પાયો નાખવામાં ત્રીસ વર્ષની જહેમત ઉઠાવી છે તે રાષ્ટ્રીય કૉંગ્રેસને ટેકો આપી મજબૂત બનાવવી.

૪. હિન્દુસ્તાનમાં સ્વરાજ્યની આવશ્યકતા સમજાવતો શૈક્ષણિક પ્રચાર સતત ચાલુ રાખવો.[૨]

ત્યારે, બીજી તરફ, પોતાની હોમરુલ લીગના હેતુઓ સમજાવતાં ટિળકે એમના અનુયાયીઓને કહ્યું હતું: 'આપણી હોમરુલ લીગ સ્વરાજ મેળવવા સિવાય અન્ય કોઈ હેતુ માટે શરૂ કરવામાં આવી નથી. આપણે તેના દ્વારા બીજી કોઈ પ્રવૃત્તિ શરૂ કરીશું નહિ, અને તેમ કરવું તે યોગ્ય પણ નથી. ...આ લીગની સ્થાપના સ્વરાજ્ય-પ્રાપ્તિના ઉદ્દેશથી કરવામાં આવી છે અને તેના બધા પ્રયત્નો તે દિશામાં જ કરવામાં આવશે. તેમાં બીજા કશાનો સમાવેશ કરવામાં આવશે નહિ.[૩]

આ પ્રમાણે આ બંને લીગના હેતુઓ સ્વરાજ્ય-પ્રાપ્તિના હતા. લોકમાન્ય ટિળક અને શ્રીમતી બેસન્ટે પોતપોતાની સંસ્થાઓનો કાર્યવિસ્તાર નિશ્ચિત કર્યો હતો. મધ્ય પ્રાંત, મુંબાઈ પ્રાંત અને મુંબાઈ શહેરમાં ટિળકની લીગ અને દેશના બાકીના બધા વિસ્તારમાં શ્રીમતી બેસન્ટની લીગે કાર્ય કરવાનું હતું. બેસન્ટની હોમરુલ લીગની '...જાહેરાત પછી થોડા જ દિવસોમાં મુંબાઈ, કાનપુર, અલ્લાહાબાદ, બનારસ, મદનપલ્લી, કુમ્બકોણમ, અડયાર, મદુરા, અહમદનગર, કાલિકટ અને મદ્રાસમાં તેની શાખાઓ સ્થાપવામાં આવી.'[૪]

## 'હોમરૂલ'નું પ્રચાર-કાર્ય

'ટિળક અને બેસન્ટ જેવા નેતાઓ પ્રથમ વિશ્વ-યુદ્ધની પરિસ્થિતિનો લાભ લેવા અને 'બંધારણીય માર્ગે સ્વરાજ્યની પ્રાપ્તિ' કરવાની માગણી માટે લોકમત કેળવવા માગતા હતા.....લોકમાન્યે મહારાષ્ટ્ર, કર્ણાટક, વરાડ અને મધ્ય પ્રાંતોનો ઝડપી પ્રચાર-પ્રવાસ શરૂ કર્યો. તેમને સિંધ, અજમેર, દિલ્હી, ઇત્યાદિ પ્રદેશોમાંથી નિમંત્રણો મળતાં તેઓ ત્યાં પણ ગયા. સરકારે જોયું કે હોમરુલ લીગની બંને સંસ્થાઓ શરૂ થયા બાદ બે જ વર્ષમાં આખા દેશમાં નૂતન જીવન અને નવીન જુસ્સાનો સંચાર થયો હતો; કારણ કે બે હોમરુલ લીગે ચળવળ શરૂ કરી હતી અને તેમાં પણ ખાસ કરીને ટિળકે લાંબી જેલયાત્રા બાદ જાહેરજીવનના મંચ પર પ્રવેશ કર્યો હતો.'[૫] આ રીતે ટિળક વયોવૃદ્ધ હોવા છતાં સ્વરાજ્ય-પ્રાપ્તિના ધ્યેયની સિદ્ધિ અર્થે પ્રવાસ ખેડી પ્રવચનો દ્વારા લોકોમાં જાગૃતિ ફેલાવતા હતા. આ ઉપરાંત તેમની લીગના મંત્રી શ્રી એન. સી. કેળકર પણ ગામડાંના લોકોને આ ચળવળ વિષે માહિતી આપવાની વ્યવસ્થા ગોઠવવા માટે પ્રવાસ કરતા હતા. વક્તાઓની નિમણૂક કરીને તેમને પ્રવચન માટેના મુદ્દાઓ આપવામાં આવતા તથા પ્રચારકાર્ય વખતે તે મુદ્દાઓને વળગી રહેવાની સૂચનાઓ આપવામાં આવતી. દરેક વક્તાને મંત્રીની સહી કરેલો એક પાસ આપવામાં આવતો અને તેને જ લીગ વતી બોલવાનો અધિકાર મળતો હતો. ટિળકે અમદાવાદમાં બે યાદગાર પ્રવચનો આપ્યાં હતાં અને તેને કારણે મુંબાઈ સરકાર ખળભળી ગઈ હતી. ટિળક હોમરુલના પ્રચાર માટે પંજાબ જવાના હતા, પરંતુ ત્યાંના ગવર્નરે તેમને પંજાબમાં પ્રવેશવાની બંધી ફરમાવી હતી.

'૧૯૧૬માં લખનૌમાં ભરાયેલા કૉંગ્રેસના અધિવેશનમાં ડાબેરીઓ મેદાન મારી ગયા અને તેમની (ઍની બેસન્ટની) યોજના સ્વીકારવામાં આવી. લઘુતમ બંધારણીય વિકાસની બુનિયાદ પર રચાયેલી હોમરૂલની ચળવળને ટેકો આપવામાં કૉંગ્રેસ સાથે મુસ્લિમ લીગ પણ જોડાઈ.'[૬] લખનૌ કૉંગ્રેસની બેઠક પૂરી થયા બાદ, હોમરૂલ લીગનું એક સંયુક્ત અધિવેશન એ જ મંચ પર મળ્યું, અને તેમાં બંને લીગમાંથી એક હજારથી પણ વધુ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. તે બતાવે છે કે બંને લીગ વચ્ચે સામ્ય હતું. વળી, ટિળકે સ્પષ્ટતા કરી હતી અને બેસન્ટ તેમની સાથે કબૂલ થયાં હતાં કે બે લીગ હોવા છતાં તે બે વચ્ચે કોઈ પણ જાતનો સંઘર્ષ કે હરીફાઈ નથી. શ્રીમતી બેસન્ટે

2 Annie Besant: Builder of New India, p. 269.
3 Pradhan & Bhagwat: Lokamanya Tilak. p. 281, Jaico Publishing House, Bombay.
4 Ram Gopal: L. Tilak. p. 374.
5 Source Material for a History of the Freedom Movement in India. Vol. II, p. 687.
6 Cunning John: Political India. p. 69.

પોતે લખ્યું છે કે: સને '૧૯૧૫ દરમિયાન હું ફરીથી શ્રી ટિળકને મળી, અને હોમરુલ લીગ શરૂ કરવાનો અમે બન્નેએ નિર્ણય કર્યો, કારણ કે તેમના કેટલાક અનુયાયીઓને હું નાપસંદ હતી અને મારા કેટલાકને તે નાપસંદ હતા. છતાં પણ અમારે એકબીજા સાથે ઝઘડો ન હતો.... શ્રી ટિળક એક લીગના અધ્યક્ષ હતા અને હું બીજા લીગની, બને એકબીજાની સાથે રહીને ઐક્યથી અમે કામ કરતાં હતાં.'૭

## સ્વરાજ્યનો અર્થ

સ્વરાજ્યનો અર્થ સમજાવતાં ટિળકે અહમદનગરમાં આપેલા એક પ્રવચનમાં કહ્યું હતું: 'મારા મિત્ર શ્રી. કેળકરે તમને કહ્યું છે કે સ્વરાજ્યનો અર્થ એવો નથી કે બ્રિટિશરોને હાંકી કાઢીને આપણી સત્તા સ્થાપવાની છે......સ્વરાજ્ય એટલે રાજાને હાંકી કાઢીને તેની સત્તા એક જણના હાથમાં લઈ લેવી એવો અર્થ નથી. તેનો અર્થ એ છે કે લોકોના અધિકારો તેમના હાથમાં સોંપવા ...અમને એ અધિકારો આપો કે જે દેશી રાજ્યો ભોગવે છે......ફક્ત એટલા જ તફાવત સહિત કે અમારે વંશપરંપરાગત વડો જોઇતો નથી. અમે અમારા પોતાના પ્રમુખની વરણી કરીશું. તેમાં ફક્ત તફાવત એટલો જ છે કે અમલદારશાહીની સત્તા અદશ્ય થશે—પરદેશી અમલદારશાહી, લશ્કર અને નૌકાદળની વ્યવસ્થા અંગ્રેજોના હાથમાં ભલે રાખવામાં આવે, જેથી અંગ્રેજોનું રાજ્ય ભયમાં મૂકાય નહિ. રાજ્યનીતિના ઉચ્ચ પ્રશ્નો જેવા કે બીજાં રાષ્ટ્રો સાથે કરારો કરવા અથવા પરદેશની બાબતો અંગ્રેજોના હાથમાં રાખી શકાય. આપણે તો દેશી રાજ્યોની જેમ આંતરિક બાબતોનો વહીવટ કરવાની સત્તા માગીએ છીએ.'૮

ઍની બેસન્ટે શરૂ કરેલ ચળવળ વિષે સમજૂતી આપતાં તેમણે કહ્યું હતું, 'સ્વરાજ્ય (હોમરુલ) એટલે લોકોની, લોકો દ્વારા ચાલતી સરકાર. સ્વરાજ્ય એટલે લોકો માટે કાયદા ઘડવા અને લોકો પાસેથી કર ઉઘરાવવા માટે પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો લોકોનો અધિકાર. કાયદા લોકોના પ્રતિનિધિઓના ઘડેલા ન હોય તો તે જુલમ કહેવાય. લોકોના પ્રતિનિધિઓએ કર ઉઘરાવવા માટે મંજૂરી આપી ન હોય તો તે લૂંટ કહેવાય. સ્વરાજ્ય એટલે દરેક બાળક માટે મફત અને ફરજિયાત શિક્ષણ. સ્વરાજ્ય એટલે દરેક પુખ્ત વયની વ્યક્તિને ગ્રામપંચાયત, તાલુકા બોર્ડ, જિલ્લા બોર્ડ, પ્રાંતિક ધારાસભા અને સર્વોચ્ચ (મધ્યસ્થ) ધારાસભામાં પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાનો અધિકાર.'૯

આ જોતાં કહી શકાય કે 'હોમરુલ' એટલે આંતરિક સ્વરાજ્ય. તે દ્વારા અંગ્રેજોને દેશમાંથી સંપૂર્ણપણે દૂર કરવાની માગણી કરવામાં આવી ન હતી.

## દેશવ્યાપી આંદોલન

'આ વખતે એટલે ૧૯૧૬ની સાલમાં હિંદનો કોઈ સર્વમાન્ય નેતા ન હતો—ભારતની મુક્તિને માટે ઝૂઝનાર કોઈ સેનાની નહોતો. આવે વખતે ઍની બેસન્ટે ધાર્મિક ક્ષેત્રમાંથી રાજકીય ક્ષેત્રમાં, થિયૉસૉફીમાંથી હોમરુલ લીગમાં ઝંપલાવ્યું. તેમણે 'ન્યૂ ઇન્ડિયા' નામનું દૈનિક અને પાછળથી 'કૉમન વીલ' નામનું અઠવાડિક પત્ર ચાલુ કર્યાં. તેમણે જ હોમરુલ શબ્દને પ્રચલિત કરી મૂકયો, અને તેને માટે પ્રબળ ચળવળ આરંભી.'૧૦

'મુંબાઈમાં શ્રીમતી બેસન્ટના કાર્યકરોમાં સર્વશ્રી ઉમર સોબાણી અને જમનાદાસ દ્વારકાદાસ હતા. શ્રી. જમનાદાસે 'યંગ ઇન્ડિયા' નામનું સામયિક શરૂ કર્યું, જેનું તંત્રીપદ તે પોતે જ સંભાળતા હતા; તે પહેલાં પ્રથમ વર્ષે તેમની પ્રવૃત્તિઓ પત્રિકાઓ કાઢવા પૂરતી મર્યાદિત હતી.'૧૧ મુંબાઈમાં હોમરુલની પ્રવૃત્તિઓ સારા પ્રમાણમાં વિકસી હતી અને તેના કાર્યકરોએ વર્ચસ્વ જમાવ્યું હતું. 'મુંબાઈમાં હોમરુલ વાદીઓએ મવાળવાદીઓના કિલ્લા (સમાન) બૉમ્બે પ્રેસિડેન્સી એસોસીએશન પર હુમલો કર્યો અને પંદરમાંથી આઠ પ્રતિનિધિઓ તેઓ કૉંગ્રેસમાં ચૂંટાવી શકયા. લખનૌમાં સબ્જેક્ટ કમિટીમાં મુંબાઈના પ્રતિનિધિઓ ચૂંટવામાં તેઓ આગળ વધ્યા; અને હોમરુલના ઉમેદવારો સિવાયના કોઈ ન ચૂંટાય એવો આગ્રહ સેવ્યો. સર્વશ્રી ગાંધી, હૉર્નિમાન અને પ્રોફેસર આર. પી.

---

૭. Pradhan & Bhagwat: L. Tilak. p. 266
૮. એજન. પૃ. ૨૬૭-૨૬૮

૯. Annie Besant: Buider of New India. p. 270
૧૦. ડૉ. પટ્ટાભી સિતારામૈયા, મહાસભાનો ઇતિહાસ. પૃ. ૧૮૧
૧૧. A History of the Freedom Movement in India'. Vol. XI. p. 690

મંદિરના સભામંડપના નવા મેડા પર હું બેઠો હતો. તેમને પણ ત્યાં જ બોલાવ્યા હતા. ગઈ વખતે નીચે સભામંડપમાં શ્રી. મોડક નામના એક મુસલમાન ગૃહસ્થને બોલાવીને મેં ચર્ચાઓ કરી તેના પર 'મંદિરમાં મુસલમાન આવ્યો' એવી ટીકા ગામવાળાઓમાં થઈ એવું [મારા] કાન પર આવ્યું હતું. આ વખતે શી ટીકા થાય છે તે જોવી રહી.

ભગવાનને 'એકાદશણી', ૧૧ બ્રાહ્મણોને ભોજન, અન્ય સહુ લોકોને ભોજન, વગેરે બધું યથાસાંગ થયું.

ભોજન બાદ વિશ્રાંતિ. અને પછી ગામમાંના લોકોમાંના આગેવાન લોકો—શ્રી. બાપુરાવ ભટ્ટ, શ્રી. નાતૂ, શ્રી. બાપટ, શ્રી રાનડે, શ્રી. પેંડસે, વગેરે—મળવા આવ્યા હતા. આ બધા લોકો એકસરખા કૉંગ્રેસ-વિરોધી, 'કેસરી' પક્ષના અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (R. S. S.)ના પક્ષના કેટલાયે વિરોધી છે. R. S. S. વિષે સરકારની નીતિ શી છે, આગળ જતાં શું કરશે. અને એકંદર પરિસ્થિતિ, વગેરે વિષે પ્રશ્નોત્તરી થઈ. મેં પણ ખૂબ નિખાલસપણે અને મને માહિતી હતી તે પ્રમાણે કહ્યું. એ લોકોને મારી વાતો ગળે ન ઊતરી, પણ મોકળા મનથી, વચ્ચે કોઈ પડદો ન રાખતાં, આત્મીયતાથી ચર્ચા કર્યાનો એમને સંતોષ થયો.

સાંજે ઘરનાં લોકો જોડે વાતોચીતો.

### તા. ૬ મે ૧૯૪૯, શુક્રવાર
### [માવળંગે, દેવરૂખ]

સવારે વહેલાં ઊઠીને [અમે] સહુ તૈયાર થયાં. મંદિરના ડુંગર પરથી (જેને મેં 'નૃસિંહ ગડ' એવું નામ અગાઉ આપેલું છે) નીચે ઊતરીને શ્રી. રાનડેને ત્યાં થોડો ચા-નાસ્તો કરીને માખજન ગામમાં આવીને બરાબર ૮ વાગ્યે દેવરૂખ (૨૭ માઈલ) આવવા નીકળ્યાં. રસ્તામાં ધામણી પાસેના ગરમ પાણીના ઝરા જોવા માટે ૧૫ મિનિટ ઊતરીને ૯–૪૫ વાગ્યે દેવરૂખ મુકામે આવ્યાં. અમારો મુકામ ત્યાંની ઇંગ્રેજી શાળામાં જ હતો. રત્નાગિરીથી શ્રી. ગોપાળરાવ પંડિત, શ્રી. નાના પંડિત, શ્રી બાબીકાકા સરદેસાઈ (ગોવિલ)–તેઓ માવળંગેથી અમારી સાથે ખાસ હતા–, શ્રી. ભિનિવાલે હેડમાસ્તર, મારા પ્રથમ ઇંગ્રેજી શિક્ષક શ્રી. બાપૂકાકા દેસાઈ, સ્થાનિક વકીલ મંડળ પૈકી શ્રી. પિત્રે, શ્રી. નામજોશી, વગેરે લોકોએ અમારું સ્વાગત કર્યું. ચા-પાણી થયાં. પછી શાળાના ડ્રૉઇંગ–શિક્ષક શ્રી. પાનવલકરે સાપના પ્રયોગો બતાવ્યા. એમણે એક પિંજરામાં સાપ–નાગ–રાખ્યો હતો તે બહાર કાઢીને એને [હાથમાં] ઝાલી બતાવ્યો અને તે કરડે ત્યારે ઝેર કેવી રીતે ઓકે છે તે બતાવ્યું.

બપોરના જમણ માટે અમે સહુ લોકો ગામમાં શ્રી. ભિનિવાલે માસ્તરને ત્યાં ગયાં અને પછી પાછાં ફરીને વિશ્રાંતિ.

૩ થી ૪ સુધી શાળાને અડીને જ અમારા વૈદ્ય ટ્રસ્ટ તરફથી જે ઔદ્યોગિક વર્ગ–રૂ નો, કતાઈ-બુનાઈ નો–શરૂ કર્યો છે અને જેને માટે હું ખાસ દેવરૂખ આવ્યો ત્યાં ત્રીજા અને ચોથા ધોરણનાં બાળકોનું સમૂહ કાંતણ થયું. હું પણ થોડો વખત કાંતવા બેઠો.

પછી વાતોચીતો વગેરે અને શાળાના કારોબારી મંડળની મારા પ્રમુખપદ હેઠળ સભા. મુખ્ય પ્રશ્ન વૈદ્ય ટ્રસ્ટ તરફથી જે ઔદ્યોગિક શિક્ષણ આપવા માટે અમે શાળાને દેણગી આપવાના (આશરે દસ હજાર રૂપિયાની) તે [રકમ] શાળાએ કઈ શરતો પર લેવી? અમે શરતો અગાઉ લખી જણાવી જ છે. કારોબારી મંડળના અન્ય સભ્યોને એમાંની ૧-૨ શરતો વિષે મુશ્કેલી લાગતી હતી. એ [શરતો] વિષે ચર્ચા થઈ. ઔદ્યોગિક વિકાસ દેશમાં કેવી રીતે થાય, ઉદ્યોગધંધા કેન્દ્રિત કે વિકેન્દ્રિત એ સવાલ બાજુ પર રાખીએ તો પણ શૈક્ષણિક દૃષ્ટિથી કતાઈ, બુનાઇ જોઈએ એટલું તત્ત્વ માન્ય હોય તો પણ પૂરતું છે એવું મેં કહ્યું અને તે સહુના ગળે ઊતર્યું એમ લાગ્યું. શરતોની ચર્ચા થઇને સર્વસંમતિ થઈ એ પ્રમાણે ઠરાવ થયો અને તે નોંધવામાં આવ્યો. સોસાયટીના અધ્યક્ષ તરીકે હું છું. પણ મને આમાંથી મુક્ત કરવો એવી મેં કારોબારી મંડળને વિનંતી કરી. મારું મુખ્ય કારણ એટલે, હવે ફરી હું દેવરૂખ ગામમાં આવીશ જ એવું મને લાગતું નથી. સને ૧૮૯૭ થી સને ૧૯૦૦ સુધી [હું દેવરૂખમાં] હતો. સ્મરણો મધુર છે. ફરી [માવળંકર કુટુંબના] ઇતિહાસના નિમિત્તે ૧૯૨૫ની સાલથી આજ સુધી અવારનવાર [દેવરૂખ] આવતો રહ્યો. પણ હવે કૌટુંબિક ઇતિહાસની મારા પૂરતી પૂર્તતા થયાથી

પરાંજપેનો હોમરુલવાળાએ વિરોધ કર્યો અને તેથી તેઓ હાર્યા; અને કૉંગ્રેસ પ્રમુખની સીધી નિમણૂક દ્વારા જ શ્રી. ગાંધી અને પ્રોફેસર પરાંજપે તેમાં દાખલ થઈ શકયા હતા.[૧૨]

સને ૧૯૧૭માં સમસ્ત દેશમાં આ ચળવળને ઘણો સારો વેગ મળ્યો અને ભારે રાષ્ટ્રીય જાગૃતિ આવી. તેથી, ઉત્તરોત્તર વધતા જતા પોલીસના કડક દમનની શરૂઆત થઈ. 'હોમરુલની ઘોષણા દેશને ખૂણે ખૂણે પહોંચી ગઈ અને આખા દેશમાં, ઠેકઠેકાણે હોમરુલ લીગની સ્થાપના થઈ. છાપાંઓના કડક કાયદા હોવા છતાં પણ ઍની બેસન્ટની આગેવાની નીચે વર્તમાનપત્રો પ્રબળ થયાં અને લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારે હુકમ કાઢી, વિદ્યાર્થીઓને રાજકીય ચળવળમાં ભાગ લેવાની મનાઈ કરી...બેસન્ટના દૈનિકપત્ર 'ન્યૂ ઇન્ડિયા' અને અઠવાડિક 'કૉમન વીલ' પાસે એકંદર ૨૦ હજારની જામીનગીરી માગવામાં આવી અને તે જપ્ત થઈ.'[૧૩]

## આગેવાનોની અટકાયત અને તેની અસર

સને ૧૯૧૭ના જૂનની ૧૫મી તારીખે શ્રીમતી ઍની બેસન્ટ, શ્રી. અરુન્ડેલ તથા શ્રી. બી. પી. વાડિયાને અટકમાં રહેવાની નોટિસ બજાવવામાં આવી અને તેમને રહેવા માટેનાં ૭ સ્થળો સૂચવવામાં આવ્યાં. સરકારની તકેદારી હોવા છતાં બેસન્ટ પોતાના દૈનિક 'ન્યૂ ઇન્ડિયા'માં છડેચોક લખતાં જ રહ્યાં. 'તેમની અટકાયત દરમિયાનની ચળવળમાં ખાનગી સભાઓ શાંતારામની ચાલમાં ભરાતી, તેમાં બન્ને 'લીગ'ની મુંબાઈની શાખાઓ તરફથી સર્વશ્રી હૉર્નિમાન, ઉમર સોબાણી, જમનાદાસ દ્વારકાદાસ, વેલકર અને સાઠે તથા પ્રસંગોપાત સર્વશ્રી બાપ્ટિસ્ટા અને ઝીણા જેવા નેતાઓ ભાગ લેતા.'[૧૪] ભારતના હોમરુલ આંદોલને આ સમયે ઘણું ઉગ્ર અને વ્યાપક રૂપ ધારણ કર્યું હતું. શ્રીમતી બેસન્ટ ઉપરાંત અનેક નેતાઓને અટકમાં લેવામાં આવ્યા હતા; જેમાં મૌલાના અબુલ કલામ આઝાદ, મૌલાના મહમ્મદઅલી, મૌલાના શૌકતઅલી, વગેરેનાં નામ ઉલ્લેખનીય છે.

બીજી બાજુ, સરકારે પણ આ આંદોલનને દમનનીતિ દ્વારા કચડી નાખવાના પ્રયત્નો આદર્યા. માર્ચ ૧૯૧૭માં દેશની બધી પ્રાંતિક સરકારોને એક પરિપત્ર પાઠવીને હોમરૂલની ચળવળ સામે કેવાં પગલાં લેવાં તે બાબતની સૂચનાઓ સરકારે આપી હતી. કાયદાનો ભંગ થાય તો કાયદેસર કાર્યવાહી ચલાવવા તેમાં જણાવ્યું હતું. 'ટિળકની હોમરુલ લીગનું પ્રથમ વાર્ષિક અધિવેશન નાશિકમાં મે ૧૭ અને ૧૮ને રોજ મળ્યું. તે વર્ષે લીગના ૧૪,૦૦૦ સભ્યો નોંધાયા હતા. ટિળકના અભિપ્રાય મુજબ કૉંગ્રેસ અનેક પ્રશ્નો પર ઠરાવો કરતી હતી, પરંતુ કાર્ય ઘણું ઓછું કરતી હતી. જ્યારે હોમરુલ લીગ પાસે સ્વરાજ્ય મેળવવાનો જ ઉદ્દેશ હતો અને પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ તે માટે જ તે કરતી...હોમરુલની ચળવળની મહાન સફળતા એ હતી કે સને ૧૯૧૭ની કૉંગ્રેસના પ્રમુખપદે શ્રીમતી બેસન્ટ ચૂંટાયાં હતાં.[૧૫] ટિળકના માનવા મુજબ, શ્રીમતી બેસન્ટની ધરપકડની આખા દેશ પર અસર પડી. એક જ અઠવાડિયામાં પં. મદનમોહન માલવિયા, સુરેન્દ્રનાથ બૅનરજી, મહમદઅલી ઝીણા અને બીજા ઘણા જાણીતા નેતાઓ લીગમાં જોડાયા. ટિળકે ૨૬મી જૂન, ૧૯૧૭ના 'કેસરી'ના લેખમાં શ્રીમતી બેસન્ટની ધરપકડના પગલાને વધાવી લીધું અને લૉર્ડ પેન્ટલૅન્ડ (મદ્રાસના લેફ્ટેનન્ટ ગવર્નર)ને હોમરુલના નેતાઓના શ્રેષ્ઠ મિત્ર તરીકે બિરદાવ્યા હતા. તેમણે લખ્યું : 'છેલ્લા આઠ દિવસ દરમિયાન, પેન્ટલૅન્ડના કૃત્યને હજારો માણસોએ વખોડી કાઢયું છે, અને જે લોકો હોમરુલ લીગની પ્રવૃત્તિઓ તરફ બેપરવાહ રહેતા હતા, તેઓ હજારોની સંખ્યામાં તેમાં જોડાવા લાગ્યા. જહાલ અને મવાળ પક્ષ વચ્ચેના ભેદ દૂર થઈ ગયા. અલ્લાહાબાદમાં આગેવાન વ્યક્તિઓએ હોમરુલ લીગની સ્થાપના કરી, કલકત્તાએ હોમરુલ માટે આખા બંગાળમાં આંદોલન શરૂ કરવાનો નિર્ણય કર્યો, લખનૌના મુસ્લિમ અધિવેશને લૉર્ડ પેન્ટલૅન્ડની સ્પષ્ટપણે ટીકા કરી અને શ્રીમતી બેસન્ટ પ્રત્યે તેમની સહાનુભૂતિ દર્શાવી હતી. લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્યો, બૅરિસ્ટરો, વકીલો અને બીજા ઘણા જેઓ સામાન્ય રીતે તરત લીગમાં જોડાય નહિ તેઓ હવે જોડાવા આગળ આવ્યા. દમન કરવામાં

૧૨. એજન પૃ. ૬૯૧.
૧૩. સ. ઈ. પૃ. ૧૮૯.
૧૪. Hist. of F. M. I., Vot. II. p. 693.
૧૫. Ram Gopal : L. Tilak. p. 343.

આવે તો પણ અટકવું નહિ એવો હજારોએ નિર્ણય કર્યો......સર એસ. સુબ્રહ્મણ્ય આયરે શ્રીમતી બેસન્ટ અને તેમનાં સાથીદારોની કેદના વિરોધમાં પોતાનો 'સર'નો ખિતાબ ત્યજી દીધો અને એક અરજી લખી તેમાં ઘણાં માણસોની સહીઓ લીધી.'[16] આ પ્રમાણે આ ચળવળ સરકારની દમનનીતિને કારણે વધુ લોકપ્રિય બની એટલું જ નહિ, પરંતુ સમાજના બધા વર્ગોના લોકોમાં વિશ્વાસ પેદા થયો કે સ્વરાજ્ય લાવવાનો આ જ એક માર્ગ છે. તેથી સરકારનો સંપૂર્ણપણે વિરોધ કરવા લોકો તત્પર થયા. સાતારા, ભરૂચ અને મુંબાઈમાં ટિળકે હોમરુલની માગણી વિષે ભાષણો આપ્યાં અને તેના પ્રચાર માટે સતત આગ્રહ સેવ્યો. હોમરુલના નેતાઓને મુક્ત કરવા માટે સરકાર સમક્ષ નિવેદનો અને ઠરાવો મોકલવામાં આવ્યા. સભાઓ ભરીને વિરોધ દર્શાવતા ઠરાવો પસાર કરવામાં આવ્યા. પરિણામે 'બેસન્ટ, અરુન્ડેલ તથા વાડિયાને અટકમાંથી છોડાવવા 'પૅસિવ રેઝિસ્ટન્સ' કરવાની યોજના થઈ રહી હતી. સને ૧૯૧૭ના જુલાઈમાં મહાસમિતિ અને મુસ્લિમ લીગની સંયુક્ત સભા બોલાવવામાં આવી...મહાસમિતિ અને લીગ–કાઉન્સિલની આ સભાએ દેશની ચાલુ પરિસ્થિતિ પરત્વે તૈયાર કરેલા નિવેદનમાં ઍની બેસન્ટ, અરુન્ડેલ તથા વાડિયાની અટકાયત સામે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો'.[૧૭] આ ઉપરથી જોઈ શકાય છે કે શ્રીમતી બેસન્ટના કાર્યને આખા દેશે આવકાર્યું હતું એટલું જ નહિ પરંતુ જરૂર પડે તો તેમને છોડાવવા માટે આંદોલન ચલાવવા પણ દેશના અગ્રગણ્ય નેતાઓ તૈયાર હતા. આખા દેશમાં ઉત્તેજના અને આશાનું વાતાવરણ ઉત્પન્ન થયું અને લોકોને એમ લાગ્યું કે આ ચળવળ વ્યર્થ નહિ જાય.

### મૉન્ટેગ્યૂની જાહેરાત અને નેતાઓની મુક્તિ

આ પરિસ્થિતિમાં દેશનેતાઓ, ઇંગ્લૅન્ડની સરકારને ભારતના સંજોગોથી માહિતગાર કરવા માટે, એક પ્રતિનિધિમંડળ ઈંગ્લેન્ડ મોકલવાનું વિચારતા હતા. તે સમયે, ૨૦ ઑગસ્ટ, ૧૯૧૭ ના દિવસે બ્રિટિશ સરકારના હિંદી વજીર મિ. મૉન્ટેગ્યૂએ એક ઐતિહાસિક જાહેરાત કરી. તેમાં જણાવ્યું કે, 'નામદાર શહેનશાહની સરકારની એ નીતિ છે, અને ભારતની સરકાર તે સાથે સંપૂર્ણ રીતે સહમત છે, કે ભારતના વહીવટની દરેક શાખામાં ભારતીયોને વધુ ને વધુ સામેલ કરવા, અને ક્રમે ક્રમે સ્વશાસિત સંસ્થાઓનો વિકાસ કરીને બ્રિટિશ સામ્રાજ્યના એક અંગ તરીકે ભારતમાં ધીરે ધીરે જવાબદાર શાસનતંત્રની સ્થાપના કરવી'. તેમણે એમ પણ જાહેર કર્યું કે પોતે આ અંગે વાટાઘાટો કરવા ભારત જશે. ભારતના બંધારણીય ઇતિહાસમાં આ જાહેરાત મહત્ત્વની ગણાય છે; કારણ કે તે દ્વારા ભારતને જવાબદાર રાજ્યતંત્ર આપવાની બ્રિટિશ નીતિ સૌ પ્રથમવાર જાહેર કરવામાં આવી.

આ નવી નીતિના અનુસંધાનમાં શ્રીમતી બેસન્ટ અને તેમના સાથીઓને ૧૭ સપ્ટેમ્બર, ૧૯૧૭ને દિવસે મુક્ત કરવામાં આવ્યાં. દેશમાં આશા અને સંતોષનું વાતાવરણ ફેલાયું. નેતાઓને લાગ્યું કે રાજદ્વારી અધિકારોની પ્રાપ્તિ માટે લોકોએ જે બલિદાનો હોમરુલની ચળવળ માટે આપ્યાં છે, તે વ્યર્થ નહિ જાય. પણ પરિણામ એ આવ્યું કે હોમરુલની ચળવળ શિથિલ પડવા માંડી!

શ્રીમતી બેસન્ટને મુક્ત કર્યાં તે પહેલાં ટિળકે કૉંગ્રેસના આગામી અધિવેશનના અધ્યક્ષપદ માટે તેમના (બેસન્ટના) નામની દરખાસ્ત મૂકીને મહાસમિતિ પાસે સ્વીકારાવી હતી. 'આપણે તેમને માટે કેટલી તીવ્ર લાગણી ધરાવીએ છીએ તે પૂરવાર કરવું હોય તો,' ટિળકે કહ્યું, 'આપણે તેમને આગામી કૉંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટવાં જોઈ એ'.[૧૮] અલ્લાહાબાદમાં મળેલી મહાસમિતિમાં શ્રીમતી બેસન્ટ અને ટિળક બંને નેતાઓએ સાથે હાજરી આપી. તે વખતે તે બંને મહાન નેતાઓનું અભૂતપૂર્વ સ્વાગત કરવામાં આવ્યું હિંદી–વજીર મિ. મૉન્ટેગ્યૂએ પોતાની નોંધપોથીમાં લખ્યું કે, 'શ્રીમતી બેસન્ટ અને ટિળકે કૉંગ્રેસને પૂરેપૂરી કબજે કરી છે. કૉંગ્રેસમાં મવાળપક્ષ સાફ થઈ ગયો છે. કૉંગ્રેસ સંપૂર્ણ રીતે હોમરુલથી જ ઓળખાય છે'. હોમરુલની ચળવળથી મવાળવાદીઓ રાજકીય ક્ષેત્રમાંથી ફેંકાઈ ગયા. ૧૯૧૭માં શ્રીમતી બેસન્ટ કલકત્તાના કૉંગ્રેસ અધિવેશનમાં પ્રમુખપદે ચૂંટાઈ આવ્યાં તે ઘટના હોમરુલ ચળવળની મહાન સફળતા દર્શાવે છે. લોકોમાં કહેવાવા લાગ્યું હતું કે એ તો શ્રી બેસન્ટ અને ટિળકની કૉંગ્રેસ હતી.

16. P & B: L. Tilak. p. 285
૧૭ ડૉ. પ. સિ.: મ. ઈ. પૃ. ૧૯૧

18. P. & B.: L. Tilak. p. 288

### હોમરુલનો પરદેશમાં પ્રચાર

ભારતની હોમરુલની ચળવળને ટેકો આપવા માટે ન્યૂયૉર્કમાં ઇન્ડિયા હોમરુલ લીગ સ્થાપવામાં આવી હતી. સર સુબ્રહ્મણ્ય આયરે ભારતની સ્વરાજની માગણીની રજૂઆત કરતો એક પત્ર અમેરિકાના પ્રમુખને લખ્યો હતો અને તેને ત્યાંના અખબારોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. હોમરૂલના પ્રચાર માટે અમેરિકામાં સને ૧૯૧૮માં 'યંગ ઇન્ડિયા' નામનું સાપ્તાહિક શરૂ કરવામાં આવ્યું હતું. સર્વશ્રી લાલા લજપતરાય, ડૉ. એન. એસ. હર્ડિકર અને કે. ડી. શાસ્ત્રી હોમરુલ લીગના પ્રચાર માટે અમેરિકા ગયા હતા. ત્યાં તેમણે અનેક જાહેર સભાઓ ભરીને ભારતની સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો હતો તથા બ્રિટને ભારત વિરુદ્ધ કરેલ ખોટા પ્રચારનો ભાંડો ફોડી નાખ્યો હતો. સાન ફ્રાન્સિસ્કોમાં લીગની એક શાખા સ્થાપવામાં આવી હતી. શ્રી. હર્ડિકરે સતત ચાર માસ સુધી ૨૦ રાજ્યોમાં વિસ્તૃત પ્રવાસ ખેડીને ૮૩ પ્રવચનો આપ્યાં હતાં અને ૨૫ અધિવેશન ભર્યાં હતાં.

લંડનમાં હોમરુલ ફૉર ઇન્ડિયા લીગ સ્થાપવામાં આવી હતી. તે સંસ્થામાં કૉંગ્રેસની 'બ્રિટિશ કમિટી', 'ધ બ્રિટન ઍન્ડ ઇન્ડિયા એસોસીએશન' અને 'યુનાઇટેડ ઇન્ડિયા સોસાયટી'ના સહકારથી કામ કરતી હતી. હોમરુલની માગણીનો કેસ રજૂ કરવા માટે સર્વશ્રી. ખાપર્ડે, વિઠ્ઠલભાઈ પટેલ અને ડૉ. સાઠેનું એક પ્રતિનિધિ મંડળ ઇંગ્લૅન્ડ મોકલવામાં આવ્યું હતું. આ પ્રચારના પરિણામે કેટલાક અમેરિકન અને અંગ્રેજ રાજપુરુષોએ ભારતને સ્વરાજ્ય આપવાની માગણી કરી હતી.

**ઉપસંહાર :**

હોમરુલની ચળવળ બંગભંગ અને સ્વદેશીની ચળવળના પરિણામ રૂપે શરૂ થઈ હતી. પ્રથમ વિશ્વ-વિગ્રહ અને દક્ષિણ આફ્રિકા તથા બીજાં સંસ્થાનોમાં ભારતવાસીઓ પ્રતિ ભેદભાવભર્યા વર્તનને કારણે તે ચળવળને પ્રેરણા મળી હતી. આ ચળવળે ભારતના મુક્તિ સંગ્રામને નવો વળાંક આપ્યો, અને દેશ સમક્ષ સ્વરાજ્યની એક નક્કર યોજના રજૂ કરી. આ ચળવળે એમ બતાવી આપ્યું કે કૉંગ્રેસ જો ખરેખર સ્વરાજ્ય મેળવવા માગતી હોય તો તેણે આરામપ્રિય રાજપુરુષોની સંસ્થા મટી જઈને, દેશને માટે સતત અને સખત પરિશ્રમ કરીને જાહેર સેવા કરી શકે એવા નેતાઓની સંસ્થા બનવું પડશે.

હોમરુલની ચળવળે સ્વરાજ્ય-પ્રાપ્તિ માટે રાષ્ટ્રનાં સર્વ સાધનોનો ઉપયોગ કરવાની બાબત પર ભાર મૂક્યો. તે માટે જ ટિળકે કૉંગ્રેસ-લીગ યોજનાનો સ્વીકાર કર્યો હતો.[18]

૧૮ P & B.: L. Tilak. p. 258.

*

# ભારત અને રશિયા: પલટાતા સંબંધની એંધાણી

રાજુ પંડિત

રશિયા–ભારતના સંબંધ તૂટી નથી ગયા, પણ એમાં ચીરાડ પડી છે. આ ચીરાડ પાડવાની પહેલ રશિયાએ કરી છે; ભારતને ખીજવવા નહીં, પરંતુ આ દેશની સરકાર ખીજવવા સિવાય બીજું કશું જ નુકસાન કરવાની શક્તિ ગુમાવી બેઠી છે એની છેલ્લાં ૭ વર્ષમાં પાકી પ્રતીતિ થવાને કારણે. રશિયાએ ક્રુશ્ચોવને ખુરશી પરથી ગબડાવી પાડ્યો ને નેહરુને કુદરત આ દુનિયામાંથી ખેંચી ગઈ. ક્રુશ્ચોવના અનુગામીઓએ એની વિદેશ નીતિનું કડક પૃથક્કરણ કર્યું ને અંતે એમાં ધીમું પણ મક્કમ પરિવર્તન આણવા માંડ્યું. નેહરુ ગયા, પણ એમની વિદેશ નીતિને સાવ બદલાયેલા સંજોગોમાં પણ આપણે વહાણના નાળી માફક પકડીને બેઠા છીએ.

રશિયાએ તાશ્કંદ કરાર કરાવ્યા પછી ભારત–પાકિસ્તાનના સંબંધો અંગે કાંઈક તટસ્થ વલણ અપનાવવા માંડ્યું છે. જે ભારપૂર્વક ક્રુશ્ચોવે કાશ્મીરને ભારતના અંતર્ગત ભાગ તરીકે જાહેર કરીને નેહરુને ખુશખુશાલ કરી મૂકેલા ને સલામતી સમિતિમાં કાશ્મીર સમસ્યા વિશે ભારતને સલામત રાખેલું–વીટો વાપરીને–એ નીતિ પલટવા માટે કોસીગિન–બ્રેઝનેવ કૃતનિશ્ચયી

બન્યા હોય એવાં એંધાણુ વરતાય છે. પાકિસ્તાનને અત્યાર સુધી સામ્રાજ્યવાદનું પ્યાદું ગણુતા સામ્યવાદી દેશે, સીટો ને સેન્ટોના લશ્કરી કરારથી હજુ પણુ બંધાયેલા દેશને, સંરક્ષણુ માટે ઉપયોગી એવી શસ્ત્રસહાય આપી છે. આથી, સોવિયેટ–પાકિસ્તાન સંબંધોમાં અણુચિંતવ્યો પલટો આવ્યો છે.

આપણી વિદેશ નીતિના નિર્માતાઓએ સોવિયેટ–ભારત મૈત્રી શાશ્વત જ હોય એ રીતે સોવિયેટ સિદ્ધિઓ વિષે ભાટાઇ કર્યા કરેલી. ('હિંદી–ચીની ભાઈભાઈ' ગાવામાં કરેલી એમ). હવે એ બાધા સાબિત થયા છે. ચેકોસ્લોવાકિયામાં સોવિયેટ લશ્કરે જે પાશવલીલા આચરી એથી ધૃણા અનુભવીને એને વખોડી કાઢવાને બદલે આપણે માત્ર 'ખેદ' વ્યક્ત કરી બેસી રહ્યા, હંગેરીની ક્રાંતિ પ્રસંગે જે કાળી ટીલડી આપણી લોકશાહી ને સ્વતંત્રતા ઉપર નેહરુએ લાગવા દીધી હતી એને એમની દીકરીએ ખાસ્સી મોટી થવા દીધી. ઇઝરેલ–ઇજિપ્ત યુદ્ધ વખતે આપણે નાસરને વહાલા થવા સૌથી વહેલા દોડી ગયા ને મૂરખ સાબિત થયા. આ પ્રસંગે આપણુને વાડ પર બેઠાં બેઠાં વિચાર કરવાનું જરૂરી લાગ્યું, પરદેશ નીતિ તાટસ્થ્યને વરેલી ખરી ને? ઇઝરેલે સ્વરક્ષણુ કર્યું એમાં પંચશીલનો છડેચોક ભંગ થયો; રશિયાએ ને બીજા ચાર સામ્યવાદી દેશોએ એક નાનકડા દેશ ઉપર છડેચોક હુમલો કરી એના આંતરિક સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારી એમાં પંચશીલ કરારની ભાવનાનું શું કોઈ રક્ષણુ થયું? ગજબ બુદ્ધિ લડાવે છે આ વિદેશ પ્રધાન બાઈ! ક્યાં સુધી આપણી વિદેશ નીતિ એકાદ વ્યક્તિના મનના તુક્કા પ્રમાણે ચાલ્યા કરશે?

રશિયા આપણુને હાલ તુરત ધક્કો તો નહીં મારે, કારણુ કે એશિયામાં ભારત ખૂબ જ મોટો–ભૌગોલિક દૃષ્ટિએ—દેશ છે. આપણી સાથેનો વેપાર–સંબંધ ટકી રહેશે, આપણુને મળતી સહાય પણુ સાવ બંધ નહીં થાય; પરંતુ આપણે જે દેશ પ્રત્યે અવિશ્વાસની લાગણી અનુભવીએ છીએ એ દેશ–પાકિસ્તાન–સાથેની એની દુશ્મનાવટની લાગણીએ પૂરો પલટો લીધો છે. રશિયાને ભારત અને પાકિસ્તાન બંને દેશો વચ્ચે મૈત્રીની સમતુલા જાળવવાનું જરૂરી લાગ્યું છે. આ સમતુલા જાળવવાનું કામ ખૂબ કપરું છે, વિદેશ નીતિના નિષ્ણાતોની કસોટી કરાવે એવું છે; પરંતુ આમ કરવાનું રશિયાએ મુનાસીબ માન્યું છે, એનું એક કારણુ પાકિસ્તાનને ચીનના પાસામાંથી પાછું ખેંચી લેવા માટેનું પણુ હોય. બીજું કારણુ, ભારતમાં પોતાની વગ ટકાવી રાખવા વિષેની અશ્રદ્ધા હોય. સોવિયેટ નિષ્ણાતોને ખાતરી જ હશે કે પાકિસ્તાનને લશ્કરી સહાય આપવાથી ભારત જરા બડબડાટ કરવા ઉપરાંત વિશેષ કાંઈ નહીં કરી શકે. અંતે તો કાશ્મીર અંગે સહકાર ગુમાવવાની બીકે ચૂપ જ રહેશે. ખરેખર બન્યું છે પણુ એમ જ. આપણે થોડો ઉભરો ઠાલવ્યો પણુ અંતે તો નવી પરિસ્થિતિ સાથે ગોઠવાઈ ગયા. એટલી હદે કે ચેકોસ્લોવાકિયા અંગે પ્રજાની ઊંડી લાગણીને અવગણીને સલામતી સમિતિમાં આપણે અત્યાચાર અંગે 'તાટસ્થ્ય' જાળવ્યું. સોવિયેટ નીતિ પલટાઈ રહી છે એ સમયે આપણા લાંબા ગાળાના હિતને લક્ષમાં લઈ વિદેશ નીતિમાં જરૂરી ફેરફાર આપણે નહીં કરીએ તો આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સાવ નપુંસક બની જઇશું.

ભારત-સોવિયેટ સંબંધમાં હવે ત્રીજો તબક્કો શરૂ થાય છે. પહેલા તબક્કા (૧૯૪૭ થી ૧૯૫૩)માં સોવિયેટ રશિયાનું ભારત પ્રત્યેનું વલણુ ધૃણાભર્યું હતું. નેહરુને ને ગાંધીજીને પ્રવદા 'પ્રત્યાઘાતી', 'સામ્રાજ્યવાદીઓના પગ ચાટતા કૂતરા', 'જૂનવાણી' વગેરે વિશેષણોથી નવાજતું. સોવિયેટ એન્સાઇક્લોપીડિયાની એ ગાળાની આવૃત્તિમાં પણુ નેહરુ–ગાંધીજી કે અન્ય રાષ્ટ્રીય નેતાઓ વિષે એક પણુ સારો શબ્દ લખવામાં ન આવતો. એ સ્ટાલિન-યુગ હતો ને સ્ટાલિનને મન આ બધા રાષ્ટ્રીય નેતાઓ પ્રત્યાઘાતીઓ હતા. સ્ટાલિનના મૃત્યુ પછી રશિયાના ભારત પ્રત્યેના વલણુમાં નોંધપાત્ર ફેરફાર થવા માંડયો. એ નોંધવું જોઈએ કે સામ્યવાદી જગતમાં ભારત પ્રત્યેનું વલણુ બદલવાની પહેલ ચીને કરી હતી. રશિયાને ભારતની બિનજોડાણુની નીતિ સમજતાં ને સ્વીકારતાં ઠીકઠીક વાર લાગી. એ માટેનો યશ મુખ્યત્વે ખ્રુશ્ચોવને ફાળે જાય છે.

બીજા તબક્કામાં, એટલે કે સને ૧૯૫૩ થી ૧૯૬૮ના ગાળામાં ભારત–સોવિયેટ સંબંધ ઘણો વિકસ્યો છે. રશિયા-

એ ભારતને જાહેર ક્ષેત્રે કારખાનાં સ્થાપવામાં ઠીક ઠીક સહાય (રૂપિયા ૭૪૦ કરોડ જેટલી) આપી છે; વળી, આયાતના માલનાં નાણાં રૂપિયામાં ચૂકવવાનો કરાર કરીને રશિયન માલ ખરીદવાનું ભારતીય ઉદ્યોગો માટે સુગમ બનાવ્યું છે. સને ૧૯૬૦-૬૧માં રશિયન માલની આયાત કુલ આયાતના દોઢ ટકા જેટલી હતી. સને ૧૯૬૬-૬૭માં એ સાડા પાંચ ટકા થઈ, જ્યારે નિકાસ સાડા દસ ટકા થઈ. આથી વેપાર પલ્લું ભારતની તરફેણમાં નમે છે. રશિયા અને અન્ય સામ્યવાદી દેશોમાં વપરાશના માલનું ઉત્પાદન પૂરતું નથી! આથી, ભારતને ત્યાં સારું બજાર મળી રહ્યું છે; પણ આયાત અંગેનો નિર્ણય લેનાર ને આયાત-ભાવ નક્કી કરનાર વ્યક્તિ એક જ; આથી ભારને નિકાસ કરવી જ હોય તો ખૂબ ઓછા ભાવે માલ વેચવો પડે છે. ટૂંકમાં, સોવિયેટ રશિયાનું પ્રભુત્વ ભારતીય અર્થકારણ ઉપર અમેરિકા કે બ્રિટન જેટલું ન હોવા છતાં સાવ અવગણી શકાય એવું પણ નથી. આથી, ભારત માટે પણ રશિયા સાથેના સંબંધની સમતુલા જાળવવાનું કામ તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે. ખ્રુશ્ચોવને સત્તાસ્થાનેથી દૂર કર્યા પછી રશિયન નેતાઓએ ભારત પ્રત્યેની નીતિમાં કાંઈક ક્રાંતિકારી પરિવર્તન કર્યું, કારણ કે ચીન સાથેના રશિયાના સંબંધો સુધરવાને બદલે વધુ બગડ્યા. આંતરિક પરિસ્થિતિ પણ એટલી બદલાઈ કે પ્રજા ઉપરની લગામ થોડી ઢીલી મૂકવી પડી.

આજે રશિયા ભારતને અવગણવા માગતું નથી, પરંતુ બધાં ઈંડાં એક ટોપલીમાં મૂકવાની નીતિ બદલવા માગે છે. એની વિદેશ નીતિ વધુ વિલક્ષણ બનતી જાય છે. યુરોપમાં બિન-સામ્યવાદી દેશોમાં એનો પ્રભાવ વધે એવા સંજોગો બિલકુલ નથી. આ સંજોગોમાં એશિયા ને આફ્રિકાના વિકસતા દેશો ઉપર જ સામ્યવાદના વિકાસનો આધાર છે. આમાંના થોડા દેશો તો ચીનની અસર નીચે છે. બાકીના દેશોમાં પોતાની અસર જમાવવામાં ભારત સાથેની મૈત્રી અમુક તબક્કા સુધી ઉપયોગી હતી. આજે એ એટલી ઉપયોગી નથી. આથી સાપ મરે ય નહીં ને લાકડી ભાંગેય નહીં એ રીતે રશિયા આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે અસરકારક બનવા મથતા દેશો સાથે પોતાના સંબંધ દુરસ્ત કરી રહ્યું છે; એમ કરતાં ભારત છંછેડાય તો એને મનાવી લેવા ને ન માને તો અવગણીને પણ આગળ ચાલવા એ તૈયાર છે. રશિયાની પ્રતિષ્ઠા ભારતના બુદ્ધિવાદીઓમાં છેલ્લા દસકામાં ઠીકઠીક વધી હતી. રશિયાએ પાકિસ્તાનને આપેલી શસ્ત્રસહાયથી ભારત સરકાર અકળાઈ હતી, પરંતુ બુદ્ધિવાદીઓને આ પગલું બદલાતી વિદેશ નીતિના એંધાણ સમું લાગ્યું હતું.

રશિયાની વિદેશ નીતિ વળાંક લઈ રહી છે એવું સ્પષ્ટ જોઈ શકવા છતાં ભારત સરકારે ચેકોસ્લોવાકિયા અંગે ઢીલીપોચી નીતિ શા માટે અખત્યાર કરી હશે? આ વલણથી આપણે નપુંસક વિદેશ નીતિનો એક વધુ પુરાવો સોવિયેટ નીતિના ઘડવૈયાઓને આપ્યો છે. સોવિયેટ પગલાને આપણી સરકારે વખોડયું હોત તો પણ એના આપણા પ્રત્યેના વલણમાં નોંધપાત્ર ફેરફાર ન થાત. જ્યાં સુધી ચીન સાથેનો ગજગ્રાહ ચાલુ છે ને ભારત દેશ ૫૦ કરોડ માનવોનો દેશ છે ત્યાં સુધી ભારત પ્રત્યે વૈમનસ્યની નીતિ અપનાવવી એ આજની સોવિયેટ નેતાગીરી માટે સહેલું નથી. આ હકીકતને લક્ષમાં રાખીને આપણે ભૂતકાલીન બની ગયેલી પંચશીલ નીતિની પરાક્રમગાથા ગાવાને બદલે લાંબા ગાળાના હિતની દૃષ્ટિએ વિચારીશું ખરા?

*

# સાહિત્ય·સંગીત·કલા



**વાંક આપણો / હસિત બૂચ**

શ્રાવણ ચાલ્યો જાય;
સપનાંની છાયાની અગને
હવે કેમ રહેવાય?
વાટ નીરખતાં લોચનની છે
હજી ઠરી ના જ્યોતિ,
ડૂબકી દરેક ખાલી, તો યે
નથી ભુલાતું મોતી;
ત્રણ ફૂંકે છે હરદમ; રે, ડગ
હજી ન કાં રોકાય?
શ્રાવણનો આ સિતાર, એની
હલક જમાવે શાનો?
રહ્યાં હજી યે દૂર: વાંક કંઈ
નથી આપણો છાનો!
સાદ પરસ્પર ઝીલ્યો, તો હવે
જુદાઈ ના સોહાય!

**પળપળનો પડછાયો / મનહર ચરાવા**

પળપળનો પડછાયો મારાં ચળચળનાં પથરાયો,
ક્યાંક ફોર્યો ફૂલ બની વળી કણ કણ થૈ વેરાયો.
રાતા ત્રાંબા અનલ કુંડોમાં અંગ અડ્યે અકળાયો,
હિમતણા સાયરને તરી લૈ અવશ થૈ ઠીંગરાયો.
તરુની ઘેરી છાયા લીલી નીંદરનીરે ન્હાયો,
અખિલ આભને નયણે પૂરી નાખ્યો બની સવાયો.
તેજ-તિમિરની ભીંત વચાળે ખુલ્લે ભેડ પુરાયો,
ખબર પડી ના ક્યારે નાખી રસ્તા પર અથડાયો.

**આજના પવનમાં / મધુ કોઠારી**

આજના પવનમાં મન પાણી થૈ વહે;
આજના પવનમાં ઇચ્છાઓનાં
ફૂલ ખીલે;
આજના પવનમાં ઑગળતા હશે
હિંમતભર્યા શ્વાસ
કો'ક અવકાશવીરના.
આજના પવનમાં વહે તેના
અવકાશ-સંદેશ.
અને લહેરાય
પાણી જેવાં પાતળાં સ્વપ્ન.
આજના પવનમાં ભૂલાઈ ગયેલું
કો'ક ઉપગ્રહનું નામ
થઈ ઊઠે મુખરિત!

**ત્રણ હાઈકુ / કાન્તિલાલ રામી**

મેઘલી રાતે
ટમટમતા તારા
ડોકાતું તેજ.

શ્યામલ રાતે
નભમાં ઝગમગ
વેરાયાં મોતી.

ફૂદતું મીન
સરોવર-સપાટી
તપે બગલો.

# કલાપીની સર્જનાત્મક કૃતિ
# 'કાશ્મીરનો પ્રવાસ'

**ધીરેન્દ્ર મહેતા**

સાહિત્ય ક્ષેત્રે એવું બન્યા કર્યું છે કે અમુક સર્જકના વ્યક્તિત્વનું કોઈ એક અંગ અતિ તેજસ્વી હોય તો તેનાં અન્ય અંગો ઉજ્જ્વળ હોવા છતાં ઉપેક્ષિત રહી જાય છે. આંગ્લ સાહિત્યકાર હાર્ડી પોતે ભલે પોતાની કવિતાને નવલકથા કરતાં આગળની પંક્તિમાં મૂકે, વિવેચકો તો નવલકથાને જ તેમનું 'ખરું' કામ ગણવાના. આપણે ત્યાં ગોવર્ધનરામની બાબતમાં એમ થયું છે. તેમની કવિત્વશક્તિ 'સરસ્વતીચંદ્ર' જેવા સર્જનશિખર આડે ઢંકાઈ ગઈ છે. કલાપીના ગદ્યસાહિત્ય વિશે પણ એમ જ કહી શકાય; કલાપીનું પ્રમુખ પ્રદાન, અલબત્ત, પદ્ય ક્ષેત્રે છે તેમ છતાં તેમનું ગદ્ય તેમને એક સારા ગદ્યકાર તરીકે સિદ્ધ કરી શકે એટલું સત્ત્વશાળી તો છે જ.

કલાપીના ગદ્ય સાહિત્યમાં 'કાશ્મીરનો પ્રવાસ' મુખ્ય છે. ગુજરાતી સાહિત્યમાં સર્જનાત્મક પ્રવાસસાહિત્યના શ્રી ગણેશ 'કાશ્મીરનો પ્રવાસ'થી જ થયા ગણાય. એ પહેલાં મળતાં મહીપતરામ રચિત 'ઇંગ્લેન્ડની મુસાફરીનું વર્ણન' અને કરસનદાસ મૂળજી કૃત 'ઇંગ્લેન્ડમાં પ્રવાસ' એ બંને પ્રવાસપુસ્તકો તો માહિતીપ્રધાન જ છે.

અંગ્રેજી પાંચમા-છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કરનાર અને 'રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કર્યો છે તે નામનો જ છે' એમ માનનાર ૧૭ વર્ષની વયના એક રાજકુમારની આ પ્રથમ કૃતિ છે.

પત્ર રૂપે લખાયેલા આ નિબંધની શરૂઆત કલાપીએ પોતાની રોજનીશી પરથી કલકત્તાથી કટક જતાં સ્ટીમલૉન્ચમાં કરી હતી, અને તેમાં પ્રવાસ દરમિયાનના દૈનિક અનુભવોની તારીખવાર નોંધ છે તેથી આ કૃતિમાં રોજનીશી, પત્ર અને નિબંધ એમ ત્રણ સ્વરૂપ જોઈ શકાય તેમ છે.

કલાપી જે રસ્તે શ્રીનગર ગયા હતા તે જ રસ્તેથી પાછા વળ્યા હતા; એક જ સ્થળ અને દૃશ્યનું બે વાર વર્ણન તો નીરસ બની જાય તેથી પહેલાં શ્રીનગરનું વર્ણન આપવું અને પછી શ્રીનગર અને રાવળપિંડી વચ્ચે જોયેલાં દૃશ્યોનું ચિત્રણ કરવું એ જાતનો ક્રમ તેમણે રાખ્યો છે તેમ છતાં, વચ્ચે વચ્ચે પોતાને 'શ્રીનગર જતી વખતે મરિહિલ પર શું થયું હતું તે લખું' એમ કહીને પાછળ જોઈ ને પૂર્વ પ્રસંગોને પણ વર્તમાન વૃત્તાંત જોડે સાંકળી દે છે. અને એમ સમગ્ર કલાકૃતિનું સુરેખ પોત ઊપસે છે.

જોશીમાસ્તરને કુદરતી લીલાનું અવલોકન કરવાનો શોખ છે અને કલાપીને પ્રકૃતિ-વર્ણન લખવામાં આનંદ આવે છે તેથી તેમણે જોશીમાસ્તરને સંબોધીને આ પત્ર લખ્યો છે એટલે પ્રકૃતિચિત્રણ આ રચનાનું મુખ્ય અંગ બની રહે છે. આમાં ડાલ સરોવરનું, જેલમનું અને વર્ષાનું વર્ણન નોંધપાત્ર છે. પ્રકૃતિની રમ્યલીલા નિહાળીને નાચી ઊઠતું તેમનું કવિહૃદય વિવિધ મનોહર અલંકારોની મદદથી પોતાનો આનંદ વ્યક્ત કરવા મથે છે. ડાલ સરોવરનું વર્ણન કરતાં કરતાં મખમલ જેવી લીલી ચળકતી શેવાળ પર તેમની દૃષ્ટિ સરકે છે. તેમાં ખીલેલાં કમળનાં પાંદડાં પર ચળકતાં જલ જલબિંદુઓને તેઓ તારાગણની, ઘણા દિવસ પેર આવતા ભાઈને વધાવવા માટે ઊભેલી બહેનના સુવર્ણથાળમાંનાં સાચાં મોતીની અને મદમત્ત વનરાજના ગંડસ્થળમાં તરવારોના પ્રહાર કરવાથી લોહીથી ખરડાયેલી રકાબીઓમાંના મુક્તાફળની ઉપમાની મદદથી વર્ણવે છે; અને તેમના પર સૂર્યકિરણો પડતાં તેમને માટે યુદ્ધમાં ખપી ગયેલા કોઈ ભૂમિપતિના કર્પૂરસ્તવની અને શરદની ચાંદની રાતે કૃષ્ણે કરેલી રાસલીલાને અંતે પડી ગયેલાં ગોપવધૂઓનાં રત્નજડિત નૂપુરની ઉપમાઓ પ્રયોજે છે. એકના એક દૃશ્યને આ સૌંદર્યલુબ્ધ કવિ કેવા ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જુએ છે અને કેવાં અવનવાં કલ્પનો રચે છે! ક્યારેક પાણીના ઘુઘવાટ સાથે ભળી જતો ખંજરીનો અવાજ તેમના મનને ભરી દે છે તો ક્યારેક શંકરાચાર્યના મંદિર પરથી શ્રીનગરની રમણીય શોભાનું વિહંગાવલોકન કરતાં કરતાં તેમના મુખમાંથી શબ્દો સરી પડે છે કે આ તે પૃથ્વી! સ્વર્ગ! કે કૈલાસ છે!

કલાપી પ્રકૃતિની પાસે પ્રકૃતિથી ભિન્ન એવા માનવી

તરીકે નથી જતા પરંતુ પ્રકૃતિના એક સ્વજન તરીકે જ જાય છે. જેલમની વિદાય લેતી વેળા તેમને થતી દુ:ખદ અનુભૂતિનું વેધક અને સુલભ ચિત્રણ જુઓ: 'જેલમમાતાએ સંઘાત છોડયો. અરે! તેણે એક માની માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી કોહાલા સુધી અમારી સંભાળ લીધી તેના ખોળામાં અમને રમાડયા, તેના પયથી અમારું પોષણ કીધું, હાલરડાં ગાઈ અમને આનંદ આપ્યો. ઘૂઘરો વગાડી રીઝવ્યા...... આખરે સીતાની માફક પૃથ્વીમાં સમાઈ ગઈ... હવે તેનાં ફરી દર્શન કયારે થશે! તેના વિના ઘાટ; સુંદર, રમણીય, વિશાળ અને નવપલ્લવ વૃક્ષો અને વેલી પણ શૂન્ય દીસવા લાગ્યાં, તેના વિના મોટી મોટી ખીણો સૂની ભાસવા લાગી, તેના વિના મહાન પર્વતો અને બરફથી ઢંકાયેલાં શિખરો પણ અલંકારવિહીન દેખાવા લાગ્યાં. જેલમમાતા ગઈ તે ગઈ જ!' અહીં કાકાસાહેબ પહેલાં કલાપી નદીને માતાસ્વરૂપે જુએ છે તે નોંધપાત્ર છે.

એવી જ રીતે, રામપુરમાં રોકાતાં લાઠીના ગામ રામપુરને તેઓ સંભારે છે અને સપાટ જમીન તથા વિશાળ ખેતરોવાળા લાઠીના રામપુર સાથે સરોનાં ઘુ ઘુ અવાજ કરતાં વૃક્ષોથી ભરેલા કાશ્મીરી રામપુરની તુલના કરે છે અને પોતે જાણે કાઠિયાવાડમાં બેઠા હોય એમ અનુભવે છે. અહીં તેમની સંવેદનશીલતાનો પરિચય પ્રાપ્ત થાય છે.

કલાપીએ દોરેલાં પ્રકૃતિચિત્રો સુરેખ, તાદૃશ અને મનભર છે. તેમણે કરેલું વર્ષાનું વર્ણન આનું સુંદર ઉદાહરણ પૂરું પાડે છે '...ડુંગર પર મયૂરો જળધરની ઘર ઘર ગર્જના સાંભળી ટેંહુ ટેંહુ કરવા લાગ્યા, સૂર્ય કયાં ય આકાશમાં સંતાઈ ગયો... થોડા જ વખતમાં વૃક્ષો અને નેવાં વરસવા લાગ્યાં.'

સૌંદર્યદર્શન કરતી કલાપીની દૃષ્ટિ મનોહર કલ્પનામાં રાચી રહે છે; દા. ત., 'શ્રીનગરના ધોરી રસ્તા એ જેલમ-નદી અને તેના ફાંટા છે.'

કયારેક કલાપી પ્રકૃતિના રુદ્ર રૂપનું વર્ણન પણ કરે છે; દા. ત., વુલર સરોવરની ભયાનકતાનું વર્ણન.

'કાશ્મીરનો પ્રવાસ' એ એક રીતે કલાપીની સંસ્કાર-યાત્રા બની રહે છે. તેમની નજર નાનામાં નાના પ્રસંગની પણ નોંધ લે છે અને પોતાનો પ્રતિભાવ દર્શાવે છે. ભારતવર્ષમાં કુદરતની અત્યંત ભવ્ય અને સમૃદ્ધ લીલા હોવા છતાં અહીં પ્રવર્તતા વહેમ, અંધશ્રદ્ધા અને સમજ-શક્તિનો અભાવ તેમના મનને અકળાવી મૂકે છે. શ્રીનગરમાં ગરીબ અને અણસમજુ માંજી લોકોની દયનીય દશા, અને પંડિતો તરફથી તેમને વેઠવા પડતા ત્રાસથી તેઓ વ્યથા અનુભવે છે. દૂધમાં ભેળસેળ કરતા લોકોની અપ્રામાણિકતા તેમના ચિત્રને ઉદ્‌વિગ્ન બનાવે છે. મરામતના અભાવે શ્રીનગરની ખંડેર જેવી સ્થિતિ, ગંદકી, લોકોના રીતરિવાજો, તેમનો પહેરવેશ, કુટેવો, ખાસિયતો, વ્યવસાય, ગરીબાઈ, અજ્ઞાનતા, વગેરેનો ખ્યાલ તેઓ મેળવે છે તો ત્યાંની રાજકીય વ્યવસ્થા, સંચાલન, લાગવગશાહી, જુલમ પણ તેમના ધ્યાન બહાર રહેતાં નથી. આની સાથોસાથ કાશ્મીરી પુલ, કાશ્મીરી હોડી, 'ડાંડી', 'ગંગરી' જેવી લાક્ષણિક વસ્તુઓનો પરિચય પણ તેઓ આપે છે. વિશ્વભરમાં અજોડ એવી કાશ્મીરી પશમીના અને શાલો-ની અદ્‌ભુત કારીગીરી જોઈને દેશમાં તેને ઉત્તેજન ન મળતું હોવાથી તેઓ ખિન્નતા અનુભવે છે. એવી શાલની રચનાપ્રક્રિયા વેપારીઓ એકબીજાને જાણવા દેતા નથી એ કેટલું હાનિકારક છે, અને એ સંદર્ભમાં વનસ્પતિ-ઔષધનું રહસ્ય ગુપ્ત રાખતા બાવાઓનું જ્ઞાન છેવટે તો તેમની સાથે જ લુપ્ત પામે છે અને સમાજ એ જ્ઞાનથી વંચિત રહી જાય છે એ પરિસ્થિતિ તેમને ચિંતિત બનાવે છે. અને આ બધાના પરિપ્રેક્ષ્યમાં તેમનો દેશ-પ્રેમ ધબકી રહ્યો હોય છે.

અને આ દેશપ્રેમ જ તેમને ચિંતનને માર્ગે વાળે છે. કાલિદાસના સમયના કાશ્મીર સાથે સમકાલીન કાશ્મીરની તુલના કરીને તેઓ સૃષ્ટિની ઘટમાળને ચિંતવે છે અને આપણી કર્તવ્યભ્રષ્ટના પર બે–ત્રણ પૃષ્ઠ ભરીને વિચારણા આપે છે. આ ઉપરાંત, શ્રીમંત–ગરીબના ભેદ, દલીતો પ્રત્યેની સહાનુભૂતિ, આર્યોની ધર્મભાવના અને આદર્શો, સુધારાની મર્યાદાઓ, આપણા દેશમાં હુન્નર-ઉદ્યોગો કેવા હોવા જોઈએ, રાજ્યો કેવાં હોવા જોઈએ, વગેરે વિષયો પર તેમણે ચિંતન–મનન કર્યું છે એમાં એક ભાવનાશીલ અને વિકાસોન્મુખ કવિમાનસનો પદે પદે પરિચય પ્રાપ્ત થાય છે.

પ્રસ્તુત પુસ્તકમાં કલાપીના વ્યક્તિત્વનું એક અત્યંત વિરલ પાસું જોવા મળે છે, અને તે છે તેમનો વ્યંગ-વિનોદ. તેમણે સ્વાર્થી અને દંભી પંડિતો પર વ્યંગ કર્યો છે; દા. ત., 'એક મોટો પાણો સિંદૂરથી રંગેલો હતો. આ દેવી છે એમ એક પંડિતે કહ્યું તેથી અમે તેની

પાસે ગયા.' કલાપીએ હાસ્યરસ વિવિધ પદ્ધતિથી સિદ્ધ કર્યો છે. કોઈ કોઈ પ્રસંગે પ્રવાસમાં વેઠવી પડેલી મુશ્કેલીને તેઓ હાસ્યની મદદથ' હળવી બનાવી દે છે: 'મનુરીર્યા નામના જ જમાને બપોરે ચાલ્યા ગયા હતા...કેમ કે ઘીર્યા દરેક વસ્તુ વૈદરાજ ઝડુ ભટના સુદર્શન અથવા હાર્વડ કિવનાઈન જેવી કડવી થઈ ગઈ હતી !' તો કયારેક પ્રશ્નાર્થ કે વિરોધી ઉક્તિઓથી પણ આપણને હસાવે છે: 'થાળીમાં શું હતું ? ઉધરસનાં માબાપ ! ખોરાં ભજિયાં, બીજું કડવી પણ સાકર જેવી રોટલીઓ !' વળી શુશ્રૂષા માટે સાથે આવેલા કાશ્મીરી પંડિત વાસકાકના નામનું તેમણે કરેલું 'કાગવાસ' એવું રમૂજી રૂપાંતર પણ આપણા હોઠ પર સ્મિતલહરી ફરકાવે છે.

કલાપીની ભાષા સીધી, સાદી, સરળ અને પ્રાસાદિક છે. તેમણે સંસ્કૃત શબ્દોનો સવિશેષ વિનિયોગ કર્યો છે છતાં બોલચાલના ઘરગથ્થુ અને તળપદા શબ્દોનો પ્રયોગ પણ જોઈ શકાય છે; દા. ત. 'લબાચા', 'ડેશું', 'પગ પલર્યા કે રામરામ', વગેરે. તેમણે યથાવકાશ કહેવતો અને રૂઢિપ્રયોગોનો ઉપયોગ પણ કર્યો છે; જેમ કે, 'કેટલાકની આંખમાં પિલુડાં આવી ગયાં હતાં' 'મે અને મે'માન કેટલા દિવસ !' કલાપીને કવિતાની જેમ તેમનાં ગદ્ય લખાણમાં પણ અલંકારની મદદથી પોતાનું વક્તવ્ય રજૂ કરવું ફાવે છે અને ત્યાં તેમની ભાષા સ–રસ, પ્રવાહી અને હૃદ્ય બને છે; દા. ત., 'આમરસથી છકેલ કોકિલાની કીકી જેવાં લાલ વસ્ત્ર ધારણ કરી, ભગવાન સૂર્યદેવતાએ દર્શન દીધાં.'

કલાપીની ભાષા અનાયાસે યથેચ્છ રૂપ લઈ લે છે. ટૂંકાં અને મર્માળાં વાકયોમાં તેમનું ગદ્ય એક વિશિષ્ટ લાવણ્ય ધારણ કરે છે તેમ તે એક મહાવાક્ય પણ પ્રયોજી શકે છે. જેલમનું વર્ણન જુઓ : 'પહેલાં મુગ્ધાના નૂપુર–રવ જેવો, પછી ઉતાવળે પરણવા જતી બાળાના રથના ઘૂઘરા જેવો, પછી મદમત્ત ગંધગજની ગર્જના, સિંહના ઘર્ઘરઘોર અથવા વાંસઝાડીમાં ફૂંકાતા પવન જેવો...' અહીં તેમની ઉપમા-ઉત્પ્રેક્ષાની સંયોજનશક્તિ જોઈ શકાય છે. નદીના પ્રવાહના નાદથી જન્મતા વિસ્મયની અભિવ્યક્તિરૂપે આ ઉપમા-ઉત્પ્રેક્ષાઓ યોજાઈ છે. ગુજરાતી ગદ્યના કેટલાક ઉત્તમ નમૂનાઓમાં આ અવતરણને નિઃસંશયપણે મૂકી શકાય તેમ છે. કલાપીએ સૂત્રાત્મક ઉક્તિઓ પણ પ્રયોજી છે; દા. ત., 'ખરેખાત, હાથમાંનો કોળિયો મોંમાં મૂકવો એ મનુષ્યના હાથમાં નથી'.

કલાપીની ગદ્યશૈલીનું એક રૂપ સંબોધનાત્મક પણ છે. સંબોધન–ઉદ્બોધન શૈલીનો સંવાદ આ પ્રવાસવર્ણનને રોચક બનાવે છે પરિણામે, લેખક પોતે નિહાળેલાં દશ્યોનો વાચકને પણ માનસિક ભૂમિકાએ સાક્ષાત્કાર કરાવી શકયા છે. અને એ રીતે એમણે આ પ્રવાસ દરમિયાન જોયેલું, જાણેલું, માણેલું ને નાણેલું તેમના કથન-સૌંદર્ય દ્વારા કલાકૃતિરૂપે વાચકે પણ જોયું, જાણ્યું, માણ્યું ને નાણ્યું અને અનુભવ્યું કે આ ખરેખર 'સ્વર્ગનું સ્વપ્નું' છે.

અહીં પ્રસ્તુત કૃતિની કેટલીક મર્યાદાઓનો ઉલ્લેખ પણ કરવો જોઈએ. વિચારો અને ભાવનાઓની પુનરુક્તિ, અલંકારોમાં એકવિધતા અને ચિત્રોનું પુનરાવર્તન આ રચનાની મુખ્ય ગુણસીમા છે.

લેખકે મુસાફરીમાં જરૂરી વસ્તુઓની વિસ્તૃત યાદી રૂપે આપી છે વાઈસરૉયની ઔપચારિક મુલાકાત, ભોજન, ચા, માંદગી વગેરે સામાન્ય બાબતો અંગે લંબાણથી ચર્ચા કરી છે. પણ એ તો આ પુસ્તક રોજનીશી પરથી લખ્યું હોવાને કારણે હશે.

પ્રકૃતિવર્ણનોમાં પણ, જેમ તેમનાં કેટલાંક કાવ્યોમાં બને છે તેમ, સુરેખ પ્રકૃતિચિત્ર ન દોરાતાં પૂર્વ દિશાની લાલાશ, પર્વતો પરનો ગુલાબી લાગતો બરફ, પક્ષીઓ, ઝાકળભીનાં વૃક્ષો, વગેરેના ઉલ્લેખમાત્ર રહી જાય છે.

ભાષામાં પણ કયાંક જીવંતતા લાવવા જતાં ખોટા પ્રયોગો થઈ ગયા છે; દા. ત., લાખા રસોઈયા અને વશરામ ખવાસ વચ્ચે થતી વાતચીતમાં કચ્છી બોલીનો ખોટો પ્રયોગ.

પરંતુ પ્રસ્તુત રચનાની સૌથી મોટી મર્યાદા તો એ છે કે તેનું સમાપન ઉભડક રીતે થયું છે અંતમાં લેખકે કાશ્મીરના પ્રવાસમાં સૌંદર્ય અને આનંદનો અનુભવ થયો તેમ મુશ્કેલીઓનો અનુભવ પણ થયો એ મતલબનું કહીને મુશ્કેલીઓનો સામનો કરવા અંગે ખૂબ લાંબો

[અનુસંધાન પૃ. ૬૯ ઉપર]



# વર્તમાન વિશ્વ વૃત્ત અને વિવેચન

## विवरण

### રશિયા-ચીન વચ્ચેનો વેપાર તળિયે

ચીન-રશિયા વચ્ચે જ્યારે ભાઈચારો હતો ત્યારે મૉસ્કોના કુલ વિદેશ વેપારનો વીસેક ટકા હિસ્સો ચીન ભોગવતું હતું. આજે એ આંકડો ૧ ટકાની પણ નીચે જઈને બેઠો છે. થોડા સમય પહેલાં રશિયાના વિદેશ મંત્રી ઍન્ડ્રી ગ્રોમીકોએ પાર્લમેન્ટ (સુપ્રીમ સોવિયેટ) સમક્ષ જાહેર કર્યું હતું કે સને ૧૯૫૯થી આજ સુધીમાં ચીન-રશિયા વચ્ચેનો વેપાર ૯૫ ટકા ઘટ્યો છે.

જૂન, ૧૯૬૮ના વિદેશ વેપાર અંગેના રશિયાના સત્તાવાર સામયિકમાં પ્રસિદ્ધ થયેલા આંકડા મુજબ, ૧૯૬૭ના વર્ષ દરમિયાન, ચીન-રશિયા વચ્ચે કુલ ૯૬,૩૦૦,૦૦૦ રૂબલનો એટલે કે રશિયાના કુલ વિદેશ વેપારના ૦.૬ ટકા જેટલો વેપાર થયો હતો. બેલ્જિયમ અને ઑસ્ટ્રિયા જેવા નાનકડા દેશો સામેનો સોવિયેટ વેપાર પણ ચીન જેવા વિશાળ દેશ સાથેના વેપાર કરતાં વધારે હતો.

નોંધપાત્ર હકીકત એ છે કે રશિયાનો ઉત્તર વિયેટનામ સાથેનો વેપાર ઠીક ઠીક વિકસ્યો છે. સને ૧૯૬૬માં સોવિયેટ-વિયેટનામ વેપાર કુલ ૮૪,૨૦૦,૦૦૦ રૂબલનો હતો; જેમાં રશિયાની એ દેશ ખાતેની નિકાસ ૬૧,૪૦૦,૦૦૦ રૂબલની હતી. આ નિકાસ ૧૯૬૭માં-એટલે કે એક જ વર્ષમાં-વધીને ૧૩૩,૨૦૦,૦૦૦ રૂબલ જેટલી થઈ.

સોવિયેટ રશિયા પોતાના સાથી દેશોને કેટલી લશ્કરી સહાય આપે છે એના આંકડા જાહેર કરતું નથી; પરંતુ એવો અંદાજ છે કે હેનોઇને અપાતી સોવિયેટ સહાય એક અબજ ડોલરનો આંકડો વટાવી ગઈ છે. આવા મોટા પાયા પરની સહાય વિના ઉત્તર વિયેટનામ અમેરિકી લશ્કરી બળ સામે આવી જબરી ટક્કર ન ઝીલી શકે. ચીન ઉત્તર વિયેટનામના રાજકારણ ઉપર સંપૂર્ણ પ્રભુત્વ ન મેળવે ને રશિયાનો પગદંડો એશિયામાંથી સંપૂર્ણપણે કાઢી ન નાખે એ માટેનો આ પુરુષાર્થ છે.

સામ્યવાદી જગતમાં પોતાની વગ ટકાવી રાખવા માટે વિદેશ વેપારનો ઉપયોગ રશિયા ઠીકઠીક પ્રમાણમાં કરે છે. ક્યુબા સાથે રશિયાએ સને ૧૯૬૭માં ૮૪૨,૦૦૦,૦૦૦ રૂબલનો વેપાર કર્યો અને ક્યુબાના અર્થકારણને ટકી રહેવામાં મદદ કરી. ઇજિપ્ત સાથેનો વેપાર પણ સને ૧૯૬૬માં ૧૭૮,૮૦૦,૦૦૦ રૂબલ હતો તે સને ૧૯૬૭માં ૨૫૩,૨૦૦,૦૦૦ રૂબલે પહોંચ્યો. આમાં લશ્કરી સહાયનો પણ સમાવેશ થઈ જાય છે.

ચીન સાથે કથળેલો વેપાર બીજા દેશો સાથેનો વેપાર વધારીને રશિયાએ સમતોલ બનાવી લીધો છે; સામાન્ય રીતે સામ્યવાદી દેશો વેપાર અને રાજકારણને અલગ રાખે છે; પરંતુ રશિયા-ચીન સંબંધમાં આમ બન્યું નથી. એ દર્શાવે છે કે બંનેનું એકબીજા પ્રત્યેનું વૈમનસ્ય મૂડીવાદી દેશો પ્રત્યેના વૈમનસ્ય કરતાં વધુ ઝનૂની નીવડયું છે.

૧૯૫૯માં ચીન-રશિયા વચ્ચેનો વેપાર સર્વોચ્ચ સપાટીએ પહોંચ્યો હતો. એ વર્ષે રશિયાએ કુલ ૮૫૯,૦૦૦,૦૦૦ રૂબલનો માલ નિકાસ કરેલો ને ૯૯૦,૩૦૦,૦૦૦ રૂબલનો માલ ચીનથી આયાત કરેલો. બંને દેશો એકબીજાના પાડોશી છે એ દૃષ્ટિએ જોઈએ તો પરસ્પર વેપારથી એમને મોટો લાભ છે; પણ અત્યારની પરિસ્થિતિ માટે ગ્રોમીકો ચીનને જવાબદાર ગણે છે. રશિયાએ વેપાર સંબંધ સુધારવા અંગેની સરહદ પરની નદીઓ દ્વારા માલની આયાત-નિકાસ વધારવા અંગેની ને બીજી જે કાંઈ દરખાસ્તો મૂકી તે પ્રત્યે ચીને ઠંડુંગાર વલણ બતાવ્યું છે. આમ બંને સામ્યવાદી દેશો મૂડીવાદી ગણાતા દેશો સાથે વેપાર વધારવાની હરીફાઈમાં પડ્યા છે. આની અસર મોડાંવહેલાં એમના આંતરિક રાજકારણ ઉપર પડવાની જ છે. એવું માનવાને મન પ્રેરાય છે કે સામ્યવાદ કાયાપલટ આમંત્રી રહ્યો છે.

(૧૬-૯-'૬૮)

રાજુ પંડિત

\+ \+ \+

[દેવરૂખ] ફરી અસ્વસ્થને યોગ જણાતો નથી. વળી, શ્રી ગોપાળરાવ પંડિત પણ દેવરૂખ છોડીને રત્નાગિરી ગયા. વૈદ્ય ટ્રસ્ટના કામની પણ પૂર્ણાહૂતિ થઈ. એટલે હવે હું મુક્ત થાઉં એ સારું. પણ મિત્રોનો આગ્રહ. પછી [આગળ ઉપર] જોઈશું [એવું મેં] કહ્યું. પછી ચા-પાણી, શૌચ, વગેરે.

સાંજે શાળાના મેદાનમાં જ ગામના પ્રતિષ્ઠિત લોકો, વકીલો, વેપારીઓ, કૉંગ્રેસના કાર્યકરો એકઠા મળ્યા હતા. પ્રશ્નોત્તરીનો કાર્યક્રમ થયો. શ્રી દાદા શેંડે (કૉંગ્રેસ સેક્રેટરી) આવ્યા હતા. R. S. S., હિંદુ મહાસભા, જુદા જુદા કાયદાઓ, વગેરે અનેક વિષયો હતા. રાત્રે કેટલાક લોકો મળ્યા એમાં શ્રી. નરસોબા સાન્યે (બાળપણના મારા શાળા-મિત્ર)ની પત્ની અને દીકરો એ ખાસ નોંધ કરવા જેવા લોકો.

## તા. ૭ મે ૧૯૪૯, શનિવાર
### [દેવરૂખ, રાજાપુર]

દેવરૂખથી સવારે ૭–૩૦ વાગ્યે નીકળ્યાં. અમારી સાથે શ્રી. ગોપાળરાવ પંડિત અને શ્રી. બાબીનાયક હતા. શ્રી. બાબીનાયકના આગ્રહથી રાજાપુર ગામ [તરફનો] આખો રસ્તો મુખ્ય સડકથી (કોલ્હાપુર–રત્નાગિરી) ન જતાં દાભોળે–ઓવિલ એવા વચલા રસ્તા પરથી ગયાં. માર્ગમાં પોણો કલાક શ્રી. બાબીકાકાને ત્યાં થોભ્યાં. એમણે ખૂબ જ પ્રેમથી અને ભાવપૂર્વક અમારા સહુનું આદરાતિથ્ય કર્યું. ચા, કેરી, [ફણસના] 'ગરા' એ તો [બધું] ખરું જ પણ રસ્તામાં 'નાચણી'ના રોટલાની વાત નીકળી, તેટલા પરથી ગરમ ગરમ રોટલા અને માખણ પણ આપ્યાં. આશરે ૧૧ા વાગ્યે રાજાપુર પહોંચ્યાં. દેવરૂખથી રાજાપુર મોટા સીધા રસ્તે ૫૭ માઈલ. અમને ૩૭ માઈલ થયા. પણ રસ્તો ખરાબ, તે કારણે વખત ગયો. [રાજાપુરમાં] મુકામ રા. સા. કુળકર્ણી માસ્તરને ત્યાં નદીને પેલે પારના બાગમાં. સને ૧૯૦૧ થી સને ૧૯૦૩ના સમયમાં અમે આ જ બાગમાં આ જ ઘરમાં રહેતાં હતા. [રાજાપુર મુકામ પર] પહોંચતાં વેંત ત્યાંના લોકો-મિત્રો સાથે મુલાકાતો, વાતો-ચીતો. કૉંગ્રેસ કમિટીના અધ્યક્ષ શ્રી પાધ્યે, શ્રી. હર્ડીકર વકીલ, વગેરે લોકો મળ્યા. શ્રી સરદેશપાંડે માસ્તર[5] અમારા આતિથ્ય-સત્કારમાં જ લાગેલા હતા.

ભોજન બાદ વિશ્રાંતિ. શ્રી બંડૂનાના પાટણકર, આદિ લોકો મળ્યા. કેટલાક કાગળો લખ્યા.

ચા, શૌચ, વગેરે આટોપીને શાળામાં [અમે] ગયાં. ત્યાં [કુળકર્ણી] માસ્તર સાહેબે ચાનો નાનકડો પણ મધુર સમારંભ યોજ્યો હતો. ગામમાંના પ્રતિષ્ઠિત લોકો આવ્યા હતા. માસ્તરે માનપત્રના સ્વરૂપનું એક સત્કાર-પ્રવચન વાંચ્યું. મેં જવાબ આપતી વખતે શિક્ષણનું મહત્ત્વ, શૈક્ષણિક દૃષ્ટિ, શિક્ષણ એટલે પ્રયોગાત્મક, રાષ્ટ્રહિતની દૃષ્ટિથી વિચાર કરીને શિક્ષણને વરેલા માણસો જોઈએ, એવા લોકો રાજાપુરમાં મળવાથી આ સંસ્થાનો વિકાસ થઈ રહ્યો છે, વગેરે કહ્યું. ત્યાર પછી ખાસ ઝાઝા સવાલ-જવાબ ન થયા. સમય જ નહોતો.

આ સમારંભ નવા કલામંદિર મકાનમાં થયો. ત્યાંનું હસ્તકૌશલ્યનું–ચિત્રો, સુથારીકામ, વગેરે–પ્રદર્શન જોયું. સુંદર હતું.

પાછા ફરતાં અમારા જૂના મિત્ર શ્રી. બંડૂનાના પાટણકરને ત્યાં ગયાં. એમના પિતરાઈ શ્રી. કાકા પાટણકર ત્યાં જ હતા. થોડો વખત બેસીને કેરીઓ અને 'ગરા'ને બરાબર ન્યાય આપીને મુકામ પર આવ્યાં. ત્યાં વાતોચીતો. થોડો નાસ્તો કરીને પછી આપ્તજનોના આગ્રહને લીધે 'ગોરા કુંભાર' ફિલ્મ જોવા ગયો–થોડો વખત બેસીને પાછો આવ્યો. રાતના ૧૧ા થયા!

## તા. ૮ મે ૧૯૪૯, રવિવાર
### [રાજાપુર, કણકવલી]

દેશભક્ત અપ્પાસાહેબ પટવર્ધન[6]ને આ પ્રવાસમાં મળવાની મારી તીવ્ર ઇચ્છા હતી. એમણે કણકવલી ગામમાં સર્વોદય સંમેલન ગઈ કાલે અને આજે રાખ્યું હતું અને 'તમે જ અહીં (કણકવલી ગામમાં) આવો' એવું મને લખ્યું હતું. તેથી સવારે ૮ વાગ્યે રાજાપુરથી [અમે] નીકળ્યાં [અને] ૧૦ વાગ્યે કણકવલી (૪૦ માઈલ) આવી પહોંચ્યાં. અમારો મુકામ ત્યાં જ—શ્રી. અપ્પાસાહેબને ત્યાં ગોપુરી સંસ્થામાં જ—હતો.

આ સંસ્થા એટલે સર્વોદય કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવાની યોજના. ખેતી સુધારવી, ગોવંશ સુધારવો, મળમૂત્ર વિસર્જન કરવાની પદ્ધતિ બદલવી, ગોમાંથી

## મહાસત્તાઓ અને નાનાં રાષ્ટ્રોનું ભાવિ

પહેલા વિશ્વયુદ્ધને અંતે અમેરિકન પ્રમુખ વૂડ્રો વિલ્સને એમના પ્રખ્યાત પ્રવચનમાંના ચૌદ મુદ્દાઓ પૈકી એકમાં જણાવેલું કે, જગતમાંનાં નાનાં ને મોટાં તમામ રાષ્ટ્રોને પોતાનું ભાવિ પોતે જ નક્કી કરવાનો અધિકાર છે, હોવો જોઈએ. પણ મહાસત્તાઓ વચ્ચે ઘેરાયેલાં ઘણાં બધાં નાનાં રાષ્ટ્રોને આત્મનિર્ણયનો અધિકાર અનેક વાર મળતો નથી, અને નાનાં રાષ્ટ્રોનું સ્વાતંત્ર્ય કે સ્વમાન જ શું પણ એમનું અસ્તિત્વ પણ મોટાંઓની મહેરબાની પર નભે છે. ચેકોસ્લોવાકિયાની ચાલુ કટોકટીએ આ કડવું દૃશ્ય ફરી સજીવ કર્યું છે. યુનાઈટેડ નેશન્સ મજબૂત બને, લશ્કરી પીઠબળ ધરાવે, આર્થિક તાકાત ધરાવે તો અને ત્યારે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ક્રાંતિકારક વળાંકો લાવી શકાય.

ચેકોસ્લોવાકિયામાં અત્યારે રશિયન જાસૂસી પોલીસનો પંજો ફરી વળ્યો છે. અનેક ચેક નેતાઓ અને પ્રધાનો પર રશિયનોની કરડી નજર પડી છે. નાયબ વડા પ્રધાન ઓટો સિક સત્તાપદેથી મુક્ત થયા છે, અને વિદેશ પ્રધાન હાયેક હજી પ્રાગ પાછા ફર્યા નથી. એક નાયબ પ્રધાને રશિયનોની ધાકધમકીને તાબે થવાને બદલે આત્મહત્યા કરીને મુક્તિ મેળવી છે! ચેકોસ્લોવાકિયાના નવા પ્રિસીડિયમમાં રશિયન તરફી એક સામ્યવાદીઓનો સમાવેશ કરાયો છે. છાપાં, રેડિયો અને ટેલિવિઝન પરની કડક પ્રતિબંધાત્મક નીતિ-રીતિનો સંપૂર્ણ અમલ કરાવવામાં રશિયનો પૂરા પ્રવૃત્ત રહ્યા છે. પણ આ બધામાં એક બે બીજી બાબતો પણ છતી થઈ છે તે નોંધપાત્ર છે. એક તો, ચેક નવી નેતાગીરીને રશિયનોએ ખતમ કરી નાખી નથી! 'સ્ટાલિન-વાદી રીતરસમો' પણ મૉસ્કોમાં હવે કાંઈક સુધરી લાગે છે! વિરોધીઓને મારી નાખવાને બદલે વિરોધીઓને સત્તાસ્થાનો પરથી હડાવવા જેટલી જ રશિયન રીતિ રહી છે. બીજું, અનેક ચેક બુદ્ધિવાદીઓ માભોમ છોડી જવાને બદલે ભૂગર્ભ પ્રવૃત્તિઓ કરતા થયા છે. કેટલાક જો કે દેશ બહાર ગયા છે, અને સ્વિટ્ઝર્લૅન્ડ તથા ઑસ્ટ્રિયા જેવા દેશોમાં ચેકોસ્લોવાક નિરાશ્રિતોની નોંધપાત્ર સંખ્યા પ્રવેશી પણ છે. પરન્તુ સ્વાતંત્ર્ય અને સ્વમાનની અદમ્ય ભાવના વડે આજની ચેકોસ્લોવાક નવી પેઢી રંગાએલી છે, અને એનો રંગ લશ્કરી બળ દ્વારા પણ મૉસ્કો ભૂંસી શક્યું નથી એ સૂચક ઘટના છે. એમાંથી જ ચેકોસ્લોવાકિયાની આખરી સફળતા માટે આશા રહે છે. રશિયાએ ભલે આરંભની લડાઈ જીતી લીધી હોય, અંતે તો ચેકોસ્લોવાકિયા જ વિજયી બનવાનું વિધિલિખિત લાગે છે!

[૯-૯-'૬૮] પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

અનુસંધાન] 'કાશ્મીરનો પ્રવાસ' [પૃ. ૬૭થી ચાલુ

ઉપદેશ આપ્યો છે, જે નીરસ અને કંટાળાજનક બની જાય છે તેમ સમગ્ર કૃતિની આકૃતિને કથળાવીને તેની કોઈ એક છાપ પણ ઊભી થવા દેતો નથી. ફલક-મર્યાદાને કારણે તથા વય અને અનુભવ-સીમાની દૃષ્ટિએ લેખકનું વ્યક્તિત્વ મુગ્ધ હોવાને લીધે કાકાસાહેબનાં પ્રવાસપુસ્તકો જેવા કોઈ ચમત્કૃતિજન્ય વિશિષ્ટતા કે સભરતા અહીં ન દેખાય એ સ્વાભાવિક જ છે.

પણ પ્રવાસવર્ણનમાં પ્રવાસીના વ્યક્તિત્વનો આસ્વાદ મુખ્ય વસ્તુ છે. લેખકના વ્યક્તિત્વનો સ્પંદ સમગ્ર કૃતિમાંથી અનુભવાવો જોઈએ. 'કાશ્મીરનો પ્રવાસ'માં મુગ્ધ, પ્રસન્ન, ટીખળી અને વિનોદી, ઝીણી અવલોકન શક્તિ ધરાવતા અને તરુણ સહજ તરવરાટ અનુભવતા, આંખ અને કાન ખુલ્લાં રાખીને વિહરતા અને દેશહિતની સતત ચિંતા હૈયે રાખતા, વિચારક અને અંતર્મુખી, જેનું અનુભવક્ષેત્ર સીમિત છે પણ વૃત્તિએ જે અનુભવાર્થી છે; એવા એક માનવીના વ્યક્તિત્વની છબી ઊપસે છે; અને તેથી જ પ્રસ્તુત કૃતિ સાહિત્યરચના બની શકી છે. ઉત્તમોત્તમ પ્રવાસપુસ્તકો આપીને પ્રવાસસાહિત્યના આદર્શરૂપ બની રહેનાર કાકાસાહેબ અને 'દક્ષિણાયન'-કાર સુન્દરમ્‌ના સમર્થ પુરોગામી બનવાનું માન કલાપી અવશ્ય ખાટી જાય છે.

અનુભવની રજૂઆત, સુંદર નિરૂપણરીતિ, સૌન્દર્ય-દર્શન અને કાવ્યાત્મક કથન, ચિત્રાત્મક શૈલી તથા મનોરમ સુરેખ ચિત્રોને કારણે આપણા અલ્પધન પ્રવાસસાહિત્યમાં આ કૃતિ મૂલ્યવાન સ્થાન ધરાવે છે. સુન્દરમે ઉચિત જ કહ્યું છે કે " 'કાશ્મીરનો પ્રવાસ' તો આપણા પ્રવાસસાહિત્યમાં મહત્ત્વના સીમાચિહ્ન જેવો છે. "

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૮૭

વર્ષ આઠમું · અંક ત્રીજો ઑક્ટોબર ઈ. સ. ઓગણીસસો અડસઠ

"...કૉમ્યુનિઝમ ને કૉમ્યુનિસ્ટ વચ્ચે ભેદ કરજે. વળી, માર્કસનું એક, લેનિનનું બીજું, સ્ટૅલિનનું ત્રીજું. ત્રીજાના વળી બે ભાગ છે. ગાંધી એક, ગાંધીવાદ બીજો, ગાંધીવાદી ત્રીજા. આમ ભેદો રહ્યા જ કરે છે ને કરશે. તેમાં કાચી બુદ્ધિવાળા ભમી શકે."

નવી દિલ્હી, બાપુના આશીર્વાદ

તા. ૨૬–૭–'૪૫

[ગાંધીજીએ લખેલ એક અંગત અને અપ્રગટ પત્રમાંથી]



સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

## અનુક્રમ



*

### સૂચના


* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬,—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે લેખમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.


*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧






# गांधी, गांधीवाद अने गांधीवादीओ

**મ**હાત્મા ગાંધી મહાપુરુષ હતા, પણ પૂર્ણપુરુષ નહોતા; તેમના વ્યક્તિત્વમાં દૈવી તત્ત્વ મોટા પ્રમાણમાં હતું, પણ તેઓ દેવતા નહોતા; પૂર્ણતાને પામવા તેમણે અહર્નિશ પુરુષાર્થ કર્યો, પણ તેઓ સિદ્ધપુરુષ નહોતા બન્યા. ગાંધીજીનાં જીવન અને કાર્યોને જોવા તથા મૂલવવા બેસીએ ત્યારે આ મહત્ત્વની ભૂમિકા આપણે ભૂલવી ન જોઈએ.

ગાંધીજી મહામાનવ હતા અને જનતાજનાર્દને ગાંધીજીને 'મહાત્મા' કહ્યા. પણ ગાંધીજી પોતાની મર્યાદાઓથી છેક સુધી બરાબર માહિતગાર રહ્યા હતા. વિચારપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક, મહેનતથી અને નિશ્ચયથી એમણે પોતાની અનેક મર્યાદાઓને ભૂંસી નાખી હતી કે પાર કરી હતી. સામાન્યમાંથી અસામાન્ય બનવાની તેમની આ વણથંભી આગેકૂચને કારણે જ તેઓ સાચા ને મહાન આત્મા બન્યા હતા. 'મહાત્મા' પદથી તેઓ ફુલાઈ ગયા હોય એવી એક પણ ક્ષણ તેમને યાદ નહોતી. પોતાનું અલ્પપણું ગાંધીજી શુદ્ધ રીતે જોઈ શકતા હતા તેથી જ તેઓ વધુ ને વધુ મહાન બની શકયા હતા. પોતે કશું જ જાણતો નથી એવું જે જાણે છે તે મહાન બની શકે છે. સાચો યાત્રિક કેવળ સત્યની દિશામાં સતત ડગલાં માંડતો આગળ જવાનું જાણે છે. સત્ય એ જ એનો ઈશ્વર બની રહે છે અને તેને ઝંખવાની એને લગની લાગે છે. એ દિશા-માંની મથામણ કરતાં કરતાં ગાંધીજીએ આત્મદર્શન કર્યું, ઈશ્વરનો સાક્ષાત્કાર અનુભવ્યો અને મોક્ષ મેળવ્યો.

ગાંધીનું શરીર નાશવંત હતું, એટલે તે એક દિવસે પડવાનું જ હતું. તેનો નાશ ઓચિંતો અને આઘાતજનક સંજોગોમાં થયો; વળી, ગાંધીજી શહાદતને વર્યા. પણ દુનિયાની ચિરવિદાય તો ગાંધીએ નીરવ શાંતિથી અને નિતાન્તસુંદર પ્રસન્ન મુદ્રા વડે જ લીધી. ગાંધીનું સમગ્ર જીવન અને કવન આધ્યાત્મિકતાથી રંગાએલું જ નહીં બલકે અધ્યાત્મ-રસમાં જ તરબોળ હતું અને ગાંધીના હૈયામાં રામ વસ્યા હતા એટલે દેહ-જીવનની અંતિમ ક્ષણે પણ ગાંધીના હોઠ પર 'રામ' શબ્દનું જ રટણ રહ્યું.

ગાંધીજીનું વ્યક્તિત્વ અનેક વિશેષતાઓથી સભર હતું. એક સાથે તેઓ ભારતીય પ્રજાનાં અને વિશ્વપ્રજાનાં માતા અને પિતા સમાન હતા. ગાંધીજીનાં સક્રિય સેવાકાર્યોનાં વીસ વર્ષ દક્ષિણ આફ્રિકામાં અને તેત્રીસ વર્ષ ગુજરાતમાં અને ભારતમાં પસાર થયાં. અડધા સૈકા ઉપરાંતના એમના આ યજ્ઞકર્મને ગાંધીજીએ સત્યશોધકની હેસિયતથી અને અત્યંત નમ્રતાથી ચલાવ્યો. સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે એ તેમણે સ્વીકાર્યું હતું.

ગાંધીજીની મહત્તા અને વિશેષતા તેમની નમ્રતા અને નિર્ભયતામાં રહેલી છે. નિઃસ્વાર્થ વૃત્તિ અને નિઃસીમ સેવાભાવના એમના લોહીમાં હતી. ગાંધીજીની વૃત્તિ પ્રયોગશીલતાની હતી, એમનું વલણ વૈજ્ઞાનિક હતું, એમનાં સાધનો અહિંસક હતાં, એમની દૃષ્ટિ પ્રેમ ને કારુણ્યથી ભરેલી હતી અને એમનું ધ્યેય સત્ય-સંશોધન તથા સત્ય-પ્રાપ્તિનું હતું. ટેકથી તેઓ ચાલ્યા અને અડગ નિશ્ચય-શક્તિથી તેઓ વર્ત્યા. તેથી જ તેઓ એકેકથી ચડિયાતાં શિખરો સહેલાઈથી ને સ્વાભાવિક ક્રમે સર કરી શક્યા.

ગાંધીજીનો આચાર-વિચાર સમગ્ર વિશ્વ જોઈ શકે એવો ખુલ્લો અને અનેક ખૂબીઓથી ભરેલો રહ્યો હતો. એમને કશું જ છુપાવવાનું કે ઢાંકી રાખવાનું નહોતું. પોતે જે આચરતા તે વિષે ગાંધીજી કહેતા અને લખતા; પોતાના આચરણમાં જે ન મૂકી શકાયું તે વિષે ગાંધીજી અન્યને ઉપદેશતા નહીં. વળી, ગાંધીજીનાં વિચારો તથા લખાણોમાં સમગ્ર જીવનનું પ્રતિબિંબ પડતું, અને જીવનના કોઈ ક્ષેત્રને ગાંધીજીએ નાનું કે નકામું કે નીચલી કક્ષાનું ગણ્યું નહોતું. દરેકની એની પોતપોતાની કક્ષાએ અને જગ્યાએ જરૂરિયાત છે અને સર્વનો સુમેળ તથા સંવાદ હોય ત્યાં જ જીવનનું સંગીત સરસ સંભળાય છે ને માણી શકાય છે એવી સમજ તેમની હતી.

જે જમાનામાં ગાંધીજી જન્મ્યા, ઊછર્યા, રહ્યા અને કાર્યરત બન્યા તે જમાનાની માંગો અને માન્યતાઓ, જરૂરિયાતો અને જાણકારીઓ, આશાઓ અને અપેક્ષાઓ, ચિંતાઓ અને ચેતનાઓ ગાંધીજીનાં લખાણોમાં ઝીલાઈ એમાં નવાઈ નથી. મહાપુરુષ પણ છેવટે તો એના પોતાના યુગની નિપજ છે. એનું જીવન-દર્શન અંશતઃ અને અનિવાર્યપણે એ યુગના વિશિષ્ઠ પરિબળો વડે કાંઈક સીમિત બને એમાં આશ્ચર્ય નથી. સાથે સાથે કોઈ મહાપુરુષ કેવળ પોતાના જ સમય પૂરતું જોતા કે બોલતા કે લખતા નથી. જે કાંઈ શાશ્વત અને સંપૂર્ણ છે એ વિષે પણ મહાપુરુષ જાગ્રત હોય છે અને એવાં સનાતન તત્ત્વો તથા મૂલ્યોને એ પોતાના વિચારોમાં સરસ ગૂંથી પણ લે છે.

ગાંધીજીનાં વિચારો અને વચનોમાંથી ગાંધીવાદ નિર્માણ થયો છે, પણ ગાંધીજીએ પોતે ગાંધીવાદ ઊભો કર્યો નથી! ગાંધીજીની વિચારસરણી અને શબ્દાવલિમાં ઘણું મનન કરવા લાયક અને અમલ કરવા જેવું છે એની ખાતરી થતાં પ્રજાએ એ વિચારોને અને શબ્દોને વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકવાનો અને જોવાનો પ્રયાસ કર્યો છે. આ પ્રક્રિયા કુદરતી છે. દરેક મોટા માણસના વિચારોનો ફાલ આ રીતે એક 'વાદ', એક તત્ત્વજ્ઞાન, એક 'દર્શન' બની રહે છે. જો એ મહાપુરુષ યુગપુરુષ હોય તો એનાં વિચારતત્ત્વો સવિશેષ દઢ બનીને તે એક વિશિષ્ટ વિચારધારા ને ફિલસૂફી બની રહે છે.

આમ, ગાંધીવાદ એ ગાંધીજીના વિચારો અને તરંગોનો સરવાળો છે. પણ કોઈ 'વાદ'ને જન્મ આપવાના હેતુથી આવા વિચારો પ્રગટ થયા નથી. યુગધર્મ તરીકે પોતાને જે કહેવા-લખવા જેવું લાગ્યું તેને પ્રામાણિકતાથી સતત વ્યક્ત કરવાનો સ્વધર્મ ગાંધીજીએ બજાવ્યો. એમાં ગાંધીજીના પોતાના જમાનાની વાતો ને બાબતો ઉલ્લેખાઈ તે કાળક્રમે ઓછી મહત્ત્વની બનશે અને કેટલીક ભૂંસાઈ જશે; પણ એમાં જે હંમેશને માટે ઉપયોગી તત્ત્વો છે એનું અધ્યયન અને મનન ભાવિ પ્રજાજનો જરૂર કરતા રહેશે.

ગાંધીજી પરતંત્ર ભારતમાં જન્મ્યા હતા. એટલે સ્વાતંત્ર્ય માટેનો સંગ્રામ એમનું પ્રથમ પુણ્યકાર્ય બની રહ્યું. પણ, કેવળ રાજકારણ ખેલવાનું એમનું માનસ નહોતું. એમનો પિંડ તો આધ્યાત્મિકતાનો હતો; ન છૂટકે તેઓ રાજકારણમાં પડેલા અને ગળાડૂબ રહેલા. બાકી, એમની દૃષ્ટિ જીવનના સર્વાંગી વિકાસની હતી. રચનાત્મક કાર્યોમાં એમને ઊંડો રસ હતો. શિક્ષણની 'સમૂળી ક્રાંતિ' તેઓ કરવા ચાહતા હતા. માનવતા અને માનવ–મૂલ્યો માટે એમનો સતત આગ્રહ હતો. આ બધું ગાંધીજીના વિચારોમાં રજૂ થયું છે. એટલે, ગાંધીવાદ તરીકે આપણે જેને ઓળખીએ છીએ તેમાં આ બધું જ છે. એમાંનું કેટલુંક કામચલાઉ છે, કેટલુંક કાયમી છે; કેટલુંક ઉપયોગી છે, કેટલુંક ઉમદા છે, કેટલુંક વર્ણનાત્મક છે, કેટલુંક પ્રેરણાત્મક છે; કેટલુંક સમયોચિત છે, કેટલુંક સદાને વાસ્તે સમજવા જેવું છે. ગાંધીવાદના અભ્યાસીએ બધું જ વાંચી-વિચારીને પછી વિવેકથી ખપ પૂરતું સઘળું સ્વીકારવાનું છે. એમાં અંધશ્રદ્ધાથી વર્તવાનો અર્થ નથી. ગાંધીજીએ જે જે કહ્યું ને લખ્યું તે તે બધું અપનાવવાનું આપણું—વ્યક્તિ અને પ્રજા તરીકે–ગજું હોય તો પણ એ બધું મારીમચડીને આજના અને આવતી કાલના આપણાં જીવનોમાં ઊતારવાનો મિથ્યા

પ્રયાસ આપણે માટે હાનિકારક નીવડશે અને ગાંધીવાદ માટે હાંસીપાત્ર ઠરશે. નવી પરિસ્થિતિનો સંદર્ભ આપણે નજર બહાર રાખીને નહીં પાલવે.

હવે, ગાંધીવાદીઓ તરેહ તરેહના છે! એમની કેટલીક જાતો જાણીતી છે તો અન્ય કેટલીક ન્યાતો નામીચી છે. ગાંધીવાદીઓના અનેક પ્રકારો છે. કેટલાક સ્વયંનિર્મિત ગાંધીવાદીઓ છે, થોડાક પ્રજ્ઞમાન્ય ગાંધીવાદીઓ છે, તો કેટલાક વળી ગર્વિષ્ઠ ગાંધીવાદીઓ છે. ગાંધી પોતે માત્ર ગાંધીવાદી નહોતા ને નથી એ ખાસ યાદ રાખવા જેવી વાત છે! ગાંધીની પ્રજ્ઞા સતત પરિણતશીલ હતી અને મહાત્મા કદી જડ કે વાણી-વર્તનમાં થંભી ગયા જેવા નહોતા. એટલે, ગાંધીના વિચારોના વર્તુળમાં જ ગાંધી પોતે સમાયા કે ફસાયા નહોતા. એમને માટે શાશ્વત અને કેન્દ્રીય તત્ત્વ એક જ હતું અને તે સત્ય—એને પાળવા માટે જ તેમની બધી મથામણ અને મનન-ક્રિયા હતી.

પણ, ગાંધીજીની આસપાસ જેઓ વર્ષોથી ને દસકાઓથી ફરતા રહ્યા અને ગાંધીજીના અંતેવાસી જેવા પણ બની ગયા તેઓ પૈકીના ઘણાખરાઓએ વિચાર-ચિંતનનો પોતપોતાનો સ્વાભાવિક હક્ક કૃત્રિમપણે એકલા ગાંધીને જ હવાલે મૂકી દીધો હતો! તેથી જ તેઓ પોતાનો વિશ્વાસ ગુમાવી બેઠા હતા અને ગાંધી પરના ભરોંસે રહ્યા હતા. ગાંધીની ચિરવિદાયથી આ બધા 'ગાંધીવાદીઓ' એકદમ બેબાકળા અને કોઈ આધાર વિનાના બની જાય તેમાં પછી શું આશ્ચર્ય?

ગાંધીજીના શરીરની આસપાસ ફરનારાઓમાંથી અનેકે ગાંધીજીને ઓળખ્યા જ નહોતા એમ દિન-પ્રતિદિન વધુ લાગે છે. ગાંધીજીની ચેતના, વિચારશીલતા, વ્યક્તિવિશેષતા અને પ્રયોગશીલતાનો કોઈ ઘેરો કે દીર્ઘજીવી સ્પર્શ આ બધા 'ગાંધીવાદીઓ'ને થયો જણાતો નથી. તેથી જ તેઓ આજે ગાંધીજીના શબ્દો જ માત્રને ચુસ્તપણે વળગી રહે છે, અને એ પાછળની ભાવના અને વિચારધારાને સમજવા તથા નવા સંદર્ભમાં એને મૂલવવા તૈયાર થતા નથી.

સાને ગુરુજીએ એક વાર કહેલું કે ગાંધીજી તો એક વિશાળ ફુવારા જેવા હતા; એમના જીવન અને વિચારો રૂપી પાણીના તુષાર ઘણે દૂર દૂર સુધી ઊડતા હતા અને આઘે બેઠેલા આસ્તિકો એમાંથી એકાદ બે ટીપાં મેળવીને ય પ્રસન્ન ને પાવન થતા હતા, જ્યારે એ મહાન ફુવારાની તદ્દન નજીકનાં કુંડાળાં-ઓ સાવ કોરાં રહી ગયાં હતાં! ગાંધી-આશ્રમોના અંતેવાસી ગણાતાં અનેકોનાં ખભા પર ગાંધીજીએ હાથ મૂકેલા હતા, પણ તે પૈકીના ઘણાખરા 'અંતેવાસીઓ'ના ખભા ને માથાં પરથી ગાંધી-તત્ત્વ-વિચારની લહેરો વાઈ ગઈ હતી અને તેઓ બધાં તો એવાં ને એવાં જ રહી ગયાં હતાં. ખરો ગાંધીવાદી એ હોય કે જે ગાંધીને પણ પડકારી શકે અને પોતાના અંતરાત્મા પ્રમાણે વિચાર-વર્તન કરી શકે!

ગાંધી જન્મશતાબ્દીનો પ્રારંભ બીજી આક્ટોબર (સને ૧૯૬૮)થી થયો છે ત્યારે ગાંધીજી તરફ આપણું મોઢું ઉત્કટપણે વળવું જોઈએ, પણ ગાંધીચીંધ્યા માર્ગે જ બધું કરવાની હોંશ બતાવવાની જરૂર નથી. ગાંધીએ ગાંધીની રીતે, મહાન આત્માની હેસિયતથી, કામ કર્યું; આપણે અલ્પાત્માઓ આપણી નાનકડી ને તૂટીફૂટી ભૂમિકાથી આપણો પોતપોતાનો ભાગ ભજવીએ—પણ ગાંધીની જેમ આપણું મોઢું સત્ય તરફ એકચિત્ત બની રહેવું જોઈએ, અને વિવિધ અંતરાયોને હિંમતપૂર્વક દૂર કરીને સત્યખોજ માટે બમણા જોરથી આપણે મંડી પડવું જોઈએ.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૬૮ [તા. ૧૬ મે થી તા. ૨૨ મે ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

### તા. ૧૬ મે ૧૯૪૯, સોમવાર
[પન્હાળા]

સવારે ફરવા ગયો. 'અંબરખાના'[૧] ઈમારતો જોઈ. અનાજ સંઘરવા માટેની આ ત્રણ ઈમારતો મરાઠાશાહી વખતની છે. તેમનાં નામો ગંગા, યમુના, સરસ્વતી એ પ્રમાણે છે. પાછા આવ્યા બાદ રોજનીશી. કાગળો લખાવ્યા. ટપાલ, વગેરે.

ચિ. બાળ તાંબેને આજે તાવ આવ્યો છે.

ભોજન બાદ વિશ્રાંતિ. બાકી રોજનીશી. પછી કાગળો. પ્રોફેસર બ. ક. ઠાકોરના Poet Lauriate ની બાબતમાંના કાગળનો તથા શ્રી ભદ્રજી ધ્રુના સર ચિનુભાઈની બાબતના પત્રનો. એ પ્રમાણે બે કાગળોના સવિસ્તર જવાબો લખાવ્યા. થોડું પરચૂરણ વાચન. ડૉ. પાટીલનું અન્નધાન્ય વિષય પરનું પુસ્તક [થોડું વાંચ્યું].

સાંજે મામલતદાર (શ્રી રાણે) અને ડૉક્ટર આવ્યા હતા. પછી શ્રી રત્નાપ્પા કુંભાર અને બીજા લોકો આવ્યા હતા. કૉંગ્રેસ કમિટીઓનું કામ, એમના [કૉંગ્રેસ કમિટીઓના અને કાર્યકરોના] તથા પ્રધાન-મંડળના સંબંધો, વગેરે બાબતોની ચર્ચાઓ થઈ.

રાત્રે પ્રાર્થના. પછી ગાંધીજીના કાગળો. મારાં બીજી વારનાં લગ્ન વિષેની હકીકત.[૨] ભોજન બાદ વાતોચીતો, વગેરે.

### તા. ૧૭ મે ૧૯૪૯, મંગળવાર
[પન્હાળા]

સવારે ઠીકઠીક દૂર છેક દક્ષિણ પરની ખૂણા પરની ટેકરી પર ફરવા જઈ આવ્યો. ૬-૩૦ થી ૮ સુધી ફરવાનું થયું. પાછાં વળતાં પ્રસિદ્ધ ફિલ્મ-દિગ્દર્શક શ્રીયુત વી. શાંતારામ[૩] અને તેમનાં પત્ની[૪] મળ્યાં.

ફરીને આવ્યા પછી બાકી રોજનીશી. રવાના કરવાની ટપાલ તૈયાર કરી.

ભોજન બાદ વિશ્રાંતિ. સૌ.વતી કોલ્હાપુર બપોરે ગઈ અને રાત્રે પાછી આવી. આ લોકોએ [પાછા] આવવામાં ખૂબ જ મોડું કર્યું. શ્રી ગોવિંદરાવદાદા સરદેસાઈ આ લોકોની સાથે જ અહીં મુકામ માટે આવ્યા.

વિશ્રાંતિ પછી થોડું વાચન. અહિલ્યા-ચરિત્રની પ્રસ્તાવના [મારે] લખવાની છે એટલે એ ચોપડી સંપૂર્ણ વાંચી. Food Problem [નામનું પુસ્તક] પણ થોડું જોયું. રોજનીશીલેખન.

વરસાદને કારણે સાંજે ફરવા ગયો નહિ પ્રાર્થના અને પછી ગાંધીજીના પત્રો. ૧૯૩૨ની સાલની સ્કૂલ બોર્ડની ચૂંટણીનું [તથા] હરિજન કેશવજીનું પ્રકરણ.

ભોજન બાદ વાતોચીતો.

### તા. ૧૮ મે ૧૯૪૯, બુધવાર
[પન્હાળા]

આજે સવારે ખૂબ જ દૂર [સુધી] ફરવા ગયો. દક્ષિણની પાવન ટેકરી ઉપર જઈ આવ્યો. જવા-આવવામાં બે કલાકથી વધુ સમય ગયો અને થાક પણ લાગ્યો. તેથી, [ઘેર પાછા] આવ્યા બાદ પડ્યા પડ્યા શ્રી ગોવિંદરાવદાદા સાથે જૂનાં સંસ્મરણોની વાતોચીતો. પછી કસ્તુરબા ફંડના કામ [અંગે] ના કાગળો.

ભોજન બાદ કોલ્હાપુરના કોઈ પંડિત સલાહ લેવા

આવ્યા એમની જોડે વાતચીત [અને] પછી વિશ્રાંતિ.

ત્રણ વાગ્યાથી કામ [ની શરૂઆત]. રોજનીશી-લેખન. આજે એ બહુ જ ઓછું થયું. પછી કેટલાક કાગળો લખાવ્યા. કોલ્હાપુરની લૉ કૉલેજના એક પ્રોફેસર શ્રી નાઈક મળવા આવ્યા હતા. એમણે Paramountcy પર એક ગ્રંથ અભ્યાસપૂર્વક લખ્યો છે એની નકલ વાંચવા માટે મને આપી. એમની જોડે થોડી ચર્ચા.

સાંજે અમે બધાં લોકો શ્રી વ્હી. શાંતારામને ઘેર ચા માટે ગયાં હતાં. એમની જગ્યા ખૂબ જ સુંદર, ઊંચાઈ પર [આવેલી] છે. બન્ને બાજુનો પ્રદેશ દેખાય છે. સૂર્યોદય અને સૂર્યાસ્ત પણ દેખાય છે. ત્યાં ઘણી-બધી વાતોચીતો થઈ. ૧૯૪૨ થી ૧૯૪૪ની સાલ દરમિયાન [હું સાબરમતી] જેલમાં હતો ત્યારે ફાંસીની સજા પામેલા [અને] લાંબી મુદતની સજા ભોગવી રહેલા, વગેરે કેદીઓની [તે વખતે સાબરમતી જેલમાં હતા એમની] વાતો કહી. બંદિવાન મોતી, ફાંસીએ ચઢ્યા તે શિવરામ અને મહમ્મદ, અને બીજા ઘણા બધાની વાતો કહી.[૫] શ્રી શાંતારામ આ વાતો રસપૂર્વક સાંભળતા હતા. એમના ચલચિત્ર માટે આ વાતો ખૂબ ખપમાં આવે તેવી છે. શ્રી કોરગાંવકર પણ ત્યાં આવ્યા હતા. એમની સાથે શ્રી અપ્પાસાહેબ પટવર્ધને (કણકવલી) અમારે માટે માલવણનાં કાજુ, કોકમ અને કેરીઓ[૬] એ પ્રમાણેની ભેટ મોકલી હતી.

સાતના અરસામાં ઘેર પાછા આવ્યા ત્યાં શ્રી પાલેકર (કોલ્હાપુરના નવા ડિસ્ટ્રિક્ટ જજ) મળવા આવેલા તે અમારી રાહ જોઈને બેઠા હતા. એમની જોડે વાતોચીતો.

પ્રાર્થના. ગાંધીજીના કાગળો. હરિજન આશ્રમનો ટ્રસ્ટી[૭] હું કેવી રીતે થયો, ગૌશાળા વિષેના વિચારો, વગેરે બાબતો અંગેના તા. ૭/૧૨/૩૪ અને તા. ૧૯/૧૨/૩૪ના કાગળો તથા તેમાંના પ્રસંગો [મેં કુટુંબીજનોને કહ્યા].

ભોજન બાદ વાતોચીતો.

### તા. ૧૯ મે ૧૯૪૯, ગુરુવાર
### [પન્હાળા]

સવારે ફરવા નૈઋત્ય દિશામાં ગયો. પાછા આવ્યા બાદ બાકી રોજનીશી અને પત્રો લખવાનું [કામ].

ભોજન બાદ વિશ્રાંતિ પછી રોજનીશી. ત્યાર બાદ કાગળો. પાંચ વાગ્યાથી લોકો સાથે મુલાકાતો અને વાતો. આજે ટપાલ જરા વધારે હતી. નીચે પ્રમાણે લોકો મળ્યાઃ શ્રી એસ. જી. કાળે (કોલ્હાપુરમાં રહે છે. એમના કેટલાક ગ્રંથોની યોજના છે), શ્રી ક્ષાત્ર જગદ્‌ગુરુ (એમના પુત્રનાં લગ્ન તા. ૨૩મીએ છે તેનું નિમંત્રણ આપવા માટે આવ્યા હતા—એમની સાથે શ્રી દાદા ધર્માધિકારી આવ્યા હતા), શ્રી અડકે, શ્રી સાળવી (પ્રાન્ત ઑફિસર), શ્રી દેસાઈ, વગેરે લોકો.

ફરવા જતી વખતે [મારી સાથે] શ્રી નાના ધર્માધિકારી આવ્યા હતા. કોલ્હાપુરની પરિસ્થિતિ વિષે વાતચીત થઈ. વિલીનીકરણમાં મરાઠી અધિકારીઓ તરફ કંઈક વિશેષ સૌજન્ય બતાવ્યાથી એકંદર વાતાવરણ સારું છે. અહીં મરાઠા સમાજની લોકસંખ્યા સેંકડે ૬૦ ટકા હોવાને કારણે એ વર્ગને મહત્ત્વ આપવું જરૂરી છે એવું નાનાનું કહેવું હતું. શ્રી રત્નાપ્પા [કુંભાર] જોડે એમનો અને શ્રી નાન્જપ્પા, વગેરેનો ઝાઝો મેળ બેસતો નથી એમ દેખાય છે. શ્રી મોરારજીભાઈના એકંદર વર્તનમાંનું જોહુકમીપણું અને ઉતાવળાપણા વિશે પણ શ્રી નાના ઘણું બોલ્યા. શ્રી નારગોળકરને આદિવાસી લોકોનાં કામ માટે જવા દેવામાં આવતા નથી એ વિષે એમણે હવે શું કરવું એ સવાલ નાનાએ ઉપસ્થિત કર્યો. ફરી ચર્ચા કરીશું જ, પણ મારા જેવાને તો હાલમાં એવું લાગે છે કે અન્યાય અને અપમાન સહન કરીને પણ પ્રધાનમંડળને ટેકો જ આપવો, વિરોધ કરવો નહિ. સામુદાયિક કાનૂન-ભંગ તો ન જ હોવો ઘટે. પરંતુ જ્યાં શ્રી નારગોળકર જેવાનો કેસ છે અને પ્રધાનો સીધી વાત સાંભળવા માટે પણ તૈયાર નથી ત્યાં વ્યક્તિગત સત્યાગ્રહ [કર્યા] સિવાય છૂટકો નથી, અને તે કરવો તે ભૂલ ગણાશે નહિ.

પ્રાર્થના અને પછી ગાંધીજીના કાગળો. ગુજરાત વિદ્યાપીઠનો પુસ્તક-સંગ્રહ શ્રી કાકાસાહેબ કાલેલકરે [અમદાવાદ] મ્યુનિસિપાલિટીને ૧૯૩૩ની સાલમાં આપ્યો અને પછી તે [પુસ્તક-સંગ્રહ] વલ્લભભાઈએ મ્યુનિસિપાલિટી પાસેથી [પાછો] મેળવ્યો એ પ્રકરણ વિષેના કાગળો આજે [મારાં સંસ્મરણો અને કથાનકમાં]

હતા.

શ્રી અનંતરાવ લાટકર૮ (અગાઉ ૧૯૪૬ની સાલમાં મારી પાસે પ્રાયવેટ સેક્રેટરી તરીકે હતા) મળવા અને મુકામ માટે આવ્યા.

રાત્રે ભોજન બાદ વાતોચીતો.

## તા. ૨૦ મે ૧૯૪૯, શુક્રવાર
### [પન્હાળા]

સવારે ફરવાનું. નીકળવામાં જરા મોડું થયું. પછી શ્રી ચિટણીસને અને બીજા કાગળો. કેટલાક કાગળો લખાવ્યા. બાકી રોજનીશી પૂરી કરી.

ભોજન બાદ આજ કામ એવું કશું જ થયું નહિ. વિશ્રાંતિ પછી વૃત્તપત્રો જોયાં ત્યાર બાદ અહીંના પાવનગઢ પરના રામદાસી બુવા મળવા આવ્યા. ત્યાર પછી કોલ્હાપુરના મોઘે નામના એક ગૃહસ્થ એમની પુત્રી બતાવવા લઈ આવ્યા હતા. છોકરી બી. એ.ની પરીક્ષામાં બેઠી છે. મને એકંદરે સારી લાગી. પણ આ પ્રશ્ન ચિ બાપુનો છે. છોકરીએ પણ છોકરાને જોવો એવું મેં શ્રી મોઘેને સૂચવ્યું. પછી શ્રી નાના ધર્માધિકારી, શ્રી કોરગાંવકર, વગેરે લોકો આવ્યા. બૅરિસ્ટર કેળવકર આવ્યા. પછી અમે બન્ને [સૌ. વતી અને હું] તથા શ્રી માધવરાવ [તાંબે] અહીંના ટાઉન હૉલ કમિટીના નિમંત્રણથી શ્રી વી. ટી. પાટીલને ત્યાં ચા-પાર્ટી માટે ગયાં હતાં. ઘણાબધા લોકો આવ્યા હતા: શ્રી પાટીલ (કલેક્ટર), શ્રી વી. શાંતારામ, શ્રી ભાલજી પેંઢરકર,૯ શ્રી અડકે, શ્રી ઉપળેકર, વગેરે. આ જગ્યા સરસ છે. એમણે બગીચો, વગેરે પણ સરસ બનાવ્યો છે. ત્યાં ચાપાણી, વગેરે થયા પછી શ્રી પાટીલે નાનકડું ભાષણ કરીને આ [પન્હાળગઢ] કિલ્લાને Hill Station તરીકે વિકસાવવો અને તે વિષે શક્ય હોય તો સરકારને મારે જણાવવું એવા આશયનું તેઓ બોલ્યા. જવાબરૂપે મેં કહ્યું કે, 'આપની હિલ કમિટી એ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા હોવાથી આપનું નિમંત્રણ સ્વીકારીને આવ્યો. સ્થાનિક સ્વરાજ્યમાં દેશના સ્વરાજ્યનાં પ્રાણ છે. મારા સ્વરાજ્યની કલ્પનામાં સાહિત્ય, સંગીત, કલા એ બધાનો સમાવેશ થાય છે; પણ કેટલાકની કલ્પનામાં સ્વરાજ્ય એટલે પ્રથમ અન્નપાણીનો જ [અને પેટનો] પ્રશ્ન, એટલે દેશમાંની ગરીબાઈને કારણે સરકાર Hill Station, વગેરેની યોજના તરફ સહાનુભૂતિથી જોશે જ એવું કહી શકાતું નથી. મનુષ્યને જો મનુષ્ય તરીકે જીવવા દેવો હોય તો કેવળ શરીર જીવતું રાખીને ચાલશે નહિ, પણ એનાં મન અને બુદ્ધિ એ બન્નેનો વિકાસ થવો જોઈએ. પરન્તુ [આ વાત] સહુને જ—કંઈ નહિ તો હાલનાં પ્રધાનપદો પર રહેલાઓને—ગળે ઊતરશે એવું કોણ કહી શકે? પરન્તુ આ કિલ્લાને Hill Station કરી ન શકાયું તો પણ આ કિલ્લો ઐતિહાસિક મહત્ત્વનો અને સ્મૃતિઓનો છે, અને તેથી એને શૈક્ષણિક મહત્ત્વ છે. આવી રજૂઆત સરકાર સમક્ષ કરી શકાશે.' આ અર્થનું હું બોલ્યો. [મારું પ્રવચન ચાલતું હતું તે] દરમિયાન વરસાદ પડવાથી આ પ્રસંગની થોડી મઝા ચાલી ગઈ.

પછી શ્રી કોરગાંવકરને ત્યાં ગયો ત્યાં શ્રી મામા ક્ષીરસાગર, શ્રીમતી મનુતાઈ નાતુ, શ્રી નાના ધર્માધિકારી, શ્રી પ્રભાકરપંત કોરગાંવકર, વગેરે લોકો મળ્યા. વાતોચીતો.

સાંજે પ્રાર્થના. પછી ગાંધીજીના કાગળો. છારા લોકોનો ઉપદ્રવ આશ્રમની નજીક સને ૧૯૩૨ની આખરમાં થયો હતો એ પ્રકરણની હકીકત કહી.

ભોજન બાદ વાતોચીતો, વગેરે.

## તા. ૨૧ મે ૧૯૪૯, શનિવાર
### [પન્હાળા]

સવારે ફરવાનું. સાથે શ્રી કોરગાંવકર, શ્રી નાના ધર્માધિકારી, વગેરે હતા. હાલની પરિસ્થિતિ, પ્રધાનમંડળનો વહીવટ, લોકશાહીનું ભાવિ, વગેરે વિષે ઘણી બધી ચર્ચાઓ થઈ. તે કારણે ઘેર પાછાં આવતાં મોડું થયું.

પછી [ઘરનાં] લોકો જોડે વાતોચીતો. રોજનીશીલેખન. ૧૧ વાગે શ્રીમતી મનુતાઈ નાતુ (નાગપુર કૉલેજમાંનાં પ્રાધ્યાપક) આવ્યા અને 'कांहीं पाऊलें' વિષે એમણે જે અભિપ્રાય પ્રગટ કર્યો હતો તે મુદ્દા પર ચર્ચા કરી. મારા વિષે ભલે નાની નાની પણ જે કોઈ માહિતી બહાર લોકોને ન હોય તે હકીકત મારી રોજનીશીમાંથી મળે એવી વાચકોની અપેક્ષા કેવી રીતે સંતોષવી? રોજનીશી લખવાનો મારો હેતુ અને મને મળનારો સમય તથા બીજી પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં

ખાતર મેળવવાનો માર્ગ શોધવો અને લોકોને બતાવવો, અસ્પૃશ્યતા [અને] ઊંચ-નીચ ભાવ દૂર કરવો, કોઈ પણ કામ [કરવામાં] નીચું કે હલકું ન માનવું, વગેરે હેતુઓથી લોકોએ આશ્રમની જેમ ભેગાં રહેવું. મુંબાઈ સરકારે પોતાની સર્વોદય યોજનાનું કેન્દ્ર પણ અહીં જ રાખીને કાર્ય શ્રી અપ્પાસાહેબને સોંપ્યું છે. મને આ ખૂબ સારું લાગ્યું. અહીં રત્નાગિરી જિલ્લામાંના અને કેટલાક બહારના મહારાષ્ટ્રીય કાર્યકર્તાઓની મુલાકાતો થઈ. શ્રી. અણ્ણાસાહેબ સહસ્રબુદ્ધે, શ્રી. કાકાસાહેબ બરવે૭, વગેરે સહુને મળવાનો યોગ સાંપડ્યો.

અહીં સ્નાન માટે નદી પર જ ગયો હતો. ખૂબ જ મઝા પડી.૮ જમણ પણ સારું અને સ્વાદિષ્ટ લાગ્યું.

ભોજન બાદ આરામ. પછી ગોપુરીના કાર્ય વિષેનો લેખિત અહેવાલ શ્રી. અપ્પાસાહેબે આપ્યો તે વાંચ્યો.

૪।। થી ૬ સુધી સર્વોદય પરિષદ [નું કામ] આગળ ચાલ્યું. આજે મને અધ્યક્ષ તરીકે રાખ્યો હતો. શ્રી. અપ્પાસાહેબની ઇચ્છા-માટે જ હું અધ્યક્ષપદે બેઠો. શ્રી. અપ્પાસાહેબે સર્વોદય યોજના સમજાવી અને કાર્ય શું કરશે તે પણ કહ્યું, છેવટે હું બોલ્યો. રચનાત્મક કાર્ય એ જ સાચું કાર્ય છે, સ્વાતંત્ર્યના અને લોકશાહી સ્વરાજ્યના પાયાનું કામ છે એવો મારો મુદ્દો હતો.

પછી તરત શ્રી અપ્પાસાહેબને દસ હજાર રૂપિયાની થેલી અર્પણ કરવાનો સમારંભ થયો, એમાં પણ હું જ અધ્યક્ષ હતો. આ થેલીમાં મેં પાંચસો રૂપિયાનો ફાળો આપ્યો હતો. ઘણા બધા લોકોનાં ભાષણો થયાં.

નાસ્તો થયા પછી થોડો વખત પ્રાર્થના અને પછી પોવાડા૯નો કાર્યક્રમ હતો. હું થોડો વખત જ બેઠો. પછી વિશ્રાંતિ. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ કોંકણમાં આવેલું મહાડ ગામ પ્રસિદ્ધ છે અને ત્યાંની મરાઠી પ્રાથમિક શાળા સો વર્ષ ઉપરાંત જૂની છે. મહારાષ્ટ્રની અનેક નામાંકિત વ્યક્તિઓએ એમનું પ્રાથમિક શિક્ષણ મહાડમાં લીધેલું. દાદાસાહેબના પિતા શ્રી વાસુદેવરાવ (બાબા) સબ-જજ હતા અને થોડાં વર્ષો કોંકણમાં અનેક ગામોમાં એમની બદલી થતાં દાદાસાહેબનું પ્રાથમિક અને મિડલ સ્કૂલ શિક્ષણ કોંકણમાં થયું હતું. એ રીતે મહાડમાં દાદાસાહેબ થોડો વખત ભણ્યા હતા.

૨ માવળંકર-સરદેસાઈ કુટુંબના ઇતિહાસનો નવો સંક્ષિપ્ત અને up-to-date કરેલો ગ્રંથ થોડાં વર્ષ પર શ્રી વામનરાવ સરદેસાઈએ લખેલો પ્રગટ થયો છે. આ ગ્રંથનો આમુખ સંક્ષેપમાં અંગ્રેજી ભાષામાં પંડિત જવાહરલાલ નેહરુએ લખ્યો હોઈ તેમાં પંડિતજીએ દાદાસાહેબનો ગૌરવપૂર્વક ખાસ ઉલ્લેખ કરેલો છે.

૩ શ્રી લક્ષ્મી-નૃસિંહ એ માવળંકર-સરદેસાઈ કુટુંબનું કુલ-દૈવત છે. કોંકણમાં માવળંગે ગામ જોડે આવેલ નાના ડુંગર પર શ્રી લક્ષ્મી-નૃસિંહનું મંદિર આવેલું છે.

૪ દાદાસાહેબનાં માતુશ્રી ગોપિકાબાઈનું મૃત્યુ અમદાવાદમાં તારીખ ૭ ઑક્ટોબર ૧૯૫૧ ને રોજ થયું. માતાની લાંબી આખરી માંદગી દરમિયાન દાદાસાહેબ આખો વખત અમદાવાદમાં રહ્યા હતા, અને માતાના સાન્નિધ્ય તથા સેવા-શુશ્રૂષામાં દાદાસાહેબે સમય પસાર કર્યો હતો. પાર્લમેન્ટની બેઠકમાં તેઓ આ કારણે ગેરહાજર રહ્યા હતા, અને પાર્લમેન્ટના નિયમો અનુસાર ખાસ ઠરાવ કરીને સ્પીકર દાદાસાહેબને ગેરહાજર રહેવાની છૂટ પાર્લમેન્ટે આપી હતી.

૫ રાજાપુર હાઈસ્કૂલના મુખ્યાધ્યાપક તરીકે, શ્રી દત્તાત્રેય જગન્નાથ સરદેશપાંડે, કુળકર્ણી માસ્તરના અવસાન બાદ, રહ્યા હતા અને આજે તેઓ નિવૃત્ત હોવા છતાં મહારાષ્ટ્રના અગ્રેસર આચાર્યો અને કેળવણીકારોમાં એક વિદ્વાન અને સન્નિષ્ઠ શિક્ષક તથા વ્યવસ્થાપક તરીકે એમનું વિશિષ્ટ સ્થાન છે. રાજાપુર હાઈસ્કૂલનો અમૃત મહોત્સવ આ વર્ષે જ (સને ૧૯૬૮) મુંબાઈમાં ઉજવાયો.

૬ શ્રી સીતારામ પુરુષોત્તમ ઉર્ફે અપ્પાસાહેબ

વાચકોની અપેક્ષા સંતોષવી અશક્ય. ઠીક. લગ્ન અંગે છોકરીઓ જોવાની પ્રથા વિષેના મારા [कांहीं पाऊलॅं] માંના વિચારો શ્રીમતી મનુતાઈને પસંદ પડ્યા, પણ એ પ્રમાણે થવા માટે સમાજમાં સ્ત્રીઓનું સ્થાન શું હોવું જોઈએ એ નિશ્ચિત કરવું ઘટે. પણ આ વિષયની ચર્ચા વખતને અભાવે થઈ શકી નહિ.

ભોજન બાદ વિશ્રાંતિ. [ઘરનાં] લોકો સાથે વાતોચીતો. શ્રી અપ્પાસાહેબ ગુર્જર અને શ્રી નાના પંડિત રત્નાગિરીથી આવેલા [હતા તે] મળ્યા.

વરસાદને કારણે સાંજે ફરવાનું થયું નહિ. રાત્રે પ્રાર્થના અને ગાંધીજીના કાગળો, અને ભોજન બાદ વાતોચીતો.

## તા. ૨૨ મે ૧૯૪૯, રવિવાર
### [પન્હાળા, કોલ્હાપુર, પન્હાળા]

આજે વહેલા જ કોલ્હાપુર જવાનું, એટલે ફરવા જવાનું થયું નહિ. સ્નાન આટોપીને સહુની સાથે નીકળ્યો તે ૮–૩૦ના અરસામાં વૈદ્ય સંમેલન માટે પૅલેસ થિયેટરમાં ગયો. ૧૦–૪૫ સુધી ત્યાં હતો.

વૈદ્ય સંમેલનનું ઉદ્‌ઘાટન મારા હસ્તે થયું. આશરે ૪૦ મિનિટ બોલ્યો. સ્વરાજ્ય એટલે આપણાપણું; તેથી, વૈદ્યકીય બાબતોમાં આયુર્વેદની ભૂમિકા પર આપણે વિચાર, રચના અને વિકાસ કરવાં જોઈએ—એવો મારો મુખ્ય મુદ્દો હતો.[૧૦] અલબત્ત, આધુનિક પરિસ્થિતિ, શાસ્ત્રીય પ્રગતિ દુનિયામાં થઈ છે, ઇત્યાદિ બધું ધ્યાનમાં રાખીને જે જે સારાં તત્ત્વો હશે તે તે બધાં આત્મસાત્ કરવાં જોઈએ એ દેખીતું છે એવું પણ [મેં] કહ્યું.

સંમેલનના સ્થળે શ્રી ધર્માધિકારી (તેઓ અગાઉ અમદાવાદમાં હતા)[૧૧] આશરે ૨૦ વર્ષ બાદ મળ્યા. ખૂબ આનંદ થયો. મિરજના શ્રી શિખરે પણ મળ્યા. એમને શ્રી મોરારજીની મુલાકાત લેવી છે એ બાબતમાં એમણે શ્રી મોરારજીને લખેલા કાગળની નકલ મને આપીને કોઈ સૂચનાઓ હોય તો મારે તે કરવી એવું કહ્યું. 'હું કોઈ પણ સૂચના આપીને આપનું મન કલુષિત (prejudiced) કરવા ઇચ્છતો નથી' એવું મેં એમને કહ્યું અને તેમને [શ્રી શિખરેને] જે અનુભવ થશે તે તેમણે મને જણાવવો એવું પણ મેં તેમને કહ્યું.

૧૦–૪૫ના અરસામાં નીકળીને પછી શ્રી વી. ટી. પાટીલની તારારાણી હાઈસ્કૂલની મુલાકાત લીધી. ઇમારત અને જગ્યા સરસ છે. એકંદર કામ સારું જણાયું.

પછી શ્રી કોરગાંવકરને ત્યાં ગયો. એમનાં ટ્રસ્ટની બાબતમાં એમની જોડે લંબાણથી વાતચીત થઈ. ટ્રસ્ટના પૈસા એમને ત્યાં જ વેપારમાં રોકવા એ તત્ત્વ યોગ્ય નથી એવું મેં કહ્યું. બીજા પણ મુદ્દાઓ વિષે વાતચીત થઈ.

ભોજન માટે શ્રી નાન્જપ્પાને ત્યાં અમે ગયાં. સૌ. વતી અને હું. હાલની સરકારી નીતિ વિષે અને ખાસ કરીને પ્રજામંડળ તથા બીજા લોકોના અંદરઅંદરના મતભેદો વિષે વાતચીત થઈ. આ પ્રદેશમાં મરાઠા સમાજની વસતિ વધારે હોવાથી એમને પ્રતિનિધિત્વ આપવું જોઈએ એવું પણ શ્રી નાન્જપ્પાએ કહ્યું. મને તે યોગ્ય લાગે છે.

ત્યાંથી શ્રી ગુરુમહારાજની હવેલીમાં દર્શન માટે જવાનું સૌ. વતીએ નક્કી કર્યા પ્રમાણે ત્યાં ગયો અને ત્યાંથી ડૉ. અપ્પા મહારાજ પંડિતને ત્યાં ગયો, ત્યાં દાદરો ચઢતી વખતે [મારા પગમાંની] ચંપલ પગથિયા પર ભરાઈ જતાં હું પડી ગયો. નાકને અને હાથને થોડું વાગ્યું, પણ સદ્‌ભાગ્યે થોડામાં જ પત્યું. એમનાં પત્નીની (શ્રી સૌ. વર્ષા રાજે) પૂછપરછ [તબિયત અંગેની] કરીને શ્રી પળસૂલેને ત્યાં અમે આવ્યાં અને થોડા વખત પછી અઢી વાગ્યે પન્હાળા આવવા નીકળ્યાં. રસ્તામાં જ્યોતિબા ડુંગર પર જવાનો વિચાર કરીને ત્યાં ગયાં. આ સ્થાન ઘણું પ્રાચીન છે. આ ગામને 'વાડી–રત્નાગિરી' કહે છે. દેવદર્શન કરીને, આજુબાજુ ફરીને, સૃષ્ટિસૌંદર્ય જોઈને નીકળ્યાં.

મુકામ પર આવીને લોકો સાથે વાતોચીતો. શ્રી ગોવિંદરાવદાદા સરદેસાઈ આજે સવારે કોલ્હાપુર ગયા તે ત્યાં જ રહ્યા. સાંજે અમે સહુ શ્રી કોરગાંવકરના બંગલા પર ચા-પાણી માટે ગયાં હતાં. અમારે ત્યાંનાં બધાં લોકો ઉપરાંત શ્રી નાના ધર્માધિકારી, શ્રી કોરગાંવકર, શ્રી મામા ક્ષીરસાગર, શ્રીમતી મનુતાઈ નાવુ, શ્રી ભોંસલે અને બીજા કાર્યકર લોકો હતા. મહારાષ્ટ્ર એકીકરણ અને 'મુંબાઈ મહારાષ્ટ્રમાં હોવી જોઈએ' એ પ્રશ્નો ચર્ચામાં નીકળ્યા. ચર્ચામાં મને તો મહારાષ્ટ્રીય લોકોની દૃષ્ટિ

પ્રાન્તીય [છે] એવું લાગ્યું. [એમની વાતચીતની] ભૂમિકામાં ભાવના [સવિશેષ છે]. બધા મુદ્દાઓ જૂના જ હતા. પરંતુ ચર્ચા ઘણી સમતોલ એવી થઈ. કોરગાંવકર ટ્રસ્ટના માર્ગદર્શન માટે ટ્રસ્ટ ફંડનો વહીવટ, વગેરે બાબત પણ [વાતચીત દરમિયાન] નીકળી હતી.

રાત્રે પ્રાર્થના અને પછી ચિ. અણ્ણાએ પન્હાળા વિષેની ઐતિહાસિક માહિતી શ્રી પારસનીસના પુસ્તક[૧] પરથી નોંધી લીધી હતી તે થોડી કહી.

ભોજન બાદ વાતોચીતો.

(ક્રમશ:)

*

## પાદટીપો

૧ પન્હાળા પરના આ 'અંબરખાના' વિષે શ્રી. પારસનીસના અંગ્રેજી પુસ્તકમાં નીચે પ્રમાણે વિગતો આપી છે:

'This contains the three enormous stone and cement granaries named Ganga, Jamuna and Saraswati built probably by the Marathas. They are built with arched roofs These granaries could store 25000 Khandis of grain.'

૨ દાદાસાહેબનાં દામ્પત્ય જીવન વિષેની વિશેષ હકીકત એમના પુસ્તક 'સંસ્મરણો'માં આપેલી છે. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ તરફથી પ્રગટ થયેલ આ પુસ્તક 'સંસ્મરણો—ગાંધીજી સાથેના કેટલાક જીવન-પ્રસંગો' દાદાસાહેબે એમનાં પ્રથમ પત્નિ સદ્‌ગત સૌ. કાશીબાઈ ઊર્ફે મનોરમાબાઈ માવળંકરને—મારાં સદ્‌ગત સહચરીની ચિરસ્મૃતિમાં—અર્પણ કર્યું છે. [જુઓ ૨ થી ૫ પ્રકરણો—અનુક્રમે, 'ગૃહસ્થ જીવનની ઉષા', 'ઉદય પહેલાં જ અસ્ત', 'પુનર્લગ્નની ગડમથલ' અને 'ગાંધીજીનાં પ્રેમ અને સલાહ'.]

૩ શ્રીયુત્ વી. શાંતારામ પ્રસિદ્ધ ફિલ્મ-નિર્માતા અને દિગ્દર્શક છે. એમની અનેક ફિલ્મ્સ્—હિંદીમાં ને મરાઠીમાં—લોકપ્રિય થઈ છે. ફિલ્મક્ષેત્રનો એમને અનુભવ બહોળો છે. 'ડૉકટર કોટનીસ કી અમર કહાની', 'દહેજ', 'ઝનક ઝનક પાયલ બાજે', 'દો આંખે બારહ હાથ', 'બુંદ જો બન ગઈ મોતી', વગેરે જ અનેક ફિલ્મો લોકજીભે છે.

૪ શ્રી. શાંતારામનાં પત્ની શ્રીમતી જયશ્રી પણ ફિલ્મ-ક્ષેત્રનાં જ હોઈ જાણીતાં ફિલ્મ-અભિનેત્રી છે અને શાંતારામની ફિલ્મ્સમાં પણ એમણે મુખ્ય ભૂમિકાઓ ભજવી છે.

૫ ફાંસીની સજા પામેલા અને એ સજા ભોગવેલા કેદીઓ વિષેની વાતો દાદાસાહેબ ખૂબ સચોટ અને હૃદયદ્રાવક શૈલીમાં 'માનવતાનાં ઝરણાં' નામના એમના પુસ્તકમાં આલેખી છે. આ પુસ્તક મૂળ ગુજરાતીમાં દાદાસાહેબે લખ્યું હોઈ તેની અનેક આવૃત્તિઓ થઈ છે. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ તરફથી આ પુસ્તક પ્રગટ થયું છે. એનો હિંદી અનુવાદ 'मानवता के झरने' નામે નવી દિલ્હીથી સસ્તા સાહિત્ય પ્રકાશને પ્રગટ કર્યો છે. મરાઠી અનુવાદ मानवतेचे पाझर નામે કોલ્હાપુરના મહારાષ્ટ્ર ગ્રંથ ભંડારે બહાર પાડ્યો છે. મલયાલમ્ ભાષામાં પણ આ માનવતાનાં ઝરણાંનો અનુવાદ ગ્રંથાકારે પ્રગટ થયો છે. શ્રી. મોતી ઝણાની હકીકત સદ્‌ગત શ્રી. ઝવેરચંદ મેઘાણી લિખિત 'માણસાઈના દીવા'માં વિગતે સરસ પ્રગટ થઈ છે. શ્રી. મોતીજી હયાત છે, અને મહેમદાવાદ પાસેના નાનકડા ગામ દેવકી વણસોલેમાં શાંત જીવન ગુજારે છે. મોતીજી અને એમનું કુટુંબ એમની પોતાની થોડી જમીન ઉપર ખેતી કરીને ગુજરાન ચલાવે છે. શ્રી મોતીજી આજે પણ અચૂક અમદાવાદ માવળંકર કુટુંબને અવારનવાર મળવા આવે છે અને મોતીજી અને માવળંકર કુટુંબનો આ સ્નેહ સંબંધ આમ ચાલુ રહ્યો છે. અને મોતીજીની નિસ્વાર્થ પ્રેમભાવના સવિશેષ નોંધપાત્ર છે.

૬ કોંકણ પ્રદેશ આર્થિક રીતે પછાત છે, અને ત્યાંની ભૂમિ ખડકાળ છે પણ ત્યાં કેટલાંક ફળફળાદિ જેવાં કે કેરી, કોકમ, ફણસ કાજુ, વગેરે સરસ થાય છે. રત્નાગિરીની હાપૂસ કેરી તો જગવિખ્યાત છે. કોંકણના આ ખાદ્ય પદાર્થો 'કોંકણના મેવા' તરીકે ઓળખાય છે. કોંકણની ભૂમિમાં મહારાષ્ટ્રના અને ભારતના અનેક નરરત્નો પાક્યાં છે એને પણ એક રીતે 'કોકણના માનવ-મેવા' તરીકે વર્ણવી શકાય!

૭ મહાત્મા ગાંધીના સૂચન અને આદેશ મુજબ, દાદાસાહેબ સાબરમતી હરિજન આશ્રમના ટ્રસ્ટી બન્યા હતા અને આખર સુધી એ હેસિયતથી એમણે ખૂબ લગનથી અને શ્રદ્ધાપૂર્વક સરસ કામ કર્યું હતું; 'સંસ્મરણો'માં એની વધુ વિગતો જોવા મળશે. હરિજન આશ્રમમાંની વિવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ સાથે દાદાસાહેબ ગાઢરીતે સંકળાયેલા હતા.

૮ શ્રી. અનંતરાવ લાટકર કોલ્હાપુરના એક સામાન્ય મધ્યમ વર્ગના જુવાન શિક્ષિત ભાઈ હતા. થોડો વખત તેમણે દાદાસાહેબના અંગત મંત્રી તરીકે કામ કરેલું. પણ એમને એ કામનો પૂર્વ-અનુભવ કે ઝાઝો ખ્યાલ નહોતો. શ્રી. લાટકર ખૂબ સીધા સાદા અને ભોળા હતા. એમની રીતભાત નિરાડંબરી અને એમનો એકંદર વર્તાવ ગ્રામજન જેવો નિર્લેપ અને પ્રામાણિક. નવી દિલ્હીમાં સ્પીકરના સત્તાવાર નિવાસ સ્થાન ૨૦, અકબર રોડમાં પણ તેઓ થોડા મહિના દાદાસાહેબની સાથે રહેલા અને પત્રવ્યવહાર, વગેરેનું કામ કરેલું. શ્રી. લાટકરની એક ગમ્મત નોંધવા જેવી છે. શરૂ શરૂમાં તો તો એમને ટેલિફોનની ઘંટડી પણ નવી નવી હતી. એક વાર ફોનની ઘંટડી વાગી ત્યારે લાટકર પત્રવ્યવહારના કાર્યમાં પરોવાયા હતા અને એકદમ બોલી ઊઠયા, "ઊભા રહો જરા, હમણાં આવું છું." અને પછી ટેબલ પરથી ઊઠીને તેમણે ટોપી પહેરી અને પછી ટેલિફોનનું 'રિસીવર' ઉપાડીને વાત શરૂ કરી!!

૯ શ્રી. ભાલજી પેંઢરકર મહારાષ્ટ્રના ખ્યાતનામ ફિલ્મ-નિર્માતા છે. મરાઠીમાં ચલચિત્રો શરૂ કરવાની પહેલ એમણે કરી અને એમાં તેઓ સફળતાને વર્યા.

૧૦ આયુર્વેદ વિષે દાદાસાહેબનાં દિલમાં આદર, ઔત્સુક્ય અને શ્રદ્ધા તથા વિશ્વાસ હતા. અલબત્ત, આયુર્વેદમાં એમણે અંધશ્રદ્ધા દાખવી નહોતી. વળી, પશ્ચિમી દાક્તરી દવા-શોધખોળો તરફ તેઓ પૂરેપૂરા માનથી જોતા હતા અને એવી દવાઓ તથા ઉપચાર પોતે લેતા પણ હતા. પરંતુ, આયુર્વેદમાં જે કાંઈ સારું અને આધુનિક સમયમાં પણ અપનાવવા જેવું હોય તે સ્વીકારવું જોઈએ એવી એમની ભૂમિકા હતી. એક વાર એમણે આરોગ્ય પ્રધાન શ્રીમતી અમૃત કૌર (જેઓ આયુર્વેદ તરફ ખાસ કૂણી દૃષ્ટિ ધરાવતાં નહોતાં!) ને કહેલું કે આયુર્વેદનું શાસ્ત્ર અને એની ઔષધિઓ ખોટી કે નકામી છે એવું પૂરવાર કરવા સારુ તો ભારત સરકારના પૈસા થોડા વાપરો, અને પ્રયોગ-અભ્યાસ-સંશોધન કરાવો!

૧૧ શ્રીયુત રા. મો. ધર્માધિકારી 'શાસ્ત્રીબોવા' તરીકે તેઓ ઓળખાતા. અમદાવાદમાં સંસ્કૃતનું અધ્યયન-અધ્યાપન તેઓ કરતા. દાદાસાહેબનાં માતુશ્રી પૂજ્ય બાઈ સમક્ષ તેઓ રામાયણ-મહાભારત વાંચતા-સંસ્કૃત ઉચ્ચાર સરસ, અને મરાઠીમાં રજૂઆત સ-રસ એવી 'શાસ્ત્રીબોવા'ની નામના હતી. તેઓ નિષ્ઠાવાન અને સાચા 'બ્રાહ્મણ' છે. હાલ પૂનામાં શિક્ષકનો વ્યવસાય કરે છે.

૧૨ શ્રી. પારસનીસના અંગ્રેજી પુસ્તકની વિગતો આ પ્રમાણે છે; *Panhala* By Rao Bahadur D. B. Parasnis, Happy Vale, Satara. Published by Lakshmi Art Printing Works, Sankli Street, Byculla, Bombay. 1923 A. D. આ પુસ્તક સચિત્ર હોઈ એનાં ૬૬ પૃ. છે. પુસ્તક હાલમાં અપ્રાપ્ય છે.

*

# નીચલે પગથિયેથી

યજ્ઞેશ હ. શુક્લ

'જો હિંદુસ્તાનનો વિનાશ ન થવા દેવો હોય તો, આપણે છેક નીચલે પગથિયેથી શરૂઆત કરવી જોઈએ. એ જો સડેલું હોય તો ઉપલા ભાગમાં કે વચલાં પગથિયાંમાં કરેલું કામ આખરે અફળ ગયા વિના રહેવાનું નથી.'

તા. ૧૦–૪–૧૯૩૫ ગાંધીજી

ગયા વર્ષના ડિસેમ્બરની આખરે, વલસાડમાં, મારાં જ્ઞાતિ યુવક મંડળે યોજેલી હેમંત વ્યાખ્યાન-માળામાં 'વર્તમાનનાં વહેણ' એ વિષે બોલવાનો પ્રસંગ મારે માટે ઉપસ્થિત થયો હતો. સામાન્ય રીતે આવાં વ્યાખ્યાનને અંગે અગાઉથી કશી તૈયારી કરવાની ટેવ નહિ; છતાં આઝાદી પછીના બે દાયકા પર થોડોક ઝાંખો દૃષ્ટિપાત કરવાનો ઇરાદો હતો. એટલે, એ દરમિયાન દેશે સાધેલી સિદ્ધિઓની જેમ નોંધ લીધી તેમ દેશની અપેક્ષાઓ ક્યાં અધૂરી રહી ગઈ તેની પણ સારા પ્રમાણમાં ચર્ચા કરી. કુદરતી રીતે જ, દેશના સર્વાંગી વિકાસ માટે અપનાવેલી પંચવર્ષીય આયોજનની પદ્ધતિનો નિર્દેશ થયો અને ત્રણ પંચ-વર્ષીય યોજનાઓ પૂરી કર્યા પછી પણ આપણે અન્નને અંગે તેમજ આપણી બીજી પ્રાથમિક જરૂરિયાતોને અંગે, પરાવલંબન સેવતા થઈ ગયા અને તેથી આપણે બીજી પણ ઘણી બાબતોમાં પરાધીન બની ગયા એમ મેં સ્પષ્ટ જણાવ્યું. વિદેશ નીતિને ક્ષેત્રે પણ કોઈ પણ સત્તા જૂથ સાથે ન ભળવાની આપણી નીતિ રહી છે છતાં વર્તનમાં આપણે રશિયા તરફ ઢળતા રહ્યા છીએ જ. આયોજન વિષે બોલતાં મેં તે વેળા કહ્યું હતું કે આપણું આયોજન ધરતી પરથી મંડાવું જોઈતું હતું. વાસ્તવમાં આયોજન દ્વારા રચાઈ રહેલી આપણા દેશની ઈમારતનો પાયો પહોળો ચણાવો જોઈતો હતો; તે શક્ય તેટલો મજબૂત કરવો જોઈતો હતો, અને તે પછી તેમાં પણ માળ ચણાવો જોઈતો હતો એને બદલે આપણે પાયાની ઉપેક્ષા કરીને માળ પહેલાં ચણવા માંડ્યો છે અને તેથી દેશમાં આયો-જનને ધારેલી સફળતા મળી નથી, અને દેશના કરોડો પ્રજાજનોની અન્ન જેવી સર્વ પ્રથમ જરૂરિયાત માટે આપણે પરદેશ પર આધાર રાખવો પડ્યો છે. પ્રજાની પ્રાથમિક જરૂરિયાતો માટે પરદેશ પર આધાર રાખવો પડે એવી પરિસ્થિતિ કોઈ પણ દેશ માટે હિતાવહ લેખાય નહિ.

જ્યારે આવા ઉદ્‌ગારો મેં કાઢ્યા ત્યારે પૂ. ગાંધીજીએ આવું મંતવ્ય વ્યક્ત કર્યાનો ખ્યાલ હતો જ, પણ તેઓના સ્પષ્ટ ઉદ્‌ગારો મારે મોંઢે ન હતા અને પછી તો એ વાતનું વિસ્મરણ થઈ ગયું. પણ હમણાં જ મારી અવતરણ નોંધો પર નજર નાખતો હતો ત્યાં પૂ. ગાંધીજીનું ઉપર ટાંકેલું એક અવતરણ પડેલું મળી આવ્યું. તા. ૧૦-૪-૩૫ જેટલું એ જૂનું છે. તે પછે તો પૂ. ગાંધીજીએ સ્વાવલંબન અને સ્વદેશી વિષે ઘણું ઘણું કહ્યું છે. પણ દેશના સર્વાંગી વિકાસને માટે કેવું આયોજન થવું જોઈએ તે વિષેનો ઘણો સચોટ ખ્યાલ તો ઉપલા થોડાક શબ્દોમાં વ્યક્ત થયો છે. લેખની શરૂઆતમાં જ ટાંકેલા એ શબ્દો મારાં મંતવ્યને સબળ પુષ્ટિ આપે છે. જ્યારે આઝાદી આવી નહોતી અને આયોજનનો વિચાર પણ થતો ન હતો ત્યારે પૂ. ગાંધીજીએ દેશનો વિકાસ કઈ રીતે થઈ શકે તેનો પૂરો ખ્યાલ એ શબ્દોમાં અંકિત કર્યો છે. પૂ. ગાંધીજીની વાણીમાં આવું આવું તો ઘણું આર્ષ દર્શન પડેલું છે; પણ કદાચ આપણને પૂ. ગાંધીજીનો ખપ તેઓ આપણને આઝાદી મેળવી આપે તેના પૂરતો જ હતો અને એ ખપ પૂરો થતાં પૂ. ગાંધીજી આપણી વચ્ચેથી વિદાય થઈ ગયા. આપણે ગાંધીજીને જ આપણી વચ્ચેથી ખોયા નથી; ગાંધીજીએ આપણને જે શીખ આપેલી તે શીખને પણ આપણે ત્યજી દીધી છે.

આમ છતાં, ગાંધીજીના જન્મની શતાબ્દી ઊજવીને તેઓ પ્રત્યેની કૃતજ્ઞતા વ્યક્ત કરવાને આપણે તૈયાર થયા છીએ. આવો અવસર આપણે ચૂકી જઈએ તો આપણે કૃતઘ્ની જ થયેલા લેખાઈએ. કદાચ, આવી કોઈ ભાવનાથી જ દેશમાં રાષ્ટ્રપિતાની જન્મશતાબ્દીનો અવસર ઉજવવાની તૈયારી મોટા પાયા પર થઈ રહી છે અને એની પાછળ કરોડો રૂપિયાનો ખર્ચ કરવાની પણ વિચારણા થઈ છે. પણ વાસ્તવમાં ગાંધીજીને આપણે છેહ દીધો છે એનો એકરાર કરીને તેમાં પ્રાયશ્ચિત્ત રૂપે ગાંધીજીએ ચીંધેલા માર્ગે આપણું, દેશનું, પ્રયાણ થઈ શકે, એ દિશામાં આપણી પ્રવૃત્તિનાં મંડાણ થાય તો જ રાષ્ટ્રપિતાના આપણે સુપુત્રો બની શકીએ એ દેખીતું જ છે.

આઝાદી મળશે કે નહિ, અને મળશે તો ક્યારે તેની સચોટ કલ્પના પણ જ્યારે ન હતી ત્યારે દેશનાં રીતસરનાં આયોજનની કોઈ કલ્પના ન હોઈ શકે એ કુદરતી લેખાય. પણ ગાંધીજી તો દેશનાં ભાવિની કલ્પના કરતા જ હતા અને આઝાદ ભારત કેવું હોય તેનું આર્ષ દર્શન પણ તેઓએ કરાવ્યું જ હતું. કદાચ, ગાંધીજીને એ પણ સમજાઈ ગયું હતું કે આઝાદ ભારતનું ઘડતર તેઓની કલ્પના પ્રમાણે થઈ શકવાનું નથી. ગાંધીજીની મોટા ભાગની વિચારસરણી સાથે, દેખીતી રીતે, અસંમતિ દર્શાવવાની હિંમત ભાગ્યે જ કોઈની ચાલી છે, અને એવી હિંમત બતાવનારને સમાજે સહી લીધા નથી. પણ આઝાદી પછીના ભારતનું ઘડતર જે રીતે થઈ રહ્યું છે તેનો જો વિચાર કરીએ તો રાષ્ટ્રપિતાની વિચારસરણીને અભરાઈએ ચડાવીને જ આપણે આપણાં આઝાદ રાષ્ટ્રની ઈમારત ચણવા લાગ્યા છીએ એનો ઇન્કાર કરી શકાશે ખરો? કદાચ, આઝાદી મળે તેનાં ઘણાં વર્ષો પહેલાં આની કલ્પના ગાંધીજી કરી ચૂક્યા હતા તેથી જ 'નીચલે પગથિયેથી શરૂઆત' કરવાનો તેઓએ આગ્રહ કર્યો હતો અને સ્પષ્ટ કહ્યું હતું કે 'હિંદુસ્તાનનો જો વિનાશ ન થવા દેવો હોય તો, આપણે છેક નીચલે પગથિયેથી શરૂઆત કરવી જોઈએ. એ જો સડેલું હોય તો ઉપલા ભાગમાં કે વચલા ભાગમાં કરેલું કામ અફળ ગયા વિના રહેવાનું નથી.' સાડા પાંચ લાખ ઉપર ગામડાં ધરાવતો અને ખેતી એ જ જેનો મુખ્ય વ્યવસાય છે એવી કરોડોની પ્રજા ધરાવતો દેશ જો તેની ઈમારત સમૃદ્ધ રીતે ચણવા માગતો હોય તો તેણે નીચલે પગથિયેથી, એટલે કે, આ ગામડાંમાંથી જ શરૂઆત કરવી જોઈએ અને એની ખેતીને સર્વપ્રથમ આબાદ બનાવીને કરોડોની પ્રજાની સર્વપ્રાથમિક જરૂરિયાત પૂરી પાડવી જોઈએ. આમ, અન્નનું સ્વાવલંબન સધાયું હોત તો બીજી અનેક જરૂરિયાતો અંગેનું પરાવલંબન સહેલાઈથી ટાળી શકાયું હોત. અને, પછી, અન્ન-સ્વાવલંબનના પાયા પર બીજા સમૃદ્ધિના માળો ચણવાનું કામ સરળ થઈ શકત. પણ આપણું નીચલું પગથિયું જ સડેલું રહ્યું. અન્નને અંગે આપણે પરાવલંબી રહ્યા. લાખો ગામડાંને સ્વાવલંબી બનાવી શકયા નહિ. ગામડાંની ખેતી ખોરવાઈ તેની સાથે ગામડાંના તમામ ઉદ્યોગો પણ ખોરવાયા અને એમાંથી ગામડાં ભાંગવા લાગ્યાં. એનો પ્રત્યાઘાત શહેરો પર પડયો ને એમાંથી દેશ સમક્ષ અતિ વિકટ આર્થિક સમસ્યાઓ ઊભી થઈ. પણ, પંચવર્ષીય યોજનાઓ દ્વારા આમાંથી કોઈ પણ સમસ્યા હલ થયાનો દાવો કરી શકાય એમ નથી. અલબત્ત, આયોજન દ્વારા ચોક્કસ ક્ષેત્રોમાં ચોક્કસ પ્રકારની સિદ્ધિ સધાઈ છે એનો ઇન્કાર નહીં કરી શકીએ. પણ પાયાની વાતમાં તો કાચું જ કપાઈ રહ્યું છે અને તે આપણી મોટામાં મોટી નબળાઈ છે એ એટલું જ સાચું છે.

રાષ્ટ્રપિતાએ પ્રબોધેલા જીવન-સિદ્ધાંતો આચારમાં ઓછા જ મૂકાય છે એ હકીકત છે. રાષ્ટ્રપિતા સાદાઈના ઉપાસક રહ્યા; પણ આપણે સાદાઈને તિલાંજલિ આપીને જીવનનું ઊંચું ધોરણ મેળવવાની દોટમાં પડયા છીએ. અને, જીવનનું આ ઊંચું ધોરણ એટલે શું? આપણી જરૂરિયાતની પ્રત્યેક બાબતમાં પરાવલંબન એ જ આવા ઊંચા ધોરણનો અર્થ હું તો કરું છું. આથી, ભારતના કરોડો માનવીઓમાં પરિશ્રમનો પરસેવો પાડયા વિના સમૃદ્ધ થઈ જવાની તમન્ના વ્યાપી છે અને આવી તમન્નામાંથી જ જીવનનાં સાચાં મૂલ્યો અંગેની સાદી સમજદારીનો પણ લોપ થયો છે અને જનતા ઝાંઝવાનાં જળની પાછળ દોટ મૂકી રહેલી જણાય છે.

આઝાદીની લડત માટે ગાંધીજીએ ચૌદ મુદ્દાનો રચનાત્મક કાર્યક્રમ પહેલાં આપ્યો. પાછળથી એ અઢાર મુદ્દાનો કાર્યક્રમ બન્યો હતો અને એ રચનાત્મક કાર્યક્રમ પર સતત ભાર મૂકાતો રહ્યો હતો, એટલું જ નહિ પણ

એ દિશામાં નક્કર કાર્ય કરવાની ભાવના સામે કેટલા ય લોકસેવકોએ એની પાછળ ભેખ લીધો હતો. આ કાર્યક્રમને આજે કોઈ યાદ કરે છે ખરું? આઝાદીની લડત દરમ્યાન કૉંગ્રેસ એટલે જનસમુદાયને-જનતાના વિરાટને-જગાડનારી સંસ્થા હતી. એ જનતાની સહાય સાથે કૉંગ્રેસે આઝાદી હાંસલ કરી ને જનતાનું સાર્વત્રિક કલ્યાણ કરવાની ભાવનાથી દેશનાં શાસનનાં સૂત્રો હાથ ધર્યાં. પણ સત્તાએ, સેવાને વહેમી અને સંસ્થાને દૂષિત બનાવી છે એની નોંધ રાષ્ટ્રપિતાને પણ તેઓના અંતિમ દિવસો દરમ્યાન અતિ કડક હાથે લેવી જ પડી હતી. સંક્રાન્તિ કાળની અને આઝાદી પ્રાપ્ત થયા પછીના ગાળાની રાષ્ટ્રપિતાની વેદનાઓનો કોઈ પાર રહ્યો ન હતો એ અજાણ્યું છે? આજની પરિસ્થિતિમાં ગાંધીજી હોય તો? આ પ્રશ્નનો જવાબ આપી શકાય એવું છે ખરું? આઝાદીના થોડાક માસની પરિસ્થિતિએ જ ગાંધીજીની જીવવાની ઇચ્છાને મારી નાખી હતી અને પ્રભુએ જ તેના ભક્તને આપણી વચ્ચેથી ઉપાડી લઈને તેઓને વધારે આકરી તાપણીમાંથી બચાવી લીધા હતા એમ કહેવું વાજબી નથી? હજી તેઓને આપણી વચ્ચેથી ગયે વીસ જ વર્ષ થયાં છે? છતાં આ જન્મશતાબ્દીનો અવસર આવ્યો છે એટલે ગાંધીજીનું નામ વધુ પ્રમાણમાં ગાજતું થવા લાગ્યું છે. બાકી, ક્યાંક રેંટિયાબારસ ને વધુ ભાગમાં બીજી ઑક્ટોબર સિવાય, ગાંધીજીની સ્મૃતિને અંજલિ આપવાનો ધર્મ ભાગ્યે જ પિછાનાયો છે. પણ સમય એવો જરૂર આવશે જ્યારે ભાવિ પ્રજા યુગોમાં ક્વચિત જ જન્મે એવા વિશ્વવંદ્ય ગાંધીજીની આપણે કરેલી ઉપેક્ષા માટે આપણા પર ફિટકાર વર્ષાવ્યા વિના રહેશે નહિ.

*

# ગાંધી-જન્મશતાબ્દીને ટાંકણે

**મુનિશ્રી સંતબાલજી**

ગાંધી-જન્મશતાબ્દીને ટાંકણે ભાઈશ્રી પુરુષોત્તમભાઈ માવળંકરે મારી પાસે થોડું લખાણ માગ્યું છે. ત્યારે ઉપલા ત્રણ શબ્દોનું જાતમાં સંકલન જેમણે કર્યું અને ભારત દ્વારા જગતની નિખિલ માનવજાતમાં એ સંકલન રગે રગે વ્યાપ્ત કરવાનો જે મજબૂત પાયો ગાંધીજીએ નાખ્યો છે, તે અંગે જ થોડું હું અહીં કહી દઉં:

સામાન્ય રીતે 'આધ્યાત્મિક' શબ્દને લોકો વ્યક્તિગત સાધના પૂરતો મર્યાદિત સમજી બેસે છે. ધાર્મિક શબ્દને સમુદાયગત સાધના રૂપે લોકો ઓળખે છે ખરા; પણ તેની ય મર્યાદા બહુ બહુ તો પોતાના સંપ્રદાય-વર્તુળ લગી આંકે છે. રાજકારણને—અલબત્ત સ્થૂળ રીતે જોઈએ પોતપોતાના આ રાષ્ટ્ર પૂરતી વિશાળ છતાં છેવટે–મર્યાદા તો છે જ. ગાંધીજીએ આ ત્રણે ય શબ્દોને સાંકળી તે ત્રણે ય શબ્દોના લોકોએ કલ્પી લીધેલા બધા સીમાડાઓ ભૂંસી નાખ્યા. મારે મન ગાંધીજીની આ જગતને મળેલી સર્વોત્તમ ભેટને મનીષી લોકોએ ઊંડાણથી વિચારી સર્વસામાન્ય જનતા આચરી શકે તે સ્થિતિમાં વ્યવહારુ બનાવી દેવી એ ગાંધી-શતાબ્દીની ઉજવણીનો શ્રેષ્ઠ રહસ્યાર્થ છે એમ લાગે છે.

### શ્રી લુઈ ફીશરના શુભ પ્રયાસ પછીનું કાર્ય

વિદેશના શ્રેષ્ઠ લેખક અને ઉચ્ચ વિચારક શ્રી લુઈ ફીશરે ગાંધીજીનાં આધ્યાત્મિક પાસાંને બહાર ઉપસાવવાનો શુભ પ્રયાસ આદર્યો છે. કારણ કે, રાજકારણીય ક્ષેત્રનું એમનું વિશ્વાકર્ષક કામ સારી પેઠે પ્રકાશમાં આવી ચૂક્યું અને એ વિષય પર અનહદ લખાઈ ગયું છે. રાજકારણમાં સત્ય અને અહિંસારૂપ ધર્મ; તેઓએ આચર્યો–અચરાવ્યો તે પણ વિશ્વવિદિત બીના છે. પરંતુ આધ્યાત્મિક, ધાર્મિક અને રાજનૈતિક એ ત્રણે ય ક્ષેત્રોનું તેમણે જે સુવ્યવસ્થિત સંકલન કરીને ચાર યુગાનુરૂપ તત્ત્વોનો મજબૂત પાયો નાખ્યો છે, તે વાતથી તેમના નિષ્ઠાવાન લેખાતાં અનુયાયી ભાઈ-બહેનો પૈકીનાં પણ કોઈક જ માહિતગાર છે. એટલે ભાઈ શ્રી પુરુષોત્તમભાઈ આ મુદ્દાને બહાર લાવવા મથે એ દૃષ્ટિ સામે રાખીને હું આ લખી રહ્યો છું.

## ભારતની વિશ્વાભિમુખ રાજનીતિ

કાકા કાલેલકરે ગાંધીજીને પૂછ્યું: 'આપ જેવા પવિત્ર અને અધ્યાત્મલક્ષી પુરુષ આ રાજકારણના ગંદવાડમાં કાં પડ્યા?' ગાંધીજીનો જવાબ સચોટ હતો. 'જે પવિત્રતા વધુમાં વધુ ગંદવાડને ચોખ્ખો ન કરે તે પવિત્રતાનું મૂલ્ય શું?' વાત સાચી હતી કે દુનિયાભરનો ગંદવાડ રાજકીય ક્ષેત્રમાં જ પેઠેલો. ગાંધીજી રાજકારણને કેટલું ઊંચે લાવ્યા? તેનો નમૂનો આજે પણ દેશનાં પવિત્ર માણસો રાજકીય ક્ષેત્રે દીપી રહ્યાં છે, તે છે. દુનિયાનાં લોકશાહીથી ઘડાયેલાં બ્રિટન, ફ્રાંસ કે અમેરિકા જેવાં રાષ્ટ્રોમાં સ્ત્રીઓને, લઘુમતીઓને, પાછળ પડી ગયેલા વર્ગોનાં માણસોને જે સ્થાન મેળવતાં હજુ યુગો જોઈશે તે સ્થાન આજે ભારતના તાજા સ્વરાજ્યોદ્ગમ કાળથી તે સૌને માટે સહજ ચાલ્યું અને વિકસ્યું છે. ભારતની સક્રિય તટસ્થ લેખાતી રાજનીતિ આ જ કારણે જગતનાં તમામ રાષ્ટ્રોની સાથી તરીકે સાબિત થઈ છે. ગાંધીજીએ આથી જ કહેલું: 'હું પ્રથમ હિંદી નહીં, પ્રથમ હું હિન્દુ છું.' આનો અર્થ એ થયો કે અહીંની રાજનીતિ માત્ર કોઈ એક રાષ્ટ્રની રાજનીતિ નથી. ધર્મલક્ષી ભારતની તે રાજનીતિ છે. ભારતનો હિન્દુ ધર્મ એ કોઈ વાડાનો ધર્મ નહીં, એ તો 'વસુધૈવ કુટુંબકં' માનનારો વિશ્વ ધર્મ છે. એટલે જ, ભારતની રાજનીતિ વિશ્વલક્ષી રાજનીતિ છે.

## ભારતીય લોકશાહી

એ રાજનીતિનું બીજું, ઊડીને આંખે ચોંટે એવું, લક્ષણ છે લોકલક્ષીપણું. એટલે કે, આ ભારતની રાજનીતિ લોકલક્ષિણી રાજનીતિ છે. ભારતને સ્વરાજ્ય મળ્યું અને જ્યારે હિંદના ભાગલા પડ્યા: (૧) પાકિસ્તાન અને (૨) ભારત, ત્યારે સાથોસાથ બ્રિટિશ સલ્તનતે રાજસ્થાનીય પ્રજાના રાજાઓને સાર્વભૌમત્વ આપેલું. આ સંદર્ભમાં પાકિસ્તાની માંધાતાઓની એંઠી નજર કાશ્મીર પર પડી. ત્યારે કાશ્મીરના સર્વભૌમત્વ પામેલા રાજા ભારતમાં ભળવા દોડી આવ્યા અને પોતા પરના બ્રિટન અને અમેરિકાના પૂછડા સાથેના પાકિસ્તાની આક્રમણરૂપ પશુની ફરિયાદ કરી. તે વખતે ભારતે સાફ સાફ કહ્યું: 'આપને ભલે બ્રિટિશ સલ્તનતે સાર્વભૌમત્વ આપ્યું હોય, અમે એની અવગણના નહીં કરીએ. પણ અમે તો કેવળ પ્રજાનું જ સાર્વભૌમત્વ સ્વીકારીશું.' આખરે કાશ્મીરની પ્રજા-પરિષદના પ્રમુખ પણ તેમની સાથે આવ્યા, ત્યારે ભારત તેની કુમકે દોડ્યું. એમ છતાં ગરજનો લાભ ન ગણાઈ જાય, તે પૂરતી પછી પણ કાશ્મીરે ભારત સાથે જોડાવું કે ન જોડાવું? એ બાબતની સ્વતંત્રતા કાશ્મીરને પોતાને કરવા દેવાની મોકળાશ ભારતે રાખેલી જ. આમાં સંયુક્ત રાષ્ટ્ર સંઘ તટસ્થપણે કાંઈ ન વિચારી શક્યો એટલે જ કાશ્મીરની લોકશાહી ઢબે ચૂંટણીઓ થઈ અને આજની હાલત આવી. ટૂંકમાં, ભારતીય લોકશાહી માત્ર પક્ષીય લોકશાહી ન રહેતાં લોકલક્ષી લોકશાહી બનવી જોઈએ.

## લોકશાહીને લોકલક્ષી બનાવવા માટે

એ હેતુએ ગાંધીજીએ જેવી તક મળી કે તરત રાજકીય સંગઠનથી સ્વતંત્ર અને છતાં રાજકારણ શુદ્ધ રહે–તે જાતનો રાજકીય સંગઠન ઉપર નૈતિક-સામાજિક અંકુશ રાખે–તેવું સંસ્થાકીય લોકબળ ઊભું કરવું શરૂ કર્યું. ફળસ્વરૂપે શરૂઆતમાં સને ૧૯૧૮માં અમદાવાદમાં મજૂર મહાજન ઊભું થયું અને પછી સને ૧૯૪૨ પછી દેશવ્યાપી એ સંગઠન 'ઇન્ટુક' રૂપે મશહૂર થયું. ગાંધીજીની મુખ્ય દૃષ્ટિ ગ્રામપ્રજા તરફ અને ખાસ તો ખેડૂત તરફ હતી. એટલે તેનો બંધારણીય મુસદ્દો પણ સદ્ગત નરહરિ પરીખ દ્વારા બાપુએ કરાવેલો. ઉપરાંત બાપુ વિશિષ્ટ નૈતિકબળ દેશવ્યાપી બનાવવા માગતા હતા. તેને પ્રતાપે 'ગાંધી સેવા સંઘ' સ્થપાયો. જો કે એ ન ચાલી શક્યો તેથી બાપુએ જાતે તેને વિખેરી પણ નાખ્યો. પરંતુ મજૂર મહાજન, શ્રીમતી અનસૂયાબહેન તથા શ્રી શંકરલાલ બૅંકર, શ્રી ખંડુભાઈ અને શ્રી નંદાજી જેવાઓના સંચાલન તળે જ મૂક્યું, તે બતાવી આપે છે કે જેમ રાજકીય સંગઠન ઉપર મજૂરો-ખેડૂતોનો સંસ્થાકીય અંકુશ સામાજિક રીતે રહે તેમ આ રાજકીય તેમજ સામાજિક અને આર્થિક સંસ્થાઓ ઉપર નૈતિક સંસ્થાનો પણ અંકુશ રહેવો જોઈએ. તો જ ધર્મલક્ષી નીતિ રહી શકે, નીતિલક્ષી આખો માનવ-સમાજ રહી શકે અને એવા માનવ-સમાજલક્ષી જ રાજકીય સંગઠન રહે. બાપુ વખતે આ કામ પૂરું ન થયું. બાપુ ગયા પછી પણ હજુ પર્યંત એ કામની

વ્યાપ્તિ ન થઈ. એટલે, હવે, આ ત્રણ સંસ્થાકીય તત્ત્વોની સાથે એક 'સંતોનું' ચોથું સંકલન, આ ત્રણની મદદે દોડનાર બનવું જોઈએ, તો જ અધ્યાત્મલક્ષી ધર્મ બની શકે.

### સરવાળે યુગાનુરૂપ ચાર તત્ત્વો

(૧) અધ્યાત્મ, (૨) ધર્મ, (૩) નીતિ તથા (૪) રાજકારણ. તો જ જે (આ ચાર યુગાનુરૂપ તત્ત્વોનો) પાયો ગાંધીજીએ નાખ્યો તે ચારે તત્ત્વો પ્રથમ ભારતમાં વ્યાપી છેવટે જગતમાં વ્યાપી જશે.

### લોકશાહીનો યુગધર્મ

હું ઇચ્છું છું કે ભારતમાં જે લોકશાહી આ યુગે સ્વરાજ્ય પછી આવી છે; તેની રક્ષાનું કામ ભારતના નાગરિકોનો પ્રથમ ધર્મ બની જાય! એ લોકશાહીને જગતમાં ફેલાવવાનું મુખ્ય કામ પણ ભારતીય લોકોએ જ કરવાનું રહેશે. તે લોકશાહીને લોકલક્ષી બનાવવામાં પણ ભારતીય લોકસેવકોએ–ભારતના ગાંધીવિચારને વિકસાવનારા સક્રિય અધ્યાત્મી સંતોના વરદ હસ્ત તળે–મહત્ત્વનો ભાગ ભજવવાનો રહેશે. કારણ કે, ગાંધીજીએ લોકસેવકો પાસે આજના યુગના અભિનવ બ્રાહ્મણો જેવા ત્યાગ તપની અને મરણ આગમે મૂઠી ભરે તેવા નિર્ભીક મરજીવા બનવાની આશા રાખી હતી. સરદારશ્રી જેવા રાજકીય લોખંડી નેતા અને શ્રી જમનાલાલ બજાજ જેવા આર્થિક સામાજિક દિલાવર પ્રજાનાયકની ઉપરની કક્ષાએ ગાંધી સેવા સંઘના પ્રમુખ તરીકે શ્રી કિશોરલાલ મશરૂવાળાની વરણી થયેલી, તે એનો નાદર નમૂનો હતો. ગાંધીજીના આવા ધરપેલા મજબૂત પાયાને ગાંધીજીની પૂજક રાજ્ય સંસ્થા, લોકો, લોકસેવકો અને સતો એ ચારેયનું સંકલન; ભારત દ્વારા જગતના માનવોનું સર્જન કરી તેના ચણતરને પણ મજબૂત કરી આગળ લઈ જાય! આ ગાંધી-જન્મશતાબ્દીના પવિત્ર અવસરે આટલો સંકલ્પ આપણે સૌ કરી શકીશું ખરા?

*

# ભાલણનું નળાખ્યાન અને એની ભાષાભૂમિકા

**કેશવરામ કા. શાસ્ત્રી**

**પ્રાચીન** કાવ્યમાળા–ગ્રંથ ૧૧મા માં (ઈ સ. ૧૮૮૯માં) ભાલણને નામે એક 'નળાખ્યાન' છપાયું ત્યારે સૌથી પ્રથમ આપણને જાણવા મળ્યું કે,

'નાગર કાજે શ્રમ દુવેળા કવિને કર્મે લાગ્યો જી;
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે પુનરચી કરી અનુરાગ્યો જી.'
(કડવું ૨૮મું)

આમાં કોઈ નાગરને માટે ભાલણને 'ધ્રુવાખ્યાન' અને 'નળાખ્યાન' એ બેઉ આખ્યાનોની બીજી વાર રચના કરવી પડી, અને એ પણ

'પંદરસેં પીસતાલીસમાંહિ ગાયા નલગુણગ્રામ જી;
પદ્ય ખટશત ને સાત કર્યાં છે હરિજનના વિશ્રામ જી. ૬'
(કડવું ૨૮મું)

–આમ સં. ૧૫૪૫માં, જેમાં માસ–પક્ષ–તિથિ–વાર નથી કે જેથી ગણિત કરી સાચું વર્ષ મેળવી શકાય. અને 'બૃહત્કાવ્ય દોહન–ગ્રંથ ૫મા' માં છપાયેલા 'નળાખ્યાન'માં આરચ્યા-વર્ષવાળી કડી નથી. પરંતુ આ છપાયેલી વાચનાથી એટલું જાણવાનું થયું કે ભાલણે આ બીજા 'નળાખ્યાન'-ની પહેલાં પહેલું 'નળાખ્યાન' પણ રચ્યું હતું. સ્વ. રામલાલ ચુ. મોદીએ બીજા નળાખ્યાનની હાથપ્રત–જેના ઉપર 'છપાઈ ગયું' એવી નોંધ હતી તે મુંબઈના 'ગુજરાતી પ્રેસ'માંથી મગાવી વાંચી ત્યારે એ હકીકતે પહેલું 'નળાખ્યાન' નીકળી પડયું. સ્વ. મોદીએ ત્યાર પછી એ હાથપ્રતની મદદથી સંપાદન કરી પહેલું 'નળાખ્યાન' અને છાપેલી બેઉ વાચનાની મદદથી બીજું 'નળાખ્યાન' પ્રસિદ્ધ કર્યાં. એમણે પ્રસ્તાવનામાં સ્પષ્ટ કર્યું કે બીજું 'નળાખ્યાન' ભાલણની રચના નથી. એમણે નીચેનાં કારણો આપ્યાં: ૧. 'આમાં ભાલણની શૈલીની છાંયા સરખીએ નથી;' ૨. 'નથી જણાતી રસિકતા કે નથી જણાતી વિદ્વત્તા;' ૩. 'સુરુચિને સખત આઘાત થાય એવા વિચારો;' ૪. 'શબ્દોની પસંદગી પણ એની વિદ્વત્તાને અનુરૂપ નથી;' ૫. 'કેટલાક શબ્દો ખોટા અર્થમાં પ્રયોજ્યા છે;' ૬. 'કેટલાકના અર્થ મચડીને બેસાડ્યા છે અને કેટલાક તો માત્ર પ્રાસ મેળવવા ખાતર

નિરર્થક જ ઉમેર્યા છે;' ૭. 'મહાભારતનું ભાષાંતર જ... નૈષધકાવ્ય કદી જોયું જ ન હોય...સંસ્કૃતનું પૂરું જ્ઞાન જ ન હોય;' ૮. 'નળાખ્યાનનો કોઈક જ ભાગ (? રાગ) મળતો આવે છે;' ૯. 'રૂપો ઘણા ખરાં ખોટા અને પ્રાચીન ગુજરાતીના વ્યાકરણ વિરુદ્ધ લાગે છે.' ('બે નળાખ્યાન'ની પ્રસ્તાવના–પૃ.૩)

અને બીજા 'નળાખ્યાન'ની કોઈ હાથપ્રત અદ્યાપિ જાણવામાં આવી નથી. આમ, આ બીજા 'નળાખ્યાન' માં મૂકવામાં આવેલું રચના-વર્ષ પણ આપણને કશા કામમાં લાગે એમ નથી.

સ્વ. મોદીને મુંબઈ–'ગુજરાતી પ્રેસ'માંથી મળેલી હાથપ્રત પાછળથી સપ્રાપ્ય થઈ પડી છે; પણ સદ્‌ભાગ્યે પ્રો. ડૉ. ભોગીલાલ જ. સાંડેસરાને પાટણમાંથી, શરૂઆતમાં બીજા કડવાની ૧૨મી કડીના પહેલા ચરણના છેલ્લા અક્ષરથી શરૂ થતી, સં. ૧૭૩૩ જેટલી જૂની હાથપ્રત 'ગુટકા' ઘાટે મળી આવી, જેમાં અશુદ્ધિ લેખનમાં ઘણી હોવા છતાં ભાષાભૂમિકાની દૃષ્ટિએ 'કાદંબરી'ની સં. ૧૬૭૨ની હાથપ્રતમાં સચવાઈ રહેલી છે તેવી જ મધ્યકાલીન ગુજરાતી લિખિત ભાષાની ચોથી મિશ્ર ભૂમિકા મળી આવી. આ આખ્યાનનું શાસ્ત્રીય સંપાદન વિસ્તૃત પ્રસ્તાવના અને શબ્દકોશ સાથે મ. સયાજીરાવ યુનિવર્સિટી તરફથી ૧૯૫૬માં પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે, જેની બીજી સંશુદ્ધ આવૃત્તિ ૧૯૬૫માં છપાઈ છે.

આ પહેલું 'નળાખ્યાન' ભાલણની રચના હોવા વિશે કશો સંદેહ નથી. 'તાલમયે સકલ અર્થ પદ બાંધે બાંધું **નલ-આખ્યાન'** (૧–૬) એમ નામ પાડીને એણે આ કૃતિને 'આખ્યાન' કહ્યું છે. હકીકતે તો આ મહાભારતમાંના વનપર્વમાં આવેલા 'નલોપાખ્યાન'ની કથા 'મહાકવિ શૃંગાર વરણાવ્યો' (મહાકવિ શ્રીહર્ષે 'નૈષધીય ચરિત'માં ગાયો તે) અને 'આરણ્યક પર્વ સકલ રસ બોલો, દૃષ્ટાંતે એ માંડી' (૧–૭,૮) 'સંખેપે તે સકલ ગ્રંથનૂં લઈ કેટલૂં હેત' 'થોડા માંહે સંકેત' (૧–૯) કરીને કહી છે. મહાભારતની મૂળ કથાથી કયાં જુદાપણું છે એ અહીં બતાવવું ઠીક થઈ પડશે (પહેલો અંક કડવાનો અને બીજો કડીનો છે):

૪–૩ થી નળના માથા ઉપર કાળા બે મસ છે તે 'નૈષધીયચરિત' પ્રમાણે છે.

૫–૩ થી આપેલું આલંકારિક વર્ણન 'નૈષધીયચરિત'ને આધારે. ભાલણ સ્વતંત્રરીતે 'અગ્નિશર્મા' નામ આપી દમયંતીને ખબર આપનાર તરીકે રજૂ કરે છે.

૬–૨ થી નળસમક્ષ હંસ જ મનુષ્યવાચાએ બોલ્યો. ભાલણનું સ્વતંત્ર નિરૂપણ.

૭–૭ થી સ્વતંત્ર વર્ણન: દમયંતીએ ઓઢણી નાખી ત્યારે હંસ બોલ્યો.

૮–૨ થી નિરૂપણ પ્રકાર સ્વતંત્ર–વિરહવર્ણન 'નૈષધીય ચરિત'ને આધારે.

૯–૨ થી મહા૦ પ્રમાણે પરંતુ કડી ૧૦ થી ૧૫ ભાલણની સ્વતંત્ર.

૧૦–૨ થી 'દીનતા' વર્ણવી છે તે ભાલણની સ્વતંત્ર.

૧૦–૧૨ થી ૨૧ 'નૈષધીયચરિત'ને અનુરૂપ. નળને કોઈ જોઈ શક્યું નહિ એ ભાલણનું.

૧૧–૧ થી 'ટીખળ' 'નૈષધીયચરિત' ને અનુસરી. કડી ૬થી ૧૪ સ્વતંત્ર. ૪૩–૪૪ 'નૈષધીય૦' પ્રમાણે દમયંતી 'પોતે દીકરી છે.' એમ દેવોની સ્તુતિમા કહે છે. આઠ વરદાનની પ્રાપ્તિ. કલિને તે નૈષધના પવિત્રાચારી લોકોમાં સ્થાન નથી એમાંની રોચકતા ભાલણની.

૧૨–૨ થી દ્યૂત-ખેલનું રોચક વર્ણન ભાલણનું.

૧૪–૧ થી દુઃખનું વર્ણન આપતું પદાત્મક કડવું વધુ રોચક કર્યું છે.

૧૬–૧૬ થી દમયંતીનો વિલાપ–ભાલણની સ્વતંત્ર દેણગી

૧૭–૫ થી „ „ „ „ „

૧૮–૬ થી ૯ વનવર્ણન નાનું પણ સ્વતંત્ર.

૨૦–૧ થી ૧૬નું ગીત ભાલણનું સ્વતંત્ર રીતનું.

૨૨–૧,૨ આરંભની વણજારાની પીડા ભાલણનું સ્વતંત્ર વર્ણન. બીજા બ્રાહ્મણ પણ ત્યાં મળ્યા, એમની સાથે દમયંતી સુબાહુના શહેરમાં ગઈ. 'દેશી ફેર'થી આવતું ૧૦ થી ૧૬મી સુધીના વર્ણનની રોચકતા ભાલણની–શરતો વિશેની.

૨૩–૨૮ દસઉત્તરનો દરમાયો એ ભાલણનું સ્વતંત્ર.

૨૪–૫ બીજા બ્રાહ્મણો પાછા આવ્યા અને એમણે ભાવ મળ્યાનું કહ્યું એ ભાલણનું.

૨૫-૬ માથામાંનો તલ ધોવડાવી જોયો – ભાલણની જેમ પ્રેમાનંદે પણ–આ સ્વતંત્ર.

૨૬-૧થી દમયંતીનું આપત્તિવર્ણન ટૂંકું પણ એ ભાલણનું જ.

૨૯-૩૨ કેશિની દાસી માંસ ચોરીને લાવી –એ ભાલણનું.

૩૦-ગીત સુંદર રીતે ભાલણ દીપાવે છે. ચોથે વર્ષે છેક મળ્યાં. બંનેની ગોષ્ઠી પણ ભાલણની આગવી. વર્ષ રહ્યા પછી પુષ્કરને બોલાવી દ્યૂત રમવાનું ભાલણનું.

ભાલણે મહાભારતથી જે કાંઈ જુદું આપ્યું છે તે આ છે. પ્રેમાનંદના નળાખ્યાન ઉપર ભાલણની અસર છે જ, પરંતુ કેટલીક વિગતોમાં નાકર–પ્રેમાનંદ, વગેરે જુદા પડે છે. હંસનો વિલાપ પ્રેમાનંદની આગવી શક્તિનો પરિચય આપે છે. દમયંતીની વિરહવેદના, દેવોએ જોગીના વેશે નળને મોકલ્યો, નળનો ગુપ્ત રીતે પ્રવેશ અને અદર્શનીય સ્થિતિ, ત્યાંના પ્રકટતા પછીના દમયંતીના પ્રશ્નો, વગેરે પ્રેમાનંદનું આગવું છે. પ્રેમાનંદનું સ્વયંવરનું વર્ણન પણ આગવું છે. પ્રેમાનંદે આખી કથાને ખૂબ મલાવીને બધા જ ગુજરાતી નળકથાઓમાં ભાત પાડી આપી છે. ભાલણે પણ જો 'નૈષધીય ચરિત'નો આધાર લીધા વિના આખ્યાન બાંધ્યું હોત તો ફીસું જ પડી ગયું હોત.

કાદંબરીમાં અનુવાદક તરીકેની શક્તિ ભાલણે બતાવી છે તેવી જ શક્તિ 'નળાખ્યાન'માં 'નૈષધીયચરિત'-માંથી કેટલાક શ્લોકોનો સરળ અનુવાદ સાધી લઈ શક્તિ બતાવી છે સ્વ. મોદીએ સૌથી પ્રથમ એ દિશામાં ધ્યાન ખેંચ્યું છે અને 'નળાખ્યાન'ની પ્રસ્તાવનામાં એવા પ્રસંગો તારવી આપી સરખામણી સાથે પરિચય સુલભ કરી આપ્યો છે.

'નળાખ્યાન' એ શૃંગારરસનું કાવ્ય છે, એમાં પણ એ વિપ્રલંભ શૃંગારનું (૫-૧૩) એ મહત્ત્વનું ચિત્ર રજૂ કરી આપે છે. શૃંગારની અભિવ્યક્તિત માટે વિભાવ એ પ્રથમ વસ્તુ છે અને જોઈતી ઉદ્દીપક સામગ્રીના જ એક ભાગ તરીકે દૂતીકાર્ય પણ હોય છે. મહાભારતની કથાને અનુસરવાનું હોઈ ભાલણ અહીં એ પરંપરાના હંસને અહીં દૂતકાર્ય સિદ્ધ કરતો બતાવવાનો સફળ પ્રયત્ન કરે છે. પરંતુ એ પહેલાં દમયંતીની પાસે અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ આવી નળનાં વખાણ કરે છે અને ભૂમિકા આરંભાય છે. નળ ઉપવનમાં આવે છે ત્યાં પછી એ હંસને જુએ છે અને હવે હંસ જ દૂત તરીકે મૂર્ત થાય છે. એ પ્રથમ તો નળ સમક્ષ દમયંતીના રૂપનું મનોહર વર્ણન કરી નાયિકા દમયંતી તરફની રતિ સ્થિર કરવાનો પ્રયત્ન કરી એ પછી દમયંતી પાસે જઈ નળના તરફની દમયંતીની રતિ સ્થિર કરી આપે છે. આમ 'પરસ્પરિ અનુરાગ ઊપનુ; માંહોમાંહિ પ્રીત. રસશૃંગાર તણું થયું અંકુર વિપ્રલંભ તે રીત' (૫-૧૩) પ્રમાણે અગ્નિશર્માને હાથે વિકસેલ અંકુરને નવપલ્લવિતતા તરફ લઈ જવાનું શ્રેય હંસને ફાળે જાય છે. પરસ્પર પ્રીતિ ઊપજ્યા પછી વિપ્રલંભ-શૃંગારની પ્રક્રિયાનો નાયક-નાયિકા-આલંબનના રૂપમાં વિકાસ કવિ રોચક રીતે મૂર્ત કરી આપે છે. નાયક-નાયિકા-ના મિલનમાં વિઘ્નનો પ્રસંગ તે તો દેવોની નારદ-પર્વતની દખલથી દમયંતીને પ્રાપ્ત કરવાની પેરવીનો છે. અહીં પાત્રાલેખનની દૃષ્ટિએ નળની કસોટી નિરૂપાય છે અને નળ એ વિઘ્નમાંથી પોતાને સોંપાયેલું દૂતકાર્ય કરી તરી જાય છે. ફરી વિઘ્ન સ્વયંવરને ટાંકણે થાય છે ત્યાં પણ અદ્દભુત રસના પ્રાસંગિક નિરૂપણથી દમયંતી પાર ઊતરી જાય છે અને નળ દમયંતીનું સુભગ મિલન થઈ જાય છે. વસ્તુનો એક પ્રકારે તો અહીં અંત જ આવી જાય છે, પરંતુ વિપ્રલંભની ઉત્કટ કોટિ સિદ્ધ થતી નથી. આ એની કથામાંના પુષ્કર સાથેના દ્યૂતના પ્રસંગથી આગળ વધે છે અને એમાં સ્વયંવરમાં નારાજ થયેલા કલિને હાથે અનેક પ્રકારના અદ્દભુત કીમિયા ઉમેરાય છે. વનવાસ ભોગવવા નીકળેલાં નળ-દમયંતીને કોઈ પણ રીતે સુખે જીવવા ન દેવાં અને એ બંનેને સંસાર સફળ ન જ થવા દેવો એવો માર્ગ કલિ ગ્રહણ કરે છે. નાયક-નાયિકાના વિરહની પ્રક્રિયા હવે આરંભાય છે. નળના હૃદયમાં ખડી થતી કર્કશતા એ કલિની જ કરતૂક છે એ રીતે નળના પાત્રની નબળાઈ ઢાંકી લેવામાં આવી છે, પરંતુ દમયંતીનું પાત્રાલેખન તો આરંભથી અંત સુધી એકસરખી ભવ્યતાથી રજૂ થતું રહે છે. કથાની પરંપરાને અનુસરી માત્ર નાયક-નાયિકા વિરહમાં બંધાઈ ન રહેતાં એક બાજુ દમયંતી ઉપર તો બીજી બાજુ નળ ઉપર આપત્તિ પર આપત્તિ ખડક છે, પરંતુ સંયોગવશાત્ જુદાં પડેલાં બેઉ વચ્ચેની રતિ ઊણપ અનુભવાતી નથી. વનમાં વલવલતી દમયંતી કરુણગાનમાં કરુણ–વિપ્રલંભ તો ભાલણ પણ સારી અ થી વર્ણવી ચિતાર ખડો કરે છે; સુબાહુની રાજધાની

પટવર્ધન મહારાષ્ટ્રના એક અતિ આદરણીય અને નિષ્ઠાવાન ગાંધીવાદી રચનાત્મક કાર્યકર છે. 'કોંકણના ગાંધી' તરીકે તેઓ સુવિખ્યાત છે. સ્વેચ્છાએ અને વિચારપૂર્વક તેઓ ભંગીકાર્ય અને સફાઈ–શુદ્ધિનાં કાર્યોમાં રત છે. અનેક વર્ષોથી સર્વોદય કાર્યોમાં તેઓ અગ્રેસર છે. 'સેવાધર્મ' નામનું તેમનું પુસ્તક મનનીય છે અને એનો ગુજરાતી અનુવાદ પણ પ્રસિદ્ધ થયેલો છે. આજકાલ શ્રી અપ્પાસાહેબ ચલણ-શુદ્ધિના વિચાર અને કાર્યક્રમમાં સક્રિય રસ લઈ રહ્યા છે.

૭ સદ્‌ગત વિનાયક નરહર ઉર્ફે કાકાસાહેબ બરવે. મહારાષ્ટ્રના તેઓ એક અગ્રણી હરિજન સેવા કાર્યના નેતા હતા. દીર્ઘ સમય સુધી તેમણે અસ્પૃશ્યોદ્ધારનું કાર્ય ખૂબ લગનથી, સચ્ચાઈથી અને સહૃદયતાથી કર્યે રાખ્યું. 'દલિત સેવક' નામના મરાઠી પાક્ષિકના તેઓ તંત્રી હતા, અને મહારાષ્ટ્ર પ્રાંતિક હરિજન સેવક સંઘના અધ્યક્ષપદે પણ તેઓ હતા.

૮ દાદાસાહેબને તરતાં સરસ આવડતું હતું અને વર્ષો સુધી એમણે એ શોખ ચાલુ રાખ્યો હતો. અમદાવાદમાં ભદ્રમાં એમના નિવાસનાં વર્ષો દરમિયાન તેઓ રોજ સવારે નિયમિતપણે સાબરમતી નદીમાં નહાવા માટે જતા. પાછળનાં વર્ષોમાં પણ જ્યાં અને જ્યારે તક-સગવડ મળે ત્યાં તેઓ તરવાનો શોખ પૂરો પાડતા.

૯ પોવાડા એ મહારાષ્ટ્રનો એક પ્રસિદ્ધ લોક-કવિતાનો પ્રકાર છે. અનેક ઐતિહાસિક કથાઓ અને લોકવાયકાઓ પોવાડાના રૂપમાં મહારાષ્ટ્રમાં ઠેર ઠેર ગવાય છે. એ કાવ્ય–પ્રકારમાં અસરકારક શબ્દ–રણકાર ઉપરાંત તે એક પ્રકારનો બુલંદ છતાં મધુર અવાજ અને આસ્વાદ છે.

*

# પત્ર-પ્રસાદી

## ગણેશ વાસુદેવ માવળંકર

[ કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી ]

"અભ્યાસની ઝડપ વધારવામાં વાંધો નથી, પણ સાચે જ સારી ગતિ કરવી હોય તો શરીર તરફ દુર્લક્ષ કરીને ચાલશે નહીં. આઠ દિવસ પૂરજોશમાં અભ્યાસ અને પછી આઠ દિવસ માંદગી એવું થયું તો પ્રથમ આઠ દિવસોમાંના અભ્યાસની સરેરાશ ૫૦ ટકા પર આવી ઊભી! એટલે, નિયમિત વિશ્રાંતિ અને વ્યાયામ બન્ને હોવાં જોઈએ. ઠીક.

બીજી વાત એ કે, તમે ખૂબ ઝીણાં અક્ષર લખો છો તે બરાબર નથી. આ બાબતમાં શ્રી સમર્થ રામદાસ સ્વામીએ 'દાસબોધ'માં એક સમાસ લખ્યો છે તે ખાસ જોજો.

શ્રીમતી બાયા કર્વે ગુજરી ગયાંનું છાપામાં વાંચ્યું ત્યારે ગુરુવર્ય અણ્ણાસાહેબ કર્વેને મેં તરત કાગળ લખ્યો. મહર્ષિ અરવિંદના જવાથી સહુને જ દુઃખ થયું, પણ તેમના દેહાન્તનો ઉલ્લેખ પાર્લમેન્ટમાં કરવો કે નહિ એ મારે વિચાર કરવાનો પ્રશ્ન થઈ ગયો હતો, કારણ કે તેઓ ક્યારે ય ધારાસભાના સભ્ય નહોતા. વિચારનું ઠીક ઠીક મંથન થયા બાદ છેવટે મેં ઠરાવ્યું કે ઉલ્લેખ કરવો અને એ પ્રમાણે ગઈ કાલે મેં એમને શ્રદ્ધાંજલિ અર્પી. વૃત્તપત્રોમાંથી એનો સાર–અહેવાલ જાણ્યો હશે જ".

[પુત્ર પુરુષોત્તમ (અણ્ણા)ને નવી દિલ્હીથી તા. ૭ ડિસેમ્બર ૧૯૫૦ ને રોજ લખેલા મરાઠી પત્રમાંથી.]

*

પણ રાજકુટુંબમાં જઈ વસતી દમયંતી ઉપર કલિકૃત આફતો આવે છે. આ બધાંમાંથી પાર ઊતરી અંતે દમયંતી પિતૃગૃહે જઈ રહે છે, પરંતુ નળને શોધી કાઢવાના એના પ્રયત્ન સંતત ચાલુ છે. સ્વયંવરની તરકીબ પણ માત્ર એ જ લડાવે છે અને ઋતુપર્ણને એ પ્રસંગ માટે આકર્ષણ થતાં બાહુકના રૂપમાં નળ કુંડિનપુર લઈ આવે છે. અહીં નળના ઘોડાઓનો ઉપયોગ, વચ્ચે પછેડી પડી જવાનો અને બહેડાના ઝાડનાં ફૂલ-પાંદડાં ગણી વળવાનો વગેરે પ્રસંગો અદ્‌ભુત રસની આછી ઝલક આપી જાય છે. કુંડિનપુર પહોંચ્યા પછી પણ દમયંતીની નળને પરખી પાડવાની યુક્તિઓમાં આપણને અદ્‌ભુત રસની ઝલક અનુભવવાનો યોગ મળે છે. નળના હૃદયમાં 'દમયંતી ફરી સ્વયંવર કરવા તત્પર' થવાને કારણે નાયિકા તરફના અનુરાગમાં થોડી પણ ઊણપ અનુભવાય છે તે દમયંતીના અને નળના બાહુકરૂપમાં મિલાપ પછી નીકળી જાય છે અને એ તો માત્ર નળને શોધી કાઢવાની દમયંતીની માત્ર તરકીબ જ લક્ષિત થતાં નાયક-નાયિકા વચ્ચેની પ્રેમગ્રંથિ સબળ બને છે. વિપ્રલંભની આકરી કસોટીમાંથી પાર ઉતારવામાં કવિ સુમધુર રીતે સફળ થાય છે. ભાલણે કથાને ઢીલી-ઢાંપડી ન બનાવતાં જોઈતા લાઘવનો સમાદર કરી હૃદયંગમ બનાવવાનો પ્રયત્ન કર્યો છે, સાથોસાથ 'નૈષધીય ચરિત'નાં થોડાં પણ સૂચક સ્થાનોને પોતાના આખ્યાન-કાવ્યમાં વણી લઈ એ મહાકાવ્યના અલંકારોને પણ આત્મસાત્ કરી પોતા તરફથી પણ સંખ્યાબંધ સ્થળે કાવ્યને અલંકારોથી પણ કાવ્યત્વ આપવાનો પ્રયત્ન કર્યો છે, જે પરિપાટી પછીથી માત્ર પ્રેમાનંદે જ સમાહૃત કરી પોતાના 'નળાખ્યાન'ને ગણ્યકોટીનાં આખ્યાન-કાવ્યોમાં આગલી હરોળનું સ્થાન આપી દીધું છે.

'નૈષધીય ચરિત'ના અનુસરણથી સ્વતંત્ર રીતે પણ અલંકારો પોતાની કવિતામાં વણી લેવાનો ભાલણે કેટલેક સ્થળે પ્રયત્ન કર્યો છે; જેમ કે ઉપમા:

'નિર્મલ સાધુ તણા મન શરીખૂં, શીતલ સુતનૂં સાંઈ,
જલજોઈ રાજમનિ કલ્પિ નવી ઓપમ કાંઈ. ૧૬'

ફ્ક્ષા કડવામાં ઉત્પ્રેક્ષા અને વ્યતિરેક: (કડવું ૫મું)

શૂં ભઈ, અમરિ ભરૂં છિ અમૃત પૂરણ શશી નિચોઈ! ૨
સિંધુ થકી સર અધિકૂં અતિસિ મિ મન સાથિ દીઠૂં;
પેહનૂં જલ કાંઈ અરથિ ન આવિ, આ તો અમૃત-મીઠૂં. ૩

અને-દમયંતીના વર્ણનમાં: (કડવું ૬ટ્ઠું)

'મૃગશિખિ ચમરી વનમાંહાં નાઠાં; કમલ મીન ગયાં વારિ;
ઇંદુ ઊહોલાઈ ચિંતુ ગુણ ગાઈ ખાધી હારિ. ૨૨
રંભા રંક થઈનિ છૂટી, ઉર્વશી આગલિ નાચી;
માન લજ્જનિ ગઈ મેનકા, દાશી થઈ ધૃનાચી. ૨૩'
(કડવું ૬ટ્ઠું)

એક મઝાની ઉપમા:

'યમ રત્ન કુંદણિ જડાઈ તિમ દમયંતી તલ ભૂપ;
વિધાતાઈ ઘડાં છિ મિહૂનાં શરખાં રૂપ. ૧૫' (કડવું ૯મું)

આવાં સંખ્યાબંધ ઉદાહરણો મળી શકે છે.

ભાલણ કડવાબદ્ધ 'આખ્યાન-પ્રકાર'નો પુરસ્કારક હોઈ આખ્યાન-સાહિત્યના જનક તરીકેનું અને ગૌરવ-ભરેલું સ્થાન પ્રાપ્ત કરે છે, તો અત્યાર સુધીના સંશોધનમાં પોતાની ભાષાને 'ગુજર ભાષા' કહી બિરદાવનાર પણ એ પોતે છે. બેશક પોતાની એ ભાખાને 'કથામાત્ર એ નૈષધ રાજ્યની **અપભ્રંશ** એ દાખી' કહે છે. આમ છતાં એ 'અપભ્રંશ' એ '**ગુજર ભાખાએ** 'નલરાજ-ના ગુણ મનોહર ગાશેં.' (નળા. ૧-૧), 'લીલા લક્ષ્મી-નારાયણની **ગુર્જર ભાષાએ** ગાઉં.' (દ. સ્કં. ૩૨૬-૧), 'મતિમાને **ગુર્જર ભાષાએ** ગોવિંદના ગુણ ગાઉં.' (દ. સ્કં. ૩૪૭-૧), '**પ્રાકૃતને પ્રીછવા કરી ગુર્જર ભાષાએ** વિસ્તરી.' (દ.સ્કં ૩૩૬-૧૫). અહીં પ્રાકૃત' પણ કહી લે છે તો ક.દં. ૧-૫ માં માત્ર 'ભાખા' જ કહી લે છે, જો કે 'કાદંબરી'ને અંતે ફરી 'ગુજર ભાખા' (૪૦-૧૧૭) જ કહે છે. એને મન 'પ્રાકૃત', 'અપભ્રંશ', 'ભાખા', 'ગુજર ભાખા', એ ચારે પોતાના સમયની સ્વદેશભાષાનાં જ નામ છે. આમાં 'પ્રાકૃત' એ માટે કે એ 'સંસ્કૃત' ભાષા નથી; 'અપભ્રંશ' એ માટે કે સંસ્કૃતમાંથી ભ્રષ્ટ થઈને વિકસેલા ભાષા સ્વરૂપને છેક પતંજલિથી 'અપભ્રંશ' કહે-વામાં આવતું; 'ભાખા' એ માટે કે સમકાલીન વ્રજ-મારવાડી-ગુજરાતી, વગેરે 'ભાષા' કહેવાને બદલે 'સંસ્કૃત ભાષા'થી જુદી પાડવા 'ભાખા' કહેવાતી; અને એવી બીજા પ્રાંતોની ભાષાથી જુદી પાડવા પોતાની ભાષાને 'ગુજર ભાખા'. એણે એમ ગુજરાત દેશની તત્સમયની વ્યાવહા-રિક તેમજ બોલચાલની ભાષાને આ નામથી સનાથ કરી આપી છે, જેને સત્તરમી ઈસ્વી સદીની છેલ્લી પચીસીમાં પ્રેમાનંદે 'બાંધૂં' નાગદમણ **ગુજરાતી ભાષા**

કહી છે. ભાલણની આ 'ગુજર સં. ૧૬૭૨ અને ભાખા'નું એની ('કાદંબરી' અને 'નળાખ્યાન'ની અનુક્રમે. સં. ૧૭-૩૪ ઈ. સ. ૧૬૧૬ અને ૧૬૭૮)ની હાથ પ્રતોમાં સચવાયેલું સ્વરૂપ એ જ ભાલણના સમયની બોલચાલની તેમજ સાહિત્યના વાહન તરીકે લેખનમાં સ્વીકારાયેલી ભાષાનું છે એ પ્રશ્ન વિચારવા જેવો છે, અને એના અનુસંધાનમાં જ 'નળાખ્યાન'ની ભાષા ભૂમિકાનો આપણે વિચાર કરી શકિયે. ભાલણનો સમય મારા તરફથી ઈ. સ.ની ૧૬મી સદીનો પૂર્વાર્ધ હોવાનું સિદ્ધ કરવામાં આવ્યું છે એટલે કે નરસિંહ મહેતાના વૃદ્ધ માન્ય સમયથી પછી સાહિત્યાકાશમાં ઝગમગે છે. ભાષા ભૂમિકાની દૃષ્ટિએ મધ્યકાલીન ગુજરાતીની પ્રથમ અને દ્વિતીય ભૂમિકામાં નરસિંહ મહેતા અને એનો અનુગામી ભાલણ એક પછી એક આવી રહે છે. આ લગભગ દોઢસો વર્ષના ગાળામાં લોકજીભે કયું સ્વરૂપ હશે એ સંશોધનનો વિષય છે. આપણે તેથી જ લિખિત ભાષાસ્વરૂપમાં તત્કાલીન ઉચ્ચરિત સ્વરૂપોનો કેવા પ્રકારનો મેળ છે એ જરા જોઈ લઈએ. અક્ષરમેળ વૃત્તમાં રચાયેલી રચનાનું લિખિત સ્વરૂપ આ છે:

(૧) ધનદેવગણિકૃત 'સુરંગાભિધ નેમિ-ફાગ'માંથી:
'બોલું નેમિકુમાર કેલિ નિરતી ફાગિઇં કરી રંજતી.૨'
'તે સોરીપુરમાહિ રાયકુમરી રંગિઇ રમઇં સુંદરી.૯'
'સામિ નેમિકુમાર યાદવ જિસિઇ જાયઉ સ સોભાગીઉ
આધી રાતિ પ્રભાતનઇં સમ હુઈ, ભૂમી સમી ઉલ્હસી.
તીણઇં કાલિ અકાલિ વૃક્ષ સિઘલા ફૂલ્યા ફુલિયા પાલુયા,
વાયા શીત સમીર વીર ફિરિ એ ઊગિઉ નવઉ માનવઉ. ૧૮'

આ અવતરણોમાં છંદ જ 'ફાગેં' 'રંગે રમેં' 'જિસે જાયો' 'સોભાગિઓ' '૦ને' 'તીણેં' 'ફૂલ્યા' 'ઊગ્યો નવો માનવો' એવાં ઉચ્ચારણ સ્વતઃ જ માગી લે છે.

(૨) આ પછીના સં. ૧૪૭૮–ઈ. સ. ૧૪૨૨માં રચાયેલા શાલિસૂરિના 'વિરાટપર્વ'ની વૃત્તબદ્ધ રચનામાં:
'ભારતી ભગવતી એક માગૂં ચિત્ત પાંડવ તણે ગુણે લાગઉં,
આપિ મૂં વચન તૂં રસવાણી હૂં કરઉં જિસિ પ્રાકૃતવાણી.'

'વયરાટ ઉત્તર પખઇં કુદુરાઉ ધાયઉ,
અક્ષોહણી દલ તણી રજ સૂર છાયઉ,
નીસાણને સહસિ અંબર ઘોર ગાજઇ
એ પાંચ પાંડવ તણઉ કિરિ મેચુ ભાંજઇ.'
(ગુર્જર રાસાવલી, ૩૫, અં. ૧)

આ અવતરણોમાં છંદ જ 'વૈરાટ' 'પખેં' 'ધાયો' 'છાયો' 'ગાજે' 'તણો' 'ભાંજે' માગી લે છે; અને લહિયાએ શુદ્ધ ઉચ્ચરિત રૂપો 'તણે' અને '૦ને' તો આજનાં જ લખી નાખ્યાં છે:

(૩) વિ. સં. ૧૪૫૫–૬૦—ઈ. સ. ૧૩૯૯–૧૪૦૪ આસપાસની સોમસુંદર-સૂરિની ગદ્યકથાઓમાંથી–
'કાદંબરી અટવીઇ વરવૃક્ષ ૨ સૂડા સગા ભાઈ હૂતા। એક સૂડઓ ભીલે લીધઓ। પર્વતપાલિ માહિ વાધિઓ તે હજાણી ગિરિ-શુક કહીવરાઇં। બીજઓ સૂડઓ તાપસે લીધઓ તેહના તપોવન માંહિ વાધિઓ તેહ જાણી તે પુષ્પ-શુક કહીઇં।'
(પ્રાચીન ગુજ. ગદ્ય સંદર્ભ, પૃ. ૯૦)

આ ગદ્ય-અવતરણમાં 'સૂડઓ' 'ભલે' 'લીધઓ' 'વાધિઓ' 'બીજઓ સૂડઓ તાપસે લીધઓ' આ રૂપો જોવાથી સમઝાશે કે ખરેખર ઉચ્ચરિત સ્વરૂપ એ સમયે શું હતું.

આનો અર્થ બહુ જ સ્પષ્ટ છે કે પ્રથમ ભૂમિકામાં अ+इ अ+उ अ+उं એમ અપભ્રંશની જેમ રૂઢિથી સામાન્ય રીતે જુદા લખાતા હતા છતાં લહિયાઓને હાથે સ્વાભાવિક ઉચ્ચારણો ए ओ ऊं–उं લખાઈ ગયાં છે. 'તણે' '૦ને' 'ભીલે' જેવાં અર્વાચીનરૂપો એમ પકડાઈ જાય છે. ત્રીજી અને સાતમી વિભક્તિમાં શબ્દોમાંનો અંત્ય इ આપણા લઘુ પ્રયત્ન यનો જ ખ્યાલ આપી દે એમ છે. 'કાલિ અકાલિ'=કાલ્ય અકાલ્ય=કાળ અકાળમાં–, 'પર્વત-પાલિ'=પર્વત-પાલ્યં=પર્વતની પાળમાં, વગેરે. શબ્દોનાં આંતરિક રૂપ જુદાં છતાં પ્રત્યયાત્મક દશામાં આમ અર્વાચીન ઉચ્ચારણો ચોખ્ખાં પકડી શકાય છે.

લિખિત ભાષા ભૂમિકાની દૃષ્ટિએ વિચારતાં–

પ્રથમ ભૂમિકામાં—अइ अउ अउं અલગ લખાતા,
જેમ કે करइ करउ करउं
દ્વિતીય મિશ્ર ભૂમિકામાં—अइ કે इ, अउ કે उ,
अ-उं કે ऊं–उं, જેમકે करे–करि, करउ–करु,

करउं-करूं-रुं

ત્રીજી શુદ્ધ ભૂમિકામાં – रु उ ऊं-उं, જેમ કે करि करू करूं-रूं

ચોથી શુદ્ધ ભૂમિકામાં – इ-ए उ-ओ ऊं-उं- જેમ કે करि-करे, करुं-करो, करूं-करूं

આતો લિખિત ભાષાભૂમિકા સમઝવાનો માત્ર માપદંડ છે. આ રીતે હવે અહીં 'નળાખ્યાન'ની (કાદંબરા'ની હાથપ્રતની પણ) ભાષા-ભૂમિકાનો વિચાર કરી શકિયે.

**મૂળ ઉચ્ચારણો:**

'નળાખ્યાન'ની હાથપ્રતમાં નીચેનાં ઉચ્ચારણ વાંચવામાં આવ્યાં છે:

**સ્વરો:** અ આ ઇ ઈ ઉ ઊ (ઋ) એ (ઍ) ઓ (ઑ) અનુસ્વાર, અનુનાસિક, વિસર્ગ

**વ્યંજનો:** ક ખ ગ ઘ ચ છ જ ઝ
ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ ન
પ ફ બ ભ મ ય ર લ વ શ(ષ)સહ

'નળાખ્યાન'ની પ્રતમાં 'નૈષધ ભૈમી' જેવા તત્સમ શબ્દોમાં 'ઐ' અને 'કૌરવ' જેવામાં 'ઔ' નોંધાયેલા મળે છે.

'ઋ' માત્ર તત્સમ પૂરતો એ જ રીતે મર્યાદિત છે: 'ઋષિ'. છતાં 'રખિ' રૂપ પણ મળે જ છે; એ રીતે 'દ્રદિ' અને 'રિદિ' પણ.

અનુસ્વારનું ઉચ્ચારણ સં. તત્સમ શબ્દોમાં જ મર્યાદિત છે, જ્યારે તદ્ભવ શબ્દો અને બધા જ પ્રત્યયોમાં તો અનુનાસિક (કિંવા અનુસ્વારનું કહેવાતું કોમળ ઉચ્ચારણ) જ મળે છે; જેમ કે

'ભૈમી જે ગ્રહિવા ગઈ તે હંસ વાણી વિસ્તરિ.
ઓઢવવાનૂં અંબર નાંખી ઝાલવાની પિરિ કરિ.
(૭-૯, ૧૦)

એ ખરું છે કે મૂળના અનુસ્વરને યા તો અનુનાસિક વર્ગીય વ્યંજનોનો જ આ વિકાર છે; છતાં 'અહીં' 'કહીં' 'નહીં' એ અપભ્રંશકાલીન અનુનાસિક ઉચ્ચારણ જ ઊતરી આવ્યું છે.

વિસર્ગ તો 'દુઃખ' કે 'અન્તઃકરણ' જેવા તત્સમ શબ્દોમાં જ છે.

વ્યંજનોના વિષયમાં તો મુખ્યત્વે બધા જ સં. વ્યંજનોનાં ઉચ્ચારણ આ ભૂમિકામાં જળવાયેલાં છે. અનુનાસિક વ્યંજનોમાં 'ણ' 'ન' 'મ' તો જીવંત જ છે. 'ઙ' અને 'ઞ' લખાતા નહોતા, પરંતુ, તત્સમ શબ્દોમાં એનાં ઉચ્ચારણ થતાં તે 'અનુસ્વાર'થી સૂચિત થયેલાં જોવા મળે છે. 'ષ' લખાયેલો મળે છે તે સર્વત્ર 'ખ' જ ઉચ્ચરિત થતો હતો અને હાથપ્રતમાં 'ષ' ને સ્થાને 'ખ' પણ લખાયેલ મળે જ છે. છતાં સંભવ છે કે 'દોષ' જેવાં 'ષ' ઉચ્ચરિત થતો પણ હોય. બાકી 'માનુષ'નું ઉચ્ચારણ 'માનુખ' થવાની સંભાવના છે જ, જેણે 'મનખાદેહ' શબ્દ આપ્યો છે.

ખૂબ મૂંઝવનારો તો લેખનમાંનો 'ય' છે. 'યમ–યિમ' 'યેહવુ' 'યેરલિ' 'કરયે–કરયો' જેવા શબ્દોમાં લખાતો 'ય' સ્પષ્ટ રીતે 'જ'માં ઉચ્ચરિત થતો હતો, કેમ કે લેખનમાં આ શબ્દોમાં 'જ' પણ લખાયેલો મળે છે.

તાલવ્ય 'શ' મ. ગુ. ભૂમિકાઓમાં તાલવ્ય સ્વરોની પૂર્વે યા મૂળમાં તાલવ્ય સ્વર હોય તેવા શબ્દોમાં, જેમ કે 'દાશી' 'હસિ-હશિ' 'અતિસિ–અતિશિ' આમ વૈકલ્પિરીતે પણ લખાયેલ મળે છે. 'સુણ–શુણ' એવી વૈકલ્પિક જોડણીનો ખુલાસો મેળવવો મુશ્કેલ છે.

## શબ્દવિચાર: રૂપવિચાર:

વ્યાકરણની દૃષ્ટિએ વિચારતાં નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ, અને અવ્યયાત્મક રૂપો 'નળાખ્યાન'માં સ્વાભાવિક સ્વરૂપમાં પ્રયોજાયેલાં મળે છે, કૃદંતો પણ. જાતિની દૃષ્ટિએ વિચારતાં સં. ની જાતિ જ શબ્દોમાં ઊતરી આવેલી હોવા છતાં 'ગાંઠિ' (સં. ग्रन्थि), 'આગિ' (સં. अग्नि), 'વાટ' (સં. वर्त्मा), 'બાંહ' (સં. बाहु) એ નરજાતિના મૂળના શબ્દો નારીજાતિમાં પલટેલા જોવા મળે છે, તો 'બીંદૂ' (સં-बिन्दु), નરને બદલે નાન્યતર જાતિમાં મળે છે. 'વાર' અને 'પિરિ' (સં. प्रकार) પણ નરને બદલે નારી જાતિમાં વિકસ્યા છે.

**વચનનો** વિચાર કરતાં વિકારક અંગોવાળા શબ્દોના અપવાદે બહુવચનમાં રૂપભેદ નથી. વિકારક અંગોમાં નરજાતિમાં આ અને નાન્યતરજાતિમાં આં, જેમ કે ઘોડા પાનાં. પ્રત્યય કે અનુગલે જેવાં રૂપોમાં બ.વ.માં આજે ગુજરાતી હિંદી વગેરેમાં છે તેવો ઓ કે ઑ જોવા નથી મળતો. માત્ર અ પ્રત્યય દશામાં 'ભાઈઓ' જેવા

રૂપમાં સંબોધન વિભક્તિમાં મળે છે.

**વિભક્તિ** ૧લી–૨જી અને ૩જી–૭મીનાં બે જોડકાંમાં ૧લી–૨જી પ્રત્યયહીન છે, જ્યારે ૩જી–૭મીમાં 'એ' પ્રત્યયનું મૂળ 'ઇ'વાળું રૂપ જ સામાન્ય છે; જેમ કે 'દુઃખિ દાઝિ દેહડિ' (૧૪–૫) 'ગ્રહિલ્લારાનિ મનિ થઇ ધાંખ રે' (૧૫–૧) વગેરે, ૧લા ઉદા.માં ૩જી, બીજામાં ૭મી. એ સિવાયની વિભક્તિઓના અર્થ ઊભા કરવા પૂર્વભૂમિકાઓમાંથી ઊતરી આવેલા 'અનુગો' (હિંદીમાં જેઓને 'પરસર્ગ' અને અંગ્રેજીમાં post-positions) કહેવામાં આવે છે તે છેક 'અપભ્રંશ'થી વપરાવા શરૂ થઈ ગયા હતા. મધ્ય ગુજરાતીએ ઊભા કરેલા તે 'થ-થકુ'-'ન-' એ વિકારક અંગના અને 'પ-' 'સિઉ', 'માહિ-માંહાં' એક રૂપાત્મક ઉપરાંત 'તણુ-કેર-'વિકારક અંગના. ઉપરાંત 'નામયોગી' જ કહી શકાય તેવા સંખ્યાબંધ શબ્દો પણ વપરાતા થયા હતા 'કન્હઈ' 'વિખિ' 'ઊપરિ' વગેરે આવા કહી શકાય. જૂના 'ઇ-ઈ' જેમ સાતમીમાં 'આં' પણ મર્યાદિત સ્વરૂપમાં વપરાતો, જે અર્વાચીન ગુજરાતીમાં તો છતાં 'કરતાં' 'ખાતાં' 'પીતાં' વગેરે અવ્યયાત્મક વર્તમાન કૃદંતના રૂપોમાં જ મર્યાદિત થઇ ચૂક્યો છે. 'નળાખ્યાન'ની લિખિત ભાષાભૂમિકામાં 'પિરિ' અને 'ધિરિ' 'મનિ' વગેરેમાં અનુક્રમે ૩જી અને ૭મીના પ્રત્યયનું સંમિલિત સ્વરૂપ મળે છે, જે અર્વાચીન બોલાતી ગુજ. ભાષામાં 'પેરય' 'ઘેરય' વગેરેની રીતે લઘુપ્રયત્ન 'ય'કારથી સચવાઈ રહેલ છે. છઠ્ઠી વિભક્તિમાં 'હ' પ્રત્યય અપભ્રંશના એ.વ.ના સુ સ્સુનો એ.વ.માં અને અપભ્રંશનો જ'હું' તદ્વત્ રૂપમાં રહી ગયેલ છે.

વિશેષણો એકલાં વપરાયાં હોય યા વિશેષ્યની પછી આવી પ્રત્યાદિ પામ્યાં હોય તો નામની જેમ રૂપાખ્યાન પામે છે; પણ વિશેષ્યની પૂર્વે આવે અને વિકારક અંગનાં હોય તો ૩જી–૭મી વિભક્તિમાં 'ઇ' અવશ્ય લે છે; જેમ કે 'સમય એહવે' (૯–૬) અને 'માહારિ વન' (૧૦–૧૯).

વિશેષણનું એક તુલનાત્મકરૂપ 'નળાખ્યાન'માં વપરાયેલું છે તે 'આઘેરૂં'. એને મળતું 'અનેરૂં'.

રૂપાખ્યાનની દૃષ્ટિએ સર્વનામનાં રૂપો 'હૂં' 'તૂં' 'આપણ' 'તેહ' 'જેહ' 'એહ' 'કિહિ' 'શૂં' 'કોઈ' 'કુણ' 'પોતિ' 'આપ' 'આપણૂં'નાં ભિન્ન ભિન્ન રૂપો ધ્યાન ખેંચે છે. 'હૂં'નાં એ.વ.માં 'મુહિ–મૂહિ–મૂંહિ' 'મિ–મિં' 'માહારૂ–માહ્રું'–બ.વ.માં 'અહ્મો' (૧લી ૩જીમાં)' 'અહ્મોરૂં'; 'તૂં'નાં એ.વ.માં 'તુહિ–તૂહિ–તૂંહિ' અને 'તાહારૂં–તાહ્રું' બ.વ.માં 'તેહ્નો' (૧લી-૩જીમાં); 'તહ્મારૂં'. 'તેહ'નાં એ.વ.માં 'તિ–તે–તેહ' 'તેણિ'. 'તેહનૂં', જેમાં 'તેણિ' વિશેષણ તરીકે ૭મીમાં પણ; એનું બ.વ 'તે' માત્ર. એવાં 'જેહ' અને 'એહ'નાં રૂપો. કેહેનું માત્ર 'કિહિ' જોવા મળ્યું છે. 'શૂં'નું ૩જી વિ.નું 'શિ–સિ' જોવા મળે છે; ઉપરાંત 'શાહ' અંગ પણ વપરાયું છે.

ક્રિયાપદના વર્તમાન-ભવિષ્યનાં પરંપરાગત રૂપો ઉપરાંત ભૂતકાળ માટેનો ભૂતકૃદંત જ મળે છે. એ.વ.માં અનુક્રમે ત્રણ પુરુષનાં 'કરું–કરૂં' 'કરિ' 'કરિ કરે' અને બ. વ.માં 'કરૂં' 'કરું' 'કરિ-કરે' સામાન્ય છે. વિશેષ એ છે કે સહાયકારક 'છ' અંગનારૂપ વ્યાપકતા ધારણા કરી લે છે. વર્તમાન કર્મણિનાં રૂપ 'કરીઇ' 'જાણીઇ' 'જઈઇ' વગેરે ૩ જા પુ. એ. વ. ના પ્રા. करीज्जह ના વિકાસનાં ઉપરાંત એના સરળ વિકાસનાં 'લીજિ-દીજિ' પણ. વળી 'કરીજે' પણ પાછળથી 'કરીઇ' વગેરે રૂપ કર્તરિ અર્થ ધારણ કરી ૫. પુ. બ. વ.માં વપરાવા લાગે છે, જે અર્વા. ગુજ.માં તો 'કરિયે'ના રૂપમાં (જોડણીમાં 'કરીએ') જાણીતાં છે.

કર્મણિમાં 'આ'વાળાં રૂપ હવે પ્રભુત્વ ધારણ કરી ગયેલાં પ્રથમ શુદ્ધ ભૂમિકાથી જ મળે છે. 'આ' વાળા એક 'સુહાઇ' (સં. सुखायते) રૂપનો પ્રયોગ દસમા-શતકના 'જાવિરસંતકહા' જેટલો જૂનો મળે છે. ભરતેશ્વર બાહુબલિરાસ' વગેરેમાં વિકસતાં વિકસતાં એ 'મુગ્ધાવબોધ ઔક્તિક' (સને ૧૯૩૪)માં તો રૂઢ થઈ જાય છે. 'નળાખ્યાન'માં 'કરાય' 'જવાય' 'જડાઇ' 'ચીવાઇ' એવાં ૪થી ભૂમિકાનાં મિશ્રરૂપ મળે છે જ. 'જ–જા' અંગનાં સ્વરાંત રૂપોમાં 'વ'નો પ્રક્ષેપ ધ્યાન ખેંચે છે

ભવિષ્યકાળમાં ત્રણ પુરુષનાં એ.વ.માં 'પામિશ-કરીશ' 'કરશિ-કરેશ' 'કરશિ,' તો બ. વ. માં 'કરિશૂં-કરશૂં' 'કરશું' 'કરશિ' સુલભ છે. કર્મણિમાં 'ભરાશિ' રૂપ મળ્યું છે.

આજ્ઞાર્થમાં અપ.નાં જ 'કરિ-કરે' પ્રકારનાં રૂપ ચાલુ રહ્યાં છે. જે અર્વા. ગુજ.માં 'કરય' એમ લઘુપ્રયત્ન

'ય'ને સાચવી ઉચ્ચારાય છે.

'કરજે-કરજો' અનુક્રને દ્વિ. પુ. ના એ. વ. અને બ. વ.ના પણ વ્યાપક રૂપે વપરાય છે.

પ્રેરકનાં રૂપ 'પડાવિયું' 'બેડાવિ' વગેરે મળી આવે છે.

કૃદંતોમાં ભૂતકાળનું રૂપ આપતું ભૂતકૃદંત 'કરીઉ-કરીયુ, હસિયુ' જેવાં રૂપ સુલભ છે; ઉપરાંત પરંપરા સાચવતાં 'કીધૂં-લીધૂં—દીધૂં-નાઠૂં-બિઠૂં-પિઠૂં' જેવાં રૂપ સામાન્ય છે. થયૂં-થ્યૂં ગયૂં-ગ્યૂં આમ બેઉરીતે લખાયેલ છે, જેમાં પાછલાં રૂપોમાં અત્યારે સૌરાષ્ટ્રમાં વ્યાપક છે તે ઉચ્ચાર લાઘવ અનુભવાય છે

સં. भू ધાતુના વર્ત. કૃદંત भवत् ઉપરથી 'भवन्त्' દ્વારા વિકસેલા 'हून्तूं'–'हूंतूं' માંથી 'हूतूं' મળે છે, જે અર્વાચીન ગુજ.માં 'હતું' છે. અને અ. રૂપો ભૂતકાળનો અર્થ આપે છે. સાથોસાથ સં. ભૂ. કૃ. भूतના વિકાસમાં 'હૂઉ–હૌઊં' રૂપ પણ સામાન્ય છે.

વર્તમાન કૃદંતનાં 'કરતુ-કરંતુ' આવો પ્રકાર પણ જાણીતો છે.

ધ્યાન ખેંચનારું કૃદંત વિધ્યર્થનું છે. જે 'કરિવૂં-કરેવૂં' સં. સંભાવ્ય 'करितव्य'માંથી અપના करेव्वના વિકાસમાં છે. આણે સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં ઉચ્ચરિત થતા करव्वुं પ્રકારને વિકાસ આપ્યો છે, તો સામાન્ય રૂપમાં करवुं વગેરે.

અવ્યયોમાં સાર્વનામિક ક્રિયાવિશેષણો જિહા-જહાં, તિહાં-તાંહાં, કિહાં-કાંહાં, આંહા-અહીં, જિહારઈય-ન્હારિ-યાહ્રિ તિહારઈ-ત્યાહારિ-ત્યાહ્રિ કિહારઈ-ક્યાહારિ-ક્યાહ્રિ તિમ-જિમ-ઇમ-કિમ જાણીતાં છે. બીજાં ક્રિયાવિશેષણો હવઈ હાવઈ-હવિ-હાવિ પાછઇ-પછઇ-પાછિ-પછિ હઉણાં -હવણાં-હવડાં આજિ કાલઈ-કાલિ વારિ તતક્ષણિ-તતખણિ તત-ખેવ નિશિ અહોનિશ-અહિનશે વારિ-વારિ સાહામઉ-સાહામૂં અ વિશમેવ એ મળી આવ્યાં છે.

નામયોગીઓમાં માટઇ-માટિ થકઉ-થકૂં તણઉ કેરઉ મુઝારિ કાજિ ઊપરિ સાથઈ-સાથિ એ વિભક્તિના અર્થ આપનાર ઉપરાંત 'પરતિ (સં. પ્રતિ)' 'ભણિઅ-ભણી 'પૂંઠિ' 'પાસઈ-પાસિ-પાશિ-પાશ' 'કહઇ-કહિ' 'કણિ' 'આગઇ-આગિ-આગલિ' 'આહિરિ' 'પાખિ' 'રાસિ' ('વિના'ના અર્થમાં) 'પાખલિ' ('આસપાસ-ફરતે' અર્થમાં) મળે છે

ઉભયાન્વયીમાં 'નઇ-નિ' 'પણિ' 'કિ' 'જિ' (સં. यद्, દ્વારા) 'તું' 'તાં' (સં. तावत–અપ. ताम દ્વારા,) 'જિ' (સં. एवम्માંથી) આ રૂપો 'નળાખ્યાન'માં સુલભ છે

અહીં માત્ર ભાષાભૂમિકાનાં રૂપોનો ખ્યાલ જ આપ્યો છે, એવું પ્રત્યેક રૂપ કેવી રીતે આવી મળ્યું છે એ અપાતાં તો ભારે લંબાણ થઈ જાય. મારા એ તદ્વિષયક ગ્રંથોમાં આ વસ્તુ સુલભ છે એટલે અહીં ઊંડાણ અભિપ્રેત નથી રાખ્યું.

*

# ચીનનું આક્રમણ અને આંતરરાષ્ટ્રીય કાયદો

મૂળ લેખક: જી. એસ. પાઠક · અનુવાદક: ચંદ્રશંકર ભટ્ટ

એશિયાના ઇતિહાસમાં ભારત અને ચીન વચ્ચે પાંચ હજારથી ય વધુ વર્ષોના ગાળામાં કોઈ યુદ્ધ થયું નથી. પણ સાચું કહેવાય છે કે, દરેક યુગે એવું એક રાજ્ય હોય છે કે જે, નબળાં રાષ્ટ્રોમાં અસરકારક રીતે ભય પ્રસરાવી પોતાની પ્રતિષ્ઠા વધારવાના અને ગેરકાનૂની રીતે આર્થિક લાભો ઉઠાવવાના હેતુથી, અન્ય રાજ્યોના મુલક સર કરવાની મુરાદ સેવે છે. ચીન, આજે આવા રાજ્ય તરીકે અનોખું સ્થાન ધરાવે છે.

ચીનની નીતિ, આલ્બેનીઆના અપવાદ સિવાય, અન્ય સામ્યવાદી સરકારોની નીતિ સાથે તીવ્ર વિરોધ દર્શાવે છે. ચીનાઓ સહઅસ્તિત્વમાં નહીં, પણ યુદ્ધની અનિવાર્યતામાં માને છે.

યુગોસ્લાવિયાના સીનિયર ઉપ-પ્રમુખ મી. એડવર્ડ કાર્ડેલ્જે, ચીનના દૃષ્ટિબિંદુને આ રીતે વર્ણવ્યું છે: 'ચીનના સામ્યવાદીઓ, સમાજવાદી અને સામ્રાજ્યવાદી જગતના ક્રાંતિકારી સંઘર્ષ વચ્ચેના હિસાબની આમૂલ

પતાવટ માટે ઊભા છે. આ જો યુદ્ધમાં પરિણમે તો તે ન્યાયી યુદ્ધ હશે અને તેથી કોઈએ ન તો ગભરાવું જોઈએ અથવા ન તો તેને નકારવું જોઈએ; કારણ કે બલિદાનનો બદલો તરત જ મળી રહેશે.' ભયાનક સંઘર્ષ અને યુદ્ધ પોતાની નીતિના અમલ માટે અનિવાર્ય સાધનો છે એવી માન્યતાને ચીનાઓ વળગેલા છે. પોતાના આર્થિક વિકાસ અને શાંતિની નીતિમાં રચ્યુંપચ્યું ભારત સહેલાઈથી ચીનનું શિકાર બન્યું છે. ભયંકર સંઘર્ષનો તખ્તો એશિયા પર વળ્યો છે, અને ભારત એ તખ્તાનું કેન્દ્ર બનેલ છે. ચીની આક્રમણે કેવળ એશિયાને જ નહીં પણ આખા સભ્ય જગતને ધ્રુજાવી નાંખ્યું છે. તેણે નૈતિક અને કાયદાના ગંભીર પ્રશ્નો ઊભા કર્યા છે કે જેની સાથે માત્ર એશિયા જ નહીં પણ સમગ્ર માનવજાતને સંબંધ છે. ચીનની સરકાર ઇતિહાસના પદાર્થપાઠો સંપૂર્ણ રીતે વીસરી ગએલ છે. બીજા વિશ્વયુદ્ધ પછી, ચીન એવું પહેલું રાજ્ય છે કે જેણે આંતરરાષ્ટ્રીય કાનૂનના અને આંતરરાષ્ટ્રીય વર્તાવના નિયમોનો ભંગ કર્યો છે. સને ૧૯૪૯થી ચીનની પ્રવૃત્તિએ આંતરરાષ્ટ્રીય જ્યુરિસ્ટના કમીશન અને આંતરરાષ્ટ્રીય ધારાશાસ્ત્રીઓની સંસ્થાઓનું જગતભરમાં ધ્યાન ખેંચ્યું છે. ખરેખર ચીને આજે આંતરરાષ્ટ્રીય ધારાશાસ્ત્રીઓને પડકાર કર્યો છે અને પ્રશ્ન તો એ છે કે જેઓ કાયદાના શાસનને માને છે અને આંતરરાષ્ટ્રીય કાયદાને ટકાવવા માટેના ભેખધારીઓ છે, તેઓ આ પડકારને માપી લે.

જેણે હકીકતોને પૂરી તપાસી છે તેવો કોઈ પણ એ પરિસ્થિતિથી ડઘાઈ ગયા વિના નહીં રહે કે, સરહદોના ઝઘડાના ઓઠા નીચે, ચીન પોતાની લશ્કરી તાકાતને બળે પોતાની સરહદના દક્ષિણના પ્રદેશોને આંચકી લેવા માગે છે. ન્યાયી અને અન્યાયી યુદ્ધોનો સિદ્ધાંત જ્યારે આંતરરાષ્ટ્રીય કાયદાના એક ભાગ રૂપ હતો ત્યારે પણ પ્રદેશલોભ અને વિસ્તારવાદની લાલસા યુદ્ધ કરવાનાં યોગ્ય કારણો કદી પણ ગણાયાં નથી. ચાલુ સદીની વીસીથી આક્રમક યુદ્ધને આંતરરાષ્ટ્રીય સમુદાયે ગેરકાયદેસર જાહેર કરેલ છે. કાયદો તદ્દન સ્પષ્ટ છે કે જ્યાં કોઈક સાચો ઝઘડો હોય ત્યારે પણ તેના ઉકેલ માટે લશ્કરી તાકાત વાપરી શકાય નહીં. ન્યાયી અને અન્યાયી યુદ્ધોના જૂના સિદ્ધાંતનો ઘણા વખત પૂર્વે ત્યાગ કરવામાં આવ્યો છે અને આંતરરાષ્ટ્રીય કાનૂનના વિકાસ સાથે તો તે કાળવ્યુત્ક્રમ થયો છે.

૧૯૨૭ના સપ્ટેમ્બરની ૧૯મીએ આક્રમક યુદ્ધને બહિષ્કૃત કરતો જે ઠરાવ પોલેન્ડે રજૂ કર્યો હતો તેને લીગ ઑફ નેશન્સની સામાન્ય સભાએ સર્વાનુમતે બહાલ રાખ્યો હતો. એ સર્વાનુમતે સ્વીકારાયું હતું કે આક્રમક યુદ્ધ આંતરરાષ્ટ્રીય ઝઘડાઓના સમાધાન માટેનું સાધન કદાપિ બની શકે નહીં. સને ૧૯૨૮માં છઠ્ઠા પાન-અમેરિકન સંમેલને પણ આ જ અભિપ્રાય વ્યક્ત કર્યો. તે પછી આવ્યો પ્રખ્યાત કીલૉગ-બ્રિઅન્ડ કરાર કે જે બીજી રીતે યુદ્ધત્યાગની સર્વમાન્ય સંધિને નામે પણ ઓળખાય છે. આંતરરાષ્ટ્રીય કાયદામાં આ કરાર સીમાચિહ્નરૂપ છે. સને ૧૯૩૯ સુધીમાં છત્રીસ રાજ્યો આ સંધિના પક્ષકાર બનેલાં. આ સંધિને સાચી રીતે જ ક્રાંતિકારક અગત્યવાળાં કાયદેસરના દસ્તાવેજ તરીકે વર્ણવવામાં આવે છે. યુદ્ધનો આશ્રય લેવો એ કેવળ શિકાર બનેલા વિરુદ્ધનું જ નહીં પરંતુ સમગ્ર આંતરરાષ્ટ્રીય સમુદાય વિરુદ્ધનું અપકૃત્ય છે. આ કરાર આંતરરાષ્ટ્રીય મતભેદોના ઉકેલ માટે યુદ્ધનો નિષેધ ફરમાવે છે અને તે માટે શાંતિમય સાધનોને પુરસ્કારે છે. આ કરારમાં નિયત કરેલા નિયમો આંતરરાષ્ટ્રીય કાયદામાં ચુસ્ત રીતે દાખલ કરવામાં આવ્યા છે, કે જેને પરિણામે તે લાગતા-વળગતા પક્ષને જ નહીં પણ બધાં જ રાજ્યોને બંધનકર્તા છે. નૂરેમ્બર્ગની સુનાવણી ટ્રીબ્યુનલે જાહેર કર્યું હતું કે આક્રમક યુદ્ધ આદરવું તે આંતરરાષ્ટ્રીય કાયદા અનુસાર ગેરકાયદેસર છે, જેઓ આવા ખતરનાક પરિણામોવાળા યુદ્ધની યોજના કરે છે કે આદરે છે તેઓ તેમ કરવામાં ગુનો કરે છે. આક્રમક યુદ્ધની યોજના, તૈયારી, પ્રારંભ કે યુદ્ધ આદરવું અથવા આંતરરાષ્ટ્રીય કરારોનો, સંમતિનો અને બાંહેધરીઓનો ભંગ કરવો તે શાંતિ વિરુદ્ધના ગુના તરીકે જાહેર થએલ છે. સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાએ અનેક ઠરાવો દ્વારા નૂરેમ્બર્ગ ચૂકાદાના મૂળભૂત સિદ્ધાંતોને સર્વાનુમતે મંજૂર રાખેલ છે એ વાત તો જાણીતી જ છે. આંતરરાષ્ટ્રીય કાનૂન કમીશને પણ સિદ્ધાંતોની શ્રેણી ઘડી છે જે નૂરેમ્બર્ગ ચૂકાદામાં સ્વીકારાએલા છે તે તદ્દન સ્વાભાવિક હતું; કારણ કે સંયુક્ત રાષ્ટ્રસંઘના સ્વરૂપે જ આંતરરાષ્ટ્રીય સંબંધોમાં પ્રાદેશિક

અખંડિતતા અથવા કોઈ પણ રાજ્યના રાજકીય સ્વાતંત્ર્યમાં બળના ઉપયોગ પર પ્રતિબંધ મૂક્યો.

બુડાપેસ્ટમાં મળેલા સંમેલન વખતે આંતરરાષ્ટ્રીય કાનૂનસંઘે કાયદાના ઇતિહાસની ફરીથી ચકાસણી કરી, અને તે તપાસનાં તારણોને ઠરાવોમાં સમાવી લીધાં. પ્રોફે. હડ્સન કે જે પાછળથી આંતરરાષ્ટ્રીય ન્યાયની અદાલતના ન્યાયાધીશ બન્યા, તેઓ એની મુસદ્દાઘડતર કમિટીના અધ્યક્ષ હતા. આ ઠરાવો અનુસાર, કૅલૉગ–બ્રિઅન્ડ કરારમાં સહી કરનાર કોઈ પણ સભ્ય, કરારનો ભંગ કરનાર વિરુદ્ધ તે રીતે કરારનો કે આંતરરાષ્ટ્રીય કાનૂનના કોઈ નિયમનો ભંગ કર્યાના આક્ષેપ વિના અલગતાનાં પગલાં લઈ શકશે. આક્રમણ કરનાર અને આક્રમણના ભોગ બનેલ રાજ્યની વિરુદ્ધ મદદ કરનાર રાજ્ય સામે, યુદ્ધ આક્રમિત રાજ્યને આર્થિક અથવા યુદ્ધના શસ્ત્રસરંજામ સહિતની બધી જરૂરિયાતો પૂરી પાડવી અને શસસ્ત્ર સૈન્યથી પણ સહાય કરવી એ રાજ્યનો હક્ક બને છે.

સને ૧૯૫૪ની ચીન-ભારત સંધિના મૂળભૂત પાયારૂપ સિદ્ધાંતોમાં અન્યોન્યની પ્રાદેશિક અખંડિતતા અને એકતા તથા સાર્વભૌમત્વ માટે પરસ્પર સન્માન રાખવું અને પરસ્પર અનાક્રમક રહેવું એનો સમાવેશ થયો હતો. પંચશીલ નામે ઓળખાતા આ સિદ્ધાંતોની બાન્ડુંગ પરિષદમાં ફરીફરી ઘોષણા થઈ હતી. ચીન જ્યારે બહારથી આ સિદ્ધાંતોની ઘોષણા કરતું હતું, ત્યારે વાસ્તવમાં તો તે આખો વખત આક્રમક યુદ્ધ કરવા માટેની યોજનાઓ અને તૈયારીઓ કરતું હતું. ચીન શાંતિ વિરોધનું ગુનેગાર છે. એ તો તદ્દન સ્પષ્ટ જ છે કે સત્તાના રાજકારણ માટે સૈન્યનો ઉપયોગ થઈ જ ન શકે, અને આક્રમણ તેનો ભોગ બનનાર માટે જ નહીં પણ સર્વસામાન્યપણે આંતરાષ્ટ્રીય સમુદાયને સ્પર્શતું નિમિત્ત બને છે. ચીને પોતાને કાનૂનભંજક અને જગતની શાંતિની ધમકીના ભય તરીકે પૂરવાર કરેલ છે. તેણે સંયુક્ત રાષ્ટ્રસંઘના સિદ્ધાંતો અને ધ્યેયને ફટકો દીધો છે, અને તેની નીતિ અર્ધવિકસિત અને વિકસતા જતા દેશોના સામાજિક-આર્થિક વિકાસને રુંધવાના ઇરાદાવાળી છે. આક્રમક યુદ્ધ દ્વારા મેળવેલી જીત આંતરરાષ્ટ્રીય કાયદાના ટાઈટલનો પાયો ન બની શકે, અને કાયદાને તોડનાર પોતે આંતરરાષ્ટ્રીય અહિત કરીને તેમાંથી કોઈ જ કાનૂની હક્ક પ્રાપ્ત ન કરી શકે. પ્રવર્તમાન આંતરરાષ્ટ્રીય કાનૂન કેવળ આક્રમણ દ્વારા પ્રદેશની પ્રાપ્તિ એ એક કાનૂની અશક્યતા છે.

ભારતીય પ્રદેશ પરનો ચીનનો દાવો નાપાયાદાર છે. આ બે દેશોની સરહદો નક્કી કરવામાં ઘણા પ્રાચીન કાળથી પરંપરાગત અને ઐતિહાસિક ઘણાં કારણો કાર્ય કરી ગયાં છે, કે જેને ચીનાઓ જૂઠાણું ગણે છે. ચીને આજે જે પ્રદેશો પર પોતાના હોવાનો દાવો કર્યો છે તેની માલિકી ભારતની છે તેનાં અનેક કારણો છે. પહાડોનાં શિખર અથવા પાણીનાં વહેણ એ કુદરતી સીમા છે. જ્યારે વ્યવહારના સાધનો વિકટ હતાં અને પહાડની એક બાજુના લોકો સાથે બીજી બાજુના લોકોનો મેળાપ દુષ્કર હતો ત્યારે પહાડો જ કુદરતી સરહદો નક્કી કરી આપતા. ચીન અને ભારતના એશિયાના પ્રાચીન દેશો છે અને તેમને જુદા પાડતી ભૌગોલિક પરિસ્થિતિનું અસ્તિત્વ કાળજૂનું છે. એ સારી રીતે સ્વીકારાએલું છે કે ઐતિહાસિક હકીકતો પર ભૌગોલિક હકીકતોની અસર પડે છે. સામીપ્યના અને નૈસર્ગિક એકતાના સિદ્ધાંતો પણ એ પ્રદેશોની માલિકીને ટેકો આપે છે. ઝઘડામાં પડેલા પ્રદેશો પર ભારત ઘણા લાંબા સમયથી શાંતિપૂર્વક પોતાનો કબજો ધરાવે છે. આ પ્રદેશોની બાબતમાં ચીને વર્તમાન વર્ષો સિવાય પૂર્વે કદી પણ ઝઘડો ઉઠાવ્યો નથી. પોલીસતંત્ર, ધારાકીય અને સ્થાનિક વહીવટ જેવી અનેક બાબતોમાં ભારતે આ પ્રદેશો પર પોતાનું સાર્વભૌમત્વ અનેક રીતે દર્શાવ્યું છે. ચીને અનેક કરારોમાં પાણીના વહેણના સિદ્ધાંતને સ્વીકાર્યો છે એ કેવળ કોઈ અકસ્માત સહઘટના નથી.

જ્યારે એશિયા અને આફ્રિકાએ સામ્રાજ્યવાદને ફગાવી દીધો છે અને વસાહતવાદ જ્યારે મૃતપ્રાય છે ત્યારે ચીન સામ્રાજ્યવાદી સત્તાનું સ્વરૂપ ધારણ કરે અને પડોશી રાજ્ય પર સત્તા જમાવવાનો અને ભયભીત કરવાનો જ નહીં, પણ લશ્કરી તાકાત અને દગો કરીને શાંતમય દેશોના પ્રદેશોને પચાવી પાડવાની પ્રવૃત્તિ કરે એ ખરે જ આશ્ચર્યકારક છે.

સને ૧૯૧૩માં તિબેટે ચીન સામે હથિયાર ઉગામ્યાં

અને પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું. તિબેટ અને ભારત વચ્ચેની સંધિમાં પારણમેલી સીમલા પરિષદની કારવાઈ ચીનને પણ બંધનકર્તા છે. તિબેટ અને ચીન વચ્ચેની ગાંઠ કે જેને ચીનના આધિપત્ય તરીકે વર્ણવવામાં આવી છે તે શિથિલ અને બિનઅસરકારક હતી. આ કહેવાતા આધિપત્યે તિબેટને બીજાં રાજ્યો સાથે પરદેશી સંબંધો બાંધતાં અટકાવ્યું નથી અને ભારત સાથે કરારથી જોડાવા માટે તિબેટ સર્વશક્તિમાન હતું. ઝઘડામાં પડેલા પ્રદેશોના ભારતના કબજાનો, કશા જાહેર વિરોધ વિનાનો ચીનનો સ્વીકાર, આ પ્રદેશો પરના પોતાના હકનો દાવો કરવા માટે, આંતરરાષ્ટ્રીય કાનૂનના સિદ્ધાંતો અનુસાર ચીનને બિનહકદાર ઠરાવે છે. ચીનાઓનું આ વલણ હિટલરની યાદ આપે છે. ચીનને નથી સત્ય અને કરારો માટે માન કે નથી આંતરરાષ્ટ્રીય કાયદા માટે. ચીન પ્રચારયુદ્ધમાં પરોવાયેલું છે અને એ હેતુ માટે પ્રચારની ટોળાંશાહીનો માર્ગ સ્વીકાર્યો છે. પણ એ નિશ્ચિત છે કે આખા જગતના મતના પીઠબળવાળી સંગઠિત પ્રજાની તાકાત અને દૃઢ નિર્ણય સામે પ્રતિકાર કરવામાં ચીન ટકી શકવાનું નથી. છેવટે તો તેણે કાયદાના શાસનને તાબે થવું જ પડશે, અને પોતાના આક્રમણનાં ફળ ચાખવાં પડશે. *

* આકાશવાણી, અમદાવાદના સૌજન્યથી.

*

# જાગ્રત લોકમત

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

['લોકશાહીના આધારસ્તંભો' શ્રેણીમાં અમદાવાદ-વડોદરા, રાજકોટ અને ભૂજ સ્ટેશનો પરથી તા ૧૪ ઑક્ટોબર ૧૯૬૮ને રોજ પ્રસારિત થયેલો આ વાર્તાલાપ આકાશવાણી, અમદાવાદના સૌજન્યથી સાભાર પ્રગટ કર્યો છે. —પુ. ગ. મા.]

લોકશાહી સરકાર એટલે લોકો વડે ચાલતી સરકાર એ મૂળભૂત વાત જો આપણે સ્વીકારીએ તો એવી લોકશાહી સરકારની નીતિરીતિ લોકમત પર આધારિત હોય એ મુદ્દો પણ આપણે માન્ય રાખવો રહ્યો. લોકો વડે ચાલતી સરકાર એટલે તમામ લોકો વડે નહીં પણ તમામ લોકોએ મુક્તપણે પસંદ કરેલા ચુનંદા પ્રતિનિધિઓ વડે ચાલતી સરકાર; અને તમામ લોકોની પસંદગી એટલે તમામ પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોએ વ્યક્ત કરેલી પસંદગી. એ જ રીતે, લોકમત એટલે તમામ લોકોનો મત નહીં, પણ તમામ રસ લેનાર ને જાણકાર લોકોનો મત.

રાજ્યની તમામ સત્તા લોકોમાંથી સ્ફુરે છે અને લોકોનાં કલ્યાણ માટે તે બધી સત્તા વપરાવી જોઈએ એવો ખ્યાલ લોકશાહીના પાયામાં રહેલો છે. લોકો પોતાનું કલ્યાણ શામાં છે એ સમજે છે એવી પણ શ્રદ્ધા એમાં રહેલી છે. લોકોને મારીમચડીને સારા બનાવવાનો હરખ એમાં નથી. લોકો ઉપર એમનું કલ્યાણ ઠોકી બેસાડવાનો આગ્રહ પણ નથી: લોકો પોતે જ પોતાનું કલ્યાણ જોવાનો, જાણવાનો, સમજવાનો પ્રયાસ કરે અને એનાં વિવિધ પાસાં રજૂ કરતા રહે! લોકહિતની આવી રજૂઆતના આધાર પર લોકશાહી સરકારની કામગીરી ચાલે.

વળી, જે કોઈ કામો સરકાર કરે તેમને વિષે લોકોને જે લાગણી થાય, પ્રત્યાઘાત પડે, વિરોધભાવ જન્મે તે બધું પણ લોકો નિર્ભયતાથી છતું કરે એ પ્રક્રિયા લોકશાહીમાં આવશ્યક અને આવકારદાયક મનાઈ છે. એ જ રીતે, સરકાર જે કોઈ કામો ન કરે અગર તો અધૂરાં કરે તો તે વિષે પણ લોકો પોતાની ટીકા-ટિપ્પણી કરતા રહે એ ઇષ્ટ ગણાયું છે. જાહેર પ્રશ્નો પરત્વે જનતા શું વિચારે છે અને ઇચ્છે છે, અને કઈ કઈ બાબતો જનતા નથી ચાહતી, તે જાણવા માટે લોકશાહી સરકાર ઉત્સુક હોય છે. એનો જ અર્થ એ કે, લોકમત પ્રમાણે રાજકાજ ચલાવવાની નેમ અને ધગશ જે સરકાર રાખે તેને લોકશાહી સરકાર કહી શકાય.

હવે લોકમત એટલે કોનો મત? લોકોનો મત એ લોકમત એવી સહેલીસટ વ્યાખ્યા આપી શકાય, પણ

તેથી કશો ખુલાસો થતો નથી. 'લોકો' એટલે કોણ? મત એટલે શું?—આ બે સવાલો તો એવા ને એવા જ ચાલુ રહે છે. જો સમગ્ર પ્રજાજનોનો સમાવેશ કરવા જઈએ તો તે અશક્યવત્ થઈ પડે છે; અને થોડા કે વધુ લોકોનાં પણ જાતજાતનાં મંતવ્યોને અને મનગમતા આગ્રહોને આપણે 'મત' અગર 'અભિપ્રાય' એવું કહેવા લાગીએ તો તે બધા મતોનો જાણે શંભુમેળો થાય છે અને એ બધાંનો મહાસાગર પણ બની જાય છે! એનું આકલન કેવી રીતે કરવું? એને કેવી રીતે અનુસરવું? સરકાર ગમે તેટલી લોકશાહીયુક્ત હોય તો પણ બધા જ લોકોના બધી જાતના મતમતાંતરોને તે પહોંચી વળી શકે નહીં!

એટલે, સહુ પ્રથમ આપણે 'લોકો' વિષે વિચાર કરવો જોઈએ. પ્રખ્યાત બ્રિટિશ રાજ્યશાસ્ત્રી લૉર્ડ બ્રાઈસે આ સંદર્ભમાં ત્રણ પ્રકારના લોકો વર્ણવ્યા છે: અભ્યાસી નિષ્ણાતો, જાણકાર રસિકજનો, અને સર્વસામાન્ય પ્રજાજનો. પહેલા વિભાગમાં, સ્વાભાવિક જ, બહુ થોડા લોકો હોવાના. જાહેર પ્રશ્નોનો જેઓ તલસ્પર્શી અભ્યાસ કરે અને એ વિષે સતત ચિંતન તથા લેખન કરે એવાં સ્ત્રીપુરુષોની સંખ્યા કોઈ પણ સમાજમાં ખૂબ મર્યાદિત રહેવાની. પરંતુ આવા વિચારશીલ લોકો જે કાંઈ લખે ને બોલે તે બધાંની વ્યાપક ને ઘેરી અસર સમગ્ર પ્રજા પર પડતી હોય છે. ઘણી વાર તો, આવા રાજકીય પંડિતોનાં જ્ઞાન–વિચાર અભિપ્રાયનું જ અમૃત પીને પ્રજાજનો પોતપોતાના અભિપ્રાયો બાંધતા હોય છે. હકીકતમાં, આવા અભિપ્રાયો થોડાક જ માણસોના હોય છે અને ઘણાઓએ તે અપનાવી લીધેલા હોય છે. બીજો વર્ગ તે, પ્રમાણમાં ઓછા સક્રિય પણ રાજકીય ને જાહેર પ્રશ્નોમાં ઉત્કટ રસ દાખવનારાં ભાઈબહેનોનો. આવાં રસિયાઓ બને તેટલું સાંભળે છે, ને મળે તેટલું વાંચે છે. એ બધા પરથી તેઓ પોતાનાં મંતવ્યો બાંધે છે. ત્રીજા ને છેલ્લા વર્ગમાં મોટા ભાગની જનતા સમાયેલી હોય છે. એ બધાં સામાન્યજનોને એમની રોજની ઘટમાળમાં જ ગૂંથાઈ રહેવું પડે છે. એમને કોઈ ખાસ તાલીમ મળેલી હોતી નથી, અને એમની પાસે ફુરસદ કે નવરાશની પળો પણ ઝાઝી હોતી નથી. આમ, લોકો વિષે વાત કરીએ ત્યારે આ પ્રકારે ત્રણ વિભાગમાં વહેંચાયેલા લોકો આપણી નજરમાં હોવા ઘટે.

એ જ પ્રમાણે મત અગર અભિપ્રાય શબ્દ વિષે પણ થોડી ચોખવટ કરી લેવી જોઈએ. મનન કર્યા બાદ જે મંતવ્ય આકાર પામે તે મત કે અભિપ્રાય કહેવાય; પરંતુ એકે–એક જાહેર પ્રશ્ન પર, દરેક શિક્ષિત માણસ પણ મનન કરે છે ખરો? કરે જ, તો કેટલું ને કેવી રીતે? પહેલી વાત તો એ કે એની પાસે હકીકતો નિર્ભેળ સ્વરૂપમાં અને પૂરેપૂરી અગર બની શકે તેટલી બધી ઉપલબ્ધ હોતી નથી. દરેક પ્રશ્નનાં જુદાં જુદાં પાસાં તપાસવાની ઈંતેજારી એ દાખવતો નથી. પ્રશ્નની વિવિધ દલીલો એ સમજવા માગતો નથી. વ્યવસ્થિત રીતે અને વૈજ્ઞાનિક પદ્ધતિથી એ વિચારી શકતો નથી. આ બધી બાબતો અગત્યની છે. એટલે, ઘણી વાર તો મત કે અભિપ્રાયને નામે વાસ્તવમાં તુક્કા કે તરંગો, કલ્પનાઓ કે માન્યતાઓ, પૂર્વગ્રહો કે દુરાગ્રહો, જીદ કે હઠ, લાગણીઓ કે લલકારો, ભાવના કે ભયભીત વલણો જ જ્યાં ત્યાં જોવા મળે છે.

આમ, લોકમત વિષે સ્પષ્ટ વ્યાખ્યા કરવી અઘરી છે. છતાં, લોકમત એટલે શું એની સૂઝ અને સમજ આપણને સહુને ઓછીવત્તી રીતે, આપણા પોતપોતાના અનુભવ અને સંજોગો મુજબ, હોય છે. કોઈ એક જાહેર પ્રશ્ન પર ઘણા લોકો લાંબો સમય એક સરખું કશુંક કહે ને રજૂ કરે તો તેના લોકમતની અવગણના કરવાનું લોકશાહી સરકારને પાલવશે નહીં. 'પાંચમુખે પરમેશ્વર' એવી આપણી જૂની કહેવત છે. પાંચ ડાહ્યા લોકો કે પાંચ સારા લોકો એવો ખયાલ પ્રાચીન કાળમાં હશે. આજે પાંચ નહીં પણ પંચાણુ લોકો એમ આપણે માનીએ છીએ; કારણ કે આજે આપણે સહુ લોકશાહી યુગમાં જીવીએ છીએ અને ઘણાખરા લોકો મૂલત: સારા અને ડાહ્યા છે એવી આપણી શ્રદ્ધા છે.

સરકાર કોઈ બાબત પરત્વે કાયદો કરે તે પહેલાં એ વિષે ખરડો રજૂ કરે છે. એ ખરડો અમુક પૂર્વસૂચિત નીતિ પર આધારિત હોય છે. એ નીતિ લોકસંમતિ પામેલી હોય છે. પરિણામે, જે કાયદાઓ ઘડાય તેનું પાલન પ્રજા કરી શકે છે, અને પ્રજા પાસેથી એનું પાલન કરાવી શકાય છે. લોકમત આગળ હોય અને

સરકાર પાછળ ચાલે ત્યારે સામાજિક ને રાજકીય વ્યવહાર ઘણો સુગમ થઈ પડે છે. કેટલા ય પ્રશ્નોની ચર્ચાવિચારણા સહુ પ્રથમ, અને વર્ષો કે દસકાઓ સુધી, લોકોમાં અવિધિસર રીતે થતી હોય છે; અને એ પરથી પછી સામાજિક વર્તનનાં ધોરણો અને નિયમનો રાજ્ય નક્કી કરે છે. આ અર્થમાં, લોકમત એ પહેલ કરનારું પરિબળ છે.

માટે, લોકમત વ્યક્ત થઈ શકે એ પ્રકારનું મોકળાશ ભર્યું વાતાવરણ સમાજમાં હરહંમેશ હોવું ઘટે. રાજ્યની જવાબદારી એ છે કે એણે લોકમતની રજૂઆત નિર્બંધ રીતે થવા દેવી અને એ માટેનાં જરૂરી પગલાં લેવાં. કોઈ પણ નાગરિક જાહેર પ્રશ્નો વિષેનો પોતાનો અભિપ્રાય છૂટથી કહી-લખી શકે એવી જોગવાઈ અને સંભાળ રાજ્યે લેવાની છે. તેથી જ, લોકશાહી દેશોમાં આ મૂળભૂત મુદ્દાને રાજ્યના બંધારણમાં જ મૂકવામાં આવ્યો છે. દરેક નાગરિકને વ્યાપક સંદર્ભમાં સર્વગ્રાહી સ્વાતંત્ર્ય છે જેની રૂએ તે તેના આત્માના અવાજ પ્રમાણે અને એની પોતાની સમજ-બુદ્ધિ મુજબ તથા એને ઉપલબ્ધ હકીકતો–માહિતીને આધારે વિચાર કરવાનું, ભાષણ–વાર્તાલાપ દ્વારા તેને વ્યક્ત કરવાનું, લેખ–પુસ્તક મારફત તેને રજૂ કરવાનું સ્વાતંત્ર્ય ઉપભોગી શકે છે.

પરંતુ, બંધારણીય જોગવાઈ હોય તે પૂરતી નથી. બંધારણમાં આ વાત મૂકીને તો સરકાર પર લગામ મૂકી છે. બંધારણ સરકારની ઉપરવટ છે. એટલે, બંધારણે લક્ષેલા હક્કને કોઈ સરકાર અવગણી કે નકારી ન શકે. પરંતુ, બંધારણે જે સ્વીકાર્યું છે તેને પ્રજાજનોએ વાસ્તવમાં અમલી કરી બતાવવાનું છે. એટલે, પ્રજા પોતે જાગ્રત હોય, સાવધ અને ચકોર રહે, પોતાના હક્કનો સુયોગ્ય ઉપભોગ કરવાને તત્પર જણાય એ બહુ જરૂરી છે. પ્રજા જો આળસમાં પડી ગઈ તો બંધારણીય જોગવાઈ અર્થહીન બનતાં વાર નહીં લાગે. પ્રજા જો કુંભકર્ણની નિદ્રામાં પોઢી ગઈ તો બંધારણે બક્ષેલું સ્વાતંત્ર્ય શૂન્યવત્ બની જશે. એટલે, પહેલવહેલી ફરજ પ્રજાની એ છે કે એણે જાગતા રહેવું જોઈએ. અને, કોક વાર કે અવાર નવાર જાગતા રહીને પણ નહીં ચાલે; સતત જાગ્રત રહેવું પડશે. સ્વાતંત્ર્યની કિંમત શાશ્વત જાગ્રતિ વડે ચૂકવવી પડે છે.

પ્રશ્ન નાનો હોય અને દેખીતી રીતે નજીવો લાગતો હોય, પણ તેના તરફ પણ બેધ્યાન રહીને નહીં ચાલે. અન્યાય અલ્પશો લાગતો હોય, પણ એની સામે ય તરત અને સંપૂર્ણ સભાનતાથી પ્રતિકાર કરવો જોઇશે. ઘણી બધી વાર, નાના નાના લાગતા પ્રશ્નો ને અન્યાયો, વગેરે તરફ બેદરકાર રહેવાથી જ પ્રજા વધુ ને વધુ પરાધીન અને પાંગળી બનતી જાય છે, અને સરકારોની સત્તા પછી વધુ ને વધુ જામતી જાય છે.

વળી, જાગ્રત લોકમત એટલે જવાબદાર લોકમત! લોકશાહી દેશોમાં નિયત સમયે સાર્વત્રિક ને સામાન્ય ચૂંટણીઓ થાય છે ત્યારે જ લોકમત સંભળાય એવું ન બનવું જોઈએ. જાગ્રત લોકમત તો રોજ ટીપાતો ને ઘડાતો જાય! ખરેખર જોઇએ તો, ચૂંટણીઓ વચ્ચેના ગાળામાં જ લોકમતની સતત અને સંગીન અભિવ્યક્તિની સવિશેષ અપેક્ષા હોય છે. સરકાર અને વિરોધ પક્ષો વચ્ચેની વાતચીત જેમ લોકશાહીમાં હંમેશ ચાલવી જોઈએ તેમ સરકાર અને પ્રજા વચ્ચે તથા ખુદ પ્રજાજનોની અંદર પરસ્પર સંવાદ અને વાદવિવાદ સતત ચાલુ રહેવો જોઇએ. એમ થાય તો જ, લોકોની ઇચ્છાઓ ને આકાંક્ષાઓ તથા માગણીઓ ને માન્યતાઓ જાણવા માટેની મહત્તમ અનુકૂળતા મળી રહે. વિવિધ પ્રજાજનો એકબીજા જોડે વાત કરે, સંભાષણ કરે ત્યારે તેઓ સહુ સમાન ભૂમિકાની અને સત્યની પણ નજીક આવવાની શક્યતા વધે છે. કોઈ માણસ ગમે તેટલો મહાન હોય તો પણ એનું દર્શન સંપૂર્ણ કે સત્યપૂર્ણ હોવું અસંભવિત છે; સહુના સમાગમથી અને સહુને સાંભળીને એનું એવું દર્શન વધુ સારું અને સાચું બની શકે છે.

લોકમત અનેક રીતે વ્યકત થાય છે. છાપાંઓ, સામયિકો, લેખો દ્વારા એ રજૂ થાય છે; ભાષણો, વાર્તાલાપો, જ્ઞાનચર્ચાઓ અને પરિસંવાદો તથા પ્રશ્નોત્તરીઓ મારફત એ વ્યકત થાય છે; રેડિયો અને ટેલિવીઝન સહિત તમામ પ્રકારનાં આધુનિક સાધનો અને મંચ દ્વારા એ રજૂ થાય છે; ધારાસભાઓમાં અને સુધરાઈઓમાં, પાર્લમેન્ટમાં અને પંચાયતોમાં તો એ પ્રભાવશાળી રીતે રજૂ થાય છે જ; જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં સામાજિક

વ્યવહારની સપાટીએ જે કોઈ વાણી-વર્તન થાય છે તે મારફત પણ લોકમત વ્યક્ત થતો હોય છે. તેથી, જેમ જાગ્રત લોકમતની બહુ જરૂર છે તેમ જ, લોકમત વ્યક્ત થવા માટેની મોકળાશ અને સ્વતંત્ર આબોહવાની પણ ખૂબ જરૂર છે. અમુક દેશમાં લોકશાહી છે કે નહીં, અને હોય તો કેટલે અંશે છે એ જો જોવું હોય તો તે દેશમાંની લોકમત-ઘડતરની અને લોકમતની અભિવ્યક્તિ કરનારી આ પ્રકારની સંસ્થાઓ જુઓ! જે સરકાર પોતાના પ્રદેશમાંના અખબારો-રેડિયો તથા વિવિધ પક્ષો-પ્રવાહોને બનતી મહત્તમ કક્ષાએ મુક્ત રાખે છે ત્યાં જ લોકશાહી વસે છે. મુક્ત અભિપ્રાયોની રમઝટ જ્યાં મંદ પડી કે અટકી ત્યાં લોકશાહી માટે વળતાં પાણી શરૂ થયાં જ સમજો! પ્રજાને અખંડપણે અને મુક્તપણે માહિતી-હકીકતો મળ્યાં કરે તો બધું હેમખેમ છે અને લોકશાહી માટે ત્યાં સબસલામત જેવી આબોહવા છે એમ સમજવું.

બધી વાતનો સાર હમણાં કહ્યો તેવો છે, છતાં એક અગત્યનો મુદ્દો છેલ્લે સ્પર્શવો રહ્યો. લોકમત દરેક વખતે સાચો જ હોય એવું નહીં કહી શકાય; લોકમત પ્રત્યેક પ્રસંગે આગળ જ રહે એવું પણ માની નહીં શકાય. વળી, લોકમતનો લોકશાહી સરકાર પર પ્રભાવ પડે એનો અર્થ એવો નહીં કે લોકશાહી સરકાર હરકોઈ પળે લોકમત હેઠળ દબાતી કે મૂંઝાતી રહે! પ્રસંગોપાત્ત પ્રજાને અને પ્રજાના અભિપ્રાયો-મતોને પણ ઘડવાનું તથા તેમને યોગ્ય વળાંકો અને સુરેખ આકાર આપવાનું કાર્ય લોકશાહી સરકારે કરવું પડે છે. લોકોના મતથી લોકશાહી સરકાર રચાય છે અને લોકોના અભિપ્રાયો વડે તે કાર્ય કરે છે એ જેટલું સાચું છે તેટલું જ લોકોનાં મંતવ્યો સાચી દિશામાં બંધાવા માટે લોકશાહી સરકાર લોકોને માર્ગદર્શન આપે છે એ પણ સાચું છે. ઘણી વાર અપ્રિય થઈને અને કયારેક સત્તાત્યાગ કરીને પણ લોકશાહી સરકારે આવો સ્વધર્મ બજાવવો પડે છે. આમ, લોકમતની પણ મર્યાદા હોય છે, અને લોકમત પણ કયારેક-ખાસ કરીને અતિ ગતિશીલ સામાજિક સંજોગોમાં ને સંઘર્ષો તથા કટોકટીમાં-અધૂરો જણાય છે ને પાછો પડતો લાગે છે એ વાત આપણે કબૂલ રાખવી રહી.

સુરાજ્ય કરતાં સ્વરાજ્ય હર કોઈ ક્ષણે હજાર દરજ્જે સારું અને આવકારદાયક છે; અને, સ્વરાજ્યની એક મોટી કસોટી જાગ્રત ને જવાબદાર લોકમત છે. લોકશાહીનો આધાર લોકશક્તિ પર છે. લોકશક્તિની માત્રા લોકમતની નિરંતર ને નિરોગી અભિવ્યક્તિ પર અવલંબે છે. મોટા ભાગની પ્રજા જ્યારે સહિષ્ણુતાથી, સમજદારીથી અને શાણપણથી બોલેચાલે છે ત્યારે લોકમત અસરકારક બને છે અને લોકશાહી મજબૂત થાય છે.

*

"The presence in the nation of many vigorous minds, constructive and critical, constantly occupied in the public discussion of the current problems of statesmanship. These are the minds already referred to as constituting that first and relatively small class which makes Opinion.

The preponderance in the rest of the nation of men of the second, as compared with men of the third, of the three classes aforesaid, i e. persons whose sense of civic duty makes them give steady attention to public affairs, and who bring to their consideration a fair judgment and an insight into character which, unseduced by the demagogue, respects uprightness and capacity in the leader who has given proof of these qualities.

In countries like France, the United States, and Britain, men of the first class are never wanting. But a nation needs something more than the intellectual guidance which such men can give. Among them there must also be leaders of a firmness which will face opprobrium and defend causes for the moment unpopular. The chief defect of public opinion is its tendency in times of excitement to overbear opposition and silence the voices it does not wish to hear. Courage is the highest and perhaps the rarest quality among politicians. It is specially needed in democratic countries."

[*Modern Democracies*, Vol. I. p.182] — Lord Bryce

*

# સાહિત્ય·સંગીત·કલા



### ગોરજ ટાણે/મનહર તળપદા

ધૂળી ચઢે પાદરને સીમાડે
ને આભ આખું અવ આંધળું ભીંત
લીલી ભરીને સીમ આખી બાવલે
ધસે અહીં શાં પૂર પ્રીતઘેલાં.
ટીંબા ઊભા પથ્થરના તળાવે
ભભૂત ચોળી નિજ ભવ્ય ભૂતો
કેરી, પ્રસાવે પડછંદ હાસ
ખાંડા તણા ગેબી સૂરો જગાવી.
ને ચોતરે પીપળમાં ઝળુંબી
ધજા રહી પીરની સાવ શ્વેત,
કૈં કેટલાં વર્ષ વીતી ગયેલાં
ફ઼ૂકીં રહે આજ સૌ ખૂનભીનાં.
મરી ગયા સૂરજને ચીરંતા
ડંકા પડે શંભુ તણા જીર્ણ દે'રે,
ઘેરી લઈ ગામને ફ઼ાંટ માંહીં
અંધાર, ત્યાં તરફ઼ડી લટકી રહે છે
ચીસોપરે, હૃદયકંપ, શિયાળવાંની.

### કંટકો/'ઝાહિદ' શિનોરવાળા

નજદીક આવી ઝૂલતા પવને રહ્યા આ પલ્લવો;
કરતી કળી કો' હેરિયાં; સહુ નીરખે છે કંટકો.

ગુલઝારમાં મ્હેકી રહી નમણી સવારો કોઈની
પણ સ્પર્શશો ના, ફૂલનાં દલની તળે છે કંટકો.

વન કંટકોનું જોઉં છું ગુલઝાર જ્યાં જ્યાં હોય છે;
ગુલ એ જુએ છે: કંટકો પર ડંખ દે છે કંટકો.

ગમગીનતા ફૂલો તણી પણ નીરખી નજરોનજર;
પગરવ સુણીને કોઈનો, કુરનિશ ભરે છે કંટકો.

મધરાત કોઈ ચાંદની લઈને પ્રવેશી બાગમાં;
મદિરા સુગંધીની પીને, પડખે ઢળે છે કંટકો.

### છ હાઇકુ/મફત ઓઝા

વ્હેલી સવારે
સૂરજ પાડે સાદ
કૂકડે કૂક.

ધખ્યા બપોરે
ઊંટના લાંબા હોઠે
રણ રઝળે.

અષાઢ માસે
મેઘો આસન માંડે
મોરને પીંછે.

તળાવ પાળે
મૃત દેડકો, ગયા
વર્ષાનાં ગીત.

સૂકી ડાળીએ
બેસી ઘુવડ જુએ
સૂરજ કાળો.

કાદવ મધ્યે
મહિષી પીઠે બેસી
મેઘ મલકે.

# યુગનાદની કવિતા*

**પ્રવીણ દરજી**

લોકહૃદયને નચાવનારા કવિઓમાં મેઘાણી એક અને અનન્ય છે. નિમ્નવર્ગના હૃદય સુધી મેઘાણીની કવિતા પહોંચી શકી છે. પ્રજાએ આ કવિતાને એકી અવાજે પ્રશંસી છે, અને એની વાહ વાહ કરી છે. તથાપિ, કવિતાના માનદંડ તરીકે આપણે આ કારણને વાજબી લેખીશું નહિ. કવિ મેઘાણીનું મૂલ્યાંકન છેક અત્યાર સુધી, કંઈક અંશે કાવ્યેતર સંદર્ભો-ને આગળ ધરી કરવામાં આવ્યું હોય તેવી છાપ તદ્દવિષયક વિવેચનો વાંચતાં લાગે છે. અલબત્ત, એક રીતે તો ત્રીશીના બધા જ કવિઓનાં મૂલ્યાંકન પરત્વે પુનર્વિચાર કરવાનો સમય પાકી ગયો છે. મેઘાણી સમેત આ ગાળાના બધા જ કવિઓ ઉપર મુખ્યત્વે, બે-ત્રણ અસરો જોઈ શકાય છે. એમાં ગાંધીજીકથિત આદર્શો-ભાવનાઓનો મોટો ફાળો છે. એક રીતે ગાંધીજી-પ્રેરિત જાગૃતિએ સર્જકોને નવી દૃષ્ટિ પૂરી પાડી, તો સર્જકોની દૃષ્ટિને સીમિત પણ કરી છે. બહુધા સર્જકો આ ભાવનામાંથી મુક્ત થઈ, નિયત પરિઘમાંથી ઊંચકાઈ આવ્યા નથી, એમાં ને એમાં પૂરાઈ રહ્યા છે. એટલે તત્કાલનું મોટાભાગનું કાવ્ય-નવલકથા-વાર્તા-એ બધું સાહિત્ય એક જ ખાણની માટી જેવું લાગે છે. દલિત-પીડિતો તરફની સહાનુભૂતિ તાર સ્વરૂપે પ્રકટી છે, પણ એ બધામાં અનુભૂતિની સચ્ચાઈ કેટલી? અને દેખા-દેખી, ચીલાચાલુ તેમજ પરાયું-ઊછીનું કેટલું? એ પ્રશ્ન વિચારવાનો રહે છે. Social Consciousness તો પ્રત્યેક કાલના સર્જકોમાં રહી છે અને રહેવાની. જે હોવી અનિવાર્ય પણ છે. કોઈ પણ સર્જક સમાજથી પરાઙ્મુખ ન થઈ શકે, કે સમાજનો છેદ ન ઉરાડી શકે. સમાજ તરફના એના ધર્મમાં એનું કવિકર્મ ભૂલાવું ન જોઈએ. મહત્ત્વનો પ્રશ્ન તો એ આખો સામાજિક સંદર્ભ કાવ્યમય બન્યો છે કે કાવ્યથી પૃથક રહ્યો છે તે છે. કવિ સમાજાભિમુખ ભલે રહે, શરત એટલી કે એ સમાજ એના કાવ્યમાં ઓગળી જવો જોઈએ. જેના કાવ્યમાં સમાજ ઓગળીને-એકરૂપ થઈને આવે છે તે કવિ નિઃશંક માનનો અધિકારી ઠરે છે. આધુનિક રશિયન કવિ યેવતુશેન્કો પણ આવા કવિઓની હિમાયત કરે છેઃ Only those are born poets in whom the proud spirit of civic sense is in ferment. પણ ત્રીશીની કવિતામાં કાવ્ય મોટે ભાગે પાછળ રહી ગયું છે, ને missionary zealનું તત્ત્વ પ્રધાન બની ગયું છે. ગાંધીજીની પ્રબળ અસર ઉપરાંત સામ્યવાદ, બંગાળી સાહિત્યની—ખાસ કરીને રવીન્દ્રની—અસર; તેમજ અરવિંદાદિ વિચારકોની વિચારધારા ગૌણ અસરો રૂપે જોઈ શકાય છે. મેઘાણી-નાં કાવ્યોમાં એક વધુ અસર વરતાય છે તે લોક-સાહિત્યની. લોકસાહિત્યનો પાશ એમની કવિતાને સારા એવા પ્રમાણમાં લાગ્યો છે. એમના કવિ મિજાજનાં, એમની બાનીમાં, એમના ઢાળોમાં લોકસાહિત્ય બરાબર ઘૂંટાઈ ગયું છે. 'યુગવંદના' મેઘાણીના કાવ્યસંગ્રહોમાં અગ્રસ્થાને બિરાજે તેવો કાવ્યસંગ્રહ છે. એમાં કવિ મેઘાણીનું, એમની સિદ્ધિ-અસિદ્ધિ સાથેનું સાથેલાગુ દર્શન થાય છે. ત્રીશીના નાદને 'યુગવન્દના'ની કવિતા કેટલે અંશે ઝીલી શકી છે, એમાં યુગનાદની સાથે કાવ્યત્વ કેટલું ખીલ્યું છે, તે જોઈએ.

'યુગવન્દના'ની પ્રસ્તાવનામાં કવિએ નમ્ર કબૂલાત કરી જણાવ્યું છે કે-'કોઈ ચિરંજીવી કાવ્યતત્ત્વથી પ્રેરાયેલી નહિ પણ ચાલુકાળનાં જ બળોએ સ્ફુરાવેલાં સમયજીવી ગીતો આમાં પ્રધાન સ્થાને છે.' એટલે આ કાવ્યો 'સમયજીવી' છે, સાથે સાથે તે કોઈ 'ચિરંજીવી કાવ્યતત્ત્વથી પ્રેરાયેલ નથી' તે દીવા જેવી સ્પષ્ટ વાત છે. વળી આ 'સમયજીવી' ગીતોના વસ્તુ કે ભાવને ચકાસવા, કવિશ્રીના 'એકતારો'ના આત્મનિરીક્ષણમાંની બીજી કબૂલાત પણ ખપમાં આવે તેવી છે. એ લખે છેઃ 'પીડિતો-દુઃખિતોનાં પદો ઘણાંએ ગાયાં છે, મેં પણ

*'યુગવન્દના'-ઝવેરચંદ મેઘાણી (કાવ્યસંગ્રહ). પ્રથમ આવૃત્તિ. પ્રકાશન સાલ ૧૯૩૫. કિંમત ચાર રૂપિયા. પૃષ્ઠ સંખ્યા ૨૦૭. પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ-૧



8-3 Oct 68

ગાયાં છે. એમાંનાં કેટલાંક પરભાષામાંથી મેં જેમ આપણી ભાષામાં ઉતાર્યાં છે, તેમ બીજાં કેટલાંક જેને વ્યવહાર વાણીમાં મૌલિક નામે ઓળખવામાં આવે છે, તે પણ વસ્તુતઃ મૌલિક નથી–એટલે કે તેના મૂળ રચનારનાં પોતાના પીડિતપણામાં નથી બાઝેલાં. પર ભૂમિમાં ઊગેલ રોપાઓને પોતાના આંગણે લાવીને રોપનાર માણસની માફક, પરપીડનનાં સંવેદનોમાંથી ઉદ્ભવેલા એ ભાવોને મેં મારી કલ્પનાભોમમાં માત્ર રોપ્યા છે......કવિતાકાર એ સંવેદનોના સીધા પરિ-સહનાર તરીકેનો દાવો કરી શકે નહિ.'

કાવ્યમાં વ્યક્ત થયેલો ભાવ કવિનો નિજી હોય કે પરાયો હોય; એ સંવેદનો પોતીકાં હોય કે ઉછીનાં હોય, તેની સાથે આપણને કોઈ નિસ્બત ન હોવી જોઇએ. કાવ્યમાં જ્યારે જ્યારે સંવેદન વ્યક્ત થાય છે ત્યારે ત્યારે એ સંવેદન કવિનું પોતાનું કેટલે અંશે થઈ શક્યું છે, એ સંવેદનને એ પોતાનું કેટલે અંશે કરી શક્યો છે, એ મહત્ત્વનું છે. કવિ પર સંવેદનોને પોતાની કલ્પનાભોમમાં ભલે રોપે, પણ કવિ એ સંવે-દનોને પોતાની કલ્પનાભોમમાં રોપે એ જ બસ નથી, એ સંવેદનો એની કલ્પનાભોમમાં અંકુરાવાં જોઈએ, જીવતાં રહેવાં જોઈએ, કરમાઈ જાય કે બીજાએ બહાર-થી લાવીને રોપ્યાં છે એવું તો ન જ લાગવું જોઇએ. 'યુગવંદના'ના પાંચ ખંડોને કવિશ્રીની કબૂલાતના સંદર્ભ-માં ક્રમશઃ જોઈએ.

૧. 'યુગવન્દના'ના પહેલા ખંડમાં લગભગ ચોવીશેક કાવ્યોનો સમાવેશ થયેલો છે. સંગ્રહના મોટા ભાગનાં કાવ્યો આમ તો યુગના વંદન-સ્તવન રૂપ છે, તથાપિ, આ ખંડમાંના બધાં જ કાવ્યોના વિષય સ્વાતંત્ર્યપ્રાપ્તિ, સ્વાતંત્ર્ય માટેની જાગૃતિ, સ્વાતંત્ર્ય માટેનો ઉદ્બોધાદિ રહ્યાં છે. આમાં ત્રણેક કાવ્યો ગાંધીજી વિષયક છે. 'શિવાજીનું હાલરડું'નું કથાનક ઐતિહાસિક છે, છતાં સમકાલીન યુગાનુભૂતિને લક્ષતું એ કથાનક છે. એટલે એને આ ખંડમાં મૂક્યું છે તે ઠીક થયું છે. આ સિવાયનાં અવશિષ્ટ રહેલાં કાવ્યોમાં આશરે અડધાં જેટલાં પ્રેરિત–અનૂદિત છે. આ કાવ્યો વાંચતાં આલસ્યને ખંખેરી નાખવા, દેશીજનોને ઉદ્યમ કરવા માટે શીખ આપતાં નર્મદનાં 'જોસ્સા'વાળાં કાવ્યો આંખ આગળ તરવરી ઊઠે છે. નર્મદની પેઠે અહીં પણ 'જોસ્સો' કેટલે અંશે કાવ્યમાં પરિણમ્યો છે તે જોવાનું રહે છે.

'કસુંબીનો રંગ'માંની કસુંબીનો રંગની image પહેલી નજરે આકર્ષે તેવી રોચક છે, બાકીની પંક્તિઓ અસરકારક બનતી નથી. 'ઝાકળબિંદુ' રવીન્દ્રની The dewdrop wept and said......my life is all tear. એ પંક્તિ ઉપરથી પ્રેરિત કાવ્ય છે. આ પ્રાકૃતિક કાવ્યની અંતિમ પંક્તિઓમાં કવિ ચિંતન તારવવા ગયા છે, પણ ચિંતન કાવ્યમય બની શક્યું નથી. 'સ્વપ્ન થકી સરજેલી', 'તોય મા તે મા', 'પરા-જિતનું ગાન' આદિ સામાન્ય કોટિનાં જ કાવ્યો રહ્યાં છે 'સ્વતંત્રતાની મીઠાશ'ની કેટલીક પંક્તિઓની મીઠાશ નોંધપાત્ર છે:

છૂપ્યા ચંદ્ર–સૂરજ તારલા, મધ સાગરે મારી નાવડી,<br>
ત્યાં યે જોઉં દૂર ઝબૂકતી, તારા દ્વારની ઝીણી દીવડી.

'નવકહેજો', 'ઊઠો', 'છેલ્લી પ્રાર્થના', 'વિદાય', 'આગેકદમ', 'શિવાજીનું હાલરડું' અને 'છેલ્લો કટોરો' આ ખડનાં સ–રસ કાવ્યો છે. પ્રસ્તુત કાવ્યોમાં કવિની સ્વાતંત્ર્ય પ્રીતિ, કવિનો દેશપ્રેમ, રાષ્ટ્રને જાગૃત કરવાની કવિની તમન્ના એ સર્વ કાવ્યોચિત ઉદ્ગાર બનીને આવ્યાં છે કેટલાંક અનુવાદિત કાવ્યોમાં પણ કવિ પરનાં સંવેદનો આત્મસાત્ કરી શક્યા છે, અને કાવ્ય નીપજાવી શક્યા છે. અલબત્ત, આવું પ્રશસ્ય કાવ્યત્વ થોડાંક કાવ્યોમાં, થોડીક પંક્તિઓ પૂરતું જ છે. 'ઊઠો' કાવ્યમાંની અંતિમ ચાર પંક્તિઓ અને 'વિદાય' કાવ્યની આરંભની ચાર પંક્તિ-ઓ આના ઉદાહરણ રૂપે આગળ ધરી શકાય તેવી છે. 'આગેકદમ' ની કેટલીક પંક્તિઓમાં અનુભૂતિનો ઉદ્રેક ઉત્તમ કાવ્ય રૂપે ઝિલાયો છે.

આગે કદમ: દરિયાવની છાતી પરે;<br>
નિર્જન રણે, ગાઢાં અરણ્યે, ડુંગરે;<br>
પંથે ભલે ઘન ઘૂઘવે કે લૂ ઝરે;

'છેલ્લો કટોરો' એક પ્રસંગ કાવ્ય છે. એમાં પ્રસંગ જેટલો અસરકારક છે, તેટલું જ કાવ્ય પણ અસરકારક બની શક્યું છે. કાવ્ય-ભોગીઓ માટે એ આનંદની બિના છે.

૨. 'પીડિત દર્શન' વિભાગમાં લગભગ સોળેક કાવ્યો

સંગૃહીત થયેલાં છે. આમાંનાં પાંચેક કાવ્યો ભાષાંતરિત છે.

'દીઠી સાંતાલની નારી' એક સુંદર શબ્દચિત્ર છે. પણ કાવ્યનો અંત કવિની ભાવના પરસ્તીને કારણે વરવો લાગે છે. 'કોદાળીવાળો' આના કરતાં કંઈક અંશે ચડિયાતું લાગે તેવું કાવ્ય છે 'કેદીનું કલ્પાંત', 'કાળ-સૈન્ય આવ્યો', 'ફાગણ આવ્યો', 'વૈશાખી દાવાનળ', 'કવિતને કેમ ગમે', 'બીડીઓ વાળનારીનું ગીત', 'દૂધ વાળો આવે' આદિ કાવ્યોમાં કવિતા ખોળવાનો ઉદ્યમ કરનારને હતાશ થવું પડે તેમ છે. સમકાલીન જમાનાના કવિઓ દલિત-પીડિત વર્ગના મુખ થઈ ને કરવાનું પણ લઈ ને બેઠા હતા. એ પછી કોદાળીવાળા ઉપર કાવ્ય લખે કે બીડીઓ વાળનાર ઉપર કાવ્ય લખે, બધા પાછળ-નો આશય માત્ર ઉદ્ભૂત થયેલા નિમ્ન વર્ગની અવદશા વ્યક્ત કરવાનો જ હતો. વર્ગવિગ્રહનાં આ કાવ્યોમાં કેટલાંક કાવ્યો સુન્દરમ્ કૃત 'કોયા ભગતની કડવી વાણી'નું સ્મરણ કરાવે તેવાં છે. આ ખંડનું 'અમે'માં કવિનો કટાક્ષ ધારદાર બન્યો છે— અખાના જેવો. 'વિરાટ-દર્શન'માં સમગ્ર યુગના અમળાટને ઝિલવાનો પ્રયત્ન કર્યો છે. વિષાદના ધુમ્મસમાં પણ કવિની નજર શ્રદ્ધાના કિરણ ઉપર મંડાયેલી રહી છે :

> અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
> સાગરથી ગિરિવરથી, સુણી સાદ આવ્યાં.
> નૂતન શક્તિને ભાન, ગાતા શ્રદ્ધાનું ગાન,
> માનવને મુક્તિ દાન દેવા સહુ આવ્યાં.

'વિશ્વશાંતિ'કાર શ્રી ઉમાશંકરના—'ત્યાં દૂરથી મંગલ શબ્દ આવે—' આદિ શબ્દોમાં આ પ્રકારની જ શ્રદ્ધા જોવા મળે છે.

૩. 'કથા ગીતો'ના ત્રીજા ખંડમાં આઠેક કાવ્યોનો સમાવેશ થયેલો છે. આમાંના એકાદ કાવ્ય સિવાય લગભગ બધાં જ અનૂદિત કાવ્યો છે, 'અભિસાર' રવીન્દ્રના એક કાવ્યનો અનુવાદ છે, છતાં એમાંની કેટલીક પંક્તિઓ હૃદયંગમ છે :

> ઓચિંતાં આભ ફાડે લસલસ વીજળી જીભ ઝૂલંત કાઢ્યું,
> કમ્પી ઊઠી ભયેથી રમણી રજની—અંધાર એ ઘોર વચ્ચે;
> વાવાઝોડું જગાવી પવન પ્રલયના શંખ ફૂંકે કરાલ
> આભેથી વજ્ર જાણે ખડખડ હસતું મશ્કરી કો'ની માંડે.

પ્રસ્તુત પંક્તિઓ મેઘાણીની વર્ણનશક્તિના દ્યોતક સમી બની ગઈ છે. જો કે સમગ્ર કાવ્યમાં કથાતત્ત્વ જ વિશેષ છે. કાવ્યનું ગ્રથન પણ શિથિલ છે. 'વીરવંદો' પણ લગભગ આ પ્રકારનું જ રહ્યું છે. 'સૂના સમદરની પાળે' અને 'કોઈનો લાડકવાયો' એ બંને સમર્થ અનૂદિત કાવ્યો છે. મેઘાણીની કલમને નિજી રીતે વિહાર કરવા કરતાં પરાશ્રયે રહી વિહાર કરવાનું વધારે ફાવતું હોય તેમ આવાં કાવ્યો ઉપરથી લાગે છે. 'સોના–નાવડી' ઉપર્યુક્ત બંને કાવ્યો જેટલું અપીલ કરતું નથી. મૂળના કાવ્યનો માત્ર ભાવ ઊતર્યો છે, કવિતા ઊતરી શકી નથી.

૪. 'આત્મસંવેદન'ના ચોથા ખંડમાં લગભગ તેરેક કાવ્યો છે. આમાંનાં પાંચેક કાવ્યો સિવાયનાં બાકીનાં કાવ્યો મૌલિક છે. આવા પ્રકારના કાવ્યોમાં કવિનું આંતરવિશ્વ સ્વાભાવિક રીતે જ રસનો વિષય બને. કવિ અંતરના આગળા ખોલી નાખી એના શુદ્ધ–શુદ્ધતર સ્વરૂપમાં ભાવકની આગળ આવી જતો હોય છે. પણ આ ખંડનાં કાવ્યોમાં એમ બની શક્યું નથી. 'આત્મ-સંવેદન'માં કવિનો અસલ મિજાજવાળો આત્મા જ ડોકાયો છે, સંવેદન તો દેખા દેતું જ નથી. કેટલાંક કાવ્યોમાં કોઈક કોઈક પંક્તિ કવિતાનું રૂપ ધારીને આવી છે. 'યાચના'નો આરંભ સરસ છે.

> મોરલા હો ! મુંને થોડી ઘડી
> તારો આપ અષાઢીલો કંઠ :

'એકલો' સુવાચ્ય કૃતિ બની શક્યું છે. 'સાગરરાણો' અને 'હસતું પંખી' સામાન્ય કોટિનાં કાવ્યો છે. 'અર્પણ' અને 'એક જન્મતિથિ'માં કવિની હૃદયશ્રી મ્હોરી ઊઠી છે. આ ખંડનાં કદાચ સૌથી વધુ સંતર્પક કાવ્યો એ બે જ ગણી શકાય. 'અર્પણ'ની અંતિમ પંક્તિઓની રોચકતા જોઈએ—

> અધરે આવી આવીને પાછા વળે
> અણબોલ્યા–અણબોલ્યા ઉરના ભાવ જો;
> મનડાની મૂંગી મૂંગી આરાધના—
> એ છે સહુથી ઊંચું અનુપમ કાવ્ય જો !

'મૃત્યુનો ગરબો'માંની 'કોરમોર ઝલકે શ્વેત કિનાર' કે 'માંડી ઝૂલે તારલિયાળું આભ' જેવી કલ્પનાઓ હૃદ્ય છે. 'સુખ દુઃખ' અને 'નિર્ભય' પ્રેરિત કાવ્યો છે. છતાં એમાં કવિતા સિદ્ધ થઈ શકી નથી. 'થાકેલો'ની કેટલીક પંક્તિઓમાં ભક્તહૃદયની આર્જવતા અને તલસાટ સરસ વ્યક્ત થયા છે :

> મોરમુગટ માથે, હાથે બાંસુરીને
> રાધાનો આતમરામ;
> એવા રૂપાળા ગોપાળાને મળવા
> તલખે હવે મારા પ્રાણ રે—ઉતરાવો.

૫. 'પ્રેમલહરીઓ'ના પાંચમા ખંડમાં આશરે સત્તરેક કાવ્યો છે. આમાં પાંચેક કાવ્યો સ્વતંત્ર રીતે સ્ફુરેલાં છે. બાકીનાં અન્ય કાવ્યો પર આધારિત છે. આ ખંડનાં કાવ્યો પ્રણયવિષયક હોવા છતાં આસ્વાદ્ય બન્યાં નથી. મોટા ભાગની રચનાઓ પ્રાથમિક કક્ષાની લાગે છે. સ્વતંત્ર રીતે લખાયેલી કેટલીક રચનાઓ પણ ચીલા ચાલુ કલ્પનાઓ વાળી, (ચીલા ચાલુ હોય તે કલ્પના કહેવાય?) હૃદયરસ વિનાની ફિસ્સી ફિસ્સી હોય તેવી છે. આમાંની 'તદ્દૂરે–તદ્વન્તિકે–,' 'પ્રત્યેક વર્ષે' અને 'બાળુડાંને' એ ત્રણે વૃત્તબદ્ધ રચનાઓ અન્ય રચનાઓને મુકાબલે વધુ રસદ બની છે. એમાં છેલ્લું કાવ્ય–'બાળુડાંને'માં કવિના હૃદયનો પરિતાપ સરસ રીતે ઝિલાયો છે. આવી વૃત્તબદ્ધ રચનાઓ થોડી વધુ મળી હોત તો? 'પ્રત્યેક વર્ષે'માંનું ચિંતન કાવ્યમય બની શક્યું છે.

'યુગવંદના'ના આ પાંચેય ખંડોને જોતાં કવિએ પ્રસ્તાવનામાં કરેલી કબૂલાત સાચી ઠરે છે. મોટા ભાગનાં કાવ્યો પ્રેરિત, આધારિત કે અનૂદિત છે. એ કાવ્યોનાં સંવેદનો પરાયાં છે. ઘણી ઓછી જગાએ કવિ એ પરાયાં સંવેદનોને આત્મસાત્ કરી શક્યા છે. મેઘાણી શું સ્વતંત્ર કાવ્યોમાં કે શું આવાં પરકીય અનુભૂતિનાં કાવ્યોમાં વિષયને ઉત્સાહથી પકડે છે ખરા પણ એનું કાવ્યમાં જે રીતે નિર્વહણ થવું જોઈએ તે થતું નથી. પરિણામે એ બધાં કાવ્યો પ્રારંભિક કક્ષાનાં જ—કચાશવાળાં લાગે છે. વળી એ કાળમાં દલિત–પીડિત જનો વિષે અને સ્વાતંત્ર્ય વિશે ગીતો લખવાની એક ફેશન જેવું હતું. કહો કે તે કાળમાં સર્જકોની કદાચ તે ફરજ હતી. પણ આવાં કાવ્યોમાં ય કવિતા તો સધાવવી જોઈએ ને?

કવિ સમકાલીન સંસ્થિતિઓ વિશે કાવ્ય લખે કે સમકાલીન જમાનાની સમસ્યાઓને કાવ્યનો વિષય બનાવે તો પણ એનું લક્ષ્ય કાવ્ય હોવું જોઈએ. કાવ્ય એ ભાવ માટેનું વાહન કે માત્ર માધ્યમ ન બનવું જોઇએ. એક રીતે તો રશિયાના સમગ્ર સાહિત્યમાં ત્યાંના સર્જકોએ એમના જમાનાને–જમાનાના પ્રશ્નોને તારસ્વરપે-તીવ્રરૂપે મૂક્યાં છે. છતાં એ સૌને વટી જઈ સર્જકમાં રહેલું સર્જકત્વ આગળ રહ્યું છે. ટૉલ્સ્ટૉય, દોસ્તોવસ્કી, ગૉર્કી, ચેખોવ કે આધુનિક કવિઓમાં નેક્રોસૉવ, લર્મોન્તોવ, પ્લેખ્નોવ, આખ્માટોવા કે યેવતુશેન્કો, એ સૌમાં આ કવિકર્મ જ પ્રધાન રહ્યું છે. આપણે ત્યાં કમનશીબે ત્રીશીના કવિઓમાં અમુક અપવાદો બાદ કરતાં, આ કવિકર્મ વિસરાઈ ગયુ છે. 'યુગવન્દના'નાં કાવ્યોમાં પણ આમ જ બન્યું છે. કવિ કોઈ પ્રસંગ કે ઘટનાને માત્ર પદ્યના માધ્યમમાં મૂકી આપે, તેથી તે પદ્ય કંઈ કાવ્ય ન બની જાય. જ્યારે તે પદ્ય તેમાંના વાચ્યાર્થને, અભિધાને અતિક્રમે ત્યારે જ તે કાવ્ય બને છે, પદ્ય પોતે કાવ્ય નથી. 'યુગવન્દના'નાં મોટાભાગનાં કાવ્યો આવાં પદ્યાળુ, વાચ્યાર્થથી આગળ ન વધી શકનારાં બન્યાં છે. વળી ભિન્ન ભિન્ન કાવ્યોમાં એક જ પ્રકારનો ભાવ પુનરાવૃત્ત થતો લાગે છે. કાવ્યોમાં સુગ્રથિતતા પણ નથી વરતાતી. બિનજરૂરી પ્રસ્તાર પણ ઘણી જગાએ થયેલો જોવા મળે છે. નર્મદ અને મેઘાણી, બંનેમાં કવિ હૃદય છે, કવિતા કરવાની અદમ્ય-વૃત્તિ છે, પણ કવિનો કસબ નથી. અલબત્ત, આ બધી મર્યાદાઓ માત્ર 'યુગવન્દના'ના કવિની જ છે, એવું નથી. તત્કાલના મોટાભાગના કવિઓની કવિતામાં આ બધી મર્યાદાઓ જોવા મળે છે. આ મર્યાદાઓ માટે કેટલેક અંશે કવિ કરતાં કવિનો જમાનો તત્કાલની કાવ્ય રુચિ પણ જવાબદાર હોઈ શકે. એટલે મેઘાણીની કવિતાની અનેક મર્યાદાઓ એ એમના જમાનાની મર્યાદાઓ છે એમ પણ ઘટાવી શકીએ. ગમે તે હો મેઘાણીની કવિતાનો ગુજરાતી કવિતામાં એક આગવો અવાજ છે, એનું એક આગવું સ્થાન છે. યેવતુશેન્કોનાં કેટલાંક કાવ્યોમાં જે વક્તૃત્વ શક્તિનો રણકો સંભળાય છે, તેવો રણકો મેઘાણીનાં કેટલાંક કાવ્યોમાં પણ સંભળાય છે. એમની કવિતાની પૂંઠે નર્મદના જેવું યુયુત્સક અને કૌતુકરાગી એવું એમનું જે વ્યક્તિત્વ પડેલું છે તે પણ આસ્વાદનો વિષય બને છે. સમકાલી પ્રજાની રુચિને સંસ્કારવામાં પણ મેઘાણીની કવિતાનો ઘણો મોટો ફાળો છે. કેટલીક કૃતિઓના ઉત્તમ અનુવાદો કરી, એમણે સમર્થ અનુવાદ તરીકે પણ જશ મેળવ્યો છે.

કેવળ ચિરંજીવ કાવ્યતત્ત્વોના નિકષ ઉપર એમની કવિતાને કસતાં કદાચ એમની કવિતાના દૈવત વિશે સાશંક બનીએ, તથાપિ, 'સમય જીવી ગીતો' આપનાર કવિ તરીકે સાહિત્યના ઇતિહાસમાં એ ચિરસ્થાનના અધિકારી બની રહેશે.

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૮૮

"કોઈ પણ ચારિત્ર્યનાં, ગુણોની દૃષ્ટિએ, જુદાં જુદાં ખાનાં પાડી શકાતાં નથી. 'ખાનગી જીવન ભલે ગમે તેવું રહ્યું, તમારે તેની સાથે શું કરવું છે? તેમનું જાહેર જીવન જુઓ.'–આવી એક દલીલ કરવામાં આવે છે. માણસમાં ગુણ ખરેખર હોય તો તે અમુક પ્રસંગે જ દેખા દે છે અને અમુક પ્રસંગે દુર્ગુણોને સ્થાન આપે છે એ દલીલ ગળે ઊતરવી શક્ય છે? જે ખાનગી વહેવારમાં પણ સ્નેહાળ, સત્યપ્રિય, સ્વચ્છ, ત્યાગશીલ હોય તે જાહેર વહેવારમાં પણ તેવો જ રહે. પણ જેના ખાનગી વહેવારમાં લાગણી, ત્યાગ કે સત્યતા દેખાતાં નથી, બોલવું કંઈ અને કરવું કંઈ એવું દેખાય છે, તે જાહેર વહેવારમાં બીજા ગુણો કેવી રીતે અને ક્યાંથી લાવવાનો છે? એટલું માત્ર ખરું કે જો તેવા ગુણો ખાનગી વહેવારમાં ન હોય તો તેમનો દંભ કે નાટક જાહેર જીવનમાં લાવી શકાય. પણ આવી નાટકવિદ્યાથી સ્વરાજ્યપ્રાપ્તિ કે લોકોની આગેવાની થોડી જ કંઈ પ્રાપ્ત થાય છે?"

**ગણેશ વાસુદેવ માવળંકર**

[આપટે ગુરુજી કૃત ટિળક ચરિત્રની પ્રસ્તાવનામાંથી. પૃ. ૯–૧૦ ('સ્વરાજ્યના માર્ગદર્શક ટિળક': મૂળ મરાઠીમાં લેખક–આપટે ગુરુજી; ગુજરાતીમાં અનુવાદ કરનાર-ગોવિંદરાવ ભાગવત. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ-૧. જુલાઇ, ૧૯૫૭)]






સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

નવેંબર ૧૯૬૮] અભ્યાસ [સળંગ અંક ૯૮

## અનુક્રમ



### સૂચના


* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ, તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે લેખમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.
*



માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧






विद्या विभातु हृदये नवसर्जनाय।

# एकलवीर प्रकाशवीरोनी जरूर

જીવન એટલે જાગૃતિ અને જવાબદારી! પણ આજે તો જ્યાં ત્યાં—દેશમાં ને દુનિયામાં—અંધકાર અને અંધાધૂંધી જોવા મળે છે. અજ્ઞાન અને અવિચારથી ઘણા લોકો ઘેરાઈ ગયા છે; એશઆરામ અને બેફિકરાઈ ઘણે બધે સ્થળે વ્યાપી ગયાં છે. આવી પરિસ્થિતિમાં વિચારશીલ વ્યક્તિઓ ક્યારેક અટવાઈ જાય અને કોઈક વાર અકળાઈ ઊઠે એમાં નવાઈ નથી. પણ એમણે નિરાશ કે હતાશ થવાની જરૂર નથી. આભ ફાટ્યું છે ત્યાં થીંગડાં ક્યાં ને કેવી રીતે મારીશું એવું માનીને નિષ્ક્રીય થવાની ખતરનાક ભૂલ એમણે કરવી ન જોઈએ.

ચોતરફ આજકાલ અસત્ય અને અન્યાય છવાઈ ગયેલાં જણાય છે. શોષણ અને કપટ ઠેર ઠેર વર્તાય છે. સ્વાર્થ અને સંકુચિતતાની માત્રા વધતી દેખાય છે. વ્યવહારુ શાણપણને નામે ઘણા લોકો નર્યા ગણતરીબાજ અને નફ્ફટ બની રહ્યા છે. 'અહમ્'નું જોર ફૂલ્યુંફાલ્યું છે; આત્માનું તત્ત્વ દબાતું ને હણાતું રહ્યું છે. આ સ્થિતિ અવશ્ય ઉદ્વેગકારક છે. એનો સામનો કરવામાં ઘણાની હિંમત ભાંગે એમ છે; મોટા ભાગના એમાં હારે ને પીછેહઠ કરે એવો ભય છે. દરેક જણ પછી બીજાની જેમ થવાનો એકમાત્ર રસ્તો પકડવા જાય છે—એમ કરવું સહેલું, સસ્તું અને સલામતીભર્યું થઈ પડે છે.

"બધા ખોટું બોલે ને કરે છે, તો પછી હું એકલો શા માટે સાચું બોલું ને કરું?" –એવો પ્રશ્ન દરેક જણ પૂછવા લાગે છે. બધા ખોટા, બધા ખરાબ, બધા લુચ્ચા, બધા અપ્રામાણિક એવું માની-મનાવીને દરેક જણ જો એ રીતે બધા પ્રકારની ખરાબીમાં રમમાણ થાય તો દુનિયા કેવી રીતે ને ક્યારે સુધરે? ખરી વાત એ છે કે, બધા જ માણસો બગડેલા હોતા નથી; બહુસંખ્ય માણસો પણ ખરાબ હોતા નથી; બલકે, આપણે ધારીએ છીએ તેટલા માણસો પણ નકામા હોતા નથી! પરંતુ આવી મોહક માન્યતાને વરીને આપણે આપણી જવાબદારીઓને આબાદ અદ્ધર લટકાવી દઈએ છીએ!

દુનિયામાં કશું ખરાબ થતું કે બનતું નથી એમ નહીં. ઘણી વાર ઘણી જગ્યાએ અનિચ્છનીય અને અશિષ્ટ બાબતો થતી રહે છે. એની વિપરિત અસરો પણ આપણા પર પડે છે. એનાં દૂષણો અને દોષોનો સ્પર્શ જાણે-અજાણ્યે આપણને થાય છે. એ કારણે આપણે ઓર નબળા બની જઈએ છીએ, અને પ્રતિકારની સામાન્ય સૂઝ ને શક્તિ પણ ક્યારેક ઠીક ઠીક ગુમાવી બેસીએ છીએ. આપણને પછી ઘણી શક્ય ચીજો અશક્યવત્ લાગવા માંડે છે, અને આત્મવિશ્વાસની માત્રા ઝડપથી ઘટવા લાગે છે.

પરંતુ, ચિત્ર જ્યારે આ પ્રમાણે ખૂબ વિકૃત અને અસ્તવ્યસ્ત લાગે ત્યારે જ આપણી શ્રદ્ધા, વિચારશીલતા, હિંમત અને ચારિત્ર્યશીલતાની ખરેખર કસોટી થાય છે. 'બીજાંઓને જે કરવું હોય તે ભલે તેઓ કરે, પણ હું તો નિયત અને નિર્ધારિત માર્ગ પરથી ચલિત નહીં થાઉં'—એવી ખુમારી વડે દરેક વિચારશીલ વ્યક્તિએ ચાલવું-બોલવું જોઈએ. એકલા જવાની, સામા પ્રવાહની સામે તરવાની ધૈર્યશીલતા વિચારશીલ સ્ત્રીપુરુષોએ વિકસાવવી રહી.

જેઓ વિચાર કરી શકે છે એવાં સ્ત્રીપુરુષોની સંખ્યા કોઈ પણ સમાજમાં ઓછી જ રહેવાની; જેઓ વિચાર પ્રમાણે આચાર કરવાનો અહર્નિશ પ્રામાણિક પ્રયાસ કરે એવા માણસો તો એવા થોડા

વિચારવંતોમાં ય ઘણા ઓછા રહેવાના. પણ એથી એમણે હિંમત હારવી ન જોઈએ; બલકે, તેઓ ઓછા છે તેથી જ તેમની શક્તિ વધારે મોટી નીવડવાની છે. સંખ્યાબળ પર નહીં પણ ગુણવત્તાના સામર્થ્ય પર આવી વ્યક્તિઓ અસરકારક કાર્ય કરતી રહેશે. એમણે સમાજનો – બહુસંખ્ય લોકોનો – ટેકો મેળવવાની આશા રાખવી નહીં જોઈએ. સમાજની હૂંફ કે વાહવા આવી એકલવીર વ્યક્તિઓને ને એમના આચાર-વિચારને તરત મળતી નથી. પણ આવી વ્યક્તિઓ નિરપેક્ષ ભાવે, નિર્ધારપૂર્વક, નિઃસ્વાર્થ વૃત્તિથી સતત પ્રવૃત્તિશીલ રહે તો એમનો ફાળો આપોઆપ નોંધપાત્ર બનશે જ.

સમાજના મોટા ભાગના લોકોનો ટેકો મળવાની વાત તો બાજુ પર રહી; ઘણાખરા લોકો, ઊલટું, આવી હિંમતભરી વ્યક્તિઓની ટીકા ને મશ્કરી પણ કર્યા કરશે. એને સાંભળવી જોઈએ, એની અવગણના કરવાની ભૂલ ન કરવી જોઈએ; ટીકા કે નિંદામાં જેટલું કામનું ને કીમતી લાગે તેટલું અવશ્ય સ્વીકારવું; પણ સમાજની ટીકાઓથી જેઓ ચલિત થાય તેઓ વિરલ વ્યક્તિઓ બની શકતી નથી અને કશું ગણના-પાત્ર કાર્ય તેઓ કરી શકતી નથી. લોકો કશુંક હંમેશ કહ્યા કરે છે: તેઓ શું કહે છે તે જરૂર સાંભળવું, પણ છેવટે તો એવી બધી ટકોરોને સ્વસ્થતાથી બરદાસ્ત કરવાની ક્ષમતા કેળવવી રહી.

સમાજને સુધારનારાઓ હંમેશ એકલવીરો રહ્યા છે. તેઓ સમાજની ચિંતા સેવે છે, પણ કોઈની કે કશાની પરવા કર્યા વિના તેઓ આગળ વધે છે. પોતાને જે સત્ય દેખાયું ને સમજાયું તે પ્રમાણે અહર્નિશ ચાલવાની એમની વૃત્તિ અને તૈયારી હોય છે. તેઓ જાણે છે કે તેમની સંખ્યા ઓછી જ રહેવાની; પણ તેમની અસર અને છાપ ઘણી ઘેરી પડવાની છે એ વિષે એમના મનમાં કોઈ શંકા હોતી નથી. એવી અસર એકદમ નથી પડતી અને ઘણી વાર તો એક વ્યક્તિના કે વ્યક્તિઓના જૂથના અનુભવપટ પર અનુકૂળ પરિબળો એકધારાં વહેતાં જોવા મળતાં નથી. વળી, એવું પણ બને કે વ્યક્તિ સતત સાચી દિશામાં કાર્યરત રહે અને છતાં કશું નક્કર ને નોંધપાત્ર સિદ્ધ કર્યા વિના ચાલી જાય. એવા સંજોગોમાં પણ પોતે ધાર્યા માર્ગ પર અખંડ ચાલી શક્યો એનો સંતોષ એવી વ્યક્તિને થાય એ ઓછી મહત્ત્વની વાત નથી.

આજની ગૂંચવાએલી પરિસ્થિતિમાં આપણને આવી ટેકવાળી વ્યક્તિઓની બહુ જરૂર છે. આવી વ્યક્તિઓ સમાજ-જીવનના પ્રવાહો સાથે ગાઢ પરિચયમાં રહેશે, પણ પ્રવાહપતિત નહીં બને. આવી વ્યક્તિઓ સતત આત્મચિંતન અને મનન કરતી રહેશે. એમાંથી એમને જે રસ્તો સૂઝે તે પ્રમાણે વ્યવહાર કરવાનું સામર્થ્ય તેઓ દાખવશે. સમાજનું આ કે તે અગત્યનું કામ ક્યાં સુધી આવ્યું એવો જો પ્રશ્ન કોઈ કરે તો તેનો જવાબ આવી વ્યક્તિ તરત આપશે કે, 'મારા સુધી આવ્યું છે! હવે, મારે જ એને આગળ લઈ જવું રહ્યું!' સ્વૈચ્છિક રીતે એ એની ભૂમિકા સરસ ભજવશે અને સ્વધર્મ બજાવ્યાનો આત્મસંતોષ મેળવશે.

સમાજમાં વિષચક્ર જ્યારે વધુ જોરથી ફરતું હોય અને ફેલાતું હોય ત્યારે ગુણશક્તિનાં વર્તુળો ફેલાવવાની કામગીરી સવિશેષ ઉત્કટતાથી આવી ધૈર્યશીલ વ્યક્તિઓ પર આવી પડે છે. ખરાબ તત્ત્વો બધે ફેલાય છે એ જેટલું સાચું તેટલું જ, બલકે વધુ, સાચું એ છે કે સારાં તત્ત્વો પણ પ્રસરે છે. ખરાબનો ફેલાવો ઝડપથી ને વ્યાપક પ્રમાણમાં થતો લાગે તો પણ સારાનો પ્રસાર ખાતરીથી ને ઊંડાણથી થતો જ હોય છે. જે જાગૃત છે ને જવાબદાર છે તે જ ગુણારંભ કરી શકે છે. એવું પુણ્યકર્મ તેણે કરતા રહેવું જોઈએ. એ અર્થમાં, જગતની પ્રગતિ હંમેશ લઘુમતી માણસોની જિંદાદિલી પર અવલંબતી રહી છે. ગણ્યાગાંઠ્યા માણસો જ્યારે અનેરા સામર્થ્ય વડે અને ઉદાત્ત ચારિત્ર્ય વડે એકલવાયા બની રહીને પંથ કાપે છે ત્યારે તેઓ સ્વાભાવિક જ આખા રસ્તાને અને સમગ્ર પ્રજાને ઉજાળે છે. એવા પ્રકાશવીરોની આજે આપણા રાષ્ટ્રમાં ને વિશ્વમાં ખાસ જરૂર છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

જાહેર ભાષણ થયું. પ્રમુખસ્થાને શ્રી. બગાડે હતા. મારા હમેશના જ વિચારો (નાગરિક ધર્મ) કહ્યા. સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી લોકોએ હક્કોનો વિચાર કરવાને બદલે કર્તવ્યોનો વિચાર કરવો જ વધારે સારું એ મુખ્ય કલ્પના હતી.

ભાષણ આટોપીને શ્રી બંડોપંત પુસાળકરને ત્યાં જઈ આવ્યો. રાત્રે ૮-૪૫ના અરસામાં પન્હાળા પહોંચ્યો. પછી ભોજન, અને આવતી કાલે નીકળવાનું તેથી [સામાન, વગેરે] બાંધવાનું તૈયારીનું [કામ].

## તા. ૨૫ મે ૧૯૪૯, બુધવાર
## [પન્હાળા, કોલ્હાપુર, સાતારા, પૂના]

પરોઢિયે વહેલા ઊઠીને સ્નાન, સામાન બાંધવાનો, [વગેરે] આટોપીને બરાબર સાત વાગ્યે પન્હાળાથી નીકળ્યાં. રસ્તામાં કોલ્હાપુરમાં શ્રી. ગોવિંદરાવમામા પળસુલેને ઘેર આશરે કલાકેક થોભીને ચા વગેરે લઈને મિત્રમંડળને મળીને ૯ના અરસામાં નીકળ્યાં તે ૧૨ના સુમારમાં સાતારા ગામમાં ડૉ. મો. ના. આગાશેને ઘેર ઊતર્યાં. ત્યાં જમણ અને વિશ્રાંતિ પછી ચા, શૌચ આટોપીને ૪ના અરસામાં નીકળ્યાં તે ૭-૧૫ ના અરસામાં પૂના આવ્યાં. મુકામ ડૉ. સરદેસાઈ (૫૩૯, નારાયણ પેઠ) [ને ત્યાં].

ભોજન બાદ વાતોચીતો અને વિશ્રાંતિ.

## તા. ૨૬ મે ૧૯૪૯, ગુરુવાર
## [પૂના]

આજનો દિવસ પૂનામાં મુકામ.

સવારથી લોકો મળવા અને જુદાં જુદાં કામો માટે આવ્યાં. શ્રી. શંકરરાવ અને શ્રી. સૌ. તારાબાઈ તળવલકર, શ્રી. ગોપીનાથ તળવલકર (મારા આત્મચરિત્રનાં ટાંચણો એમની પાસે આપેલાં છે તે પરથી ચરિત્રનો એક ભાગ પ્રકાશન માટે તૈયાર કરવાના કામ અંગે વાતચીત), પ્રોફેસર હર્ડીકર, ડૉ. લાગુ, શ્રી. પંડિત [અમારા] (વેવાઈ), શ્રી. ભટ્ટ (બૃહન્ મહારાષ્ટ્ર શુગર કંપનીના), વગેરે લોકો મળ્યાં.

૧૦॥ થી ૧૧॥ સુધી સદાશિવ પેઠમાં શ્રી. કેળકરનો કલા-સંગ્રહ જોવા ગયો. ત્યાં તેમણે મારી અને સૌ. વતીની, અમે સંગ્રહ જોઈ રહ્યાં છીએ એવું [બતાવતી] ચાલુ ફિલ્મ પાડી. કલા-સંગ્રહ જોવાલાયક છે. મેં અગાઉ જોયો હતો.

ભોજન બાદ ૧ વાગ્યે ડૉ. લાગુ અને શ્રીમતી પ્રેમાબાઈ કંટક સાથે ખાનાપુરમાંનું ગ્રામ સેવા કેન્દ્ર જોવા ગયો. સિંહગઢ[3]ના પગથિયે [આ] ગામ [આવેલું] છે. પૂનાથી આશરે ૧૮-૧૯ માઈલ. ખડકવાસલાના બંધ[4] (Dam) સુધી સડક પરથી જઈ ને પછી લૉંચમાંથી પાણીમાંથી આશરે ચાર માઈલનો પ્રવાસ. આ વખતે વરસાદ આવવા લાગ્યો, પણ એને કારણે એક પ્રકારની મઝા આવી. હવા ઠંડી બની અને આજુબાજુનો ડુંગરાળ પ્રદેશ વાદળાંઓ અને વરસાદને કારણે, સુંદર દેખાવા લાગ્યો. સામે જ સિંહગઢ વચ્ચે વચ્ચેથી દેખાય અને અવારનવાર સંપૂર્ણપણે કે અંશતઃ વાદળાંથી ઢંકાઈ જતો [જણાય]. અમે આ સૃષ્ટિસૌન્દર્ય મન દઈને જોતાં જોતાં એક પ્રકારનો આનંદ અને સમાધાન અનુભવી રહ્યાં હતાં.[5]

૩ થી ૪-૪૫ સુધી ખાનાપુરમાં હતો. અહીં ગામમાંના લોકોએ પોતાની જાતમહેનત વડે ઇસ્પિતાલની ઇમારત, મંદિરો, ચોતરાઓ, રસ્તાઓ, વગેરે બાંધ્યા છે. આ બધા કામનું શ્રેય એક માણસને આપવું જોઈએ. એમની શ્રદ્ધા અને સેવાભાવનાને કારણે જ આ શક્ય થયું. એમનું નામ શ્રી. મોડક. ટિળક વિદ્યાપીઠના[6] આયુર્વેદ વિશારદ થઈને તેઓ ૧૯૩૮ની સાલમાં સરકારી subsidised medical practitioner તરીકે અહીં આવ્યા, અને તેમણે એકંદર ગ્રામ-સંગઠનનું કામ હાથમાં લીધું. તેમની સાથે તેમનાં પત્ની પણ કામ કરે છે. તેઓ નર્સ થયાં છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેમણે [શ્રી. મોડકે] સરકારી કામ છોડી દીધું છે અને પૂરેપૂરો સમય આ જ કામમાં [લાગીગયેલા] છે, અને ગામડાંઓમાં સુધારો કરવાની અનેક યોજનાઓ તેમણે હાથ પર લીધી છે. મહત્ત્વની અને આનંદની વાત એટલે તેમની આ યોજનાઓ અમારી [યોજનાઓ] પ્રમાણે કાગળ પરની ન હોઈ પ્રત્યક્ષ [વ્યવહાર]માં [મૂકેલી] છે.

અહીં મંદિરમાં સભા થઈ. આશરે ૪૦૦ લોકોનો

સમુદાય [હાજર] હતો. એમાં ઓછામાં ઓછી અડધી સંખ્યા તો જરૂર બહેનોની હતી. શ્રી મોડકે કામનો અહેવાલ નિવેદન કર્યો. પછી હું થોડું બોલ્યો. કામ જોઈને સંતોષ થયાનું કહીને ગ્રામ-સ્વરાજ્યની કલ્પના ઐતિહાસિક સિંહગઢનાં પગથિયાં પાસે મૂર્ત થઈ રહી છે એ માટે સંતોષ થતો હોવાનું કહ્યું. માણસો શરીરથી અગર મનથી બગડ્યા પછી તેમને સુધારવાના પ્રયત્નો કરવાને બદલે એમને બગડવા ન દેવાના–પૂર્વોપાય–પ્રતિબંધક માર્ગો (preventive measures) લેવાનો શ્રી મોડકનો રસ્તો યોગ્ય જ છે એવું [મેં] કહ્યું. સ્ત્રીશિક્ષણની આવશ્યકતા અને એનું મહત્ત્વ એ વિષે પણ ચાર શબ્દ બોલ્યો. પછી શ્રી. મોડકને ઘેર ચા અને કેરી લઈને નીકળ્યાં. અને [જેમ] આવ્યાં [તે] પ્રમાણે પ્રથમ લૉંચમાંથી સૃષ્ટિ-સૌન્દર્ય, સિંહગઢ જોતાં જોતાં અને પછી મોટરમાંથી ૬ વાગ્યે પૂના પહોંચ્યાં. રસ્તામાં ખડકવાસલા ગામમાં શ્રીમતી લક્ષ્મીબાઈ ઠુસેએ સદ્ગત વાસુકાકા જોશી (ચિત્રશાળાના)[૭]ના સ્મરણાર્થે એક વૈદ્યકીય કેન્દ્ર ચલાવ્યું છે તે જોયું.

ઘેર આવીને લોકો સાથે મુલાકાતો–વાતો. શ્રીમતી તારાબાઈ માવળંકરે ચિ. બાપુ માટે હૈદરાબાદના શ્રી રાવરાજેની પુત્રી બતાવવા આણી તે જોઈ. સારી દેખાઈ. શ્રી ઠાકુર (Personal Press), શ્રી શાસાહેબ પટવર્ધન. દેશમુખ ઍન્ડ કંપની (પુસ્તક પ્રકાશક) તરફથી શ્રી. ભાટવડેકર (વિલાયતના મારા પત્રો પ્રસિદ્ધ કરવાની બાબતમાં), વગેરે લોકો મળ્યા.

રાત્રે જમવા માટે સૌ. વતી, ચિ. અણ્ણા અને હું ડૉ. લાગુને ત્યાં ગયાં હતાં.

શ્રી થોરાત(અહિલ્યા-ચરિત્ર પ્રકાશક) મળ્યા. અહિલ્યા-ચરિત્ર માટે મેં પ્રસ્તાવના લખી તે તેમને આપી.

રાત્રે થોડો વખત વાતોચીતો.

## તા. ૨૭ મે ૧૯૪૯, શુક્રવાર

### [પૂના, મુંબાઈ]

સવારે બરાબર ૭ વાગ્યે પૂનાથી નીકળ્યાં. રસ્તામાં ૧૦ મિનિટ [આચાર્ય] શ્રી શંકરરાવ જાવડેકરને મળી લીધું. ચિ. સૌ. સરલા અને ચિ. બાળ એમ બન્ને જણ પૂનામાં જ રહ્યાં.

રસ્તામાં તળેગાંવમાં જનરલ હૉસ્પિટલમાં શ્રી નાનાસાહેબ સરદેસાઈ [‘રિયાસતકાર’]ની મુલાકાત લીધી. આશરે ૪૦ મિનિટ અહીં થોભ્યાં. એમને તાજેતરમાં જ ૮૫મું વર્ષ બેઠું. વચ્ચે ખૂબ જ માંદા હતા. [બચવાની] આશા નહોતી, પણ એમાંથી બચી ગયા! અમને જોઈને તેઓ બહુ ગળગળા થઈ ગયા અને [તેઓ] ખૂબ રડ્યા [અને ચોધાર આંસુ એમણે સાર્યાં]. અહીંતહીંની ઘણી બધી વાતોચીતો થઈ અને પ્રેમભરી વિદાય લઈને અમે નીકળ્યાં. હજી પણ કેટલાંક કામો કરવાની એમની અને સર જદુનાથની[૮] યોજનાઓ છે, અને જીવતા રહ્યા તો તે [યોજનાઓ] પાર પાડવી એવી એમની તીવ્ર ઇચ્છા છે!

આશરે ૧૨–૩૦ વાગ્યે મુંબાઈ (દાદર) પહોંચ્યાં. શ્રી કાકાસાહેબ કાલેલકરની ચિટ્ઠી લઈને, શ્રી બોરકર અને બીજા ત્રણ ચાર લોકો ગોવા પ્રદેશના લોકોની રાજકીય પરિષદ બેળગાંવમાં તા. ૪ અને ૫ જૂનને રોજ ભરાવાની છે તેમાં હાજર રહેવાનો આગ્રહ કરવા માટે આવ્યા. મેં એમને ના કહી, તો પણ એમણે ખૂબ જ આગ્રહ કર્યા કર્યો એટલે મારે કહેવું પડ્યું કે મારી શરીર પ્રકૃતિને એ [પ્રવાસનો બોજ] સહી શકાય તેમ નથી, અને [હમણાંથી] હું સતત પ્રવાસ કરી રહ્યો છું અને હવે વિશ્રાંતિ જોઈશે [એવું પણ મેં ઉમેર્યું]. એમના [ભારે] આગ્રહને કારણે મારો વખત માત્ર નકામો વધારે ખર્ચ થયો. ‘નવભારત’ના શ્રી શેંદુર્ણીકર એમના અખબારની સંસ્થામાં શ્રી ડાહ્યાભાઈ પટેલના વર્તનને કારણે કેવી મુશ્કેલીની પરિસ્થિતિ ઊભી થઈ છે એ અંગે કહેવા માટે આવ્યા હતા. એમને આવતી કાલે બોલાવ્યા છે. ત્યાર પછી ઘણી બધી ટપાલ જોઈને પછી યુનિટી કૉન્ફરન્સના ઠરાવો અને આજે [મારે] બોલવાના મુદ્દાઓનું ટાંચણ કર્યું. ભોજન ન લેતાં દૂધની બનાવેલી ચા અને બિસ્કિટો લઈને ૪–૧૫ વાગ્યે નીકળ્યાં. રસ્તામાં શેઠ કસ્તુરભાઈને મળી પછી બરાબર ૫ વાગ્યે ઐક્ય પરિષદ (Unity Conference)ની જગ્યાએ (ફોર્ટ વિભાગમાં કાવસજી જહાંગીર હૉલ) ગયો.

પરિષદમાં હાજરી ઓછી જ હતી. વખતસર કામ શરૂ કરવાનો આગ્રહ મેં રાખ્યો એટલે ૫–૧૫ વાગ્યે કામ શરૂ કર્યું. મેં પ્રાસ્તાવિક ભાષણ કર્યું. એમાં મુખ્ય મુદ્દો એ હતો કે જ્યાં સુધી અંગ્રેજોનું રાજ્ય હતું ત્યાં સુધી અંદર અંદર આપણા જે અનેક મતભેદો હતા તે સુપ્ત હતા. પારકા લોકોને બહાર કાઢવાના એક જ ધ્યેયથી સહુ પ્રેરાયેલા હતા. પરંતુ હવે પારકી હકૂમત ગયાથી તે [આપણા મતભેદો] છતા થયા છે. આ કારણે વિશાદ થાય તે સ્વાભાવિક છે. સમુદ્રમંથન થઈ રહ્યું છે. એમાંથી પ્રથમ ઝેર [બહાર આવતું] દેખાય છે પણ અંતે અમૃત નીકળશે જ એવો મને વિશ્વાસ બેસે છે. અત્યારે પ્રશ્ન એટલો જ કે હાલમાં [બહાર] આવેલું 'હળાહળ' પચાવનારા સમાજસેવક રૂપી શંકર ભગવાનો આપણને જોઈએ છે. [ઠીક.] ત્યાર પછી પહેલા બે ઠરાવો ઉપર ભાષણો થઈને તે પાસ થયા. ૭–૩૦ ના અરસામાં પરિષદનું કામ પૂરું કરીને હું મુકામ પર આવ્યો.

મુકામ પર આવ્યા બાદ અમદાવાદની ટપાલ મળી. એમાં શ્રી સ્વરૂપચંદ[૯]નો ગઈ કાલે એટલે તા. ૨૬મીએ બપોરે બે વાગ્યાના અરસામાં દેહાંત થયાના દુઃખદ સમાચાર જાણ્યા. સ્વરૂપચંદ એટલે અમારા કુટુમ્બ પૈકી જ એક. ૧૯૧૩ની સાલથી તે મારી પાસે હતો. અને અપૂર્વ ભક્તિભાવ વડે, તડકી-છાંયડીના અને બીજા પ્રસંગોએ મારી સાથે જ રહ્યો. ૧૯૨૧ની સાલમાં મેં વકીલાત બંધ (suspend) કરી અને મહાત્માજી જેલમાં હોય ત્યાં સુધી વકીલાત બંધ રાખવાનો વિચાર કર્યો ત્યારે [મેં સ્વરૂપચંદને] કહ્યું કે, 'તને લાગે તો તું બીજા વકીલને ત્યાં ગુમાસ્તાગીરી કર. હું તને હાલમાં આપું છું તે પગાર (રૂ. ૧૫) તારા જીવનના આખર સુધી આપતો રહીશ.' તે પ્રસંગે એણે કહ્યું કે, 'વકીલના ગુમાસ્તા તરીકે રહ્યો તો તમારે ત્યાં જ; નહિતર બીજો ધંધો કરીશ;' અને મેં ૧૯૩૭ની સાલમાં વકીલાત છોડી ત્યાર પછી એણે પણ [બીજા કોઈ] વકીલને ત્યાં ન જતાં આજીવિકા માટે બીજો વ્યવસાય હાથમાં લીધો. મારી આંખ સમક્ષ ઈ. સ. ૧૯૧૩ થી આજ સુધીનો–એટલે કે ૩૬ વર્ષનો–સાડાત્રણ દાયકાનો–ચિત્રપટ ખડો થાય છે. જૂના [સ્નેહીઓ અને સાથીદારો] ખરતા જાય છે, નવા આવવા લાગ્યા છે. દુનિયા અને સમાજ ચાલુ છે, વ્યક્તિઓ બદલાતી રહી છે. મારી સાથેના લોકો વિદાય લઈ રહ્યા છે. હું પણ એ જ માર્ગે જઈ રહ્યો છું. એક પ્રકારની એકલતા લાગે છે. ઠીક.

રાત્રે શ્રી બાબુરાવ દેવ મળ્યા. થાક ખૂબ લાગ્યો. વહેલો જ પથારીમાં પડયો.

## તા. ૨૮ મે ૧૯૪૯, શનિવાર
## [મુંબાઈ]

સવારે થોડું ફરવાનું ડૉ પટ્ટવર્ધન (રાષ્ટ્રીય કીર્તનકાર)[૧૦]ને મળવા ગયો. ઘણી બધી નવી જૂની વાતો [થઈ]. મુકામ પર આવીને ઘણી બધી ટપાલનો નિકાલ કર્યો. કાગળો લખાવ્યા. શ્રી મણિભાઈ ઝવેરી, શ્રી શેંદુર્ણીકર અને શ્રી ધુરન્ધર (શ્રી ડાહ્યાભાઈ પટેલના 'નવભારત' પત્રના સંપાદક મંડળમાંના) મળવા આવ્યા હતા. શ્રી ડાહ્યાભાઈની વહીવટમાંની અનિચ્છનીય દરમિયાનગીરી અને એ કારણે થનારી હાની એ વિષે એમણે ઘણું બધું કહ્યું. આ વાતો મને અનપેક્ષિત નથી. શ્રી ડાહ્યાભાઈને કારણે કૉંગ્રેસના સંગઠનને નુકસાન પહોંચવાનો ઘણો સંભવ છે એવું એમનું કહેવાનું થયું. પણ એનો ઉપાય શો? દરેક વ્યક્તિએ અનિચ્છનીય પ્રકારને ઉત્તેજન ન આપવું, નિર્ભય થઈને જે લાગે છે તે સ્પષ્ટ બોલવું એ સિવાય ઉપાય નથી. શ્રી ગુલાબચંદ હીરાચંદ અને ડૉ. અરવિંદ તળવલકર મળ્યા.

ભોજન બાદ વિશ્રાંતિ લઈને પછી ટપાલ તૈયાર થઈ તેના ઉપર સહીઓ. મારો સામાન બાંધ્યો. ચા પીને સૌ.વતી અને હું નીકળ્યાં. રસ્તામાં શ્રી ચાંદોરકરને ત્યાં જનોઈ [નો પ્રસંગ જે ઘરમાં હતો તે] સ્થળે જઈને હું આગળ ઐક્ય પરિષદ માટે ગયો. ૪–૧૫ થી ૬–૩૦ સુધીમાં બેઠક પૂરી થઈ. 'દરેકને જે લાગે છે તે તે એણે આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ એ જ આપણી પાસે એકમેવ ઉપાય છે' —એવો મારા ભાષણમાંનો મુખ્ય વિચાર હતો.

પરિષદનું કામ પૂરું કરીને આભાર માનતી વખતે પ્રોફેસર વાડિયાએ મારી ખૂબ પ્રશંસા કરી. એમણે કહ્યું કે, 'મોટા માણસો ખૂબ fussy હોય છે. આજ

સુધીમાં મને શ્રી માવળંકર એ જ એકલા અપવાદ તરીકે જણાયા છે.'

પાછા ફરતી વખતે મોટરમાં શ્રી મામા વરેરકર[૧૧] અને શ્રી બાબુરાવ માવળંકર (રત્નાગિરીના) હતા. મામાને હાલની કૉંગ્રેસ હકૂમતથી ઘણો બધો અસંતોષ છે. અમે હવે પછી [ક્યારેક] નિરાંતે મળીશું ને બોલીશું.

મુકામ પર આવીને થોડો નાસ્તો, વગેરે આટોપીને સેન્ટ્રલ સ્ટેશન પર આવ્યો અને ચિ. બાપુસાહેબ, સૌ.વતી તથા હું ગુજરાત મેલમાં વડોદરા આવવાને નીકળ્યાં. ચિ. સૌ. કુસુમ મંડપે અને ડૉ. અરવિંદ [તળવલકર] સ્ટેશન પર મળવા આવ્યાં હતાં.

## તા. ૨૯ મે ૧૯૪૯, રવિવાર
## [વડોદરા]

પરોઢિયે ૪–૧૫ના અરસામાં વડોદરા સ્ટેશન પર આવ્યાં. ત્યાંથી મુકામ પર (શ્રી બાળાસાહેબ મહાજનને ત્યાં).

સવારની નિત્યવિધિ. લોકો સાથે વાતોચીતો. રોજનીશી લેખન. ૧૦–૩૦ થી ૧૧–૩૦ સુધી ચિ. સૌ.તાઈને ત્યાં માતુશ્રી પૂજ્ય બાઈ, સૌ.વતી, ચિ. બાપુ અને હું જઈ આવ્યાં. ભોજન બાદ શ્રી નાનુભાઈ, વગેરે લોકો મળવા આવ્યા. પછી વિશ્રાંતિ. ત્યાર બાદ ચાહ, શૌચ, વાતોચીતો, વગેરે.

સાંજે જનોઈની 'અક્ષત'. મંદિરમાં 'અક્ષત' મેં જ મૂકી ત્યાંથી ગુરુવર્ય શ્રી ગુપ્તે માસ્તરને[૧૨] ત્યાં જઈને વાતોચીતો.

રાત્રે [ઘરનાં સહુ] લોકો સાથે વાતોચીતો, વગેરે.

## તા. ૩૦ મે ૧૯૪૯, સોમવાર
## [વડોદરા]

આજે ચિ. બાપુ (વિષ્ણુ) [શ્રી અનંત નરહર ઉર્ફે બાળાસાહેબ મહાજનના મોટા દીકરા]ની જનોઈ. સવારથી ધમાલ.

સવારે રોજનીશી અને પરચૂરણ વાચન. શેઠ કસ્તુરભાઈના કામ માટે [એમના ગુમાસ્તા] શ્રી પ્રેમચંદ અને ડૉ. પટેલ આવ્યા હતા એમની જોડે [કામ અંગેની વાતોમાં] ઘણો બધો વખત ગયો. પછી શ્રી સૌ. તનુમતી ચિનુભાઈ, શ્રી ઉદયન અને શ્રી બાબુરાવ મહેતા ચિનુભાઈના દાવામાં સમાધાનની સૂચનાઓ કરી છે તે વિષે વિચાર-વિનિમય કરવા આવ્યાં હતાં. ભોજન બાદ વિશ્રાંતિ. પછી ચાહ, વાતોચીતો, વગેરે. સાંજે છોકરાંઓને લઇને કમાટી બાગમાં ચક્કર મારી આવ્યો. પરંતુ પ્રાણીસંગ્રહ અને બગીચો, વગેરે બધું વેરાન લાગ્યું. કાળજી લેનાર કોઈ રહ્યું નહિ એમ દેખાયું ! ઠીક.

રાત્રે વાતોચીતો, વગેરે.

## તા. ૩૧ મે ૧૯૪૯, મંગળવાર
## [વડોદરા]

સવારે બાકી રોજનીશી પૂરી કરી. શ્રી વામનરાવ નિકતે આવ્યા હતા એમની જોડે થોડો વખત ગયો. મારા કામની બરાબર ભીડમાં તેઓ આવ્યા તે કારણે કામ અધૂરું રહ્યું ! કેટલોક બાકી પત્રવ્યવહાર વાંચવા કાઢયો. બિલિમોરા સેવ્ય-સેવક આશ્રમના શ્રી અભ્યંકર [એમના] આશ્રમની મિલકતનો ઉપયોગ કરવાની બાબતમાં સવારે મળવા આવ્યા હતા. એમની યોજનાઓને મેં સંમતિ આપી. ૧૦-૩૦ થી ૧૨-૦ સુધી સૌ.વતી [અને] શ્રી ભાલુતાત્યા [જાંભેકર]ની જોડે વાડીમાં જઈને મારા જન્મસ્થાનની[૧૩] જગ્યા જોઈ. શ્રી વેદાન્તી (અમારા પરિચયના) પડોશની શ્રી વાકણકરની જગ્યા લઈને ત્યાં કંઈક બાંધીને પોતાનો building contractorનો ધંધો કરી રહ્યા છે. તેમણે અમારી જગ્યા માગી, હું બગીચો કરીશ એવું એમણે કહ્યું. મેં એમને એમની શરતો, વગેરે લેખિત જણાવવા વિશે કહ્યું છે. આ જગ્યાનો ઉપયોગ થાય એવી મારી અવશ્ય ઇચ્છા છે. પછી શ્રી કર્કરે, શ્રી ફડણીસ, શ્રી ઓઝે, વગેરે લોકોને મળ્યો. શ્રી મૈરાળનું ગણપતિનું મંદિર[૧૪] અને શ્રી ઓઝેનું ગણપતિનું મંદિર જોયાં. અગાઉનું તેજ લુપ્ત થયાનું જણાયું ! ભક્તોનાં અંતઃકરણો જ [જ્યાં] શુષ્ક બની રહ્યાં ત્યાં દેવનું દૈવત્વ શું દેખાવાનું ?

ભોજનના સમયે મુકામ પર આવ્યો. ભોજન બાદ કેટલાક કાગળો અને પછી પરચૂરણ કામ. ભદ્રમાંની રામજી મંદિરની[૧૫] જગ્યા મહારાષ્ટ્ર શિક્ષણ મંડળને[૧૬] કઈ શરતોએ આપવી અને શ્રી ગોવિંદરાવ જોશીની

પુત્રીના સ્મરણાર્થે મળનારી ત્રણ હજારની રકમ કેવી રીતે વાપરવી એ વિશે મારા વિચારો વિગતવાર શ્રી ભાલુ-તાત્યાને કહ્યા. શ્રી ફડણીસ અને શ્રી ગોવિંદરાવ જાંભેકર મળવા આવ્યા હતા. કઠલાલની સંસ્થાની બાબત, શ્રી શંકરલાલ પરીખ મળવા આવ્યા હતા. એક હજાર રૂપિયાનો ફાળો મેં એમને આપવાનું કબૂલ કર્યું.

૭ થી ૮-૩૦ સુધી પ્રાગતિક મંડળના ઉપક્રમે [મારો] જાહેર 'વાર્તાલાપ' ઘડિયાળી પોળમાં રાખ્યો હતો ત્યાં ગયો. એનું છેવટે વ્યાખ્યાનનું જ સ્વરૂપ આવી ઊભું. જે પ્રકારના સ્વાતંત્ર્યની આપણે ઇચ્છા રાખીએ છીએ તે સિદ્ધ કરવા માટે પ્રજાએ જ કામ કરવું જોઇએ. પ્રજાને મજબૂત બનાવવી જોઇએ. શિસ્ત, સંયમ, પરસ્પર ન્યાયભર્યું વર્તન, વગેરે [બાબતો] કાયદાથી લદાય તે શકય નથી, પણ દરેકના અંતઃકરણમાંથી જ તે [બધી બાબતો] સ્ફુરવી જોઇએ એવા આશયનું બોલ્યો. એકંદરે આ ભાષણ સારું થયું.

ઘેર આવ્યા પછી A. I. R.ના લોકો એક વાયુ-પ્રવચન માટે આવ્યા. એમને આવતી કાલે બોલાવ્યા છે. પછી ભોજન, વાતોચીતો, વગેરે.

## તા. ૧ જૂન ૧૯૪૯, બુધવાર
## [વડોદરા]

સવારે રોજનીશી. વૃત્તપત્ર-વાચન. પછી ૮ થી ૯-૧૫, ૧૧ થી ૧૧-૩૦ અને બપોરે ૩-૩૦ થી ૪-૧૫ એમ મળીને ગુજરાત યુનિવર્સિટી વિષેનું વડોદરા કેન્દ્ર પરથી [પ્રસારિત કરવાનું] વાયુ-પ્રવચન લખાવ્યું.

સવારે ૯-૧૫ થી ૧૦-૩૦ સુધીનો સમય ચિ. પ્રહ્લાદ ઉર્ફે બાબા [શ્રી બાળાસાહેબ મહાજનનો બીજો પુત્ર] એની જનોઈ પ્રસંગેના સત્કાર-સમારંભમાં ગયો. ઘણા બધા લોકો મળ્યા. પાછળથી શ્રી છોટાભાઈ સુતરિયા આવ્યા હતા.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી વાયુ-પ્રવચનનો મુસદ્દો. જાંભેકર લોકો સાંજની ગાડીમાં અમદાવાદ ગયાં. કસ્તુરબા ફંડનો બાકી પત્રવ્યવહાર કર્યો.

સાંજે ૬-૦ થી ૮-૧૫ સુધી ચિ. અપ્પાસાહેબ મોઘેને ત્યાં ગયો હતો. વડોદરા લશ્કરમાંના કેટલાક લશ્કરી અમલદારોની ઇચ્છા મને મળવાની હતી. ખૂબ જ નિખાલસતાથી અમારી વાતો થઈ. વિલીનિકરણમાં એમનું પોતાનું ભાવિ શું? નોકરીમાં ચાલુ રાખશે કે કાઢી મૂકશે? પગાર, પેન્શનનું શું એવી દરેકને સ્વાભાવિક ચિંતા થતી હતી. ત્યાંથી શ્રી મગનભાઈ [ભીખાભાઇ]ને ત્યાં જઈને મુકામ પર આવ્યો. ભોજન બાદ આરામ.

## તા. ૨ જૂન ૧૯૪૯, ગુરુવાર
## [વડોદરા]

સવારે નિત્યવિધિ. રોજનીશી-લેખન. પછી ગઈ કાલે લખાવેલું ગુજરાત યુનિવર્સિટી વિશેનું વાયુ-પ્રવચન સુધાર્યું. એમાં ઘણો બધો વખત ગયો. બે કાર્ડ લખ્યાં. ૧૦-૩૦ થી ૧૧ સુધી શ્રીમતી નણુતાઈ દેવને મળી આવ્યો. પછી ચિ. સૌ. સિંધુ પાસેથી ચિ. વસંતરાવ ધામણકરે એમના 'પ્રવાસી' પત્ર માટે અને બીજાં કામ માટે ઉછીના લીધેલા પૈસાની હકીકત સાંભળી. આ દેવું આશરે ૪-૫ હજારનું છે તે કેવી રીતે ભરપાઈ કરવું એ પ્રશ્ન જ છે. ઘરની ખેતીની [જમીન] વેચીને ભરપાઈ કરશે. પણ મને એ વસમું લાગે છે અને એ જાણી મનમાં ઉચાટ થાય છે. પત્ની ને બાળકોને કશોક આધાર જોઈએ તે ચાલ્યો જવાનો. હજાર, પંદરસો સુધીની રકમ હોત તો તે હું પણ આપવાનો વિચાર કરત. પણ આ રકમ મોટી છે. જોઈએ આગળ ઉપર તેઓ શું કરે છે તે.

ભોજન માટે ડૉ. શારંગપાણી અને ડૉ. પુસાળકર આવ્યા હતા તે કારણે મોડું થયું. ભોજન બાદ વિશ્રાંતિ. પછી ૪-૧૫ થી ૫-૩૦ સુધી રેડિયો-ઘર પર જઈને વાયુ પ્રવચન રેકૉર્ડ કરી આવ્યો. [ઘરનાં] સહુ લોકોને [રેડિયો-ઘર] જોવા લઈ ગયો હતો.

ત્યાંથી આવ્યા પછી ચા, વાતોચીતો, વગેરે. ૬-૩૦ થી ૮-૩૦ સુધી વાડીમાં કુમાર મંડળ તરફથી શ્રી ઓઝેના ગણપતિ મંદિરમાં [મારો] 'વાર્તાલાપ' રાખ્યો હતો. દેશના ભાગલા મહાત્માજીએ કેમ સ્વીકાર્યા, બહુસંખ્ય લોકો હિંદુ છે તો પછી હિંદુ રાષ્ટ્ર કહેવાને શો વાંધો? પાકિસ્તાનને ૫૫ કરોડ રૂપિયા અપાવ્યા એ ભૂલ નથી વારુ? વગેરે સવાલો હતા. મેં તેમના સવિસ્તર જવાબો મારી સમજ પ્રમાણે આપ્યા. લોકોને સંતોષ થયો એવું [લાગ્યું] નહિ.

રાત્રે ભોજન બાદ છોકરાઓને અમારી વિલાયતના પ્રવાસની હકીકત કહી. એ ઉપરથી કલ્પના આવી કે ઘેર પણ રોજ, જીવનમાંના કોઈ ને કોઈ પ્રસંગો કહેવા. અલબત્ત, ઘેર છોકરાઓ પ્રૌઢ છે અને તેમને આમાં કેટલે અંશે મઝા આવશે એ સવાલ જ છે.

ચિ. બાપુ [માવળંકર] આજ સવારની ગાડીમાં અમદાવાદ રવાના થયો.

## તા. ૩ જૂન ૧૯૪૯, શુક્રવાર
## [વડોદરા]

સવારે રોજનીશી-લેખન. અને, ઘણા બધા કાગળો. વૃત્તપત્રો જોવાનાં, વગેરે.

ચિ. શરદ ખાડેકર મળ્યો હતો. ઘરની હકીક્ત કહીને પોતાના શિક્ષણ માટે ખર્ચની સગવડ કેવી રીતે કરવી એ સવાલ હતો. એનું માસિક ખર્ચ રૂા. ૧૫૦ છે!

ભોજન બાદ વિશ્રાંતિ. પછી થોડા કાગળો અને લોકો સાથે વાતોચીતો.

સાંજે થિયૉસૉફિકલ લૉજમાં પ્રજામંડળના લોકો સાથે વાર્તાલાપ. મુખ્ય વિષય: (૧) ભાષાવાર પ્રાંતરચના; (૨) કૉમ્યુનિસ્ટ લોકોનું વધતું જોર કેવી રીતે અટકાવવું? (૩) વડોદરાના વિલીનીકરણમાંથી ઉત્પન્ન થનારા પ્રશ્નો. રાજ્યવહીવટ અગાઉનાં જેમ અમલદારશાહી પદ્ધતિનો છે. અગાઉ ગુજરાતી પરિભાષા વડોદરામાં હતી. વિલીનીકરણને લીધે ઊલટું ત્યાં અંગ્રેજી આવી! ભાષાંવાર પ્રાંતરચનાની બાબતમાં મારા વિચારો મેં કહ્યા. કૉમ્યુનિસ્ટ લોકોનો સામનો કરવાનો હોય તો સત્તાના જોરે તે થશે નહીં. પણ આપણે જો નમ્રતાથી, સહિષ્ણુતાથી સહુની જોડે વર્તીએ, મુશ્કેલીઓ સમજી લઈને એ દૂર કરવાનો પ્રામાણિક પ્રયત્ન કરીએ તો જ પ્રજાને આપણે વિષે આત્મીયતા લાગશે અને એમનું ખેંચાણ અસંતુષ્ટો તરફ થશે નહીં. પણ આપણે એ પ્રમાણે વર્તતા નથી. [આપણે તો એનાથી] ઊલટું વર્તન કરીએ છીએ. એટલે, કાંઈ નહીં તો મારા અભિપ્રાય મુજબ તો કૉમ્યુનિઝમને આપણે આજે આપણી મદોન્મત્ત અને અસહિષ્ણુ વૃત્તિથી મદદ કરી રહ્યા છીએ! વડોદરાના વિલીનીકરણમાંથી જે પ્રશ્નો ઉદ્‌ભવે છે એમાંના ઘણા બધા [પ્રશ્નો] [આવા] મદોન્મત્ત અને અસહિષ્ણુ વર્તનને કારણે જ છે એવી મારી તો સમજ છે. ડાંગનો પ્રશ્ન નીકળ્યો. ત્યાંની ભાષા મરાઠી નથી, પણ ગુજરાતી છે. આમ હોવા છતાં ડાંગ જંગલનું ઉત્પન્ન વધારે હોવાથી ભાષા મરાઠી ઠરાવી એવો આક્ષેપ પ્રજામંડળના અગાઉના પ્રધાન અને વડોદરાની સરકારમાંના પ્રધાન રહેલા શ્રી ચુનીલાલ શાહે કર્યો ત્યારે માત્ર હું રોષે ભરાયો. સરકારે ભૂલ કરી એમ કહેવું જુદું અને હેતુઓનું આરોપણ કરવું એ જુદું. મતભેદો પ્રામાણિક છે એવું જ સમજીને ચાલ્યા સિવાય આપણું જીવન–જાહેર અગર ખાનગી–નિર્મળ, શુદ્ધ કેવી રીતે રહે? શ્રી. ચુનીભાઈનો આક્ષેપ મને ખૂબ જ ગંદો લાગ્યો. આગળ જતાં મહારાષ્ટ્ર પ્રાંત ભવિષ્યકાળમાં થવાનો એની પૂર્વતૈયારી તરીકે મુંબાઈ સરકારે (એટલે, શ્રી. ખેરે જ) ખોટો નિર્ણય આપ્યો! અને શ્રી મોરારજીભાઈ, શ્રી દિનકરભાઈ,[૧૭] શ્રી વૈકુંઠભાઈ,[૧૮] વગેરે ગુજરાતી લોકોએ એને માન્યતા આપી! આવા આરોપો કરવા તે યોગ્ય નથી. અને આવી ટેવ પડી તો આપણું પ્રાંતીય જીવન પણ ડહોળાએલું થશે એવું મેં સ્પષ્ટ કહ્યું. મને લાગે છે કે હું જરા વધુ કડક જ બોલ્યો. ઠીક.

ઘેર આવ્યા બાદ શ્રી પો. ગો. શાહે શાસ્ત્રીય કોષની બાબતમાં વાત કરી. ડૉ. શાહ એમના ટ્રસ્ટના કામ માટે આવ્યા હતા. ભોજન બાદ વાતો, વગેરે.

## તા. ૪ જૂન ૧૯૪૯, શનિવાર
## [વડોદરા, અમદાવાદ]

પરોઢિયે ઊઠીને જવાની તૈયારી. સહુની વિદાય લઈને ૬–૫૦ની લોકલમાં નીકળ્યાં. ૧૧–૧૫ના અરસામાં અમદાવાદ.

આજે ગાડીમાં વાચન સારું થયું. વેસ્ટ ગોદાવરી જિલ્લાના ઍડવોકેટ શ્રી. પી. રાજેશ્વર રાવના 'A Survey of Indian Constitutionalism' પુસ્તકની પ્રકાશન-પૂર્વ (advance) નકલ એમણે મોકલી છે તેનાં આશરે ૯૦ પાનાંનું વાચન થયું. આણંદ સ્ટેશને શ્રી. રાવજીભાઈ ચતુરભાઈ (દા. ન. હાઈસ્કૂલના) અને બોચાસણના શ્રી. શિવાભાઈ ગોકળભાઈ મળ્યા હતા.

ઘેર આવીને પરચૂરણ કામ [વિષે] શ્રી. નર્મદાશંકર

અને શ્રી. ચિટણીસને [સૂચનાઓ] કહીને જમવા માટે ચિ. બાપુ અને હું શ્રી. સૌ. તનુમતીને ત્યાં ગયા હતા. સર ચિનુભાઈએ એમના દાવા અંગેના સમાધાનની કેટલીક શરતો જણાવી છે એની ચર્ચા કરીને અમારા જવાબનો મુસદ્દો ભોજનોત્તર નક્કી કર્યો.

પાછા ફરતાં રસ્તામાં સદ્‌ગત ખાન બહાદુર ચાહવાલાના બંગલા પર તેમના ભાઈને દિલસોજી આપવા સારુ ગયો. ખાન બહાદુરનો અને મારો પરિચય ૧૯૦૯ની સાલથી. તેઓ કૉલેજમાં આવ્યા ત્યારે હું 'દક્ષિણા ફેલો' હતો,[૧૯] આગળ જતાં 'સ્ટુડન્ટસ્ બ્રધરહુડ'માં અને બીજાં જાહેર કામોમાં પણ [અમે બન્ને] સાથે જ હતા. એમનું અને મારું રાજકારણ જુદું અને વિરોધી. એને કારણે મ્યુનિસિપાલિટીમાં તેઓ રાજકારણ પૂરતું વિરોધી જૂથમાં બેસતા. બાકીનાં કામોમાં તેમનો વિરોધ નહોતો એટલું જ નહીં પણ ટેકો પણ રહેતો. ગુજરાત વિદ્યાસભામાં પણ તેઓ ઘણાં વર્ષો સુધી કારોબારી સમિતિમાં સભ્યપદે હતા. ૧૯૩૦ની સાલમાં રાણપુર તપાસ સમિતિના કામ અંગે અમારા પર ધંધુકા મુકામે કેસ ચાલ્યો તેમાં તેઓ સરકાર તરફથી અમારી વિરુદ્ધના વકીલ હતા. [અમારા] મતભેદો ગમે તેટલા હતા તો પણ માણસ [ચાહવાલા] સચ્ચાઈવાળો, પાપભીરુ અને સહૃદય. મારે માટે એમને ખૂબ આદર અને પ્રેમ રહેતા. એક નિકટનો સ્નેહી અને માયાવાળો તથા સચ્ચાઈવાળો એવો માણસ ચાલ્યો ગયો એ બદલ દુ:ખ થાય એ સ્વાભાવિક છે. ઈશ્વરેચ્છા.

ત્યાંથી ભદ્રમાં આવીને પછી બંગલા પર. થોડો આરામ. શેઠ કસ્તુરભાઈ એમનાં કેટલાંક કામ માટે, શ્રી. મુસ્તફામિયા કાદરી[૨૦] (વકફ કાયદા વિષે), શ્રી. પરીક્ષિતલાલ મજમુદાર (સાબરકાંઠા કૂવાઓ, વગેરે માટે), શ્રી. જેઠાલાલ ગાંધી અને શ્રી રસિકભાઈ પરીખ (ગુજરાત વિદ્યાસભાનાં કામો માટે), રા. બ. ડાહ્યાભાઈ આદરભાઈ (હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટના કામ માટે), શ્રી. ગટુભાઈ ધ્રુ[૨૧] (સંસાર સુધારા હૉલની બાબતમાં), શેઠ જગાભાઈ દલપતભાઈ (એમના બંગલા વિષેના કામ માટે), શેઠ અમૃતલાલ હરગોવનદાસ (યુનિવર્સિટી ટ્રસ્ટ, વગેરે બાબતો માટે), શ્રી. ભાલૂતાત્યા અને શ્રી. રાજગુરુ (રામજી મંદિરની જગ્યા માટે), શ્રી. ઉત્તમચંદ શાહ (બારડોલી આશ્રમના કામ માટે, શ્રી પ્રભુ[૨૨] (રાયફલ એસોસીએશનના કામ માટે) — આ પ્રમાણે અને બીજા લોકો પણ આવ્યા હતા.

વચ્ચે ૪II થી ૫II સુધી [સદ્‌ગત] સ્વરૂપચંદને ઘેર અને શ્રી. ફૂલશંકર દેસાઈ વકીલને ત્યાં દિલસોજી વ્યક્ત કરવા જઈ આવ્યો. સ્વરૂપચંદની પત્નીને અને છોકરાંઓને આશ્વાસન આપવા ઉપરાંત હું શું કરવાનો? ૧૯૧૩ની સાલથી સ્વરૂપચંદ મારે ત્યાં હતો. કાળ કેટલો ઝપાટાબંધ વહી ગયો!

રાત્રે ગુજરાત મેલમાં સૌ.વતી, ચિ. બાપુ અને હું મુંબાઈ આવવા નીકળ્યાં.

## તા. ૫ જૂન ૧૯૪૯, રવિવાર
## [દાદર, મુંબાઈ]

સવારે દાદર સ્ટેશન પર અમે ત્રણે જણ ઊતર્યાં. ચિ. અણ્ણા અને શ્રી. દાદામામા [ગુર્જર] મોટર સાથે અમને લેવા આવ્યા હતા. શ્રી. દાદામામાને ત્યાં મુકામ. રોજનીશી, કસ્તુરબા ફંડના પત્રો, વગેરે કામ. રાજાપુર શાળામાંના મારા મિત્ર અને હાલમાં જળગાંવમાં વકીલાત કરી રહેલા શ્રી કૃષ્ણાજી અનંત પ્રભુદેસાઈ મળવા આવ્યા હતા. ભોજન બાદ વિશ્રાંતિ. પછી ટપાલ. હિસાબ.[૨૩] માતુશ્રી પૂજ્ય બાઈને સવિસ્તર પત્ર, વગેરે. પછી સામાન બાંધ્યો અને દાદરથી શેઠ કસ્તુરભાઇ લાલભાઇના બંગલા પર (Green Cottage, Carmaichal Road, Beharamji Gamadia Hill, Bombay No. 26) રહેવા આવ્યો.

સાંજે ઘરનાં લોકો સાથે વાતોચીતો. શ્રી. ભદ્રજી [ધ્રુ] અને શ્રી. બાબુરાવ મહેતા આવ્યા હતા. [સરદાર] શ્રી. વલ્લભભાઇ [પટેલ]ને સર ચિનુભાઈના કારકૂને હૉલના દાવા વિષે એક લાંબો કાગળ લખ્યો છે. એમાં સર ચિનુભાઈ નો પક્ષ [ખેંચી] રંગીને, એ કુટુંબ નુકસાન મારા અભિમાનને કારણે, અવ્યવહારુ વર્તનને લીધે અને રોષને કારણે હું કરી રહ્યો છું! એવો આક્ષેપ છે. વલ્લભભાઇએ એને બારોબાર જવાબ આપીને [એના] કાન ખેંચ્યા છે [અને બરાબર સુણાવ્યું છે] અને પત્ર મારે ત્યાં પાઠવ્યો છે. તે મેં શ્રી ભદ્રજીને અને શ્રી બાબુરાવને બતાવ્યો. આ પત્ર

અલબત્ત જ એ કારકૂનનો પોતાનો નથી. એની સહીથી ચિનુભાઈએ અગર તેમના લુચ્ચા અને સ્વાર્થી સલાહકારોએ જ મોકલેલો છે. પણ એ ઉપરથી એમ દેખાય છે કે સર ચિનુભાઈની આર્થિક સ્થિતિ ખૂબ જ કાંઈ આવી ગઈ છે. ઠીક.

રાત્રે ભોજન બાદ વાતોચીતો અને વિશ્રાંતિ.

(ક્રમશ:)

*

## પાદટીપો

૧ સ્વાતંત્ર્યોત્તર ભારતમાં દાદાસાહેબ જેટલો વખત જીવ્યા [૧૫ ઑગસ્ટ ૧૯૪૭ થી ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬] તે દરમિયાન સવિશેષ ઉત્કટતાથી દાદાસાહેબ ભારતની ગ્રામ-પુનર્રચના અને ગ્રામ-સુધારણા વિશે વિચાર અને ચિંતા કરતા હતા. સંજોગોએ અને વિધિએ એમને રાજધાની નવી દિલ્હીમાં મોટે ભાગે રહેવાની ફરજ પાડેલી, પણ તેમનું મન અને વલણ તો ગામડાંઓ તરફ વધુ ને વધુ ઢળી રહ્યું હતું. કસ્તુરબા સ્મારક ફંડ અને ગાંધી સ્મારક નિધિનાં કાર્યોમાં એમણે દિલચસ્પી દાખવી હતી તથા ભારતીય ગ્રામજીવનના સ્વસ્થ વિકાસ માટે એમણે એ ફંડોનાં નાણાંનો બનતો વિનિયોગ યોગ્ય કાર્યકરો દ્વારા અને નક્કર કાર્યક્રમો મારફત કરવાનો પ્રયાસ કર્યો હતો. સદર બંને ફંડોમાં દાદાસાહેબ સક્રિય ટ્રસ્ટી હતા અને છેવટનાં વર્ષોમાં બંને ફંડોનું પ્રમુખપદ પણ એમણે સંભાળ્યું હતું. એ હેસિયતમાં તેઓ ભારતનાં વિવિધ રાજ્યોમાં વિગતવાર પ્રવાસે જતા. પાર્લમેન્ટની બેઠકો ચાલુ ન  ાય તે દરમિયાનમાં—ટૂંકા કે લાંબાવિરામના અઠવાડિયાઓમાં—આવા પ્રવાસો દાદાસાહેબ ખેડતા અને એ રીતે ગામડાંઓ તરફની એમની વધતી પ્રીત અને ચિંતા જાગ્રતપણે દાખવતા.

દાદાસાહેબ હંમેશ કહેતા કે ગામડાંઓમાં જનાર સેવકોની સંખ્યા વધવી જોઈએ અને ગામડાંઓમાં સ્થાયી બનીને કામ કરનારાં કાર્યકર ભાઈ-બહેનોની સંખ્યા પણ ગણનાપાત્ર હોવી જોઈએ. આવા સેવકો અને કાર્યકરો ઉપદેશ આપવાની વૃત્તિથી કે ગુરુગ્રંથિથી પીડાઈને ગામડાંઓમાં ન જાય એમ પણ તેઓ વારંવાર કહેતા. પોતે પણ ગામડાંમાં જઈ રહેવાને ઉત્સુક હતા. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની આગેવાની અને રાહબરી હેઠળ મહેમદાવાદ પાસે નેનપુરમાં વાત્રક સહકારી હાઉસિંગ સોસાયટીના પ્લૉટ્સ પાડવામાં આવ્યા તેમાં એક નાનો પ્લૉટ ખરીદવાનો આગ્રહ દાદાસાહેબને જ્યારે કરાયો ત્યારે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક પ્રત્યેની દાદાસાહેબની પ્રેમાદરભરી લાગણી ઉપરાંત દાદાસાહેબનો ગ્રામજીવન પ્રત્યેનો આવો રસ અને પ્રેમ પણ કારણભૂત હતો. અમદાવાદથી બહુ દૂર નહિ એવા આ સ્થળે નાનકડા પ્લૉટ પર એક મધ્યમ કદનું થોડી ઓરડીઓવાળું જ મકાન બંધાવવું અને ત્યાં રહેવું એવી દાદાસાહેબની ઘણી ઇચ્છા હતી. જિંદગીનાં બાકી રહેલાં છેલ્લાં વર્ષોમાં નિવૃત્તિમાં કંઈક પ્રવૃત્તિ કરવા માટે ગામડાંમાં જઈને રહેવાની એમને ઇચ્છા હતી. ૧૯૫૬ ની સાલમાં જાન્યુઆરીમાં કસ્તુરબા ફંડનાં કામો અંગે દક્ષિણ ભારતના લાંબા પ્રવાસે દાદાસાહેબ ગયા હતા ત્યારે એમણે જાહેર અખબારી મુલાકાતમાં સ્પષ્ટ સૂચન અને ઇચ્છા દર્શાવતાં કહેલું કે, 'હું હવે પાર્લમેન્ટરી અને રાજદ્વારી બાબતોથી નિશ્ચિતપણે નિવૃત્ત થવા માગું છું. આવતી સામાન્ય ચૂંટણીમાં —સને ૧૯૫૭—હું ભાગ લેવાનો નથી. જે ચાર છ કે એવાં જ થોડાં વર્ષો મારે માટે વિધિનિયત હોય તેમાં ગામડાંમાં જઈને રહેવાનો અને લેખન-વાચન ને ચિંતનમાં સમય પસાર કરવાનો મારો ઈરાદો છે.' પરંતુ વિધિની કરણી એવી કે જાન્યુઆરી ફેબ્રુઆરી ૧૯૫૬નો એમનો આ દીર્ઘ પ્રવાસ મરણતોલ નીવડયો અને ૫મી ફેબ્રુઆરીએ અમદાવાદ પાછા આવતાં પહેલાં જ પ્રવાસમાં એમના પર હૃદયરોગનો હળવો હુમલો થયો અને અમદાવાદ

આવ્યા બાદ તા. ૯-૧૦ ફેબ્રુઆરી તથા તા. ૧૮-૧૯ ફેબ્રુઆરીએ એમના હૃદય પર રોગના બે ગંભીર હુમલાઓ થયા અને ત્રીજા અને છેલ્લા એવા હુમલાથી દાદાસાહેબનું પ્રાણપંખેરું તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ ને રોજ ઊડી ગયું !

૨ નવી દિલ્હીમાં તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૮ને રોજ ગાંધીજી પર નથુરામ ગોડસેએ પ્રાણઘાતક ગોળીઓ છોડી અને ગાંધીજી શહાદતને વર્યા તેના પ્રત્યાઘાતરૂપે મહારાષ્ટ્રમાં અનેક સ્થળે હિંસક પ્રક્ષોભ ફાટી નીકળ્યો હતો. નથુરામ ગોડસે જન્મે બ્રાહ્મણ હતો અને એ ગાંધીજીનો ખૂની બન્યો તેના ઉગ્ર વિરોધરૂપે મહારાષ્ટ્રમાં અનેક નાનાંમોટાં ગામોમાં સંખ્યાબંધ બ્રાહ્મણો—ખાસ કરીને હિંદુત્વવાદી બ્રાહ્મણો અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના પક્ષવાળા બ્રાહ્મણો—નાં મકાનો, દફતરો, ઘરો–ખેતરો અને કાર્યસંસ્થાઓ પર બ્રાહ્મણેતરોએ હુમલા કર્યા હતા અને એ રમખાણોમાં ઘણી મિલકત-નુકસાની, હાનિ, આગ, વગેરેના બનાવો બન્યા હતા. પ્રજાકીય વિરોધવંટોળમાં કેટલાક સાવ નિર્દોષ અને સાત્ત્વિક અને સાચા બ્રાહ્મણો પણ સપડાયા હતા, અને એમનું ઘણું નુકસાન પણ કરવામાં આવ્યું હતું. ગાંધીજીની હત્યા પછીનાં આ રમખાણો વખતે જ સાતારા જિલ્લામાં ઔંધ ગામમાં પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકર અને એમનું સ્વાધ્યાય મંડળ આવી વિરોધ ભાવનાનો ભોગ બન્યાં હતાં અને ત્યાર પછી પંડિત સાતવળેકરજીને મહારાષ્ટ્ર છોડી જવું પડ્યું હતું. પંડિત સાતવળેકરજી તે વખતે-૧૯૪૮ની સાલમાં–દક્ષિણ ગુજરાતમાં વલસાડ પાસે પારડી ગામમાં આવીને વસ્યા અને પુનઃશ્ચ હરિૐ એમણે એ સ્થાનેથી કરીને પોતાનું મહાન યજ્ઞકાર્ય આગળ ચલાવ્યું. પંડિત સાતવળેકરજી પૂરાં ૧૦૦ વર્ષ જીવીને ૧૦૧મે વર્ષે, જુલાઈ ૧૯૬૮માં સ્વર્ગવાસી થયા.

૩ સિંહગઢ મહારાષ્ટ્રનો એક સુપ્રસિદ્ધ અને ઐતિહાસિક કિલ્લો છે. એની ઊંચાઈ ઠીકઠીક છે, કઠણ છે અને ગઢ સારો એવો મોટો છે. પૂનાથી આશરે ૧૯ માઈલ પર તે આવેલો છે. પૂના શહેરમાંની મૂળા-મૂઠા નદીઓ પરના સંભાજી પુલ (એનું જૂનું નામ હતું લકડી પુલ) પરથી સિંહગઢ સરસ અને સ્પષ્ટ દેખાય છે. આખો પર્વત છેક ઉપરની સપાટીએ એક સીધી લીટીવાળો, અને છેડે જાણે એને પગથિયાં હોય એવો દેખાય છે. મરાઠાઓનું રાજ્ય જ્યારે હતું ત્યારે સિંહગઢનું લશ્કરી અને વ્યૂહાત્મક મહત્ત્વ ઘણું હતું. મુસલમાન રાજવીઓની સામેની લડાઈમાં શ્રી શિવાજી મહારાજે સિંહગઢ પર અંતે વિજય મેળવ્યો હતો, પણ એમ કરતાં શિવાજીને તેમના એક અત્યંત બાહોશ અને વફાદાર સેનાની તાનાજી માલસૂરેને ગુમાવવા પડ્યા હતા. તાનાજી પોતે એક બહાદુર લડવૈયા હતા. એ સાક્ષાત્ સિંહ સમા ભડવીર હતા, અને એમની જ ટેક અને તાકાતને કારણે મરાઠાઓ સિંહગઢનો કબજો મેળવી શક્યા હતા અને તેને જીતી શક્યા હતા. શિવાજી મહારાજને સ્વાભાવિક જ આ પ્રસંગે આનંદ અને દુઃખની મિશ્ર લાગણીઓ થઈ હતી. સિંહગઢ તો જિતાયો ખરો પણ સિંહસમા સાથીદારનું મૃત્યુ સહેવું પડ્યું—એ વખતે શિવાજી મહારાજના મોંમાંથી સ્વાભાવિકપણે પ્રગટેલા ઉદ્‌ગારો પણ એટલા જ પ્રસિદ્ધ અને ઐતિહાસિક છે: 'ગઢ આલા, પણ સિંહ ગેલા।'

સિંહગઢનું સૃષ્ટિ-સૌંદર્ય ભવ્ય છે. ત્યાં લીલીછમ ઝાડી આકર્ષક છે અને પર્વત ઉપરનો ઠંડો ગુલાબી પવન આલ્હાદક છે. પર્વત ઉપર પગે ચાલીને અગર 'ડોલી'માં જવાય છે. મોટર રસ્તો પર્વત ઉપર નથી. સિંહગઢની ઉપર 'પ્લૅટો' સરસ વિસ્તીર્ણ છે અને ત્યાં કેટલાંક મકાનો, વગેરેમાં રહેવા-કરવાની સગવડો છે. પ્રવાસીઓ અને સહેલ-ઉજાણી કરનારાંઓની અવર-જવર ત્યાં રહે છે. લોકમાન્ય ટિળક કેટલીક વાર ખાસ વખત કાઢીને સિંહગઢ ઉપર થોડા દિવસ જઇને રહેતા. લોકમાન્ય કહેતા કે સિંહગઢ પરની સ્વચ્છ અને મુક્ત હવા મેળવીને હું ઓર તાજગી અને પ્રેરણા મેળવું છું, જેનાથી મારું દેશકાર્ય રાતદિવસ કરતા રહેવાની શક્તિ મને અખૂટ મળતી રહે છે.

૪ પૂના શહેરથી નજીક આશરે પંદરેક માઈલ પર

આવેલો ખડકવાસલા બંધ જોવાલાયક છે. ત્યાં પાણી-પુરવઠાની સગવડ સારી રીતે કરવા ઉપરાંત જલપ્રવાહોનો અને જલમાર્ગોનો ઉપયોગ કેવી રીતે કાર્યક્ષમતાથી અને યોજનાબદ્ધ રીતે કરવો તેનો પદ્ધતિસર અભ્યાસ તથા વૈજ્ઞાનિક ઢબે એ વિષે વિચાર અને પ્રયોગો કરવાની સુવિધા અને સંસ્થા પણ છે. એનું નામ છે સેન્ટ્રલ પાવર ઍન્ડ વૉટર રિસર્ચ સ્ટેશન.

૫ દાદાસાહેબનો પ્રવાસનો શોખ આજીવન રહ્યો. નાનપણથી તેમને અનેક સ્થળે હરવા-ફરવાનું થયું અને આગળ જતાં તો દેશપરદેશના અનેક વ્યાપક પ્રવાસો એમણે ખેડયા. કુદરતનું સૌંદર્ય માણવાની દૃષ્ટિ દાદાસાહેબ પાસે સારા પ્રમાણમાં હતી. સાહિત્ય, કાવ્ય, વિનોદનો એમનો અભ્યાસ અને વ્યાસંગ પણ ઓછોન હોતો. એટલે, ઘણી વાર તેઓ સૃષ્ટિ-સૌંદર્ય નિહાળતાં કાવ્યો અને શ્લોકો ગાતા અને રસમય વર્ણનો સંભારતા. વિદેશોમાં પણ એમણે જ્યાં અને જેટલું શકય બન્યું તે પ્રમાણે સૃષ્ટિ-સૌંદર્યનું રસપાન કર્યું હતું.

૬ ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ પૂનામાં આવેલી રાષ્ટ્રીય શિક્ષણની ખ્યાતનામ સંસ્થા છે. સંસ્કૃત ભાષા, પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને વિવિધ ભારતીય જ્ઞાનવિજ્ઞાનની શાખાઓનો અભ્યાસ કરવા માટે તથા એ ક્ષેત્રોમાં સંશોધન અને પ્રકાશન કરવા માટે સ્થપાયેલી આ વિદ્યાપીઠનું કાર્ય ધીમું પણ સંગીન એવું અનેક દસકાઓથી સારું ચાલી રહ્યું છે.

૭ ચિત્રશાળા એ પૂનાની એક જૂની અને જાણીતી મુદ્રણ પ્રકાશન સાહિત્ય સંસ્થા છે. સદ્‌ગત વાસુ-કાકા જોશી એના સ્થાપક હતા. એમની પહેલને કારણે મરાઠી ભાષામાં જ્ઞાનવિજ્ઞાનનાં સામયિકો અને પુસ્તકો ચિત્રાત્મક રીતે અને આકર્ષક શૈલીમાં પ્રકાશિત થવા લાગ્યાં. સદ્‌ગત વાસુકાકા જોશીનું જીવન ચરિત્ર મરાઠી ભાષામાં ઉપલબ્ધ છે. ચિત્ર-શાળાનાં ડઝનબંધ પુસ્તકો ઘેર ઘેર વંચાયાં છે અને સંસ્થાનું સામયિક 'चित्रमयजगत' છેલ્લાં ઘણાં વર્ષોથી નિયમિત પ્રસિદ્ધ થાય છે.

૮ સદ્‌ગત સર જદુનાથ સરકાર. બંગાળના જ નહિ બલ્કે સમગ્ર ભારતના એક અગ્રણી ઇતિહાસકાર તરીકે સર જદુનાથનું નામ સહુ ઇતિહાસ-પ્રેમીઓ હંમેશને માટે આદરથી અને કૃતજ્ઞતાથી સંભારશે. સર જદુ-નાથ અને રિયાસતકાર સરદેસાઈ એકમેકના ગાઢ પરિચયમાં રહ્યા હતા. એમની દીર્ઘ અને દૃઢ મૈત્રી નમૂનેદાર હતી. બન્નેનો વ્યાસંગ જબરો હતો. સંસ્કૃત ભાષાનું વાચન અને પઠન બંનેનું વિશાળ હતું. ઇતિહાસની સમજ અને સૂઝ બન્નેમાં વિશિષ્ટ ઉચ્ચ દરજ્જાએ પહોંચેલી જોવા મળતી હતી. સર જદુનાથ સરકાર મોગલ ઇતિહાસના નિષ્ણાત અભ્યાસી અને લેખક હતા, જ્યારે રિયાસતકાર સરદેસાઈ મરાઠા ઇતિહાસના નિષ્ણાત જાણકાર ને લેખક હતા. બન્ને વિદ્વાનોએ ૯૦ વર્ષથી વધુ આયુષ્ય ભોગવીને ચિરવિદાય લીધી.

૯ સદ્‌ગત સ્વરૂપચંદ રતનચંદ શાહ. દાદાસાહેબની વકીલાત દરમિયાનનાં વર્ષો–સને ૧૯૧૩થી સને ૧૯૩૭–માં શ્રી સ્વરૂપચંદભાઈએ અનન્ય ભક્તિ-ભાવે અને વફાદારીથી દાદાસાહેબના ગુમાસ્તા તરીકે એકધાર્યું કાર્ય કર્યું હતું. ૧૯૩૭ની સાલ પછી પણ સ્વરૂપચંદભાઈ માવળંકર કુટુંબના જ જાણે એક સ્વજન તરીકે ચાલુ રહ્યા હતા. તેમની ભલમનભાઈ અને પ્રેમાળ લાગણીનો સ્પર્શ સર્વ અનુભવતા. આજે પણ સદ્‌ગત સ્વરૂપચંદના કુટુંબીજનો સાથે માવળંકર કુટુંબીજનોનો નિઃસ્વાર્થ અને નિરપેક્ષ સ્નેહસંબંધ ચાલુ રહ્યો છે.

૧૦ મહારાષ્ટ્રમાં કથા-કીર્તનની પરંપરા જાણીતી છે. ધાર્મિક ગ્રંથો અને પૌરાણિક કથાઓનો આધાર લઈને એ શૈલીમાં અને એ શબ્દાવલી વડે સાંપ્રત સામાજિક અને રાજકીય જીવનના પ્રશ્નો રસમય શૈલીમાં તથા સંગીત અને સંવાદમય રીતે શ્રોતાગણ સમક્ષ રજૂ કરવાનું સુંદર કાર્ય જે કેટલાક કીર્તન-કારો કરતા તેમને રાષ્ટ્રીય કીર્તનકારો તરીકે ઓળખ-વામાં આવતા. પટવર્ધન બુવાનું નામ એવા રાષ્ટ્રીય કીર્તનકારોની શ્રેણીમાં આગળપડતું અને ઘણું સન્માનભર્યું છે.

૧૧ સદ્‌ગત ભાર્ગવરામ વિઠ્ઠલ ઊર્ફે મામા વરેરકર.

મહારાષ્ટ્રના આ જાણીતા અને કુશળ લેખક એક વિશિષ્ટ નાટકકાર તરીકે સવિશેષ પ્રસિદ્ધ છે. તેમનું વ્યક્તિત્વ કંઈક વિલક્ષણ હતું તે સાથે જ ઘણું આકર્ષક પણ હતું. મામા વાતો-ગપાટાના શોખીન હતા. બીડી પીવાનો પણ એમને સારો એવો શોખ હતો. મહારાષ્ટ્રના સાહિત્યિક અને સાંસ્કારિક જીવન-માં મામા વરેરકરનું અનેરું સ્થાન હતું. કેટલેક અંશે તેઓ વિવાદાસ્પદ વ્યક્તિ પણ સતત રહ્યા હતા. રાજ્યસભામાં રાષ્ટ્રપ્રમુખ-નિયુક્ત સભ્ય તરીકે તેમણે થોડાં વર્ષ કામ કર્યું હતું. મામા વરેરકરે નાટકો થોકબંધ લખ્યાં એટલું જ નહિ પણ એ નાટકો ઠેરઠેર વારંવાર ભજવાયાં પણ ખરાં. નવી દિલ્હીમાં તા. ૧૩ સપ્ટેમ્બર ૧૯૬૪ ને રોજ મામા ૮૧ વર્ષની ઉંમરે અવસાન પામ્યા. ભારત સરકારે એમને એ પહેલાં પદ્મ ભૂષણનો ખિતાબ એનાયત કર્યો હતો. [મામા વરેરકર વિશે શ્રી જયંતી દલાલે લખેલ અંજલિ-લેખ માટે જુઓ: 'અભ્યાસ' વર્ષ ૪, અંક ૨, સપ્ટેમ્બર, ૧૯૬૪, સળંગ અંક ૩૮. પૃ. ૮૧-૮૨].

૧૨ સદ્દગત શ્રી ગુપ્તે માસ્તર. એમના હાથ નીચે દાદાસાહેબ ભણ્યા હતા. ગુપ્તેમાસ્તર માટે દાદાસાહેબને અત્યંત આદરભાવ હતો અને જ્યારે જ્યારે વડોદરાની મુલાકાતે દાદાસાહેબ જતા ત્યારે ગુપ્તેમાસ્તરને બને તો થોડો વખત પણ એમને ઘેર મળી આવવાનો ક્રમ દાદાસાહેબ રાખતા.

૧૩ દાદાસાહેબનો જન્મ તા. ૨૭ નવેંબર ૧૮૮૮ ને રોજ વડોદરામાં થયો હતો. દાદાસાહેબનું મોસાળ વડોદરામાં હતું. એમના દાદા (માતાના પિતા) સદ્દગત શ્રી ભાઉસાહેબ ખાંડેકર ગાયકવાડ રાજ્યની નોકરીમાં હતા. વડોદરા શહેરમાં મહમ્મદ વાડીમાં દાદાસાહેબનો જન્મ થયો હતો. એ જગ્યા પર દાદાસાહેબની જન્મ-સ્મૃતિમાં એક બાલમંદિર દાદાસાહેબની હયાતીમાં શરૂ કરાયું હતું.

૧૪ વડોદરા શહેરના એક પરમ ગણેશભક્ત સદ્દગત ગોપાળરાવ મૈરાળે પોતે આ ગણપતિનું મંદિર બાંધ્યું એ જ એની વિશિષ્ટતા છે. સદ્દગત મૈરાળ આ મંદિરના નિર્માતા હતા એટલે વડોદરાના આ ગણપતિ મંદિર સાથે મૈરાળનું નામ લોકજીભે ચડી ગયું છે. વડોદરા શહેરના પૂર્વ તરફના વાડી ભાગમાં આ મંદિર આવેલું છે. ગુજરાતમાં સર્વ પ્રથમ દરજ્જાના મંદિર તરીકે આ મનાય છે. તેમાં ગણપતિની જે મૂર્તિ છે તે 'ઢુંઢિરાજ ગણપતિ' તરીકે ઓળખાય છે. આ મંદિરનું નકશીકામ સુંદર છે અને મંદિર આગળનો સભામંડપ પણ દરબારી ઠાઠમાઠવાળો છે. મૈરાળના આ ગણપતિ મંદિર વિશે તથા ગુજરાતમાંના અન્ય મહત્ત્વના ગણપતિ મંદિરો વિશેની વધુ માહિતી તથા રસમય વિગતો 'श्री गणेश कोश' નામના ઉપયુક્ત સંદર્ભ ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલી છે. પૂનાના શ્રી ગણેશ કોશ મંડળે સંયોજેલો આ 'શ્રી ગણેશ કોશ' શ્રી અમરેન્દ્ર લક્ષ્મણ ગાડગીળે સંપાદિત કર્યો હોઈ મુંબાઇની વોરા ઍન્ડ કું. પબ્લિશર્સ પ્રા. લિમિટેડે તે તા. ૨૭ ઑગસ્ટ ૧૯૬૮ ને રોજ પ્રગટ કર્યો છે. ઉપાસક અને અભ્યાસક એમ સહુને માટે ગણેશ દૈવત વિષયક આ સાધનગ્રંથ મરાઠીમાં લખાયેલો હોઈ તેમાં સાત જુદા વિભાગો છે, અને અનેક ચિત્રો છે. કુલ પૃષ્ઠસંખ્યા ૬૭૦ હોઈ ગ્રંથની કિંમત રૂા. ૩૦/- છે.

૧૫ અમદાવાદમાં ભદ્રમાં આવેલું શ્રી રામજી મંદિર પણ જૂનું અને મરાઠીભાષી વસતિમાં જાણીતું છે. અમદાવાદના ખાંડેકર કુટુંબે એ બંધાવેલું અને એના એક ટ્રસ્ટી તરીકે દાદાસાહેબ હતા.

૧૬ મહારાષ્ટ્ર શિક્ષણ મંડળ અમદાવાદના મરાઠીભાષી લોકોએ સ્થાપેલું છે. મંડળના ઉપક્રમે ભદ્રમાં મરાઠી માધ્યમવાળી એક હાઈસ્કૂલ છેલ્લાં અનેક વર્ષોથી ચાલે છે અને બે વર્ષથી હવે ગોમતીપુરમાં એની શાખા—મરાઠી માધ્યમવાળી હાઈસ્કૂલ—કાર્ય કરે છે. અમદાવાદ શહેરમાં મરાઠીભાષી લોકોની વસ્તી સહેજે ૫૦ હજારથી ઉપર હોઈ અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલબોર્ડના ઉપક્રમે શહેરમાં વિવિધ વિસ્તારોમાં મરાઠી માધ્યમવાળી પ્રાથમિક શાળાઓ એક થી સાત ધોરણ સુધીની છે. હાઇસ્કૂલ કક્ષાએ મરાઠી

માધ્યમની સગવડ મહારાષ્ટ્ર શિક્ષણ મંડળના પ્રયત્નોથી જ સિદ્ધ થઈ શકી છે.

૧૭ સદ્‌ગત દિનકરરાવ નરભેરામ દેસાઈ. ગુજરાતના એક અગ્રણી કૉંગ્રેસી નેતા અને ભરૂચ જિલ્લાના વતની. ૧૯૩૭ની સાલમાં જૂના મુંબાઈ રાજ્યમાં પ્રાંતિક સ્વાયત્તતા અમલી બની તે વખતે દિનકરરાવભાઈ મુંબાઈ ધારાસભામાં ચૂંટાયા અને ખેર-પ્રધાનમંડળમાં તેઓ શિક્ષણ પ્રધાન તરીકે જોડાયા.

૧૮ સદ્‌ગત શ્રી વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતા. પશ્ચિમ ભારતના તેઓ એક અગ્રણી કૉંગ્રેસી નેતા હતા અને મુંબાઈ શહેરના વતની હતા. જૂના મુંબાઈ રાજ્યમાં ખેર-પ્રધાનમંડળમાં તેઓ નાણાં પ્રધાન હતા. ખાદી, રચનાત્મક કાર્યો, અને સહકાર—એ ક્ષેત્રોમાં વૈકુંઠભાઈને ઊંડી દિલચસ્પી અને એ વિષેની નિષ્ણાત જાણકારી હતી. તેમનું વ્યક્તિત્વ મોહક અને સૌજન્યપૂર્ણ હતું. નાજુક પ્રકૃતિના લાગતા વૈકુંઠભાઈ નિર્ધારપૂર્વક અને કાર્યક્ષમતાથી જાહેર સેવા કરનાર વ્યક્તિ તરીકે પંકાયા હતા. શ્રી ગગનવિહારી લલ્લુભાઈ મહેતાના સદ્‌ગત વૈકુંઠભાઈ વડીલ બંધુ હતા.

૧૯ અમદાવાદની ગુજરાત કૉલેજમાં દાદાસાહેબે ઉચ્ચ શિક્ષણ લીધું. સને ૧૯૦૪ થી ૧૯૦૮. બી. એ. થયા પછી ગુજરાત કૉલેજમાં 'દક્ષિણા ફેલો' એક વર્ષ તેઓ રહ્યા હતા. ઉચ્ચ શિક્ષણ લેતી વખતે વિદ્યાર્થી તરીકેની એમની કારકિર્દી ઉજ્જવળ હતી. દાદાસાહેબને અધ્યયન-અધ્યાપનનો ખૂબ શોખ હતો અને શિક્ષક થવાની એમને હોંશ હતી. સંજોગોએ એમને વકીલ અને જાહેર કાર્યકર અને સ્પીકર બનાવ્યા. પણ અધ્યયનનો એમનો શોખ એમણે છેક સુધી સરસ ચાલુ રાખ્યો હતો.

૨૦ મરહૂમ જનાબ મુસ્તફામિયાં બાવામિયાં કાદરી. અમદાવાદના એક અગ્રણી જાહેર કાર્યકર અને મુસલમાન કોમમાંના એક રાષ્ટ્રીય વિચારસરણીવાળા ઉમદા આગેવાન હતા. અમદાવાદમાં રાયખડમાં તેઓ રહેતા હતા. અમદાવાદ મ્યુનિસિપાલિટીનું નાયબ અધ્યક્ષપદ પણ તેમણે સંભાળ્યું હતું. સ્થાનિક સ્વરાજ્ય ઉપરાંત રાયફલ એસોસીએશન, રમતગમત વગેરે પ્રવૃત્તિઓમાં પણ કાદરીસાહેબને ઘણો રસ હતો.

૨૧ સદ્‌ગત શ્રી ગટુભાઈ બાપુજી ધ્રુ. ગુજરાતના એક પ્રખર સમાજસેવક અને સ્પષ્ટ વિચારક અને લેખક તરીકે એમની ખ્યાતિ હતી. 'જ્યોતિર્ધર' નામનું પાક્ષિક એમણે શરૂ કર્યું અને દસકાઓ સુધી એનું સંપાદન અત્યંત ચિવટથી અને કુશળતાથી કર્યું. સંસાર-સુધારા સમાજના તેઓ અગ્રણી હતા. પ્રાર્થના સમાજની પ્રવૃત્તિઓ સાથે તેઓ ગાઢ રીતે સંકળાયેલા હતા. ગુજરાત વિદ્યાસભાની કારોબારીમાં તેમણે વર્ષો સુધી સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી હતી. એમનું અવલોકન સૂક્ષ્મ અને સ્પષ્ટ રહેતું, અને એમના વિચારો અને લખાણો નિખાલસ અને નિર્ભય રહેતાં. અનાથાશ્રમ, હરિજન ઉદ્ધાર, લગ્ન-રીતરિવાજ સુધારણા, કેળવણી, પત્રકારત્વ, વગેરે અનેક ક્ષેત્રોમાં એમનું મોટું અને વિશિષ્ટ પ્રદાન હતું. અમદાવાદના વાલી મંડળના તેઓ પ્રમુખ હતા. કોઈની પણ શેહ કે શરમમાં તણાયા વિના પોતાના વિચારો અને અભિપ્રાયો સતત સુરેખ શૈલીમાં રજૂ કરતાં કરતાં ૮૭ વર્ષની પાકટ વયે, મે, ૧૯૬૮માં તેમનું દુઃખદ અવસાન થયું. માથે ઊંચી દીવાલની કાળી ટોપી, ગૌર વર્ણનું મોં, આંખે ચશ્માં અને હાથમાં લાકડી સાથે ટટાર ઊભા રહેતા ને ચાલતા બોલતા તથા અત્યંત સચોટ અને કટાક્ષયુક્ત ટકોરો માર્મિક રીતે કરતા ગટુભાઈ હવે પ્રત્યક્ષ જોવા ન મળે એ અતિ દુઃખદ બાબત હોવા છતાં ગટુભાઈ એમનાં લખાણો, વિચારો અને કાર્યોથી આપણી વચ્ચે જીવંત જ છે.

૨૨ શ્રી કે. જી. પ્રભુ. છેલ્લા ચારેક દસકાથી તેઓ અમદાવાદમાં સ્થાયી બન્યા હોઈ વેપારનો એમનો વ્યવસાય બાદ કરતાં બાકીનો બધો વખત વિવિધ જાહેર કાર્યોમાં પ્રસાર કરે છે. અમદાવાદ મિલીટરી ટ્રેઈનિંગ ઍન્ડ રાઈફલ એસોસીએશન, નૅશનલ રાયફલ એસોસિએશન જેવી પ્રવૃત્તિઓમાં એમણે સદ્‌ગત દાદાસાહેબ માવળંકરનાં હૂંફ, પ્રેરણા

અને માર્ગદર્શન વડે પહેલ કરી અને એમાંથી જ અમદાવાદમાં એમણે લશ્કરી શિક્ષણ માટેના પ્રાંગણની યોજના ઊભી કરી છે. રમતગમતના ક્ષેત્રે પણ શ્રી પ્રભુનું પ્રદાન સતત ગણનાપાત્ર રહ્યું છે. દેશ-પરદેશના પ્રવાસો એ અંગે એમણે ખેડેલા છે.

૨૩. દાદાસાહેબે તા. ૨૭ ડિસેંબર ૧૯૨૭ થી રોજનીશી નિયમિત લખવાની શરૂઆત કરી ને લગભગ છેલ્લા દિવસ સુધી ચાલુ રાખી. દાદાસાહેબ ખૂબ ચોકસાઈથી અને ચિવટથી બધાં કામો કરતા. વકીલાતમાં અને જાહેર જીવનમાં એમના આ ગુણોને કારણે વધુ ને વધુ કામો એમને સોંપાતાં ગયાં. હિસાબ રાખવાની બાબતમાં પણ દાદાસાહેબ નાનપણથી જ ખૂબ આગ્રહી અને ચોખ્ખા હતા. અંગત ખર્ચ હોય કે કૌટુમ્બિક ખર્ચ હોય કે જાહેર ખર્ચની બાબત હોય, તે દરેકનો હિસાબ દરેક વ્યક્તિએ બરાબર કાળજીપૂર્વક રાખવો જોઈએ એમ તેઓ હંમેશ માનતા અને કહેતા એટલું જ નહીં પણ પોતાની એ પ્રકારની વર્તણુંકથી જ સહુને જરૂરી શીખ આપતા. વર્ષો સુધી ઘરખર્ચના હિસાબો એમણે પોતે લખ્યા હતા, અને દેશમાં કે પરદેશમાં જ્યારે નાનામોટા પ્રવાસે હોય ત્યારે તેઓ અચૂક બધો હિસાબ પોતે જ લખતા, અને આ ટેવ એમણે આજીવન ચાલુ રાખી હતી.

*

# પત્ર-પ્રસાદી

## ગણેશ વાસુદેવ માવળંકર

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી]

સૌ.વતી હાલમાં અહીં થોડા દિવસ રહે એવું ઠરાવ્યું છે. તેમ છતાં મન ઉપર બોજો છે જ. આપની પાસે ત્યાં કોઈ જ નથી એ કરતાં ય, રસોઈ કરવાનો બોજો આપના પોતાના પર પડે એનું દુઃખ થાય છે. અધૂરામાં પૂરું, જે રસોઈયો હતો તે પણ ગયો! ચિ. સૌ. સરલા બધો બોજો કેવી રીતે ઉઠાવી શકશે? રસોઈયો હોત તો આપના પૂરતું ધ્યાન રાખીને અને કામ કરીને એણે ગાડું ખેંચ્યું હોત. ખેર. માણસોની ખટપટ અને ઈર્ષ્યા શા સારુ હોય એ સમજાતું નથી! પણ છે ખરી. એક જ માલિકના અને બધા જ નોકરો, પણ પરસ્પરને નીચા જુએ છે ને પાડે છે. મદદને બદલે દ્વેષ. માણસાઈ નાશ પામી રહી છે એ જ સાચું. ત્યાં હવે રસોઇ, વગેરેની શી વ્યવસ્થા છે તે સગવડે જણાવશો. બીજો ગુજરાતી રસોઈયો રાખશો. હવે મહારાષ્ટ્રીય રસોઈયો મળવાની આશા જ છોડી દેવી જોઈએ. અને, જેનામાં બ્રાહ્મણના ગુણો એટલે કે કંઈ નહિ તો સ્વચ્છતા, પ્રામાણિકતા, કામ અંગે ધ્યાન, વગેરે છે એવા બ્રાહ્મણો આ ધરતી પર જ બહુ ઓછા છે. એટલે પછી બ્રાહ્મણ રસોઈયો પણ કેવી રીતે મળે? ઠીક.

પરમ દિવસે સવારે ૭-૩૦ વાગે અમે અહીંથી નીકળીને બપોરે ૧૨-૩૦ના અરસામાં હૃષીકેશ પાસે શ્રીમતી મીરાબેનના પશુલોક આશ્રમમાં જઈ આવ્યાં. આશરે ૧૫૦ માઈલ છે. ગઈ કાલે સવારે ત્યાંથી નીકળીને એક વાગે પાછાં આવ્યાં રસ્તામાં સૌ.વતીએ હરિદ્વારમાં ગંગા નદીમાં સ્નાન કર્યું. ઠંડી ખૂબ હતી એટલે મેં દર્શન કરીને જ સંતોષ માન્યો. અને, વળી, સૌ.વતીના પુણ્યનો અંશ તો મળશે ને? એવી દલીલ કરી.

પશુલોક આશ્રમની જગ્યા આશરે બે હજાર એકર જેટલી છે. એ જોવા માટે અમે હાથીની પીઠ ઉપર અંબાડીમાં બેસીને ગયેલાં. હાથીણીનું નામ 'રામપ્યારી'. સાંજે હરિદ્વાર જઈને શ્રી ગંગામૈયાની આરતી, વગેરે નિહાળી. હરિદ્વાર જતી વખતે રસ્તામાં મુઝફ્ફરનગર, ડૌરાલા, વગેરે સ્થળોએ ખાંડનાં કારખાનાં આવે છે. એટલે, માર્ગમાં શેરડીની ગાડીઓ હરોળબંધ આવતી હતી. કારખાનાં પાસે તો સો દોઢસો ગાડીઓ ઊભી હતી. એને કારણે ક્ષણે ક્ષણે 'છત્તીસ બાબુ' [પ્રથમ પૌત્ર ચિ. સતીષ] યાદ આવતા હતા. म्हतलं उछाचि गादि' અથવા તો પછી 'म्हतलं, उछाच्या गाद्या आल्या' એવો મંત્ર અમે જપતાં હતાં. ઠીક.

[૨૦, અકબર રોડ, નવી દિલ્હીથી તા. ૬ ફેબ્રુઆરી ૧૯૫૦ ને રોજ માતુશ્રી પૂજ્ય બાઈને લખેલા મરાઠી પત્રમાંથી.]

*

# અમારો સંસાર

## સુશીલા ગણેશ માવળંકર

[નોંધ: અમદાવાદની મરાઠીભાષી બહેનોની જૂની અને જાણીતી સંસ્થા ભદ્ર ભગિની સમાજના હસ્તલિખિત સામયિક 'તરંગ'નાં સંપાદિકા બહેને પૂછેલા ૧૧ પ્રશ્નોના ઉત્તરો મારાં પૂજ્ય માતુશ્રીએ આપ્યા તે સળંગ લેખરૂપે સદર સામયિકમાં પ્રગટ થયા હોઈ એ મૂળ મરાઠી લેખનો ગુજરાતી ભાવાનુવાદ પ્રશ્નોત્તરીના જ રૂપમાં અહીં પ્રગટ કર્યો છે. ગુજરાતી અનુવાદ કરવાની તથા તેને પ્રગટ કરવાની સંમતિ આપવા બદલ 'તરંગ'નાં સંપાદિકા બહેનનો આભાર માનું છું. —પુ. ગ. મા.]

**પ્રશ્ન ૧:** આપનો સંસાર શાંત અને નિયમિત પદ્ધતિથી થયો વારુ?

**ઉત્તર:** અમારો સંસાર સરળપણે અને એકતંત્રી રીતે ચાલ્યો. મારા પતિ માવળંકર કુટુંબમાં એકના એક જ પુત્ર હતા. અન્ય સંતાનોમાં એમને બે બહેનો હતી. એક બહેન ખૂબ જ નાનપણમાં ચાલી ગઈ, અને બીજી બહેન ૨૫–૨૬ વર્ષની ઉંમરે, લગ્ન બાદ, ભરજુવાનીમાં સ્વર્ગવાસી થઈ. બીજાપુરના શ્રી દેસાઈ વકીલને ત્યાં આ બીજાં બહેન પરણાવ્યાં હતાં. મારા પતિનાં બે કાકી પણ પરલોકવાસી થયાં હતાં. મારા પતિના એક કાકા (પૂજ્ય વામન કેશવ માવળંકર) પણ ભરજુવાનીમાં મરણ પામ્યા હતા. એમને સંસ્કૃત તથા પ્રાચીન યુરોપિયન ભાષાઓનો ભારે શોખ અને વ્યાસંગ હતો. મારા પતિના બીજા એક કાકા (પૂજ્ય દામોદર કેશવ માવળંકર) ૨૩–૨૪ વર્ષની ઉંમરે જ હિમાલયમાં ચાલ્યા ગયા હતા. તેઓ થિયૉસૉફિકલ સોસાયટી અને તેની પ્રવૃત્તિઓમાં મશગૂલ બન્યા હતા. મારા સસરા પૂજ્ય વાસુદેવરાવ માવળંકર મુનસફ હતા. તેઓ પણ ભરજુવાનીમાં જ ૪૦ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યા હતા. પિતાનું અકાળ અવસાન થવાને કારણે મારા પતિને માટે એમનાં માતા એ જ પરમ દૈવત હતું. અને તેઓ (મારા પતિ) એક અત્યંત આજ્ઞાધારક સુપુત્ર હતા. એ કારણે ઘરમાં મારાં સાસુ (અમે બધાં લોકો તેમને 'બાઈ' નામે સંબોધતાં હતાં) કર્તાહર્તા હતાં અને એ કહે તે પૂર્વ દિશા એવો પ્રકાર ઘર ચલાવવામાં અને સંસારમાં હતો. પડોશના અને આજુબાજુના લોકો તથા આપ્તજનો તેમનાથી (પૂજ્ય બાઈથી) ગભરાઈને ચાલતાં. નવી અને જૂની પેઢીઓમાં મતભેદો બધાં જ ઘરોમાં હોય છે. પરંતુ અમારા ઘરમાં એક કડક નિયમ હતો અને તે એ કે પૂજ્ય બાઈ જે કહે તે કરવાનું. તેને લીધે મને એક પ્રકારે સહનશક્તિની ટેવ મૂળમાંથી જ પડી હતી, અને તે આગળ જતાં વધારે દૃઢ થઈ. મારું પોતાનું એવું મન હોવા છતાં ન હોવા જેવું જ હતું! કયારેક કયારેક એ વિષે થોડું દુઃખ થતું ખરું, પણ હવે વિચાર કરતાં મને એ ટેવ અને અનુભવનો આ ઉંમરે બહુ મોટો ઉપયોગ અને ફાયદો થઈ રહ્યો છે. અને, આખરે તો આ બધાંનું પરિણામ મધુર જ આવ્યું છે એમ કહેવું જોઈએ.

**પ્રશ્ન: ૨** આપનો સંસાર ખૂબ ધામધૂમભર્યો થયો કે?

**ઉત્તર:** હા, અમારો સંસાર અવશ્ય ખૂબ ધામધૂમભર્યો થયો. મારા પતિ એક સારા વકીલ હતા અને થોડાં વર્ષ માટે તેઓ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા એ કારણે લોકોની સતત અવરજવર રહેતી. આગળ જતાં મારા પતિ મુંબાઈના અને ત્યાર બાદ ભારતના સ્પીકર બન્યા. એટલે, અમદાવાદ મુંબાઈ અને દિલ્હી એમ ત્રિવિધ સ્થળે અમે ઘરસંસાર માંડયો હતો. અમારે ઘેર અમદાવાદમાં ચાર પુત્રોના જન્મનો આનંદ–પ્રસંગ અને ત્યાર પછી એમની સૌની જનોઈઓ અને બાદ એમનાં લગ્નો તથા સૌથી મોટા પુત્રને પ્રથમ સંતાન પુત્ર-રત્ન થયાનો આનંદ ઘણો હતો. એનું (પૌત્રનું) નામ સતીષ રાખ્યું હતું. એના જન્મનાં કારણે મારાં સાસુને પ્રપૌત્ર જોવાનો લાભ મળ્યો અને તે પ્રસંગ એમણે શ્રી ગંગાપૂજન કરીને પ્રપૌત્ર ઉપર પ્રતીકાત્મક સોનાનાં ફૂલ ઉછાળીને ઊજવ્યો. આ બધી બાબતો ધામધૂમથી ભરેલી કહી શકાય. દેશ-પરદેશમાં અમારા અનેક પ્રવાસો થયા. વળી, ૧૯૩૦ની સાલમાં મારા પતિ રાણપુર

તપાસ સમિતિના કામને કારણે અને સત્યાગ્રહને લીધે જેલવાસી બન્યા. ૧૯૩૨-૩૩ની સાલમાં તેઓ રત્નાગિરીમાં સ્થાનબદ્ધ રહ્યા. ૧૯૪૦-૪૧ની સાલમાં વ્યક્તિગત સત્યાગ્રહમાં સાબરમતી તથા યરવડાની જેલોમાં અને ત્યાર પછી ફરી ૧૯૪૨ની સાલમાં સાબરમતી જેલમાં તેઓ રહ્યા હતા. ગાંધીજીના સત્યાગ્રહોમાં આ પ્રમાણે તેઓ સામેલ થયાથી અમારા સંસાર સાથે એક પ્રકારની ક્રાંતિકારી અને નવા સ્વરૂપની ધામધૂમ પણ જોડાઈ ગઈ. મારો સૌથી મોટો પુત્ર ચિ. બાળકૃષ્ણ પણ ૧૯૪૨ની સાલના સત્યાગ્રહ વખતે થોડા મહિના સાબરમતી જેલમાં હતો અને હું પોતે પણ એ સ્વાતંત્ર્ય સંગ્રામ વખતે સત્યાગ્રહ કરીને સાબરમતી જેલમાં થોડાક મહિના રહી હતી.

**પ્રશ્ન ૩:** મહેમાનોની તથા સગાં-સંબંધીઓની ભીડ અને દઠ આપને ઘેર હંમેશ રહેતી હતી કે?

**ઉત્તર:** અમારે ત્યાં મહેમાનો અને સગાં-સંબંધી ભાઈ-બહેનો હંમેશ જ આવજા કરતાં હતાં. મહેમાનોની સરભરા કરવાની અમને ટેવ જ પડી હતી. કેટલીક વાર તો અગાઉના મહેમાનો જાય તે પહેલાં જ નવા મહેમાનો આવતા. એ કારણે મહેમાનો ન હોય ત્યારે અમને સૂનું સૂનું પણ લાગતું. એમનાં (મારા પતિનાં) જાહેર કાર્યો અને જીવનને લીધે લોકોની અવરજવર અને સંબંધો સતત વધતાં જતાં રહ્યાંથી મહેમાનો તો હંમેશ રહેતા જ. અગાઉ અમારે ત્યાં વિદ્યાર્થીઓ પણ પરીક્ષા આપવા માટે આવતા અને ઓળખાણ પરિચયપત્ર સાથે રાખીને કેટલાક લોકો અમારે ઘેર રહેવા પણ આવતા.

**પ્રશ્ન ૪:** આપને ત્યાં ઘરમાં મદદ માટે કોઈ નોકરો, વગેરે રાખતાં કે?

**ઉત્તર:** અમારે ત્યાં ઘરમાં મદદ માટે જેમ કોઈ વાર નોકર હોય તેમ કોઈ કોઈ વાર ન પણ હોય એવું બનતું! નવી દિલ્હીમાં ૨૦, અકબર રોડ પરના સ્પીકરના સત્તાવાર નિવાસસ્થાનમાં અમે રહેતાં હતાં ત્યારે પાર્ટીઓ અને ભોજન-સમારંભો ઘણા બધા થતા હતા. શરૂઆતમાં થોડો વખત મારે ત્યાં રસોઈયો નહોતો. એક વાર અમે શ્રી અને શ્રી સૌ. ખેર તથા શ્રી અને શ્રી સૌ. વિંચૂરકરને જમવા નિમંત્ર્યાં હતાં. બધી રસોઈ મેં કરી રાખી હતી અને એક પોરિયો નોકર અમદાવાદથી આણ્યો હતો એને બધું બનાવી રાખ્યું હતું. ઠંડીના એ દિવસો હતા. એ પોરિયાએ બધું ખાવાનું ગરમગરમ કરીને અમને સહુને પીરસ્યું. જમતાં જમતાં 'આ સરસ છે', 'પેલું સ્વાદિષ્ટ છે', વગેરે વાતોચીતો શરૂ થઈ. એ વખતે બન્ને બહેનો (સૌ. ખેર અને સૌ. વિંચૂરકર) કહેવા લાગ્યાં: 'રસોઈ ખૂબ જ સરસ થઈ છે; તમે રસોઈયો અહીંથી જ મેળવીને રાખ્યો છે કે અમદાવાદથી લાવ્યાં છો?' ત્યારે એમણે (દાદાસાહેબે) તરત જવાબ વાળ્યો કે, 'અમદાવાદનો રસોઈયો છે અને એનું નામ આત્મારામ છે.' એ સાંભળતાં બન્ને બહેનો બોલી ઊઠી કે, 'અમને પણ આવો કોઈક આત્મારામ શોધી આપો ને? કારણ કે, અહીં દિલ્હીમાં લોકોની સતત અવરજવર થતી રહે છે અને એમની સરભરા કરવાની હોય છે અને એમાં પછી ખૂબ દોડાદોડી અને ધમાલ પહોંચે છે.' એ પરથી એમણે(દાદાસાહેબે) હસીને કહ્યું કે, 'આ આત્મારામ વિશ્વાસુ છે અને વિનામૂલ્ય નોકરી કરે છે અને તમારી પાસે જ તે બેઠો છે!' આ સાંભળીને સૌ. ખેર અને સૌ. વિંચૂરકર અને બધાં જ હસી પડયાં અને સૌ. ખેર તો હસવાનું રોકી જ ના શક્યાં અને પછી તેઓ મને કહેવા લાગ્યાં કે, 'ખરેખર, વહિનીબાઈ, તમારે ત્યાં રસોઈયો નથી અને રોજ તમારે ત્યાં તો લોકોનો આવ-જા રહેવાની, એટલે અગાઉ એક બ્રાહ્મણ રસોઈયો અમારે ત્યાં હતો તેને તમારે રાખવો છે? એ રસોઈયો હંમેશ કોઈ ને કોઈ આઈ. સી. એસ. અમલદારને ઘેર રહે છે. કામ બધું કરે છે પણ એને ચાનું ને બીડીનું ભારે વ્યસન છે. તમારે એને આખા દિવસમાં ઓછામાં ઓછા ચાર પાંચ વાર તો ચાના પ્યાલા આપવા જ પડે. વળી, એ બહુ મિજાજી પણ છે. તેમ છતાં તમે રાખી જુઓ અને શક્ય હોય તો એને નોકરીમાં લો જ, કારણ અહીં દિલ્હીમાં તો ખરેખર એકસરખા મહેમાનો આવતા-જતા રહેવાના. એમને જમાડવા, ખવડાવવા, પીવડાવવા એ બધામાં શ્રમ ને વખત ખર્ચ કરવાં જ પડે. એ બધું તમે કરતાં રહેશો તો બીમાર પડશો. માટે તમે આ રસોઈયાને એક વાર

રાખીને જુઓ, ફક્ત એ માણસ કોઈને ત્યાં એક દોઢ વર્ષ કરતાં વધારે ટકતો નથી.' આગળ જતાં, એમણે મોકલેલો એ રસોઈયો અમારે ત્યાં રહ્યો. અને પૂરાં નવ વર્ષ રહ્યો. એટલો બધો વખત એ ટકી રહ્યો એનું શ્રેય સહુએ મને આપ્યું.

**પ્રશ્ન ૫:** આપના જીવનમાં કોઈ પ્રક્ષોભક બનાવો અને ઘટનાઓ થયાં કે?

**ઉત્તર:** સંસાર કહ્યો એટલે સુખદુઃખો, પ્રક્ષોભ અને ખળભળાટ એ બધું હોવાનું જ. અમારાં આયુષ્યમાં અનેક વખતે સત્યાગ્રહની લડતોને કારણે એમને (દાદાસાહેબને) જેલમાં જવાનું થતું એ એક જાતની પ્રક્ષોભક ઘટના જ કહેવાય. વળી, આગળ જતાં મારા એક પુત્રે (ચિ. પુરુષોત્તમ ઉર્ફે અણ્ણા) ગુજરાતી છોકરી સાથે લગ્ન કર્યાં એ પણ ખળભળાટ જન્માવનારો જ પ્રસંગ હતો. મારો સૌથી મોટો પુત્ર ચિ. બાળ (બાળકૃષ્ણ) ૧૯૪૨ની સાલમાં લડત દરમિયાન જેલમાં ગયો. હું પણ એ વર્ષમાં જેલમાં ગઈ હતી. આ બધા પ્રસંગો પણ ખળભળાટવાળા જ કહેવા રહ્યા! મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે હું સ્વાતંત્ર્ય-સંગ્રામ અર્થે જેલમાં જઈશ! બધું એકદમ અને અચાનક બન્યું. એ પ્રસંગ અને લડત જ ઐતિહાસિક હોઈ અનેક સ્ત્રીપુરુષોએ આ રીતે સત્યાગ્રહમાં ભાગ લીધો હતો. સદ્‌ગત શ્રીમતી નંદુબેન કાનુગાએ બહેનોનું એક મોટું સરઘસ કાઢવાનું નક્કી કર્યું અને મને પણ એમાં સામેલ થવાનું નિમંત્રણ આપ્યું. મેં અમારા દીકરાઓ આગળ વાત કાઢી અને પૂછ્યું કે, 'બોલો છોકરાઓ, પૂજ્ય દાદાસાહેબ તો આ પહેલાં જ જેલમાં ગયેલા છે અને હું પણ જો જાઉં તો ઘરમાં કેવી રીતે બધું ચાલશે?' છોકરાઓએ તરત કહ્યું કે, 'વહિની, તું નિઃશંક સત્યાગ્રહમાં સામેલ થજે. તારે જવું જ જોઈએ. અમે બધા પૂજ્ય બાઈની પાસે રહીશું. '૪૨ની આ જબરી લોકક્રાંતિમાં પંડિત જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ પટેલ, પૂજ્ય દાદાસાહેબ, વગેરે બધા ય આગેવાનો અને કેટલા ય નાના નાના કાર્યકરો જેલમાં ગયા છે અને તેથી તું પણ અવશ્ય એ માર્ગે જજે.' સરઘસ નીકળવાના આગલા દિવસે મેં મારી સાધારણ તૈયારી કરી રાખી હતી અને છોકરાઓને કહી રાખ્યું હતું કે, 'મને જો પકડીને જેલમાં લઈ જાય તો અહીં આ અમુક અમુક સામાન તૈયાર રાખ્યો છે, મારાં કપડાં વગેરે મૂક્યાં છે તે મને મોકલી આપજો.' મારાં સાસુને એકંદર પરિસ્થિતિની પૂરેપૂરી કલ્પના નહોતી. તેમણે કહ્યું કે, 'તું જજે ખરી, પણ બહુ આગેવાની લઈને આગળ જવા-કરવાનું રાખતી નહિ'. મેં શ્રી હરતાલિકા દેવીની પૂજા કરી (એ જ દિવસે બરાબર આવી પૂજા મારેની તિથિ હતી) અને સવારે ૧૧-૩૦ના અરસામાં ઘેરથી મારાં સાસુની પરવાનગી લઈને નીકળી.

બપોરે બે અઢીના અરસામાં અમારું સરઘસ અમદાવાદમાં દાણાપીઠમાંથી નીકળ્યું. અમે આશરે અઢીસો બહેનો હતાં. થોડુંક અંતર અમે કાપ્યું ત્યાં તો પોલીસે અમારું સરઘસ અટકાવ્યું અને જોતજોતાંમાં અમારા ઉપર ટિયર ગૅસનો મારો શરૂ કર્યો. એને કારણે બધાં એકદમ વેરવિખેર થયાં અને અડધોઅડધ કે તેથી પણ થોડી વધુ સંખ્યામાં બહેનો સરઘસ છોડીને ચાલી ગઈ. પરંતુ અમે થોડીક બહેનો છેક આગલી હરોળમાં હતાં અને અમારે માટે છટકવું શક્ય નહોતું અને એવી નાસભાગ અમે કરવાનાં પણ નહોતાં અને અલબત્ત એમ કરવું યોગ્ય પણ નહોતું. લોકોનાં ટોળેટોળાં અમારું સરઘસ જોવા ઊમટ્યાં હતાં. પોલીસે ખૂબ ઉગ્ર રીતે અને જોરમાં અશ્રુવાયુના ટેટા ફોડયા હતા. બન્ને તરફ રસ્તાઓ પર ઊભેલા લોકોએ એ વખતે અમારા પર પાણીની ભરેલી ડોલોમાંથી પાણી રેડયું. કેટલાક ભાઈઓ તો માટલાં, મોટાં પવાલાં, વગેરે ભરી ભરીને અમારાં પર પાણી નાખતા હતા, અને વધારામાં ઈશ્વરની મહેરબાની એવી કે થોડી જ વારમાં ઉપરથી આકાશમાંથી મેઘરાજાએ વર્ષાની હેલી વરસાવી. આ બધાને કારણે ટિયર ગૅસનો ઝાઝો ત્રાસ અમને થયો નહિ. પરંતુ, આંખોને માત્ર ધુમાડાનો ઠીક ઠીક ત્રાસ થયો. આંખો ખોલીએ કે એકદમ બળવા લાગે. છેવટે પોલીસે હવામાં બંદૂકની ગોળીઓ ધડાધડ છોડવાનું શરૂ કર્યું. પણ અમે ૨૫-૩૦ બહેનો પૂરેપૂરા નિશ્ચય તથા દ્રઢતાપૂર્વક બેસી રહ્યાં હતાં. કોણ જાણે

કેવી રીતે પણ ક્ષણાર્ધમાં આપોઆપ મનોબળનો સંચાર અમારામાં થયો અને એમ થયું કે આજે આપણે મરીશું કે જીવીશું—સ્વાતંત્ર્યનો એકમેવ ધ્વનિ અંતરમાંથી સતત ઊઠી રહ્યો હતો અને ગૂંજી રહ્યો હતો. સ્વાતંત્ર્યનો જયઘોષ અમે હરહંમેશ કરતાં જ રહેવાનાં! થોડા વખત પછી મોટા મોટા પોલીસ અધિકારીઓ એક પોલીસવાન લઈને આવ્યા અને એમાંથી તો કેટલા બધા હથિયારબંધ પોલીસો ટપકી પડ્યા! એક પોલીસમેન અમારી પાસે આવ્યો અને એણે કહ્યું કે, 'આ ગાડીમાં આપ બેસી જાઓ.' એણે તો આ હુકમ જ છોડેલો. અમને જો કે એ વખતે ઓર હર્ષનો અનુભવ થયો. અમે બેનો મોટે મોટેથી રામનામનો મંત્ર જપતાં જપતાં મોટરમાં બેઠાં અને પછી અમારી રવાનગી કાચી જેલમાં થઈ. અમારી આ ટુકડીમાં કુ. ઈન્દુમતીબેન ચિમનલાલ શેઠ, કુ. ભારતીબેન સારાભાઈ, કુ. ગીતાબેન સારાભાઈ, કુ. ગીરાબેન સારાભાઈ, શ્રી સૌ લીલાબેન દેસાઈ, શ્રીમતી નીમાબહેન, શ્રીમતી બચુબહેન, વગેરે બહેનો હતી. અમે પછી જેલમાં પણ રામ-નામનો જપ મોટે મોટેથી ચાલુ કરીને બેઠાં. અમારી સામે કેસ ચાલ્યો અને અમને દરેકને થોડા મહિનાની સજા થઈ. હું સાબરમતી જેલમાં જઈ પહોંચી. શ્રી ગૌરીએ બાર હજાર વર્ષ તપ કરીને શ્રી શંકરને મેળવ્યા અને મને થયું કે મેં પાંચ દિવસ તપશ્ચર્યા કરીને સાબરમતી જેલમાં પૂજ્ય દાદાસાહેબનાં દર્શન કર્યાં! મને જેલમાં આવેલી જોઈને એમને ખૂબ જ આશ્ચર્ય થયું અને તેઓ એકદમ પૂછવા લાગ્યા કે, 'તમે કેવી રીતે આવી પહોંચ્યાં? પૂજ્ય બાઈએ તને પરવાનગી કેવી રીતે આપી?' પછી મેં એમને પૂજ્ય બાઈની કેવી રીતે પરવાનગી લઈ હું નીકળી પડી એ બધી હકીકત કહી.

**પ્રશ્ન ૬:** મનને આનંદ આપનારા, ફરી ફરી યાદ આવે એવા, આપના આયુષ્યમાંના કેટલાક પ્રસંગો કહેશો?

**ઉત્તર:** નાનપણમાં અમે અમારાં માતપિતાની ગોદમાં કેટકેટલી મજા કરતાં હતાં! અને, વાત્સલ્યની એવી હૂંફમાં રહ્યાં રહ્યાં અમને કોઈ પણ પ્રકારે ચિંતા કે કાળજીની કશી ખબર નહોતી અને રોજ રોજ આનંદ આનંદ થતો હતો—એ બધું બરાબર યાદ આવે છે. મારા પિતાજી રોજ ઑફિસમાં કામે જાય તે વખતે અમે બાળકો એમને આવજો કરવા માટે રોજ દોડતાં દોડતાં ઘરની ગૅલેરીના ખૂણા સુધી પહોંચી જતાં અને પછી, 'બાબા! પાછા આવો ત્યારે અમારે માટે ખાવાનું ને ગમ્મત લાવજો' એમ મોટેથી બૂમ પાડીને કહેતાં. અને પછી બાબા હાથ હલાવીને 'હા, લાવીશ' એવો ઈશારો કરતા અને અચૂક યાદ રાખીને ફળફળાદિ અને સૂકો મેવો લાવતા. એ જમાનામાં ગોળીઓ ને પીપરમીન્ટ, ચૉકલેટ ને ટૉફી એવું ખાસ નહોતું. અમારા બાબા અમને આંક શીખવાડતા, જુદા જુદા શ્લોકો બોલાવરાવતા અને કેટલી બધી વાતો ભગવાનની અને દેવ-દેવીઓની કહેતા એ બધું યાદ આવે છે. મારાં સદ્‌ગત પૂજ્ય માતુશ્રી—અમે એને 'આક્કા' કહીને સંબોધતાં હતાં—એનાં બહેનોમાં સૌથી મોટાં હતાં અને તેથી એમને બધા લોકો આક્કા જ કહેતાં હતાં. મારી મા ઘણી કુશળ હતી. ઘરકામમાં તે ખૂબ દક્ષ હતી. રંગોળી, શીવણકામ, વગેરે અનેક બાબતો અને સંસારોપયોગી ચીજો એને સરસ આવડતી હતી. દશેરો કે દિવાળી આવે ત્યારે તે (અમારી મા) ઘરનું બધું કામકાજ કરીને અમને રાતોરાત નવાં ઘાઘરી-કબજાં બનાવી આપીને પહેરાવતી. તે વખતે માપ અને નકશી બનાવીને હાથે શીવવાની પદ્ધતિ હતી અને અમને નવાઈ થતી કે એક રાતની અંદર માએ આવી રીતે એના હાથે આ બધું કેવી રીતે શીવ્યું હશે? મારી માને રસોઈ ખૂબ જ સરસ આવડતી હતી. ખૂબ જ સ્વાદિષ્ટ ચીજો તે બનાવતી. પાકશાસ્ત્રમાં એ પ્રવીણ હતી. એ જે પદાર્થ બનાવે એ કદી બગડે જ નહિ. દેખાવમાં એ સારો લાગે અને ખાવામાં પણ સરસ લાગે. એણે અમને ઉત્તમ ખવડાવ્યું, પીવડાવ્યું અને સરસ ભણાવ્યું. આજે મારી મા હયાત નથી, પણ એ જે ખાદ્યપદાર્થો બનાવતી એનું માત્ર સ્મરણ કરીએ તો પણ એ ખાધાનું સમાધાન મળે છે. ઝપાટાબંધ કામ આટોપવાની ચપળતા, સ્વચ્છતા અને પારકાંઓને મદદ કરવી, વગેરે બધું સારું શિક્ષણ એણે અમને આપ્યું,

અને તેથી જ હું જ્યારે સાસરે ગઈ ત્યારે મારું ગાડું સરસ ચાલ્યું. તેથી જ, મારી મા મને રોજ યાદ આવે છે અને આનંદથી હૈયું ભરાઈ આવે છે, અને ફરી ફરી સ્મરણ તાજું રહે છે.

૧૯૫૦ની સાલમાં અમે ઇંગ્લેન્ડ ગયાં તે વખતે પાર્લમેન્ટ–હાઉસ ઑફ કૉમન્સ–ની નવી ઈમારતનું ઉદ્ઘાટન રાજા છઠ્ઠા જ્યૉર્જે કર્યું. મારા પતિને અને મને બ્રિટિશ પાર્લમેન્ટના સ્પીકરે આ સમારંભમાં સામેલ થવા માટેનું ખાસ નિમત્રણ આપ્યું હતું. પરંતુ પાર્લમેન્ટનો આ પ્રસંગ જોવા માટે અમને સ્પીકર–પત્નીઓને તથા અન્ય લોકોને માટે પૂરતી જગ્યા બેસવા કરવાની નહોતી, એટલે ચિઠ્ઠીઓ નાખીને નસીબવાન નંબર મેળવનારા માટે અમુક મર્યાદિત બેઠકો મુકરર કરવામાં આવી હતી. મારા સારા નસીબે મારો નંબર એમાં લાગ્યો. હું પાર્લમેન્ટ હાઉસ પર ગઈ અને ત્યાં બેસીને આખો સમારંભ મેં નિહાળ્યો. હું તે વખતે પૂરી વાત જાણતી નહોતી, એટલે અનેક લોકોએ જ્યારે મને "you are very lucky" (તમે બહુ નસીબદાર છો) એવું કહ્યું ત્યારે આ બધા લોકો આવું શા માટે કહે છે એવું મેં જ્યારે પૂછ્યું ત્યારે જ જાણવા મળ્યું કે નસીબવાન નંબરો માટેની ચિઠ્ઠીઓ નાખીને આ રીતની સગવડ કરવામાં આવી હતી.

ફરીથી ૧૯૫૩ની સાલના જૂન મહિનામાં અમારે ઇંગ્લેન્ડ જવાનું થયું. બીજી જૂને બ્રિટનની રાણી ઇલિઝાબેથનો રાજ્યાભિષેક હતો. મારા પતિને ને મને ફરી એ માટે બ્રિટિશ સરકારનું નોતરુ મળેલું. અમે બન્ને ગયાં હતાં. રાણીની સાથે બકિંગહામ પૅલેસમાં ભોજન-સમારંભ હતો ત્યાં અમે ગયાં હતાં. એ વખતે સર વિન્સ્ટન ચર્ચિલ વડા પ્રધાન હતા. તેઓ અમને મળ્યા. અગાઉ ૧૯૫૦ની સાલમાં ક્લેમન્ટ ઍટલી વડા પ્રધાન હતા ત્યારે શ્રીમતી ઍટલીએ બધી સ્પીકરોની પત્નીઓને ભોજન માટે નિમંત્રી હતી. સ્વાભાવિક જ હું પણ એ જમણ વખતે હાજર હતી. પણ મને મનમાં ખૂબ જ ગભરાટ થતો હતો. મને અંગ્રેજી બરાબર બોલતાં આવડતું નથી, એટલે મને બીક હતી કે હું ત્યાં કેવી રીતે જાઉં, અને શું ને કેમ બોલું, વગેરે ચિંતા થતી હતી. પણ પૂજ્ય દાદાસાહેબે મને આગ્રહપૂર્વક કહેલું જ કે તારે અવશ્ય જવું જ જોઈએ, એટલે પછી હું ગભરાતી ગભરાતી ઍટલીના નિવાસસ્થાને ગઈ તો ખરી. ત્યાં પ્રવેશ-દ્વાર પાસે જ શ્રીમતી ઍટલી સ્વાગત કરવા માટે આગળ આવ્યાં અને એમણે કહ્યું, 'How do you do?' તે સાથે જ મને કોણ જાણે કેવી રીતે હિંમત આવી! શ્રીમતી ઍટલીએ મારો ઓવરકોટ કાઢીને એક નિયત સ્થળે સરસ મૂક્યો અને પછી જે ખંડમાં બધી બહેનો બેઠી હતી તે સ્થળે મને લઈ ગયાં. ભારતના સ્પીકરની હું પત્ની છું એમ કહીને એમણે મારો પરિચય સહુને આપ્યો. બધાની વચ્ચે જઈને હું બેઠી ખરી અને પછી જમણ શરૂ થયું એ વખતે થોડી હિંમત મારામાં આવી. જમતાં જમતાં વાતોચીતો શરૂ થઈ. મારી પાસે એક બહેન બેઠાં હતાં એમણે પૂછ્યું કે, 'તમે ઇન્ડીઆમાંથી આવો છો, ખરું ને? હું પણ એક વખત ઇન્ડીઆ અને સિલૉન (ભારત ને લંકા) પ્રવાસ માટે ગઈ હતી. તમારે ત્યાં ઘરકામ માટેના નોકરો ઘણા હોય છે, નહિ વારુ? મારે તો મઝા હતી; એક નોકર આવ્યો અને એણે મારી હેટ વગેરે કાઢીને મૂકી, બીજો આવ્યો એણે મારો ઓવરકોટ લીધો અને મારા હાથમાંની નાનકડી સૂટકેસ લઈને યોગ્ય સ્થળે મૂકી અને રૂમમાં પંખો ચાલુ કરી આપ્યો. હું તો બરાબર આરામમાં થોડાક દિવસો આ રીતે રહી હતી. એનાથી ઊલટું, નહીં તો, અહીંની મારી સ્થિતિ જુઓ! હું સતત કામમાં પરોવાયેલી રહું છું અને અહીં તો ભોજન સમય સુધી એક પછી એક કામો ચાલુ જ રહે છે. જાણે કામો પૂરાં જ થતાં નથી, પણ આજે હું ઝટપટ કામો પતાવીને અહીં આવી છું.' વગેરે વગેરે. જમણ આટોપીને હું પાછી હોટેલ પર આવી ત્યારે મારો ચહેરો ખુશખુશાલ જોઈને એમને (દાદાસાહેબને) આનંદ થયો અને તેઓ બોલ્યા કે,

'તું તો જવાની ના પાડતી હતી ને! પણ હવે જઈ આવ્યાથી તને જ સારું લાગે છે એમ દેખાય છે. આ જ પ્રમાણે મળવા-કરવાનું અને જવા-આવવાનું ગોઠવ્યા સિવાય અને વાતચીત કર્યા સિવાય કેવી રીતે ચાલે? થોડું થોડું બોલતાં જઇએ એટલે એની મેળે આત્મવિશ્વાસ વધે છે. ભૂલ થશે એ બીકે બોલવાનું જ નહિ એ તો કેવી રીતે ચાલે? પાણીમાં પડ્યા સિવાય તરવાનું થોડું જ શીખી શકાય?'

લંડનમાં બકિંગહામ પૅલેસમાં ચા માટે અને અન્યત્ર ઠેકઠેકાણે વિવિધ પાર્ટીઓ માટે પણ અમે ગયાં હતાં. પૅલેસમાં ગયાં ત્યારે હાલની રાણી એલિઝાબેથનાં માતપિતા અને દાદીમા પણ હતાં. અમે સહુની જોડે હસ્તધૂનન કર્યું અને તે વખતે રાણીનાં દાદીમાને જ્યારે અમારો પરિચય ભારતના સ્પીકર અને એમનાં પત્ની એવો કરાવવામાં આવ્યો ત્યારે એ ડોશીમા બોલ્યાં કે, 'હું સહુ પ્રથમ ઇન્ડીઆ ગઈ ત્યારે મને કાનમાં પહેરવાની હીરાની બુટ્ટીઓ મળી હતી. અમે કલકત્તા, દિલ્હી અને અન્ય સ્થળોએ ફર્યાં હતાં. બધું જોયું. કાશ્મીર ખૂબ જ સરસ છે. મને ઇન્ડીઆમાં રહેવાનું ગમ્યું.' ડોશીમા ૮૨ વર્ષનાં હતાં પણ આખો વખત ઊભાં ઊભાં હતાં અને સહુની જોડે હસ્તધૂનન ને વાતો કરતાં હતાં. આ આનંદદાયક પ્રસંગ મને બરાબર યાદ રહ્યો છે.

૧૯૫૩ની સાલમાં રાણીના રાજ્યાભિષેક વખતે અપૂર્વ સમારંભ થયો હતો. વેસ્ટમિન્સ્ટર ઍબીમાંના સમારંભમાં અમે બંને જવાનાં હતાં પણ એમની (દાદાસાહેબની) તબિયત અચાનક બગડી અને એમના પર હૃદયરોગનો હુમલો થશે એવી દહેશત લાગવાથી ડૉક્ટરોએ તેમને સંપૂર્ણ આરામ લેવાનું કહ્યું, અને મારે ન છૂટકે એકલાં જ જવું પડ્યું. લંકાના સ્પીકર અને એમનાં પત્ની મારી સાથે હતાં. અમે વહેલી સવારે છ વાગ્યાથી સમારંભના સ્થળે ઍબીની અંદર દાખલ થયાં હતાં. અમારી બેઠકોની ખૂબ નજીક પંડિત જવાહરલાલ નેહરુની પણ બેઠક હતી. ધામધૂમથી ને સરઘસ આકારે રાણી એલિઝાબેથ આવ્યાં ત્યાર પછી રાણીને દાગીના, કપડાં, વગેરેની ભેટો ધરાઈ. રાજ-મુગટ રાણીના શિર પર મુકાયો. ફૂલહાર, વગેરે બધું થયું. અને પછી પાદરીઓ આવ્યા અને એમણે રાણીના હાથમાં બાઈબલ મૂક્યું તથા પ્રાર્થના કરી. એકંદર આખો સમારંભ ઉત્તમ રીતે જોવા મળ્યો અને સ્મરણપટ પર સરસ અંકિત થયો.

અહીં ભારતમાં વર્ધામાં બેએક વાર કસ્તુરબા ટ્રસ્ટની મીટિંગો વખતે હું એમની (દાદાસાહેબ-ની) સાથે ગઈ હતી. સભાસ્થાને જઈ ને બેસવામાં મને સંકોચ થતો હતો. તે વખતે પૂજ્ય મહાત્મા ગાંધીએ મારી મુશ્કેલી તરત જાણી ને સમજી હોય એ રીતે તેઓએ મને કહ્યું કે 'આવો, અહીં બેસો. આ કામ તમારું જ ચાલે છે.' આમ બાપુજીની પરવાનગીથી હું મીટિંગોમાં બેઠી. બીજે દિવસે અમારા રહેઠાણની ઓરડી પર ગાંધીજી પોતે આવ્યા અને અમારી શી શી વ્યવસ્થા છે અને અમારી સરભરા બરાબર થાય છે કે નહિ તે જાતે તપાસી ગયા. મને બાપુજીએ પૂછ્યું કે, 'ચા, વગેરે સરસ મળે છે ને?' વળી, બાપુજીએ ઉમેર્યું કે, 'અહીં મચ્છરો ઘણા છે એટલે, મચ્છરદાની લગા-ડજો.' અને પછી એ કેવી રીતે લગાડવી એ પણ એમણે કહ્યું. વર્ધામાં મહેમાન ખંડમાંના પલંગ ઉપર બે તરફ લાકડીઓ મૂકીને મચ્છરદાની લગાડ-વાની વ્યવસ્થા હતી. કસ્તુરબા ફંડની સભાઓ પૂરી થઈ ને ચાર દિવસ બાદ અમે પાછાં ઘેર આવવાને નીકળ્યાં. તે વખતે મહાત્માજીએ મને પૂછ્યું, 'કેમ, અહીં આશ્રમમાં રહેવા-કરવાનું ગમ્યું કે?' મેં હા પાડી; એટલે, તેઓ તરત હસીને બોલ્યા કે, (મોં ઉપર આંગળી મૂકીને) અહીંથી બોલો છો કે (છાતી ઉપર હાથ મૂકીને) અહીંથી બોલો છો? અને પછી એમણે ઉમેર્યું કે, 'ફરી અહીં આવશો તો સમજીશ કે તમને અહીં ગમ્યું છે!'

જાન્યુઆરી ૧૯૪૬માં નવી દિલ્હીમાં વડી ધારાસભાના પ્રમુખપદે મારા પતિ ચૂંટાયા એ પ્રસંગ ઐતિહાસિક હતો અને ચૂંટણી ભારે રસા-

કસીભરી હતી. માત્ર ત્રણ જ વધારે મતોથી પૂજ્ય દાદાસાહેબ, સર કાવસજી જહાંગીરને હરાવીને, ધારાસભાના પ્રમુખપદે ચૂંટાઈ આવ્યા હતા. તે પ્રસંગે, ને ત્યાર પછી સ્વતંત્ર ભારતના પહેલા સ્પીકર તરીકે તેઓ ચૂંટાયા ત્યારે, દાદાસાહેબનું ભવ્ય સ્વાગત થયું. દિલ્હીમાં ૧૯૪૬–૪૭ના એ દિવસોમાં અનેક દિવસો ને અઠવાડિયાં સુધી કેટલા બધા લોકો સ્પીકરને જોવા માટે રોજેરોજ રસ્તાઓ પર ને પાર્લમેન્ટની આસપાસ ઉત્સાહથી ટોળે મળતા હતા એ બધા આનંદના પ્રસંગો પણ મને બરાબર યાદ છે.

**પ્રશ્ન ૭:** આપને ત્યાં આવેલા મહેમાનોના સારા અને કંઈક વિચિત્ર એવા અનુભવો કહી શકશો?

**ઉત્તર:** અમારે ત્યાં ઘણા બધા મહેમાનો આવ્યા, રહ્યા ને ગયા. પરંતુ વખતસર આવ્યા હોય અને નિયમિત રીતે રહ્યા હોય એવા બહુ જ થોડા મહેમાનો હતા. વળી, કેટલાક મહેમાનો એવા આવ્યા કે એમને માટે ગાયનું દૂધ, ઘી અને હાથે ખાંડેલા ચોખા, તથા હાથે દળેલો બાજરીનો લોટ એ પ્રમાણે બધું તૈયાર કરવું ને રાખવું પડતું અથવા મેળવવું પડતું. આવા મહેમાનોની સરભરા કરતી વખતે ગામમાં ક્યાં શું મળે છે એ શોધવામાં અને દળવા કરવામાં વખત ઠીક ઠીક ખર્ચ થતો. કેટલાક મહેમાનો ભોજનને સમયે ગેરહાજર રહેવાથી એમની રાહ જોતા બેસવાનો વારો આવતો! એક વાર રત્નાગિરીના એક મહેમાન આવ્યા હતા, અને તેઓ જે ઊંઘ્યા તે છેક સવારે ૧૧ વાગ્યે ઊઠ્યા! જાગ્યા પછી જો કે તેઓ ખૂબ જ શરમીંદા બની ગયા! મને તેમણે કહ્યું કે 'વહિનીબાઈ, ખરેખર કેટલું બધું હું ઊંઘ્યો! સાચે જ, મને કેમ કોઈ એ જગાડયો નહીં? બધા લોકો મને શું કહેશે?' મેં કહ્યું કે, 'જે કહેવાનું હતું તે બધાએ કહી નાખ્યું. હવે તમે જલદી નિત્યવિધિ અને સ્નાન આટોપી લો ને જમવા માટે આવો!' એક વાર અમારે ત્યાં ઔંધના રાજાસાહેબ શ્રીમંત ભવાનરાવ ઉર્ફે બાળાસાહેબ પંતપ્રતિનિધિ અને શ્રી સૌ. રાણીસાહેબ મહેમાનો તરીકે આવ્યાં હતાં. એમનું બન્નેનું વર્તન બધી જ રીતે ખૂબ વખાણવા જેવું હતું. એમનું વ્યક્તિત્વ આદરપાત્ર —રાજાસાહેબ પરોઢિયે ચાર વાગ્યે ઊઠે અને સ્નાન, પૂજા, સૂર્યનમસ્કાર વગેરે, નિયમિતપણે કરે. તેઓ હમેશાં ગાયનું દૂધ પીતા. એમની ઉત્તમ વાતોચીતોમાં મગ્ન થઈ જવાતું અને એમની મૈત્રી અમને સુખદાયક લાગતી. રાજાસાહેબ માટેની રસોઈ શ્રી સૌ. રાણીસાહેબ પોતે કરતાં. ખુદ ઔંધમાં એક બે વાર અમે રાણીસાહેબના હાથની રસોઈ ખાધી છે. એવા એક પ્રસંગે રાજાસાહેબે જમતાં જમતાં પૂછેલું કે, 'કેમ, રસોઈ કેવી થઈ થઈ છે?' ત્યારે અમે બન્નેએ કહેલું કે, 'ખૂબ જ સ્વાદિષ્ટ રસોઈ થઈ છે.' તરત રાજાસાહેબ બોલી ઊઠ્યા કે, 'વહિનીસાહેબ, આમાં હાર્ટ છે હાર્ટ! આ બધી રસોઈ રાણીસાહેબે પોતે બનાવી છે.' પછી રાજાસાહેબે મને ખાસ આત્મીયતાથી પૂછ્યું કે, 'વહિનીસાહેબ, રસોઈ આપ જ કરો છો ને? આપ જ રસોઈ કરજો.' અમને એમની આ વાત ખૂબ યોગ્ય લાગી. ઘેર હું ઘણી વખત પોતે જ રસોઈ કરતી હતી. એ વખતે કોઈ મળવા આવે તો તેઓ રસોડામાં આવી ચડતા અને પછી આશ્ચર્ય સાથે કહેતા કે, 'વહિનીબાઈ, આપ રસોઈ બનાવો છો? ખરેખર, કોઈ રસોઈયો આપને નથી મળતો?' એવે વખતે મને ખૂબ નવાઈ થતી કે પોતાની રસોઇ પોતે કરી તો તેમાં નાનમ જેવું શું છે? ઊલટું દરેક સ્ત્રીએ રસોઈ તો પોતાને ઘેર પોતાના હાથે જ કરવી જોઈએ. પોતાના પતિને અને બાળકોને એણે પોતાને હાથે જ પીરસવું જોઈએ. એમાં પ્રેમ અને ભાવ હોય છે. કોને શું ભાવે છે, કોણ કેટલું ખાય છે, કોણે આજે કેમ ખાધું નહિ, વગેરે બધું જાણવા મળે છે. માતા જે રીતે આત્મીયતાથી પીરસશે અને બધું કરશે તે રીતે નોકરો કેવી રીતે કરી શકે? એટલે, બહેનોએ પોતપોતાનાં ઘરોમાં દક્ષ રહેવું જ જોઈએ અને એ કારણે જ ઘર સરળતાથી ચાલે છે. નોકરો બગાડ ઘણો કરે છે, તેઓ અસ્વચ્છ હોય છે, અને તેઓ ઓછા કાંઈ આત્મીયતાથી બધું કરવાના છે? એટલે, મારી નમ્ર વિનંતી સહુ બહેનોને એ છે કે તેમણે રસોઈ પોતે જ કરવી. ઔંધના રાજાસાહેબે એમને ત્યાં એક 'ગુત્તી કૂકર' કરાવ્યો

હતો અને મને પણ સાત ડબ્બાનો એક 'કૂકર' તેમણે કરાવી આપ્યો હતો. વળી, રાજાસાહેબ કહેતા કે ઉપવાસ વખતે ખાવા માટે મોરૈયા ઉત્તમ, પણ સાબુચોખા ખાવા નહિ. એવું તેઓ કહેતા.

**પ્રશ્ન ૮:** આપને ભાગે આવેલું જીવન ફરી શરૂ કરવાનું હોય તો આપ હાલની જેમ જ જીવન ગુજારશો કે તેમાં કશોક ફેરફાર હોવો જોઈએ એવું આપને લાગે છે? અને, ફેરફાર જોઈતો હોય તો તે કેવા પ્રકારનો?

**ઉત્તર:** ફરી જીવન જીવવાનું હોય તો કેટલોક ફેરફાર કરવો પડશે. જો નવા યુગમાં સુખથી રહેવું હશે તો વિવેક વડે રહેવું પડશે. સંતોષપૂર્વક બધું સ્વીકારવું પડશે. અને, ધીરજ રાખીને બધું મેળવવું જોઈશે. એનો જ અર્થ એ કે વિલંબ થાય અગર ઢીલ થાય તો એનું દુઃખ ન લગાડતાં સંતોષ રાખીને જીવવું. આવો મોટો ફેરફાર મારે એકલીએ જ શું પણ સહુએ જ પોતપોતાના જીવનમાં કરવો પડશે. જરૂરિયાતો જેટલી બને એટલી ઓછી કરવી પડશે. ઇશ્વરે જે આપ્યું છે એમાં સંતુષ્ટ રહેવું એ જ સુખપ્રાપ્તિનું સાધન છે.

**પ્રશ્ન ૯:** કેટલીક જૂની ઘરગથ્થુ રીતરસમો ખૂબ જ જુદા પ્રકારની હતી તેની આપના જીવન પર શી અસર પડી?

**ઉત્તર:** બધાંની મરજી સંભાળતાં જતાં અને પોતાથી ક્યાંક કશીક ભૂલ થશે કે કેમ એની હંમેશ બીક લાગતી. તેથી જાણે આપોઆપ જ નરમ સ્વભાવ ઘડાતો ગયો. સહનશીલતાથી રહેવું હિતકર છે એ વસ્તુ પણ જીવનમાં અને અનુભવથી વધુ સમજાવા લાગી. વળી, જૂના રીતરિવાજો શરૂઆતમાં ગમતા નથી, પણ એમાં ઘણી બધી ચીજો ફરજિયાત રીતે આવે છે અને ભાવિ જીવનમાં એનો ઉપયોગ થાય છે એવું મને અનુભવ પરથી લાગે છે.

**પ્રશ્ન ૧૦:** હાલની જુવાન છોકરીઓ જે રીતે રહે છે, વર્તે છે, બોલે છે એ બધી જ બાબતો અને રીતભાતો અયોગ્ય છે એવું આપને લાગે છે ખરું?

**ઉત્તર:** હાલની છોકરીઓ અગાઉના પ્રમાણમાં વધારે હોંશિયાર, ચપળ છે એ વિષે શંકા નથી. પણ એમનું વર્તન અનેક વખતે સ્વચ્છંદી લાગે છે. પાતળાં ને ઝીણાં કપડાં પહેરવાં, ગમે તે મિત્ર જોડે ફરવું ને બોલવું, સમય-સ્થળની યોગ્યા-યોગ્યતા ન જોવી, વડીલોની આમન્યા ન રાખવી, બીજાઓની દયા અને માયા ન જોવી-કરવી, વડીલજનોનું ન માનવું, વગેરે અનેક બાબતો હાલના છોકરા-છોકરીઓમાં જોઈને મનને દુઃખ થાય છે. પરન્તુ, છોકરા-છોકરીઓની આવી વર્તણૂકનું એક કારણ સમાજમાંની ઝડપી પ્રગતિ તથા વિભક્ત કુટુંબ–પદ્ધતિ છે એમ લાગે છે. છોકરા-છોકરીઓનો દોષ કાઢવા જતાં પહેલાં મા–બાપોએ પોતાના આચારવિચાર તપાસી જોવાની કૃપા કરવી.' 'आधीं केलें मग सांगितलें' (પહેલાં કર્યું, પછી કહ્યું) એ જ સુવર્ણ માર્ગ છે.

**પ્રશ્ન ૧૧:** હાલમાં આપને શું શું કરવાનું ગમે છે અને શેમાં આપને આનંદ તથા ઉત્સાહ લાગે છે?

**ઉત્તર:** દાન, ધર્મ પરોપકાર કરવામાં તથા આત્મશાંતિ પ્રાપ્ત કરવામાં મને હવે ઉત્સાહ રહે છે. હંમેશ આનંદભર્યું વાતાવરણ હોય અને સહુએ સંતોષથી રહેવું એમ થાય છે. પ્રભુના નામસ્મરણમાં જ ખરો આનંદ છે અને તે શોધવામાં બાકી રહેલો સમય પસાર કરવો એ જ એક મોટી લગની અને એ જ જાણે તત્પરતા હવે છે.

*

"શિક્ષણ વિષે ગાંધીજીએ કહ્યું છે કે વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની મુખ્ય ચાવી જે વિષય તેમને શીખવાતો હોય તેમાં રસ ઉત્પન્ન કરવામાં રહેલી છે. વિદ્યાર્થીને જો વિષયમાં રસ પડવા લાગે તો ગમે તેવો ભારે લાગતો વિષય પણ એને માટે સરળ બની જાય છે, અને વિદ્યાર્થી પોતે તેમાં પ્રગતિ કરી શકે. આ રીતે જ તેમણે મને જેલમાં સંસ્કૃત અને ગીતા શીખવ્યાં, અને વૉર્ડર આદમને ઉર્દૂ શીખવ્યું. શીખનાર મોટી ઉંમરે પણ ગાંધીજી પાસેથી ઉત્સાહ અને આનંદથી શીખતા એનું એક મહત્ત્વનું કારણ એ કે પ્રેમપૂર્વક રસ ઉત્પન્ન કરવાની કળા ગાંધીજીને સિદ્ધ હતી. શાળા–કૉલેજોમાં જો અધ્યાપક અને વિદ્યાર્થીઓ વચ્ચે પ્રેમ અને એકતા પ્રવર્તતાં હોય તથા શિક્ષણના વિષયમાં રસ ઉત્પન્ન કરવાની કળા અધ્યાપકને સિદ્ધ થયેલી હોય તો તે વિષય વિદ્યાર્થી સહેલાઈથી અને સારી રીતે શીખે એટલું જ નહિ પણ તેનામાં નવું સંશોધન કરવાની વૃત્તિ પણ જાગે. શિક્ષણક્ષેત્રે આવું વાતાવરણ સર્જાય તો તે બહુ મદદરૂપ થઈ પડે."

[તા. ૧૪-૧૧-'૬૮] શંકરલાલ બૅંકર

*

# સાર્ત્રે અને રાજકારણ

મધુસૂદન બક્ષી

"ચેકોસ્લોવાકિયા ઉપર રશિયાએ કરેલું આક્રમણ એ આંતરરાષ્ટ્રીય કાનૂન પ્રમાણે 'યુદ્ધ ગુનો' છે. કોનાં હિત માટે સમાજવાદી દેશ આવાં કૃત્યો કરે છે? તેમણે એક ગંભીર ભૂલ કરી છે. લોકશાહી પરિબળોમાં વધારે ને વધારે સંગઠનની જરૂર છે ત્યારે કોઈએ પણ તેને વિઘાતક પગલાં લેવાં જોઈએ નહીં."—સાર્ત્રે ('ધી ટાઈમ્સ ઑફ ઇન્ડિયા', ૨૭-૮-'૬૮માંથી)

સાર્ત્રેનાં ઉપર્યુક્ત વિધાનો તેમના રાજનૈતિક તત્ત્વચિંતન સાથે સુસંગત છે. જ્યારે જ્યારે કોઈ દેશનું આંતરિક સંગઠન અને સ્વાતંત્ર્ય બીજો કોઈ દેશ ભયમાં મૂકે, પછી ભલે તે દેશ મોટો હોય કે મિત્ર-દેશ હોય, ત્યારે સાર્ત્રે હમેશાં તેની ટીકા કરી છે, કારણ કે સાર્ત્રેના અસ્તિત્વવાદી નીતિશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે સ્વાતંત્ર્ય એ જ સર્વોચ્ચ મૂલ્ય છે અને માનવીઓએ અન્યનું સ્વાતંત્ર્ય ઝૂંટવી લેવાનો પ્રયત્ન કરવો એ માનવતા વિરોધી છે. સાર્ત્રે સને ૧૯૫૪માં રશિયાની મુલાકાત લીધી હતી અને રશિયાનાં ધ્યેયો અને નીતિઓને વધાવી હતી. સને ૧૯૫૫માં ચીનની મુલાકાત લીધા પછી પણ સાર્ત્રેને પ્રતીતિ થઈ હતી કે લોકો પોતે આત્મનિર્ણય કરીને ભાવિ ઘડવાની તૈયારી કરી રહ્યા છે. આમ, સામ્યવાદ પ્રત્યેનાં સાર્ત્રેનાં વલણો સહુથી વધુ સુખદ હતાં. પરંતુ, સને ૧૯૫૬માં રશિયાએ હંગેરી ઉપર જે રીતે આક્રમણ કર્યું ત્યારથી સાર્ત્રેનો સામ્યવાદ સાથેનો સંબંધ લગભગ તૂટી ગયો. તા. ૯ નવેમ્બર ૧૯૫૬ને રોજ સાર્ત્રે એક અખબારી મુલાકાતમાં હંગેરી પરનું રશિયાનું આક્રમણ વખોડી કાઢ્યું હતું. ૧૯૫૭ના જાન્યુઆરીમાં સાર્ત્રે એક લેખમાં જણાવ્યું કે સમાજવાદના હિતમાં જ હું કહું છું કે આ આક્રમણ યોગ્ય નથી. તે સમયે ફ્રેંચ સામ્યવાદી પક્ષે રશિયન દરમિયાનગીરીને વધાવી લીધી હતી અને સાર્ત્રે આ બાબત પર ઉગ્ર ટીકા કરી હતી. સાર્ત્રે લખ્યું: 'જ્યારે મિ. સ્ટીલ એમ કહે છે કે બુડાપેસ્ટના લોકો હવે પ્રસન્ન છે અને શ્રી જવાહરલાલ નેહરુ એમ કહે છે કે બુડાપેસ્ટના લોકો હતાશ અને ભગ્નહૃદયી થયા છે, ત્યારે નેહરુ વધારે સાચા છે તેમ ન કહી શકાય?' સાર્ત્રેના મત પ્રમાણે હંગેરિયન ક્રાંતિ દાબી દેવામાં રશિયન લોકો કદાચ એમ ધારતા હતા કે આવું જ પરિણામ પૂર્વ જર્મનીમાં આવે અને જો પશ્ચિમ જર્મનીના લશ્કરી દળો તે સમયે ધસી આવે તો કદાચ ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળે. આ ભય અને નિરાશાવાદને લીધે જ હંગેરી ઉપર સોવિયેત આક્રમણ થયું હોવું જોઈએ તેમ સાર્ત્રે માનતા હતા.[૧] સાર્ત્રેના એક વિવેચક ફિલીપ થોડીએ સાર્ત્રે ઉપર એવો આક્ષેપ કર્યો છે કે હંગેરીના બનાવો બન્યા ત્યાં સુધી સ્ટાલીનવાદની ટીકા કરવામાં સાર્ત્રે કેમ મૌન રહ્યા? ધારો કે આ બનાવો બન્યા ન હોત તો સાર્ત્રે સ્ટાલીનવાદથી ઉત્પન્ન થયેલાં અન્ય અપકૃત્યોની ટીકા કરી હોત ખરી?[૨]

સાર્ત્રેનાં રાજકીય વિધાનો સને ૧૯૪૮થી તપાસીએ તો સાર્ત્રે સામ્રાજ્યવાદ, ફાસીવાદ, જાતિવાદ (Racism), વગેરે પ્રત્યે ઘણા ઉગ્ર પ્રત્યાઘાતો રજૂ કર્યા છે. સાહિત્યકારે કે તત્ત્વચિંતકે માત્ર સાક્ષી બની શકાય નહિ, અને રાજકીય તટસ્થતા એ બુદ્ધિજીવીઓને પોષાય જ નહિ તેવું સાર્ત્રે માને છે. સાર્ત્રેનાં બે નાટકો 'Crime Passionel' અને 'Nekrassov' સામ્યવાદનાં પક્ષ–

---

(૧) Jean Paul Sartre–A Literary & Political Study" (1960). સાર્ત્રે અને હંગેરીના બનાવો વિશે જુઓ પાનાં ૨૦૪ થી ૨૨૪.

(૨) ફિલીપ થોડી માને છે કે તે સમયે હંગેરીની રશિયન નીતિની ટીકા કરનાર સાર્ત્રે તકવાદી અને સંદિગ્ધ હતા. પરંતુ, હવે, ચેકોસ્લોવાકિયા વિશે રશિયન નીતિની આકરી ટીકા ધ્યાનમાં લઈએ તો સાર્ત્રે બન્ને પ્રસંગે સુસંગત છે તેમ કહી શકાય તેમ આ લેખકનો મત છે.

રાજકારણ વિશેના છે અને સાર્ત્રનું 'The Flies' નામનું નાટક જર્મનોના અંકુશ વખતે ફ્રાંસમાં સને ૧૯૪૩માં ભજવાયું ત્યારે તેનો મુક્તિનો સંદેશ 'જર્મન સેન્સરશિપ'થી બચવા માટે ગ્રીક પુરાણકથા દ્વારા સાર્ત્રે રજૂ કર્યો. આ માટે સાહિત્યને રાજકારણની દાસી બનાવી દેવાના સાર્ત્ર ઉપર આક્ષેપ થયા છે, પણ રૉબર્ટ ચેમ્પિગ્ની-૩ ના મત મુજબ આ આક્ષેપ તદ્દન અર્થહીન છે, કારણ કે વાચકોના સ્વાતંત્ર્યને અપીલ કરવી એ જ સાહિત્યકારનું આજીવન ધ્યેય છે અને સ્વાતંત્ર્ય–સંગ્રામ હમેશાં રાજકીય ક્ષેત્રે જોવા મળે છે. એટલે, સાર્ત્રના પોતાના રાજકીય લેખોમાં અને સાહિત્ય કૃતિઓમાં સ્વાતંત્ર્યનું મૂલ્ય સર્વોપરિ સ્વીકારાયું છે. હિંસા અથવા લશ્કરી સરમુખત્યારશાહીના અસ્તિત્વમાં જ એક સ્વાતંત્ર્યનું મૂલ્ય સમાયેલું જ છે તેમ સાર્ત્ર માને છે. સાર્ત્રના આ મતની વિચિત્રતા તેમના Critique of Dialectal Reason' (1960)ના પુસ્તક ઉપર વિવેચન કરતા ડી. જી. કુપર સમજાવે છે[૪] કે કોઈપણ જૂથ 'વિખૂટા પડી ગયાના ભાન' (alienation)ને પહોંચી વળવા હિંસાનો આશરો લે છે. 'Violence is freedom to annihilate freedom'. સ્વાતંત્ર્યનો નાશ કરવા માટે મુક્ત રીતે હિંસા અને જુલમનો આશરો લેવાય તે કરુણતા છે, અને આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આવાં અનેક દૃષ્ટાંતો આપણે જોઈએ છીએ. ૧૯૪૩માં સાર્ત્રે માનવમુક્તિનો જે સિદ્ધાંત રજૂ કર્યો તેમાં રહેલી કેટલીક મર્યાદાઓ સાર્ત્રે ૧૯૬૦માં તેમના સમાજશાસ્ત્ર અને રાજકીય ચિંતન દ્વારા દર્શાવી છે. વ્યક્તિ જૂથ સાથે જડાયેલી છે એટલે જૂથે આચરેલી હિંસા માટે વ્યક્તિ પણ પરોક્ષ રીતે જવાબદાર છે તેમ સાર્ત્ર માને છે. સાઈમન–ડ–બોઉઆની આત્મકથામાં સાર્ત્રે નાઝીવાદ પ્રત્યે નિષ્ક્રિય રીતે રહેતા ફ્રેંચ લોકોની ટીકા કરી હતી અને તે સંદર્ભમાં સાર્ત્રે જણાવ્યું હતું કે નાઝીવાદી સામ્રાજ્ય ફેલાય તેના કરતાં યુદ્ધ સારું છે. પોતાના જીવને જોખમે પણ સાર્ત્રે તે સમયની ફ્રેંચ 'Resistance Movement'માં કેવો ભાગ ભજવ્યો તેની કડીબદ્ધ વિગતો સાઈમનની આ આત્મકથામાં પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે યહૂદીઓ પ્રત્યેના નાઝીના અમાનુષી દમનનો સાર્ત્રે ખૂબ જ ઉગ્ર રીતે વિરોધ કર્યો હતો.[૫]

સાર્ત્રના સામ્યવાદી તરફી અને વિરોધી વલણો એટલાં બધાં પરિવર્તન પામ્યાં છે કે ૧૯૫૦ થી ૧૯૬૦ સુધીમાં સાર્ત્રની મૂળ રાજકીય માન્યતા શું છે તે સમજવું મુશ્કેલ છે. પરંતુ, ૧૯૬૦માં સાર્ત્રે જાહેર કર્યું કે માર્ક્સવાદ એ જ આ યુગની વિચારધારા છે અને અસ્તિત્વવાદીઓ માત્ર તેમાં થોડોક સુધારો કરવા માગે છે. ૧૯૫૫ થી ૧૯૬૦ સુધીમાં પોલેન્ડ અને હંગેરીમાં કેટલાક બુદ્ધિજીવી ચિંતકો અને લેખકો જેવા કે કોલાકોવસ્કી, શાફ, પ્રોફેસર જ્યૉર્જ લુકાસ, વગેરેએ સામ્યવાદના આંતરિક વિરોધો પ્રત્યે જાગૃતિ દર્શાવી અને 'વ્યક્તિલક્ષી નૈતિક સામ્યવાદ' શક્ય છે કે નહિ તેની ચર્ચાઓ શરૂ થઈ.[૬] પૂર્વ યુરોપના કેટલાક સામ્યવાદી દેશોમાં ઉદારમતવાદી પરિબળોને વેગ આપવામાં સાર્ત્રનો પણ ફાળો છે તેમ પ્રોફેસર નોવાક માને છે. જુલાઈ ૧૯૬૨માં મૉસ્કોમાં મળેલી 'વિશ્વશાંતિ પરિષદ'માં સાર્ત્રે 'Cultural Disarmament'નો સિદ્ધાંત રજૂ કર્યો હતો. ૧૯૬૨ના નવેમ્બરમાં ચેકોસ્લોવાકિયાના લેખકમિલને સાર્ત્રને પ્રાગમાં, કાફકા ઉપર ભાષણો આપવા નિમંત્ર્યા હતા. પોલેન્ડના બુદ્ધિજીવીઓએ પણ સાર્ત્રને ૧૯૫૭માં 'અસ્તિત્વવાદી ચિંતન' વિશે લેખો આપવાનું આમંત્રણ પાઠવ્યું હતું. આમ, રાજકીય ક્ષેત્રે સાર્ત્રના ચિંતનની અસર માર્ક્સવાદી દેશોમાં ફેલાઈ ચૂકી છે, પરંતુ માર્ક્સવાદ છોડીને અસ્તિત્વવાદી ચિંતન ઉપર રાજકારણ રચવાનું હજી કોઈ દેશે સ્વીકાર્યું નથી અને કદાચ તેવું બનશે પણ નહીં. કારણ કે સાર્ત્રના ચિંતનના પાયામાં ચેતનાની શૂન્યતાનો અને નિરપેક્ષ મુક્તિનો

૩. તેમનું પુસ્તક "Stages on Sartre's Way" (1959) પૃ. ૧૬૬

4. Reason & Violence—A Decade of Sarte's Philosophy, 1950–1960. R. D. Liang and D. G. Cooper. પૃ. ૧૭૨–૧૭૩.

5. Simon–De Beauvoir: 'The Prime of Life' (1960)

૬. માર્ક્સવાદીઓની આંતરિક વૈચારિક ક્રાંતિ અને અસ્તિત્વવાદ સાથેના તેનો સંબંધની વિગતપૂર્ણ રજૂઆત માટે જુઓ: 'Existententialism versus Marxism'–Novack (1966)

સિદ્ધાંત છે.

મનોવિજ્ઞાનની પરિભાષામાં કહી શકાય કે સાર્ત્રના રાજકારણમાં સામ્યવાદ પ્રત્યે 'અભિમુખ–વિમુખ' સંઘર્ષ છે. એક બાજુ સાર્ત્ર એમ માને છે કે કામદારવર્ગની હતાશા અને અપેક્ષાઓને વાચા આપે તેવો એક જ રાજકીય પક્ષ છે, અને તે સામ્યવાદ છે. બીજી તરફ, સાર્ત્ર મુક્તિ અને પસંદગીની વાત કરે છે. 'પક્ષની સરમુખત્યારશાહી' સિવાય સામ્યવાદ શક્ય નથી અને હિંસા એ તેનું સાધન છે તે વાત સાર્ત્ર કેમ અવગણે છે તેની સાર્ત્રના સમકાલીન માર્લો પૉન્ટીએ ટીકા કરી હતી. સાર્ત્ર પોતે ફ્રેન્ચ સામ્યવાદી પક્ષના સભ્ય થયા નથી, અને અન્યને આ પક્ષમાં જોડાવાનું કહેવું તે અસંગત છે તેવી કડક ટીકા કરવામાં પૉન્ટીએ કોઈ કચાશ રાખી નહોતી. પૉન્ટી પૂછે છે કે સત્ય માત્ર ગરીબોના કે મજૂરોના જ પક્ષે છે તેવું શાથી માની લેવું?[7]

સાર્ત્રનો માર્ક્સવાદ અને અસ્તિત્વવાદનો સમન્વય કરવાનો પ્રયાસ નિષ્ફળ ગયો છે તેમ કહી શકાય;[8] પરંતુ, રાજકારણમાં સાર્ત્ર છેલ્લા બે દસકામાં એક પ્રખર સમીક્ષક રહ્યા છે તે અવગણી શકાય નહિ. શોષણખોરી, દમન અને અન્યાય સામે, પછી તેવું કરનાર પૂર્વના દેશો હોય કે પશ્ચિમના હોય, સાર્ત્રે હમેશાં સ્પષ્ટ ધિક્કાર દર્શાવ્યો છે અને સ્વાતંત્ર્ય એ માનવતાનું મૂલ્ય છે તેવું સ્વીકારીને તેમણે આ પ્રહારો કર્યા છે. પરંતુ સાર્ત્ર જો આવું મૂલ્ય સ્વીકારતા હોય, હંગેરી અને ચેકોસ્લોવાકિયાના બનાવો પ્રત્યે આદર્શવાદી નૈતિક ચિંતક જેવું વલણ તેમણે દર્શાવ્યું હોય, તો પછી લેખકને એક પ્રશ્ન મૂંઝવે છે કે માર્ક્સવાદ પ્રત્યે સાર્ત્રનું બૌદ્ધિક આકર્ષણ એટલું બધું શાથી મોહક બન્યું છે કે પોતે જે કંઈ અસ્તિત્વવાદી વિચારધારાની નવી બાબતો રજૂ કરે તેને માર્ક્સવાદી વિચારધારા સાથે સુસંગત બનાવવી જ જોઈએ? સાર્ત્રના ચિંતનમાં માર્ક્સવાદ પ્રત્યેનું તેમનું આકર્ષણ એક 'અંધબિન્દુ' (blindspot) જેવું છે તેવો આ લેખકનો મત છે, કારણ કે માનવસ્વાતંત્ર્યની સર્વોપરિતા સ્વીકારનાર ચિંતક એમ કહી જ ના શકે કે 'માર્ક્સવાદ એ જ આ યુગનું અનિવાર્ય તત્ત્વજ્ઞાન છે'. વિચારોના ક્ષેત્રમાં આ વિધાન એક 'સરમુખત્યારશાહી' જેવું છે, તેમ છતાં રાજકારણમાં પડેલા સાર્ત્રનાં જુદાં જુદાં પરિવર્તનો સાર્ત્રના સમગ્ર વ્યક્તિત્વને સમજવામાં મદદરૂપ અવશ્ય છે.

7. Marxism of Jean Paul Sartre—Wilfred Desan. (1965) પાનું ૧૭.

8. Philosophy of Sartre (1967)-Mary Wavnock

*

# ઇતિહાસ

## ચંદ્રપ્રસાદ ઉ. દેસાઈ

ભૂતકાળ, ભલે ભુલાતો જાય, વર્તમાન ભલે અસહ્ય હોય અને ભવિષ્ય ભલે બીકણું લાગતું હોય, છતાં પણ ઇતિહાસ લોકોના આકર્ષણનું કેન્દ્ર છે, અને માર્ગદર્શક પણ છે. આમ હોવા છતાં પણ આજે ઇતિહાસ તરફ ઉપેક્ષા સેવાતી રહી છે. આના કારણ માટે ઘણાંનું માનવું છે કે ઇતિહાસ સાચી હકીકતોની રજૂઆત કરતો નથી. એટલે ઇતિહાસ શબ્દને વ્યંગમાં વાપરવામાં આવે છે અને કહેવાય છે કે, 'History is dry gossip'. હનુમાનજી રાવણની સોનાની લંકાને પૂંછડેથી આગ લગાડે, શ્રીકૃષ્ણ મનુષ્યાવતારમાં દિવસને ટૂંકો કરી શકે, સીતાજી પૃથ્વીમાં સમાઈ જાય, બાબર પોતાના પુત્ર હુમાયુના મરણને માથે લઈ લે, એવાં એવાં ઘણાં વર્ણનો ચમત્કાર જેવાં લાગે છે, એટલે ઇતિહાસ ટાઢાં ગપ્પાંથી ભરેલો છે, એવું માનનારાંની સંખ્યા ઓછી નથી.

ઇતિહાસ માટે એમ કહી શકાય કે, તે સત્ય પર રચાયેલા કેટલા વૃત્તાંતોનો છે કે કેમ તે શોધવું મુશ્કેલ પડે. આપણને એટલું જરૂર જાણવા મળે છે કે કેટલાક રાજાઓએ રાજ્ય કર્યું, કેટલીક લડાઈઓ લડાઈ, એટલી હકીકતો સત્ય માનીએ તો પણ બીજાં બધાં અલંકારિક વર્ણનો અતિશયોક્તિભર્યાં કે કાલ્પનિક હોય છે. એટલે જ હેન્રી ફોર્ડનું વાક્ય છે, 'All History is bunk.'

નેપોલિયન જેવા સમર્થ માનવીએ પણ કહ્યું હતું કે, 'What is history but a fable agreed upon.' આનું કારણ એ પણ હોય કે રાજાઓનાં ચરિત્રો મોટે ભાગે દરબારીઓ લખતા. આપખુદીના જમાનામાં નિષ્પક્ષ વ્યક્તિઓની તેમ કરવાની હિંમત પણ ક્યાંથી હોય? એટલે વખાણ કરવાથી ઇતિહાસનાં પાનાં ભરાયાં છે. આયને અકબરી ને મીરાતે ફીરદોસી આવાં દૃષ્ટાંતો પૂરાં પાડે છે. આમ હોવા છતાં એટલું તો ખરું છે કે ઇતિહાસ સૈકાઓ દરમિયાન ન્યાય અને અન્યાયના અવાજોને પડઘો આપતો રહ્યો છે. અભિપ્રાયો બદલાય, રીતરસમો બદલાતી રહે, ધર્મો આવે અને જાય, પરંતુ નીતિના નિયમો તો ચિરકાળ દુનિયા માટે કોતરાયેલા રહે છે.

એક વાક્ય વાંચવામાં આવ્યું હતું કે, 'History is dry rot'. આ પણ અમુક રીતે સાચું લાગે છે. ઇતિહાસમાં મુખ્યત્વે જર, જોરુ અને જમીનની લડાઈઓનાં વૃત્તાંતો હોય છે. વળી, આગ, લૂંટ, મારામારી, કાપાકાપી, વટલામણ, બળાત્કાર કે સ્ત્રીઓને ઉપાડી જવી કે દમન કરવાનાં વર્ણનો પણ હોય છે. 'વેરનો બદલો વેર' તેનાથી પણ ઇતિહાસ ભરાયેલો છે. એટલે એક લેખક કહે છે, 'History is a register of crimes', અને તેમાં નૈતિક ગુનાઓ, મનુષ્યની ક્ષતિઓ, અને જનતાનાં દુઃખોને સ્થાન મળે છે. આવો ઇતિહાસ ઇસ્લામી ઝંડો ફરકાવવા મથતા કે કેવળ લૂંટ માટે આક્રમણ કરતા તૈમુર લંગ કે ચંગીસખાનનાં જુલ્મોનાં પણ વૃત્તાંતો આપે છે. તેમાં ઇતિહાસકાર જે માન્યતા ધરાવતો હોય તે રીતે તેની રજૂઆત કરે, ત્યારે સત્ય શોધવું કઠિન પડે છે. અકબર, જહાંગીર અને શાહજહાંને અમે ભણ્યા ત્યાં સુધી સારા નૃપતિઓ તરીકે વર્ણવવામાં આવ્યા હતા. ઇતિહાસનાં નવાં સંશોધનો કહો કે હિન્દુ તરફી માન્યતા ધરાવતા વૃત્તાંતો માનો—તે બધાંમાં તેઓને આજે વિષયી અને જુલમગાર રાજાઓ તરીકે ગણાય એવી હકીકતો રજૂ થઈ રહી છે. તાજમહાલના બાંધનાર શાહજહાં ન હતા એવું સંશોધન પણ થયું છે. આજે આવી દૃષ્ટિ અમેરિકામાં નીગ્રો માં દેખાય છે. તે હવે અમેરિકાનો ઇતિહાસ નીગ્રોની દૃષ્ટિએ રજૂ કરી તેમાં તેમણે આપેલો ફાળો બતાવવા માગે છે, એટલે ઇતિહાસ 'rot' છે, એટલે તે કોહવાટ અને સડાથી ભરેલો છે એવું કહેવામાં વાંધો નથી. આથી, 'History is a petrified forest' એમ પણ લખાયું છે.

આપણાં પુરાણો પણ ઇતિહાસ છે. તેમાં પણ શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણનાં વર્ણનો છે. કૃષ્ણનું નાગદમન, તેમની અલૌકિક શક્તિઓ આજે આપણને વાસ્તવિક નથી લાગતી. તેમ જ જે રામ, યુદ્ધે ચઢી સીતાને રાવણના પંજામાંથી મુક્ત કરી એક પત્નીવ્રતનો આદર્શ રજૂ કરે છે, તે જ રામ વાનરોના નેતા વાલીનો સંહાર કરી, તેની પત્નીને સુગ્રીવને પરણાવે કે રાવણની પત્ની મંદોદરીને વિભિષણ સાથે પરણાવે તે આપણને આંચકો પણ આપે છે. ધર્મરાજા જેવા યુધિષ્ઠિર, જુગારની બદીમાં પડનારા હોય તો ધર્મરાજા કેમ કહેવાય, એ પણ આશ્ચર્ય પમાડે છે. સત્યના ઉપાસક યુધિષ્ઠિર અશ્વત્થામા મર્યો એવું મોટેથી બોલે અને પછી ધીરેથી ગણગણે 'કાં માનવ, કાં હાથી'! એ સત્ય બોલનાર માટે આપત્તિકાળમાં જૂઠું બોલવાની ફરજ દસાવવામાં આવે તે બેસતું તો નથી જ. સીરાજોદુલ્લાએ અંગ્રેજોને કાળી કોટડીમાં પૂર્યા અને (Black hole of Calcutta)થી બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપવું એ વાત આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ. એ રડીમાં એટલા માણસો માય નહિ એ પણ આપણે સમજીએ છીએ. આવું ઇતિહાસમાં વાંચવા મળતું રહે તો ઇતિહાસમાં વિશ્વાસ કેટલો મૂકવો? એમાં ય પાછા હિટલર જેવા નિષ્ઠુર અને વચનનું પાલન કરવા કરતાં તેને તોડવામાં વધુ રચ્યા રહેનારનાં વર્ણનો આવે ત્યારે માનવતા પરવારી ગઈ હોય એમ નથી લાગતું? હિટલરની સમીક્ષા ટ્રૉટ્સકીએ એક વાક્યમાં કરી છે: 'Hitler, a combination of initiative perfidy and political epilepsy.'

આ બધું આપણે સમજીએ છીએ છતાં ઇતિહાસ બધાંને કેમ આકર્ષે છે, તે સવાલ છે. મનુષ્ય અનુભવથી ઘડાય છે, અને અનુભવ ઇતિહાસમાંથી મળે છે. માનવીના વિચારો પલટાતા રહે છે. એ વિચારોથી માનસિક અને આર્થિક પરિવર્તનો આવે છે. એટલે, ઇતિહાસ આપણ-

ને દાખલાઓથી, જીવનની ફિલસૂફી સમજાવતો રહે છે. સાથે સાથે આપણને જીવનનાં મૂળભૂત મૂલ્યોનાં ઉલ્લંઘન કરવા સામે ચેતવણી પણ આપે છે. ઇતિહાસની બે આંખો છે—ભૂગોળ અને સમય. ઇતિહાસના કોઈ સમય તરફ દૃષ્ટિ કરીએ તો આપણને લાગે છે કે દરેક સમય તેના સમકાલીનને અંધાધૂંધીથી ભરેલો લાગે છે. ભૂતકાળ પણ આપણને અંધાધૂંધીથી ભરેલો લાગત, જો ઇતિહાસકારોએ ટીકા-ટીપ્પણ ના કર્યું હોત તો. આજના સમયમાં જ્યારે મનુષ્યની વિચારસરણી પર ચારે બાજુથી આક્રમણ થાય છે, ત્યારે એનું એક શબ્દમાં વર્ણન કરવું એ જોખમ છે. જો કે તેમ થયા જ કરવાનું હોય તો સાચો ઇતિહાસ જેવી રીતે સમજવો તેના માટે મહાન શિક્ષણવેત્તા આલ્ફ્રેડ નૉર્થ વ્હાઈટહેડનું વાક્ય યાદ રાખવા જેવું છે: 'History can only be understood by seeing it as the theatre, of diverse groups of idealists.'

આવા હેતુથી ઇતિહાસ વાંચવો હોય તો તે માનવનાના વિચારો અને શોધખોળોની અસરો ઉપર પ્રકાશ પાડનો લખાવો જોઈએ. ઇતિહાસ તો વીરોની સમર્પણ કથાઓ અને શૌર્યગાથાઓથી ભરેલો હોય છે. આવા વિચાર વિનિમય સાથે તમારે ઇતિહાસ સમજવો હોય તો આ બે પુસ્તકો છે.: History of Civilisation–by Mr. &. Mrs Will Durant, અને Arnold Toynbee નું A Study of History. આવા ઇતિહાસોમાં અમુક તત્ત્વો હોય છે તેનું વર્ણન પણ બીજા એક લેખકે કર્યું છે: 'A Historian ought to be exact, sincere, impartial, free from passion, unbiassed by interest, fear, resentment or affection and faithful to truth, which is the mother of history, the perseverer of great actions, the enemy of oblivion, the witness of the past, the director of the future."

*

# 'હિંદ છોડો'ની ચળવળ

જયકુમાર આર. શુક્લ

પૂર્વભૂમિકા :

૧૯૩૯ના સપ્ટેમ્બર માસમાં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. શરૂઆતમાં જ જર્મનીએ પોલેન્ડ જીતી લીધું ત્યાર બાદ પોતાની આક્રમક નીતિ ચાલુ રાખી અને ૧૯૪૦-ના વર્ષ દરમિયાન ફ્રાન્સ, નૉર્વે, સ્વીડન, હૉલેન્ડ, બેલ્જિયમ, વગેરે દેશો જીતી લીધા. બ્રિટન પર હવાઈ હુમલા તેણે શરૂ કર્યા. આ વખતે ઇંગ્લેન્ડમાં રાષ્ટ્રીય સરકારની રચના કરવામાં આવી હતી, અને વિન્સ્ટન ચર્ચિલ તેના વડા પ્રધાન બન્યા હતા. બ્રિટિશ સરકારે યુદ્ધ પ્રયત્નોમાં ભારતની સંપૂર્ણ મદદની માગણી કરી. આ સમયની બ્રિટનની દુર્દશાથી ગાંધીજી ચિંતિત હતા. તે સમયે એવી માગણી કરવામાં આવી કે બ્રિટને ભારતની સંપૂર્ણ સ્વતંત્રતાની માગણીનો સ્વીકાર કરવો જોઈએ, અને તેના પ્રથમ સોપાન તરીકે યુદ્ધ દરમિયાન રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવી જોઈએ. જો આ માગણી સ્વીકારી લેવામાં આવે તો કૉંગ્રેસ બ્રિટિશ સરકારને સંપૂર્ણ સહયોગ આપવા તૈયાર હતી.

૮મી ઑગસ્ટ, ૧૯૪૦ ને રોજ વાઈસરૉય લૉર્ડ લિનલિથગોએ પોતાની કારોબારી સમિતિમાં હિંદીઓની સંખ્યા વધારવાનું તથા ભારતને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાનું બ્રિટિશ સરકારનું ધ્યેય હોવાનું જાહેર કર્યું, અને ભારતનો યુદ્ધમાં સહકાર માગ્યો. પરન્તુ કૉંગ્રેસે તે દરખાસ્તોનો અસ્વીકાર કર્યો. પરિણામે મહાત્મા ગાંધીજીએ ખૂબ મનોમંથનને અંતે 'વ્યક્તિગત સત્યાગ્રહ'ની ચળવળનો દેશને આદેશ આપ્યો. તેમાં કૉંગ્રેસના કાર્યકરોએ ઉમળકાભેર સહકાર આપીને સરકારની જેલો ભરી દીધી. છેવટે, જુલાઈ, ૧૯૪૧માં ગવર્નર-જનરલની કાઉન્સિલમાં ભારતીય સભ્યોની સંખ્યા વધારી દેવામાં આવતાં સત્યાગ્રહ પાછો ખેંચી લેવામાં આવ્યો.

આ સમય દરમિયાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ

કથળતી જતી હતી. ડિસેમ્બર ૧૯૪૧માં જાપાને પર્લ હાર્બર પર અચાનક હુમલો કરી અમેરિકાનાં અનેક જહાજોનો નાશ કરીને યુદ્ધમાં ઝંપલાવ્યું. જાપાને ફક્ત ત્રણ મહિનામાં ફિલિપીન્સ, હૉંગકૉંગ, ઈન્ડો ચાઈના, ઈન્ડોનેશિયા, મલાયા તથા સિંગાપોર જીતી લીધાં. બ્રહ્મદેશ જીતીને જાપાન ભારતની સરહદો સુધી આવી પહોંચ્યું અને ભારતના પૂર્વ કિનારે હુમલા શરૂ કરી દીધા. આ પરિસ્થિતિમાં ભારતની જનતાનો સહકાર મેળવવા માટે, તેની માગણીઓ પ્રત્યે સહાનુભૂતિ દાખવવા અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટે તથા ચીનની કવોમિંટાંગ સરકારના વડા પ્રધાન ચાંગ કાઈ શેકે બ્રિટનને આગ્રહ કર્યો. બ્રિટનના વડા પ્રધાન મિ. ચર્ચિલને પણ સંજોગાનુસાર તે આગ્રહને વશ થવાની ફરજ પડી. બ્રિટનના યુદ્ધ-પ્રધાનમંડળના જાણીતા સભ્ય સર સ્ટૅફર્ડ ક્રિપ્સ બ્રિટિશ સરકાર વતી ભારત આવ્યા. બંધારણ ઘડવાનો ભારતનો અધિકાર તેમણે સ્વીકાર્યો અને સંરક્ષણ સિવાયનાં બધાં ખાતાં ભારતીયોને સોંપવાની દરખાસ્ત રજૂ કરી. પરન્તુ, પાકિસ્તાનની ખાતરી ન મળવાથી મુસ્લિમ લીગે, તથા ભારતની અખંડિતતાની ખાતરી ન મળવાથી કૉંગ્રેસે, ક્રિપ્સની દરખાસ્તો ફગાવી દીધી.

## કાર્યક્રમની વિચારણા:

બદલાયેલી આ પરિસ્થિતિમાં દેશની આઝાદી પ્રાપ્ત કરવા માટે દેશને શો કાર્યક્રમ આપવો તે કૉંગ્રેસને માટે ગંભીર વિચારણા માગી લે તેવી બાબત હતી. ક્રિપ્સની વાટાઘાટો પડી ભાંગ્યા બાદ ભારતમાં બ્રિટિશ સરકાર-વિરોધી લાગણી પ્રબળ બની હતી. ભારતનાં દ્વાર જાપાન ખખડાવી રહ્યું હતું. સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટે જાપાનની ચડાઈનો લાભ લેવો જોઈએ એવી પણ લોકલાગણી હતી. ગાંધીજીએ ૧૯મી એપ્રિલ, ૧૯૪૨ના 'હરિજન'માં એક લેખ લખીને સૂચવ્યું કે, 'ભારતનાં અને બ્રિટનનાં હિત અને સલામતી માટે બ્રિટને ભારતમાંથી જતા રહેવું જોઈએ'. તેમ કરવાથી જાપાન ભારત પર આક્રમણ નહિ કરે. પરન્તુ, બ્રિટન તેમ ન કરે તો જાપાન ભારતનો પૂર્વ ભાગ કદાચ જીતી લે તો અવશ્ય અરાજકતા ફેલાય. 'હિંદની આઝાદી માન્ય રાખવામાં આવે અને મિત્રરાજ્યો સાથે સહકાર કરીને હિંદ ચડાઈ તેમ જ આક્રમણનો સામનો કરે એ તે વખતની પરિસ્થિતિને પહોંચી વળવા માટેનો એકમાત્ર રસ્તો હતો. હિંદની આઝાદીનો આ રીતે સ્વીકાર કરવામાં ન આવે તો પછી ચાલુ તંત્રને પડકારવાને, તેમ જ પ્રજાને પાંગળી બનાવી રહેલાં અને હરેક પ્રકારના આક્રમણનો શિકાર બનાવનાર જડતા અને પ્રમાદમાંથી તેને જગાડવાને કોઈક સક્રિય પગલું ભર્યા વિના આરો નહોતો.'[1] જૂન ૧૯૪૨માં ગાંધીજીએ લખ્યું: 'પરદેશી સત્તાને ફગાવી દેવા માટે દેશ અહિંસક તાકાત વિકસાવે ત્યાં સુધી મેં ખૂબ રાહ જોઈ છે. પરન્તુ હવે મારું વલણ બદલાયું છે. મને લાગે છે કે હું વધારે થોભી શકીશ નહિ'.[2] ભારતની સ્વાતંત્ર્ય-પ્રાપ્તિની ગાંધીજીની ધગશ ઉત્કટ હતી. આખી દુનિયાની પરતંત્ર અને શોષિત પ્રજાઓના પ્રતીકરૂપ ભારતને સ્વતંત્ર બનાવવા તે તત્પર હતા. જુલાઈ ૧૯૪૨માં 'હિંદ છોડો'ની ચળવળ વિષે સૌ પ્રથમ વાર ગાંધીજીએ કૉંગ્રેસ પ્રમુખ મૌલાના આઝાદને વાત કરી હતી. તેના કાર્યક્રમ વિષે તે સમયે ગાંધીજીએ સ્પષ્ટ કોઈ વિચાર કર્યો ન હતો.

## 'હિંદ છોડોનો' ઠરાવ

૭મી અને ૮મી ઑગસ્ટ, ૧૯૪૨ ને રોજ મુંબાઈમાં અખિલ ભારતીય કૉંગ્રેસ મહાસમિતિની સભામાં 'હિંદ છોડો'નો ઠરાવ પંડિત જવાહરલાલ નેહરુએ રજૂ કર્યો અને સરદાર વલ્લભભાઈ પટેલે તેને અનુમોદન આપ્યું. બે દિવસની ચર્ચા બાદ મોટી બહુમતીથી તે ઠરાવ પસાર કરવામાં આવ્યો. ઠરાવમાં જણાવવામાં આવ્યું કે, 'હિંદને ખાતર તથા મિત્ર રાજ્યોની સફળતાને ખાતર હિંદમાંથી બ્રિટિશ રાજ્યનો તત્કાળ અંત આવવો જોઈએ...એથી સ્વાતંત્ર્ય અને આઝાદીનો મૂળભૂત હક સ્થાપિત કરવા માટે ગાંધીજીની અનિવાર્ય નેતાગીરી નીચે અહિંસક પદ્ધતિની સામુદાયિક લડત શરૂ કરવાનો મહાસમિતિ ઠરાવ કરે છે'. ઠરાવમાં એમ પણ કહેવામાં આવ્યું હતું કે, 'એવો સમય પણ આવે કે જ્યારે સૂચનાઓ આપવી અથવા લોકોને પહોંચાડાવી શકય ન બને અને કૉંગ્રેસની મહાસમિતિ કામ ન કરી શકે. આમ બને ત્યારે પ્રત્યેક

---

૧ મારું હિંદનું દર્શન: જવાહરલાલ નેહરુ. પૃ. ૬૬૪.

2 Parliamentary Report, Accounts and Papers. 1942-43.

સ્ત્રી અને પુરુષ જે આ ચળવળમાં ભાગ લેતો હોય તેણે સામાન્ય સૂચનાઓ મુજબ કામ કરવું. પ્રત્યેક ભારતીય જે સ્વતંત્રતા ઇચ્છતો હોય તેણે પરિશ્રમના આ કઠિન માર્ગ પર પોતાના માર્ગદર્શક બનવું પડશે; અને તે જ ભારતને મુક્તિના માર્ગે લઈ જશે'.[3] ગાંધીજીએ આ ઐતિહાસિક ઠરાવ પર બોલતાં પ્રેરક પ્રવચન આપ્યું. તેમણે જણાવ્યું કે, 'મારો અંતરાત્મા કહે છે કે મારે એકલે હાથે પણ સમગ્ર જગતની સામે ઝઝૂમવું પડશે. બધા સાથી દેશો મારો વિરોધ કરશે, અને આખું હિંદ મને, હું ખોટો છું એમ સમજાવવા મથશે, છતાં પણ હું હિંદની ખાતર નહિ, પણ ઇશ્વરની ખાતર આગળ વધીશ. હિંદની આઝદી ખાતર મારાથી વધુ સમય થોભી શકાય તેમ નથી. મારા જીવનની આ છેલ્લી લડત છે'. ગાંધીજીએ આ લડતને માટે 'ખુલ્લો બળવો' (Open Rebellion) શબ્દો વાપર્યા હતા. આગળ બોલતાં ગાંધીજીએ જણાવ્યું, 'તમારામાંના દરેકે આ ઘડીથી તમને સ્વતંત્ર સ્ત્રી કે પુરુષ ગણવા અને આઝાદ હોઈએ તે રીતે વર્તવું...સંપૂર્ણ સ્વતંત્રતા સિવાય બીજું કાંઈ મને સંતોષી શકશે નહિ...આપણે તે મેળવીશું કે મરીશું. આપણે કાં તો હિંદને મુક્ત કરીશું અથવા તે માટેના પ્રયત્નોમાં ખપી જઈશું.'

કૉંગ્રેસની પ્રવૃત્તિઓ તરફ સરકાર ચાંપતી દેખરેખ રાખતી હતી અને તેને ઊગતી જ દાબી દેવા તેણે વિશાળ તૈયારીઓ કરી હતી. ખુલ્લા બળવાની જાહેરાત કૉંગ્રેસ કરે તેની જ સરકાર રાહ જોતી હતી. મહાસમિતિનો ઠરાવ પસાર થયો કે તરત જ સરકારે કડક પગલાં લીધાં. ૮મી ઑગસ્ટ, ૧૯૪૨ની મોડી રાત્રે સભા પૂરી થઈ અને બીજે જ દિવસે વહેલી સવારે ગાંધીજી, મૌલાના આઝાદ, પંડિત જવાહરલાલ નેહરુ, સરદાર પટેલ અને બીજા અનેક જાણીતા કૉંગ્રેસી નેતાઓની ધરપકડ કરવામાં આવી. મહાસમિતિ અને પ્રાદેશિક કૉંગ્રેસ સમિતિઓ (વાયવ્ય સરહદની કૉંગ્રેસ સમિતિ સિવાય) ગેરકાયદેસર ઠરાવવામાં આવી. તાલુકા, જિલ્લા અને પ્રાંતીય કક્ષાના નેતાઓને પણ પકડી લેવામાં આવ્યા. અખબારો પર નિયંત્રણો લાદવામાં આવ્યાં. તેથી, આ સાંમુદાયિક ચળવળને દોરવણી આપનાર કોઈ રહ્યું નહિ. પરંતુ, સરકાર આ રીતે આ ચળવળને કચડી નાખવા માગતી હોય તો તે એની ભૂલ હતી. સરકારે લોકલાગણી તથા ભારતના લોકમાનસ પર કૉંગ્રેસના નેતાઓની જે પકડ હતી, તેની ગણતરી ઓછી કરવામાં ઘણી મોટી ભૂલ કરી હતી. ગાંધીજી અને તેમના અનુયાયીઓ જેલમાં ગયા તે સાથે બાવીસ વર્ષથી આપેલ અહિંસાનો ઉપદેશ લોકો ભૂલી ગયા. શરૂમાં તો સમસ્ત દેશમાં લોકોએ હડતાલો પાડી, સરઘસો કાઢ્યાં તથા શાંત અને અહિંસક દેખાવો યોજ્યા. સરકારે તે દાબી દેવા કડક નીતિ અખત્યાર કરી. હિંદ સંરક્ષણ ધારા હેઠળ દુકાનો, રેસ્ટોરાં બંધ રાખવાની મનાઈ ફરમાવામાં આવી તથા સરઘસો વિખેરવા માટે લાઠીચાર્જ અને ગોળીબાર કરવામાં આવ્યો. તેથી, લોકો પણ હિંસક બન્યા અને સરકારને નિઃશસ્ત્ર પરંતુ હિંસક બળવાનો પ્રતિકાર કરવો પડ્યો.

## લડતનું હિંસક સ્વરૂપ

૯મી ઑગસ્ટની સવારે ગાંધીજી અને બીજા નેતાઓની ધરપકડ કરવામાં આવી. તે દિવસે મુંબાઈ, અમદાવાદ અને પૂનામાં ધમાલ થઈ, પરંતુ દેશના બીજા વિભાગો શાંત રહ્યા. ૧૦મી ઑગસ્ટના દિવસે દિલ્હી અને ઉત્તર પ્રદેશનાં કેટલાંક શહેરોમાં ધમાલ થઈ, પરંતુ બીજા પ્રદેશોમાં કાંઈ અણઘટતું બન્યું નહિ. ૧૧મી ઑગસ્ટથી સમસ્ત દેશની પરિસ્થિતિ ઝડપથી બગડવા લાગી. ત્યારથી વિરોધ સભાઓ, હડતાલો અને દેખાવો ઉપરાંત હિંસક ટોળાંઓ દ્વારા આગ, ખૂન તથા લૂંટફાટના બનાવો બનવા લાગ્યા. બ્રિટિશ સરકાર પર લોકોનો ક્રોધ ભભૂકી ઉઠ્યો. 'શહેરોમાં તેમ જ ગામડાંઓમાં મોટાં મોટાં જંગી ટોળાં જમા થવા લાગ્યાં અને પોલીસો તેમ જ લશ્કરી સિપાઈઓ સાથે તે અથડામણમાં આવ્યાં. પોલીસ-થાણાંઓ, પોસ્ટ ઑફિસો તેમ જ રેલવે સ્ટેશનો, વગેરે જે કંઈ તેમને બ્રિટિશ-હકૂમત અને બ્રિટિશ સત્તાના પ્રતીકરૂપ લાગ્યાં તેમના પર ખાસ કરીને તેમણે હુમલા કર્યા અને ટેલિગ્રાફ અને ટેલિફોનના તારો પણ તેમણે કાપી નાખ્યા.'[4] આ પ્રકારના બનાવો મદ્રાસ, મુંબાઈ, બિહાર, મધ્ય પ્રદેશ અને ઉત્તર પ્રદેશમાં વિસ્તૃત પ્રમાણમાં એક સાથે બન્યા. 'લગભગ બધા પ્રાંતોમાં તેમજ સંખ્યાબંધ દેશી રાજ્યોમાં

3 History of the Congress. Vol. II. pp. 340-42.

૪. મારું હિંદનું દર્શન: જવાહરલાલ નેહરુ. પૃ. ૬૬૧. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

સત્તાવાળાઓની મનાઈ હોવા છતાં વિરોધના અસંખ્ય દેખાવો થયા. ઠેર ઠેર હડતાલો પડી અને દિવસો, અઠવાડિયાંઓ અને કેટલેક ઠેકાણે તો એક માસ કરતાં ય વધારે સમય સુધી બધું કામકાજ અને વેપારધંધો બંધ કરી દેવામાં આવ્યાં. એ જ રીતે મજૂરોની હડતાલો પણ પડી...જમશેદપુર શહેરનો દાખલો નોંધવા જેવો છે. ત્યાં આગળના કુશળ કારીગરો–એ કારીગરો હિંદભરમાંથી આવેલા હતા–પખવાડિયા સુધી કામ પર ન ચડ્યા અને કારખાનાના વહીવટદારોએ વચન આપ્યું કે કૉંગ્રેસના આગેવાનોને છોડાવવાને તેમ જ રાષ્ટ્રીય સરકાર રચાવવાને તેઓ પોતાનાથી બનતું બધું કરી છૂટશે ત્યારે તેઓ કામ પર ચડ્યા. કાપડ ઉદ્યોગના મોટા કેન્દ્ર અમદાવાદમાં પણ બધી મિલો બંધ પડી ગઈ......અમદાવાદની આ સામુદાયિક હડતાલ શાંત રીતે ત્રણ માસ કરતાં ય વધારે વખત સુધી ચાલુ રહી.[૫]

એક વાર તો બિહારના મોટા ભાગના જિલ્લાઓમાં તથા ઉત્તર પ્રદેશના પૂર્વ ભાગમાં અતિશય ગંભીર પરિસ્થિતિ પેદા થઈ. આ વિસ્તારોમાં મોટાં શહેરોમાંથી તોફાન વિસ્તર્યું. હજારોનાં ટોળાંએ સંદેશાવ્યવહાર અને સરકારી મિલકતોનો નાશ કર્યો. કેટલાક જિલ્લા, રેલવે તોડી નાખવાને કારણે અલગ પડી ગયા. લાંબા સમય સુધી બંગાળ, ઉત્તર ભારતથી તદ્દન અલગ પડી ગયું.

આ લડતમાં હજારોની સંખ્યામાં હિંદુ વિદ્યાર્થીઓએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો હતો. પ્રત્યેક સ્થળે અહિંસાની અવગણના કરવામાં આવતી અને ભાંગફોડ કરીને ગુસ્સો પ્રદર્શિત કરવામાં આવતો. ઉત્તર પ્રદેશમાં રેલવે તાર અને ટપાલની મિલકતોની વિશાળ પાયા પર ભાંગફોડ કરવામાં આવી હતી. ટ્રામ, બસ અને મોટરો ઉપરાંત સરકારી, મ્યુનિસિપાલિટીની અને ખાનગી મિલકતોને નુકસાન કરવામાં આવ્યું અને લૂંટ કરવામાં આવી.

'આખા દેશમાં ભાંગફોડના નીચે મુજબ બનાવો બન્યા હતા:

૨૫૦...રેલવે સ્ટેશનો તોડી નાખ્યાં કે નુકસાન કર્યું.
૫૫૦...પોસ્ટ ઑફિસો પર હુમલા થયા.
૫૦...પોસ્ટ ઑફિસો બાળી નાખી.
૨૦૦...પોસ્ટ ઑફિસોને નુકસાન કર્યું.
૩૫૦૦...સ્થળોએ તાર–ટેલિફોનોનાં દોરડાં કાપ્યાં
૭૦...પોલીસ થાણાં બાળ્યાં.
૮૫...અન્ય સરકારી મકાનો બાળ્યાં.'[૬]

મધ્ય પ્રદેશ, મુંબાઈ અને ઉત્તર પ્રદેશમાં બૉમ્બનો ઉપયોગ થયો હતો. શરૂમાં તે બૉમ્બ અસરકારક ન હતો, પરન્તુ તેમાં ટેકનિકલ સુધારા કર્યા બાદ મુંબાઈ પ્રાંતમાં બહુ ભયંકર બૉમ્બ વાપરવામાં આવતો હતો.

બિહારમાં રેલવેને સૌથી વધુ નુકસાન કરવામાં આવ્યું હતું. તેને લીધે એક પખવાડિયા સુધી મોંઘિર અલગ પડી ગયું હતું. મુંબાઈમાં ૯મી ઑગસ્ટના દિવસે અનેક સરકારી મકાનો, શાળાઓ, કૉલેજો અને રેલવે સ્ટેશનો પર હુમલા થયા. ટ્રાફિક અટકાવી દેવામાં આવતો. રેલના પાટા પર ગ્રીઝ લગાડવામાં આવતું જેથી બ્રેકની અસર ન થાય.

આ ચળવળમાં ભાંગફોડિયા પ્રવૃત્તિઓ વધારે નજરે પડે છે, છતાં પણ કેટલેક ઠેકાણે વ્યવસ્થિત યોજના દ્વારા પોલીસને તાબે આવવાની ફરજ પાડીને 'સ્વરાજ' સ્થાપવમાં આવ્યું હતું. આવું સ્વરાજ અલ્પ સમય માટે ટકી શક્યું હતું, જેનાં ઉદાહરણો નીચે આપ્યાં છે:

**મિદનાપુર (બંગાળ):** મિદનાપુરના લોકોએ ચળવળમાં વીરતાપૂર્વક ભાગ લીધો હતો. તામલુક પરગણામાં રાષ્ટ્રીય સરકારની રચના કરીને એક વડા હાકેમ અને કેટલાક પ્રધાનો નીમવામાં આવ્યા હતા. તે સરકાર કાયદો અને વ્યવસ્થા જાળવતી, ન્યાય આપતી તથા તેણે સંરક્ષણના કાર્ય માટે સ્વયંસેવક દળ પણ ઊભું કર્યું હતું. આ રાષ્ટ્રીય સરકારે ૧૭ ડિસેમ્બર, ૧૯૪૨ થી ૮ ઑગસ્ટ, ૧૯૪૪ સુધી વહીવટ કર્યો હતો. ત્યાર બાદ ગાંધીજીની આજ્ઞાથી તેને વિખેરી નાખવામાં આવી હતી.

રાષ્ટ્રીય સરકારની રચના કરતાં પહેલાં લોકોનાં હજારોનાં ટોળાંએ પોલીસ સામે અથડામણમાં ઊતરવું પડ્યું હતું. તેમાં ૭૩ વર્ષની માતાંગિની હઝરા નામની વૃદ્ધાની વીરતા નોંધપાત્ર છે. તેણે તામલુકમાં એક સરઘસનું નેતૃત્વ સંભાળ્યું હતું. સૈનિકોએ તેના હાથ પર લાઠીઓ મારવા છતાં રાષ્ટ્રધ્વજ પકડી રાખીને તે આગળ

૫. એજન પૃ. ૬૬૨.

6. History of Congress Vol. II : Sitaramaiya. p. 376.

વધી. તેણે હિંદી સૈનિકોને ગોળીબાર બંધ કરી, નોકરી ફગાવી દઈ, દેશના મુક્તિ સંગ્રામમાં જોડાઈ જવા વિનંતી કરી. તેના જવાબમાં એક સૈનિકે તેના કપાળમાં ગોળી મારી અને તે વીરાંગના માતૃભૂમિની મુક્તિ કાજે ખપી ગઈ.

સરકારે આ બધાં કાર્યોનો ભયંકર બદલો લીધો. આધારભૂત પુરાવા મુજબ મહિસાદલ પરગણામાં ૭૪ સ્ત્રીઓ પર અત્યાચાર ગુજારવામાં આવ્યો, જેમાંની એક સગર્ભા હતી. એક સ્ત્રી તો અત્યાચારને કારણે મરણ પામી. સેંકડો ગામોમાં લૂંટફાટ કરવામાં આવી. લોકોને ભૂખ્યા રાખવામાં આવ્યા, શિયાળાની રાત્રે તેમને ઠંડા પાણીમાં રાખી મૂકયા તથા બેભાન થઈ જાય ત્યાં સુધી તેમને મારવામાં આવ્યા. કેટલાંક બાળકોને પણ ઘાતકી રીતે મારવામાં આવ્યાં.

**બલિયા :** ઉત્તર પ્રદેશમાં આવેલા બલિયા જિલ્લાના લોકોએ સંદેશા અને વાહનવ્યવહાર કાપી નાખીને વહીવટ પોતાને હસ્તક લઈ લીધો હતો. જિલ્લાના સત્તાધીશોને લાગ્યું કે લોકોનાં ઝનૂની ટોળાં આગળ તેઓ ટકી શકશે નહિ તેથી કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે કૉંગ્રેસી નેતા ચિતુ પાંડે અને તેના સો અનુયાયીઓને જેલમાંથી મુક્ત કરી વહીવટ સોંપી દીધો. અમલદારોને કેદમાં મોકલવામાં આવ્યા. નેતાઓનું નગરખંડમાં જાહેર સન્માન કરવામાં આવ્યું. પરંતુ બે ત્રણ દિવસ પછી તરત જ લોકોની સરકારને ઉથલાવી નાખી લશ્કરે લૂંટફાટ કરી, સ્ત્રીઓ પર બળાત્કાર કર્યો, અનેક મકાનોને આગ લગાડી, માલ-સામાન પણ બાળી નાખ્યો અને લોકોને નિર્દયતાથી માર્યા.

આ ઉપરાંત બિહારના ઉત્તર ભાગલપુર તથા દક્ષિણમાં સાતારામાં રાષ્ટ્રીય અને 'પત્રી' સરકારો રચવામાં આવી હતી.

### સરકારની દમનનીતિ

બ્રિટિશ સરકારે આ ચળવળને કડક હાથે દાબી દેવા માટે લાઠીચાર્જ, ચાબખા મારવા, ગોળીબાર, જેલ, લૂંટફાટ તથા બળાત્કાર જેવાં હેવાનિયતભર્યાં કાર્યોનો આશ્રય લીધો હતો. કલકત્તા, ચિત્તાગોંગ અને ફેની વિસ્તારો પર વિમાનોમાંથી ગોળીબાર કરવામાં આવ્યો હતો, જેને કારણે ૩૪૮ માણસો મૃત્યુ પામ્યા હતા અને ૪૫૯ ઘવાયા હતા. સરકારે તેનું સર્વ સામર્થ્ય વાપરીને રમખાણો કચડી નાખ્યાં હતાં. હિંદી અમલદારોએ ખૂબ જ વફાદારી અને ટેકીલાપણું દાખવ્યું હતું. હિંદમાંની આ ચળવળ દાબી દેવા માટે ઇંગ્લૅન્ડથી વધુ લશ્કર મોકલવામાં આવ્યું હતું અને તે સમયે ભારતમાં રહેલું અંગ્રેજ લશ્કર બીજા કોઈ સમય કરતાં વધારે હતું.

સરકારી અહેવાલો મુજબ, ૫૩૮ વાર ગોળીબાર કરવામાં આવ્યો હતો, તેને લીધે ૧૦૨૮ મૃત્યુ થયાં હતાં અને ૩૨૦૦ માણસોને ઈજા પહોંચી હતી. '...તે ઉપરાંત પોલીસો તેમ જ લશ્કરના સૈનિકોએ ચાલતી મોટર લૉરીમાંથી પણ ઘણી વાર લોકો પર ગોળીબાર કર્યો હતો. માર્યા ગએલાઓના સાચા આંકડાનો અંદાજ બાંધવાનું મુશ્કેલ છે. લોકોના કહેવા પ્રમાણે, ગોળીબારથી પચીસ હજાર માણસો મરી ગયા હતા. પણ ઘણું કરીને આ આંકડો અતિશયોક્તિ ભર્યો છે. દશ હજારનો આંકડો કદાચ સાચી હકીકતની પાસે હોય એમ બને.'[૭]

આ ચળવળ દાબી દેવા માટે (સરકારે આપેલા અહેવાલ મુજબ) ૬૦,૨૨૯ માણસોની ધરપકડ કરવામાં આવી હતી. આશરે ૨૬૦૦૦ માણસોને ગુનેગાર ઠરાવીને સજાઓ કરવામાં આવી હતી તથા ૧૮,૦૦૦ માણસોને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા. આ ઉપરાંત, મિદનાપુર જિલ્લામાં લશ્કરે ૧૯૩ મકાનો બાળી નાખ્યાં હતાં.

અનેક ગામો પર ભારે રકમનો શિક્ષાત્મક સામુદાયિક દંડ કરવામાં આવ્યો હતો. કુલ નેવું લાખનો સામુદાયિક દંડ નાખવામાં આવ્યો હતો અને ભૂખે મરતા અને દુઃખમાં ડૂબી ગયેલા લોકો પાસેથી ૭૮,૫૦,૦૦૦ રૂપિયા દંડ પેટે વસૂલ કરવામાં આવ્યા હતા.

સરકારના અત્યાચારની કેટલીક વિગતો નીચે આપવામાં આવી છેઃ

ખેડા જિલ્લાના અડાસ સ્ટેશને સત્યાગ્રહનો પ્રચાર કરીને પાછા ફરતા વિદ્યાર્થીઓ ગાડીમાં ચડવા જતા હતા ત્યારે તેમના પર ગોળીબાર કરવામાં આવ્યો. તેમાંના ત્રણ જણા ત્યાં જ મરણ પામ્યા. બીજા ઘવાયેલા વિદ્યાર્થીઓને મદદ કરવા ગામવાસીઓ દોડી આવ્યા, પરંતુ તેમને કોઈ જાતની દવા કે પાણી પણ ન આપવા દીધું.

---

૭ મારું હિંદનું દર્શનઃ જવાહરલાલ નેહરુ. પૃ. ૬૬૭.

પટણામાં સરકારી કચેરી પર રાષ્ટ્રીય ધ્વજ ચડાવવા જતા અગિયાર વિદ્યાર્થીઓ પર ગોળીબાર કરવામાં આવ્યો. જેના પરિણામે સાત માણસો મરણ પામ્યા.

એક સ્ત્રીનો પતિ નાસતો ફરતો હોવાથી, તેના વિષે માહિતી કઢાવવા, તેના દોઢ વર્ષના બાળકને ચાર દિવસ સુધી જેલમાં રાખવામાં આવ્યું !

જેલમાં રાજદ્વારી કેદીઓને વસ્ત્રહીન કરી સખત માર મારવામાં આવતો, ગંદી ચીજો ચાટવાની ફરજ પાડવામાં આવતી, ગુહ્ય ભાગોમાં મરચા ભરવામાં આવતાં તથા ઓરડીમાં મરચાંની ધૂણી કરી પૂરી રાખવામાં આવતા. જયપ્રકાશ નારાયણ અને ડૉ. રામમનોહર લોહિયા જેવા રાષ્ટ્રીય નેતાઓને સતત દસ દિવસ અને રાત સુધી જાગતા રાખવામાં આવ્યા હતા. આ યાતનાઓ એટલી બધી અસહ્ય હતી કે મુંબાઈ પ્રાંતમાં એક રાજદ્વારી કેદીએ ઝેર પીધું હતું, અને ઉત્તર પ્રદેશમાં એક જણે જેલમાં કૂવામાં ઝંપલાવ્યું હતું.

## ચળવળ હિંસક શા માટે બની?

કૉંગ્રેસે આ 'બળવા'નું એલાન આપ્યું, પરંતુ, કાર્યક્રમ આપવાનો તેને સમય મળ્યો ન હતો; કારણ કે ગાંધીજી અને બધા દેશનેતાઓની તરત જ ધરપકડ કરવામાં આવી હતી. ગાંધીજીએ જ આ ચળવળ માટે 'કરો યા મરો' (Do or Die)નો મંત્ર આપ્યો હતો. બિહારની કૉંગ્રેસ સમિતિએ ગાંધીજીના સિદ્ધાંતો મુજબની સૂચનાઓ બહાર પાડી હતી, જ્યારે આંધ્રમાં એક પરિપત્ર દ્વારા ૧૯૪૨માં જે બન્યું હતું તેવી હિંસક પ્રવૃત્તિઓ કરવાનો કાર્યક્રમ આપ્યો હતો. સમાંતર સરકાર રચવાનો આદેશ પણ તેણે આપ્યો હતો. વળી, ગાંધીજીએ જ કહ્યું હતું કે આ ચળવળમાં હિંસા અને હુલ્લડ થશે તો પણ તે પાછા પડશે નહિ અને તે સૌથી જલદ પગલું લેવા તેઓ તૈયાર હતા. ગાંધીજીનું અહિંસાનું અર્થઘટન અહીં નોંધવા લાયક છે: 'જો કોઈ માણસ પોતાની તલવાર સહિત એકલે હાથે, શસ્ત્રસજ્જ લુંટારાઓની સામે લડતો હોય તો મારે કહેવું જોઈએ કે તે અહિંસક રીતે લડે છે.' સરદાર પટેલે અમદાવાદમાં વિદ્યાર્થીઓની એક સભાને સંબોધતાં કહ્યું હતું કે, ૧૯૧૯ની સાલથી મુક્તિ સંગ્રામમાં જે કાંઈ કરવામાં આવ્યું છે તેમાંથી ગમે તે કાર્યક્રમ અપનાવી લઈને બ્રિટિશરોને ભારત છોડી જવાનું કહો. હવે કૉંગ્રેસ તેમને શું કરવું અને શું ન કરવું તે કહેવા જશે નહિ. દરેકે પોતાની જાતને મુક્ત ગણીને સરકારના બધા હુકમોનો અનાદર કરવો.

આ નિવેદનો દર્શાવે છે કે આ ચળવળનું આયોજન વ્યવસ્થિત રીતે કરવામાં આવ્યું ન હતું. પરન્તુ, એમ ખાતરી થાય છે કે ગમે તે કાર્યક્રમ અપનાવી લઇને, અંગ્રેજોને ભારતમાંથી દૂર કરવા માટે લોકોને ઉશ્કેરવામાં આવ્યા હતા.

જ્યારે કૉંગ્રેસના રાજકારણમાં ગાંધીજીની અહિંસાનું વર્ચસ્વ હતું ત્યારે પણ દેશમાં ઉગ્ર ક્રાંતિકારીઓ અગત્યનો ભાગ ભજવી રહ્યા હતા. તે લોકોની ભૂગર્ભ પ્રવૃત્તિઓ અને સંગઠનો કામ કરતાં હતાં. તેમનો પ્રચાર દેશવ્યાપી હતો, તથા ગાંધીજીએ ક્રાંતિકારીઓની વિચારધારાની વધતી જતી અસર પારખી લીધી હતી; તેથી, પરોક્ષ રીતે તેમણે જ લડતનું સ્વરૂપ બદલવું પડ્યું હતું, નહિ તો તેમને દેશનું નેતૃત્વ ગુમાવવાનો સમય આવે તેવી પરિસ્થિતિ હતી. ગાંધીજી જેમને ચાહતા હતા તે જય. પ્રકાશ નારાયણેને ગાંધીજીની ધરપકડ બાદ અહિંસાનો અસ્વીકાર કરીને હિંસક કાર્યક્રમ આપ્યો હતો.

જયપ્રકાશ નારાયણે હઝારીબાગ સેન્ટ્રલ જેલમાંથી નાસી છૂટયા બાદ ૧૯૪૨ની ચળવળનું નેતૃત્વ સંભાળી લીધું હતું, અને 'આઝાદીના સર્વ સૈનિકો પ્રતિ' એ નામે એક જાહેરનામું બહાર પાડી નીચે મુજબની સૂચનાઓ આપી હતી: 'ગુલામ પ્રજાનું અજોડ શસ્ત્ર ભાંગફોડ છે, અને તે દ્વારા સત્તા સામે લડી શકાય છે... સંદેશાવ્યવહારનાં સાધનો બિનઅસરકારક બનાવવાં, તારો કાપવા, રેલવે લાઈનો ઉખાડવી, પુલો ઉડાવી દેવા, કારખાનાંઓનું કામ બંધ કરી દેવું, ઑઈલ ટૅન્કો અને થાણાંને આગ લગાડવી, સરકારી કાગળો ને ફાઈલોનો નાશ કરવો—આ બધી પ્રવૃત્તિઓ ભાંગફોડમાં આવે છે અને લોકો તે પ્રમાણે વર્તે તે તદ્દન યોગ્ય છે.' તેમણે આગળ ઉપર જણાવ્યું હતું કે, દેશની આઝાદીને ખાતર અંગ્રેજોના આક્રમણ સામે હિંસક લડાઈ લડવા 'કૉંગ્રેસ તૈયાર છે; અને તેણે બ્રિટનને આક્રમક સત્તા ગણાવી છે.' આ ઉપરથી કહી શકાય છે કે આ ચળવળને હિંસક

સ્વરૂપ આપવા માટે જયપ્રકાશે નેતૃત્વ લીધું હતું. વળી તેમણે 'સેન્ટ્રલ ઍક્શન કમિટી'ની રચના કરી હતી; તથા મુંબાઈ, મદ્રાસ, કલકત્તા વગેરે સ્થળોએ છૂપાં ક્રાંતિકારી મંડળો સ્થાપ્યાં હતાં કે જેથી તેમની 'લોકક્રાંતિ'નો કાર્યક્રમ સફળ થઈ શકે.

### સામ્યવાદીઓનું વલણ

'હિંદ છોડો'ની ચળવળ તરફ ભારતના સામ્યવાદીઓનું વલણ દેશભક્ત લોકોને છાજે તેવું ન હતું, તે બાબત દુઃખસહિત નોંધવી ઘટે. તેમનામાં રાષ્ટ્રપ્રેમ ન હતો. આંતરરાષ્ટ્રીય સામ્યવાદના સત્તાધીશોએ આદેશ આપ્યો કે ભારતના સામ્યવાદી પક્ષે બ્રિટનના યુદ્ધના પ્રયત્નોને ટેકો આપવો, કારણ કે સામ્યવાદની પિતૃભૂમિ સમાન સોવિયેટ યુનિયનના રક્ષણ માટે તે મદદ કરે છે. આમ, આખરે તો રાષ્ટ્રવાદ કરતાં સામ્યવાદને વધુ મહત્ત્વ આપવામાં આવ્યું અને સામ્યવાદીઓએ રશિયાના નેતાઓનો આદેશ માથે ચઢાવ્યો. સામ્યવાદની જાદુઈ લાકડીથી શાહીવાદી યુદ્ધ એક રાતમાં જનતાનું યુદ્ધ બિરાદરો માટે બની ગયું.

બ્રિટિશ સરકારે સામ્યવાદી બિરાદરોને જેલમુક્ત કર્યા અને સામ્યવાદી પક્ષ પરનાં નિયંત્રણો દૂર કર્યા. તે પક્ષે સરકારના ઊંચા હોદ્દા સ્વીકાર્યા. તેઓ સરકારના બાતમીદારો અને જાસૂસો તરીકે વર્ત્યા. પોતાના દેશના મુક્તિ સંગ્રામની વિરુદ્ધમાં તેમણે અંગ્રેજોને મદદ કરી. નેતાજી સુભાષચંદ્ર બોઝની આઝાદ હિંદ ફોજના કામ માટે દેશમાં આવેલા નેતાઓ વિષે સરકારને માહિતી તેમણે પૂરી પાડી. 'બૉમ્બે ક્રૉનિકલ'માં શ્રી. એસ. એસ. બાટલીવાલાએ લખેલ એક લેખ મુજબ, સામ્યવાદી પક્ષના તે વખતના જનરલ સેક્રેટરી શ્રી. પી. સી. જોષીએ સરકારને ભૂગર્ભ કાર્યકરો અને આઝાદ હિંદ ફોજના કાર્યકરોને પકડાવી દેવા માટે બિનશરતી મદદ કરવાની દરખાસ્ત મૂકી હતી. શ્રી. જોષીએ સ્વદેશની મુક્તિ કાજે લડતા તે નવલોહિયાઓને 'દ્રોહી' અને 'પાંચમી કતારિયા' ગણાવ્યા હતા.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન સામ્યવાદી પક્ષ સરકાર પાસેથી આર્થિક મદદ મેળવતો હતો. મુસ્લિમ લીગ સાથે સામ્યવાદીઓએ ખાનગી કરારો કરીને કૉંગ્રેસી નેતાઓને નીચા પાડવા સારુ વિવિધ પ્રયત્નો કર્યા. જે પક્ષે અત્યાર સુધી સતત હડતાલો પાડવા એલાન આપ્યું હતું તેણે હવે તે તોડવા પ્રયત્નો કર્યા. પાકિસ્તાનની માગણીને પણ તેમણે ટેકો આપ્યો.

### ઉપસંહાર

આ ચળવળની શરૂઆત શાંતિમય માર્ગોથી થઈ હતી, પરંતુ સરકારે અત્યંત દમનનીતિ વાપરીને લોકોને હિંસક બનવા ઉશ્કેર્યા હતા. વળી, જ્યારે જાપાનનું આક્રમણ આવી રહ્યું હતું. ત્યારે ગાંધીજીના અહિંસક સત્યાગ્રહની અંગ્રેજોએ ખાસ પરવા કરી ન હોત. પરંતુ, ૧૯૪૨ની હિંસક ચળવળથી તેમણે ઘણું ડરવાનું હતું, કારણ કે તેનાથી તેમના યુદ્ધ–પ્રયત્નો પર સીધી અસર પડતી હતી. આ ચળવળને કારણે જયપ્રકાશ નારાયણ જેવા દેશનેતાઓ પ્રાપ્ત થયા, જેમણે રાષ્ટ્રવ્યાપી ક્રાંતિનો કાર્યક્રમ આપ્યો. આ ચળવળ દ્વારા લોકોએ બ્રિટિશ રાજને સખત ફટકો માર્યો હતો.

*

---

# સાહિત્ય·સંગીત·કલા



## વિરહની છાંય નીચે—/હસિત બૂચ

વિરહની છાંય નીચે મળ્યાં આપણે,
વાત સૂઝી નહીં;
કોઈ પાસે ન'તું, એકલાં આપણે;
પ્યાસ બૂઝી નહીં.

ગગન કોરું હતું, પ્રતિપદા ચન્દ્રની
આંખ ખૂલી નહીં;
સાંજનો હોઠ સૂકો રહ્યો; શરબતી
રાત ઝૂલી નહીં.

સ્વપ્નની છાબ ભરચક, છતાં આપણે
માળ ગૂંથી નહીં;
ભરતીનાં માંહ્ય મોજાં ચડયાં; પાળ રે,
કંય ય ધ્રૂજી નહીં.

અકળ આ ચોતરફથી જડયા કવચની
ચાંપ ત્રૂટી નહીં;
લોહીને બુંદ તોયે વણી લગનની
ગાંઠ છૂટી નહીં.

ત્યાં જ આખર ઈશારો કર્યો મન્મથે;
વાત સૂઝી ગઈ:
નિકટ સરિયાં, અડોઅડ થયાં આપણે,
હાથમાં હાથ લઈ
સૃષ્ટિને કર્ણ છેડી રહ્યાં આપણે
'સાડહં સાડહમ્
સોડહં સોડહમ્' રાગિણી હર્ષિણી.

## પડછાયા/પ્રાણજીવન મહેતા

અમને નથી રે કૈં હવે તમારા પડછાયાની માયા,
તમે તમારા પડછાયા તમારી પાસે રાખો.
તમે તમારો સૂરજ તમારી પાસે રાખો;
અમને અમારો સૂરજ પાછો દઈ દો.
અમને નથી રે કૈં હવે તમારા પડછાયાની માયા.

તે દિ' તમારા પડછાયા તો
અમારી આંખોમાં કેળનાં પાન થૈને ઝૂલ્યા'તા,
તે દિ' તમારા પડછાયા તો
અમારી આંખોમાં કરેણનાં ફૂલ થૈને
લહેરાયા'તા,
અમારી આંખોમાં પડછાયા પૂરાયા'તા
કીકી પછવાડે ઝીણેરા કૈં પરદા થૈને.

તમારા પડછાયા અમને રે શા ખપના,
અમારા પડછાયા અમને રે શા ખપના.

તમારા પડછાયા હવે તો
હવામાં તરતા એકલ વડના રે ઝૂલતા વેલા,
તમારા પડછાયા હવે તો
પગની પાનીએ ખૂંપતા બાવળના ખીલા;
એક જ ગાડા વાટના
ચાલે જતા બે ચીલા રે તમારા પડછાયા તો.
અમને શા રે ખપના તમારા પડછાયા.
અમને વહાલા રે અમારા એકલ પડછાયા.

## તડકો/બિપિન મેશિયા

તડકો ધુમ્મસથી મોં ધૂવે,
તડકો ઓસઅરીસા જુવે.

તડકો પીઠીચોળ્યો હાથ,
તડકો સૂરજનો સંગાથ.

તડકો સડકે-સડકે છલકે,
તડકો ખડકી-ખડકી મલકે.

તડકો ખંજવાળથી ભરિયો,
તડકો તીણો-તીખો દરિયો.

તડકો અડીકડીની વાવે,
તડકો વણજારાને ભાવે.

તડકો ક્ષિતિજઢાળથી ઢળતો,
તડકો ઊંડી સીમે ભળતો.

તડકો રાત આવીને પીવે,
તડકો તારલિયાથી ચૂવે!



## ફોરાં/ગિરીશ ભટ્ટ

શમણે મ્હોર્યાં ફૂલ–વરસતાં ફોરાં.
નયન થયાં વ્યાકુલ–વરસતાં ફોરાં.

સહરા જેવી પ્યાસ–તરસતાં ફોરાં.
ઝંખન શ્વાસેશ્વાસ–તરસતાં ફોરાં.

ધરણી માંડે મીટ–તડપતાં ફોરાં.
આવે કો'ક અતીત–તડપતાં ફોરાં.

ક્યાંક ધબકતે વાસ–અટકતાં ફોરાં.
ફોરે થૈ મધુમાસ–અટકતાં ફોરાં.

યાદ બનીને કોરે–સરકતાં ફોરાં.
નિંદર-નયણે ચોરે–સરકતાં ફોરાં.

હૈયું નીતરી જાય–લજાતાં ફોરાં.
કોરી રહી ગઈ કાય–લજાતાં ફોરાં.



## ત્રણ હાઇકુ/'ચંદનેશ' ચરાડવા

ઉદાસ મૌન
વ્યથિત જલમુખ!
અનિલ ક્યાં છે?

*

પવન થાક્યો
બેસાડી નિજ સ્કંધ,
ફૂલોની ગંધ.

*

ફૂટી જ્યાં પાંખો,
વિહગ ઊડ્યું આકાશે,
માળો એકાકી.



## કહું છું!/રાજેન્દ્ર ભટ્ટ

કહું છું...
શું?
હે! અંતરાત્મા,
જાણી શકે તો, જાણી લે,
કહેવું નથી.
મારી વેદનામાં!
પીગળ્યું છે?
તારું હૃદય?
નીરખતો રહ્યો છું;
'કાલ'... છે,
જ્યાં–'

# અખિલ ભારતીય દર્શન પરિષદનું તેરમું અધિવેશન

હરસિદ્ધ મ. જોષી

દિલ્હી વિશ્વવિદ્યાલયના આશ્રયે તા. ૮-૯-૧૦ અને ૧૧ ઑક્ટોબર ૧૯૬૮ દરમિયાન અખિલ ભારતીય દર્શન પરિષદનું તેરમું અધિવેશન ભરાયું. ભારતમાં હિંદી ભાષા દ્વારા તત્ત્વજ્ઞાનનું શિક્ષણ અપાય અને એ દ્વારા ભારતનાં વિદ્યાર્થીઓ અને શિક્ષકગણ ભારતીય દર્શનનાં વિવિધલક્ષી પાસાંઓને સમજે, પાશ્ચાત્ય દર્શનના તર્કશાસ્ત્ર, ધાર્મિક તત્ત્વજ્ઞાન સમાજલક્ષી અને આચારલક્ષી તત્ત્વજ્ઞાન સાથે ભારતીય દૃષ્ટિકોણ કેવી રીતે સામ્યતા અને ગેરસામ્યતા ધરાવે છે તેની સ્પષ્ટ સમજૂતી મેળવે એ આ પરિષદનું એક ધ્યેય છે.

મંગળવાર, ૮મી ઑક્ટોબરે બપોરે ૩-૦૦ વાગ્યે વિનયન વિભાગના મુખ્ય ખંડ અને નવ-દીક્ષાન્ત ભવનમાં અધિવેશનનું ઉદ્‌ઘાટન ડૉ. દૌલતસિંહ કોઠારી–જેઓ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનના અધ્યક્ષ છે–તેમના વરદ હસ્તે થયું. આ અધિવેશનના અધ્યક્ષ તરીકે પટણા વિશ્વવિદ્યાલયના દર્શન વિભાગના અધ્યક્ષ અને ન્યાય-વૈશેષિક દર્શનના ભારતના સુપ્રસિદ્ધ પંડિત ડૉ. શ્રી હરિમોહન જહા હતા. પોતાના માંગલિક પ્રવચનમાં ડૉ. કોઠારીએ હિંદી માધ્યમ દ્વારા શિક્ષણની મહત્તા સમજાવી. અત્યારે પરિભાષા તૈયાર કરવા સમગ્ર દેશના અગ્રગણ્ય વિદ્વાનોનું એક મંડળ વિવિધ વિષયોમાં ક્રિયાશીલ બન્યું છે, અને જે જે વિષયોમાં આવી હિંદી પરિભાષા રચવાનું મુશ્કેલ છે તેની ગંભીર વિચારણા કરે છે. દર્શનશાસ્ત્રમાં આ મુશ્કેલી ખાસ કરીને પાશ્ચાત્ય દર્શનના અભ્યાસને સંબંધિત રહે છે, તેમાં શ્રી કોઠારીએ વિદ્વાનોને ચુસ્ત વલણ અખત્યાર ન કરવા અનુરોધ કર્યો હતો. જે વિચારસરણી પશ્ચિમના અમુક ચિંતકોએ રજૂ કરી છે તે વ્યક્ત કરવા હિંદી ભાષામાં ચોક્કસ શબ્દ ન હોય તો ત્યાં પરદેશી ભાષાના શબ્દો વાપરવા જોગવાઈ કરવી જોઇએ. ડૉ. જહાએ પોતાના વિચારપ્રેરક વ્યાખ્યાનમાં પરિષદના મુખ્ય ધ્યેયોનો ઉલ્લેખ કર્યો હતો. હિંદી માધ્યમ દ્વારા દર્શનનું અધ્યયન અને મૌલિક ચિંતનને પ્રોત્સાહિત કરવું; દર્શનના લેખકોને સંગઠિત કરી તેમને પારસ્પરિક વિચાર-વિનિમય કરવાનો મોકો અને અવસર પ્રાપ્ત કરાવવા, વિદ્વાન દાર્શનિકોનાં ભાષણોનું આયોજન કરવું, દર્શનને સંબંધિત સામયિક હિંદી ભાષામાં પ્રકાશન કરવું, દર્શનના મૌલિક અને અનુદિત ગ્રંથોનું હિંદી ભાષામાં પ્રકાશન કરવું—એવાં અને તેને આનુષંગિક ધ્યેયો અંગે ડૉ. જહાએ વિશદતાથી માહિતી આપી. તેમણે એવી સૂચના કરી કે હિંદી ભાષામાં દર્શનનો શબ્દકોશ તૈયાર કરી પ્રગટ કરવો આવશ્યક છે, ભીમાચાર્યનો 'ન્યાયકોષ' જેવો દર્શનમાં પારિભાષિક શબ્દકોશ હિંદી ભાષામાં નથી તેની સખેદ નોંધ લેવી જોઈએ. બાલ્ડવિનની અંગ્રેજીમાં ડિક્શનરી ઑફ ફિલૉસૉફી ઍન્ડ રિલીજિયન, જેમ્સ હેસ્ટિંગ્સના એન્સાઇકલોપીડિયા ઑફ રિલીજિયન ઍન્ડ ઑફ એથિક્સ, પૉલ એડવર્ડ્ઝનો ગ્રંથ એન્સાઈક્લોપીડિયા ફિલૉસૉફીની બરાબરી કરે એવો કોઈ હિંદી ગ્રંથ નથી. (અહીં ધ્યાનમાં લાવવું જરૂરી છે કે મરાઠી ભાષામાં પ્રા. વાડેકરના અધ્યક્ષપણા હેઠળ આ પ્રવૃત્તિ ચાલુ છે અને એ ગ્રંથ પ્રકટ થવામાં છે.–લેખક) તેમના મનનીય વ્યાખ્યાનમાં ડૉ. જહાએ ભારતીય જીવન અને દાર્શનિક વિચારો સાથે આધુનિક સમયમાં કેટલે અંશે સંવાદિતા રહી છે એ વિશે જુદાં જુદાં દૃષ્ટાંતો આપી એમ જણાવ્યું હતું કે ભારતીય દર્શનના આત્મા, પુનર્જન્મ, મોક્ષ, નીતિ, સહિષ્ણુતા, અહિંસા, સત્યવ્રત અને પ્રામાણિકતાના ખ્યાલો આધુનિક ભારતીય જીવનમાં છિન્નભિન્ન થઈ રહ્યા હોય એમ ચોક્કસપણે દેખાય છે. 'ईशावास्यमिदं सर्वम्'ની જગ્યાએ भूतावास्यमिदं सर्वम्નો વ્યવહાર કરવામાં આવે છે અને 'तेन त्यक्तेन भुंजीथाः'ની જગ્યાએ रक्त पातेन भुंजीथाःમાં લોકો સંલગ્ન છે! આમ છતાં તેમના વ્યાખ્યાનમાં તેમણે આશાનો સૂર પ્રકટ કર્યો હતો. વૈયક્તિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સ્તરો પર શાંતિની સમસ્યા, સહ-અસ્તિત્વનો સિદ્ધાંત, જીવો અને જીવવા દો ની નીતિ ભારતીય દર્શનના વિશ્વકલ્યાણ અને વૈશ્વિક એકતાના અભિપ્રેત આદર્શો પર આધારિત છે. વર્ણાશ્રમ ધર્મની રચના વર્ગભેદ કે ઘૃણા તથા દ્વેષ

ઉત્પન્ન કરવા માટે નથી પરંતુ સમાજને એક સૂત્રમાં ગ્રથિત કરવા માટે તે પ્રતિપાદિત કરાઈ હતી. વિજ્ઞાન બાહ્ય જગતનાં તત્ત્વોનું સંશોધન કરી અંતરિક્ષમાં ઊડવા પ્રયાસ કરે છે. આત્માનાં ઊંડાણોમાં પ્રવેશ કરીને સૂક્ષ્મ સૃષ્ટિમાં સંશોધન કરવાનું દર્શન કહે છે.

સાંજના ૫–૩૦ વાગ્યે, બનારસ હિંદુ યુનિવર્સિટીના દર્શન વિભાગમાં રીડર તરીકે ડૉ. આર. કે. ત્રિપાઠી છે તેમણે તત્ત્વમીમાંસા અને જ્ઞાનમીમાંસા વિભાગના અધ્યક્ષપદે રહી એ વિષય પર વ્યાખ્યાન કર્યું. તેમાં તેમણે એ સિદ્ધાંત પ્રતિપાદિત કરવા પ્રયાસ કર્યો કે તત્ત્વમીમાંસાનો દરજ્જો જ્ઞાનમીમાંસાથી પર છે, અને જો કે જ્ઞાન એ તત્ત્વ પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન છે, છતાં તત્ત્વ પ્રાપ્ત કરવા બીજા પણ માર્ગો રહ્યા છે. ત્યાર બાદ, પ્રાચ્ય-દર્શન પીઠ, વૃન્દાવનના પ્રાચાર્ય ડૉ. હજારીલાલ માહેશ્વરીએ ધર્મદર્શન વિભાગના અધ્યક્ષ પદે રહી ગીતાધર્મ પર સુંદર શૈલી અને સ્પષ્ટ અભિવ્યક્તિ પદ્ધતિમાં વ્યાખ્યાન આપ્યું જેમાં તેમણે ગીતાના તાત્ત્વિક, સામાજિક, નૈતિક, આધ્યાત્મિક અને ક્રિયાલક્ષી પાસાંઓને સવિસ્તર રીતે આલેખ્યા. તેમણે ગીતામાં વ્યક્ત થયેલા 'ધર્મ'ના વિવિધ પ્રકારો જણાવ્યા, જેવા કે કુલ-ધર્મ. જાતિ-ધર્મ, વ્યાપક માનવ ધર્મ જે સમસ્ત માનવ-જાતિને માટે ધારણ કરવા યોગ્ય છે. વ્યક્તિગત જીવનમાં અભિપ્રેત ધર્મ જેમાં પ્રત્યેક વ્યક્તિની આંતરિક પ્રકૃતિ, તેની ક્ષમતા, રુચિ, યોગ્યતા, સામર્થ્ય અનુસાર વ્યવહાર કરે છે. શ્રીકૃષ્ણ તેને સ્વધર્મ કહે છે. શાસ્ત્રના નિયમો અનુસાર કર્મ અને વિશ્વવ્યાપી નૈસર્ગિક નિયમો અનુસાર જીવન સંપાદન એ વિધિનિષેધના સ્વરૂપમાં ધર્મ છે. આધ્યાત્મિક સાધનાના અર્થમાં અભિપ્રેત ધર્મ જેને યોગનું નામ આપવામાં આવ્યું છે. આત્માનાં અંતરતમ રહસ્યો જાણવા અને પ્રાપ્ત કરવા માટે આ સાધના સૂચવવામાં આવી છે. એ ફક્ત બાહ્ય સ્વરૂપવાળી નથી તેમ એ સ્વૈરવિહારી વ્યક્તિગત ચેતન અવસ્થા પણ નથી, પરંતુ તેમાં મૂલ્યાત્મક દૃષ્ટિકોણથી આંતર-ચેતનાનાં રહસ્યોને વ્યાપક અને સાર્વત્રિક સ્તર પર જાણવામાં આવે છે. ભાગવત સત્યના રૂપમાં અભિપ્રેત ધર્મ જેનો આશય પરાત્પર તત્ત્વની સાથે નિત્ય તાદાત્મ્યતા પ્રાપ્ત કરવાની છે, તેને ગીતામાં 'સાધર્મ્ય' કહેવામાં આવ્યું છે. આ ભાગવત ધર્મ એ 'લોકધર્મ', 'જાતિધર્મ', 'કુલધર્મ', 'શાસ્ત્રધર્મ', 'સ્વધર્મ' એ સર્વ ધર્મોથી પર અને સમન્વયકારી છે. એ પ્રત્યેક સાધકને પોતાની વિશિષ્ટ ભૂમિકા પર ઊર્ધ્વ આરોહણ કરવામાં સહાયકારી રહે છે, અને છતાં તે જ ભૂમિકાને વળગી રહેવામાં સાધકને એ બંધનરૂપ રહે છે. શ્રી કૃષ્ણ ભગવદ્ ચૈતન્ય, જીવન અને સ્વરૂપમાં એકાકાર બનવા માટે સાધકને 'બધા ધર્મોને ત્યજીને તું મારે શરણે આવ' એ આદેશ છે. ગીતાનો આ સર્વશ્રેષ્ઠ ધર્મ છે.

બુધવાર, ૯મી ઑક્ટોબરે સવારે ૯ વાગ્યે. સમાજ-દર્શન અને આચારશાસ્ત્રના અધ્યક્ષપદે ડૉ. ધર્મેન્દ્ર ગોયલે વ્યાખ્યાન આપ્યું. મનોવિજ્ઞાનના અધ્યક્ષપદે શ્રી લાલા પંચાનન સિંહાએ જ્યૉર્જ બર્કલીના પ્રત્યક્ષના સિદ્ધાંત પર અનુભવિક દૃષ્ટિબિંદુએથી અને તાત્ત્વિક દૃષ્ટિકોણથી એ પ્રમાણ વિષે ચિંતનાત્મક વ્યાખ્યાન કર્યું. ત્યાર બાદ નિબંધ-વાચન થયું.

આ અધિવેશનના કેન્દ્રવર્તી વિચારવિમર્શ માટે નિશ્ચિત થએલા બે પરિસંવાદો તા. ૧૦ અને ૧૧મીએ સવારે ગોઠવાયા હતા. તા. ૧૦મીએ સવારે 'સ્વતંત્રતાનું સ્વરૂપ' એ વિષય પર અઢી કલાક ગોષ્ઠી ચાલી જેમાં આરંભમાં આઈ. આઈ. ટી., કાનપુરમાં તર્કશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ ડૉ. રાજેન્દ્રપ્રસાદે સ્પષ્ટ વિચારોમાં સ્વતંત્રતાનું સામાજિક મૂલ્ય તરીકેનું સ્વરૂપ પ્રતિપાદિત કર્યું. એ પછી જોધપુર યુનિવર્સિટીના દર્શન વિભાગના અધ્યક્ષ પ્રા. શ્રી ચાંદમલજીએ સ્વતંત્રતાને નૈતિક આધાર તરીકે અને તેનાં તાત્ત્વિક પાસાંઓ વિચારવા અંગે સૂચવ્યું. ત્યાર બાદ, આ પરિષદના મંત્રી અને જયપુર યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકે કાર્ય કરતા શ્રી યશદેવ શલ્યજીએ સ્વતંત્રતાને વ્યક્તિની નિશ્ચિત પ્રતિમા તરીકે ગણના કરવા અનુરોધ કર્યો. ત્રણે વક્તાઓએ સ્વતંત્રતાને પસંદગી કરવા માટે જરૂરી મુક્તિ એ તથ્યને અનિવાર્ય ગણ્યું. પરંતુ આ મુક્તિ કેટલે અંશે નિરપેક્ષ છે તેનો વિચાર પ્રત્યેક વક્તાને માટે વિશિષ્ટ રહ્યો હતો. ડૉ. પ્રસાદે તેને સામાજિક સંદર્ભમાં રહેતા શ્રેણીબદ્ધ વિકલ્પો તરીકે ગણવાનું યોગ્ય માન્યું. તેમાં મનુષ્ય જૂથની પ્રથા, રૂઢિ, નેતા અને સ્વીકૃત માન્યતાઓથી નિર્મિત થાય છે અને મનુષ્યની સ્વતંત્રતા એ પોતે જ મનુષ્યનું એક સામાજિક

મૂલ્ય બને છે. શ્રી ચાંદમલે જણાવ્યું કે આ વિકલ્પો કાલ્પનિક ન હોવા જોઇએ, પરંતુ વાસ્તવિક હોવા જોઈએ. તેથી તેમાં સ્વનિર્માણ તેમજ વસ્તુ દ્વારા તેનો નિર્ધાર થાય છે એ તથ્ય ન ભુલાવું જોઈએ. આમ, મનુષ્ય સ્વતંત્ર છે, પરંતુ એ કયા વિકલ્પને સ્વીકારે છે તેનું સ્વરૂપ તેના ઇચ્છા-સ્વાતંત્ર્યનું નિર્માણ કરે છે. સ્વતંત્રતા એ ફક્ત શક્તિ નથી પરંતુ એ ઉમદા તક છે, જે મનુષ્યને મળવી જોઇએ. દિલ્હી વિશ્વવિદ્યાલયના કુલપતિ શ્રી ડૉ. ગાંગુલીએ સ્વતંત્રતા શબ્દમાં તંત્રનો શો અર્થ થાય છે એ વિશે રસપ્રદ પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો. મુખ્ય વક્તાઓમાંથી એક વક્તાએ તેની વ્યુત્પત્તિ આ રીતે કહી હતી કે, 'તન્ નાત ત્રાયતે ઇતિ તંત્રઃ' જે વિસ્તારિત અવકાશમાં રક્ષણ કરે છે. તેનો અર્થ આત્મરક્ષણ પણ થાય છે. પરતંત્રથી વિરુદ્ધ સ્વતંત્ર શબ્દ આ ગુણ સૂચનને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યો છે. લેખકે ડૉ. પ્રસાદની કાન્ટના નૈતિક તત્ત્વજ્ઞાનની ટીકા સામે એમ કહ્યું હતું કે 'હોવું જોઇએ' તેમાંથી 'એમ કહી શકાય છે' એવું અભિપ્રેત થાય છે તેમ કાન્ટે કહ્યું હતું (ought implies can). ડૉ. પ્રસાદે કાન્ટના આ વિધાનને ખોટું ઠરાવવા એને બીજી રીતે મૂકવા પ્રયાસ કર્યો કે 'નથી કરી શકાતું' તેથી 'કરવું જોઇએ નહીં' એમ આપણે સામાન્ય રીતે માનતા નથી. પરંતુ તાર્કિક દૃષ્ટિએ આ મૂળ વિધાનનું પ્રતિવિધેય વ્યુત્ક્રમ (contraposition) કરવામાં આવ્યું છે અને સામ્યાર્થી અનુમાનની દૃષ્ટિએ એ નિર્દોષ છે. જો વાસ્તવિક રીતે તેને કદાચ ખોટું માનવામાં આવે તો સ્વતંત્રતાના ભાવાર્થને યોગ્ય રીતે સમજવો જરૂરી છે એમ કહેવું જોઇએ. હકીકતમાં 'ought' અને 'can' એ બંને ભિન્ન કક્ષાએ રહે છે. એક પસંદગીની કક્ષાએ જેને freedom 'of' choice કહેવાય અને બીજી કક્ષા એ સ્વતંત્રતાના ઉગમની દૃષ્ટિએ જેને કાન્ટ નિરૂપાધિક આદેશ કહે છે, તેને freedom 'from' choice, અર્થાત્ પસંદગીમાંથી સ્વતંત્રતા કહેવાય. આમ, સ્વતંત્રતાનો મૂળ ઉગમ અને સ્વતંત્રતાનાં વિવિધ સ્વરૂપો એ બે વચ્ચે ભેદ પાડવો જરૂરી છે.

છેલ્લે દિવસે, તા. ૧૧મી ઑક્ટોબરે સવારે 'તથ્ય અને મૂલ્ય' એ વિષય પર ગોષ્ઠિ થઈ જેમાં આ લેખ-લેખકે પોતાનો નિબંધ વાંચ્યો હતો. એ પછી પ્રા. શ્રી રમાકાન્ત મિશ્ર અને પ્રા. ગિરિએ આ વિષય પર નિબંધો વાંચ્યા હતા. લેખકે પોતાના નિબંધમાં આ સદીના પ્રત્યક્ષવાદીઓ (positivists)નાં મંતવ્યોની સવિસ્તર સમીક્ષા કરી હતી. અનુભવવાદ મૂલ્યને સંપૂર્ણ હકીકતના માળખામાં ઉતારે છે. એક તરફ બર્ટ્રાન્ડ રસેલ અનુભવવાદને અપૂર્ણ અનિશ્ચિત જ્ઞાન આપતું માને છે અને છતાં બીજી તરફ અનુભવવાદ કરતાં ઉચ્ચતર કોઈ બીજો સિદ્ધાંત નથી એવું વિચારે છે. મનુષ્યને માટે અનિશ્ચિત જ્ઞાન એ જ જાણે છેલ્લે માર્ગ હોય એમ રસેલ અને તેમના અત્યારના અનુયાયીઓ માને છે. આની વિરુદ્ધ એવી ટીકા કરવામાં આવી કે પ્રત્યક્ષ અને તેના આનુષંગિક પ્રમાણને જ ધ્યાનમાં લેવું એ એકપક્ષી તત્ત્વજ્ઞાન છે. જ્ઞાનની પ્રક્રિયામાં મનનો અચૂક ફાળો છે. સામાન્ય રીતે મન પૂર્વગ્રહથી અને એકાંગી રીતે વાસ્તવિક તથ્યોને સ્વીકારે કે નકારે છે તથા તેમને અર્થઘટિત કરે છે. જો પ્રત્યક્ષને જ ધ્યાનમાં લેવામાં આવે તો મૅકડૂગલની 'સહજવૃત્તિઓ', ફ્રૉઇડનો 'અચેતન', વૈજ્ઞાનિકોના ઇલેક્ટ્રૉન, ન્યુટ્રૉન, લૉકનો 'ઇશ્વર' અને ભૌતિક પદાર્થ ઇત્યાદિને વ્યર્થ માનવા પડે. આ ઉપરાંત અત્યારના નીતિશાસ્ત્રીઓ જેવા કે હેર, સ્ટિવન્સન, શ્લિક (Schlick) નૈતિક વિધાનોને ભાવનાત્મક અને આશ્ચર્યદર્શક ઉદ્‌ગારોથી વિશેષ માનવા તૈયાર નથી. યોગ્ય રીતે જોતાં, 'પ્રામાણિકતા એ શુભ છે' એ વિધાનનો અર્થ ફક્ત પ્રશસ્તિ કરવાનો જ નથી, પરંતુ જો તેને ઉચિત માનવામાં આવે તો તેને આચરણમાં મૂકવાનો છે. મૂલ્યનાં વિવિધ પાસાંઓ રહ્યાં છે જેવાં કે વ્યક્તિગત નૈતિક સ્તર પર, સામાજિક તેમજ વાસ્તવિક સ્તર પર જે વ્યક્તિ અને સમાજના સંબંધોમાં વિવિધ રીતે ક્રિયાશીલ બને છે. તેમ મૂલ્યને સાર્વત્રિક સ્તર પર પણ અસ્તિત્વ આપ્યું છે. મૂલ્ય અને હકીકત એ બંને તદ્દન ભિન્ન અસ્તિત્વ નથી. પરંતુ પ્રત્યેક મૂલ્યના યથાર્થીકરણ માટે તેના અંશરૂપે હકીકત રહેલી છે. મનુષ્યની વિશિષ્ટ દૃષ્ટિએ તેનું આગવું મૂલ્ય છે. પ્રત્યેક હકીકતનો અનુભવ કરનાર મનુષ્ય છે તેથી તેને સ્વરૂપ આપનાર માનવમૂલ્ય છે. આમ, કોઈ પણ હકીકત માનવમૂલ્ય નિરપેક્ષ હોતી નથી.

પ્રા. શ્રી મિશ્રજીએ પ્રત્યક્ષવાદીની સમીક્ષાને બાજુએ

રાખીને પોતાનો મૌલિક લેખ નૈતિક વિધાનો કઈ રીતે આચરણમાં સહાયરૂપ થાય છે એ બતાવવા પ્રયાસ કર્યો હતો. શ્રી મિશ્રે નૈતિક વિધાનોને પ્રજ્ઞાનાત્મક હોવાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો, પરંતુ જ્યારે એ જ્ઞાન સામાન્ય નિયમનું સ્વરૂપ લે છે ત્યારે તેને આચરણમાં મૂકવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. 'સારું', 'ઉચિત', 'યોગ્ય', 'સુંદર' એ શબ્દોનો વસ્તુવાચી તેમજ ગુણવાચી એવા અનેક અર્થ થાય છે, તેથી જે વિધાનમાં આવા વિધિવાચી અને પ્રશસ્તિરૂપ શબ્દોનો ઉપયોગ થાય એ આચરણને અનુલક્ષીને ઉદ્દેશીને જ કરવામાં આવ્યો છે એમ કહી શકાય નહિ. મૂલ્યાત્મક વિધાનોમાં કયા ગુણો કહેવામાં આવે છે તેની કોઈ સાર્વત્રિક નિશ્ચિતતા હોતી નથી, તેથી મૂલ્ય એ જ્ઞાનથી કંઈ વિશેષ છે કે નહિ એ અંગે ચોક્કસ કહેવું અસંભવિત છે એવો શ્રી મિશ્રનો મત હતો. પ્રા. શ્રી ગિરીએ મૂલ્યનો આધાર ઉચિત અને અનુચિત પરિસ્થિતિ પર રહ્યો છે એમ વ્યક્ત કર્યું હતું. કોઈ બાબતને સ્વીકૃતિ આપવી કે ન આપવી એ મનુષ્યના મૂલ્યના માળખા (set of values) પર આધાર રાખે છે. શ્રી ગિરીએ તથ્યને ઘણા વ્યાપક અર્થમાં લેવા પ્રયત્ન કર્યો હતો. જે કંઈ જ્ઞાનનો વિષય બની શકે તેને હકીકત કહેવાય. જેને સમજૂતીના અંવારણમાં લાવી શકાય તે સર્વ તથ્ય છે. તેથી, વાસ્તવિકતામાં 'અતથ્ય' જેવું કશું નથી. પરંતુ, હવે આ તથ્ય વ્યક્તિ સમક્ષ કેવી રીતે રજૂ થાય છે તેના પર તેના સ્વીકાર કે અસ્વીકારનો આધાર રહે છે. આમ તથ્યની અભિવ્યક્તિ એ જ તેનું મૂલ્ય છે. મૂલ્ય કર્તા અને વિષયના પારસ્પરિક આંતરક્રમણનું પરિણામ બને છે, મૂલ્ય સ્વ-અનુકૂલ વિષયક પ્રતીતિ બને છે. જે પ્રતિકૂળ છે તે મૂલ્ય બનતું નથી. પરંતુ મૂલ્ય વાસ્તવિક છે કે નહિ તેનો તાત્ત્વિક રીતે ઉત્તર આપી શકાતો નથી. આમ, શ્રી ગિરીનો અભિપ્રાય મૂલ્યને સંભવિત સ્તર પર રાખવાનો અને તેને વ્યક્તિના આત્મલક્ષી સ્તર પર રહેવા દેવાનો હતો એમ જણાયું.

એકંદરે આ ચર્ચા જ્યારે અન્ય વક્તાઓ માટે ખુલ્લી બની ત્યારે વિવિધ દૃષ્ટિકોણોથી તથ્ય અને મૂલ્યના વિષયની મુક્ત છણાવટ થઈ અને તેનાં જુદાં જુદાં પાસાંઓ છૂટાં પડવા લાગ્યાં. મૂલ્ય આત્મલક્ષી છે, કે અનાત્મલક્ષી છે, નૈતિક વિધાનો ફક્ત પ્રજ્ઞાનાત્મક છે કે અપ્રજ્ઞાનાત્મક છે, તેમાં આચરણના આદેશ પર ગર્ભિત છે કે નહિ એ પ્રશ્નોની ચર્ચા થઈ.

છેલ્લે જે નિબંધ વાચન થયું તેમાં જામનગરની ડી. કે. વી. કૉલેજના દર્શન વિભાગના અધ્યક્ષ શ્રી એમ. કે. ભટ્ટે 'શ્રી અરવિંદના સામાજિક દર્શનમાં સમન્વય' વિષય પર નિબંધ વાંચ્યો હતો. આ ઉપરાંત ડેવિડ હ્યૂમ અને એયરના નીતિશાસ્ત્રની તુલનાત્મક સમીક્ષા, પૉપરના 'ઓપન સોસાયટી ઍન્ડ ઇટ્સ એનીમીઝ', ડયૂઈનો અનુભવવાદી ઉપયોગવાદ, ઇત્યાદિ વિષયો પર વિચારપ્રેરક નિબંધો વાંચવામાં આવ્યા હતા, અને તેમાંથી ફલિત થતી ચર્ચાઓ તેના કરતાં પણ વધુ ચિંતનપ્રેરક હતી.

હિંદી માધ્યમમાં આ પરિષદ ભારતમાં જે દાર્શનિક પ્રવાહો અત્યારે વિદ્યમાન છે તેનું ઉચિત પ્રતિનિધિત્વ કરે છે અને જે વિશ્વવિદ્યાલયો ધીમે ધીમે અંગ્રેજી માધ્યમનો ત્યાગ કરીને કાં તો હિન્દી કે પ્રાદેશિક ભાષાનો બી. એ. કે એમ. એ. કક્ષાએ સ્વીકાર કરે છે ત્યાં આવાં અધિવેશનો આવકારદાયક છે.

(રાજકોટ, તા. ૧૮-૧૦-'૬૮)

*

# નવી પેઢીને પડકાર

**પત્રલેખક: યજ્ઞેશ હ. શુક્લ**

પ્રિય બહેન યશ,

ઘણા લાંબા સમયે તારો પત્ર મળ્યો તેથી ઘણો આનંદ થયો. તારું આ લાંબું મૌન મને ચિંતામાં નાખી રહ્યું હતું અને હું તને એ વિષે લખવાના વિચારમાં જ હતો ત્યાં તારો પત્ર મળ્યો. વિશેષ આનંદ તો આ પત્રમાં મારી પ્રિય બહેન યશને ફરી પાછી તેની જિજ્ઞાસાવૃત્તિને સતેજ કરી રહેતી જોઈને મને થયો છે. કેમ જાણે લાંબા સમયનાં મૌનનો ભંગ વાળી રહી હોય તેમ તેં એક પછી એક પ્રશ્નની ઝડી મારા પર એમાં વર્ષાવી છે. પણ તને એનો જવાબ પણ એવી જ રીતે આપીને

તારી જિજ્ઞાસાઓને શકય તેટલી સંતોષવાનો પ્રયાસ હું કરીશ. સદ્‌ભાગ્યે થોડા જ સમય પર, મને એક નાનકડું પુસ્તક મળી ગયું છે. એ પુસ્તકે મારું કાર્ય સરળ બનાવી દીધું છે. એટલે, એ પુસ્તકની નકલ તને મોકલી આપીને તારા મોટા ભાગના પ્રશ્નોનો જવાબ એમાંથી મેળવી લેવાનું તને જણાવી દઈને મ સંતોષ માન્યો હોત, કારણ કે તારા પ્રશ્નોના મોટા ભાગના જવાબો એમાંથી તને મળી રહે એમ છે. પણ હું જાણું છું કે મારા પોતાના તરફથી તારા પ્રશ્નોના જવાબો નહિ મળે તો તને સંતોષ થવાનો નથી, અને તું ફરી પાછી મારા પર એ જ પ્રશ્નોની ઝડી વર્ષાવ્યા વિના પણ રહેવાની નથી! એટલે, હું તને આ લાંબો પત્ર લખી રહ્યો છું.

સંભવ છે કે તારા હાથમાં આ પુસ્તક આવ્યું હોય. એ પુસ્તક અને એના લેખક બન્ને વિષે તને થોડોક પરિચય કરાવું. એ પુસ્તક છે 'વિમર્શ'* અને એના લેખક છે શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર. પુસ્તકમાં પ્રવેશ કરતી વેળા પહેલાં પ્રસ્તાવના વાંચવી જોઈએ. જો કે, ઘણી વાર પ્રસ્તાવના બાજુએ મૂકીને મૂળ પુસ્તક વાંચવાનું વધારે રુચિકર થઈ પડે એવો પણ અનુભવ છે. છતાં, આ પુસ્તકને વાસ્તવમાં કહીએ તો એમાં જે ગંભીર વિચારદર્શન થયું છે તે જોતાં એને સામાન્ય પુસ્તક ન લેખતાં ગ્રંથ કહેવો વધુ ઉચિત થઈ પડશે. આપણા ત્રણ ત્રણ સન્નિષ્ઠ કેળવણીકારો, વિચારકો ને સાહિત્યસેવીઓના આશીર્વાદ પ્રાપ્ત થયા છે તે જોતાં આ ગ્રંથના લેખક વિષે ને ગ્રંથ વિષે તેઓનાં મંતવ્યો પર પહેલી નજર માંડવાનું મન રોકી શકાતું નથી. શ્રી કાકાસાહેબ કાલેલકરના 'આશીર્વાદ' સાથે શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનો 'આમુખ' અને શ્રી હરભાઈ ત્રિવેદીનો 'આવકાર' આ ગ્રંથને સાંપડયો છે એ પણ એક વિરલ ત્રિવેણી સંગમ સધાયો છે, અને તે આ ગ્રંથ અને એના ગ્રંથકારની મનોભૂમિમાં પ્રવેશવ નું સરળ બનાવી દે છે.

શ્રી માવળંકરે પોતે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની સૂચનાથી આ ગ્રંથનું નામ 'વિમર્શ' રાખ્યાનું સૂચવ્યું છે. એ નામ વિશે ઝાઝો વિવાદ કરવાનું કારણ નથી. પણ, કદાચ, તને શ્રી હરભાઈ ત્રિવેદીએ એને આવકાર આપતાં 'નવું દર્શન' એવું શીર્ષક આપ્યું છે તે આ ગ્રંથનું નામ પાડવાનું મન થઈ જશે એમ મને લાગે છે, અને એ સાર્થક પણ છે. કારણ કે, આ ગ્રંથમાં સંગ્રહાયેલ તેત્રીસ લેખોમાં આપણી સમક્ષ આજે ઉપસ્થિત થઈને મૂંઝવણ ઊભી કરી રહેલા જીવન, સમાજ, શિક્ષણ અને રાજકારણના વિવિધ પ્રશ્નોની વિશદ છતાં નિખાલસ વિચારણા રજૂ થઈ છે. આવી વિચારણા અન્યત્ર થઈ જ નથી એમ નહિ કહીએ, પણ એકી સાથે, આપણા સમગ્ર જીવન અને તેને સ્પર્શતી વિવિધ બાજુઓની તલસ્પર્શી વિચારણા, આવી રીતે ભાગ્યે જ થએલી જોવા મળે છે. વળી, એ વિચારણામાં નવી દૃષ્ટિ, શ્રી હરભાઈએ કહ્યું છે તેમ 'નવું દર્શન', રહેલ છે અને તેથી તો એ વિચારણાનું મૂલ્ય અનેકગણું વધી જાય છે. ઉપર સૂચવેલા બધા વિષયોને સ્પર્શતી શ્રી માવળંકરની વિચારણા કોઈ નેતાની ઊંચી વ્યાસપીઠ પરથી વાંચનારાઓને ઉપદેશ આપતી નથી પણ વિવિધક્ષેત્રે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિની જવાબદારી આપણા સૌની છે એમ એવી સમજપૂર્વક એ વિચારણા થયેલી છે અને એ દરમ્યાન ઉપસ્થિત થયેલી સમસ્યાઓ–મૂંઝવણોનું નિરાકરણ આપણે સૌએ મળીને કરવાનું છે એવી ભાવના એની પાછળ રહેલી છે એટલા પૂરતી વિચારણા વધારે ગૌરવવાળી બની છે અને સમગ્ર સમાજની, એ સમાજની તમામ સમજદાર વ્યક્તિઓની સહિયારી જવાબદારીનું પણ એમાંથી ભાન જાગ્રત થાય છે. મને તેથી આ વિચારણા વધારે મર્મસ્પર્શી લાગી છે જ. તને પણ તેથી આ વિચારણા રુચિકર જ નહિ પણ પૂરતી માર્ગદર્શક બની રહેશે એમ મને લાગે છે. તેં મારી સમક્ષ આજની અનેક ક્ષેત્રોની વિકટ સમસ્યાઓ રજૂ કરી છે અને એનું નિરાકરણ મારી પાસેથી મેળવવા ધાર્યું છે, આ ગ્રંથ તું વાંચશે એટલે આપોઆપ તને એમાંથી ઘણી સમસ્યાઓના જવાબો મળી રહેશે.

શ્રી. માવળંકરને તું ઓળખે છે ને? તાજેતરમાં જ ગુજરાતના ઉચ્ચ શિક્ષણને ક્ષેત્રે એક ભારે ચર્ચાસ્પદ અને સૈદ્ધાંતિક ચર્ચા જાગી ગઈ: ઉચ્ચતર શિક્ષણની એક સંસ્થાનું સંચાલન કરવાની શૈક્ષણિક જવાબદારી કોની? એનાં વહીવટી સૂત્રો ધરાવનારની કે એ સંસ્થાના આચાર્યની? શિક્ષણ અંગેની તમામ સમસ્યાઓનું નિરાકરણ અને સંચાલન, સ્વાભાવિક રીતે જ, આચાર્યની જવાબ-

* **વિમર્શ**: લેખક—પુરુષોત્તમ ગણેશ માવળંકર, સન્નિષ્ઠ પ્રકાશન, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ કિંમત સાડા ત્રણ રૂપિયા.

દારી લેખાય, પણ આચાર્યની આવી જવાબદારી પર તરાપ મારવાનું નાણાંની કોથળી પર અંકુશ ધરાવનારાઓ માટે સામાન્ય ને સ્વાભાવિક બની ગયું છે, અને એ પરિસ્થિતિનો ભોગ શ્રી. માવળંકર બન્યા. પણ, તેમણે સિદ્ધાંતને ખાતર એ પરિસ્થિતિ બરદાસ્ત ન કરી તેમાં આચાર્યપદનો ત્યાગ કર્યો. અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં જ શ્રી માવળંકરે ઉચ્ચ શિક્ષણ લીધું. પછી તો પરદેશ જઈને વધુ ઉચ્ચ કેળવણી લીધી ને માતૃસંસ્થાને શૈક્ષણિક સેવા આપતાં તેના આચાર્યપદ સુધી પહોંચ્યા ને તે પછી સિદ્ધાંતને ખાતર એ પદનો પણ તેમણે ત્યાગ કર્યો. પણ તેઓ, એકલા શિક્ષણકાર–કેળવણીકાર જ નથી. માત્ર વિચારક પણ નથી, રાજકારણના ઊંડા અભ્યાસી હોઈ એ ક્ષેત્રે પણ હૅરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટ સ્થાપીને તેમણે સારી કામગીરી બજાવી છે. વિવિધ ક્ષેત્રે ની આ કામગીરીને વાચા આપવા માટે ૧૯૬૧ના ઑગસ્ટ માસથી તેમણે 'અભ્યાસ' નામનું—નામને છાજે એવી વિચારપૂર્ણ સામગ્રીથી રસબસતું—માસિક કાઢયું અને એ માસિક દ્વારા પોતે તો વિવિધ વિષયો પર મનનીય વિચારો રજૂ કરવા માંડયા જ; પણ બીજા અભ્યાસનિષ્ઠોને પણ એમાં લખતા કરીને અભ્યાસ યોગ્ય, વિચારવા યોગ્ય, મનન કરવા યોગ્ય સાહિત્ય આપવા માંડયું. આ 'અભ્યાસ'માં દર માસે કોઈ એક પ્રચલિત સામાજિક પ્રશ્ન પર ગંભીર ચિંતન રજૂ કરતા લેખો શ્રી માવળંકરે લખવા માંડયા. એમાંના આ તેત્રીસ લેખો 'વિમર્શ'માં સંગ્રહાયા છે ને વાંચનારાઓને તે 'નવું દર્શન' કરાવે છે; એટલું જ નહિ પણ, એ પ્રશ્ન પર વિચારતા પણ કરી મૂકે છે. તને પણ તારી સમસ્યાઓના જવાબો મેળવવા ઉપરાંત એમાંથી નવા વિચાર પ્રાપ્ત થશે.

એક બીજી વાત પણ નોંધી લઉં. 'અભ્યાસ' ઉપરાંત, શ્રી માવળંકર 'સન્નિષ્ઠ પ્રકાશન' નામે પ્રકાશન સંસ્થાનું સંચાલન કરી રહ્યા છે અને એના દ્વારા પોતાનાં જ નહિ પણ બીજા વિદ્વાનો, વિચારકો, લેખકોના ગ્રંથો–પુસ્તકોનું પ્રકાશન કરી રહ્યા છે. આ રીતે સંસ્કારી અને સમૃદ્ધ સાહિત્યનું પ્રકાશન કરીને પણ ગુજરાતી પ્રજામાં અભ્યાસની વૃત્તિને તેઓ પ્રોત્સાહિત કરી રહ્યા છે. તેં આ સંસ્થાનાં બીજાં પ્રકાશનો જોયાં છે ખરાં? જરૂર જોજે.

'વિમર્શ'ને આશીર્વચન આપતાં કાકાસાહેબે 'નવી પેઢીના એક સંસ્કારી અને અનુભવી લેખકના પ્રૌઢ વિચારોનો' પરિચય મેળવવાની તક મળી એમ સૂચવ્યું છે તે યથાર્થ છે. શ્રી. માવળંકર નવી પેઢીના વિચારક છે; પ્રાધ્યાપક અને આચાર્ય તરીકે શિક્ષણક્ષેત્રની તેમની સેવાઓને પરિણામે અનુભવજન્ય તેમજ પ્રૌઢ વિચારો તેમના તરફથી પ્રાપ્ત થાય છે. શિક્ષણ વિભાગના ૧૧ લેખો એ ક્ષેત્રના તેમના અનુભવનાં નવનીત રૂપ છે. પોતે શિક્ષણના વ્યવસાયમાં ઓતપ્રોત થયેલા હોઈ, એ ક્ષેત્રમાં વ્યાપેલા 'સડા' અંગે તેઓ સારા પ્રમાણમાં જાગ્રત છે અને એ સડા પર વેધક લાલબત્તી ધરતાં તેઓ અચકાયા નથી. કલ્યાણ રાજ્યમાં કેળવણીનું મહત્ત્વ મોટું છે. પણ આજની કેળવણી પ્રસારની દૃષ્ટિએ વિસ્તરતી રહી હોવા છતાં ગુણવત્તાની દૃષ્ટિએ કેળવણીનું ધોરણ ઊતરતું ને ઊતરતું જાય છે એ હકીકત છે. કેળવણી કેવી હોવી જોઇએ? 'ભણતર એટલે કેવળ અક્ષરજ્ઞાન નહિ, એ તો દેખીતું છે. પ્રકૃતિ અને દેશ-દુનિયાની સ્થિતિ વિષેની જાણકારી વધવી જોઈએ; કલાકારીગરી માટેની આવડત વધવી જોઈએ; જ્ઞાનવિજ્ઞાનનાં ક્ષેત્રો ઊંડાં અને વિસ્તારપૂર્ણ થતાં રહેવાં જોઇએ; સામાજિક જીવનની તાલીમ મળતી રહેવી જોઈએ. આવું બધું સતત ચાલે ત્યારે શિક્ષણ અને કેળવણીના પ્રવાહો બરાબર વહેતા થયાનું કહી શકાય. કેળવણીને લીધે આપણાં બૌદ્ધિક, ઉદારમતવાદી, નૈતિક અને પ્રજાજીવનનાં મૂલ્યો દૃઢતર બને તો જ કેળવણી કામની અને સાચી કહેવાય.' આ દૃષ્ટિએ આજે કેળવણી મળતી જ નથી એ સ્પષ્ટ છે, પણ એનો ઉપાય શો? શિક્ષણને સ્પર્શતા બીજા પ્રશ્નો, એ ક્ષેત્રે સ્વાતંત્ર્યનો રહેતો અભાવ, વિદ્યાર્થી જેમ માત્ર પરીક્ષાર્થી જ બની રહ્યો છે તેમ શિક્ષકો પણ ખરેખર શિક્ષણ આપનારા વિદ્યાગુરુ રહ્યા નથી આ બધું ઘણી જ નિખાલસ અને સચોટ ભાષામાં શ્રી. માવળંકરે રજૂ કર્યું છે, અને એની સાથે કયાંક કયાંક શું થવું જોઈએ એનું સૂચન પણ કર્યું છે. વિદ્યાવ્યાસંગ ઘટતો જ જાય છે અને તેની અસર શિક્ષણના જ નહિ પણ જીવનના તમામ ક્ષેત્રોમાં પડી રહી છે. એથી, દેશને એકંદરે ગેરલાભ જ થવાનો છે. વિદ્યાર્થીઓમાં વિદ્યા પ્રત્યેનો પ્રેમ જગાડી શકાતો નથી. તેમનામાં વાચનની ભૂખ જગાડી શકાતી નથી, અને તેમનામાં સુષુપ્ત રહેલી શક્તિઓને બહાર લાવવાનું ઘણું ઓછું કામ આજની કેળવણીમાં થાય છે અને એમાંથી જ ભાવિ જીવનની હતાશા પણ જન્મતી હોય છે, જે આજે વિદ્યાર્થીઓમાં અજંપો જગાડીને તેઓને તોફાનને માર્ગે વાળે છે. શિક્ષકો અને

વિદ્યાર્થીઓ વચ્ચે – ગુરુશિષ્ય જેવો – તાદાત્મ્ય ભાવ છે જ નહિ તે જ આ ક્ષેત્રના મોટા ભાગના સંઘર્ષોના મૂળમાં રહેલું છે. એ પરિસ્થિતિ ઊભી કરવામાં શિક્ષકોનો પોતાનો પણ ઓછો હિસ્સો નથી. આમ છતાં, એમાંથી માર્ગ કાઢવો જ જોઈએ. એવો માર્ગ કઈ રીતે મળે તેનું શ્રી. માવળંકરે બહુ સ્પષ્ટ ને સીધું સૂચન કર્યું નથી, પણ શિક્ષણને અંગે જવાબદારી ધરાવતાં વિવિધ અંગો પાસેથી રખાતી અપેક્ષાઓનું આલેખન કરીને શ્રી. માવળંકરે એ દિશામાં માર્ગદર્શન કરવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે.

પ્રિય બહેન યશ, તેં આજની કેળવણી, વિદ્યાર્થીઓ, શિક્ષકો, શિક્ષણ-સંસ્થાઓ અને શિક્ષણના કાર્યમાં પણ સરકાર અને નાણાંધારીઓનાં વર્ચસ્વ અંગે કેટલા ય પ્રશ્નો પૂછ્યા. તને આ લેખોમાંથી એની વિશદ છણાવટ મળશે. ક્યાંક ક્યાંક તારા નિદાનને એમાં સમર્થન પણ મળશે. સંભવ છે કે, આમાંથી નીકળવાના માર્ગ અંગે તને કદાચ અસંતોષ રહી જશે. પણ એક વાર આવા ગંભીર અને પ્રજાજીવનને સ્પર્શતા મુખ્ય પ્રશ્નોને અંગેની નિખાલસ ચર્ચા–વિચારણા થવા લાગશે અને એ ક્ષેત્રની આપણી ક્ષતિઓનું ઉઘાડું દર્શન થવા લાગશે એટલે એ પરિસ્થિતિમાંથી શો માર્ગ કાઢવો તેની વિચારણા એની સાથોસાથ થવા માંડશે. કદાચ, આવી વિચારણા, થોડેક અંશે, ગતિમાન થઈ છે પણ ખરી.

શ્રી માવળંકર રાજકારણના ઊંડા અભ્યાસી છે અને લૅસ્કીના ગ્રંથોના પોતે વિદ્યાર્થી હોઈ એ વિષયમાં તેઓની દીક્ષા પામેલા છે અને અમદાવાદમાં લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ સ્થાપીને આ વિષયને સ્પર્શતી અને બીજી જાહેર વ્યાખ્યાન–પરિસંવાદ, વગેરે પ્રવૃત્તિ સારા પ્રમાણમાં કરી રહ્યા છે. એટલે, 'વિમર્શ'માં સૌથી વધુ સંખ્યાના લેખો રાજકારણને સ્પર્શતા હોય એનું આશ્ચર્ય નહિ થાય. આપણે લોકશાહી અપનાવી છે એટલે સાચી લોકશાહીનાં સ્વરૂપ અને એવી લોકશાહીમાં નાગરિકોની–પ્રજાની–ફરજ અંગે તેમણે આ લેખો દ્વારા સાચેસાચા અર્થમાં લોકકેળવણીનું કામ કર્યું છે એમ કહેવું જોઈએ. આઝાદીના બે દાયકા થઈ ગયા. એ બે દાયકા દરમ્યાન દેશને સામાન્ય રીતે જે અનુભવ થઈ ચૂક્યો છે તેનું સચોટ પ્રતિબિંબ શ્રી. માવળંકરના લેખોમાં પડ્યું છે. લોકશાહીમાં લોકોના પ્રતિનિધિઓની જવાબદારી, એની સાથે લોકોની પોતાની ફરજ, સામાન્ય ચૂંટણીને અંગેની વિચારણા, પ્રજાના હક્ક, વગેરે સંબંધમાં શ્રી. માવળંકરે એક અધ્યાપક, શિક્ષકની અદાથી વાંચનારાઓને સમજદારી આપવાનો સારો પ્રયાસ કર્યો છે. પ્રજામાં હક્કોને અંગેની જેટલા પ્રમાણમાં જાગૃતિ છે તેટલા પ્રમાણમાં પોતાની ફરજોનું ભાન નથી એ વાત પણ કહેતાં તેઓ ચૂક્યા નથી. અલબત્ત, એમ કરતાં એમની વાણી કડવાશ કરતાં મીઠાશ વધારા પડતી બતાવતી લાગી છે. 'નાગરિક અને નાગરિકતા', 'હક્કની પરિભાષા' એ બે લેખો પ્રજાને તેની પોતાની ફરજ વિષે વિના સંકોચે જાગૃત કરે છે. સ્વાભાવિક રીતે જ, આજની પ્રજા પોતાની ફરજનું બરાબર પાલન કરતી નથી એવું સીધું નહિ પણ આડકતરું સૂચન અને તેથી તેની આકરી ટીકા એમાંથી મળી રહે છે. 'જાહેર જીવનની શુચિતા'નો લેખ આપણા દેશનાં જાહેર જીવનમાં, રાજકીય તેમજ બીજાં જાહેર જીવનમાં, પ્રવેશી ગયેલાં ભ્રષ્ટાચાર–સડા તરફ સચોટ અંગુલિ-નિર્દેશ કરે છે. પ્રજાને દોરવાનો દાવો કરતા નેતાઓનાં પોતાનાં વર્તન શંકાથી પર હોય તો જ તેઓ પ્રજાને સાચી રીતે દોરવી શકે. આ દૃષ્ટિએ આજે દેશને સાચી નેતાગીરીનો અભાવ સાલી રહ્યો છે એ દેખીતું છે. શ્રી માવળંકરે લખ્યું છે તેમ, 'નેતૃત્વ કરી શકે એવા નેતાઓ અનેક ક્ષેત્રોમાં શોધ્યા જડતા નથી. નેતા થઈ બેઠેલાંઓની ભીડ અવશ્ય જામી છે; પણ નેતાગીરીનો સાચો પડકાર ઝીલીને કર્તવ્ય બજાવનારાંઓની અછત જ્યાં ત્યાં જરૂર વરતાય છે, આવું કેમ થયું હશે?'

આવો પ્રશ્ન કરીને એનો જવાબ પણ શ્રી. માવળંકરે આપ્યો છે: 'સ્વરાજ્ય પછી તો આપણી શક્તિ-બુદ્ધિને વધારે મોકળાશ અને અવકાશ મળવાં જોઈતાં હતાં. આપણામાંથી અનેક જણ અવનવાં કાર્યક્ષેત્રોમાં સ્વાભાવિકતાથી અગ્રેસર બની રહે એમ થવું જોઈતું હતું. પરંતુ આજે ચિત્ર સાવ જુદું જ દેખાય છે. આજના કહેવાતા નેતાઓએ સ્વરાજ્યને પદ્ધતિસર ચૂંથવા માંડ્યું છે! છેલ્લા બે દાયકામાં, અનેક સ્તરો પરથી અનેક નાનામોટા અગ્રણીઓએ સ્વરાજ્યમાંના 'સ્વ'નો સંકુચિત અને સ્વાર્થી અર્થ ઘટાવ્યો છે.' અને, આમાંથી આજનાં રાજકીય ક્ષેત્રનાં વિવિધ અનિષ્ટો જન્મ પામ્યાં છે. જેઓ પાસેથી શુદ્ધ, નિર્મળ, સ્વચ્છ વહીવટની અપેક્ષા રખાતી હતી તેઓ પાસેથી સડેલો વહીવટ એથી પ્રાપ્ત થયો છે.

અને, લોકશાહીમાં અત્યંત આવશ્યક અને અનિવાર્ય એવો સબળ વિરોધ પક્ષ દેશને પ્રાપ્ત થયો નથી તેનું એ દેખીતું પરિણામ છે. દેશને આઝાદી લાવી આપવામાં કૉંગ્રેસે નિષ્ઠાપૂર્વકનો ભાગ ભજવ્યો, એ નિષ્ઠાને પરિણામે આઝાદ દેશનાં શાસન–સૂત્રો એ પક્ષના હાથમાં દેશે સોંપ્યાં, પણ સત્તાની લાલસાએ એના પર એવી પકડ જમાવી દીધી કે પ્રજામાં એને માટે ચોક્કસ પ્રકારની નફરત પેદા થઈ. આથી, સત્તાધારી પક્ષનો વિરોધ કરનારા પક્ષો ઊભા થયા. પણ સમાન વિચારસરણી ધરાવતા અને પ્રજાનાં કલ્યાણની એકમાત્ર ઝંખના હોય તો એક કે બે સબળ વિરોધ પક્ષો રચાવાને બદલે અળસિયા જેવા વિરોધ પક્ષો જામી પડયા. કૉંગ્રેસના ગેરશાસને જેમ બ્રિટિશ શાસન-તંત્રને વધારે સારું કહેવડાવ્યું તેમ આવાં અળસિયાં જેવા વિરોધ પક્ષોના શંભુમેળામાંથી રચાયેલી સંયુક્ત મોરચાની સરકારો માટે પણ થયું છે. એટલે, હજી પણ આનો ઉપાય તો સત્તાધારી કૉંગ્રેસ સામે સમાન વિચારસરણી ધરાવતા લોકકલ્યાણની એકમાત્ર ઝંખના સેવતા સબળ એક કે બે વિરોધ પક્ષો રચાય એ જ છે. એ દિશામાં જો સમજદાર વર્ગ સત્વર પ્રવૃત્તિશીલ નહિ બને તો સત્તાધારી પક્ષને શાનમાં લાવી શકાશે નહિ. શ્રી. માવળંકર પણ આવી વિચારણાનો પુરસ્કાર કરે છે.

સ્વાતંત્ર્ય પછી જાહેર જીવન સુધરવાને બદલે બગડયું અને સાચાં મૂલ્યોને સ્થાને સ્વાર્થ અને લાલચુવેડા વધ્યા. આઝાદીના બે દાયકાને અંતે, શ્રી. માવળંકર કહે છે એમ, 'આપણા નેતાઓ ભોક્તા બન્યા છે અને જાહેર જીવનનાં આદર્શો તથા મૂલ્યોની માવજતને બદલે સ્વાર્થ તથા સંકુચિતતાનો સંઘરો થઈ રહ્યો છે. આ દિશામાં આપણી અધોગતિ જે ઝડપથી થઈ રહી છે તેનાથી આપણે સચિત અને આકુળ-વ્યાકુળ થતા નથી એ મોટી બલિહારી છે!' શિક્ષિત અને સંસ્કારી વર્ગ પણ આવી પરિસ્થિતિ અંગે ઉપેક્ષાની લાગણી સેવી રહ્યો છે. શ્રી. માવળંકર આમ 'આપણો' શબ્દપ્રયોગ કરીને કોઈ ચોક્કસ વર્ગની નહિ, પણ આપણા સૌની, સમગ્ર સમાજની ઉદાસીનતાનો નિર્દેશ કરે છે અને તે વાસ્તવિક છે.

રાજકારણના વિભાગમાંના લેખો સામાન્ય જનસમાજને લોકશાહી વિષે, લોકશાહીમાં મતદારની, ધારાસભા માટે ઊભા રહેલા ઉમેદવારની, રાજકીય પક્ષોની, વૃત્તપત્રો, સામાયિકો, વગેરે તમામની ફરજો અને જવાબદારીઓ વિશે સારી કેળવણી આપે છે. આવા લેખો લોકશાહીમાં ચૂંટણી અને તેનું મહત્ત્વ જેમ લોકોને સમજાવે તેમ તેઓની ફરજનું પણ ભાન કરાવે છે. એટલે, જનકેળવણીનું ઉમદા કાર્ય એથી થાય છે. પ્રજામાં એકરાહની ભાવના જગાડવા માટે રાષ્ટ્રીય મનોવૃત્તિ કેળવવાની પણ એટલી જ જરૂર છે. આ લેખો આવી લોકકેળવણી આપતા હોઈ એનું મહત્ત્વ આપોઆપ આગળ તરી આવે છે.

આમ છતાં, દેશના ભાવિ અંગે જે નિરાશાનો સૂર તેં કાઢયો છે તેની સાથે હું સંમત થતો નથી. અલબત્ત, અત્યારનું વાતાવરણ આવી નિરાશાનું જ સૂચક છે. પણ એક વાત ભૂલવા જેવી નથી. જૂની અને નવી બન્ને પરિસ્થિતિનો અમે અનુભવ કર્યો છે. એટલે, અમારે મન અત્યારની પરિસ્થિતિ વધારે દુઃખદ લેખાય. પણ તારા જેવાં નવી પેઢીનાં યુવાન-યુવતીઓ માટે પરિસ્થિતિ જુદી જ છે. અમારામાં તો હજી જૂની પેઢી અંગેનો થોડોક પણ અહોભાવ છે, અને તેથી એ પેઢીના પ્રતિનિધિઓના દોષો અંગે પણ અમે કાંઈક ઉદાર દૃષ્ટિથી જોઈએ છીએ પણ ખરા, પણ જે યુવાન-યુવતીઓ આઝાદીના ઊગમ કાળે જ જન્મ્યા છે ને આઝાદીની હવામાં જ ઊછર્યાં છે તેને માટે જૂની પેઢી પ્રત્યે અહોભાવ રાખવાનું કોઈ કારણ નથી. એના કાર્યથી જ તમારે તેનું મૂલ્યાંકન કરવાનું છે અને એનાં મૂલ્યાંકનમાં જો એ પેઢી ઊણી ઊતરે તો તેને ફગાવી દેવાનો તમારો અધિકાર છે. એ અધિકારનો તમે ઉપયોગ કરો એવો મારો આગ્રહ છે. તારા તમામ પ્રશ્નોનો જવાબ આ આગ્રહમાં સમાઈ જતો નથી?

'જીવન' અને 'સમાજ'ને સ્પર્શતા ૫+૪=૯ લેખોનું મૂલ્ય પણ ઓછું થતું નથી. એમાં રજૂ થયેલી વિચારણામાં પણ નવી દૃષ્ટિ જરૂર છે. જે નિખાલસ રીતે આ વિચારો રજૂ થયા છે તે નવી પેઢીને સીધો પડકાર આપનારા મને લાગ્યા છે. અત્યારની નિરાશાજનક સ્થિતિમાંથી દેશને આશાભર્યા અને ઉજ્જ્વળ ભાવિ ભણી દોરી જવાની જવાબદારી આ નવી પેઢીએ, હવે, જૂની પેઢીના હાથમાંથી, તે આપમેળે નહિ આપે તો ઝૂંટવી લેવાની છે. નવી પેઢી આ પડકાર ઝીલી લેશે ખરી?

તું મઝામાં હશે. અમે સહુ મઝામાં છીએ.

લિ.

ભાઈના પ્રણામ.

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯

"આપણું કર્તવ્ય ભલાઈ કરવાનું છે. કોઈના ઉત્કર્ષમાં ઈશ્વર આપણને નિમિત્ત બનાવે તે માટે જરા પણ અભિમાન કરવું નહિ. ભલાઈ કરીને ભૂલી જવું એ જ આપણું કર્તવ્ય હોવું જોઈએ. સામો માણસ કરેલા ઉપકાર વીસરી જઈ કૃતઘ્ની બને તેનો સંતાપ આપણે રાખવો જોઈએ નહિ."

મંગળદાસ ગિરધરદાસ

['શેઠ મંગળદાસ ગિરધરદાસ: જીવન અને કાર્ય.' લેખક: બંસીધર ગોવર્ધનદાસ પારેખ. પ્રકાશક: શેઠ મથુરાદાસ મંગળદાસ, મંગળ બાગ, એલિસ બ્રિજ, અમદાવાદ-૬. સને ૧૯૫૫. પૃ. ૧૪૬]



સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

ડિસેંબર ૧૯૬૯] **અભ્યાસ** [સળંગ અંક ૮૧

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટ-ની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યા-ની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ, તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી. કુમાર કાર્યાલય લિમિટેડ

અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।

# માનવ હક્કોના જતનની ચાવી

આજની વધતી જતી મોંઘવારીમાં જો કોઈ ચીજની સોંઘવારી જણાતી હોય તો તે માણસની અને એના ગૌરવની! મનુષ્ય-જીવન જ જ્યાં બિનસલામત બન્યું છે અને અધ્ધર જેવું લટકતું રહ્યું છે ત્યાં મનુષ્યના વ્યક્તિત્વની, એની પ્રતિષ્ઠાની, એના સન્માનની વાત જ શી કરવી?

માનવનું ગૌરવ માનવના હાથે જ હણાતું રહ્યું છે એ મોટી કરુણતા ને કમનસીબી છે. આમે ય, માનવીય વ્યક્તિત્વની માવજત ખૂબ સંભાળપૂર્વક કરવી પડે એવો એ નાજુક અને સંવેદનશીલ પદાર્થ છે. એમાં જ્યારે મનુષ્યોનાં પૂર્વગ્રહો ને પ્રત્યાઘાતો, મહત્ત્વાકાંક્ષાઓ ને મથામણો, ભયો ને ભ્રમણાઓ, ઈર્ષાઓ ને ઈચ્છાઓ, અદેખાઈ ઓ ને અસમાનતાઓ ભળે છે ત્યારે પરિસ્થિતિ વધુ ગુંચવાય છે ને વાંકીચૂંકી બને છે.

એટલે, મનુષ્યના હક્કો વિષે અને એના મૂળભૂત અધિકારો અંગે અથાગ પ્રયાસો અનેક સપાટીઓ પરથી અહર્નિશ કરવા પડશે. બંધારણોમાં અને પાયાના દસ્તાવેજોમાં હક્કો સ્પષ્ટપણે અંકિત કરવા જોઈશે. પણ એવા લેખિત આલેખો વ્યવહારમાં આપોઆપ અમલી બનતા નથી. એમના પ્રત્યક્ષ પ્રગટીકરણ માટે પ્રજાજનોની શાશ્વત જાગૃતિ, સરકારોની સતત જવાબદારી, વિવિધ મંડળોની વણથંભી જીવંત કામગીરી અને એકંદર વાતાવરણમાં સ્વાતંત્ર્ય તથા લોકશાહીની અખૂટ આબોહવા જોઈશે.

વીસ વર્ષ પહેલાં—તા. ૧૦ ડિસેંબર ૧૯૪૮ ને રોજ—સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાએ પૅરીસમાં મળી રહેલા એના વાર્ષિક અધિવેશનમાં માનવ હક્કો અંગેનું સાર્વત્રિક જાહેરનામું સર્વાનુમતે પસાર કર્યું: ત્રીસ કલમોનો બનેલો એ ઢંઢેરો અવશ્ય એક ઐતિહાસિક દસ્તાવેજ છે. સદ્‌ભાગ્યે, એ જીવંત ચાલુ રહ્યો છે અને વિશ્વના પ્રજાજનોને સતત પ્રેરણા આપી રહ્યો છે. નાગરિકોના હક્કો વિષે સરકારો બેફિકર કે બેધ્યાન રહે એમાં નવાઈ નથી. પણ પોતાના મૂળભૂત અધિકારો અંગે પ્રજાજનો પૂરી જાણકારી ધરાવે અને પોતપોતાની સરકારો પર એ વિષે જરૂરી નૈતિક પ્રભાવ સતત પાડતા રહે એ ખૂબ આવશ્યક છે.

વિશ્વની પ્રજાઓ વતી વિશ્વસંસ્થાની સામાન્ય સભાએ આ કામ છેલ્લાં બે દાયકાથી કર્યે રાખ્યું છે ખરું. તા. ૧૨ ડિસેંબર ૧૯૬૩ ને રોજ સામાન્ય સભાએ ઠરાવ્યું કે ૧૯૬૮નું આખું વર્ષ 'માનવ હક્કો માટેનું આંતરરાષ્ટ્રીય વર્ષ' તરીકે સર્વત્ર મનાવવું. હક્કોના આંતરરાષ્ટ્રીય ખરડાના પ્રથમ બે દાયકાની ઉજવણી કરવાના હેતુથી ૧૯૬૮ની સાલની યોજના કરાઈ હતી. સામાન્ય સભાએ ત્યાર બાદ તા. ૨૦ ડિસેંબર ૧૯૬૫ ને રોજ નક્કી કર્યું કે હક્કો વિષેની આંતરરાષ્ટ્રીય પરિષદ એ વર્ષે બોલાવવી, અને એ મુજબ ઈરાનની રાજધાની તહેરાનમાં આ વર્ષે તા. ૨૨ એપ્રિલ થી તા. ૧૩ મે (૧૯૬૮)ના દિવસોમાં એ ભરાઈ. છેલ્લા બે દાયકાઓમાં હક્કોની બાબતમાં કયાં કયાં કેટલી પ્રગતિ થઈ અને કોણે કોણે કઈ કઈ જગ્યાએ હક્કો પર તરાપ મારીને પીછેહઠ કરી-કરાવી એ બધી બાબતો પર તહેરાન-પરિષદે સવિસ્તર ચર્ચા-વિચારણા કરી. સંયુક્ત રાષ્ટ્રસંઘ પોતે તથા એની વિવિધ પાંખો અને ઠેર ઠેર કાર્યરત રહેલી ખમીરવંતી વ્યક્તિઓ તથા

સંસ્થાઓ આ ક્ષેત્રે કેવી અસરકારક કામગીરી બજાવી રહેલ છે તેનું અવલોકન પણ આ પરિષદે કર્યું અને ભાવિ માટેનો નક્કર કાર્યક્રમ ઘડી કાઢ્યો.

તેહરાન-પરિષદમાંના એક પ્રતિનિધિએ આ સંદર્ભમાં એક વાત સચોટ રીતે સંક્ષેપમાં રજૂ કરી. એ શબ્દો આ પ્રમાણેના હતા: 'છેલ્લાં વીસ વર્ષ જો માનવ હક્કોની વ્યાખ્યા કરવા માટેનો તબક્કો ગણીએ તો હવેનાં વીસ વર્ષ એ હક્કોનો વાસ્તવમાં અમલ કરવા માટેનો સમય-પટ પૂરવાર થવો ઘટે.' એટલે કે, હવે નક્કર કામ કરી બતાવવાનો વારો આવ્યો છે, કેવળ બોલ બોલ કરવાનો જમાનો વહી ગયો છે! મનુષ્યોના જાત જાતના પૂર્વગ્રહો ઓગાળવાના અભ્યાસયુક્ત પ્રયાસોનો આરંભ થવો ઘટે; દરેક સ્ત્રીપુરુષને વિકાસ કરવા માટેની સમાન તકો મળે એ માટે જરૂરી બંધારણીય ને સામાન્ય કાયદાઓની જોગવાઈઓ તથા તંત્ર બરાબર ચાલુ કરવાં ઘટે; અન્યાયી, અનિષ્ટ અને અયોગ્ય આચાર (વ્યક્તિનો, જૂથનો, સરકારનો, વિશ્વ-સંસ્થાનો) દૂર થવો ઘટે; જડ ને બેદરકાર નોકરશાહીઓના પંજામાંથી નિર્દોષ નાગરિકોને છોડાવવા ઘટે; દૃષ્ટિવંત અને પ્રબુદ્ધ વિશ્વ-નાગરિકોએ સમગ્ર માનવજાતના અંતરાત્માના રખેવાળ બની રહેવું ઘટે.

આંતરરાષ્ટ્રીય જાહેરનામાની છવ્વીસમી કલમમાં શિક્ષણના હક્ક વિષેના ત્રણ પરિચ્છેદો છે. એનો અક્ષરે અક્ષર આ સંદર્ભમાં અતિશય અગત્યનો છે. શિક્ષણ મેળવવાનો દરેકને હક્ક છે; ઓછામાં ઓછું, પ્રાથમિક ને પાયાના તબક્કાઓમાં તો શિક્ષણ વિનામૂલ્ય સહુને મળવું જોઈએ. પ્રાથમિક શિક્ષણ ફરજિયાત હોવું ઘટે; ટેકનિકલ અને વ્યાવસાયિક શિક્ષણ સર્વસામાન્યપણે સુલભ કરવું રહ્યું અને ઉચ્ચ શિક્ષણ સહુને ગુણવત્તાના આધાર પર સમાન ધોરણે ઉપલબ્ધ હોવું જોઈએ. મનુષ્યના વ્યક્તિત્વના પૂર્ણ વિકાસ અર્થે અને મૂળભૂત સ્વાતંત્ર્યો તથા માનવ હક્કો માટેનો આદર દૃઢતર કરવા શિક્ષણનો બધો પુરુષાર્થ કરવો ઘટે; શિક્ષણને કારણે સહુ રાષ્ટ્રોમાં અને વિવિધ વર્ણો તથા ધાર્મિક જૂથોમાં સમજણ, સહિષ્ણુતા અને મિત્રતા વધવી જોઈએ અને એ રીતે વિશ્વશાંતિ માટેના સંયુક્ત રાષ્ટ્રસંઘના પ્રયાસોને વેગવંતા બનાવીને આગળ વધારવા જોઈએ. વળી, પોતાનાં બાળકોને કેવા પ્રકારનું શિક્ષણ આપવું તેની પસંદગી કરવાનો પૂર્વ હક્ક પ્રત્યેક મા-બાપને છે એવું પણ આ જાહેરનામામાં સ્પષ્ટ કરાયું છે.

માનવ હક્કોના જતનની ચાવી એ હક્કોના સમજપૂર્વકના ને સન્નિષ્ઠ અમલમાં રહેલી છે. આ કામ શિક્ષિત લોકોએ સવિશેષ આસ્થાથી કરવાનું છે. આપણામાંથી જેઓ ભણ્યા-ગણ્યા છે અને કેળવાયા છે તેમણે અસંખ્ય માનવોના અનેક હક્કો યોગ્ય રીતે વિસ્તારવાના આજના આ પડકાર પ્રસંગે પોતાના હક્કોને ફરજો સમજીને એ રીતે વાપરવાના છે. શિક્ષિત માણસ જ કર્તવ્યના સિક્કા વડે હક્કોનું ચલણ વધારી શકે! આપણા દેશમાંના ને વિશ્વમાંના હજી કેટલા ય લાખો કરોડોને પ્રાથમિક શિક્ષણ પણ પૂરું મળ્યું નથી ત્યાં આપણને થોડાં હજારો ભાઈ-બહેનોને જે ઉચ્ચ શિક્ષણ મળ્યું કે મળી રહ્યું છે તેમનો સહુનો સ્વધર્મ સ્વાભાવિક જ વધુ ઉત્કટ બને છે. આપણી શિક્ષણ-મૂડીની ઈર્ષા અસંખ્ય અભણો કરે છે; આપણા જવાબદારીભર્યા જીવન-વ્યવહારથી આપણે એ ઈર્ષા-અદેખાઈને આભાર અને આનંદની લાગણીમાં ફેરવીએ!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૭૦ [તા. ૬ જૂન થી તા. ૧૩ જૂન ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણુ અગર તેનો ભાગ કોઈ પણુ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

### તા. ૬ જૂન ૧૯૪૯, સોમવાર
### [મુંબાઈ]

સવારે વરસાદને કારણે ફરવાનું [બન્યું] નહિ. અહીં [મુંબાઈમાં] ફરવા જવાનું ગોઠવવું મુશ્કેલ જ દેખાય છે. ચા, વગેરે આટોપીને પછી રોજનીશી-લેખન. કસ્તુરબા ફંડના ઘણા બધા કાગળો [જવાબ આપવાના] બાકી હતા તે વાંચીને એમના જવાબો [લખાવ્યા]. આમાં ઠીક ઠીક વખત ગયો. પ્રોફેસર ભણુસાલી[1] હાલમાં કોબા ગામમાંના[2] અમારા [કસ્તુરબા ફંડના] શિક્ષણ કેન્દ્રમાં રહે છે. માણસ પ્રામાણિક, સેવાભાવ અને ત્યાગી વૃત્તિના છે. પણુ તેમના વિચારો સામ્યવાદી (communistic) છે. અલબત્ત, [તેઓ] અહિંસાવાદી છે, અને આ રીતે અહિંસક સામ્યવાદી વિચારસરણીનો પ્રચાર કરવો તેને તેઓ પોતાનો ધર્મ માને છે. આવી મતલબનો પત્ર એમણે શ્રી વલ્લભભાઈને લખ્યો છે, અને તેઓ [ભણુસાલીજી] કોબામાં રહીને કામ કરતા હોવાનો શ્રી સૌ. સરલાદેવી અંબાલાલનો પત્ર આવ્યો છે. એટલે, આ બાબતમાં અમારે કાંઈ કરવા જેવું છે કે કેમ એવો સવાલ ઊભો રહે છે. તેઓ સેવાગ્રામમાં ગાંધીજી પાસે હતા એ પ્રશ્ન જુદો. અહીં તેઓ શિક્ષણ કેન્દ્રમાં છે. જુવાન અને કુમળા મનની કન્યા સેવિકાઓ [એ શિક્ષણુ કેન્દ્રમાં] શિક્ષણુ લેવા આવવાની. સામ્યવાદી વિચારોનું વર્ચસ્વ એમના મન પર પડે તે યોગ્ય નથી. કસ્તુરબા [ફંડનાં] કાર્યકેન્દ્રો સામ્યવાદી વિચારસરણીનો પ્રચાર કરનારાં કેન્દ્રો બને એ યોગ્ય નથી. પણુ, મને જે વધારે ભય લાગે છે તે એ કે પ્રોફેસર ભણુસાલી પોતે અહિંસક રહેશે અને અહિંસા કહેશે પણુ [ખરા]. પરંતુ એમનો શિષ્યગણુ અહિંસક રહેશે ખરો? અગર તો, અહિંસા એમને [શિષ્યગણુને] ગળે ઊતરશે ખરી?—આ બાબતમાં મેં આજે શ્રી વલ્લભભાઈને અને શ્રી શ્યામલાલ[3]ને પત્રો લખ્યા.

સવારે ૧૧ થી ૧૨ શ્રી ચંદ્રશંકર શુક્લ[4] મળવા આવ્યા હતા. 'હિંદુસ્તાન' અખબારમાંથી તેઓ નીકળી ગયા છે અને આવતી કાલે [તેઓ] વડોદરા જાય છે. [કોઈ] અણુબનાવ [બન્યો હોય એવું] એમણે બહારથી બતાવ્યું નહીં. પણુ, એકંદરે જે તંત્ર ચાલી રહ્યું છે તેમાં શ્રી. ડાહ્યાભાઈ [વલ્લભભાઈ પટેલ]ની જોહુકમી અને દરમિયાનગીરી ખૂબ. ઠીક.

ભોજન બાદ આરામ. મિ. મૉર્ગનનો યુનિવર્સિટી રિપોર્ટનો મુસદ્દો સવારથી વાંચવા લીધો હતો. સાંજ સુધીમાં ૩૨ પાનાં થયાં. કુલ ઝીણા ટાઈપ કરેલાં ૪૮ પાનાં છે.

શ્રી. મણિલાલ તેલી અને તેમના મિત્ર શ્રી. ડાહ્યાભાઈ ગવાડા [ગામની] શાળાની બાબતમાં મળવા આવ્યા હતા. સાંજે શ્રી. ભિડે, I. C. S., ચિ. પૂર્ણિમા, શ્રી. દાદામામા, ચિ. બાપુ, ચિ. બાળ તાંબે અને પૂજ્ય આક્કા[5] આવ્યાં હતાં. ભોજન આટોપીને સૌ. વતી, ચિ. બાળ તાંબે, પૂજ્ય આક્કા અને શ્રી. દાદામામા દાદર ગયાં. ચિ. બાપુ અહીં જ રહ્યો. એનાં લગ્નની બાબતમાં શ્રી......ની પુત્રી જોવા સારુ શ્રીમતી તારાબાઈએ એને પૂના બોલાવ્યો છે. એણે [જ] પૂના જ જવું એવું મને પણુ લાગે છે. પારકાંની દીકરીને આપણે [જ્યાં હોઈએ અને] જઈએ ત્યાં બોલાવવી એ યોગ્ય નથી. લગ્નની ગરજ [શું] એકલી છોકરીને જ છે?

છોકરાને પણ નથી વારુ? તેમ છતાં ય સૌ.વતી, વગેરે લોકોનો આગ્રહ [એવો કે] એને અહીં બોલાવવી. આવતી કાલે એ પ્રમાણે કાગળ લખવાનો છું.

રાત્રે પરચૂરણ વાચન. ચર્ચિલસાહેબનું કેટલુંક લખાણ [વાંચ્યું][૬] અને [પછી] લગ્નની રીતો, વગેરેનું એક પુસ્તક [જોયું].

## તા. ૭ જૂન ૧૯૪૯, મંગળવાર
## [મુંબઈ]

સવારે રોજનીશી. વૃત્તપત્રો જોયાં અને પછી ઘણા બધા પત્રો. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની હોય કે હિન્દી એ વિષે મેરઠના શ્રી વિદ્યાર્થીને સવિસ્તર કાગળ લખ્યો. ભાષાના નામ [અંગે]નો અગર એમાં સંસ્કૃત કે ફારસી શબ્દો કેટલા હોવા જોઈએ એ વિવાદ જ નિરર્થક છે. આ વિવાદમાં કોમવાદ ઘૂસી ગયો છે. અંગ્રેજોના સમયનું રાજકારણ [એમાં] છે. લોકો બોલશે તે ભાષા થવાની છે એટલે નામ, વગેરેની ચર્ચા છોડી દેવી એ જ મને તો ઉત્તમ ઉપાય લાગે છે. [રાષ્ટ્ર]ભાષાને 'હિંદવી' નામ આપવું એવું પણ મેં સૂચવ્યું છે. બીજા પણ કેટલાક કાગળો લખાવ્યા.

સવારે થોડો વખત મળ્યો તેમાં શ્રી. મૉર્ગનની નોંધ આગળ વાંચી અને જમ્યા પછી આરામ કર્યા બાદ તે નોંધ પૂરી કરી. 'Strange Customs of Courtship and Marriage' નામના પુસ્તકનું વાચન પૂરું કર્યું. [એમાં] ઘણી બધી રસિક અને વિવિધ માહિતી છે. ગ્રંથકર્તાએ દુનિયાની ઘણી બધી કોમોનો અને પ્રજાઓનો શ્રમપૂર્વક અભ્યાસ કરેલો દેખાય છે.

ચર્ચિલ સાહેબના 'Great Contemporaries'માંના હિટલર તથા લૉર્ડ કર્ઝન વિષેના લેખો મોડેથી બપોરે અને રાત્રે ભોજન બાદ વાંચ્યા.

સાંજે પૂનાના શ્રી કેળકર અને 'ભારતી' નામનું સામયિક પ્રગટ કરનારા શ્રી કિણીકર મળ્યા હતા. માસિક અંગેની એમની કલ્પના સુંદર છે. સાંજે થોડો વખત ફરવા જઈ આવ્યો.

સાંજે સૌ.વતી દાદરથી આવી. છોકરાંઓ બધા બહાર ગયાં હતા. રાત્રે જમવામાં હું એકલો જ હતો.

## તા. ૮ જૂન ૧૯૪૯, બુધવાર
## [મુંબઈ]

સવારે રોજનીશી. વૃત્તપત્રો જોયાં. બિહાર અને મદ્રાસ પ્રાંતોમાંના પ્રધાનો પૈકી કેટલાકની વિરુદ્ધ લાંચરુશ્વતના પણ આરોપો છે! તે આરોપોની તપાસ માટે શ્રી શંકરરાવ દેવ [ત્યાં] ગયાનું વાંચ્યું. આ આરોપો સાચા હશે, ખોટા પણ હશે., કદાચ, પુરાવાના અભાવે સિદ્ધ પણ નહિ થાય. પરંતુ, આવા આરોપો ખુલ્લંખુલ્લા થઈ શકે છે, તેમની તપાસ કરવાની આવશ્યકતા દેખાય છે, આટલાથી જ કૉંગ્રેસમાં કેવા પ્રકારના લોકો ભરાઈ પેઠા છે એ જોઈ શકાય છે. સત્તા, લોભ, ઈર્ષ્યા, દ્વેષ, અહંતા–એ બધી બાબતો ખરાબ, પણ પ્રામાણિક સેવાબુદ્ધિ હોવા છતાં ય આ બાબતો હોઈ શકે છે અને સહન પણ કરી શકાય. પરંતુ નીતિમત્તાનો અભાવ સહન કરીને સ્વરાજ્ય કેવી રીતે ચાલવાનું? ઠીક.

સવારે પત્રો લખાવ્યા. મેડિકલ વિદ્યાર્થીઓની બાબતમાં મારે જે નિવેદન પ્રસિદ્ધ કરવાનું [છે] તેનો મુસદ્દો અગાઉ કર્યો હતો તે સુધાર્યો. ચિ. બાપુ સાથે [એ મુસદ્દા વિષે] ચર્ચા કરી અને એક કાગળ જોડે [તે નિવેદન] ડૉ. ગિલ્ડરને મોકલવાની વ્યવસ્થા કરી. શ્રી મૉર્ગનનો યુનિવર્સિટી રિપોર્ટનો જે મુસદ્દો આવ્યો હતો એનો સવિસ્તર જવાબ [એમને] મોકલ્યો.

ભોજન બાદ પરચૂરણ વાચન—ચર્ચિલના ગ્રંથમાંનું (અંગ્રેજી 'Great Contemporaries'). ૩-૩૦ વાગ્યાથી કામની શરૂઆત.

ડૉ. હિંગોરાણી[૭] (૧૨૮, હાર્લે સ્ટ્રીટ, લંડન, W1) એ Indian Culture and Philosophy એ વિષય પર ઉત્તમ નિબંધ લખનારને ૩૦૦/–રૂપિયાનું ઇનામ જાહેર કર્યું હતું એ માટે આવેલા ૬ નિબંધો એમણે [જોવા અને તપાસવા માટે] મારા પર મોકલ્યા છે. પરિણામ તા. ૧૬ જૂન સુધીમાં જાહેર કરવાનું; એટલે એ નિબંધો વાંચવા લીધા. આશરે બે કલાક આ કામમાં ગયા. [આ] કામ ખાસ્સું લાંબું છે.

સાંજે શ્રી ધુરંધર (RLA) આવ્યા હતા. ગુજરાત યુનિવર્સિટી બિલ અને અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશન બિલ એ બન્ને વિષે એમની જોડે ચર્ચા કરી. પછી

શ્રી મણિભાઈ ઝવેરી એમની પુત્રી (પદ્મા) અને જમાઈ (વસંત શાહ) તાજેતરમાં જ અમેરિકાથી આવ્યા છે એમને લઈને આવ્યા હતા. ઘણી બધી વાતોચીતો થઈ. ભોજન બાદ પરચૂરણ વાચન.

### તા. ૯ જૂન ૧૯૪૯, ગુરુવાર
### [મુંબાઈ]

સવારે નિત્યવિધિ. પછી શ્રી શંકરરાવ શેવડે (મુંબાઈ ઍસેમ્બ્લીના સેક્રેટરી) આવ્યા હતા એમની જોડે વાતચીતમાં ઘણો બધો સમય ગયો. ધારાસભાનું સેક્રેટરિયેટ સ્વતંત્ર હોવું જોઈએ એવો જે ઠરાવ દિલ્હીમાં થયો (તા. ૧૦ એપ્રિલ ને રોજ) અને તે સંબંધે બંધારણસભામાં એક નવી કલમ બંધારણમાં ઉમેરવા વિષે૮ ચર્ચા [ચાલુ] છે તે બાબતમાં શ્રી બાળાસાહેબ ખેરના વિચારો શા છે એ અંગે વાત નીકળી. તેઓ [શ્રી ખેર] [ધારાસભાના સ્વતંત્ર સેક્રેટરિયેટની] વિરુદ્ધ છે. પૂરેપૂરા નહિ પણ મહદ્ અંશે, અને સરકારનો (Executive Government) હાથ આ ખાતામાં પણ હોવો જોઈએ એવું એમને લાગે છે. સત્તા ચલાવતા હોય ત્યારે મનોરચના આ પ્રકારની થાય તે સ્વાભાવિક છે. શ્રી બાળાસાહેબ ખેર જેવા સજ્જન અને સાધુપુરુષ જેવા પર પણ સત્તાનો પ્રભાવ પડેલો મને તો સ્પષ્ટ દેખાય છે. ઠીક.

પછી ડૉ. અરવિંદ (તળવલકર) સૌ.વતી અને મારી [તબિયતની] બાબતમાં આવ્યા હતા. મને પણ કેટલીક નાનીનાની લાગતી ચીજોનો ત્રાસ થઈ રહ્યો છે. એનું નિદાન મારો મધુ પ્રમેહ [ડાયાબિટીસ] એ જ છે. પરંતુ ઉપાય–યોજના જલદી કરેલી સારી. ત્યાર બાદ થોડા કાગળો લખાવ્યા. રોજનીશી લેખન. થોડું પરચૂરણ કામ. શ્રી શેંદુર્ણિકર આવ્યા હતા. શ્રી ડાહ્યાભાઈ પટેલનો વહીવટ, વૃત્તપત્રો, હાલની પરિસ્થિતિ, વગેરે વિષયો પર વાતો થઈ. આજે [ઘરનાં બધાં] લોકો વિ. શાંતારામનો સ્ટૂડિયો જોવા ગયાં હતાં. તેથી જમવામાં ખૂબ જ મોડું થયું. એક વાગ્યો.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી થોડો વખત ડૉ. હિંગોરાણીવાળા નિબંધોનું વાચન આગળ ચાલુ. આ કામ ઠીક ઠીક લાંબું અને માથાકુટિયું છે. પણ હાથમાં લીધું છે એટલે પૂરું કરવું જોઈએ.

મોડેથી બપોરે શ્રી મણિલાલ તેલી આવ્યા હતા. શ્રી મયાભાઈના ઝઘડા સંબંધે હું નિકાલ કરતો નથી એવી ફરિયાદ! હું શો નિકાલ કરવાનો હતો? જે કરવાનો હતો તે કર્યો. પાછળથી નવી નવી ફરિયાદો ને ઝીણી ઝીણી બાબતો કાઢીને આખો કેસ re-open કરવાનો એમનો હેતુ. એ હું કેવી રીતે કરું? એમના કહેવા પ્રમાણે કરવાનું એટલે એનો અર્થ ન્યાય! ન્યાયની આવી વ્યાખ્યા હું કેવી રીતે સ્વીકારવાનો! ઠીક. ડોસાનો સ્વભાવ જ હઠીલો છે. એનો શો ઉપાય? Sometimes, he proves to be an unmixed nuisance. પણ આ પણ સહન કરવું રહ્યું ને?

સાંજે શ્રીયુત દ. ગ. દળવી આવ્યા હતા. હિંદુ કોડ૯ વિષે એમને માહિતી જોઈતી હતી. મેં બધી હકીકત એમને કહી. પછી ઘણો બધો વખત જૂનાં સંસ્મરણો અને વાતેચીતો નીકળી. મૅટ્રિકની પરીક્ષા કાઢી નાખવાનો ગવર્નર સિડનહામે કેવી રીતે પ્રયત્ન કર્યો, સર ફિરોજશાહ મહેતાની મહેનતથી તે કેવી રીતે નિષ્ફળ થયો, ઇતિહાસ વિષય રદ કરવાનું એકની બહુમતીથી કેવી રીતે નક્કી થયું, સર ભાલચંદ્ર વડોદરામાં અણધાર્યા વધારે રોકાઈ જતાં કેવી રીતે આવી શક્યા નહિ, ડૉ. જયકર અને પૂના યુનિવર્સિટી, વગેરે અનેક બાબતો [વાતચીતમાં] નીકળી. શ્રી બાપુમામા ચાંદોરકર અને એમનાં પત્ની અમને સહુને રવિવારે ભોજનનું નિમંત્રણ આપવા માટે આવ્યાં હતાં. આ લોકોએ જનોઈ વખતે બધા કાયદા કાનૂનો ઘોળીને પી જઈને ચાહે તેટલા લોકોને જમવા બોલાવ્યા હતા એવું જાણ્યાથી એમણે [રવિવારના ભોજન પ્રસંગે] કેટલાં અને કયા કયા લોકોને જમવા માટે નોંતર્યા છે તે પૂછી લીધું.

ભોજન બાદ શ્રી નાનાસાહેબ પુરાણિક૧૦ (ધૂતપાપેશ્વર, પનવેલના)ને ત્યાં [મુંબાઈના એમના ઘેર] એમણે પાડેલી films જોવા ગયો. સરસ હતી. રાત્રે ૧૧–૩૦ વાગ્યે પાછો આવ્યો.

મહાત્મા ગાંધીના વસિયતનામાના એક્ઝીક્યુટર શ્રી નરહરિભાઈ પરીખ છે. એમની સાથે અગર અવેજીમાં બીજા કોઈ એક્ઝીક્યુટર લેવાનું કાયદા પ્રમાણે આવ-

શ્યક છે કે કેમ એવો પ્રશ્ન પૂછતો પત્ર શ્રી વલ્લભભાઇનો આજે આવ્યો છે. તપાસ કરીને જવાબ લખવાનો.

## તા. ૧૦ જૂન ૧૯૪૯, શુક્રવાર
### [મુંબાઇ]

આજે વટપૂર્ણિમા. સૌ.વતી સવારે દાદર ગઈ અને ૫-૩૦ના અરસામાં પાછી આવી. સવારે અને બપોરે અને સાંજે મળીને ડૉ. હિંગોરાણીના નિબંધો પૈકી એક પૂરો કર્યો. મને લાગે છે કે સૌથી મોટો નિબંધ પૂરો થયો, હવે પાંચ બાકી રહ્યા. સવારે ૩-૪ નાના પત્રો અને રોજનીશી-લેખન.

ભોજન બાદ વિશ્રાંતિ. થોડો વખત ચર્ચિલના 'Great Contemporaries' પુસ્તકનું વાચન. મોડેથી બપોરે ચાના સમયે વાતોચીતો.

સાંજે ઉદયન અને કીર્તિ આવ્યા હતા. સર ચિનુભાઈને તેમણે જરૂર મળવું, પણ કોર્ટમાંના પ્રકરણ વિષે કશી વાતચીત કરવી નહિ એવી સલાહ મેં આપી છે. શ્રીમતી સુશીલા પાઈ મળ્યાં. કસ્તુરબા ફંડના કામની કેટલીક બાબતો વિશે વાતચીત થઈ હતી.

રાત્રે ભોજન બાદ થોડું વાચન. જમતી વખતે ચિ. બાળ સાથે ફરી થોડી વાતોચીતો થઈ......

## તા. ૧૧ જૂન ૧૯૪૯, શનિવાર
### [મુંબાઇ]

સવારે રોજનીશી-લેખન, અને પછી ડૉ. હિંગોરાણીના ઇનામી નિબંધોનું વાચન. સવારનો ઘણોબધો વખત આજના કાર્યક્રમો નક્કી કરવામાં, છોકરાઓ સાથે ચર્ચા ને ટેલિફોનો કરવામાં ગયો. મહાત્મા ગાંધીના વસિયતનામાની એક્ઝીક્યુટરશિપની બાબતમાં કાયદાના આધારગ્રંથો લઈને શ્રી ભદ્રજી ધ્રુવ આવ્યા હતા. એમને સ્પષ્ટ કહ્યું હતું કે, 'બપોરે આવજો', તો પણ સવારે જ આવ્યા! મારા કામની તરાહ બગડી! ઠીક. થોડા કાગળો લખાવ્યા.

૧૧ થી ૧૨ સુધી ડૉ. જયકરને ત્યાં જઈ આવ્યો. યુનિવર્સિટી વિષે વાતચીત થઈ. પાછા આવતાં શ્રી ખેરને ત્યાં ડોકિયું કરી આવ્યો.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી થોડું પરચૂરણ વાચન, અને [બાદ] ડૉ. હિંગોરાણીના નિબંધો. સાંજે શ્રી... એમની પુત્રીને લઈને બતાવવા માટે આવ્યા હતા. શ્રી બાપુસાહેબ સરદેસાઈ સપત્નીક આવ્યા હતા. દાદરનાં લોકો પણ આવ્યાં હતાં. ચિ. અણ્ણાની અહીં લૉ કૉલેજમાં [ભણવા] જવા અંગેની વાત નીકળી હતી. છાત્રાલયમાં જગ્યા ન મળી તો શેઠ બાબુભાઈ [શેઠ મથુરાદાસ મંગળદાસ] ને ઘેર [ચિ. અણ્ણાએ] રહેવું ઇષ્ટ નથી એવો મારો અભિપ્રાય આપીને એણે યોગ્ય લાગે એમ તેણે કરવું એવું પણ કહ્યું.[11] ભોજન બાદ થોડું વાચન—અબ્રાહમ લિંકન વિષે.

## તા. ૧૨ જૂન ૧૯૪૯, રવિવાર
### [મુંબાઇ]

સવારે રોજનીશી-લેખન, વૃત્તપત્રો જોયાં. પછી કેટલાક કાગળો. ડાંગ પ્રદેશની ભાષાની બાબતમાં 'ગુજરાત સમાચાર'માંના તંત્રીલેખ વિષે મારી નાપસંદગી દર્શાવતો પત્ર શ્રી ઇંદ્રવદનને[12] આજે લખ્યો. ડૉ. હિંગોરાણીના નિબંધોના કામમાં ઘણોબધો વખત ગયો.

બપોરે જમવા માટે ૧૧-૩૦ થી ૧-૧૫ સુધી અમે બધાં ચિ. બાપુમામા ચાંદોરકરને ઘેર ગયાં હતાં. શ્રી બાબુરાવ દેવ અને બન્ને ગુર્જર મામાઓ[13] આવ્યા હતા.

પાછા ફરીને વિશ્રાંતિ. બપોરના સમયમાં ડૉ. હિંગોરાણીના નિબંધોનું વાચન આગળ ચાલુ. આવતી કાલ સુધીમાં તો આ કામ પૂરું કરવું જ પડશે.

સાંજે શ્રી વિઠ્ઠલરાવ સરદેસાઈ (વેરવલીકર) એમના એક મિત્ર સાથે તથા શ્રી અભ્યંકર (બિલિમોરા આશ્રમમાં કાગળ સંશોધન કેન્દ્ર શરૂ કરવાની બાબતમાં) મળ્યા હતા.

રાત્રે જમવા માટે શ્રી પોપટલાલ ગો. શાહ[14] (નિવૃત્ત ઍકાઉન્ટન્ટ-જનરલ તથા હાલમાં મુંબાઈ પબ્લિક સર્વિસ કમિશનના સભ્ય)ને ત્યાં ગયો હતો. સર મણિલાલ નાણાવટી,[15] દી. બ. કૃષ્ણલાલ ઝવેરી,[16] પ્રોફે. સી. એન. વકીલ,[17] દી. બ. હીરાલાલ કાજી[18] એમ લોકો હતા. શ્રીમતી વિદ્યાબહેન પણ આવ્યાં હતાં. હાલનો રાજ્યવહીવટ કેવી રીતે ચાલી રહ્યો છે એ વિષે સામાન્ય વાતો નીકળી હતી. કોઈને પણ સંતોષ નહોતો. ભવિષ્યમાં કેવી રીતે બધું ચાલશે?—એવી ચિંતા. શ્રી પોપટભાઈ

એક શાસ્ત્રીય પારીભાષિક કોશ છાપી રહ્યા છે તે વિષે ચર્ચા કરવાની હતી. એમણે પોતાના પુસ્તકનાં કેટલાંક છાપેલાં પાનાં તથા પ્રસ્તાવના વાંચવા આપ્યાં છે. પરમ દિવસે [અમે ચર્ચા કરીશું].

ચિ. સૌ. સરલા આજે [બપોરે] ૩–૩૦ વાગ્યે પૂનાથી અહીં આવી. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ સદ્‌ગત આચાર્ય શ્રી ભણસાલી. ગાંધીજીના અંતેવાસી. વર્ધા પાસે સેવાગ્રામમાં તેઓ રહેતા હતા. સને ૧૯૪૨ની લોકક્રાંતિ દરમિયાન આષ્ટી–ચિમુર ગામોમાં બ્રિટિશ સૈનિકોએ ગુજારેલા પાશવી ત્રાસ-દમન સામે ભણસાલીજીએ અડગ ટેકથી અને અહિંસક ખમીર વડે દીર્ઘ સમયના ઉપવાસ કર્યા હતા.

૨ અમદાવાદ જિલ્લામાં આવેલું કોબા ગામ કસ્તુરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક નિધિ–ગુજરાત શાખાનું કેન્દ્ર છે. અમદાવાદથી કલોલ અને નવી રાજધાની ગાંધીનગરની દિશામાં માર્ગમાં કોબા ગામ આવેલું છે.

૩ શ્રી શામલાલજી. કસ્તુરબા ટ્રસ્ટના દફતર–સચિવ તરીકે શરૂઆતથી જ તેઓ કાર્ય કરી રહ્યા છે. કસ્તુરબા ટ્રસ્ટની કેન્દ્રિય કચેરી મધ્ય પ્રદેશમાં ઇન્દોર પાસે ખાસ નવા રચાયેલા કસ્તુરબા ગ્રામમાં છે અને ત્યાં શ્રી શામલાલજી નિધિનું કાર્ય સરસ સંભાળી રહ્યા છે. તેઓ સદ્‌ગત ઠક્કરબાપાના એક વિશ્વાસુ સહકાર્યકર હતા, અને ગાંધીજીના સમાગમમાં પણ તેઓ સ્વાભાવિક જ ઉત્કટપણે રહેલા છે અને કાર્ય કરેલું છે. શ્રી શામલાલજી શાંત, નિરભિમાની અને સંગીન રચનાત્મક કાર્ય કરનારા અનુભવી લોકસેવક છે. ઓછા બોલા અને સતત કામમાં મંડ્યા રહેતા શામલાલજી સાહિત્ય અને કાવ્યમાં પણ રસ ધરાવે છે. તેમના કાને બહેરાશ છે, પણ એ શારીરિક ઊણપને એમણે જરા પણ ગણકારી નથી અને પોતાનાં કાર્યોને મંદ કે ઓછાં કર્યાં નથી.

૪ સદ્‌ગત શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ. પ્રખર પત્રકાર, સિદ્ધહસ્ત અનુવાદક અને વિદ્વાન લેખક અને વિચારક તરીકે તેઓ જાણીતા હતા. ગાંધીજીનાં પત્રોમાં તેઓ લખતા. મુંબાઈમાં 'હિંદુસ્તાન' ગુજરાતી દૈનિકના સંપાદક તરીકે પણ રહ્યા હતા. એમનો વિદ્યાવ્યાસંગ ઊંડો અને બહોળો હતો. એમનાં અનેક પુસ્તકો–મૌલિક અને અનુવાદિત–પ્રગટ થયેલાં છે. ગાંધીજીનાં સંસ્મરણો વિવિધ ભારતીય અને વિશ્વ નેતાઓ પાસેથી લખાવી–મેળવીને એમણે તે બે ગ્રંથોમાં સંપાદિત કરેલાં છે. વિવિધ શિષ્ટ અંગ્રેજી ગ્રંથોના એમણે કરેલા અતિશય સરસ ગુજરાતી અનુવાદો પ્રસિદ્ધ થયા છે. એમની તોલે આવે એવા સમર્થ અનુવાદકો ભાગ્યે જ કોઈ હશે, અગર તો બહુ જૂજ એવા અનુવાદકો હશે કે જેમનો અનુવાદ પણ મૂળ લખાણ જેટલો જ સ-રસ હોય અને એટલો જ ચિત્તાકર્ષક અને ચોટદાર પણ હોય!

૫ સદ્‌ગત આક્કા ગુર્જર. શ્રીમતી સુશીલાબેન માવળંકરનાં માતુશ્રી. મુંબાઈમાં દાદરમાં તેઓ રહેતાં હતાં. પાકશાસ્ત્રમાં તેઓ નિપૂણ હતાં અને ગૃહકાર્ય તથા ગોઠવણીમાં તેઓ જેટલાં કડક અને શિસ્તનાં આગ્રહી તેટલાં જ વત્સલ અને પ્રેમાળ હતાં.

૬ સદ્‌ગત સર વિન્સ્ટન ચર્ચિલ વીસમી સદીના વિશ્વના ગણ્યા ગાંઠ્યા રાજકીય મહાપુરુષો પૈકી એક હતા તે સાથે જ એક સિદ્ધહસ્ત લેખક અને સુંદર ચિત્રકાર પણ હતા. ચિત્રકલાનો શોખ તેઓ નિરાંતની એમની થોડી ક્ષણો દરમિયાન સંતોષતા. એમનું લેખન વિપુલ અને અતિશય રસિક તથા માહિતીપૂર્ણ છે. આ સદીના બંને વિશ્વયુદ્ધો અંગેનાં એમનાં પુસ્તકો જગપ્રસિદ્ધ છે. ચર્ચિલનાં ભાષણોના સંગ્રહો પણ એવા જ મનનીય અને જાણીતા છે. 'A History of English Speaking

Peoples' એમણે ચાર ખંડમાં લખ્યું છે. ચર્ચિલનાં રોમાંચક જીવન અને કાર્યને આલેખતાં થોકબંધ પુસ્તકો પ્રગટ થયેલાં છે. તાજેતરમાં ચર્ચિલના પુત્ર રૅન્ડૉલ્ફ ચર્ચિલે એમના પિતાનાં સાદ્યંત જીવનચરિત્રના બે મોટા ખંડો લખીને પ્રસિદ્ધ કરેલા છે.

૭ ડૉ. હિંગોરાણી. દસકાઓથી લંડનમાં વાસ્તવ્ય કરે છે. મધ્ય લંડનમાં આવેલી Harley Street બહુ જાણીતી છે. ત્યાં બધા નિષ્ણાત અને જગપ્રસિદ્ધ ડૉક્ટરો રહે છે. મૂળ ભારત નિવાસી ડૉ. હિંગોરાણીની ખ્યાતિ પણ એવી હોઈ હાર્લે સ્ટ્રીટ પર જ તેઓનું નિવાસસ્થાન છે.

૮ ભારતનું બંધારણ જ્યારે ઘડાતું હતું ત્યારે સમવાય પાર્લમેન્ટની રચના, સત્તાઓ અને એના કાર્યપ્રદેશ વિશે ચર્ચા-વિચારણા વખતે બંધારણસભાએ પાર્લમેન્ટ સચિવાલયનાં સ્વાતંત્ર્ય વિશે પણ જરૂરી ચર્ચા કરીને બંધારણીય જોગવાઈ કરી. પાર્લમેન્ટનું સચિવાલય સરકારી વહીવટી તંત્ર અને સચિવાલયથી જુદું અને સ્વતંત્ર હોવું જોઇએ તેમજ પાર્લમેન્ટ સેક્રેટરિયેટ સ્પીકરના આધિપત્ય હેઠળ હોવું જોઇએ એવો આગ્રહ અને અમલ બ્રિટન તથા અન્ય પ્રગતિશીલ પાર્લમેન્ટરી લોકશાહીઓમાં જોવા મળે છે. પાર્લમેન્ટનું સ્વાતંત્ર્ય અને પ્રધાનમંડળ તથા કારોબારી પરનો પાર્લમેન્ટરી અંકુશ જેટલે અંશે દઢતાથી જાળવી શકાય તેટલે અંશે લોકશાહી અને નાગરિકોના હક્કોના જતનની બાંહેધરી બરાબર મેળવી શકાય. ભારતમાં પાર્લમેન્ટરી સચિવાલયના સ્વાતંત્ર્યની પ્રણાલિકા સને ૧૯૨૦ના દસકામાં જૂની વડી ધારાસભાના પ્રતિભાશાળી પ્રમુખ સદ્‌ગત વિઠ્ઠલભાઈ પટેલે હિંમતપૂર્વક પ્રસ્થાપિત કરી. એ જ પ્રણાલિકાને સ્વતંત્ર ભારતમાં દઢતર કરવાનો પ્રયાસ અને એ અંગેની પહેલ દાદાસાહેબની પ્રેરણા અને આગેવાની હેઠળ ઑલ ઈન્ડીઆ સ્પીકર્સ કૉન્ફરન્સે કરી. તેને અનુસરીને બંધારણસભાએ એક ખાસ વધારાની કલમ બંધારણમાં ઉમેરી. ભારતના બંધારણના પાંચમા ભાગમાં બીજા પ્રકરણમાં પાર્લમેન્ટ અંગેની વિવિધ જોગવાઇઓ દર્શાવતી કલમો છે તેમાં કલમ ૯૮ પાર્લમેન્ટના સચિવાલયની જોગવાઈ વિશે છે.

૯ હિન્દુ સમાજમાં પ્રચલિત રીતરિવાજો, લગ્ન અને વારસા આદિ તમામ સામાજિક અને કૌટુંબિક બાબતો અંગે અનેક ક્રાંતિકારી તથા મૂળભૂત ફેરફારો સૂચવતી જોગવાઈઓ પ્રથમ એક વ્યાપક ખરડા દ્વારા સૂચવવામાં આવી તે હિંદુ કોડ સામે દેશભરમાં ઘણા લોકોએ વિરોધ કર્યો અને છેવટે હિંદુ કોડ બિલ સમગ્ર રીતે પસાર ન થઈ શકતાં એમાંની વિવિધ જોગવાઈઓ કકડે કકડે અલગ અલગ ખરડાઓ મારફત અમલી બની.

૧૦ શ્રી નાનાસાહેબ પુરાણિક મહારાષ્ટ્રના એક આગેવાન વેપારી અને સામાજિક કાર્યકર પણ છે. મુંબાઈ પાસે પનવેલમાં શ્રી ધુતપાપેશ્વર સંસ્થા તેમણે નિર્માણ કરેલી છે. તેની ઔષધીઓ તથા તેનાં ટૉનિક, વગેરે જાણીતાં છે. મહારાષ્ટ્ર વેપારી મંડળ તથા મુંબાઈની અનેક જાહેર સંસ્થાઓ સાથે શ્રી પુરાણિક સક્રિયપણે સંકળાયેલા છે.

૧૧ બી. એ. (ઑનર્સ) પરીક્ષા પછી લૉનો અભ્યાસ કરવાની ઉમેદ દાદાસાહેબના ત્રીજા પુત્ર પુરુષોત્તમની હતી. મુંબાઈમાં છાત્રાલયમાં રહેવાની જરૂરી વ્યવસ્થા ન થઈ શકવાથી અને ખાસ તો અમદાવાદમાં એલ. ડી. આર્ટ્સ કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરનારાઓમાં સહુ પ્રથમ આવીને કૉલેજનું 'દક્ષિણા ફેલો'પદ એક વર્ષ માટે (ઈ. સ. ૧૯૪૯-૫૦) પુરુષોત્તમે મેળવ્યાથી મુંબાઈમાં કાયદાનો અભ્યાસ કરવાનો પ્રશ્ન આપોઆપ રદ થયો.

૧૨ શ્રી ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર ગુજરાતના એક અનુભવી અને સમર્થ પત્રકાર હોઈ દૈનિક અખબારના તંત્રી હતા. 'ગુજરાત સમાચાર'નું તંત્રીપદ પ્રારંભનાં અનેક વર્ષો એમણે કુશળતાથી સંભાળ્યું. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેઓ બૅંગલોરમાં સ્થાયી થયા હોઇ ત્યાંના અંગ્રેજી દૈનિક 'The Deccan Herald' સાથે જોડાયેલા છે.

૧૩ રાજારામ રામકૃષ્ણ ઉર્ફે દાદામામા ગુર્જર, તથા

શ્રી સદાશિવ રામકૃષ્ણ ઉર્ફે નાનામામા ગુર્જર. શ્રીમતી સુશીલાબેન માવળંકરના આ બન્ને ભાઈ ઓ (દાદામામા મોટાભાઈ અને નાનામામા નાનાભાઈ) મુંબાઈમાં દાદરમાં રહેતા હોઈ બન્ને અત્યારે નિવૃત્ત જીવન ગાળે છે.

૧૪ શ્રી પોપટલાલ જી. શાહ. ગુજરાત રિસર્ચ સોસાયટી, મુંબાઈના પ્રણેતા અને એ સંસ્થાના ઉપપ્રમુખ અને એના પ્રાણસમા શ્રી પોપટલાલભાઈ વિદ્યાભ્યાસ, સંશોધન અને સાહિત્ય-સંસ્કૃતિ માટે ગાઢ પ્રીતિ ધરાવે છે અને આ ક્ષેત્રોમાં એમણે દસકાઓથી સુંદર કાર્ય મુંબાઈમાં અને હવે અમદાવાદમાં પણ ચાલું રાખ્યું છે.

૧૫ સદ્દગત સર મણિલાલ બી. નાણાવટી. મુંબાઈના એક નામાંકિત અર્થશાસ્ત્રજ્ઞ, ખેતી વિષયક અર્થશાસ્ત્રના તેઓ નિષ્ણાત હતા અને The Indian Society for Agricultural Economics-ના પ્રણેતા ને પ્રમુખ રહ્યા હતા.

૧૬ સદ્દગત દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. ગુજરાતના આ મહાન 'વિદ્યાપુરુષ'ની જન્મશતાબ્દી આ જ મહિનામાં તા. ૩૦ ડિસેમ્બરે ઉજવાઈ. 'કૃષ્ણલાલ કાકા'નાં હુલામણા નામથી તેઓ આબાલ વૃદ્ધોમાં જાણીતા હતા. ૮૯ વર્ષની પાકટ વયે તેમણે ચિર વિદાય લીધી એટલે એમના અવસાનને હજી એક દાયકો જ માંડ પૂરો થાય છે. દીવાન બહાદુરનો જન્મ ભરૂચમાં તા. ૩૦ ડિસેમ્બર ૧૮૬૮ને રોજ થયો હતો. મુંબાઈની વડી અદાલતમાં તેઓ એક ન્યાયમૂર્તિ તરીકે જાણીતા હતા. એમનો વિદ્યાવ્યાસંગ, અને સાહિત્ય-સંસ્કાર પ્રત્યેની એમની અભિરુચિ ખૂબ નોંધપાત્ર હતાં. દાદાસાહેબ કૃષ્ણલાલકાકાને ખૂબ પ્રેમાદરથી જોતા. બન્ને વચ્ચે સ્નેહ–સંબંધ પણ ગાઢ હતો.

દીવાન બહાદુરની જન્મશતાબ્દી પ્રસંગે અનેક લેખો–વાર્તાલાપો હમણાં થયા તે પૈકી જુઓ: શ્રી વલ્લભદાસ અક્કડ લિખિત અંજલિ ('ગુજરાત મિત્ર', સૂરત; તા. ૩૦–૧૨–૧૯૬૮); 'અલપ–ઝલપ' કૉલમમાં પ્રાધ્યાપક અનિરુદ્ધ બ્રહ્મભટ્ટે કરાવેલું સ્મરણ ('જન્મભૂમિ', મુંબાઈ; તા. ૩૧-૧૨-૧૯૬૮); શ્રી અનંતરાય મ. રાવળનો આકાશવાણી અમદાવાદ પરથી પ્રસારિત થયેલો વાર્તાલાપ (જેમાં આપણા સમર્થ વિવેચકે આ મહાન સાક્ષરની જીવનગાથા સરસ વર્ણવી છે.)

૧૭ પ્રોફેસર સી. એન. વકીલ. ભારતના એક જગપ્રસિદ્ધ અર્થશાસ્ત્રજ્ઞ મુંબાઈ યુનિવર્સિટીમાં અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે પ્રોફેસર વકીલે અનેક વર્ષો સુધી સુંદર અધ્યાપન કાર્ય કર્યું. મુંબાઈ યુનિવર્સિટીમાં અર્થશાસ્ત્રના અનુસ્નાતક વિભાગના અધ્યક્ષ તરીકે એમણે કીમતી સેવાઓ આપી. Unescoના ઉપક્રમે એશિયામાં ચાલતા સમાજશાસ્ત્ર અભ્યાસ-સંશોધન વિભાગના વડા તરીકે પણ તેમણે કેટલાક વર્ષ ગણનાપાત્ર કાર્ય કર્યું. રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયાના ડિરેક્ટર ઉપરાંત મુંબાઈ અને ભારતની અનેક જાહેર સંસ્થાઓમાં વિવિધ જવાબદારીભર્યાં પદો તેમણે સંભાળ્યાં છે. દેશ-વિદેશના પ્રવાસો એમણે ખેડેલા છે. ઑગસ્ટ ૧૯૬૮થી તેઓ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ તરીકે કાર્ય કરી રહ્યા છે. અમદાવાદની હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં તેમણે સને ૧૯૬૧માં The Human Factor in Economic Development વિષય પર આપેલું પ્રવચન ઇન્સ્ટિટ્યૂટ તરફથી પુસ્તિકા રૂપે પ્રગટ થયેલું છે.

૧૮ દીવાન બહાદુર હીરાલાલ કાજી. એક નામાંકિત અર્થશાસ્ત્રજ્ઞ તથા સહકારી ચળવળના નિષ્ણાત અને અનુભવી તરીકે જાણીતા છે.

*

# સ્વાધ્યાય • સંશોધન • સર્જન

## અભ્યાસની સાત ભૂમિકા

હરજીવન કા. મહેતા

**અભ્યાસ** એટલે જૂનું નવું જાણવાનું, સમજવાનું ને આચરણમાં ઉતારવાનું વ્યવસ્થિતપણે ચાલુ રાખવું તે. આવા અભ્યાસની સાત ભૂમિકા છે:

**પહેલી ભૂમિકા:** પાંચ જ્ઞાનેન્દ્રિયોનો ઉપયોગ સમજવો અને કરતા રહેવો તે. એટલે કાન, ચામડી, આંખ, જીભનું ટેરવું ને નાક—આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, જાણવાનાં અને જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનો છે. કાન માત્ર સાંભળવા માટે નથી પણ સાંભળીને જાણવા માટે છે. ચામડી માત્ર સ્પર્શ કરવા માટે નથી પણ સ્પર્શ કરીને જાણવા માટે છે. આંખ માત્ર જોવા માટે નથી પણ જોઈને જાણવા માટે છે. જીભનું ટેરવું માત્ર ચાખવા માટે નથી પણ ચાખીને જાણવા માટે છે. નાક માત્ર સુંઘવા માટે નથી પણ સુંઘીને જાણવા માટે છે. આ જ્ઞાન મેળવવાનાં સાધનો મનુષ્યને જન્મથી જ મળેલાં છે ને બાળક આ પાંચ સાધનોનો અજાણપણે ઉપયોગ કરીને સાંભળતાં, સ્પર્શ કરતાં, જોતાં, ચાખતાં ને સુંઘતાં શીખે છે, તથા જાણવાનું-શીખવાનું કામ શરૂ કરે છે ને જન્મવાની સાથે જ અભ્યાસની પહેલી ભૂમિકામાં અજાણપણે પ્રવેશ કરે છે. સાંભળતાં સાંભળતાં તે ભાષા શીખે છે ને શબ્દભંડોળ વધારે છે.

**બીજી ભૂમિકા તે લેખન-વાચન:** માત્ર સાંભળીને વધારે જાણીને શીખી શકાતું નથી. માટે, રીતસર અભ્યાસ આગળ વધારવા માટે લખતાં-વાંચતાં શીખવાની જરૂર પડે છે. શ્રવણ સાથે લેખન-વાચન કરતાં રહેવાથી અભ્યાસની ગતિ બેવડી વધે છે અને મનુષ્યની જિજ્ઞાસા પણ આગળ વધે છે.

**ત્રીજી ભૂમિકા તે મનન:** માત્ર શ્રવણ કરવું કે લખવું વાંચવું બસ નથી. પણ, અભ્યાસને આગળ વધારવા માટે સાંભળેલા ને વાંચેલા-લખેલાનું મનન કરવાની જરૂર છે. મનન કરવાથી સ્મરણશક્તિ ને વિચારશક્તિ ખીલે છે અને અભ્યાસ આગળ ધપે છે.

**ચોથી ભૂમિકા તે કથન:** શ્રવણ કરેલા ને વાંચેલા-લખેલાનું મનન કરવાથી કથનશક્તિ, વક્તૃત્વશક્તિ ખીલે છે ને શ્રવણ કરેલા-વાંચેલા, લખેલાનો ને મનન કરેલાનો ઉપયોગ કરી શકાય છે, તથા પોતાના અભ્યાસનો બીજાને લાભ આપી શકાય છે.

**પાંચમી ભૂમિકા તે નિદિધ્યાસન-વિવેકપૂર્વક વિચારણા:** શ્રવણ કરેલું, વાંચેલું, મનન કરેલું બીજાને કહી શકાશે. પણ નિદિધ્યાસન વિવેકપૂર્વકની ઊંડી વિચારણા-ધ્યાન કર્યા વગર પોતાના જીવનમાં તે ઉતારી શકાશે નહિ. માટે નિદિધ્યાસન એ પાંચમી ભૂમિકા બની રહે છે.

**છઠ્ઠી ભૂમિકા એ આચરણ:** કહેણી એવી રહેણી રાખવા માટે આચરણની જરૂર છે.

**સાતમી ભૂમિકા એ સાક્ષાત્કરણ:** આમાં આગળની છ યે ભૂમિકાઓ મળી જાય છે. જે વિષયનો અભ્યાસ પદ્ધતિસર શરૂ કરેલો હોય તે જીવનરૂપ બની જાય છે ને અભ્યાસ સફળ બની જાય છે.

'અભ્યાસ'ના વાચકો સારા વિચારકો હશે એટલે તેઓ પોતે જ આ ભૂમિકાનો વિસ્તાર કરી લેશે એવી લેખકની ખાતરી છે માટે તે કામ વાચકવર્ગને સોંપી તે વિરમે છે.

*

# ઉચ્ચ-શિક્ષણનો ફુગાવો

## જિતેન્દ્ર મું. જેટલી

આપણે આપણા શિક્ષણનું સ્તર યા ધોરણ નીચું જઈ રહ્યું છે એની બૂમો છેલ્લાં ૨૦ વર્ષથી પાડતા આવ્યા છીએ પણ એ સ્તર ઊંચું આવવાને બદલે કેટલીએક બાબતોમાં વધુ નીચું જતું જાય છે. અને એના ઉપાયો તરીકે આપણે જાણે કે લાચાર કે હતાશ હોઈએ એમ કશું કરતા નથી. આમ થવામાં સરકારપક્ષે તો દોષ છે જ પરંતુ પક્ષાપક્ષે ઓછો દોષ છે એમ ન કહી શકાય. આપણે અન્ય પ્રાન્તોની વાત થોડી વાર બાજુ પર રહેવા દઈ આ બાબતમાં આપણા ગુજરાતની શી સ્થિતિ છે એ વિચારીએ.

જ્યાં સુધી પ્રાથમિક શિક્ષણને સંબંધ છે ત્યાં સુધી પ્રાથમિક શાળાઓ થોડાએક ગ્રામવિસ્તારોમાં વધી હશે. પરંતુ એની રીત-રસમોમાં કાંઈ પણ ઝાઝો ફરક થયો નથી. કેન્દ્ર સરકારના શિક્ષણપ્રધાન કે રાજ્ય સરકારના શિક્ષણપ્રધાન પ્રાથમિક શિક્ષણ સુધારવાની ગમે એટલી વાતો કરે પરંતુ છેલ્લા ૨૦ વર્ષનો શિક્ષણનો ઇતિહાસ જોતાં પ્રાથમિક શિક્ષણમાં કોઈ નોંધપાત્ર સુધારણા થઈ હોય અને એ આપવાની પદ્ધતિ બદલાઈ હોય એમ થયું નથી. આમ, મકાનો કાચાં છે અને પડી ગયાં કરે છે પણ એનો પાયો મજબૂત ચણવો જોઈએ એમ માનવા છતાં કોઈ પાયો પાકો કરવા તૈયાર ન થાય એવું શિક્ષણક્ષેત્રે બરાબર ચાલ્યું આવે છે, એટલે કે જેના પર આખા શિક્ષણક્ષેત્રની સ્થિતિનો આધાર છે એ પ્રાથમિક શિક્ષણ કેવું હોવું ઘટે અને પ્રાથમિક શિક્ષકની શી યોગ્યતા હોવી જોઇએ એ વિષે કોઈ નોંધપાત્ર સુધારો શું સરકાર પક્ષે કે શું પ્રજાપક્ષે થયો હોય એમ જાણવામાં આવ્યું નથી. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે શિક્ષણમાં ઊંડો રસ ધરાવનાર, અને એમ. એ. બી. ટી. જેવી પદવી ધરાવનાર, પ્રાથમિક શિક્ષણ આપનાર શિક્ષકો દ્વારા શિક્ષણ આપીને આ પ્રાથમિક શિક્ષણમાં ધરમૂળથી સુધારો કરનારી સંસ્થાઓ આપણે ત્યાં કેટલી?

પ્રાથમિક શિક્ષણ પછી માધ્યમિક શિક્ષણ તરફ આવીએ તો જેમ પ્રાથમિક શિક્ષણમાં બાલમંદિરો શરૂ કરી માત્ર તે વેપારી તત્ત્વ દ્વારા નફા ખાતર જ ચલાવવામાં આવે છે તેમ માધ્યમિક શાળાઓ ખાસ કરીને મોટાં શહેરોમાં તો વેપારનાં ધોરણે જ ચલાવવામાં આવે છે. આ માધ્યમિક શાળાની નફાની વૃત્તિમાં રાજ્ય સરકારની અનુદાન આપવાની નીતિ પણ ખૂબ સહાયક છે. એટલે ઉચ્ચ શિક્ષણ આપતી અને સારી સંખ્યા ધરાવતી કૉલેજો કરતાં પણ આ માધ્યમિક શાળાઓ માતબર પેઢીઓ જેવી મોટાં શહેરોમાં ચાલે છે. આ જોઈને જ શિક્ષણખાતાના એક ઇન્સ્પેકટરે ભાષણ કરતાં જણાવ્યું હતું કે, 'નિવૃત્ત થયા પછી મને કોઈ પૂછે કે શું કરશો તો હું જવાબ આપી શકું કે હું શાળા ખોલીશ.' એનાં કારણો જણાવતાં એમણે સ્પષ્ટીકરણ કર્યું હતું કે મોટાં શહેરોમાં આ એક હંમેશા નફો આપતો વેપાર છે.

આપણે ત્યાં એસ. એસ. સી. બોર્ડે વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણ લઈ ધંધે વળગી શકે અને પોતાના પગ પર ઊભા રહી પોતાનો ધંધો ખીલવી શકે એ માટે અંગ્રેજી, ગણિત, વગેરે વિષયો ઉપરાંત લગભગ ૫૭ વિષયો રાખ્યા છે. અમુક નિશ્ચિત વિષયો સાથે કોઈ પણ ૭ વિષયો ઉત્તીર્ણ કરી એસ. એસ. સી. થઈ શકાય છે. આમાં બોર્ડે એવી જોગવાઈ રાખી છે કે જેઓ માત્ર એસ. એસ. સી. સુધીનું શિક્ષણ લેવા માગતા હોય તેઓ એવા વિષયો લે કે જેથી એ વિષયના જ્ઞાન પછી થોડુંએક ધંધાદારી શિક્ષણ લઈ ઉચ્ચ શિક્ષણ તરફ ન જાય તો પણ એમને એમના પગ પર ઊભા રહેવામાં વાંધો ન આવે, પરંતુ અહીં જ આપણે પક્ષે આપણી—આપણા બાળકની કમનસીબી શરૂ થાય છે. આપણા રાજ્યમાં મોટા ભાગની માધ્યમિક શાળાઓ જાણે કે બધા જ વિદ્યાર્થીઓએ એસ. એસ. સી. પાસ કરી ઉચ્ચ શિક્ષણ લેવા જવાનું હોય એ રીતે ૮ થી ૯ વિષયો જ શીખવતી હોય છે. એસ. એસ. સી.ની કક્ષા સુધીના શિક્ષણમાં એસ. એસ. સી. બોર્ડે જે અનેક ધંધાદારી વિષયો રાખ્યા છે એ શીખવનારી માધ્યમિક શાળાઓ કેટલી? રાજ્યપક્ષે કે પ્રજાપક્ષે આની માધ્યમિક શાળાની સંખ્યા અત્યંત જૂજ છે. આને જ પરિણામે કેમ જાણે બધા વિદ્યાર્થીઓ, ઉચ્ચ શિક્ષણ લેવાના હોય એ રીતે માત્ર નિયત વિષયોનું જ શિક્ષણ લે છે. આ શિક્ષણ લીધા પછી એસ. એસ. સી.

ઉત્તીર્ણ કરનારનો મોટો વર્ગ "હવે શું કરવું?" એના વિચારમાં પડે છે. કશો માર્ગ નથી સૂઝતો એટલે કેટલાએક ન છૂટકે ઉચ્ચ શિક્ષણ તરફ વળે છે.

ઉચ્ચ શિક્ષણ પરત્વે પણ આપણી પ્રજાની દૃષ્ટિ મુખ્યત્વે અર્થપ્રધાન હોવાથી વિદ્યાર્થીની રુચિ હોય કે ન હોય પણ વિજ્ઞાનની કૉલેજોમાં શિક્ષણ લેવાની ખોટી હરીફાઈ જાગે છે. મૂળ ઉદ્દેશ આમાં ઈજનેર કે દાક્તર થવાનો હોય છે. હવે, ઉપલી કક્ષાએ વિચારીએ તો દાકતરી શિક્ષણ આપતી ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ અત્યન્ત મર્યાદિત સંખ્યામાં છે. એટલે, એ માટેની યોગ્યતા ધરાવનાર વિદ્યાર્થીઓની સંખ્યાને એ સમાવી શકે એમ ન હોવાથી પ્રથમ વર્ષ બી. એસસી.માં પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થવા છતાં પ્રવેશ દુર્લભ બને છે. આ ઉપરાંત પ્રથમ વર્ષ બી. એસસી.માં ઉચ્ચ વર્ગ પ્રાપ્ત કરવા અનેક અયોગ્ય માર્ગો વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થીઓના વાલીઓ અખત્યાર કરે છે. આને પરિણામે ઘણી વાર સાચા, યોગ્ય વિદ્યાર્થીઓ રહી જાય છે, જ્યારે લાગવગ કે ધનના જોરે ખોટી રીતે ઊંચા ગુણાંક મેળવનારને પ્રવેશ મળે છે. આ અનિષ્ટનું ઝેર વધતું જાય છે અને પરિણામે આપણે જોઈએ છીએ કે ઉપલા વર્ગમાં પાસ થનારની સંખ્યા યોગ્યતા ન હોવા છતાં નીચલા વર્ગ કરતાં વધતી જાય છે. શિક્ષણના ક્ષેત્રમાં પડેલા કે ન પડેલા બધા જ જાણે છે કે વધારે ઉદાર પરિણામોથી શિક્ષણનું સ્તર ઊંચું નથી જ જતું. કદાચ કોઈકને એવો ભ્રમ થઈ શકે છે, પરંતુ સરવાળે શિક્ષણનું સ્તર ઉત્તરોત્તર નીચે જતું જાય છે.

દાક્તરી કે ઈજનેરી શાખામાં જેઓને પ્રવેશ નથી મળતો એવા વિદ્યાર્થીઓ અન્ય શાખાઓમાં પ્રવેશ મેળવવા પ્રયત્ન કરે છે અને એ પણ ન મળે તો છેવટે ન છૂટકે આગળ અભ્યાસ કરવા કૉલેજોમાં પ્રવેશ મેળવે છે. આમાંના કેટલાએક સ્નાતક કક્ષાએ ઉચ્ચ વર્ગ પણ મેળવે છે.

હવે, સ્નાતક કક્ષાએ ઉચ્ચ વર્ગ મેળવનાર વિદ્યાર્થીઓમાં વિજ્ઞાનના વિદ્યાર્થીઓને ઉપર અનુસ્નાતક શિક્ષણમાં સ્થાનો મર્યાદિત હોઈ ઘણી મોટી સંખ્યાને પ્રવેશ મળતો નથી. વિનયન વિદ્યાશાખામાં પણ સ્નાતકોનો આંધળો ધસારો અર્થશાસ્ત્ર તરફ હોઈ આ વિષયમાં સ્નાતક કક્ષાએ તૃતીય શ્રેણી લાવનાર વિદ્યાર્થીઓને અનુસ્નાતક કક્ષાએ પ્રવેશ મેળવવો દુર્લભ બને છે. આમ છેવટે આ વિદ્યાર્થીઓ સ્નાતક થઈને શિક્ષણની તક આગળ ન મળવાથી હતાશા અનુભવે છે. નોકરીમાં પણ બધાને જગ્યા ન મળવાથી બેકારીમાં પણ વધારો થતો જાય છે. આ રીતે ઉચ્ચ શિક્ષણ માટે આંધળો ધસારો થવાને પરિણામે આપણે યોગ્ય ઉચ્ચ શિક્ષણ પામતા સ્નાતકો ઉત્પન્ન કરવાને બદલે અયોગ્ય બેકારો ઉત્પન્ન કરવાની પ્રક્રિયા ચલાવી રહ્યા છીએ.

આ ચિત્ર આટલું બધું સ્પષ્ટ હોવા છતાં અને આના ઉપાયો હોવા છતાં આ બાબત રાજ્ય સરકાર કે પ્રજા ગંભીર વિચાર કરતી થઈ હોય એમ જણાતું નથી. આ ફુગાવો રોકવાના ઉપાયો પણ છે. શિક્ષણના વ્યવસ્થિત આયોજન દ્વારા આ રોકી શકાય એમ છે. એ માટે, અલબત્ત, આપણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનું માળખું પણ બદલવું પડશે.

સૌ પહેલાં અગત્યના ઉપાયોમાં સરકારપક્ષે કે પ્રજાપક્ષે શિક્ષણ આપવા સિવાયની કે ઉચ્ચ કક્ષાની દાક્તરી કે ઈજનેરની જગ્યાઓ સિવાયની નોકરીની જગ્યાઓ માટે જ્યાં કાર્યના અનુભવથી વધારે સારું કામ આપી શકે એવી વ્યક્તિઓ મળી શકતી હોય એવાં બધાંએ ક્ષેત્રોમાં યોગ્યતા બાબતમાં સ્નાતકનો આગ્રહ છોડી દઈ માત્ર એસ. એસ. સી. પાસ હોય એટલી જ યોગ્યતા પૂરતી ગણવી જોઈએ. આવા પ્રત્યેક ક્ષેત્રમાં તે તે ક્ષેત્રની જુદી જુદી પરીક્ષાઓ યોજવી જોઈએ. આ બાબતમાં આવકવેરા ખાતું અને સરકારી રેવન્યુ ખાતું આપણને દૃષ્ટાંત પૂરાં પાડી શકે તેમ છે. અર્થાત્, શિક્ષણ આપવાની નોકરી કે સંશોધન કરવા માટેની જગ્યાઓ સિવાયની સામાન્ય બધાયે ક્ષેત્રોની નોકરીઓ માટે સ્નાતક થયેલ વ્યક્તિઓને પસંદગી આપવા કરતાં તે તે ક્ષેત્રની પરીક્ષાઓ ઉત્તીર્ણ થયેલ વ્યક્તિઓ ઉપર જ પસંદગી ઉતારવી જોઈએ.

આમ થતાં નોકરીને માટે વિદ્યાર્થીઓનો ઉચ્ચ શિક્ષણ તરફનો મોટો ધસારો ઘણા મોટા પ્રમાણમાં અટકી જશે. પરિણામે, સંખ્યાને અભાવે ખોટ કરતી ગ્રામ-વિસ્તારની કે શહેર-વિસ્તારની ઉચ્ચ શિક્ષણની કેટલીક સંસ્થાઓ બંધ થાય એ સંભવિત છે અને પરિણામે કેટલાય સારા શિક્ષકોને બેકારીનો અનુભવ કરવો પડે. પરંતુ આપણે અગાઉ વિચારી ગયા તેમ જો પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની યોગ્યતાનું તથા

એમના વેતનનું માળખું બદલવામાં આવે તો આ બધાયે યોગ્ય શિક્ષકોનો સમાવેશ એ નવી વ્યવસ્થામાં સહેજે થઈ જાય.

પ્રાથમિક કે પૂર્વ-પ્રાથમિક શિક્ષણની યોગ્યતાના વિષયમાં સામાન્ય ટ્રેઈન્ડ કરતાં અનુસ્નાતક કક્ષા સુધી શિક્ષણ મેળવ્યા પછી શિક્ષણશાસ્ત્રમાં પ્રાવીણ્ય મેળવેલ વ્યક્તિઓને પસંદગી આપવી, જેથી પ્રાથમિક શિક્ષણની કક્ષા સુધારી શકાય. એ જ રીતે માધ્યમિક તથા ઉચ્ચ માધ્યમિક શિક્ષણ માટે પણ સારી યોગ્યતાવાળા શિક્ષકની જોગવાઈ કરવી તથા માત્ર અમુક જ વિષયો શીખવતી માધ્યમિક કે ઉચ્ચ-માધ્યમિક શિક્ષણ પછી ઉચ્ચ શિક્ષણ તરફ ધસારો કરાવનારી આવી શાળાઓને બદલે પોતપોતાના ધંધા તરફ વિદ્યાર્થીઓની અભિરુચિ વધે એવા વિષયો શીખવતી માધ્યમિક શાળાઓનું પ્રમાણ વધારવું. અર્થાત્, સુથારી, લુહારી, વગેરે અનેક વિષયો પણ ઈતર વિષયો સાથે માધ્યમિક શાળાઓમાં એ રીતે શીખવવામાં આવે કે તેને ધંધાઓ મળે, કારીગરોની અછત વરતાય નહિ અને આવી વ્યક્તિઓ ઇચ્છે તો પોતાના લઘુ ઉદ્યોગોના ક્ષેત્રમાં પણ આગળ વધી શકે.

ઉચ્ચ સરકારી કે બીન સરકારી નોકરીઓતો માટે સરકારે તથા પ્રજાએ પ્રાથમિક કક્ષાથી માંડી ટોચ કક્ષા સુધીની પબ્લિક સ્કૂલ જેવી તથા એવી જ ઉચ્ચ કક્ષાની પબ્લિક કૉલેજ જેવી વહીવટ સાથે ઈતર તે તે વિષયોનું સઘન જ્ઞાન પસંદગી અનુસાર આપી શકાય એવી વસતિ-ગૃહવાળી સંસ્થાઓ વધારવી. આવી વસતિ-ગૃહયુક્ત સંસ્થાઓ સરકાર કે પ્રજા ચલાવે તો પણ એને પૂરતા પ્રમાણમાં અનુદાન આપવું. એમાં પ્રવેશનું ધોરણ એવું રાખવું કે પહેલા તેજસ્વી અને આગળ ઉપર દેશને ઉપયોગી નીવડે એવા વિદ્યાર્થીઓને જ પ્રવેશ મળી શકે. આવા વિદ્યાર્થીઓ ઉપર કે એમના વાલીઓ ઉપર એમના શિક્ષણનો કે ઈતર ખર્ચનો ભાર ન હોવો જોઈએ. આવી સંસ્થાઓની સંખ્યા જિલ્લાદીઠ એકની હોય અને ઉચ્ચ પ્રકારની નોકરીઓ માટેની કૉલેજ રાજ્ય દીઠ જુદા જુદા પ્રદેશમાં એક એક હોય તો પણ ચાલી શકે.

આવી સંસ્થાઓ નભાવવા પાછળ સારું એવું ખર્ચ થાય. માટે, વેપારી ધોરણે ચાલતી, ધૂમ નફો કરતી માધ્યમિક શાળાઓનાં ખોટાં વેડફાઈ જતાં અનુદાન બંધ કરવાં. આ માટે જરૂર પડે તો નિષ્ણાત હિસાબનીશોનું તથા કેળવણીકારોનું એક સંયુક્ત કમિશન નીમી આવી સંસ્થાઓની મોજણી કરાવવી. ઉચ્ચ શિક્ષણ તરફનો ધસારો તો ઉપર જણાવેલ માધ્યમિક શિક્ષણનું માળખું સુધરતાં આપોઆપ બંધ થઈ જશે.

આટલું કર્યા બાદ સારા તેજસ્વી શિક્ષકો બધાંએ ક્ષેત્રે મળી રહે માટે વિશ્વવિદ્યાલયો જે અભ્યાસક્રમો ઘડે એ વિષેની ખોટી બૂમરાણ કે 'આ તો બહુ કઠિન છે' તે ઓછી થશે. કારણ કે, ઉચ્ચ શિક્ષણક્ષેત્રે શિક્ષણ-ક્ષેત્રમાં કોઈ પણ સ્તરે કામ કરનાર શિક્ષકનું વેતન એટલું હોવું જરૂરી છે કે જેથી એનું યોગક્ષેમ બરાબર ચાલી શકે. વળી, દરેક સ્તરે શિક્ષક પાસે સારી યોગ્યતાની અપેક્ષા રાખ્યા પછી બે સ્તર વચ્ચેના વેતનનું ધોરણ બહુ અંતરવાળું ન રાખવું જોઈએ કે જેથી શિક્ષણક્ષેત્રે શિક્ષકોમાં ખોટો ઉચ્ચ-નીચ ભાવ ઉત્પન્ન થાય.

જો આપણે વેળાસર ચેતીને આવું કોઈક ચોક્કસ ઉદ્દેશવાળું અને પ્રદેશને તથા દેશને ઉપયોગી થાય એવું શિક્ષણનું આયોજન નહિ કરીએ તો આપણે શિક્ષણનાં કૃત્રિમ વિસ્તાર અને ફુગાવાના પરિણામે આ ક્ષેત્રનાં ધોરણો નીચે ગયાં છે એ માટે ગમે એટલી બૂમો પાડયા કરીશું તો પણ એ ધોરણો નીચાં જ જશે અને વિદ્યાર્થીઓની શિસ્તમાં અને આખા શિક્ષણ-ક્ષેત્રમાં એક પ્રકારની અરાજકતા જોવા મળે છે એમાં વધારો થશે. જેને વિદ્યાનો અને સંશોધનનો રસ હશે એવી વ્યક્તિઓને સગવડ મળતાં તેઓ વિદેશમાં ચાલી જશે. જ્યારે આ દેશમાં જેને ફક્ત શિક્ષણ કરતા શિક્ષણના રાજકારણમાં રસ છે એવી વ્યક્તિઓનું સામ્રાજ્ય જે વધતું જતું જોવામાં આવે છે એ સંપૂર્ણપણે સરમુખત્યારી ભોગવશે. એમ થતાં આપણો દેશ પતનને અને વિનાશને માર્ગે જશે એ પણ એટલું જ નક્કી છે. એટલે Better late than never એ ન્યાયે જાગ્યા ત્યાંથી સવાર ગણી, ખૂબ જ મોડું થઈ જાય એ પહેલાં, ભાવિ નાગરિકો આપણી રીતોને અને બુદ્ધિને અભિશાપ આપે એ પહેલાં આપણે—એકલી સરકાર નહિ પણ સરકાર અને પ્રજા બંને—ચેતીને અત્રે શિક્ષણક્ષેત્રે દર્શાવેલ રૂપરેખા મુજબનું ચોક્કસ આયોજન કરીએ.

*

# લૉર્ડ કેઈન્સની આર્થિક વિચારધારા

# સમાજવાદી કે મૂડીવાદી?

મૂળ લેખક : ડડલી ડિલાર્ડ  અનુવાદક : જી. ટી. જાની

વીસમી સદીના પૂર્વાર્ધમાં જે વ્યક્તિઓએ જુદાં જુદાં ક્ષેત્રોમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો હોય તેઓનાં નામ આપવાની સને ૧૯૫૦માં અમેરિકામાં વર્તમાનપત્રોની મનગમતી રમત રહી હતી. દા. ત., ચલચિત્રના ક્ષેત્રે ચાર્લી ચૅપ્લિનને એ માન મળ્યું હતું. મારી જાણ પ્રમાણે અર્થશાસ્ત્રના ક્ષેત્ર માટે આવો નિર્ણય અપાયો નથી–પણ જો અર્થશાસ્ત્ર માટે આવું માન કોઈને આપવાનું હોય તો મને શંકા નથી કે જૉન મેયનાર્ડ કેઈન્સ ખૂબ જ બહુમતીથી એ માન લઈ જાય. હાલમાં સમકાલીન અર્થશાસ્ત્રનું સર્વેક્ષણ કરતાં વિદ્વત્તાપૂર્ણ જે ગ્રંથો બહાર પડયા છે તેમાં કેઈન્સ, બીજા કોઈ પણ અર્થશાસ્ત્રી કરતાં વધુ વાર ઉલ્લેખ પામે છે. સને ૧૯૩૬માં કેઈન્સનું પ્રખ્યાત પુસ્તક 'રોજગારી, વ્યાજ અને નાણાંનો સામાન્ય સિદ્ધાંત' બહાર પડેલ છે. આર્થિક વિચારધારાના ઇતિહાસમાં કોઈ પણ પુસ્તકે પ્રગટ થયા પછી આ પુસ્તક જેટલી ચર્ચા જગાવેલ નથી. આ પુસ્તકનું સ્થાન ઍડમ સ્મિથ, ડેવિડ રિકાર્ડો, જૉન સ્ટુઅર્ટ મીલ, કાર્લ માર્કસ અને માર્શલના કાર્યની હરોળમાં આવી શકે તેવું છે. આર્થિક સાહિત્યના ચિરંજીવ સાહિત્યમાં તેની ગણના થઈ શકે તેમ છે. જે રીતે આઈન્સ્ટાઈન એ 'ન્યૂ ફિઝિકસ' 'નવ ભૌતિકશાસ્ત્ર'નો જનક ગણાય છે તે રીતે 'ન્યૂ ઈકૉનૉમિકસ' 'નવ અર્થશાસ્ત્ર'નો જનક કેઈન્સ મનાય છે.

છેલ્લાં પંદર વર્ષમાં એક નવી ક્રાંતિકારી આર્થિક વિચારસરણીનો જન્મ થયો છે. આ વિચારસરણીના મુખ્ય ઘડવૈયા તરીકે કેઈન્સનું સ્થાન મોખરાનું છે. અર્થશાસ્ત્રના સિદ્ધાંતોનાં પાઠય પુસ્તકો આ 'કેઇન્સિયન ક્રાંતિ'ને આવરી લેવા ફરી લખવા પડયા છે. કેઈન્સની આ નવી વિચારધારાની વ્યાપક અસર ટેકનિકલ આર્થિક સિદ્ધાંતો કે વર્ગખંડોમાં તો પડી જ છે પણ સવિશેષ તો જાહેર અર્થનીતિના ક્ષેત્રે પડેલ છે. સને ૧૯૩૦ની મહામંદી અને પછીનાં વિશ્વયુદ્ધોએ નવી આર્થિક વિચારધારાની યથાર્થતા પૂરવાર કરી છે. કેઈન્સે બેકારી નિવારણના ઉપાયો બતાવતા જે અનેક વ્હાઈટ પેપર્સ રજૂ કર્યાં, કે આંતરરાષ્ટ્રીય નાણાંભંડોળ અને વિશ્વ બૅંકની સ્થાપના માટે જે જહેમત ઉઠાવી તે અને તદ્ઉપરાંત રાજકોષીય તથા નાણાંકીય નીતિ આપી તે તેનું અર્થશાસ્ત્રમાં મહત્ત્વનું પ્રદાન છે.

તેના સમકાલીનોમાં લૉર્ડ કેઈન્સનું જે અગ્રીમ સ્થાન છે તેને કઈ રીતે મૂલવીશું? વ્યક્તિમત્તા અને મેધાવી શક્તિ એ બે અગત્યના તત્ત્વો છે. કેઈન્સની મહત્તા એ છે કે ખૂબ જ સૂક્ષ્મ સિદ્ધાંતોને વ્યવહારુ નીતિમાં કઈ રીતે અપનાવી શકાય તે તેણે બતાવેલ છે. ભૂતકાળના મહાન અર્થશાસ્ત્રીઓમાં પણ આ જ શક્તિ હતી. ઍડમ સ્મિથ તથા રિકાર્ડોએ ખૂબ જ સૂક્ષ્મ એવા અર્થશાસ્ત્રના શિષ્ટ સિદ્ધાંતોને મુક્ત આર્થિક નીતિની હિમાયત માટે ઉપયોગ કર્યો હતો.

છેલ્લાં દોઢસો વર્ષથી શિષ્ટ સિદ્ધાંતોએ જે પ્રભાવ જમાવ્યો હતો તે કેઈન્સના સિદ્ધાંતો રજૂ થયા પછી ઓસરી ગયો છે. બીજા કોઈ પણ કરતાં તેણે મુક્ત અર્થનીતિના સિદ્ધાંતના સૈદ્ધાંતિક પાયાને અસરકારક રીતે હચમચાવી નાખ્યા અને સામે એવા સિદ્ધાંતની રચના કરીને બતાવ્યું કે હવે ખાનગી હિતો સાથે જાહેર કલ્યાણની સંવાદિતા સ્થાપવા આ રીતનાં હકારાત્મક સામાજિક કાર્યોની જરૂર છે.

## જૂનું અર્થશાસ્ત્ર નવા અર્થશાસ્ત્રના સંબંધમાં

જો કે કેઈન્સ રૂઢીગત અર્થશાસ્ત્રથી જુદા પડે છે છતાં તેમણે અર્થશાસ્ત્ર ખોટું છે તે પર વધુ ભાર મૂકતા આધુનિક ઔદ્યોગિક સમાજના મુખ્ય પ્રશ્નોના સંદર્ભમાં એ અર્થશાસ્ત્રના સિદ્ધાંતો અસંબદ્ધ છે તેમ દર્શાવ્યું છે. કેઈન્સના મતે શિષ્ટ સિદ્ધાંત એ વિશિષ્ટ પ્રકાર છે કે જેનો અમલ અનુભવની વાસ્તવિકતાઓ સાથે કરવા જતાં તે ભયાનક અને ગેરમાર્ગે દોરી જનાર નીવડે. જૂના અર્થશાસ્ત્રમાં એવી ધારણા કરાઈ છે કે જાહેર કલ્યાણ

માટે સામાજિક અંકુશની જરૂર નથી. જ્યારે નવા અર્થશાસ્ત્રમાં જાહેર કલ્યાણ માટે સામાજિક અંકુશની જરૂર છે તેવી ધારણા કરાઈ છે. આ તફાવત આર્થિક સિદ્ધાંતો અને નીતિમાં ક્રાંતિ લાવવા માટે પૂરતો છે.

જ્યારે કેઈન્સે સને ૧૯૩૬માં 'જનરલ થિયરી' પુસ્તક લખ્યું ત્યારે મૂડીવાદી દેશોને મુખ્ય મૂંઝવતો પ્રશ્ન હતો બેકારીનો. તેની મુખ્ય ટીકા પ્રવર્તમાન આર્થિક સિદ્ધાંત સામે એ હતી કે રોજગારી અને રાષ્ટ્રીય આવકમાં આવતા ફેરફારોને સમજાવવામાં વાસ્તવિક દૃષ્ટિકોણ રાખેલ નથી. શિષ્ટ સિદ્ધાંતો પ્રમાણે બેરોજગારી પ્રવર્તવાનું મુખ્ય કારણ શ્રમ બજારમાં પ્રવર્તતા મુક્ત હરીફાઈનાં કુદરતી બળોમાં આવતા અવરોધો છે. વેતનો વધુ પડતાં ઊંચા છે, બજારમાં મુક્ત પરિબળો દ્વારા જરૂરી ફેરફારો થઈ શકે તેમ નથી. હવે, ઉદ્ભવેલ સંગઠિત મજબૂત મજૂર મંડળો, અને સામાજિક સુરક્ષાના કાયદાઓ જેવા કે ન્યૂનતમ વેતન અને ઉદાર બેકારી લાભોની યોજનાને લીધે વેતનો ઊંચાં રહે છે. શિષ્ટ અર્થશાસ્ત્રીઓ શ્રમિકોની સામૂહિક સોદાશક્તિ અને સરકારનાં પગલાંઓને પવિત્ર એવી મુક્ત અર્થતંત્રની નીતિમાં ડખલ સમાન-ભંગ સમાન ગણે છે. તેઓના મતે શેરીમાં કામ માટે ભટકતો બેકાર દુઃખી માનવી તેના આ દુઃખ માટે પોતે જ જવાબદાર છે. શિષ્ટ અર્થશાસ્ત્રીઓ બેરોજગારી નિવારવાનો બહુ સાદો ઉપાય સૂચવે છે. તેઓના મતે બેરોજગારી ઉત્પન્ન થવાનું કારણ ઊંચાં વેતનદરો છે-તો ઉપાય છે વેતન કાપનો-નીચાં વેતનો સ્વીકારવાનો. આ પ્રકારની દલીલ બેકાર માનવી કે સામાન્ય પ્રજાજનને ભાગ્યે જ ગળે ઊતરે તેવી છે. પણ શિષ્ટ અર્થશાસ્ત્રીઓ આ નીતિના ચુસ્ત હિમાયતીઓ હતા. કેઈન્સના કિંગ્ઝ કૉલેજના સહકાર્યકર પ્રોફે. પીગુ સને ૧૯૩૩માં 'બેરોજગારીનો સિદ્ધાંત' પુસ્તક લખી આ શિષ્ટ સિદ્ધાંતનો બચાવ અને હિમાયત કરતાં જણાવે છે કે બેરોજગારી ઘટાડવાનો ઉપાય છે વેતન દરોમાં સાર્વત્રિક કાપ.

કેઈન્સે આ પ્રકારના તર્કનો જોરશોરથી વિરોધ કર્યો. તેણે બતાવ્યું કે લાખો બેકાર માનવીઓ પ્રવર્તમાન નાણાંકીય વેતન દરો કરતાં પણ ઓછા વેતન દરે કામ કરવા તત્પર છે, છતાં કોઈ પણ દરે તેને કામ મળતું નથી. કેઈન્સના મતે માંગમાં સાર્વત્રિક ઘટાડામાં દોષનાં મૂળ પડેલાં છે. તેના મતે બેરોજગારીના સિદ્ધાંતો આ માંગ ઘટાડાને ખ્યાલમાં રાખી રોજગારી વધારવા માટે અસરકારક માંગમાં વધારો કરવા પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

## કેઇન્સનો અસરકારક માંગનો સિદ્ધાંત

જો બહુ સૈદ્ધાંતિક પરિભાષામાં વાત ન કરીએ તો કેઈન્સના અસરકારક માંગના સિદ્ધાંતને સાદી રીતે નીચે પ્રમાણે રજૂ કરી શકાય: લોકો કાં તો વપરાશી માલના ઉદ્યોગમાં કે મૂડી વસ્તુ ઉત્પાદન કરતા ઉદ્યોગમાં રોજગારીએ લાગેલા હોય છે. જે લોકો વપરાશી વસ્તુઓ ઉત્પન્ન કરતાં ઉદ્યોગમાં રોજગારીએ લાગેલા છે તેઓ તેમની આવકનો એટલા પ્રમાણમાં ભાગ નથી ખર્ચતા કે જેથી તેઓએ ઉત્પન્ન કરેલી વસ્તુઓની માંગ જળવાઈ રહે. તેઓ પોતાની આવકનો અમુક ભાગ બચાવે છે અને તેની વપરાશથી વસ્તુઓની માંગ ટકાવી રાખવા માટે અન્ય-મૂડી વસ્તુ ઉત્પાદન કરતા ઉદ્યોગની આવક આ માટે ખર્ચાવી જોઈએ.

જો આપણે વપરાશી વસ્તુઓ ચાલુ કારખાનાઓમાં ઉત્પાદન થાય છે તેમ માની લઈએ અને મૂડીરોકાણ અંગેનું ઉત્પાદન એટલે નવાં કારખાનાં ઊભાં કરવાં તેમ માની લઈએ તો કેઇન્સના સિદ્ધાંતનો અગત્યનો મુદ્દો કે ચાલુ કારખાનાંનો પૂરતો ઉપયોગ નવાં કારખાનાં સતત બંધાતાં ન રહે તો થઈ શકે નહીં-તે ખ્યાલમાં આવી જશે. જો નવાં કારખાનાં ન બંધાય તો જે પહેલાં બાંધકામ ઉદ્યોગમાં રોજગારી મેળવતાં હતાં તે નોકરી ગુમાવી બેસશે. આવા શ્રમિકો પાસે નાણાં ઓછાં હશે જેથી ચાલુ કારખાનામાં ઉત્પાદન થતી વસ્તુઓ ઓછી ખરીદી શકશે. પરિણામે ચાલુ કારખાનાંમાં કામ કરતાં શ્રમિકોને પણ સહન કરવું પડે. પહેલાં જે આવાં કારખાનાંમાં કામ કરતાં હતાં તે પણ બેકાર થશે. અને આવા શ્રમિકો પાસે ખર્ચવા માટે નાણાં ઓછાં થશે જેથી તેઓ ઓછી વસ્તુઓ ખરીદી શકશે. પરિણામે, પુનઃ વધુ બેરોજગારી સર્જાશે. પુનઃ રોજગારી આપવાના સંદર્ભમાં જોઈએ તો નવાં કારખાનાં બાંધવાના કાર્યમાં રોકાયેલ એક વધુ શ્રમિક પ્રવર્તમાન-ચાલુ કારખાનાંની રોજગારીમાં પણ વધારો કરશે. અસરકારક માંગના

સિદ્ધાંતનો અગત્યનો મુદ્દો એ છે કે મૂડીરોકાણની પ્રવૃત્તિને પરિણામે આવકની વહેંચણી થાય છે—જેમાંથી મોટા ભાગની આવક વપરાશી વસ્તુઓ પાછળ ખર્ચાશે, અને આ રીતે વપરાશી વસ્તુઓમાંથી પ્રાપ્ત થતી આવક અને ખર્ચ વચ્ચેની ખાઈ આ દ્વારા પુરાશે. આ રીતે મૂડીરોકાણ એ બચતની સામે થવું જરૂરી છે.

## મૂડીરોકાણની અગત્યતા

રોજગારીનો આધાર છે અસરકારક માંગના જથ્થા પર, અસરકારક માંગના જથ્થાનો આધાર છે વપરાશ અને મૂડીરોકાણ પર થતા ખર્ચ પર. આવકમાં થતા ફેરફારો મુજબ વપરાશ પર થતા ખર્ચમાં પણ ફેરફાર થાય છે—દા. ત., આવક વધે ત્યારે વપરાશી વસ્તુઓ પાછળ થતું ખર્ચ પણ વધે, પરંતુ આવક વધવાના પ્રમાણ કરતાં ઓછા દરે આવું ખર્ચ વધે છે. જો વધુ લોકોને કામે લગાડવામાં આવે તો આવક વધશે અને પરિણામે વપરાશ પાછળ થતું ખર્ચ પણ નિયમિત રીતે અને આગાહી કરી શકાય તેવી રીતે વધશે પણ કેઈન્સના મતે આવકમાં થતો વધારો એ મૂડીરોકાણ પર થતા ખર્ચમાં કેટલો વધારો લાવશે તે નિશ્ચિત કે ચોક્કસ રીતે કહી શકાય નહીં. જ્યારે આવક વધે ત્યારે મૂડીરોકાણ ખર્ચમાં વધારો થતો નથી. તેથી, આવક અને વપરાશ ખર્ચ વચ્ચેનો ગાળો પુરાઈ જશે તેમ માનવાને કોઈ કારણ નથી, અને જ્યાં સુધી આ ગાળો ન પુરાય ત્યાં સુધી રોજગારી અને આવકનો વધારો જાળવી ન શકાય. જ્યારે મૂડીરોકાણ માટેની માંગમાં વધારો ન થાય ત્યારે ઉત્પાદકે કે જેણે ટૂંકા ગાળા માટે ઉત્પાદન વધાર્યું હોય તેને ખોટ જાય, કારણ કે નવી (વપરાશ) અંગેની માંગ ઉત્પાદન કરતાં ઓછી હશે. આથી ઉત્પાદકને રોજગારી તથા ઉત્પાદન ઘટાડવાની ફરજ પડશે. આ પરથી અગત્યનું તારણ એ નીકળે છે કે જ્યાં સુધી મૂડીરોકાણમાં વધારો ન થાય ત્યાં સુધી રોજગારીમાં પણ વધારો ન કરી શકાય. જો મૂડીરોકાણમાં વધારો થાય તો રોજગારી વધવાની સંભાવના રહે. ટૂંકમાં, જો કેઈન્સના સિદ્ધાંતને અતિ સાદી રીતે સમજાવવો હોય તો એમ કહી શકાય કે રોજગારીનો આધાર મૂડીરોકાણના કદ પર છે.

તો પછી બીજો અગત્યનો પ્રશ્ન એ ઉદ્ભવે કે મૂડીરોકાણનું કદ કઈ રીતે નિર્ણિત થાય છે? આ પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપવા માટે કેટલીક ટેકનિકલ ચર્ચા આવશ્યક થઈ પડે છે. પણ અહીં કેટલીક મુખ્ય રૂપરેખાઓનું પૃથક્કરણ કરીશું. ખાનગી ઉદ્યોગપતિ પૂર્ણ રોજગારી સતત આપી શકવા સમર્થ નથી, કારણ કે પૂર્ણ રોજગારીએ આવક અને વપરાશ ખર્ચ વચ્ચે રહેતા ગાળાને પૂરવા માટે જોઈતા મૂડીરોકાણની માંગ એટલી થતી નથી. આ અપૂરતા મૂડીરોકાણને કેઇન્સ કઈ રીતે દર્શાવે છે? આજના આધુનિક આગળ વધેલ ઔદ્યોગિક સમાજમાં ઘણુંખરું ખાનગી મૂડીરોકાણ મૂડીથાપણના રૂપમાં થાય છે. જે ભવિષ્યનાં કેટલાંક વર્ષોમાં—સમયાન્તરે વળતર મેળવે છે. મૂડીરોકાણ માટે આકર્ષણનો આધાર આથી મૂડીરોકાણકારની ભવિષ્ય વિષેની તેની કલ્પના પર રહે છે. અને આર્થિક જીવન વિષેની ભવિષ્યની શક્યતા વિષે આપણે બહુ ઓછું જાણતા હોઈએ છીએ તેથી ભવિષ્ય વિશેના અંદાજો ઘણુંખરું અનિશ્ચિત અને ધૂંધળાં હોય છે—અને તેને વૈજ્ઞાનિક પાયા પર કે તર્કમાં ગણી શકાય નહીં. આથી આ અંદાજો પર બહુ આધાર રાખી શકાય નહીં. ઘણા મૂડીરોકાણકારો પોતાના ભવિષ્ય વિષેના અંદાજો કરતાં બીજાના અંદાજો પર વધુ વિશ્વાસ રાખતા હોય છે અને ખરેખર તો એ બીજાઓ પણ પોતાના ભવિષ્યના અંદાજો પર બહુ વિશ્વાસ રાખતા હોતા નથી. આ રીતે બીજાના અંદાજ પર આધાર રાખવાનો પરંપરાગત પાયો છે. પણ તે અનિશ્ચિતતા દૂર કરતો નથી. આનો અર્થ એ થયો કે રોકાણકાર એક સમયે એક પ્રકારનું વિચારતા હોય છે. આ રીતના સમૂહ માનસનું સંસ્થાકીય સ્વરૂપ સ્ટૉક એક્સ્ચેંજમાં પ્રતિબિંબિત થાય છે. જ્યારે પરંપરાગત માન્યતા ખોટી માલૂમ પડે ત્યારે અંદાજોની પુનઃ મુલવણી થાય અને વિશ્વાસ તૂટી પડે. મૂડીરોકાણ બજારમાં આથી ઘેરી નિરાશા છવાઈ જાય પરિણામે રોજગારી અને નવા મૂડીરોકાણમાં ખૂબ ઘટાડો થાય.

## જાહેર મૂડીરોકાણ અને રાજકોષીય નીતિ

જાહેર ઘેરી નિરાશા વચ્ચે મંદી આવી હોય ત્યારે પૂરતી રોજગારી આપવા માટે જરૂરી મોટા પ્રમાણમાં

ખાનગી મૂડીરોકાણ શકય નથી. જ્યારે આ રીતે ખાનગી મૂડીરોકાણ અપૂરતું હોય ત્યારે કેઈન્સ અર્થતંત્રને મંદીમાંથી બહાર કાઢવા માટે જાહેર મૂડીરોકાણની હિમાયત કરે છે. જાહેર મૂડીરોકાણનો પ્રકાર તેના કદ કરતાં ઓછો મહત્ત્વનો છે કે જો જે સામાજિક ઉપયોગિતાની દૃષ્ટિએ વધુ અગત્યતા હોય તેવા પ્રોજેકટોમાં સીધું જાહેર મૂડીરોકાણ થાય તે ઇચ્છનીય છે. જે કાંઈ મૂડીરોકાણ આ રીતે થાય તેનો પ્રાથમિક ઉદ્દેશ તો આવકની વહેંચણી કરવાનો છે જેથી એ દ્વારા જે ખર્ચ થાય તે ખાનગી ઉત્પાદકોને વધુ વપરાશી વસ્તુઓ ઉત્પાદન કરવા પ્રેરે અને આવક ઉપરની મૂડીરોકાણની આ સંયોજિત અસરને કારણે રાષ્ટ્રીય આવકમાં અનેકગણો વધારો થશે. દા. ત., જાહેર મૂડીરોકાણમાં દસ લાખ પૌંડના વધારાને કારણે રાષ્ટ્રીય આવકમાં લાવી ત્રીસ લાખ પૌંડનો વધારો થશે—આ કિસ્સામાં સરકારી રોકાણ દ્વારા એટલા પ્રમાણમાં નવી આવક વહેંચાશે કે જે ખાનગી ઉત્પાદકો તે વીસ લાખના વપરાશી વસ્તુઓના ઉત્પાદનનો વધારો કરવા પ્રેરશે. જાહેર મૂડીરોકાણને ખાનગી ઉત્પાદકોના અવેજ કે હરીફ તરીકે નહીં પણ સહાયક તરીકે માનતા હતા.

વધુ આવક જન્મે અને તેની અસર થાય તે માટે સરકારી ખર્ચ એ નવું ખર્ચ હોવું જોઈએ – અને તેથી ફક્ત ખાનગી ખર્ચના અવેજનું ખર્ચ ન હોવું જોઈએ. મંદીમાં આથી ખર્ચ કરાય તે કરવેરા દ્વારા નહીં પણ લોન દ્વારા પ્રાપ્ત કરાયેલ નાણાંમાંથી થવું જોઈએ. કારણ કે, સામાન્ય રીતે કરવેરા દ્વારા જે આવક લોકો પાસેથી લઈ લેવામાં આવે તે જો કરવેરા ન લેવાયા હોત તો લોકો દ્વારા ખર્ચાત અને લોન દ્વારા ખાસ કરીને બૅંક દ્વારા જે નાણાં પ્રાપ્ત કરાય તે કુલ ખર્ચમાં ચોખ્ખો વધારો કરે છે. આજે તો મંદીના સમયમાં અસમતોલ બજેટ રાખવાની વાતનો ઉદારમતવાદી રાજનીતિજ્ઞો અને અર્થશાસ્ત્રીઓનો મોટો વર્ગ સ્વીકારતો થયો છે. ઉદારમતવાદી વ્યાપારી જૂથો જેવા કે 'અમેરિકાની આર્થિક વિકાસ અંગેની સમિતિ' આવા કાર્યક્રમને આવકારે છે. જ્યારે રૂઢીગત વિચારસરણીમાં માનતા એવા 'અમેરિકન રાષ્ટ્રીય ઉત્પાદક સંઘ' આવા કાર્યક્રમોનો સ્વીકાર કરતા નથી. ખાધપૂરક બજેટ, નવી આવકો સર્જવા માટે ખર્ચ, વગેરે નવી વિચારસરણી તરફ જાહેર મત વધુ ઢળતો જાય છે તે સને ૧૯૪૯માં પ્રેસીડેન્ટ હુવરે અર્ધ-વાર્ષિક રિપોર્ટ રજૂ કર્યો હતો તે પરથી ખ્યાલ આવે છે. પ્રેસીડેન્ટ હુવરે એ રિપોર્ટમાં સ્પષ્ટ જણાવ્યું છે કે એ વખતની પ્રવર્તતી બેરોજગારી અને ઘટતી રાષ્ટ્રીય આવકના સંજોગો વચ્ચે લોકો પાસેથી કરવેરા દ્વારા નાણાં લઈ લેવાં તે મૂર્ખાઈભરેલું છે. સરકારી બજેટ હમેશાં સમતુલ હોવું જોઈએ એ ખ્યાલ તો મુક્ત અર્થનીતિનો જૂનો ખ્યાલ છે કે જે એમ માને છે કે આર્થિક બાબતોમાં રાજ્યે ઓછામાં ઓછો હસ્તક્ષેપ કરવો જોઈએ.

તાજેતરનાં વર્ષોમાં રાજકોષીય નીતિનો ઉપયોગ અર્થતંત્રને મંદીમાંથી બહાર કાઢવાના સાધન કરતાં અર્થતંત્રને મંદીમાં ધકેલાઈ જતું અટકાવવા માટે સતત કરતા રહેવો જોઈએ તે પર ભાર મુકાઈ રહ્યો છે. સને ૧૯૨૯ પહેલાં નહોતો તેથી વિશેષ આજે અમેરિકા તથા બીજા દેશો માટે મંદી સામે લડવા માટેનો રાજકોષીય તથા નાણાંકીય નીતિ એક જ માત્ર માર્ગ રહ્યો છે. મંદી સામેનો આ બચાવ કેટલો સબળ છે તે કહી શકાય નહીં, કારણ કે ખરેખર તેની પૂરી ચકાસણી કરાઈ નથી.

એક લઘુમતી મત એવો પણ છે કે મંદીના સમયમાં વ્યાજમુકત નાણાં–વ્યવસ્થા જાહેર મૂડીરોકાણ માટે કરવી જોઈએ. આ નીતિના કારણે સરકાર પોતાના જાહેર દેવાના વ્યાજના ભારણને સમર્થન મેળવી શકી નથી અને અમેરિકા જેવા દેશમાં જ્યાં મધ્યસ્થ બૅંક સરકારી માલિકીની નથી ત્યાં આ નીતિ અમલમાં મૂકવી મુશ્કેલ છે. આજે તો કેઈન્સનો દરેક પ્રકારની જામીનગીરી પરના વ્યાજના દરો નીચા રાખવાનો ખ્યાલ અર્થશાસ્ત્રીઓ તથા સરકારી વર્તુળોમાં વધુ ટેકો મેળવતો જાય છે.

કેઈન્સે ખાનગી મૂડીરોકાણને ઉત્તેજન આપવા વ્યાજના નીચા દરોની ભલામણ કરી છે તે માને છે કે નાણાંકીય સત્તાધારીઓ પાસે એટલી સત્તા છે કે વ્યાજના દરોને ઘણા નીચા દરે લઈ જઈ શકે. અહીં બે પ્રકારનું કાર્ય આવે છે, એક તો વ્યાજના દરને નીચે લઈ જવાનું અને બીજું મૂડીરોકાણ કરતા લોકોને એ વિશ્વાસ અપાવવાનું કે એ નીચો દર હંમેશ માટે

નીચો રહેશે. આ બીજું કાર્ય એ અગત્યનું છે, કારણ કે વ્યાજના દરો નીચા લઈ જવા સામે મુખ્ય અવરોધ એ છે કે એ નીચા દરો ફરી ઊંચાં જશે તેવી ભીતિ છે, અને ખાસ કરીને લાંબા ગાળાના વ્યાજના દર માટે એ સાચું છે. છેલ્લાં બે દસકાઓમાં ગ્રેટ બ્રિટન, અમેરિકા અને અન્ય દેશોમાં વ્યાજના દરોને નીચા રખાયા તે કેઈન્સની ભલામણ અનુસાર રખાયા હતા. અને, આમ છતાં, ખાનગી મૂડીરોકાણ પર વ્યાજના દરો ઘણી મોટી અસર પાડે છે તે કેઈન્સનો મત બહુ સ્વીકાર્ય બન્યો નથી.

## ફુગાવા સમયની નીતિ

કેઈન્સે ફક્ત મંદી દૂર કરવાના જ માર્ગ નથી બતાવ્યા પણ તેણે તો ફુગાવા સમયે કેવી નીતિ અપનાવવી જોઈએ તે અંગે પણ અગત્યનો ફાળો આપેલ છે. યુદ્ધ સમયમાં પ્રવર્તતા ફુગાવા સમયે કિંમત-મર્યાદા બાંધવી કે વહીવટી માપબંધી દાખલ કરવી તેવા પ્રત્યક્ષ પગલાંને બદલે પરોક્ષ નાણાંકીય અને રાજકોષીય નિયંત્રણોની તે તરફેણ કરે છે. ગ્રેટ બ્રિટન માટે યુદ્ધ સમયમાં કેટલાંક અગત્યનાં સુચનોમાં તેણે અનિચ્છાકૃત બચત કે પગાર-માં ભવિષ્યમાં વધારાની યોજના સુચવી હતી. અને કેટલેક અંશે બ્રિટનમાં એ યોજના સ્વીકારાઈ હતી. કેઈન્સના મતે મોટા યુદ્ધ ખર્ચને ફુગાવો કર્યા સિવાય પહોંચી વળવા માટે કરવેરા અને સ્વૈચ્છિક બચતના પગલાં અપૂરતાં છે. આથી કામદાર વર્ગના પગાર પર નિયંત્રણ મૂકી ચાલુ ગ્રાહકોની માંગ પર વધુ કાપ મૂકવો જોઈએ અને આ રીતે યુદ્ધના સમયમાં ફુગાવા-વિરોધી પરિબળ તરીકે જે આવક રોકી રખાઈ હોય તે યુદ્ધ બાદ મંદી-વિરોધી પરિબળ તરીકે છૂટી કરવામાં આવે. ફુગાવાયુક્ત પરિબળો જ્યારે પ્રવર્તતાં હોય ત્યારે તેવા વાતાવરણમાં ફુગાવો અટકાવવાનાં પગલાં તરીકે સ્વૈચ્છિક બચત બહુ અસરકારક નહીં નીવડે, સિવાય કે બચત કરનાર વર્ગને ખાતરી થાય કે બચત સાર્વત્રિક થશે. બધાં જ બચત કરશે તેની કોઈ ખાતરી આપી શકાય નહીં, સિવાય કે બચતને ફરજિયાત બનાવવામાં આવે. કેઈન્સ આ યોજના સૂચવે છે. કેઈન્સે બતાવ્યું છે કે યુદ્ધ કાળના ફુગાવા દરમ્યાન સામુહિક કલ્યાણ કરતાં વ્યક્તિગત સ્વાર્થી હિતો વધુ પ્રબળ રીતે ભાગ ભજવવાના અને તેથી તેના પર સામાજિક નિયંત્રણ રાખવાં જરૂરી છે તે બતાવે છે કે માપબંધી અને કિંમત નિયંત્રણ કરતાં અનિચ્છાકૃત બચતનાં પગલાંમાં ગ્રાહકની વ્યક્તિગત પસંદગીને વધુ અવકાશ મળે છે. કિંમત-નિયંત્રણ અને માપબંધીનાં પગલાં લેતી વખતે એવી ધારણા કરાય છે કે ઉપભોક્તાને લગભગ સમાન રુચિ હોય છે. આ ધારણા કદાચ ખાંડ જેવી વસ્તુ માટે સાચી હોઈ શકે પણ બધી વસ્તુઓ માટે સાચી નથી. જો કે કેઈન્સ માપબંધી કે કિંમત-નિયંત્રણની સાવ ઉવેખના નથી કરતો પણ તે પગલાંને ફુગાવો ડામવાના રાજકોષીય નીતિના પગલાંના પૂરક તરીકે જુએ છે. કેઈન્સના સિદ્ધાંતોના સામાન્યપણાની ખૂબી એ છે કે એના સામાન્ય માળખાના સિદ્ધાંતો દ્વારા ફુગાવો તથા બેરોજગારી એ બન્નેનું પૃથક્કરણ કરી શકાય છે.

## વેતન-નીતિ

કેઈન્સ બેરોજગારી દૂર કરવા માટે વેતનકાપની નીતિનો અસ્વીકાર કરે છે. તેના મતે રોજગારીનો આધાર વપરાશ તેમજ મૂડીરોકાણ એ બન્ને પ્રકારની માંગ પર હોવાથી વેતનનીતિ ત્યારે જ રોજગારી પર અસર કરી શકે, કે જ્યારે એક કે બેની અસરકારક માંગને અસર કરી શકે કેઈન્સ વેતનકાપથી પરોક્ષ-રીતે રોજગારી વધવાના વલણ અંગેની શકયતાને સાવ નકારતા નથી પણ તેનો દૃષ્ટિકોણ વધુ વ્યવહારુ હતો. તેના મતે વેતનકાપની નીતિ કરતાં વધુ સારી રીતે નાણાંકીય તથા રાજકોષીય નીતિ દ્વારા રોજગારી વધારી શકાય. એ જ રીતે કેઈન્સ મજૂર મંડળના નેતાઓની મંદીમાં બહાર નીકળવા માટે વેતન વધારવાની દલીલનો પણ અસ્વીકાર કરે છે. તેના મતે વધુ ઊંચાં વેતન વધુ ઊંચી કિંમતોને કારણે નકામાં થઈ જશે અને, અંતે, વાસ્તવિક વેતનો અને વાસ્તવિક અસરકારક માંગ વેતન-વધારા પહેલાની સ્થિતિ જેટલે જ રહેશે, અને આજે ધંધાદારો જે અભિપ્રાય છે તે બતાવે છે કે કેઇન્સનાં વેતન-નીતિ અંગેનાં દૃષ્ટિબિંદુઓ આજે અર્થશાસ્ત્રીઓ વધુ સ્વીકારે છે. આજે 'સામાન્ય સિદ્ધાંત' પહેલાંની શિષ્ટ અર્થશાસ્ત્રીઓના બેરોજગારી દૂર કરવા માટે વેતનકાપનો ઉપાય કોઈ અર્થશાસ્ત્રીઓ

કે જાહેર નીતિ ઘડનારાઓ સ્વીકારતા નથી. આજની આધુનિક વેતનનીતિની ચર્ચામાં, ટૂંકાગાળાની નાણાંકીય વેતન અને કિંમતોની સ્થિરતા નાણાંકીય તથા રાજકોષીય નીતિનાં પગલાં દ્વારા સ્થાપવા પર ભાર મૂકવામાં આવે છે.

ઉપરોક્ત વેતન-નીતિની ચર્ચામાં ટૂંકાગાળાને અનુલક્ષીને ચર્ચા કરાઈ છે કે જે ગાળામાં શ્રમની ઉત્પાદકતામાં કશો ફેરફાર થતો નથી તેમ ધારણા કરાય છે. લાંબા ગાળે ઉત્પાદકતામાં વધારો થવાથી વેતનો વધવાની પણ છૂટ મળે છે અને વાસ્તવિક વેતનનો વધારો કાં તો સ્થિર કિંમત સાથેના વેતનોમાં અથવા નીચી કિંમતે સ્થિર નાણાંકીય વેતનોના સ્વરૂપમાં મળે. આ બે વિકલ્પોમાં કેઈન્સ પ્રથમ વિકલ્પને વધુ પસંદગી આપે છે.

## સમાજવાદ અને મૂડીવાદ અંગે કેઈન્સના મંતવ્યો

કેટલીક વાર એ પ્રશ્ન ઉપસ્થિત કરાય છે કે કેઈન્સ સમાજવાદી હતા કે નહિ? ખરેખર એ શબ્દ જે રીતે સ્વીકારાય છે તે અર્થમાં કેઈન્સ સમાજવાદી ન હતા. તેમના સુધારાના પ્રયત્નોનો હેતુ મૂડીવાદ અને આર્થિક સ્વાતંત્ર્યને રક્ષવાનો હતો. રાજકારણમાં તેઓ લિબરલ પક્ષના મુખ્ય પ્રવકતા હતા અને મજૂર પક્ષ તથા રૂઢીચુસ્ત પક્ષના સિદ્ધાંતોના વિરોધી હતા—સરકારની ઉત્પાદનના સાધનો પરની માલિકીને તેઓ બિન-જરૂરી અને અનિચ્છનીય ગણતા હતા. માર્કસ અને માર્કિસઝમના તેઓ કટ્ટા વિરોધી હતા. માર્કસના કૅપિટલ વિષે તેઓ લખે છે કે, "તે નકામું પાઠ્ય પુસ્તક છે—જે વૈજ્ઞાનિક રીતે ખોટું તો છે જ પણ આધુનિક દુનિયાના પ્રશ્નોને લાગુ કરી શકાય તેવું નથી."

સને ૧૯૨૫માં કેઈન્સે સોવિયેટ યુનિયનની મુલાકાત લીધી ત્યારે સામ્યવાદની આર્થિક અકાર્યક્ષમતા તથા સામ્યવાદની એક ધાર્મિક શ્રદ્ધા તરીકેની શક્તિ જોઈ પ્રભાવિત થયા હતા.

ધન તથા આવકની સમાનતા એ સમાજવાદનાં મૂળભૂત અંગો છે. કેઈન્સ ધન તથા આવકની અસમાનતાનાં સામાજિક તથા માનસશાસ્ત્રીય કારણો દર્શાવે છે પણ મૂડીવાદી સમાજમાં જે મોટા પ્રમાણમાં અસમાનતા છે તેને માન્ય કરતા નથી. તેના રોજગારીના સિદ્ધાંતમાં તે એવા તારણ ઉપર આવે છે કે વધુ સમાનતાથી ઊંચી રોજગારી જાળવી શકાશે અને મૂડીનો વિકાસ વધુ ઝડપથી થશે. ઊંચી આવકવાળા કરતાં નીચી આવકવાળા પોતાની આવકનો મોટો ભાગ વપરાશ પાછળ વધુ ખર્ચશે. તેથી ઊંચી આવકવાળા જૂથોના હાથમાંથી નીચી આવકવાળા જૂથોના હાથમાં આવક જાય તેવી રીતની પુનઃ વહેંચણી સમાજની વપરાશક્ષમતાને વધારશે—જે રોજગારી અને રાષ્ટ્રીય આવકને વધારશે. આમ, વધેલી રાષ્ટ્રીય આવકમાંથી સમાજ વધુ બચત કરશે અને પહેલા કરતાં વધુ મૂડીરોકાણ કરશે. મોટા પ્રમાણનું મૂડીરોકાણ એ મૂડીના મોટા પ્રમાણમાં સંચયનું પ્રતીક છે. આ દલીલ શિષ્ટ અર્થશાસ્ત્રીઓની દલીલ કરતાં વિરુદ્ધની છે. શિષ્ટ અર્થશાસ્ત્રીઓ તો માનતા હતા કે પ્રગતિ માટે આવક તથા ધનની અસમાનતા એ જરૂરી શરત છે, કેમ કે, ધનિક લોકો તો જ તેથી વધારાની આવકમાંથી વધુ બચત અને પરિણામે વધુ મૂડીરોકાણ કરી શકે. આ શિષ્ટ અર્થશાસ્ત્રીઓની દલીલ તો અર્થતંત્રમાં પૂર્ણ રોજગારી પ્રવર્તતી હોય તો જ સાચી ઠરી શકે તેમ છે. પણ કેઈન્સ બતાવે છે તેમ વાસ્તવમાં તો મૂડીવાદમાં પૂર્ણરોજગારી કરતાં થોડી ઓછી રોજગારીની સ્થતિ પ્રવર્તતી હોય છે.

કેઈન્સના મતે જેમ જેમ મૂડીવાદી સમાજ વધુ ને વધુ ધનિક બનતો જાય છે તેમ તેમ અસમાનતાની માત્રાનું ગમે તે પ્રમાણ હોવા છતાં—રોજગારીનું સંતોષકારક સ્તર જાળવવું વધુ મુશ્કેલ બનતું જાય છે. તે કહે છે કે જેમ સમાજ વધુ ધનિક હશે તેમ તેના વાસ્તવિક ઉત્પાદન અને શકય ઉત્પાદન વચ્ચે વધુ ને વધુ અંતર હશે. પરિણામે, આર્થિક વ્યવસ્થાની ખામીઓ વધુ સ્પષ્ટ જણાશે. ગરીબ સમાજને તેનાં બધાં સાધનોને કામે લગાડવામાં ઓછી મુશકેલી પડશે, કારણ કે તેની કુલ આવકોનાં મોટા પ્રમાણને વપરાશ પાછળ ખર્ચવામાં આવશે અને મૂડીરોકાણ દ્વારા બહુ નાના ગાળાને પૂરવાનો રહેશે. જ્યારે બીજી તરફ ધનિક સમાજને પૂર્ણ રોજગારી ટકાવી રાખવાની ખૂબ મુશ્કેલી પડશે; કારણ કે, આવક તથા વપરાશ વચ્ચેનો ગાળો મોટો હશે. જો ત્યાં બધાં માટે પૂરતાં પ્રમાણમાં રોજગારીની તકો હોય તો

[અનુસંધાન: પૃ. ૧૭૨]

# સાહિત્ય·સંગીત·કલા



**ક્યારેક / પ્રવીણ દરજી**

આ શસ્ય?
ક્યારેક—
બારી મહીં કોક મુગ્ધા,
ઊભી હશે,
અંતર ઘોળતી જે.

ખર્યો હશે
ને,
ખસ્યો હશે
પાલવ રમ્ય હા!

ઊડ્યું હશે કોક કપોત ત્યાં ને—
ઢળી હશે પાંપણ પૂર્ણ પ્રેમે
મદમસ્ત નેણે—
ધર્યો હશે અર્ઘ્ય હરિત્ ધરાને
આ શસ્ય કેરો!



**અજંપો / મનહર તળપદા**

ખૂણાઓ સૂતેલા, અગણિત રણો રિક્ત પ્રસવે,
છતેથી વેરાતો તમ બની જતો પથ્થર અને
દૂરેથી બારીમાં નિરવ નભ આખું ધસી જઈ
ભરે ઝીણી આહો અવ નજરમાં પાલવ બની!



**એક અંધ બનેલાની મનઃસ્થિતિ / ધીરુ પરીખ**

પડી રાત—
ના;
ફૂટી કીકી
સૂરજની અમળાય!

શ્વાનકંઠથી ક્રંદન્તો દિન શિયાળલાળીમાં પડઘાય,
પર્વતટોચે ઠેબાતો દિન ગબડે સમદરમાંય;
તટદુર્વાના અંખેરીને કેશ,
તાડતરુનો ટેકો લઈ દિન લથડે ક્ષિતિજ દેશ.
હાથ દઈને લમણે
અડવડ અડવડ અભ્યાગત શો દિન
પળ્યો પ્રતીચીદ્વાર,
ઢળ્યો કાગના વાન સરીખો
ઘોર ઘોર અંધાર!
આરુઢ્યો દિન વિગત સ્મૃતિને
તેજીલે તોખાર...

ફરકતાં પલ્લવોની લચકાય ધારો,
સરકતાં જળમહીં હીંચકાય આરો,
મરકતાં તેજસરે
ખગ બન્યાં જહાજોની ઊંચકાય હારો,
ગરકતાં હિયામહીં કેફ ધાય સારો—
ગયો ગળી,
નિજને તો નિશા ઢળી!....

પડ્યો રાતને મૃત્યુ-સાથરે
ચડ્યો વિચારે દિન આ વારે:
અવ તો ઝંખું તેજપુંજ શા શ્વેત મહિષ પે
યમરાજાને—
શકે રતન આ પુનરપિ જાગી
જાતાંજાતાં....



# હંકારી તું જા

ઇશ્વરચન્દ્ર ભટ્ટ

મારી બંસીમાં બોલ બે વગાડી તું જા,
મારી વીણાની વાણી જગાડી તું જા……મારી૦
ઝંઝાના ઝાંઝરને પહેરી પધાર પિયા,
કાનનાં કમાડ મારાં ઢંઢોળી જા;
પોઢેલી પાંપણના પડદા ઉપાડી જરા,
સોનેરી સોણલું બતાડી તું જા……મારી૦
સૂતી સરિતાને તીર પહેરી પીતાંબરી,
દિલનો દડૂલો રમાડી તું જા;
ભૂખી શબરીનાં બોર બે-એક આરોગી,
જનભૂખીને જમાડી તું જા……મારી૦
ઘાટે બંધાણી મારી હોડી વછોડી જા,
સાગરની સેરે ઊતારી તું જા;
મનના માલિક તારી મોજના હલેસે,
ફાવે ત્યાં એને હંકારી તું જા……મારી૦

સુંદરમ્ ('વસુધા' ૯)

આપણાં ગીતોનું છોગું જો બરાબર લહેરાતું રાખ્યું હોય તો સુંદરમે. એમનામાં કાવ્ય-પ્રતિભા ઉપરાંત ગીતકારને આવશ્યક એવી સૂઝ પણ છે. રેડિયો પરથી વહેતાં એમનાં ગીત શ્રવણમધુર હોય છે; જો કે આ 'હંકારી જા' ગીતની રેડિયો પરથી વહેતી સ્વરરચના બિલકુલ સામાન્ય છે. કવિના ગીતને વધુ સરસ અને સફળ રીતે વ્યાપક બનાવવામાં સ્વર નિયોજકનો ફાળો ખૂબ અગત્યનો છે. કાવ્યના ભાવને અનુકૂળ એવા તાલ-લય સાથે સૂરની પાંખ આપવાની હોય છે. કવિતા જેમ છંદ લઈને જ જન્મે છે તેમ ગીત પણ પોતાનાં તાલ-લય સાથે જ જન્મે છે, ફક્ત એને સૂરના સંસ્કાર બાકી રહે છે. જો કે કવિના મનમાં તો ગુંજન સાથે જ ગીત જન્મતું હોય છે, પણ સ્વરકાર એ અશ્રાવ્ય ગુંજનને શી રીતે પકડી શકે? એણે પોતે ગીતનો આસ્વાદ લઈ ફરીથી વ્યક્ત કરવાનું છે; કવિ બનવાનું છે પોતાની રીતે.

આ ગીતમાં કવિએ શબ્દોનો ભાવ પ્રમાણે મેળ જમાવ્યો છે. મનુષ્યમાત્રની બધી ઇન્દ્રિયનું પ્રયોજન, પોતાના અંતિમ ગંતવ્ય સ્થાન પરમાત્મા તરફ આત્માને વાળવાનું છે, તેમાં ભળી જવાનું છે. ઉપનિષદ્ કહે છે, 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः।' સાચે જ આત્માની અમોઘ શક્તિને ઇન્દ્રિય દ્વારા વહી જતી રોકવાની છે, એમાં પ્રમાદ ન પાલવે પરંતુ એ ત્યારે જ બને જ્યારે ઇન્દ્રિય પોતાના કર્તવ્ય માટે પૂરી જાગૃત હોય, એનું આચરણ વિવેક-સંપન્ન હોય. સ્વમાં જ રત એવા સ્વાર્થી મનુષ્યની ઇન્દ્રિય પોતાના ધર્મ ભૂલી ગઈ છે. આંખ જોવાનું જોતી નથી. કાન સાંભળવાનું સાંભળતાં નથી, મન કહ્યું કરતું નથી. આ પ્રમાદની દશા મૃત્યુથી વિશેષ નથી. 'प्रमादो वैमृत्यु' ઉપનિષદ્ કહે છે. આ પરિસ્થિતિમાં ચેતનશીલ કવિ પોતાની વ્યથા કેવી કુશળતાપૂર્વક વ્યક્ત કરે છે!

'વીણા' અને 'બંસી' ઉત્તમ વાદ્ય છે. શાંતમધુર સૂરવાળા પણ એનો અંગુલિ સ્પર્શ કે અધર સ્પર્શથી વંચિત જ રહે તો પછી વીણાના ઝંકાર અને બંસીની સૂરાવલિ પ્રગટે ખરાં? નહીં તો પછી એનું જીવન-સાફલ્ય શું? આ બે રૂપક દ્વારા કવિએ શરીરની નિષ્ક્રિયતા અને ઉદાસીનતા લક્ષ્યમાં લીધાં છે. આવા સુપ્ત, પ્રમાદ, શિથિલ શરીરને જાગૃત શી રીતે કરી શકાય? ઇન્દ્રિયમાં ચેતન કેમ છલકાવાય, એને ક્રિયાશીલ કેવી રીતે કરાય? એ માટે કઠોર સ્પર્શ કે આઘાત નહીં ચાલે. કુંભકર્ણની નિદ્રા ત્રાસ અને કઠોર પ્રયત્નથી તૂટતી નથી ત્યારે એની પત્ની કહે છે, 'કષ્ટ દીધે મારો કંથ ન જાગે એને વ્હાલા શ્રી ભગવાન, જગાડું હેલા માત્રમાં તમે કરાવો મંગલગાન.' (રણયજ્ઞ) એ રીતે અહીં પણ પરમ શક્તિશાળી છતાં પ્રેમપ્રચુર વ્યક્તિનો મુલાયમ સ્પર્શ આવશ્યક છે. એ ઉદ્દેશ કવિએ 'ઝંઝાનાં ઝાંઝર ને પહેરી પધાર પિયા'થી સિદ્ધ કર્યો છે. ઝંઝાવાતને પણ જે ઝાંઝર રૂપે પગમાં લપેટી લે એની તે કેવી અમાપ શક્તિ હોય! અને એ પિયાનો અંગુલિ સ્પર્શ કે અધર સ્પર્શ આ મૌન, મૂક, પ્રમાદ, શિથિલ શરીરમાં ચેતન ધમધમાવી દે એમાં શંકા જ નહીં. એ જ કાનનાં કમાડને પ્રેમપૂર્વક ઢંઢોળી તથા આંખના પડદા સિફતથી ખસેડી ઇચ્છિત દિશામાં એને પ્રવૃત્ત કરે.

'સૂની સરિતા' દ્વારા રમ્ય એકાંત, 'પહેરી પીતાંબરી' દ્વારા બાલકૃષ્ણ અને 'દિલના દડૂલા' દ્વારા ગોપીભાવ અને 'રમાડી જા' ક્રીડાસ્પર્શ વડે ચેતન સ્પંદ જગાડવાનું, 'જન્મભૂખી' દ્વારા જનમ જનમનો મિલન તલસાટ લઈ આકુળ–વ્યાકુળ શબરીને જમાડવાનું, તૃપ્તિ આપવાનું સૂચન છે. જેનું જીવન જ કોઈક ઘાટે મજબૂત બંધાઈ ગયું છે, (સંસારમાં ઓછાં આસક્તિ સ્થાનો છે કે આત્માને બાંધી રાખનારાં?) ઘાટ નદીને હોય 'સાગરને નથી સામા તીર' (ન્હાનાલાલ). તેવા તટહીન સાગરે હોડી ને વછોડી જવાનું, ઝટકા સાથે ખેંચી નિર્મુક્ત સાગર સેરે ઉતારી જવાનું, કામ તો પરમ સમર્થ અને પરમ પ્રિયનું જ હોય. પ્રીતિમાં જ મોટું, અમોઘ સામર્થ્ય રહેલું છે. એ પ્રીતિ મનના માલિક રૂપે હૈયારૂપી હોડીને મોજને હલેસે, પોતાની રીતે, પોતાની ઇચ્છિત દિશામાં હંકારી જવાનું કાર્ય સ્હેજ કરે.

ગીતમાં સુંદરમ્ ઊતરે એવા નથી, પરંતુ બંસીમાં બોલ ઊઠે ખરા? છેવટે તો એ સૂરની વાહક છે તેમાં બોલનું આરોપણ કેટલે અંશે ઉચિત કહેવાય? સૂર અને શબ્દમાં આસમાન–જમીનનો તફાવત છે. શબ્દ બનતાં જ એ કોઈક નિશ્ચિત અને સીમિત અર્થનો વાહક બને છે. સૂર તો નિર્બંધ અનેક ભાવની વ્યંજના લઈને ફરનારો, ખૂબી છે એને લહેકાવવામાં. ઉપરાંત 'પિયા' પાછળથી 'મનના માલિક' રૂપે આવે, પણ લિંગ ભેદનું શું? પોતે તો 'ભૂખી શબરી' રૂપે નિરૂપાયા જ છે. 'વીણાની વાણી' પણ એ જ પરિસ્થિતિ ઊભી કરે છે, વખતે 'બંસીના બોલ' અને 'વીણાની વાણી' વર્ણાનુપ્રાસના ભોગ તો ન બન્યાં હોય? કારણ કે, સારાએ ગીતમાં એ વર્ણાનુપ્રાસ વેરાયેલા છે. પરંતુ ગીતમાં તો કોઈક ઊર્મિનો આછો તંતુ હોય એમાંથી વિચારનું ઘટ્ટ પોત ન જ વણાય. એ ઊર્મિને જ વાગોળ્યા કરવામાં ધન્યતા છે કવિની અને ભાવકની. આજે રેડિયો પ્રસરણે આવાં બેનમૂન માધુર્યસભર ગીતો માટે મોટું ક્ષેત્ર ખોલી નાખ્યું છે ત્યારે જરૂર છે શબ્દોમાં ગૂંગળાતા ગીતોને, કૂણા ભાવ અને સંયમિત વેદનાને, સૂરની પાંખે ચઢાવી સ્વૈરવિહાર કરાવનાર સ્વર-નિયોજકોની.

*

અનુસંધાન] **લૉર્ડ કેઈન્સની આર્થિક વિચારધારા** [પૃ. ૧૬૯થી ચાલુ

તેનું મુડીરોકાણ ખર્ચ વધુ વધારે હોવું જ જોઇએ. સમાજ ધનિક હોવાના કારણે નવાં મૂડીરોકાણ માટે ઓછું આકર્ષણ રહે કારણ કે નવા મૂડીરોકાણને મોટા પ્રમાણમાં જૂનાં મૂડીરોકાણોની સાથે હરીફાઈ કરવાની હોય છે. આ શકય સમૃદ્ધિની વચ્ચે ગરીબીનું અસ્તિત્વનું, તેનું તારણ, એ સમાજવાદી દૃષ્ટિકોણ કે જે એમ કહે છે કે મૂડીવાદમાં ઐતિહાસિક વિકાસના ક્રમમાં જોઇએ તો તેની ઉત્પાદન શક્તિ તથા વપરાશ શક્તિમાં ભેદ વધતો જાય છે, તેની સાથે ખૂબ જ મળતું આવે છે. માર્કસના મતે મોટા પાયા પરના ટેકનૉલૉજીના વિકાસના કારણે વધતી ઉત્પાદકતાને લઈ આખરે મંદી અને યુદ્ધો જન્મશે – અને અંતે મૂડીવાદ તૂટી પડશે. આ દૃષ્ટિકોણને ટેકો આપતાં ઘણાં દૃષ્ટાંતો ઇતિહાસમાં મળી આવે છે–અને આ વિષે કોઈ ગમે તે વિચારે–પણ સામ્યવાદી રાષ્ટ્રો મૂડીવાદ સામે સત્તાના સંઘર્ષમાં વિજય ધારી લે છે તે પાછળ આ પણ મૂળભૂત ધારણા રહેલી છે. સમાજવાદી વિચારસરણીમાં ખાસ કરીને માર્કસ માને છે તે રીતે ઇતિહાસને આધારે ઘડતાં પરિબળો એ રાજકીય કે લશ્કરી નહીં પણ આર્થિક છે.

આમ છતાં કેઈન્સ તથા માર્કસ વચ્ચે ઘણા અગત્યના મતભેદો છે. કેઈન્સે મુકત અર્થનીતિવાળા મૂડીવાદમાં અસરકારક માંગની ખામીઓ સાથે સંકળાયેલ વિરોધાભાસને દર્શાવેલ છે–મૂડીવાદનો વિરોધ કરતો નથી. લાંબાગાળે મૂડીવાદની મુંઝવણ મૂડીવાદના ખરાબમાં ખરાબ દોષો દૂર કરીને દૂર થઈ શકશે; એ માટે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી દૂર કરવાની જરૂર નથી. મૂડીવાદના ખાસ દૂષણો તેની નાણાંકીય સંસ્થાઓ સાથે, સટ્ટા સાથે અને ભાડાં ખાવાની સાથે સંકળાયેલ છે–કેઈન્સ ખરેખર તો નાણાંકીય મૂડીવાદનો ટીકાકાર છે, જ્યારે ઔદ્યોગિક મૂડીવાદનો બચાવકાર છે. તેણે સૂચવેલા હકારાત્મક પગલાંઓનો અર્થ એ કે મુક્ત અર્થનીતિવાળા મૂડીવાદનો અંત, પણ, ખાનગી સાહસ અને આર્થિક સ્વાતંત્ર્યની જાળવણી. કેઈન્સના મતે મૂડીવાદના મોટામાં મોટા દુશ્મનો તો એ છે કે જે તેનાં દૂષણો જોવાનો ઈન્કાર કરી તેના બચાવ માટે જરૂરી પગલાંઓ લેવા માંગતા નથી.

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# સ્વાધ્યાય

## વિચાર અને વિવેચનનું સામયિક

૯૦

"આપણે શાળાઓમાં શીખીએ છીએ: 'ભણતર મિથ્યા વગર વિચાર.' આ શબ્દશ: સાચું છે. આપણને વાંચવાનો શોખ થાય તે સારું કહેવાય. આળસને લીધે જેઓ ભણતા નથી, વાંચતા નથી તે જરૂર મૂઢ ગણાય. પણ જે નકરું વાંચ્યા જ કરે અને વિચાર ન કરે તે પણ લગભગ મૂઢ જેવા રહે છે. વળી, સાટામાં કેટલાક આંખ ખૂએ છે એ જુદું. નકરું વાચન એ એક પ્રકારનો રોગ જ ગણાય.

આપણામાં ઘણા નકરું વાચન કરનારા હોય છે. તે વાંચે છે પણ વિચારતા નથી. તેથી વાંચેલાનો અમલ તો શાને જ કરે? તેથી થોડું વાંચવું, તે વિચારવું અને તેનો અમલ કરવો. અમલ કરતાં જે યોગ્ય ન લાગે તે રદ કરવું ને પછી આગળ વધવું. આમ કરનાર ઓછા વાચનથી પોતાનો નિર્વાહ કરી શકે, ઘણો વખત બચાવે, અને મૌલિક કામો કરવા જવાબદારી વહોરવા લાયક થાય.

જે વિચાર કરતાં શીખે છે તેને એક બીજો લાભ થાય છે એ નોંધવા યોગ્ય છે. વાચન હમેશાં મળી નથી શકતું. વાચનની જેને આદત પડે છે તે વાચન ન મળતાં ઘેલા થઈ જતા અનુભવવામાં આવ્યા છે. પણ જો વિચારવાની ટેવ પડે તો તેની પાસે વિચારપોથી તો હાજર છે જ, એટલે ઘેલા થવાપણું તેને ન જ રહે.

વિચાર કરતાં શીખવું એવો શબ્દપ્રયોગ મેં જાણી જોઈને કર્યો છે. સાચાખોટા, નકામા વિચારો તો ઘણા ય કર્યા કરે છે. એ તો ગાંડપણ છે. કેટલાક વિચારના વમળમાં રહી નિરાશ થાય છે ને આપઘાત પણ કરે છે. આવા વિચારની અહીં વાત નથી. મારી સૂચના અત્યારે તો વાંચેલું વિચારવા પૂરતી છે. ધારો કે આજે એક ભજન સાંભળ્યું કે વાંચ્યું. તેનો વિચાર કરવો. તેમાં શું રહસ્ય છે, તેમાંથી મારે શું લેવું, શું ન લેવું તે તપાસવું; તેમાં દોષ હોય તો તે જોવો; અર્થ ન સમજાયો હોય તો તે સમજવો: આ વિચાર–પદ્ધતિ કહેવાય. આ મેં સાદામાં સાદું દૃષ્ટાંત લીધું છે. આમાંથી સહુ પોતાના ગજાપૂરતું બીજું ઘટાવી લે ને આગળ ચાલે. આમ કરનાર છેવટે આત્માનંદ ભોગવશે ને તેનું બધું વાચન ફળશે."

**ગાંધીજી**



['આશ્રમજીવન,' (યરોડા મંદિરમાંથી મોકલેલાં પત્રમવચનો). નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. પુનર્મુદ્રણ, ૧૯૪૯. પૃ. ૧૦૨-૧૦૪]

સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

જાન્યુઆરી ૧૯૬૯] **અભ્યાસ** [સળંગ અંક ૯૦

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧






# क्रांतिकारक युवको प्रजासत्ताकना मशालची बने !

આપણી આઝાદીનાં એકવીસ વર્ષ ગયા ઑગસ્ટમાં (તા. ૧૫-૮-૧૯૬૮) પૂરાં થયાં. આ મહિને (તા. ૨૬ જાન્યુઆરી ૧૯૬૯) ભારતીય 'સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાક'નાં ઓગણીસ વર્ષ પૂરાં થયાં. સ્વાતંત્ર્યોત્તર ભારત હવે પુખ્ત રાષ્ટ્ર બન્યું છે; પ્રજાસત્તાક ભારત હવે પ્રારંભનાં અઘરાં ને અટપટાં વર્ષો ઓળંગી ગયું છે. સ્વતંત્ર પ્રજા તરીકે આપણે સ્વસ્થ, સમતોલ અને સમૃદ્ધ વ્યક્તિત્વ વિકસાવવાની શરૂઆત કરીએ એ આ તબક્કે અત્યંત આવશ્યક છે.

કોણ આ આરંભ કરશે? ક્યારે કરશે? કેવી રીતે કરશે? ખરેખર તો આ પ્રશ્નોના જવાબો સીધા અને સ્પષ્ટ છે. ક્રાંતિકારક યુવકો જ આ માટેની પહેલ કરે; આજથી જ એની શરૂઆત તેઓ કરે; નિષ્ઠાથી ને નિશ્ચયપૂર્વક તેઓ આ કાર્યક્રમમાં મશગૂલ બની જાય!

ક્રાંતિકારક યુવકો એટલે કોણ? મનથી ને વિચારથી જેઓ જુવાન અને જોસ્સાભર્યા છે, સમગ્ર રાષ્ટ્રની પ્રગતિ કરવા માટે જેઓ નિઃસ્વાર્થ ભાવે કામે લાગી ગયા છે, પરંપરાગત ને ચીલાચાલુ રૂઢીઓ ને વિચારણાઓને જેઓએ બુદ્ધિપૂર્વક બાજુ પર હડસેલી છે અને આવતી કાલના ભારતની ને વિશ્વની રચનામાં જેઓ લગાતાર રત છે એ બધાં ભાઈબહેનો ક્રાંતિકારક યુવકો જ છે. પદની લાલસા એમને નથી, પણ ગમે તે પદ—પછી તે નાનું હોય કે મોટું—પર આરૂઢ થવાને તેઓ તયાર છે, લાયક છે! સ્વાર્થ અને સલામતી એમને સ્પર્શતાં નથી; સમાજહિત અને માનવતા તેઓ કદી ભૂલતાં નથી. આવા યુવકોના જહાલ ખમીરની આજે સવિશેષ જરૂર છે.

પ્રજાસત્તાક ભારતનું બંધારણ લોકશાહીયુક્ત છે. ભારતના પ્રજાજનોએ તે તૈયાર કર્યું છે, પસાર કર્યું છે, આત્માર્પિત કર્યું છે. એ બંધારણ સરકાર અને પ્રજા બન્નેને બાંધે છે. નાગરિકોના મૂળભૂત હક્કોને એ સ્વીકારે છે ને સન્માને છે. એના આમુખમાં લોકશાહીનો બુલંદ જયજયકાર છે. પ્રત્યેક ભારતવાસી સ્વતંત્રતા, સમાનતા, ન્યાય અને બંધુભાવ કેળવે તથા ઉપભોગે અને દરેક વ્યક્તિનું ગૌરવ સચવાય ને રાષ્ટ્રની એકતા બની રહે એવું આહ્વાન આમુખમાં અંકિત થયું છે. એને મૂર્તિમંત કરવા સારુ ભારતનાં યુવાન ભાઈબહેનોએ મેદાનમાં આવવું રહ્યું. આજે એવી તક પ્રાપ્ત થઈ છે. સ્વતંત્ર ભારતમાં જન્મેલી ને આઝાદીની આબોહવામાં ઊછરી રહેલી એક આખી નવી પેઢી આજે પુખ્ત વયની બની છે. મતદાનનો હક્ક એને આપોઆપ પ્રાપ્ત થયો છે, મનન-સ્વાતંત્ર્યનો અધિકાર એણે અથાગ મહેનતથી મેળવવાનો છે; એ મુજબનો આચાર અનેરી ખંતથી એણે કરી બતાવવાનો છે.

સહુપ્રથમ, ક્રાંતિકારક યુવકો વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં અખૂટ શ્રદ્ધા ધરાવશે. દરેક વ્યક્તિ અનોખી છે એવી દૃઢ માન્યતા તેઓ રાખશે. સમષ્ટિને ભોગે કોઈ વ્યક્તિનું હિત એ નહીં ઇચ્છે, પણ વ્યક્તિને ભૂંસી નાખવાથી જ સમષ્ટિનું હિત સિદ્ધ થઈ શકે છે એવી મનોદશામાં આ યુવકો નહીં સપડાય. દરેક વ્યકિત વિચાર કરી શકે છે; અને વિચાર કરનારી દરેક વ્યકિત પોતાની વિશેષતા અકબંધ

ટકાવી રાખવાને અધિકારી છે. ભિન્ન ભિન્ન રુચિઓવાળી આવી વ્યક્તિઓની વિવિધતામાંથી જ વ્યક્તિ-સ્વાતંત્ર્યની વેલને વધુ ને વધુ સિંચન ને પોષણ મળે છે. વ્યક્તિગત પસંદગીઓને મોકળાશ હોવી જોઈએ, વ્યક્તિગત દૃષ્ટિકોણોને અનુકૂળતા મળવી જોઈએ. ક્રાંતિકારી યુવાન કોઈ દિવસ વ્યક્તિને–એના અસ્તિત્વને અને વ્યક્તિત્વને–ગૂંગળાવશે નહીં.

બીજી વાત એટલે, સામાજિક ન્યાય માટે ક્રાંતિકારક યુવકો સતત મથામણ કરતા રહેશે. એને માટે જે કોઈ વ્યક્તિને જ્યારે ને જેટલે અંશે પોતાનું હિત ટૂંકાવવું પડશે કે વાળી લેવું પડશે તે કામ એવી વ્યક્તિ હરખથી અને સમજપૂર્વક કરશે. સામાજિક ન્યાયની પ્રેરણા દરેક વ્યક્તિની જીવનરીતિ જોડે વણાઈ જવી જોઈએ. ન્યાયની વાત કરી એટલે એમાં આપોઆપ નીતિ સમાઈ જ ગઈ! ક્રાંતિકારી યુવકો નૈતિક પાયો કદી ભૂલશે નહિ ને ગુમાવશે નહીં.

ત્રીજું, સમાન તક સહુને મળતી રહે એ સારુ ક્રાંતિકારક યુવકો વણથંભ્યો પુરુષાર્થ કરતા રહેશે. અનેક બુદ્ધિશાળી વ્યક્તિઓ કેવળ યોગ્ય અને સમયસરની તકોને અભાવે મંદ પડી જાય છે કે પાછળ રહી જાય છે. ક્રાંતિના માર્ગમાં આ એક મોટો અવરોધ છે. એને દૂર કરવો જ રહ્યો. સહુ નાગરિકો સમાન છે એમ જ્યારે ક્રાંતિકારક યુવકો ઠોકી ઠોકીને કહે છે ત્યારે તેઓ આવી સમાન તકોની જ વાત કરતા હોય છે. અલબત્ત, કુદરતી સમાનતા સંભવિત નથી તેમ ઇચ્છનીય પણ નથી. પરંતુ, રાજ્યના કાયદાઓથી અગર રાજ્યની જોગવાઈઓને કારણે તથા સામાજિક રીત-રિવાજોને લીધે કેટલાક માણસો કે જૂથો અમુક શરતો અને સગવડોથી વંચિત રહે એ ચલાવી ન લેવાય. દરેકને જ્યારે વિશ્વાસ હોય કે અન્યને મળતી બધી મૂળભૂત તકો એને પોતાને પણ એવી જ પ્રાપ્ય છે ત્યારે એ બધા લોકો હિંમતથી અને સારી રીતે આગળ વધી શકશે.

હવે, ચોથી બાબત એ છે કે, લોકશાહીયુક્ત તંત્ર ન હોય તો બાકીનું બધું ફોગટ કે અધૂરું છે. લોકશાહીવાળું તંત્ર જોઈએ જ એવો આગ્રહ દરેક ક્રાંતિકારી યુવક રાખશે, કારણ કે એ જાણે છે કે એવા તંત્રમાં જ લોકોનો આત્મા જીવંત અને અર્થપૂર્ણ રહી શકે છે. લોકોની અવગણના કરવાથી ક્રાંતિ થતી નથી, બલકે વિકૃતિ સર્જાય છે. લોકોની ઇચ્છા જાણવાથી ક્રાંતિનો કાર્યક્રમ વધુ વ્યવસ્થિત અને વ્યવહારુ બનાવી શકાય છે. જાહેર કાર્યોમાં લોકોને મહત્તમ માત્રામાં સામેલ કરવાથી ક્રાંતિને વેગ મળે છે અને કરવા ધારેલાં કાર્યોને સુયોગ્ય વળાંકો મળે છે. એટલે, લોકશાહીયુક્ત તંત્ર પર ક્રાંતિકારક યુવકો સદૈવ ભાર મૂકતા રહે એમાં કશી નવાઈ નથી.

પાંચમો મુદ્દો હવે તપાસીએ. આવા જોમભર્યા જુવાનો કાયદેસર ભલે એક દેશના નાગરિકો ગણાય તો પણ અવિધિસર રીતે તેઓ વિશ્વના નાગરિકો તરીકે વાણી-વર્તણૂક કરશે. વિશ્વ-નાગરિકતાને જેઓ વરેલા હોય તેઓ જ આધુનિક સમયમાં સાચા રાષ્ટ્રવાદીઓ રહી શકે એમ છે. એક દુનિયાની ભાવના વિના આજે એક રાષ્ટ્ર કયાં ય સરખો આકાર ધારણ નહીં કરી શકે. વીસમી સદીનાં બાકી રહેલાં એકત્રીસ વર્ષોમાં આ વાત આપણે સહુએ વધુ ને વધુ પ્રમાણમાં સમજવી પડશે ને સ્વીકારવી જોઈશે.

આમ, આજના ભારતના ક્રાંતિકારક યુવકો પાંચ તત્ત્વો ને તારણો સ્વીકારશે ને સાચવશે—વ્યક્તિગત સ્વાતંત્ર્ય, સામાજિક ન્યાય, સમાન તકો, લોકશાહીયુક્ત તંત્ર અને વિશ્વ-નાગરિકતા. પાંચ આંગળીઓ પર આ પાંચ બાબતોને મૂકીને નવભારતના ક્રાંતિકારક યુવકો બરાબર મુઠી વાળીને મક્કમપણે આગેકૂચ કરતા રહે અને એ રીતે પ્રજાસત્તાક ભારતની પ્રગતિ માટેના મશાલચી બની રહે!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૭૧ [તા. ૧૩ જૂન થી તા. ૧૯ જૂન ૧૯૪૯]



## તા. ૧૩ જૂન ૧૯૪૯, સોમવાર
[મુંબાઈ]

સવારે નિત્યવિધિ અને વૃત્તપત્ર-વાચન. બીજું કામ [હાથમાં] લઉં તે પહેલાં જ શ્રીમતી તારાબાઈ માવળંકર, તેમની પુત્રી સૌ. ઇન્દિરા અને નાગપુરના પ્રોફેસર માવળંકર આવ્યાં. તેથી કામની બધી ગોઠવણ બગડી.[1] એમનો દોષ નહોતો. ગઈ કાલે રાત્રે એમણે ફોન કર્યો કે, 'આવતી કાલે સવારે આઠ વાગ્યે આવીશું.' એમને 'સવારે આવશો નહિ; બપોરે આવશો' એવું કહેવાનું ઘરનાં લોકોને સૂઝ્યું નહિ અગર તો [એવું કહેવાની એમની] હિંમત થઈ નહિ! ઠીક. પરંતુ નાનકડી ગમ્મત હજી આ પછી જ [આવે] છે. ચિ. સૌ. ઇન્દિરા પરમ દિવસે અહીં પૂનાથી આવી. અમને ખબર આપવા વિશે તારાબાઈએ એને કહ્યું હતું. પણ એ સાવ ભૂલી જ ગઈ! નાગપુર યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે તેણે [ઇન્દિરાએ] પસાર કર્યા બદલ પેંડા લઈને જ શ્રીમતી તારાબાઈ આવ્યાં હતાં પણ સંદેશો કહેવાનું માત્ર ઇન્દિરા પરમ દિવસે ભૂલી ગઈ! ભણેલા લોકો પર ભરોસો કેવી રીતે રાખવો કે એમને કહેલું કામ થશે જ![2] ઠીક.

પછી ઘણો બધો વખત છોકરાઓના કાર્યક્રમો, તે અંગે ટેલિફોન વગેરેમાં ગયો. શ્રી લાલચંદ હીરાચંદ[3] આવ્યા; તેમની સાથે કેટલોક વખત પસાર કરવો પડ્યો. કામો એવાં ને એવાં જ પડી રહ્યાં. કેટલાક કાગળો લખાવ્યા. શ્રી ચિટણીસ, શ્રી જેઠાલાલ ગાંધી[4] (ગુજરાત વિદ્યાસભાના) (ડાંગ પ્રશ્ન વિશે) અને માતુશ્રી પૂજ્ય બાઈને કાગળો [મેં]લખ્યા. ડૉ. હિંગોરાણીના નિબંધોનું આગળ વાચન થોડું [કર્યું]. ડાંગ વિશેના અમદાવાદનાં છાપાંઓમાંના કેટલાક લેખો ઉપર ઉપરથી વાંચ્યા.

ભોજન બાદ વિશ્રાંતિ. [પછી] પરચૂરણ વાચન. ચાના સમયે વાતચીતો. પછી શૌચ, વગેરે આટોપીને ડૉ. હિંગોરાણીના નિબંધોનું વાચન પૂરું કર્યું. આમાં સૌથી સરસ નિબંધ કયો એ હવે સવાલ છે. બધા નિબંધો મળીને કુલ ૨૫૦ પાનાંનું 'મૅટર' વાંચ્યું. કુ. ગરટ્રુડ હર્મન અને શ્રી ઉન્નગરેના નિબંધો ઉત્તમ છે પણ એમાં પહેલો ક્રમાંક કોનો એ નક્કી કરવાનું છે. બન્નેને bracket કરવા કે? એક મત એમ કહે છે કે હર્મનબહેનનો નિબંધ જ વધારે સારો નથી? વધારે મહેનત કરીને લખેલો છે. સામાન્ય માણસને ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનની વધારે સારી અને સવિસ્તર કલ્પના મળે એવો છે. બન્ને [હર્મન તથા ઉન્નગરે] ની પદ્ધતિ અને વિષય-નિરૂપણ પોતપોતાની રીતે સારું છે. બન્ને નિબંધો પર ફરી નજર નાખીને વધારે સારો કયો તે નક્કી કરવું જોઈશે, મારી સાથે જો બીજો પરીક્ષક હોત તો કેટલું સારું થયું હોત એમ લાગે છે.

.........

સાંજે અમે બધાં દાદર ગયાં. ત્યાં થાણાના શ્રી રાજારામ પંત ભાગવત[5] મળ્યા. ...... ત્યાં આજે ચિ. સૌ. પ્રમીલાનો[6] ખોળો ભરવાની વિધિ, જમણ હતાં. રાત્રે ૧૦ વાગ્યે [મુકામ પર] પાછાં.

## તા. ૧૪ જૂન ૧૯૪૯, મંગળવાર
[મુંબાઈ]

સવારે રોજનીશી-લેખન. વૃત્તપત્રો જોયાં. ડૉ.

હિંગોરાણીના નિબંધો ફરી ઉપર ઉપરથી જોઈ ગયો. કેટલાક કાગળો લખ્યા. શ્રીમતી તારાબાઈ માવળંકર અને પ્રોફેસર માવળંકર આવ્યાથી ફરી કામમાં અંતરાય થવાથી ઘણો બધો વખત નકામો ગયો! ઉપાય નથી. ગઈ કાલે સ્પષ્ટ કહ્યા છતાં પણ [આજે] ફરી સવારે જ આવ્યાં! સમાજમાંનું સૌજન્ય રાખવું આવશ્યક, તેથી સ્વસ્થ બેસી રહેવું પડે છે! ઉપાય નથી.

શ્રી રૉય કિણીકરના 'ભારતી' ત્રૈમાસિક માટે 'અંધારામાંના આગિયા' એવા શીર્ષક માટેનો એક નાનકડો લેખ આપ્યો. શ્રીયુત્ પો. ગો. શાહના[7] પારિભાષિક શબ્દકોશની પ્રસ્તાવના જોઈ. એમના લગભગ બધા જ વિચારો મને માન્ય જ છે. દરેક શાસ્ત્રીય પારકા શબ્દનો આપણી ભાષામાં પર્યાય રાખવો જ જોઇએ એવો આગ્રહ ન હોવો ઘટે. આંતરરાષ્ટ્રીય પરિભાષા આપણે બદલવી જોઇએ નહિ. અને, જે શબ્દો રૂઢ થયા છે તે જતા કરવા નહિ. આ પ્રમાણેનું સામાન્ય ધોરણ મને માન્ય જ છે.

પૂનાથી આજે હૈદ્રાબાદના રાવ-રાજે લોકો આવ્યાં. બપોરે ૩-૩૦ સુધી એ લોકો હતાં. એ કારણે એમની સાથે વાતચીત, ભોજન અને પછી વિશ્રાંતિ અને [ત્યાર બાદ] ચા એ બધામાં ઘણો બધો વખત ગયો. પછી પરચૂરણ કામો અને ફરી ડૉ. હિંગોરાણીના નિબધો પૈકી બે નિબંધો પર નજર ફેરવી અને છેવટે કુ. ગરટ્રુડ હર્મનને જ પહેલો નંબર આપવાનું યોગ્ય એમ ઠરાવ્યું.

સાંજે શ્રીયુત પો. ગો. શાહ આવ્યા. એમના શબ્દકોશ વિશે ચર્ચા કરી. એ બાબતમાં પંડિત નેહરુને મારે લખવું એમ એમણે કહ્યું. મેં તે કબૂલ રાખ્યું. શેઠ અમૃતલાલ હરગોવનદાસ પણ આવ્યા હતા. અવિધિસર વાતોચીતો થઈ. શ્રી શાંતિલાલ શાહ[8] અને શ્રી પરમાનંદ કાપડિયા[9] સૌરાષ્ટ્ર ટ્રસ્ટ[10] તરફથી શરૂ થનારા માસિક[11] માટે કેટલાક લેખો [મારે] લખવા એમ કહેવા માટે આવ્યા હતા. મને સાચે જ લેખનનો શોખ છે, પણ વખત ક્યાં છે? કેવળ લખવા માટે વખત જોઈએ એટલું જ નહિ બલકે તે માટે વાચન જોઇએ એને સારુ પણ સારો એવો સમય જોઇએ ને? લેખન અંગેની ઘણીબધી યોજનાઓ મારા મનમાં છે. એમણે કેટલાક વિષયો સૂચવ્યા: (૧) સરદાર વલ્લભભાઈ વિશે માહિતી; (૨) ગાંધીજીના મારા પરના કાગળો; (૩) Speakershipના મારા અનુભવો; (૪) Science of Legislation; (૫) Moral Basis of Law; (૬) ૫૦ વર્ષ પહેલાંનું ગુજરાત અને આજે; (૭) મ્યુનિસિપલ ગવર્નમેન્ટ; (૮) ગુજરાત યુનિવર્સિટી.[12]

સાંજે ૮ના અરસામાં [ઘરનાં અમે] સહુ લોકો શ્રી રવીન્દ્ર મહેતાને ત્યાં જમવા ગયાં હતાં. રાત્રે ૯-૪૫ના અરસામાં પાછાં આવ્યાં. પછી પરચૂરણ વાચન.

આજે મોડેથી સાંજે ચર્ચિલના ગ્રંથમાંનો જોસફ ચેમ્બરલેઈન વિશેનો લેખ જોયો.

## તા. ૧૫ જૂન ૧૯૪૯, બુધવાર
## [મુંબાઇ]

સવારે રોજનીશી. વૃત્તપત્રો જોયાં. કેટલાક કાગળો લખ્યા. સરદાર વલ્લભભાઇને આજે ત્રણ બાબતો વિશે લખ્યું. (૧) મહાત્માજીના વસિયતનામાની એક્ઝિક્યૂટરશિપ વિશે. એમાં એમના પત્રના જવાબરૂપે કાયદાની પરિસ્થિતિ લખી. શ્રી નરહરિભાઈને મેં અગાઉ જે ઉદ્દેશથી બીજા એક્ઝિક્યૂટર વિશે જણાવ્યું હતું એ ઉદ્દેશ આમાં બંધબેસતો થતો જ નથી. એની આવશ્યકતા અગર લોભ પણ નથી એવું હવે લાગે છે. (૨) ઇન્દોરમાં સર બાપનાને adviser નીમે છે પણ એ ગૃહસ્થ સારા નથી, હાજી હા કરનારા, પ્રત્યાઘાતી ધોરણવાળા અને પ્રામાણિક પણ નથી એવો સરદાર કિબેનો[13] કાગળ આવ્યો. આ કાગળમાંના અક્ષરો વાંચવા એટલે અગ્નિપરીક્ષા જ છે. હું કાંઈ બધું વાંચી શક્યો જ નહિ! પણ આ અભિપ્રાય સરદારને જણાવવો જરૂરી—બલકે મારી એ ફરજ—સમજીને તે તેમને જણાવ્યો. (૩) સ્પીકરનું સેક્રેટરિયેટ સ્વતંત્ર જોઈએ એની સામે શ્રી ખેરનો વિરોધ છે અને એ સાથે સરદાર વલ્લભભાઈ સહમત છે એવું જાણ્યાથી તે વિશે. બીજા પણ કાગળો લખ્યા.

શેઠ કસ્તુરભાઈ આજે સવારે અમદાવાદથી અહીં આવ્યા. તેમની જોડે થોડો વખત વાતોચીતો. પછી શ્રી સાને ગુરુજીને ૧૪ ચિ. અણ્ણા લઈ આવ્યો હતો એમની જોડે અડધો કલાક [વાતોચીતો]. કૉંગ્રેસ વિશે વાતો નીકળી હતી. શ્રી શરદચંદ્ર બોઝનો[15] ચૂંટણીમાંનો

પ્રચંડ વિજય જોઈને પણ કૉંગ્રેસવાળાઓએ પોતે આત્મ-પરીક્ષણ કરવું. શા સારુ લોકો આપણી વિરુદ્ધ થવા લાગ્યા છે? બધા જ લોકો અનિચ્છનીય ઈર્ષ્યા, અદેખાઈ કરીને તથા જાણી જોઈને આપણી વિરુદ્ધ ગેરસમજ કરી લે છે અગર ખોટું બોલે છે એવો ખુલાસો લૂલો છે, આત્મઘાતકી છે. પણ હું દિન-પ્રતિદિન જોઈ રહ્યો છું તો જણાય છે કે પદાધિકારી લોકો (પ્રધાનમંડળો તથા કૉંગ્રેસ સંસ્થાના) વધુ ને વધુ ગર્વિષ્ઠ અને અસહિષ્ણુ બની રહ્યા છે! ઠીક. ડૉ. ગિલ્ડરને ત્યાં મેડિકલ વિદ્યાર્થીઓની બાબતમાં મેં જે નિવેદન મોકલ્યું હતું એના જવાબરૂપે શ્રી ખેરનો કાગળ આવ્યો છે: (૧) એમાં મેં સરકારનો પક્ષ, સરકારની વાત રજૂ કરી નથી! (૨) હવે કૉલેજો શરૂ થવાનો વખત. આ સમયે મારું નિવેદન બહાર પાડવું એટલે સરકા.ને મુશ્કેલીમાં મૂકવાનું થશે. એટલે, આ બાબતોનો મારે વિચાર કરવો. આ વિશે ગઈ કાલે ફોન ઉપર શ્રી બાળાસાહેબ બોલ્યા કે, આ બાબત જાહેર હિતની છે. તેમની-મારી વચ્ચેના અંગત સંબંધો ધ્યાનમાં રાખીને મારી ઉપર દબાણ લાવવું એવો એમનો હેતુ નથી. મને યોગ્ય લાગે તે જ મારે કરવું. ફક્ત એમણે બતાવેલી બાબતો વિશે મારે વિચાર કરવો એટલું જ. ગઈ કાલે એમનો કાગળ આવ્યો નહોતો; આજે આવ્યો.

મને આ બન્ને મુદ્દાઓમાં તથ્ય લાગતું નથી. "ડૉ. ગિલ્ડરે શાંતિથી મારી બધી વાતો સાંભળી અને પોતાનાથી કશું કરી શકાય તેમ નથી એ બદલ દિલગીરી દર્શાવી"—એ કરતાં વિશેષ લખવું એટલે મારે વિદ્યાર્થીઓની અને સરકારની એમ બંને ભૂમિકાઓ લખવી જોઈએ. એનો અર્થ એ કે નિવેદન એક લાંબો નિબંધ જ બની રહે અને સરકારને ફરી એનો જવાબ આપવા માટે લંબાણપૂર્વકનું નિવેદન કરવાની તક મળે. સરકાર સાથે ચર્ચામાં ઊતરવાની મારી ઇચ્છા નથી અને તેમની દૃષ્ટિથી પણ એ ઇષ્ટ નથી. વળી, બીજું એ કે નિવેદન હમણાં પ્રસિદ્ધ કરવાથી સરકારને શી મુશ્કેલી? એમના કાગળમાં શ્રી ખેર લખે છે કે, "...a statement of this kind emanating from a distinguished person like you, who occupies the exalted position of the President of the Central Legislature may be cited as a precedent (આ 'પ્રિસીડન્ટ' કેવી રીતે કોને ખબર!"......)

આમાં મારી exalted positionનો જે વિચાર દર્શાવ્યો છે તે મેં જ્યારે જાન્યુઆરીમાં વિનંતી કરી ત્યારે એ વખતે મારી વિરુદ્ધ સીધોસટ નકાર સર્વશ્રી ખેર, મોરારજી અને ગિલ્ડરે જાહેર રીતે આપ્યો ત્યારે ક્યાં ગયો હતો? તે વખતે એમની સરકારને મુશ્કેલી ન લાગી તો પછી અત્યારે કેમ લાગે છે? પરંતુ, આ ચર્ચા શા સારુ? નિવેદન અત્યારે જ ન આપતાં પાછળથી આપવાનું મેં નક્કી કર્યું છે.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી અઢી વાગ્યાથી કામની શરૂઆત. ઘેર શ્રી ચિટણીસને ડિવિડન્ડ વૉરન્ટો, વગેરે મોકલવાનો કાગળ, શ્રી હરિભાઉ જાંભેકરને[16] અખાડાની બાબતમાં કાગળ અને શ્રી રસિકલાલ પરીખને ડાંગ પ્રકરણ, વગેરે બાબતમાં કાગળ—આ પ્રમાણે લખ્યા. ચિ. અણ્ણા સાથે [એ કાગળો] મોકલ્યા.

મોડેથી બપોરે ચર્ચિલના 'Contemporaries' નું વાચન. પાર્નેલ વિશેનું પ્રકરણ રસિક લાગ્યું. વ્યક્તિના ખાનગી જીવનમાં એક સ્ત્રી સાથે એણે અનૈતિક સંબંધ રાખવાથી એનું જાહેર જીવન કેવી રીતે ખલાસ થઈ ગયું અને એ જ સ્ત્રીને કારણે મોટમોટી રાજકીય ગૂંચવણો પણ કેવી રીતે ઉકેલી શકાઈ એ જોવા જેવું છે. ઠીક.

સાંજે શ્રી ધુરંધર મળ્યા. યુનિવર્સિટી બિલ વિશે શ્રી ખેર સાથે વાતચીત થયાનું તેમણે કહ્યું. બીજી પણ વાતોચીતો થઈ.

આજે ચિ. અણ્ણા બી. એ.ની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયો. સારું થયું. એ, ચિ. નાના અને ચિ. સૌ. સરલા આજે અમદાવાદ જતાં હોવાથી એમને વિદાય આપવા સેન્ટ્રલ સ્ટેશન પર ગયો, અને ત્યાંથી સૌ.વતી, ચિ. બાપુ અને હું શ્રી જોઆકીમ આલ્વા[17] (મુંબાઈના શેરિફ)ને ત્યાં જમવા ગયા. ઘણા બધા લોકો હતા. એમાં સર્વશ્રી મોરારજીભાઈ, મનુ સુબેદાર,[18] નાના કુન્ટે,[19] નવીનચંદ્ર મફતલાલ, એમ. ડી. ભટ્ટ,[20] વગેરે લોકો હતા. ઘણી બધી વાતોચીતો થઈ. સવા દસના અરસામાં પાછાં આવ્યાં.

## તા. ૧૬ જૂન ૧૯૪૯, ગુરુવાર
### [મુંબાઈ]

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો, પરચૂરણ કામો. મરહૂમ મહમદઅલી ઝીણા[૨૧] વિશે મિ. મહમદ નૌમાનને મારી પાસેથી એક લેખ જોઇતો હતો, તેમના [ઝીણા સાહેબના] વાર્ષિક શ્રાદ્ધદિન નિમિત્તે એક ગ્રંથ તેઓ [નૌમાન] પ્રસિદ્ધ કરવાના છે. એ લેખ મેં લખ્યો. ડૉ. હિંગોરાણીના નિબંધોની બાબતમાં તેમને પત્ર લખ્યો અને એ અંગેના ખબર અખબારોમાં પ્રસિદ્ધ કરવા માટે A. P.[૨૨] ને જણાવ્યા.

ભોજન બાદ વિશ્રાંતિ. સૌ.વતી દાદર મુકામ પર ગઈ. સાંજે તે પાછી આવી. ૩–૩૦ વાગ્યાથી હું કામ પર ચડ્યો. કેટલુંક પરચૂરણ વાચન. કસ્તુરભાઈના કામ માટે 'ગણોત ધારો' જોઈ ગયો. કસ્તુરબા ફંડના રિપોર્ટનો મુસદ્દો જોવા લીધો. રોજનીશી–લેખન.

ડૉ. સુમન્ત અને શ્રી. સૌ. શારદાબેન[૨૩] મળ્યાં. પાટણમાં આયુર્વેદ કૉલેજ ચાલે છે તે બંધ કરવી અને એના ફંડનો ઉપયોગ પાશ્ચાત્ય વૈદકના વિદ્યાર્થીઓએ આયુર્વેદ સંશોધનના કામ માટે કરવો એમ ડૉ. જીવરાજનું કહેવું છે અને તે પોતાને માન્ય નથી એવું તેઓ [ડૉ. સુમંત] બોલ્યા. મને પણ એમની જેમ જ લાગે છે. સરકારે ગ્રાંટ બંધ કરી તો પણ એ કૉલેજ ચલાવવી અને મુદ્દલ [ની રકમ] ખર્ચ થાય તો પણ વાંધો નથી એવો અભિપ્રાય મેં આપ્યો. આયુર્વેદમાં ઘણા સુધારાઓ કરવા જોઈએ એ સાચું, પણ એ અંગેનું સંશોધન પાશ્ચાત્ય ઢબે ભણેલાઓ કરી શકશે અને એનો ઉપયોગ વધારે થશે એવું લાગતું નથી. એવું સંશોધન પણ જોઈએ અને પાશ્ચાત્ય વૈદ્ય-વિશારદોએ એ કરવું. પણ કૉલેજ પણ ચાલુ [રહેવી] જ જોઈએ. પરંપરાથી આવેલી વાતો તપાસવી જોઈએ, એમાં સુધારાઓ અને ફેરફારો કરવા જોઈએ. પરંતુ પરંપરાને મૂળમાંથી જ છોડી દઈ કેવળ [એને] મૃતવસ્તુ સમજીને એમાંથી શું લેવા જેવું છે એનું સંશોધન કરીને ચાલશે નહિ એ પદ્ધતિએ કૉલેજ અને દવાખાનાંઓ ચલાવીને, તે ચલાવતાં ચલાવતાં જ તેમાં સુધારાઓ અગર ફેરફારો કરવાનું યોગ્ય થશે. ઠીક.

પ્રોફેસર [બ. ક.] ઠાકોરના પુત્ર અને શ્રી ભટ્ટ 'પોએટ લૉરિયેટ'–કવીશ્વર–પદવીની બાબતમાં આવ્યા હતા. અમે કરેલી અરજી ઉપર સહીઓ મેળવવાનું મુશ્કેલ બની રહ્યું છે, વગેરે [તેઓ કહેતા હતા]. મેં એમને સ્પષ્ટ જ કહ્યું કે મારા પહેલા મુસદ્દામાં કેવળ કવીશ્વર પદવી સામેલ કરવી એટલું જ મેં જણાવ્યું હતું. એમાં કોઈ વ્યક્તિનું નામ મેં જોડયું નહોતું, અને એનું કારણ સ્પષ્ટ હતું. વ્યક્તિનું નામ આપ્યું કે મતભેદ થવાના જ, અમુક અમુકને મોટાઈ આપવા માટે આ ખટપટ છે એવો આક્ષેપ થવાનો, અને સહીઓ મેળવવાનું મુશ્કેલ બનવાનું; તેથી જ મ વ્યક્તિનો નિર્દેશ કર્યો નહોતો. સહુપ્રથમ, 'કવીશ્વર' પદવી શરૂ કરવાનું સરકારને કરવા દો, અને પછી તે પદવી કોને આપવી એ વિશે સરકારને જણાવીશું. મારું ધોરણ આ પ્રકારનું હતું. પરંતુ પ્રોફેસર ઠાકોર અને એમના સલાહકારોએ મારો પહેલો મુસદ્દો બદલી કાઢ્યો અને બન્ને બાબતો –પદવી આપવાનો ઉપક્રમ શરૂ કરવો તથા સહુપ્રથમ એ પદવી પ્રોફેસર ઠાકોરને આપવી–એક જ મુસદ્દામાં સામેલ કરી. પ્રોફેસર ઠાકોરને ખોટું ન લાગે કે દુઃખ ન થાય માટે હું પછી કશું જ બોલ્યો નહિ. પરંતુ, મેં શરૂઆતમાં ચીતરેલા માર્ગે જવું એમાં જ સફળતા મળવાની શકયતા વધારે છે એવું મેં આ બન્ને ભાઈઓને જણાવ્યું, અને તેમને પણ મારી આ વાત ગળે ઊતરી એમ દેખાયું.

ટ્રિનીટી મ્યુચ્યુઅલના કામ માટે શ્રી નાડકર્ણી આવ્યા હતા. શ્રી દાદામામા પણ સાથે હતા. કંપનીને ૬૦–૭૦ હજાર રૂપિયાની જરૂર બે–ચાર મહિના માટે છે. મારે આશરે દસ હજાર રૂપિયા આપવા એવી એમની ઇચ્છા જણાઈ. પરંતુ હું આ કેવી રીતે કરું? તેમના આગ્રહથી દસ હજાર રૂપિયાનો સૌ.વતીનો વીમો ઉતરાવ્યો છે જ. તેમની કંપનીની સ્થિતિ શી છે, ભવિષ્ય કેટલે અંશે સલામત છે, વગેરે વિશે મને કાંઈ જ ખબર નથી. શ્રી નાડકર્ણી સારા ગૃહસ્થ છે, પ્રામાણિક છે પરંતુ એમના ધંધાની સ્થિતિ શી, એમની કુશળતા કેટલી એ કોણ કહી શકે? એટલે, વધારે પૈસા નાખવાનું મને યોગ્ય લાગતું નથી. જેટલું જોખમ લીધું છે તેટલું પૂરતું

છે. એ કારણે હું પોતે એમને વધારે પૈસા આપી શકતો નથી એવું મેં કહ્યું. અને, અન્ય સ્થળોએથી પૈસા મળવાની શક્યતા વિશે વિચાર-વિનિમય કર્યો. બૅંક પાસેથી એમણે ઉધાર રકમ લેવી એવું પણ સૂચવ્યું.

ભોજન આટોપીને ડૉ. બાપુસાહેબ તળવલકરને ત્યાં અને શ્રી નાનાસાહેબ તળવલકરને ત્યાં જઈ આવ્યો.

ચિ. અણ્ણાના માર્ક શ્રી દાદામામાએ આપ્યા. ૫૨.૮% માર્ક્સ આવ્યા, સારા છે. આ છોકરો જો બીજી માથાકૂટોમાં—લાંબા કાગળો, લેખો, વગેરેમાં—ન પડયો હોત તો કદાચ પ્રથમ વર્ગમાં પાસ થયો હોત. પણ તેવી રીતે પાસ ન થયો તો પણ નુકસાન નથી. ઇતર જ્ઞાન તથા ઘરનાં કામોને કારણે થોડું વ્યવહાર-જ્ઞાન મળ્યું એ પણ કાંઈ ઓછું [મહત્ત્વનું] નથી. એણે [અણ્ણાએ] શરીર તરફ જો કે વધારે ધ્યાન આપવું જોઇએ.[૨૪] માર્ક નીચે પ્રમાણે:

| | અંગ્રેજી | અર્થશાસ્ત્ર | ગુજરાતી | કુલ |
|---|---|---|---|---|
| | ૯૪ | ૩૩૦ | ૧૦૪ | ૫૨૮ |
| માંથી | ૨૦૦ | ૬૦૦ | ૨૦૦ | ૧૦૦૦ |

## તા ૧૭ જૂન ૧૯૪૯, શુક્રવાર
## [મુંબાઇ]

સવારે રોજનીશી. વૃત્તપત્રો જોયાં. પછી કાગળો લખાવ્યા અને જૂનો પત્રવ્યવહાર કેટલોક જોયો. ૧૦–૪૫ થી ૧૨–૦ સુધી શ્રી કાકાસાહેબ કાલેલકર આવ્યા હતા એમની જોડે ઘણીબધી વાતોચીતો.

ભોજન બાદ સૌ.વતી દાદર ગઈ. હું વિશ્રાંતિ લઇને ૨–૩૦ થી ૩–૩૦ સુધી શેઠ અમૃતલાલ હરગોવનદાસ સાથે જઇને, માટુંગામાં શ્રી ચિનાઈનું 'પ્રભાત' નામનું બિલ્ડિંગ છે તે જોઈ આવ્યો. શ્રી ચિનાઈ એ મકાન અમને અમારા યુનિવર્સિટી ફંડ માટે આપવાના છે એટલે એની કિંમત કેટલી, [મકાન] કેવું છે, વગેરે જોવું હતું.

પાછા આવ્યા બાદ ચા, વગેરે આટોપીને Legal Aid Committeeની પ્રશ્નપત્રિકા જોઈ અને જવાબો આપવા માટે ટાંચણ કર્યું. પરચૂરણ વાચન.

કસ્તુરબા ફંડના રિપોર્ટનો મુસદ્દો થોડો આગળ વાંચ્યો.

શ્રી નાનાસાહેબ કુંટે આવ્યા હતા. કૅાંગ્રેસની પરિસ્થિતિ, ભવિષ્ય, હાલની સરકારોનું કામકાજ, વગેરે વિશે ખૂબ વાતો થઈ. મેં મારી ભૂમિકા વિગતે સ્પષ્ટ કરી. મને જે દોષ દેખાય છે તે નીચે પ્રમાણે: (૧) અસહિષ્ણુતા. પ્રધાનપદ પર બેઠેલા લોકો બીજાંઓનું સાંભળવા માટે તૈયાર જ જણાતા નથી. જે રીતે તેઓ સાંભળે છે અને પછી વર્તે છે તે ઉપરથી જેને સ્વમાન છે એવા કોઈ પણ માણસને માટે તેમની [પ્રધાનોની] પાસે જવાનું અને કહેવાનું મન થવું મુશ્કેલ. (૨) તેમની [પ્રધાનોની] ચોતરફ 'હા' કહેનારા લોકો અગર દબાયેલા લોકો છે તે કારણે તેમને [પ્રધાનોને] લોકમતની ખબર નથી. [લોકમત શો છે તે] જાણી લેવાની ઇચ્છા [પણ પ્રધાનોમા] દેખાતી નથી. (૩) કોઈ પણ પ્રામાણિક મતભેદને તેઓ વિરોધ સમજે છે. (૪) ચારિત્ર્યને જે મહત્ત્વ આપવું જોઈએ તે તેઓ આપતા નથી. (૫) સરકાર એમની એકલાની નથી પણ સહુની છે એવી ભાવના નથી. ઠીક.

ડૉ. અરવિંદ તળવલકર સૌ.વતીને લઈને ડૉ. શિરોડકરને ત્યાં ગયા હતા. એમણે સૌ.વતીને તપાસી અને હવે કશું પણ નથી એવો અભિપ્રાય આપ્યો. એક મોટી જ ચિંતા દૂર થઈ.

સાંજે શ્રી અને શ્રીમતી એમ. ડી. ભટ્ટ તથા શ્રી રાજબાબુ અને શ્રીમતી કૃષ્ણા હઠીસિંગ[૨૫] એમ લોકો મળવા આવ્યાં હતાં. ઘણીબધી વાતોચીતો થઈ.

ભોજન વહેલું આટોપીને દાદર ગયાં. ત્યાં અમર હિંદ મંડળ[૨૬] તરફથી મારું ભાષણ કિર્તે ભંડારી હૉલમાં હતું. વિષય: 'લોકશાહીનું હાર્દ'. લોકશાહી એટલે કેવળ મતગણતરી નથી અને Government by Compromises અને કેવળ રાજકીય લોકશાહીથી સાચી લોકશાહી સ્થાપિત થતી નથી બલકે તેને સામાજિક અને આર્થિક લોકશાહી પણ [ટેકામાં] જોઈએ એ મારા બે મુખ્ય મુદ્દાઓ હતા. ગઈ એસ. એસ. સી. પરીક્ષામાં પહેલા નંબરે આવેલા શ્રી દીક્ષિત નામના વિદ્યાર્થીનું જાહેર સ્વાગત પણ આ જ સભામાં કરવામાં આવ્યું. એને પણ અભિનંદન આપીને ઉપદેશના શબ્દો એને કહ્યા. રાત્રે ૧૦–૪૫ ના અરસામાં મુકામ પર પહોંચ્યો.

## તા. ૧૮ જૂન ૧૯૪૯, શનિવાર
### [મુંબાઈ]

સવારે રોજનીશી, વૃત્તપત્રો જોયાં અને પછી કાગળો. થોડો વખત Legal Aid Committeeની પ્રશ્નાવલીના જવાબો લખાવ્યા. ૧૦-૩૦ના અરસામાં શ્રી ધુરંધર આવ્યાં. મુલ્લાના Transfer of Property Act[૨૭]ની નવી આવૃત્તિ એમણે બહાર પાડી છે એની એક નકલ એમણે મને ભેટ આપી.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. ચા, શૌચ આટોપીને કસ્તુરબા રિપોર્ટનો મુસદ્દો જોવા લીધો. પછી લોકો આવવા માંડયા અને કામ બાજુ પર જ રહ્યું. શ્રી પ્રહ્લાદભાઈ ધ્રુવ તથા એમનાં પત્ની[૨૮] આવ્યાં. ઠાણાના શ્રી રાજારામ પંત ભાગવત . . . આવ્યા. શ્રી ગુલાબચંદ હીરાચંદ મળવા આવ્યા. પછી શ્રી નાનાસાહેબ તળવલકર અને ડૉ. અરવિંદ આવ્યા હતા.

રાત્રે જમવા માટે શ્રી શેંદૂર્ણીકરને ત્યાં—Delecia ભોજનગૃહમાં ગયો હતો. શ્રી કાકાસાહેબ કાલેલકર, મહામહોપાધ્યાય પોતદાર, શ્રી ધુરંધર (બન્ને ભાઈઓ), શ્રી મામા વરેરકર, શ્રી ભાઉસાહેબ હિરે,[૨૯] શ્રીમતી સરોજ નાણાવટી, શ્રી લાડ I. C. S., સૌ.વતી ચિ. બાળ, આદિ લોકો હતા. ઘણીબધી વાતો, વિનોદ, સંસ્મરણો નીકળ્યાં અને વખત સરસ પસાર થયો. રાત્રે ૧૦-૩૦ વાગ્યે પાછાં આવ્યાં.

## તા. ૧૯ જૂન ૧૯૪૯, રવિવાર
### [મુંબાઈ]

સવારે વૃત્તપત્ર-વાચન અને પછી Legal Aid Committeeની પ્રશ્નાવલીના જવાબો લખાવ્યા. એનો ટાઈપ થયેલો ભાગ સુધારીને વાંચવા લીધો [અને] સુધાર્યો. પછી ટપાલ તથા Legal Aid Committeeની પ્રશ્નાવલીના બાકી રહેલા જવાબો લખાવ્યા. ... ... ... ...

પછી લેડી ઠાકરસી મળ્યાં. શ્રી મહાલક્ષ્મીના મંદિરમાં[૩૦] દર્શન માટે જઈ આવ્યો અને પછી ભોજન.

જમ્યા બાદ આરામ. પરચૂરણ વાચન. કેટલાક કાગળો, વગેરે. ૩ થી ૬ સુધી શેઠ લાલચંદનું પ્રીમિયર ઑટોમોબાઈલનું કારખાનું[૩૧] જોઈ આવ્યો. [ઘરના] બધા લોકો સાથે હતા. પાછા ફરતાં દાદરમાં થોડો વખત થોભ્યો. ત્યાં શ્રી પાગેદાર નામના ગૃહસ્થ અને એમનાં પત્ની મળ્યાં. સંસાર ચલાવતાં ચલાવતાં [આડ સમયમાં] ઢીંગલીઓ બનાવવાનો વ્યવસાય કરીને થોડી પૂરક આવક આ લોકો કરે છે. કૌતુક કરવા જેવી વાત છે. મારા તરફથી શક્ય તે મદદ એમને મારે કરવી એવી એમની વિનંતી છે. મને પણ તે માન્ય છે.

મુકામ પર આવ્યા પછી ચિ. શરદ ખાંડેકર એના ભાવિ શિક્ષણ-ખર્ચ સંબંધેની વ્યવસ્થા માટે મળવા આવ્યો હતો. તાજેતરમાં જે જે પૈસા (મિલકત) મેં એના પિતાશ્રીને આપ્યા (અને તેમની સંમતિથી તેમના કુટુંબના નામે બારોબાર જે મિલકત કરી આપી) તેમાંથી શિક્ષણનો ખર્ચ કરવો એવું કહ્યું. સદ્‌ગત દીવાન બહાદુર ગોવિંદરાવ [ખાંડેકર] ઠીક ઠીક મિલકત મૂકી ગયા. પરંતુ ચિ. શરદના પિતાશ્રી મૂર્ખામીમાં ને ભોળપણમાં તથા તેના......દુઃખ થાય છે, પણ ઉપાય નથી. નસીબમાં જે હોય છે તે જ મળે છે એ જ સાચું. પોતાની પાછળ કુટુંબીજનોના સ્વાસ્થ્ય માટે [મોટી] મિલકત મૂકી જવાનો લોભ કરવો અયોગ્ય છે.[૩૨] ઠીક.

શ્રી શેંદૂર્ણીકર અને એમના પિતાશ્રી મળ્યા. જમવા માટે અમે બધાં (ત્રણ જણ) [સૌ. વતી, ચિ. બાળ અને હું] ડૉ. અરવિંદને ઘેર ગયાં હતાં. ચિ. બાપુ પણ આવ્યો હતો. ૧૦-૧૫ના અરસામાં પાછાં આવ્યાં.

(ક્રમશઃ)

*

## પાદટીપો

૧ દાદાસાહેબને નાનપણથી પોતાનું નિયત કામ વ્યવસ્થિત રીતે અને નિયમિતપણે કરવાની ટેવ હતી. ચોકસાઈ અને ચિકાટીના ગુણો પણ એમનામાં પૂરેપૂરા હતા. જેમ જેમ એમનું કામ વધતું ગયું તેમ તેમ તો પોતાનું રોજબરોજનું કામ પદ્ધતિસર કરવાનું તેમને માટે સવિશેષ આવશ્યક અને

ડિસેમ્બર ૧૯૬૮ સુધી શ્રી જેઠાલાલ ગાંધીએ ગુજરાત વિદ્યાસભાના આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે કામગીરી બજાવી. દાદાસાહેબ ગુજરાત વિદ્યાસભાના પ્રમુખપદે હતા એટલે સ્વાભાવિક જ શ્રી જેઠાલાલભાઈ સાથે પત્રવ્યવહાર અને મુલાકાત અવારનવાર તેઓ કરતા. હિસાબ, ઑફિસ-કામકાજ, પત્રવ્યવહાર, સાહિત્યિક પ્રવૃત્તિઓ, વગેરેનો શ્રી જેઠાલાલભાઇને વ્યાપક અનુભવ છે.

૫ મુંબાઈ પાસે ઠાણામાં રહેતા શ્રી રાજારામપંત ભાગવત જાણીતા તત્ત્વચિંતક અને લેખક-કાર્યકર હોવા ઉપરાંત થિયૅાસૉફિસ્ટ તરીકે પણ તેમનું નામ જાણીતું છે.

૬ દાદાસાહેબના જ્યેષ્ઠ પુત્ર શ્રી બાળકૃષ્ણ ઉર્ફે બાળાસાહેબનાં પત્ની સૌ. સરલા. લગ્ન પહેલાંનું એમનું નામ પ્રમીલા પંડિત.

૭ ગુજરાત રિસર્ચ સોસાયટી, મુંબાઈના સ્થાપક અને અધ્યક્ષ શ્રી પોપટલાલ ગો. શાહ આ મહિને (તા. ૧૩ જાન્યુઆરી) ટૂંકી માંદગી બાદ સ્વર્ગવાસી થયા. સદ્‌ગત પોપટલાલભાઈ સન્નિષ્ઠ સમાજ સેવક, વિદ્વાન સંશોધનકાર અને ખંતીલા લેખક ને જાગૃત વિચારક હતા. [વધુ વિગતો માટે જુઓ 'અભ્યાસ'–ડિસેંબર ૧૯૬૮, પૃ. ૧૫૯, પાદટીપ ૧૪.]

૮ શ્રી શાંતિલાલ શાહ. મુંબાઈના અને પશ્ચિમ ભારતના એક આગેવાન કૅાંગ્રેસી કાર્યકર અને નેતા. મુંબાઈ રાજ્ય અને ત્યાર બાદ મહારાષ્ટ્ર રાજ્યમાં તેઓ પ્રધાનપદે રહેલા. લોકસભાની બેઠક માટે તેઓ છેલ્લી ચૂંટણી (સને ૧૯૬૭)માં કૅાંગ્રેસી ઉમેદવાર હતા. ચૂંટણીમાં તેઓ વિજયી બન્યા. નવજીવન ટ્રસ્ટ તથા સૌરાષ્ટ્ર ટ્રસ્ટ સાથે તેઓ સંકળાયેલા છે.

૯ શ્રી પરમાનંદ કુંવરજી કાપડિયા 'પ્રબુદ્ધ જીવન' પાક્ષિકના તંત્રી તરીકે વર્ષોથી એકનિષ્ઠ અને અડગ રીતે વિચાર-સેવા કરી રહ્યા છે. સાહિત્ય અને સંસ્કૃતિમાં તેમને ઊંડો રસ છે અને વિવિધ જાહેર પ્રશ્નો વિશે તેઓ નિર્ભિક રીતે ચિંતન અને લેખન કરે છે. મુંબાઈમાં દર વર્ષે પર્યુષણ વ્યાખ્યાનમાળાનું આયોજન તેઓ અનેરી સૂઝ વડે સફળતાપૂર્વક કરે છે. શ્રી પરમાનંદભાઈનું વાચન વિશાળ છે અને એમની લેખનશૈલી તથા વિચારસરણી દ્વારા 'સત્યમ્ શિવમ્ સુંદરમ્'ના આદર્શો પ્રગટ કરતા રહેવાની એમની મથામણ રહે છે. આ શીર્ષક હેઠળનું એમનું એક પુસ્તક પણ પ્રસિદ્ધ થયેલું છે.

૧૦ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ મુંબાઈમાં હોઈ એના ઉપક્રમે 'જન્મભૂમિ' (મુંબાઈ), 'ફૂલછાબ' (રાજકોટ), વગેરે દૈનિકો તથા 'સુધા' (સ્ત્રીઓ માટેનું સાપ્તાહિક) અને 'કવિતા' (દ્વૈમાસિક) સામયિકો પણ પ્રસિદ્ધ થાય છે.

૧૧ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ તરફથી 'યુગદર્શન' નામનું માસિક શરૂ કરવામાં આવેલું. શ્રી પરમાનંદભાઈ કાપડિયાની વરણી એના સંપાદકપદે થઈ હતી. અંગ્રેજી ભાષામાં 'Modern Review' માસિક કલકત્તાથી છેલ્લા અનેક દસકાઓથી નિયમિતપણે પ્રગટ થાય છે (એના આદ્ય સ્થાપક અને સંપાદક બાબુ રામાનંદ ચૅટરજી હતા). એ પ્રમાણેનું એક સર્વાંગપૂર્ણ ને સચિત્ર ગુજરાતી માસિક આ બની રહે એવી સંચાલકોની અને સંપાદકની ઉમેદ હતી, પણ કમભાગ્યે થોડા વખતમાં જ એ માસિકનું પ્રકાશન બંધ થયું.

૧૨ દાદાસાહેબને સાહિત્યનો શોખ હતો તેમ લખવા-વાંચવાનો પણ હતો. અનેક બાબતો અને વિષયો પરત્વે લખવા કરવાની એમને ઘણી ઉમેદ હતી. ફેબ્રુઆરી, ૧૯૫૬માં એમના પર હૃદયરોગનો હુમલો થયો તે દરમિયાન પણ તેઓ પડ્યા પડ્યા વારંવાર કહેતા ને સૂચના પણ આપતા કે અમદાવાદ મ્યુનિસિપલ કાર્ય, ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના, પાર્લમેન્ટરી જીવન અને અનુભવો, સરદાર પટેલના જીવનપ્રસંગો, આત્મકથા, વગેરે વિષયક જુદાં જુદાં પુસ્તકો લખવા માટે જરૂરી સામગ્રી અને કાગળ-પત્રો ગોઠવવા અને તૈયાર રાખવા. પરંતુ દુઃખની અને ભારે કમનસીબીની વાત એ બની કે દાદાસાહેબની ગંભીર માંદગી આખરી નીવડી અને વિવિધ લેખનકાર્યની એમની યોજનાઓ કાયમને

માટે અધૂરી રહી. આમ, ગુજરાતે અને ભારતે કેટલુંક અમૂલ્ય ચિંતન અને અનુભવસિંચન સદાને માટે ગુમાવ્યું.

૧૩ ઇન્દોર રાજ્યમાંના એક જાણીતા સરદાર અને સલાહકાર શ્રી માધવરાવ વી. કિબે અને એમનાં પત્ની સાહિત્ય-સંસ્કાર તથા બૃહન્ મહારાષ્ટ્ર પરિષદની પ્રવૃત્તિઓ સાથે ગાઢ રીતે સંકળાયેલા રહ્યા.

૧૪ 'अमृतस्य पुत्राः' એવું જેમનું વર્ણન કરાયું છે તે સાને ગુરુજી આધુનિક સમયમાં પશ્ચિમ ભારતના એક મહાન લોકસેવક થઈ ગયા. એમનું આખું નામ પાંડુરંગ સદાશિવ સાને. મહારાષ્ટ્રમાં ખાનદેશ જિલ્લામાં અમળનેર ગામમાં તેઓ પ્રતાપ હાઈસ્કૂલમાં શિક્ષક હતા ત્યારથી સાને ગુરુજી તરીકે તેઓ ઓળખાવા લાગ્યા. રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય-સંગ્રામમાં એમણે સતત ઝુકાવ્યું અને લોકશિક્ષણ, ખાદી, અસ્પૃશ્યોદ્ધાર, આદિ અનેક પ્રકારનાં રચનાત્મક કાર્યોમાં સક્રિય ભાગ ભજવ્યો. તેઓ એક અચ્છા અને ઉમદા સાહિત્યકાર અને લેખક હતા. જીવનમાં સર્વત્ર માંગલ્ય પ્રગટાવવાની એમની અહર્નિશ મથામણ હતી. તેઓ અત્યંત નમ્ર, સાદા, પરોપકારી, સેવાશીલ હતા. એમના જીવનમાં કૃત્રિમતા કે સંકુચિતતા ક્યાંય નહોતી. માનવતાથી એમનું આખું જીવન અને કવન ભર્યું ભર્યું હતું. 'કલા' જીવન માટે છે એમ તેઓ માનતા અને કહેતા; એ દૃષ્ટિથી એમણે વિપુલ અને વિવિધ સાહિત્ય-સર્જન કર્યું. મરાઠી ભાષામાં નાનાંમોટાં દોઢસો ઉપરાંત પુસ્તકો એમણે લખેલાં પ્રગટ થયાં છે. બીજાં ડઝનબંધ પુસ્તકોની હસ્તપ્રતો હજી અપ્રગટ છે, જો કે એમાંથી થોડી પુસ્તકાકારે બહાર આવી છે. તેઓ સુંદર વાર્તાકાર હતા અને અત્યંત અસરકારક વક્તા હતા. બહારથી નરમ લાગતા સાને ગુરુજીના હૈયામાં સાત્ત્વિક સન્તાપ ભરેલો હતો. સમાજવાદથી તેઓ પૂરેપૂરા રંગાયેલા હતા, પણ એમના સમાજવાદના પાયામાં અધ્યાત્મ, ન્યાય અને નીતિ હતાં. એમનું વાચન ખૂબ જ વ્યાપક હતું. મહારાષ્ટ્રના ખૂણેખૂણામાં તેઓ પગપાળા કે અન્યથા ઘૂમેલા. પંઢરપુરમાંના સુપ્રસિદ્ધ શ્રી વિઠોબા મંદિરનાં દ્વાર અને દર્શન હરિજન ભાઈબહેનો માટે ખુલ્લાં કરાવવા સારુ સાને ગુરુજીએ આમરણ ઉપવાસ શરૂ કરેલા (મે ૧૯૪૬) અને પોતાનો હેતુ સફળ થતાં ઉપવાસ છોડેલા. ગાંધીજીને સાને ગુરુજી ભાગ્યે જ કોઈક પ્રસંગોએ મળ્યા હશે, પણ ગાંધીજી અને ગાંધી-વિચાર બન્નેની ઉત્કટ તથા ઘેરી અસર તળે સાને ગુરુજી રહ્યા હતા. પત્રકારત્વના ક્ષેત્રે પણ એમણે ખૂબ ગણનાપાત્ર કાર્ય કરેલું. ત્રીસના દસકામાં 'કૉંગ્રેસ' નામનું પત્ર તેઓ ચલાવતા. ગાંધીજીની શહાદત બાદ તેમણે પ્રાયશ્ચિત્ત અને તપરૂપે ૨૧ દિવસના ઉપવાસ કરેલા. પ્રાયશ્ચિત્ત એ માટે કે રાષ્ટ્રપિતાને ગોળીથી વીંધી નાખનાર નાથુરામ ગોડસે 'એક મહારાષ્ટ્રીય પાગલ' હતો. તે સમયમાં સાને ગુરુજીએ મુંબાઈથી 'कर्तव्य' નામનું એક સાયંદૈનિક ચલાવેલું. પાછળથી તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૮ ને રોજ એમણે મુંબાઈમાં 'साधना' નામનું મરાઠી સાપ્તાહિક શરૂ કર્યું, જે આજે પણ સરસ ચાલે છે. સાને ગુરુજીનાં અનેક પુસ્તકો પૈકી ખૂબ જ મહત્ત્વનાં આ પ્રમાણે છેઃ 'श्यामची आई', 'भारतीय संस्कृति', 'धडपडणारी मुलें', 'क्रांति', 'श्याम', 'पत्री', 'आस्तिक', 'संध्या', વગેરે. એમનાં અનેક પુસ્તકોના અનુવાદો ગુજરાતી, હિન્દી તથા અન્ય ભાષાઓમાં થયા છે. 'શ્યામચી આઈ' પુસ્તક તો ઘણી બધી ભાષાઓમાં રૂપાન્તરિત થયું છે. સાને ગુરુજીની જ આત્મકથા રૂપે તે હોઈ પોતાની માતાનું અત્યંત હૃદયંગમ ચિત્ર એમાં એમણે આલેખ્યું છે. એ પુસ્તક અદ્‌ભુત છે. સાને ગુરુજી છેલ્લે છેલ્લે 'આંતરભારતી'ની કલ્પના અને વિચારણામાં મશગુલ હતા ત્યાં જ અચાનક તા. ૧૧ જૂન ૧૯૫૦ ને રોજ એમની જીવનજ્યોત બુઝાઈ ગઈ. આખું મહારાષ્ટ્ર અને પશ્ચિમ ભારત દુઃખમગ્ન બન્યું. આચાર્ય વિનોબાજી ભાવેએ સાને ગુરુજીને પ્રેમાદરપૂર્વક અંજલિ આપતાં કહ્યું કે સાને ગુરુજી આધુનિક મહારાષ્ટ્રના સંત તરીકે અમર છે. શ્રી જ્ઞાનેશ્વર, શ્રી એકનાથ, શ્રી તુકારામ, આદિ મહારાષ્ટ્ર-સંતોની શ્રેણીમાં સાને ગુરુજીનું નામ નિઃશંક મુકાશે એવું

પણ વિનોબાજીએ ઉમેર્યું.

૧૫ સદ્‌ગત શ્રી શરદચંદ્ર બોઝ. નેતાજી સુભાષચંદ્ર બોઝના મોટા ભાઈ. જાન્યુઆરી ૧૯૪૬માં દિલ્હીની વડી ધારાસભામાં કૉંગ્રેસ પક્ષના નેતાપદે તેઓ ચૂંટાયા હતા. ગોરો વર્ણ ને રૂપાળું, તેજસ્વી વ્યક્તિત્વ અને અસરકારક ભાષણો તથા છટાદાર શૈલી માટે શરદબાબુ જાણીતા હતા. એમનું રાજકારણ ઉગ્ર અને ઉદ્દામવાદી હતું અને તેઓ પ્રખર રાષ્ટ્રવાદી હતા. પાછળથી તેમણે કૉંગ્રેસ પક્ષનો ત્યાગ કરેલો.

૧૬ ડૉ. હરિ ગણેશ જાંભેકર હાલમાં અમદાવાદ મેડિકલ સોસાયટીના અધ્યક્ષ છે. [વધુ વિગતો માટે જુઓ: 'અભ્યાસ'–ફેબ્રુઆરી ૧૯૬૮, પૃ. ૩૧૩, પાદ-ટીપ ૨૫.]

૧૭ શ્રી જોઆકીમ આલ્વા મુંબાઈના એક જાણીતા પત્રકાર અને કૉંગ્રેસી છે. 'Forum' નામનું સામયિક તેઓ વર્ષોથી ચલાવે છે. નવી દિલ્હીમાં પાર્લમેન્ટમાં પણ તેઓ સભ્યપદે હતા. એમનાં પત્ની શ્રીમતી જોઆકીમ આલ્વા રાજ્યસભાનાં સભ્ય હોઈ ઉપલા ગૃહના ઉપાધ્યક્ષ પણ છે.

૧૮ શ્રી મનુ સુબેદાર. ભારતના એક નામાંકિત અર્થ-શાસ્ત્રજ્ઞ. તેઓ મુંબાઈમાં રહે છે. સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ સાથે તેઓ સક્રિયપણે સંકળાયેલા છે. નવી દિલ્હીમાં વડી ધારાસભામાં તેઓ સભ્ય-પદે હતા. નિષ્ઠાવાન અભ્યાસી અને અસરકારક વક્તા તરીકે તેઓ ધારાસભામાં જાણીતા હતા. અમદાવાદ મ્યુનિસિપલ નાણાંકીય તંત્ર વિષે તેમણે કાળજીપૂર્વક અભ્યાસ અને પૃથક્કરણ કર્યાં હોઈ પુસ્તકાકારે તે પ્રગટ થયેલ છે.

૧૯ શ્રી દત્તાત્રેય કૃષ્ણ ઊર્ફે નાનાસાહેબ કુંટે. ભારતીય ક્રાંતિ દળ નામે નવો રાજકીય પક્ષ ભારતમાં ચોથી સામાન્ય ચૂંટણી બાદ સ્થપાયો તેના તેઓ એક અગ્રણી સભ્ય તથા સેક્રેટરી છે. મહારાષ્ટ્રમાં કોલાબા જિલ્લામાંથી તેઓ અપક્ષ ઉમેદવાર તરીકે (કૉંગ્રેસી ઉમેદવારને હરાવીને) લોકસભામાં ૧૯૬૭ની સાલમાં ચૂંટાયા. મુંબાઈનું પ્રસિદ્ધ અંગ્રેજી દૈનિક The Times of India તથા સંલગ્ન પત્રોની પ્રકાશક-સંચાલક કંપની 'બેનેટ, કોલમન'ના તેઓ અધ્યક્ષ છે. શ્રી નાનાસાહેબ કુંટે અગાઉ કૉંગ્રેસ પક્ષમાં હતા. મુંબાઈ ધારાસભાના સ્પીકર તરીકે પણ તેઓ રહેલા. દેશભરમાં એમણે વ્યાપક પ્રવાસો ખેડેલા છે તે સાથે વિદેશમાં પણ મુસાફરી કરી છે.

૨૦ શ્રી એમ. ડી. ભટ્ટ I. C. S. મુંબાઈ સરકાર-ના ચીફ સેક્રેટરી તરીકે રહ્યા હતા.

૨૧ પાકિસ્તાનના સ્વપ્નદ્રષ્ટા, સ્થાપક અને સર્જક કાયદે આઝમ મહમદઅલી ઝીણા. તેઓ અત્યંત કાબેલ અને ચપળ ધારાશાસ્ત્રી હતા. રાજકારણી તરીકે તેઓ ખૂબ જ પ્રસિદ્ધ છે. પાકિસ્તાનનું જુદું રાષ્ટ્ર નિર્માણ થતાં જનાબ ઝીણા પાકિસ્તાનના પ્રથમ ગવર્નર જનરલ બન્યા. આજે પણ પાકિસ્તાન-ની પ્રજા મરહૂમ ઝીણાસાહેબને રાષ્ટ્ર સર્જક તરીકે સંભારે છે ને સન્માને છે.

૨૨ Associated Press of India – A. P. I. નામની વૃત્ત સમાચાર સંસ્થા અગાઉ હતી. આજે હવે Press Trust of India સંસ્થા છે.

૨૩ ડૉ. સુમંત મહેતા અને શ્રી. સૌ. શારદાબેન મહેતાના પ્રસન્ન, સંસ્કારી, સેવાશીલ દામ્પત્ય-જીવનથી સુશિક્ષિતો ભાગ્યે જ અજાણ હોય. અમ-દાવાદમાં ગયા મહિને (તા. ૧૦ ડિસેંબર ૧૯૬૮) ડૉક્ટરસાહેબનું લાંબી માંદગી બાદ અને પાકટ વયે દુઃખદ અવસાન થયું. ડૉક્ટરસાહેબ કડક હતા, કરારી હતા, કૃતનિશ્ચયી હતા. દાક્તરી વ્યવ-સાય ઉપરાંત અને બાદ એમણે સમાજસેવા, લોકશિક્ષણ, સાહિત્યસેવા, ઈ. કર્યાં. 'સમાજ દર્પણ' નામનું એમનું પુસ્તક મનનીય અને સંગ્રાહ્ય છે. શ્રી. સૌ. શારદાબહેન પ્રેમાળ, સમજદાર, ઉમદા વડીલ છે અને એમનું પુસ્તક 'જીવન સંભા-રણાં' ખૂબ રસિક અને વાચનીય છે.

૨૪ દાદાસાહેબને એમનાં કુટુંબીજનો તરફ બહુ ધ્યાન આપવાનો સમય કે નવરાશ ન રહેતાં; છતાં જાહેર જીવનની વિવિધ જવાબદારીઓ વચ્ચે પણ દાદાસાહેબ એમનાં માતુશ્રી, પત્ની, સંતાનો તથા અન્ય કુટુંબીજનો અને સ્નેહીઓની બનતી સંભાળ

રાખતા, સહુ જોડે અવિધિસર ગોષ્ઠિઓ કરતા અને સહુ પ્રત્યે વત્સલતા હંમેશ દાખવતા. દાદાસાહેબને પુત્ર પુરુષોત્તમની તબિયત વિષે કાંઈક ચિંતા પણ રહેતી. પુત્રનું એકવડું શરીર, કાંઈક ઓછું વજન અને પ્રમાણમાં જરા નબળી તબિયતથી દાદાસાહેબને શરૂઆતમાં ચિંતા રહેતી. અવારનવાર તેઓ પુરુષોત્તમને ટકોર કરતા કે 'તું' વાંચવાલખવાનું, વગેરે થોડું ઓછું કર! તારી તબિયત સરસ બનાવ. શરીર સારું નહીં રહે તો તું સેવા નહીં કરી શકે. કસરત કર, ફરવા જા, રમતગમત કર. તબિયત તરફ બરાબર સતત ધ્યાન આપ' –એવી સલાહ તેઓ આસ્થાપૂર્વક આપતા હતા.

૨૫ રાજાબાબુ એટલે શ્રી ગુણોત્તમ પી. હઠીસિંગ. એમનાં પત્ની કૃષ્ણાબહેન પંડિત જવાહરલાલ નેહરુનાં નાનાં બહેન. કૃષ્ણાબહેનનું બે વર્ષ પર દુઃખદ અવસાન થયું. રાજાબાબુ અમદાવાદના સુપ્રસિદ્ધ હઠીસિંગ કુટુંબના એક નબીરા; નેહરુ કુટુંબ સાથે તેઓનો સંબંધ જોડાયો; એટલે રાજાબાબુ અને કૃષ્ણાબહેનને ભારતમાં ને વિશ્વમાં પ્રવાસની અને અનુભવોની વિવિધ તકો મળી. કૃષ્ણાબહેનનાં આત્મકથાત્મક પુસ્તક 'With No Regrets'માં રાજાબાબુનો રસિક પરિચય રોમાંચક શૈલીમાં આલેખાયો છે. રાજાબાબુ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સક્રિય હતા. પાછળથી રાજકારણમાં પણ. વેપાર-ઉદ્યોગનો વ્યવસાય તો એમનો ચાલુ જ છે. હાલમાં તેઓ મુંબાઈમાં રહે છે. સદ્‌ગત કૃષ્ણાબહેનની રાષ્ટ્રસેવાઓ સુપરિચિત છે.

૨૬ મુંબાઈમાં દાદરમાં આવેલું અમર હિંદ મંડળ સાહિત્ય અને કલા ક્ષેત્રે અનેક વ્યાખ્યાનો, જ્ઞાનસત્રો, પ્રદર્શન, ઈ. કાર્યક્રમો યોજે છે. દેશના અનેક નેતાઓએ આ મંડળના ઉપક્રમે ભાષણો આપેલાં છે.

૨૭ દાદાસાહેબ કાયદાના સારા જાણકાર હતા. First અને Second LL. B. પરીક્ષાઓમાં તેમણે ઉચ્ચ ક્રમાંકે પ્રથમ વર્ગ મેળવેલો અને એ પૈકી એક પરીક્ષામાં તો આખી મુંબાઈ યુનિવર્સિટીમાં પહેલો ક્રમાંક સર કરેલો. મુંબાઈમાં ગવર્નમેન્ટ લૉ સ્કૂલમાં તેઓ અભ્યાસ કરતા હતા (સને ૧૯૧૧ થી સને ૧૯૧૩નાં વર્ષો દરમ્યાન) એમના પ્રોફેસરોમાં ડૉ. જયકર, પ્રો. મુલ્લા, વગેરે હતા. દાદાસાહેબ હંમેશ મૂળ ગ્રંથોનો ઉત્કટ અને ઊંડો અભ્યાસ કરતા, અને વિષયનાં મૂળભૂત તત્ત્વો તથા મુદ્દાઓની પકડ મેળવવાનો પ્રયાસ કરતા.

૨૮ સદ્‌ગત શ્રી પ્રહ્લાદભાઈ ધ્રુવ. સદ્‌ગત આચાર્યશ્રી આનંદશંકરભાઈ બા. ધ્રુવના સુપુત્ર.

૨૯ સદ્‌ગત શ્રી. બી. એસ. ઉર્ફે ભાઉસાહેબ હિરે. મહારાષ્ટ્રના એક અગ્રણી કૉંગ્રેસી નેતા. માલેગાંવના વતની. જૂના મુંબાઈ રાજ્યમાં તેઓ લાંબો સમય પ્રધાનપદે હતા. દિલ્હીની વડી ધારાસભામાં પણ તેઓ સભ્યપદે હતા. સદ્‌ગત શ્રી કાકાસાહેબ ગાડગીળ સાથે પ્રથમ સદ્‌ગત શ્રી કેશવરાવ જેધે અને પછી સદ્‌ગત શ્રી ભાઉસાહેબ હિરે કૉંગ્રેસી ઉમેદવારો તરીકે ચૂંટણીઓ લડેલા ને જીતેલા. એ સમયમાં જેધે – ગાડગીળ અને હિરે – ગાડગીળની જોડીઓ ખૂબ પ્રસિદ્ધ હતી. શ્રી હિરેનું સમાજકાર્ય પણ બહોળું હતું અને સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તેઓ સક્રિય હતા. જૂના મુંબાઈ રાજ્યના મુખ્ય મંત્રીપદે તેઓ આવી ન શકયા. એ પદ મેળવવાની એમની આકાંક્ષા તીવ્ર હતી.

૩૦ મુંબાઈમાં વૉર્ડન રોડના ઉત્તર છેડે સમુદ્ર કિનારે આવેલું શ્રી મહાલક્ષ્મીનું મંદિર પ્રસિદ્ધ છે.

૩૧ મુંબાઈમાં કુર્લા પરગણામાં આવેલું પ્રીમિયર ઑટોમોબાઇલ્સનું–PAL–કારખાનું શ્રી લાલચંદ હીરાચંદ હસ્તક છે. આ કારખાનામાં ભારતની પૂર્ણ બનાવટવાળી ફિયાટ – Fiat – મોટરનું ઉત્પાદન થાય છે.

૩૨ દાદાસાહેબ અને એમનાં પૂર્વજો આર્થિક દૃષ્ટિએ ઉચ્ચ મધ્યમ કુટુંબના. પૈસે ટકે સુખી. પણ નાણાંની રેલમછેલ કદી નહીં. બૌદ્ધિક શ્રમ દ્વારા અને પ્રામાણિક મહેનતથી જે ધન એકઠું થયું તે. દાદાસાહેબની વકીલાત ધીકતી હતી. સાથે સાથે એમણે વીસ વર્ષ સુધી જ ધંધો કરવાનું શરૂમાં જ

ઠરાવેલું. સને ૧૯૩૭માં નિવૃત્તિ પહેલાં અને પછી પણ તેઓ ગુપ્તદાન સારા પ્રમાણમાં કરતા. એમની પોતાની જિંદગી સાદાઈની ટેવોવાળી હતી. અમદાવાદમાં યુનિવર્સિટી વિસ્તારમાં એમણે ક્યારે ય ક્યાંય કોઈ પણ જમીન લીધી કે ખરીદી કે વેચી નહોતી. પાર્લમેન્ટમાં સ્પીકર થયા બાદ એમણે આપમેળે અને કુટુંબીજનોની સ્વૈચ્છિક સંમતિ અવારનવાર મેળવીને પોતાનો પગાર ઓછો ને ઓછો લીધો હતો. દાદાસાહેબ કહેતા કે વકીલાત દરમિયાનના એમના અનેક અનુભવોએ બતાવ્યું કે વધુ ધન રાખવું એટલે કજિયા-કંકાસ નોતરવા! પોતાનાં સંતાનો અને કુટુંબીજનો રઝળે નહીં બલકે તેઓ સમજદારીથી ને સાદાઈથી રહે તો ખાધેપીધે સુખી ને સંતોષી રહી શકે એટલી જ સંપત્તિ વારસામાં રાખવી એમ દાદાસાહેબ માનતા અને એ પ્રમાણે જ એમણે કર્યું. ધન કમાવા પાછળ તેઓ કદી પડયા નહોતા, ને જે કમાણી થઈ તેમાંથી ઠીક ઠીક રકમ તેમણે સતત સાર્વજનિક કામોમાં ખર્ચ્યા કરી. બાળકો માટે બહુ પૈસો રાખવો એ બાળકો પર પ્રેમ અને વાત્સલ્ય કરવાનું નહીં બલકે એમને લૂલા બનાવવાનું તથા એમની પ્રગતિમાં અવરોધ ઊભા કરવા બરાબર છે એમ દાદાસાહેબ સ્પષ્ટપણે માનતા હતા અને એ રીતે એમણે બધો વ્યવહાર રાખેલો અને ચોખ્ખું વર્તન હરહંમેશ કરેલું.

જે માબાપ પોતાનાં સંતાનો માટે અઢળક ધન-સંપત્તિ મૂકી જાય છે તેવા કુટુંબોમાં પાછળથી જે રીતે વિખવાદો અને ઝગડાઓ થાય છે એ દાદાસાહેબે એમની વકીલાતનાં વર્ષો દરમિયાન જોયું હતું. દાદાસાહેબના અસીલોમાં કેટલાક અતિ શ્રીમંતો પણ હતા. એ સહુને દાદાસાહેબની સલાહ હંમેશ રહેતી કે ધનલોભી ન કરો, ઝાઝું એકઠું ન કરો, વધુ પડતો પૈસો વારસામાં ન મૂકી જાઓ, જાહેર લોકકલ્યાણનાં કાર્યોમાં અને પરોપકારાર્થે દાનધર્મમાં તથા શિક્ષણ-સંસ્કારની પ્રવૃત્તિઓમાં સંપત્તિનો વિનિયોગ કરો! કેટલાંક કુટુંબોમાં ભાઈ-ભાઈ કે પિતા-પુત્રો કે પતિ-પત્ની વચ્ચે ધન-દાગીનાને કારણે કડવાશ, સંઘર્ષ અને અંતર હોય અને એ બધાંને કારણે વેરઝેર વધતાં જતાં હોય તો તે પ્રસંગોએ દાદાસાહેબની વકીલ તરીકેની સલાહ અને દરમિયાનગીરી માટે વિનંતી ને માગણી થાય ત્યારે દાદાસાહેબ હંમેશ આખો પ્રશ્ન માનવીય ધોરણે, સ્નેહ-સમજ વધારવાની દૃષ્ટિએ, સંપ અને સંવાદ કુટુંબમાં સ્થાપવાની નેમથી જોવા-ઉકેલવાની મથામણ કરતા હતા.

\+ \+ \+

## નોંધ અને ક્ષમાયાચના

પાદટીપોનું આ લખાણ બનતી કાળજીથી અને ચોકસાઈથી લખાય છે. ઝીણી-મોટી બધી વિગતો સ્વાભાવિક જ ચકાસીને પછી નોંધવામાં આવે છે. તેમ છતાં ક્યારેક કેવળ સ્મરણ પર અવલંબવું પડે છે, કારણ કે સંદર્ભો મળતા નથી અગર અધૂરા હોય છે. એટલે, આ લખાણમાં જ્યારે કોઈ હકીકત-દોષ શરતચૂકથી થયેલો વાચક મિત્રો જુએ તો તેઓ તરત કૃપા કરીને ખુલાસો અને ખરી હકીકતો મોકલે એવી નમ્ર અને ખાસ વિનંતી છે.

ડિસેંબર, ૧૯૬૮ના 'અભ્યાસ'માં પહેલી જ પાદટીપમાં કમનસીબે એક ગંભીર ભૂલ પ્રવેશી છે તે માટે સહુ ક્ષમા કરે! આચાર્યશ્રી ભણુસાલી સારા નસીબે હજી જીવે છે. એમના નામ આગળ 'સદ્ગત' શબ્દ મૂકયો છે તે ભૂલ છે. આ ભૂલ ધ્યાન પર લાવવા માટે મુ. શ્રી. જુગતરામભાઇ દવેનો આભાર! તેમના જણાવ્યા પ્રમાણે, "ભણુસાલીજી તપથી ભાંગેલા તૂટેલા છતાં હજુ જીવતા છે અને નાગપુર પાસે ટાંકલી આશ્રમમાં રહે છે."

આચાર્યશ્રી ભણુસાલીજીને પ્રભુ દીર્ઘાયુરારોગ્ય બક્ષો!

સંપાદક—'અભ્યાસ'

*

# ગાંધીજીની અહિંસા

દાદા ધર્માધિકારી

['आन्तर भारती' પાક્ષિકના તા. ૧ ડિસેંબર ૧૯૬૮ના અંકમાં પ્રગટ થયેલ મરાઠી લેખનો ભાવાનુવાદ; લેખક તથા પ્રકાશકના સૌજન્યથી સાભાર. —સંપાદક, 'અભ્યાસ']

મને એમ કહેવામાં આવ્યું છે કે ગાંધીજીની અહિંસા વિશે મારે કંઈક લખવું. પહેલો પ્રશ્ન તો એ જ ઊભો થાય છે કે અહિંસા પણ શું કોઈ એક વ્યક્તિની હોઈ શકે ખરી? અહિંસામાં પણ આ 'મારી અહિંસા', આ 'તારી અહિંસા' અને આ 'તેની અહિંસા' એવા પ્રકારનો ભેદ-પ્રભેદ હોઈ શકે? ક્ષણભર આવો તુક્કો કરવાનું તર્કસંગત મનાયું તો પણ વ્યવહારમાં એનો પ્રત્યક્ષ અમલ થશે કે? અહિંસા એ અહિંસા છે; પછી તે પ્રથમ પુરુષવાચક (first person) હોય, દ્વિતીય પુરુષવાચક (second person) કે તૃતીય પુરુષવાચક (third person) રહે. વ્યાપક જીવનવ્યવહારમાં વ્યાકરણની જેમ પુરુષભેદાનુસાર અહિંસાની પ્રક્રિયાઓ બદલાતી નથી.

અને, તેમ છતાં ય, એ તો કોઈ પણ કબૂલ કરશે કે ગાંધીજીએ પારસ્પારિક વ્યવહારમાં અહિંસાના જે પ્રયોગો કર્યા તે ઇતિહાસમાં અપૂર્વ અને અદ્ભુત છે. ગાંધીજીની પહેલાં પણ અનેક વિભૂતિઓએ અહિંસાના પ્રયોગો કર્યા, પરંતુ તે પ્રયોગોમાંથી એક સામાજિક મૂલ્યના સ્વરૂપમાં અહિંસા વિકસિત થઈ નહિ. સવાલ એ છે કે હિંસા પણ કોઈ વાર સામાજિક મૂલ્ય બની શકી છે ખરી? સમાજની કોઈ પણ અવસ્થામાં હિંસા એ સમાજ-ધારણાનો આધાર રહી હોય એવો અનુભવ આજ લગી તો ઓછામાં ઓછું જોવા મળ્યો નથી. હિંસાના આધારથી બે વ્યક્તિઓ એકમેક જોડે રહે, કંઈ નહિ તો એકમેકની પાસે રહે તે પણ અશક્ય છે. વસ્તુ-સ્થિતિ જો આવી હોય તો પછી, સામાજિક જીવનમાં અહિંસાના પ્રયોગનું પ્રતિપાદન કરવાનું પ્રયોજન પણ શું છે? જીવન અને અહિંસા એ બે શબ્દો પરસ્પરની પર્યાય સંજ્ઞાઓ જ બની રહે છે.

આ નિતાંત સત્ય છે. જીવન અને અહિંસા એ માત્ર પર્યાયો જ નહિ પણ એક જ અર્થબોધ કરનારા શબ્દો છે. પરંતુ, મનુષ્યોના પારસ્પરિક સંબંધોમાં વિચાર અને વિકાર—એને કારણે સ્વાર્થ-સ્વાર્થમાં તથા મત-મતાંતરોમાં વિરોધો નિર્માણ થયા કરતા હોય છે. કોઈ કોઈ વાર તો એવો પણ ભ્રમ થાય છે કે જીવનના સંરક્ષણ માટે પણ મર્યાદિત અહિંસાના પ્રયોગની આવશ્યકતા છે. અલબત્ત, સમાજમાં હિંસાની જે પ્રતિષ્ઠા છે તે જીવનને સંરક્ષણ આપનારી સાધનાના સ્વરૂપમાં છે. બીજા શબ્દોમાં આ જ વાત એ રીતે રજૂ કરી શકાય કે અહિંસાની પ્રતિષ્ઠાના સંરક્ષણ માટે મર્યાદિત હિંસા માન્ય કરાઈ છે. સાંભળતી વખતે આ શબ્દો વિરોધાભાસાત્મક લાગે છે, પરંતુ તેમનો આશય સમજી લેવો જરૂરી છે. આશય એ છે કે જે પ્રક્રિયામાં ઓછામાં ઓછી હિંસા થશે અને જીવન-સંરક્ષણની ક્ષમતા વધારે હશે એ જ હિંસા આજ સુધી—એટલે કે ગાંધીજીની અગાઉના યુગ સુધી—સમાજમાન્ય હતી. આ હિંસાનું નામ 'ધર્મયુદ્ધ' એવું રાખવામાં આવ્યું આ પ્રક્રિયામાં શસ્ત્રપ્રયોગ ને અનુજ્ઞા હતી, પરંતુ આદેશ તો હંમેશ એવો અપાયેલો રહેલો કે જે વખતે બીજા બધા ઉપાયો અસફળ ઠરશે તે જ વખતે આ શિષ્ટસંમત હિંસાનો પ્રયોગ કરવો રહ્યો. અને, આપદ્ધર્મના આ સ્વરૂપમાં પણ ઓછામાં ઓછી માત્રામાં હિંસાનો પ્રયોગ કરવો. સારાંશ એ કે, સમાજની એક અવસ્થામાં ધર્મયુદ્ધ અમુક જ મર્યાદા સુધીનું પ્રગતિનું સાધન માનવામાં આવ્યું; પરંતુ, હિંસા એ હિંસા તરીકે જીવનનો આધાર ક્યારે ય માનવામાં આવી નહોતી.

આ સંદર્ભમાં ગાંધીજીનો પુરુષાર્થ અદ્ભુત અને ક્રાંતિકારક છે. તેમણે એમ માન્યું અને કહ્યું કે વિશિષ્ટ પ્રસંગોએ અન્યાય તથા અસમાનતાના નિરાકરણ માટે

પ્રતિકાર તો આવશ્યક બની રહે છે. પરંતુ હિંસાનો જે પ્રયોગ આપણે ઓછામાં ઓછી માત્રામાં કરવા ઇચ્છીએ છીએ તેને સાવ શૂન્ય માત્રા સુધી શા સારુ ન લઈ જવો? યુદ્ધમાં જેટલા પરાક્રમની અને શૌર્યની અભિવ્યક્તિ શકય હોય છે, તેનાથી ઓછી નહિ બલકે એથી વધારે વીરતાને અને પરાક્રમને શસ્ત્ર-નિરપેક્ષ પ્રતિકારમાં અવસર મળે એ શકય નથી વારુ? આ સવાલનો વ્યાવહારિક આચારાત્મક જવાબ ગાંધીજીએ પોતાના પ્રયોગોમાંથી આપ્યો છે. આ શસ્ત્ર-નિરપેક્ષ પ્રતિકારાત્મક પદ્ધતિનો આવિષ્કાર અને એના મર્યાદિત પ્રયોગો ગાંધીજીની પહેલાં પણ દુનિયામાં થયેલા છે. યુરોપમાં આ પ્રતિકારને Passive Resistance કહેવામાં આવ્યો. ભારતવર્ષમાં એનું પ્રતિપાદન સ્વદેશી આંદોલનને વખતે શ્રી અરવિંદ, બિપિનચંદ્ર પાલ અને બાળ ગંગાધર ટિળકે કર્યું; પરંતુ પ્રતિકારની આ પદ્ધતિમાં શસ્ત્ર-પ્રયોગનો નિષેધ નહોતો. એવું પણ મનાયું નહોતું કે આ નિઃશસ્ત્ર પ્રતિકાર એ સશસ્ત્ર પ્રતિકારનો વિકલ્પ બની શકે છે. ગાંધીજીના સત્યાગ્રહનો દાવો એ હતો કે શસ્ત્ર-પ્રયોગ કરતાં સત્યાગ્રહની પ્રતિકાર–પદ્ધતિ વધારે અસરકારક છે. શસ્ત્ર-પ્રયોગમાં જેટલો અવકાશ છે એનાથી વધારે મોટી તક બહાદુરી માટે એમાં મળે છે, જો કે ક્રૂરતાને જરા જેટલો પણ અવકાશ મળી શકતો નથી. ગાંધીજીની અહિંસાની આ એક વિશેષતા છે.

ગાંધીજીની અહિંસાની બીજી એક વિશેષતા એ છે કે તે પ્રતિયોગી અથવા 'જવાબી' નથી. એટલે કે, સત્યાગ્રહી એમ નથી માનતો કે જ્યાં સુધી અને જે મર્યાદા સુધી પ્રતિપક્ષી અહિંસાનું પાલન કરશે ત્યાં સુધી અથવા તો તેનાથી થોડા વધારે સમય સુધી અને તેટલી અગર તેનાથી કંઈક વધુ મર્યાદા સુધી હું અહિંસાનું પાલન કરીશ. આ અર્થમાં એની અહિંસા નિરપેક્ષ હોય છે. માટે જ એના હાથમાં અભિક્રમ હંમેશ રહે છે. આવો દાવો મર્યાદિત હિંસાની કોઈ પણ સમાજમાન્ય પદ્ધતિ માટે કરવાનું શકય નહોતું. સમાજમાન્ય હિંસાના પ્રયોગમાં બન્ને પક્ષો એવો જ દાવો કરશે કે અમે ઓછામાં ઓછી હિંસા કરી છે. એનાથી ઊલટું, સત્યાગ્રહના પ્રયોગમાં જો કોઈ દાવો કરી જ શકાતો હોય તો તે દરેક પક્ષનો એ રહેશે કે અમે વધુમાં વધુ અહિંસાનું પાલન કર્યું. ગાંધીજીનો સત્યાગ્રહ એક એવી પ્રતિકાર–પદ્ધતિ છે કે જેમાં એક શાશ્વત જીવનમૂલ્ય અંતર્ગત છે. અને, વિશેષ તો એ કે, પ્રતિપક્ષીના જીવનની અને આત્મ-મર્યાદાની હાનિ નથી.

આત્મવિજ્ઞાનની પ્રગતિ અણુ શક્તિ સુધી પહોંચી છે, અને તે પ્રગતિને કોઈ સીમા નથી એવી પરિસ્થિતિમાં માનવીય સંઘર્ષના પરિહાર માટે નવાં નવાં શસ્ત્રોની શોધ વડે જીવનનો વિકાસ થવાનો નથી. આ બાબતમાં આજે કોઈ મતભેદો રહ્યા નથી. આજની પરિસ્થિતિમાં જ ગાંધીજીની અહિંસાની આવશ્યકતા પડેલી છે. અર્વાચીન પુરાણપ્રિય ક્રાંતિકારીઓની પરિભાષામાં આને જ ઐતિહાસિક આવશ્યકતા પણ કહી શકાશે. પરિસ્થિતિમાં આવશ્યકતા છે, પણ માનવ–સમુદાયની આકાંક્ષાઓ પાછળ રહી જાય છે. એનાં કારણો છે પરંપરાગત સામાજિક ક્રાંતિના સિદ્ધાંતોના સંસ્કાર આધુનિક ક્રાંતિકારો પણ ક્રાંતિના વિજ્ઞાન અને ક્રાંતિની પ્રક્રિયાની બાબતમાં પરંપરાઓને અનુસરનારા છે. જ્યાં સુધી આ પરિસ્થિતિ રહેશે ત્યાં સુધી વિજ્ઞાન–યુગમાંના માનવનું વ્યક્તિત્વ દ્વિધા-વિચ્છિન્ન રહેશે. આ દ્વિધા–વિચ્છિન્ન વ્યક્તિત્વમાંથી અનિયંત્રિત અને અપ્રત્યાશિત સમસ્યાઓ નિર્માણ થઈ રહી છે. ફલસ્વરૂપ જે સ્ફોટ પરિસ્થિતિમાં પ્રગટ થઈ રહ્યા છે તેમનાથી માણસ વ્યાકુળ અને વિમૂઢ બનેલો છે. પરિસ્થિતિની આવશ્યકતા અને માનવ-સમૂહોની આકાંક્ષા એ બન્ને વચ્ચે જેટલી નિકટતા નિર્માણ થશે તેટલો આ પ્રશ્નનો ઉકેલ સુલભ બનશે.

[નોંધ: મહારાષ્ટ્રના ચાંદા જિલ્લાના વરોરા ગામમાં આનંદવન ખાતે સ્થપાયેલ માનવ-શક્તિ સંવર્ધન કેન્દ્રના ઉપક્રમે 'आन्तर भारती' પાક્ષિક હમણાંથી પ્રગટ થાય છે તેના વર્ષ ૩ અંક ૮માં ઉપરનો લેખ પ્રસિદ્ધ થયો હતો. શ્રીયુત બાબા આમટેની પ્રેરણા અને સક્રિય હૂંફ તથા દોરવણી હેઠળ આ કેન્દ્ર અને પાક્ષિકની પ્રવૃત્તિઓ ચાલે છે.
—સંપાદક 'અભ્યાસ']

*

# પ્લેટોનું કેળવણીનું તત્ત્વજ્ઞાન: એક મૂલ્યાંકન[1]

મૂ. કા. ભટ્ટ

[નોંધ: સૌરાષ્ટ્રની કૉલેજોના ચાર જૂથો પાડી યુનિવર્સિટીએ દરેકને એક વિશિષ્ટ કાર્યક્રમ પ્રયોજવા જણાવ્યું હતું. આ હતા, ગોષ્ઠિ (seminar), ચર્ચા (discussion), સાક્ષ્ય (interview) અને ગ્રંથાલય-કાર્ય (library work). આમાં ડી. કે. વી. કૉલેજને ગોષ્ઠિનો કાર્યક્રમ કરવાનું આવ્યું અને તે મુજબ નવેમ્બર-ડિસેમ્બર મહિનાઓમાં વિવિધ વિભાગોની ગોષ્ઠિ ગોઠવવામાં આવી હતી. આમાં પહેલે દિવસે વર્ગ સમસ્તની સભામાં કોઈ વિષય પરત્વેનો એક તૈયાર કરેલો લેખ (working paper) જે તે વિભાગે રજૂ કરવાનો હતો. ગોષ્ઠિનો કાર્યક્રમ અમે તૃતીય બી. એ. અને બી. એસસી. પૂરતો મર્યાદિત રાખેલો હતો અને એ મુજબ તૃતીય બી. એ. તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થીઓની સામાન્ય સભામાં 'પ્લેટોનું કેળવણીનું તત્ત્વજ્ઞાન: એક વિહંગાવલોકન' લેખનું વાચન કર્યું. ત્યાર બાદ, ચર્ચામાં ચારેક મુદ્દાઓ જૂથ ચર્ચા માટે નક્કી કર્યા અને વિદ્યાર્થીઓનાં ચાર જૂથો પાડી જૂથનેતા તરીકે તત્ત્વજ્ઞાનના અધ્યાપકોને વહેંચી દીધા. જૂથ ચર્ચાના હેવાલો વર્ગ સમસ્તની બીજી સભામાં વાંચવામાં આવ્યા અને તેના પર ચર્ચા થઈ. અત્યાર સુધીની બધી ચર્ચાઓની નોંધ પરથી વિષય સમગ્ર વિશે રિપોર્ટ ઘડી કાઢવા તત્ત્વજ્ઞાનના અધ્યાપકોની સમિતિ રચી અને ચર્ચાની ભાવના અંગે સંક્ષિપ્ત રિપોર્ટ ઘડીને તેના પરથી એક લેખ તૈયાર કર્યો જેને વર્ગ સમસ્તની ત્રીજી અને છેલ્લી સભામાં વાંચીને પસાર કરવામાં આવ્યો. ચર્ચા દરમિયાન જે સૂર જાણવા મળ્યો તેને અનુરૂપ શ્રી. પુરુષોત્તમ માવળંકરના એક લેખનું વાચન યોગાનુયોગ એ સમયે થયું અને તેમાં વ્યક્ત થયેલ વિચારતંતુને મૂલ્યાંકનની ભૂમિકા બનાવી ચર્ચાના આધારે જે લેખ તૈયાર કર્યો તે નીચે રજૂ કર્યો છે. —મૂ. કા. ભટ્ટ]

## મૂલ્યાંકનની ભૂમિકા

'મહાપુરુષ પણ છેવટે તો એના પોતાના યુગની નિપજ છે. એનું જીવન-દર્શન અંશતઃ અને અનિવાર્યપણે એ યુગનાં વિશિષ્ટ પરિબળો વડે સીમિત બને એમાં આશ્ચર્ય નથી. સાથે સાથે કોઈ મહાપુરુષ કેવળ પોતાના જ સમય પૂરતું જોતા કે બોલતા કે લખતા નથી. જે કાંઈ શાશ્વત અને સંપૂર્ણ છે એ વિશે પણ મહાપુરુષ જાગ્રત હોય છે અને એવાં સનાતન તત્ત્વો તથા મૂલ્યોને એ પોતાના વિચારોમાં સરસ ગૂંથી પણ લે છે.'[2] મહાન ગ્રીક ચિંતક પ્લેટોએ પોતાના કેળવણીના તત્ત્વજ્ઞાનમાં વ્યક્તિ, સમાજ, રાજ્ય અને જીવનનાં વિવિધ પાસાંને લક્ષમાં રાખી જે વિચારો વ્યક્ત કર્યા છે તેમાં આ બન્ને–સમયોચિત અને શાશ્વત તત્ત્વો ઊપસી આવે છે. આથી આ બન્ને બાજુઓ સમજવા માટે અને યોગ્ય મૂલ્યાંકન માટે પ્લેટોના સમયની પરિસ્થિતિની નોંધ આવશ્યક બને છે.

## પ્લેટોના સમયની પરિસ્થિતિ

સામાજિક અને રાજકીય દૃષ્ટિએ વિભિન્ન વ્યવસ્થા પ્લેટોના સમયમાં સ્પાર્ટા અને ઍથેન્સનાં રાજ્યોમાં હતી. સ્પાર્ટામાં કેળવણીના સામાજિક હેતુનું ઉગ્ર સ્વરૂપ પ્રચલિત હતું. બીજા દેશ પર આક્રમણ કરવા માટે લશ્કરી તાલીમ, શિસ્ત અને લડાયક જુસ્સાની આવશ્યકતા હોવાથી સ્પાર્ટામાં રાજ્ય અને સમાજની વ્યવસ્થા આ હેતુને કેન્દ્રસ્થાને રાખીને કરવામાં આવી હતી. કેળવણીનો હેતુ ત્યાં જુસ્સાના તત્ત્વનો વિકાસ થાય એવો હોવાથી તે મુજબ કપરી તાલીમનું ત્યાં આયોજન થયું હતું. આ માટે કેળવણીનું સમગ્ર સંચાલન રાજ્ય હસ્તક હતું અને કેળવણી સ્ત્રી અને પુરુષ બન્ને માટે ફરજિયાત હતી. જુસ્સાના તત્ત્વના વિકાસ માટે અને લડાઈ માટે શારીરિક તાલીમને સ્પાર્ટામાં ખાસ મહત્ત્વ આપવામાં આવતું હતું.

સામે પક્ષે ઍથેન્સમાં કેળવણીના સામાજિક હેતુનું

---

૧. આ લેખનો આધાર મહદ્ અંશે નેટલશિપના 'લેક્ચર્સ ઑન ધ રિપબ્લિક ઑવ પ્લેટો' પુસ્તક પર છે.

૨. શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર: 'ગાંધી, ગાંધીવાદ અને ગાંધીવાદીઓ', 'અભ્યાસ'-અંક ૮૭, પૃષ્ઠ ૭૨

વિનીત સ્વરૂપ પ્રચલિત હતું. અને મુખ્યત્વે બૌદ્ધિક કેળવણી પર લક્ષ્ય કેન્દ્રિત કરવામાં આવતું હતું. યુવાનો મોજમજાહમાં રાચતા હતા અને તેમનામાં શિસ્તનો અભાવ હતો. વડીલો અને સત્તા તરફ તેઓ ઘૃણાનો ભાવ ધરાવતા હતા. ઍથેન્સમાં કેળવણીનું સંચાલન રાજ્ય હસ્તક નહોતું. સોફિસ્ટો ફી લઈને જાહેર જીવનમાં સફળતા પ્રાપ્ત કરવાના પાઠ ભણાવતા. તેમને સત્ય કરતાં સફળતામાં વધુ રસ હતો. સૉક્રેટિસે આ વલણની સામે સત્યની નિરપેક્ષિતાનો તથા 'જ્ઞાન એ જ સદ્‌ગુણ'નો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો હતો. પ્લેટોના 'રિપબ્લિક'માં સૉક્રેટિસનું પાત્ર 'ન્યાય' એ માનવગુણ છે અને ન્યાયી માનવી જ સુખી હોઈ શકે તેમ પ્રતિપાદન કરે છે. માનવપ્રકૃતિમાં રહેલ દરેક તત્ત્વને સમાજમાં યોગ્ય તક આપવામાં આવે તેમાં ન્યાય રહેલો છે તેમ તે જણાવે છે.

પ્લેટોના સમયમાં ગ્રીક રાજ્યો નાનાં નગરરાજ્યો હતાં. તેમાં કાયદો, રૂઢી, પરંપરા, ધર્મ વચ્ચે અત્યારના જેવી સ્પષ્ટ ભિન્નતા ન હતી. પ્લેટોના કેળવણી અંગેના તેમ જ સમાજ અને રાજ્ય અંગેના વિચારો આ નાનાં નગરરાજ્યોના સંદર્ભમાં વ્યક્ત થયાં છે. આને પરિણામે તે સામાજિક વર્તનમાં રાજ્યની દખલ સ્વીકારે છે તે આપણને વધુ પડતી લાગે છે. પણ, આનું બીજું શુભ પરિણામ એ પણ આવ્યું છે કે પ્લેટો માનવપ્રકૃતિ અને તેનાં પાસાંની સમગ્રતાને અનુલક્ષીને કેળવણી અંગે કહે છે.

આમ, સ્પાર્ટા અને ઍથેન્સની સંસ્કૃતિ અને સામાજિક–રાજકીય પરિસ્થિતિ વચ્ચે માત્ર તફાવત જ નહીં પણ વિરોધ હતો. પ્લેટોએ આ બન્ને એકાંગી જીવનપદ્ધતિઓની અધૂરાશ જાણી હતી અને તેથી બન્નેમાંથી સારાં તત્ત્વો લઈને એકબીજાને પૂરક બને તે રીતે નવી પદ્ધતિ આદર્શ રાજ્ય માટે આપવા એણે એક મહાન પ્રયાસ કર્યો છે. તેના કેળવણીના તત્ત્વજ્ઞાનમાં સ્પાર્ટાની શિસ્ત, શારીરિક તાલીમ અને સાદાઈ સાથે ગ્રીસના બૌદ્ધિક અને ઉચ્ચ માનસિક ગુણો જેને તે philosophic element કહે છે તેના વિકાસને વણી લીધો છે. માત્ર લડાયક જુસ્સાના અને માત્ર બૌદ્ધિક તત્ત્વના અનુક્રમે સ્પાર્ટા અને ઍથેન્સમાં અલગ વિકાસને કારણે જે અનિચ્છનીય પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તે નજર સમક્ષ રાખીને પ્લેટો બન્ને તત્ત્વોના સમતુલિત વિકાસનો સિદ્ધાંત પ્રદાન કરે છે.

## માનવજીવનની અખિલાઈ અને કેળવણી

બર્ગસાઁ જેવા આધુનિક ઉત્ક્રાંતિવાદી ચિંતકો પ્રકૃતિમાં જીવનની સફળ અભિવ્યક્તિ વનસ્પતિજન્ય મૂઢાવસ્થા, વૃત્તિ અને બુદ્ધિના માર્ગોએ કે તબક્કાઓએ થઈ છે તેમ આપે છે. પ્લેટોએ આ ત્રણ મુખ્ય તબક્કાઓને માનવપ્રકૃતિનાં ત્રણ તત્ત્વો ગણ્યાં છે. આ ત્રણ તત્ત્વો છે: તૃષ્ણા (appetite), સાહસ (spirit) અને જ્ઞાન (philosophic element). આ અનુક્રમે લાગણી, સંકલ્પ અને બુદ્ધિના ગુણો છે. તૃષ્ણાના તત્ત્વમાં શારીરિક જરૂરતો અને ધનસંચય કે સમ્પત્તિ માટેની ઇચ્છાનો સમાવેશ થાય છે. સાહસ કે જુસ્સાનું તત્ત્વ માનવીને આક્રમણનો સામનો કરાવે છે અને આક્રમક બનાવે છે. વળી તે અન્યાય તરફ અણગમો ઉત્પન્ન કરે છે અને માનવીને સ્પર્ધા કરવા અને મહત્ત્વાકાંક્ષી બનવા પ્રેરે છે. બૌદ્ધિક તત્ત્વ વસ્તુઓને સમજવાની શક્તિ આપે છે. પ્લેટો સમજણ અને પ્રેમાકર્ષણ એકબીજા સાથે ગાઢ રીતે સંકળાયેલાં ગણે છે અને તેથી એકબીજાને નજદીક લાવતા આ તત્ત્વને પ્રેમ કહી શકાય.

પ્રકૃતિનાં સર્જનોમાં માત્ર માનવીમાં જ જોવા મળતાં આ પાસાંના આંતરસંબંધોને પરિણામે તેનું જીવન પ્રકૃતિનાં બધાં સર્જનોમાં સૌથી વધુ જટિલ બન્યું છે. આ જટિલતાની સ્વાભાવિકતાને અવગણવાને કારણે આધુનિક 'અતિ વાસ્તવવાદી' કહેવાતું વલણ પરંપરા, રૂઢી, નિયમો, સમાજવ્યવસ્થા, વગેરેને માનવજીવન પરનો કૃત્રિમ બોજો ગણે છે અને તેને તરછોડે છે. આ જ રીતે આ સ્વાભાવિક જટિલતાને અવગણીને માનવજીવનનાં વિવધ પાસાંના અલગ સંતોષ પર પ્લેટોએ આપેલી સરળ અને પ્રમાણમાં ચુસ્ત વર્ગરચનાનાં મંડાણ પણ અસ્વાભાવિક જ ગણાય. આથી, જન્મ પર આધારિત વર્ગરચના પણ કૃત્રિમ અને બોજારૂપ ગણાય. જો કે પ્લેટોએ આપેલી વર્ગરચના જન્મ મુજબ નહીં પણ કાર્યશક્તિ અનુસારની છે. વ્યક્તિની કાર્યશક્તિ ભિન્ન ભિન્ન હોય છે એવું સ્પષ્ટ વિધાન કરીને પ્લેટો આધુનિક વૈય-

છે તેમ: 'God, Nature and Jiva are the three terms of Existence and these three are One Being.' આ ચૈત્ય તત્ત્વની ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં વધુ ને વધુ અભિવ્યક્તિ હાંસલ થતી જાય છે. તેની પૂર્ણ અભિવ્યક્તિ એટલે જ આત્મજ્ઞાન કે શુદ્ધ અને પૂર્ણ અસ્તિત્વનું જ્ઞાન—સત્‌નું જ્ઞાન. યોગ્ય એવા સમાજજીવનમાં તે પ્રાપ્ત થાય. આથી સમાજમાં વ્યક્તિનાં વૃદ્ધિ, વિકાસ અને પરિપક્વન મુજબ કેળવણીનાં સાધનોનો સમુચિત ઉપયોગ થવો જોઈએ. પ્લેટોની કેળવણીની યોજનામાં વૈયક્તિક તફાવતો અને વ્યક્તિવિકાસના વિવિધ તબક્કાઓ વિષે વિચાર થયો છે. વળી, તેણે આ તબક્કાઓને નજર સમક્ષ રાખીને કેળવણીનાં સાધનો તરીકે કલા, વિજ્ઞાન, સંગીત, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન, વગેરેનો વિચાર પણ કર્યો છે.

## વિકાસના તબક્કા અને કેળવણીનાં સાધનો

પ્લેટોએ સૂચવેલ માનવવિકાસના તબક્કાઓની વિગતો આધુનિક મનોવિજ્ઞાનની દૃષ્ટિએ યથાર્થ ન હોય એ સ્વાભાવિક છે. આ ઉપરાંત કલ્પાન, સ્મૃતિ, તર્ક, અમૂર્ત વિચારણા, સમજણ, વગેરે માનસિક પ્રક્રિયાના વિકાસની સ્થિતિઓ અને વિકાસની ભાતની વિગતો આ સદીના સંશોધનનાં પરિણામો છે. આમ છતાં તબક્કાની પુખ્તતાને અનુલક્ષીને કેળવણીની યોજના થવી જોઈએ એવું પ્લેટોનું મંતવ્ય સર્વમાન્ય અત્યારે પણ છે. આથી શરૂઆતની બાલ્યાવસ્થામાં તર્કશક્તિનો વિકાસ મર્યાદિત હોવાથી અને અમૂર્ત વિચારણાની શક્તિનો વિકાસ થયો ન હોવાથી બાળક અજ્ઞાત અનુકરણ કરે છે અને આવું અનુકરણ વિચારણાનો પરિપાક હોતું નથી. આ કારણે તેના સમક્ષ રજૂ થતું સાહિત્ય શુભ અને સુંદરના અનુકરણને પ્રેરે તેવું હોવું ઘટે. પ્લેટોના જમાનામાં અને ભારતમાં પણ સાહિત્યનો આજના જેવો વિકાસ અને સાક્ષરતા ન હતાં તેથી આપણા નજીકના ભૂતકાળમાં પણ ઉચ્ચ ગુણોનું અનુકરણ કરવાનો અભિગમ કેળવાય એ માટે મહાપુરુષો કે દૈવી વ્યક્તિઓનાં ઉત્તમ ચરિત્રોની પુરાણકથાઓ કે દૃષ્ટાંત કથાઓનું શિક્ષણમાં ઘણું મહત્ત્વ હતું—આજે તે તદ્દન નથી એમ કહી શકાય તેમ નથી. બાળકના કલ્પનાશીલ માનસ સમક્ષ આવી રજૂઆત દ્વારા બંધુત્વ, વડીલો તરફ માન, પ્રેમ જેવા ગુણો ખીલે એ આવશ્યક છે તેમ પ્લેટોએ આપ્યું છે. આવાં વાર્તાસાહિત્યની આવશ્યકતા અત્યારે પણ સ્વીકારાય છે. આ કારણે આ તબક્કે પૌરાણિક કથાઓના ઐતિહાસિક સત્ય કરતાં વિચારના સત્યને પ્લેટો વધુ મહત્ત્વ આપે છે. અહીં બંધુત્વ, સત્યવાદિતા, હિંમત અને આત્મસંયમના ગુણોનું મહત્ત્વ છે; કથાના ઐતિહાસિક સત્યનું નહીં. પ્લેટો એ સાચું કહે છે કે બાળકો અને અશિક્ષિત બહુજન-સમાજ માટે આ યોગ્ય છે. પરંતુ, અહીં એ નોંધવું ઘટે કે માનવી માટે આ બન્ને સત્યોનું જ્ઞાન જરૂરી છે, જે વિકસિત તર્કશક્તિ દ્વારા મેળવી શકાય.

કલા વિષે પણ પ્લેટોએ ઉપરોક્ત દૃષ્ટિબિંદુએ વિચાર કર્યો છે. જે સુંદર છે તેની રજૂઆત કુમળા માનસ સમક્ષ—બાળકો અને તરુણો—થાય એ ઇચ્છનીય છે. અત્યારે ફિલ્મને 'A' સર્ટિફિકેટ આપવામાં આવે છે તે બિનઅસરકારક હોવા છતાં આ ભાવનાનું સૂચક છે. છેક હમણાં સુધી ઈંગ્લેન્ડમાં નાટકોની રજૂઆત પર કડક સેન્સરશિપ હતી તે પણ યોગ્યની રજૂઆત લોકો સમક્ષ થવી જોઈએ તે ભાવના દર્શાવે છે. આથી પ્લેટોએ અનિચ્છનીય બાબતોનું અનુકરણ ન થાય અને ઇચ્છનીય બાબતોનું અનુકરણ થાય એ માટે રજૂઆતમાં ધ્યાન રાખવાની જવાબદારી કલા અને સાહિત્યના સર્જકો પર નાખી છે. સમાજ પ્રત્યેની આ તેમની ફરજ છે. આવા સભાન પ્રયત્ન વિના વિશ્વના મહાન કલાસ્વામીઓ અને સાહિત્ય-સર્જકોએ ઉચ્ચ પ્રકારના સાહિત્યનું સર્જન કરેલું છે જ; તેમ છતાં રાજ્યનાં નિયંત્રણો દ્વારા આવી જવાબદારીનું ભાન કરાવવું કેટલે અંશે યોગ્ય ગણાય, તે અત્યારે મતભેદનો પ્રશ્ન છે. 'બિભત્સ' સાહિત્ય અંગે થયેલા કેસોમાં આ અંગેની સૈદ્ધાંતિક અસ્પષ્ટતા તરી આવે છે. પ્લેટોએ સાહિત્ય અને કલાનો વિચાર માત્ર વિકાસના પ્રાથમિક તબક્કાને અનુલક્ષીને કર્યો હોવાથી આ સાધનો દ્વારા આત્મસાક્ષાત્કારની સર્વોચ્ચ ભૂમિકા પામી શકાય છે એ તેના ધ્યાન બહાર રહ્યું છે. આવું જ સંગીત વિષે છે. આથી તેણે સંગીતમાં જટિલતાને ત્યાજ્ય ગણી

છે. મર્યાદિત હેતુને ધ્યાનમાં રાખ્યો હોવાથી જેમ જીવનની સફળતા માટે અને કાર્યક્ષમતા માટે કસરત, પરિશ્રમ, અગવડો વેઠવી, મોજમસ્તીથી દૂર રહી સાદું જીવન જીવવું જરૂરી છે તેમ તેણે સંગીતમાં સાદાઈ હોવી જરૂરી છે તેમ કહ્યું છે. સંગીત અંગે તેણે આપ્યું છે તેમ તેનાં તાલ અને લય બહાદુર અને શક્તિશાળી વ્યક્તિઓને અનુકૂળ હોવાં જોઈએ. તેમાં ગૂંચવણ ન હોવી જોઈએ. આમ અહીં પ્લેટો સંગીતના ઉચ્ચ વિકસિત સ્વરૂપને ધ્યાનમાં લેતો નથી. સંગીતમાં પણ આત્મૈક્યમાં લીન થવાની શક્તિ છે.

એ સાચું છે કે કેળવણીનાં આ વિવિધ સાધનોના સમુચિત ઉપયોગ દ્વારા ઉત્તરોત્તર વિશ્વને વધુ ને વધુ સમજવાનું બને છે, અને વ્યક્તિ સત્ય, શિવ અને સુંદર તરફ મક્કમ રીતે અભિમુખ થતી જાય છે. પ્લેટોનું એ મંતવ્ય સાચું છે કે પ્રેમ અને તિરસ્કાર, સુંદર અને કુરૂપ, યોગ્ય અને અયોગ્ય વચ્ચેનો ભેદ શરૂઆતના તબક્કામાં વૃત્તિજન્ય રીતે પારખવાનું બને છે. માનસિક વિકાસને કારણે, પછીથી, બૌદ્ધિક સમજણ દ્વારા આ ભેદ વ્યક્તિ પારખશે. સાહિત્ય અને કલાની રજૂઆત અંગે આ બન્ને તબક્કાના વિકાસ મુજબ વ્યક્તિનું વલણ રહેશે. બૌદ્ધિક વિકાસને પરિણામે તાલીમને કારણે શુભ અને સુંદરને વ્યક્તિ સ્વાભાવિક રીતે પસંદ કરશે. આથી શરૂઆતના ઘડતરના સમયમાં આવી ઇચ્છનીય અભિમુખતા કેળવાય એ જરૂરનું છે. આ અંગેનું પ્લેટોનું એક મંતવ્ય—જે 'રિપબ્લિક'માં ક્વચિત જ જોવા મળે છે—તે અહીં નોંધવા જેવું છે. તે કહે છે કે એક વાર આવા યોગ્ય અભિગમનું ઘડતર શરૂ થાય તો સહજ રીતે જેમ દોડતા ચક્રની ગતિ વધુ ને વધુ વેગીલી થાય તેમ અભિગમ વધુ ને વધુ દૃઢ થતો જશે. કેળવણીના આદર્શ તરફ ગતિશીલ રહેવા માટે આવા અભિગમના વિકાસની જરૂર છે જ એ નિઃશંક છે. આ આવશ્યકતાની પૂર્તિ સમાજજીવનના સંદર્ભમાં કરવાની છે. આથી વ્યક્તિની કેળવણીનો વિચાર સમાજજીવનના સંદર્ભમાં કરવો જરૂરી બને છે અને સમાજ તથા રાજ્યની જરૂરતોને પણ લક્ષમાં રાખવી અનિવાર્ય થઈ પડે છે.

## સમાજ અને રાજ્યોની જરૂરતો અને કેળવણી

રાજ્યનાં મુખ્ય કાર્યો ચર્ચા-વિચારણા, કારોબાર અને લશ્કર અંગેનાં છે. આ માટેની કાર્યશક્તિમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે ભિન્નતા નથી એમ પ્લેટો સ્પષ્ટ કહે છે. મૂળભૂત માનસિક શક્તિ અંગેનું પ્લેટોનું આ વિધાન ડૉ. માર્ગારેટ મીડના આધુનિક મંતવ્ય જેવું છે. અલબત્ત, પ્લેટો આ વિધાન રાજકર્તાઓની સ્ત્રીઓના જ સંદર્ભમાં કરે છે, અને કાર્યશક્તિ અને કેળવણીની દૃષ્ટિએ બન્નેને સરખાં ગણે છે. અત્યારે ઉપરોક્ત જરૂરતો અને કાર્યો સિવાય સમાજ અને રાષ્ટ્રને ઉપયોગી હજારો કાર્યો છે જેમાં સ્ત્રી-પુરુષ બન્ને એક જ પ્રકારનું કાર્ય કરતાં ન હોય તો ય એકબીજાને પૂરક બની રહે તેવાં કાર્યો કરી શકે છે. પરંતુ પ્લેટો માટે સમાજની તે સમયની વ્યવસ્થા અને પડોશી રાજ્યોથી દેશનું સંરક્ષણ એ બાબતો પ્રમુખસ્થાને હતી. આમ છતાં જુસ્સાના તત્ત્વના અસમ વિકાસથી રાજ્ય આક્રમક ન બને એ માટે બૌદ્ધિક તત્ત્વનો વિકાસ પણ થવો જોઈએ એટલું જ નહીં પણ આ તત્ત્વનો કાબૂ બીજાં બે તત્ત્વો પર રહે એ પણ તેણે યોગ્ય માન્યું છે.

રાજ્યની ઉપરોક્ત જરૂરતો અને વ્યક્તિનાં ત્રણ તત્ત્વોના સંતોષ અર્થે તેણે સમાજના ત્રણ વર્ગો પાડ્યા છે: સંરક્ષણ માટે સૈનિકોના વર્ગની, ઉત્પાદન માટે કારીગરી વર્ગની અને રાજ્યના ડહાપણભર્યા સંચાલન માટે રાજ્યકર્તા વર્ગની આવશ્યકતા રહે છે. વર્ગભેદ મુજબ કાર્યદક્ષતા જાળવી રાખવાનું તથા સમાજની એકતા ટકાવી રાખવાનું કાર્ય રાજ્ય અને સમાજ માટે ઘણું મહત્ત્વનું છે. આ માટે પ્રચલિત વર્ગરચના સ્વીકારે, સમાજની એકતા અને દેશભક્તિને પ્રેરે તેવી માન્યતાઓ બહુજનસમાજ અંધશ્રદ્ધાથી સ્વીકારે તો ય તેને પ્લેટોએ યોગ્ય ગણી છે. ભારતમાં પણ વર્ણવ્યવસ્થાને દૈવી આદેશનું સ્વરૂપ અપાયું છે. વળી, રાષ્ટ્રને લાભપ્રદ હોય તેવી અબૌદ્ધિક માન્યતાઓ પ્રચલિત થવા દેવાનું અને જાળવી રાખવાનું કાર્ય અત્યારનાં ઘણાં રાષ્ટ્રો કરે છે તે પ્લેટોની ભાવનાનાં જીવંત પ્રતીકો છે. માઓના વિચારોની અસરથી એવરેસ્ટ શિખર પર સફળ આરોહણ, નબળી વૃદ્ધાવસ્થામાં માઇલો સુધી તરી શકવું,

દર્દોની નાબૂદી, વગેરે અદ્ભુત જ ગણી શકાય તેવાં કાર્યો થાય છે એવો ભ્રમ ચીનમાં જ નહીં પણ બીજા દેશોમાં ફેલાવ્યો છે અને તેમાં માનનારા પણ ઘણા છે. પ્લેટો એ સાચું કહે છે કે સામાન્ય માનવી, વૈજ્ઞાનિક, તત્ત્વચિંતક, શિક્ષિત, અશિક્ષિત, વગેરે પોતાનાં તાલીમ, જ્ઞાન, અનુભવ અને વિચાર-પ્રક્રિયા મુજબ એક જ સત્યને વિવિધ સ્વરૂપોમાં લે છે. આથી બહુજનસમાજ અયથાર્થ માન્યતામાં સમાજોપયોગી આચરણ કરતો હોય તો તે પ્લેટોના જમાનામાં જ નહીં પણ અત્યારે ય વાજબી ગણાય છે. રાજ્ય અને સમાજની તત્કાલીન જરૂરતોને અનુલક્ષીને આ ભલે વાજબી ગણાતું હોય પણ સત્યને જાણવાના અને પામવાના કેળવણીના આદર્શને તે સુસંગત નથી જ. કેળવણીનું કાર્ય છે: To make the truest truth, true to everybody. આ કાર્ય અલ્પજ્ઞ અને અશિક્ષિતને શિક્ષણ આપીને તેનું બૌદ્ધિક સ્તર ઊંચે લાવીને સાધી શકાય.

સમાજ અને રાજ્યની જરૂરતોની અનેકવિધતા આજે ઘણી વધી છે. આ જરૂરતોને અનુલક્ષીને વિશિષ્ટ બાબતોની કેળવણી અને તાલીમ વિવિધ ક્ષેત્રો માટે આવશ્યક છે. આથી કેળવણીની યોજનામાં આને સ્થાન હોય જ. પરંતુ કેળવણીના આદર્શને વિપરિત હોય તેવી અને એકાંગી વિકાસના વ્યવસ્થા અંતે વ્યકિત, સમાજ અને રાષ્ટ્રને હાનિકારક નીવડે છે.

ગ્રીક નગરરાજ્યો નાનાં હોવાથી ત્યાં રાજ્યના કાયદા, રૂઢિ, પરંપરા વચ્ચે આજના જેવો તીવ્ર ભેદ નહોતો. આથી પ્લેટોએ રાજ્યના ધારા ઘડવા માટેના વિષયોમાં રાજકીય વ્યવસ્થા, વેપાર, સંરક્ષણ, વગેરે ઉપરાંત સામાજિક વર્તન, કપડાં, વિવેક, વગેરેનો પણ સમાવેશ કર્યો છે. લોકોના ચારિત્ર્ય અંગેના તથા જેને અંગત બાબતો કહેવામાં આવે છે તેને અંગેના નિયમો કરવાનું કાર્ય લોકશાહી રાજ્યનું આજે ગણાતું નથી એટલું જ નહીં પણ તેને રાજ્યનો બિનજરૂરી હસ્તક્ષેપ ગણવામાં આવે છે. આમ છતાં આ જવાબદારી રાજ્યે અત્યારે પણ છોડી દીધી છે એવું નથી જ. વર્ષો પહેલાં ધોતિયું અને કોટ પહેરીને અમેરિકા ગયેલા એક ભારતીય લેખકને 'અસભ્ય પોશાક' પહેરવા બદલ સજા થયેલી. આ જ દેશમાં આજે નગ્ન નાચ, "સ્ટ્રીપટીઝ" અને ન્યૂડિસ્ટ કલબો સભ્યતામાં ખપે છે. આમ "ચારિત્ર્ય" શબ્દનો ઉપયોગ દેશકાળ અનુસાર બદલતો રહ્યો છે. જ્યાં સરમુખત્યારશાહી છે ત્યાં અત્યારે પણ અંગત કહેવાતી બાબતો અંગેનો રાજ્યનો હસ્તક્ષેપ એક સ્વાભાવિક બાબત ગણવામાં આવે છે. પાકિસ્તાનમાં યુવતીઓએ તંગ અને ચુસ્ત કપડાં ન પહેરવાં એવો એક ફતવો બહાર પાડવામાં આવ્યો હતો એ રાજ્યનો આવો અભરખો દર્શાવે છે. ભારતમાં મૂળભૂત અને અંગત ગણાતા હક્કો (ખાસ કરીને સંપત્તિનો હક) રાજ્યની જરૂરતને અનુલક્ષીને મર્યાદિત કહી શકાય એવી લાગણીનો પડઘો પાર્લામેન્ટમાં પડયો છે. આમ, રાજ્યની આ જરૂરત પ્લેટોના સમયથી ચાલુ જ રહી છે. પરંતુ સ્થળકાળ મુજબ તેનાં અર્થઘટનો બદલ્યાં છે. આમ છતાં આ અંગે પ્લેટોએ એક મહત્ત્વની વાત કહી છે તે નોંધવા જેવી છે. તેણે કહ્યું છે કે સામાજિક ધારાઓ ઘડીને અમલમાં મૂકતા પહેલાં કેળવણી દ્વારા યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએ. ધારાઓ ઘડવાનો હેતુ ધારાઓને અંતે દૂર કરવાનો છે તેવું મંતવ્ય અને જેમ વધુ ધારાઓનું સમાજમાં પાલન થાય તેમ વ્યવસ્થા સારી એવું મંતવ્ય અત્યારે પ્રચલિત છે. પ્લેટોએ આ બન્ને દલીલોના મહત્ત્વને પીછાન્યું હતું અને તેથી માત્ર ધારાઓ જ ઘડવાથી, કેળવણી વિના, અસરકારક ન બને તેમ પ્રતિપાદન કર્યું છે. બીજું તે કહે છે કે આત્મસંયમી રાજ્યમાં સામાજિક વ્યવસ્થા માત્ર પોલીસ અને લશ્કરથી જ નહીં પણ સામાન્ય સંમતિથી ટકે છે. આ કેળવણી દ્વારા જ શકય બને.

## प्रकृस्त्वां नियोक्ष्यति

શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે કે સમાજ ધર્મ કે લોક ધર્મનો સાચો આધાર વ્યકિતની પ્રકૃતિ છે. કેળવણી વિષે પણ આ સાચું છે. આ સત્ય ધ્યાનમાં રાખીને પ્લેટોએ કેળવણી, સમાજની રચના, રાજ્ય, વગેરે અંગે વિચાર કર્યો છે. માનવપ્રકૃતિની અખિલાઈની સાચી સમજણ વિના કેળવણીનું આયોજન માનવજીવનની પૂર્ણતાના ધ્યેયને હાંસલ કરવા અસમર્થ નીવડે એ દેખીતું છે. વ્યકિતની પ્રકૃતિના જૈવીય અને સામાજિક

પાસાંના સમુચિત સંતોષ માટે અને વિવિધ ક્ષેત્રોની જરૂરત માટે તાલીમ, કાર્યદક્ષતા, ઉત્પાદન, વગેરે અનિવાર્ય છે તેમ આ પ્રકૃતિનું સર્વોત્તમ પાસું આધ્યાત્મિક છે અને જેનાથી બીજાં પાસાંનું મૂલ્યાંકન મળે છે. તે પાસાંની અવગણના જેમ લોકધર્મમાં ન થઈ શકે તેમ કેળવણીમાં પણ ન જ થઈ શકે. ગીતાએ એ યથાર્થ જ દર્શાવ્યું છે કે માનવજીવનનનું સમષ્ટિગત સાયુજ્ય અને વ્યક્તિગત વૈશિષ્ટ્ય બન્ને નૈસર્ગિક છે. શ્રી. અરવિંદે પણ એક જ શક્તિની અભિવ્યક્તિનાં આ સ્વરૂપો છે તેમ કહ્યું છે. આથી આ પાસાં વચ્ચે કોઈ વિરોધ હોઈ શકે નહીં. 'સ્વ'ને પામવાના આદર્શને સિદ્ધ કરવા જૈવીય અને અને સામાજિક જરૂરતોને સમુચિત રીતે સંતોષવાની કલા વિનાન બન્નેનું તેમાં સ્થાન છે. કેળવણીના આયોજનમાં માનવપ્રકૃતિનાં કોઈ પાસાંનો અલગ વિકાસ માનવજીવનના ધ્યેયને વિપરિત નીવડશે અને તેથી પ્રકૃતિના આ અંશોનો સમતુલિત વિકાસ કેળવણીમાં સાધવો જોઈએ એવું પ્લેટોનું મંતવ્ય સ્થળ–કાળથી પર જ રહ્યું છે.

*

# સર્વોદયી અર્થતંત્ર–ગાંધીવાદી અભિગમ

**મનુભાઈ મો. શાહ**

પૂ. ગાંધીજીના જીવનદર્શનની આધારશીલા વ્યક્તિ, સમષ્ટિના અભંગ અંગ તરીકે, આચાર દ્વારા સ્વસંતુષ્ટ પૂર્ણતા પ્રતિ અભિસાર કરતાં જનસમૂહનું ઊર્ધ્વીકરણ કરવાનો સતત પ્રયાસ કરે તે હતી એમ હું સમજ્યો છું. સમાજની અર્થવ્યવસ્થા માનવવિકાસનું સાધન રહે, સાધ્ય નહિ, એ એનો કેન્દ્રવર્તી વિચાર. એમાં જગતને માયા ગણી ઐહિક કરણીઓના ત્યાગ દ્વારા મિથ્યાત્વસિદ્ધિના વૈરાગ્યને સ્થાન નહિ, તો દૈહિકને દુન્યવી ઉપભોગોના વૃદ્ધિકરણ દ્વારા, ઇન્દ્રિયસુખના લાલનપાલન અને હાજતજરૂરિયાતોનાં વૃદ્ધિ ને પરિતોષ દ્વારા જીવનધોરણ ઊંચે લઈ જવાની વૃત્તિને ય સ્થાન નહિ. સામાન્ય માનવી અન્તર–અને આન્તર–વ્યક્તિ વર્તનમાં સતત સંવાદિતા સર્જે અને જીવનગુજરાનાં સાધનો પ્રાપ્ત કરતાં ને તેમનો સતર્ક ચીવટપૂર્ણ દુર્વ્યયહીન ઉપયોગ કરતાં કરતાં સમષ્ટિની વિકાસકૂચને રચનાત્મક રીતે સહાય બને એ ગાંધીવિચારસરણીનું હીલક. બ્રહ્મસત્યંજગન્મિથ્યાત્વવાદ અને ઐહિકવાદ, વ્યક્તિવાદ અને જૂથવાદ, ઈત્યાદિ દ્વન્દ્વોથી મુક્ત વ્યક્તિસમષ્ટિનાં હિત-કાર્યનું સમધુર આનંદમય સંમિશ્રણ.

આદિમાનવથી વર્તમાનમાનવ સુધીની સંસ્કૃતિની વિકાસગાથા લાંબી છે. અર્થકારણીય પ્રગતિની દૃષ્ટિએ માનવી ગુફાયુગ, પાષાણયુગ, પશુપાલનયુગ, કૃષિયુગ હસ્તકુટિરગ્રામોદ્યોગયુગ, પરિવહનયુગ, યંત્રસંપત્તિયુગ, આદિ યુગપરંપરામાંથી પસાર થયો. સને ૧૮૬૯માં બીજી ઑક્ટોબરે પૂ. ગાંધીજી જન્મ્યા ત્યારે યુરોપીય ઔદ્યોગિક ઉત્ક્રાન્તિની શતાબ્દી પૂરી થયેલી ને એની આગેકૂચ ચાલુ હતી. રૂના યાંત્રિક કાંતણવણાટ અને કોલસાના 'કોક'માં રૂપાન્તરની પ્રક્રિયાઓથી શરૂ થઈ હજારોની સંખ્યા આંબતી પાશ્ચાત્ય દેશોની નાનીમોટી શોધોએ ઔદ્યોગિક ઉત્પાદન અને વિતરણતંત્રની કાયાપલટ સર્જી કાઢેલી. પરિણામ? મુખ્યત્વે પોતાની માલિકીનાં ઓજારોથી, પોતાની મૂડીથી, પોતાના નૈસર્ગિક ગૃહવાતાવરણમાં, પોતાના ને કુટુંબબાંધવોના પરિશ્રમે, પોતાની અનુકૂળતાએ, પોતાની હૈયાસૂઝથી, ગ્રાહકોની માગણી મુજબ, માલ પેદા કરતાં ને સ્થાનિક કે પરગામી બજારોમાં અંગત સંબંધોએ વેચતાં અનેક વ્યક્તિ જૂથ ઉત્પાદકોનું સ્થાન લીધું ગણતર મૂડીપતિઓનાં બંધિયાર કારખાનાંમાં નિશ્ચિત યંત્રસાંચા ઉપર પ્હોફાટ અગાઉથી વીતીસંધ્યા પછી સુધી, મુકાદમોનાં ગાળકોરડાના પ્રસાદ ખાઈ હુકમાનુસાર ફરજિયાત કાળમજૂરી કરતાં કારીગરમજૂરોએ, માંગની અપેક્ષાએ અગાઉથી વિશાળ પાયે પેદા થતી ધોરણીકૃત વિભિન્ન પ્રકારોની ચીજસેવાઓએ, વિકસિત સંદેશવાહનવહેવારના કલેવરે અટપટા ને જટિલસંકૂલ અન્તર્દેશીય અને આન્તર્દેશીય વ્યાપારવાણિજ્ય અને વિતરણ વ્યવસ્થાએ ટેકિનકલ સંશોધન અતિગણ્યું પાંગર્યું. નાણાંકીય કાઠાએ રૌદ્રસ્વરૂપ ધારણ કર્યું. મૂડીવાદી

અર્થરચનાનું પોત પ્રકાશવા માંડ્યું.

મૂડીવાદનો પાયો ખાનગી મિલકતની હસ્તી ને વૃદ્ધિ-પ્રત્યેક વ્યક્તિને અબાધિત સંપત્તિ પ્રાપ્ત–એકત્ર કરવાનો અધિકાર, એનો મનચાહ્યો ઉપયોગ-ઉપભોગ કરવાનો અધિકાર. એમાંથી જન્મ્યો સ્વૈચ્છિક ખાનગી સાહસનો અધિકાર. અને પ્રત્યેક વ્યક્તિને સ્વૈચ્છિક સાહસહક પ્રાપ્ત થતાં ઉદ્‌ભવ્યો અબાધિત હરીફાઈનો અધિકાર-મુક્ત સંપત્તિપ્રાપ્તિ, મુક્ત સાહસ અને મુક્ત સ્પર્ધાથી પ્રત્યેક વ્યક્તિને લાભ જ થાય એ માન્યતાએ ઘર ઘાલ્યું. ખાનગી મિલકતની સંસ્થા પવિત્ર બની. સરકાર એની રખેવાળ બની–અનેક કાયદાકાનૂનના સર્જન ને અમલ દ્વારા. મોટા ભાગના તત્કાલીન અર્થશાસ્ત્રીઓએ એની તરફેણમાં બૌદ્ધિક દલીલો કરી, સિદ્ધાંતો સર્જ્યા, સંમાર્જ્યા, પ્રચાર્યા: મૂડીદારો સાહસહરીફાઈ દ્વારા ઉદ્યોગધંધામાંથી વધુમાં વધુ નફો પ્રાપ્ત કરી શકે, મજૂરકારીગરો હરીફાઈ દ્વારા સારામાં સારી મજૂરી ને રોજી પામી શકે, ગ્રાહકો-વાપરનારાઓ વધુમાં વધુ સંતોષપ્રદ ચીજવસ્તુઓ ને સેવાઓ પૂરતા પ્રમાણમાં ને કિફાયત ભાવે મેળવી શકે અને દેશની કાચો માલ આદિ સંપત્તિનો વધુતમ લાભદાયક ઉપયોગ થઈ શકે.

પરંતુ, જગતે જુદું અનુભવ્યું! ઉદ્યોગવાણિજ્યની અનિયંત્રિત મુક્તિએ મુક્ત શોષણને જન્મ આપ્યો. સત્ય નેવે મૂકાયું, અહિંસાનો ભોગ લેવાયો. **એક:** સ્થળસંબંધો વેરવિખેર ગ્રાહકોની ઇચ્છા અનુસારની નહિ, કારખાનાં પેદા કરે ને બજારોમાં મળે તે ચીજોમાંથી પસંદગી કરવાની રહી, માગ્યાભાવ આપવાના થયા. સંપૂર્ણ બજાર, સંપૂર્ણ હરીફાઈની ને વધુતમ ગ્રાહકલાભની વાતો માત્ર પુસ્તકિયા બની રહી. **બે:** મજૂરોનો મુક્ત અધિકાર વ્યવહારમાં ચૂસાવાની મુક્તિનો બની રહ્યો, યંત્રકારખાનાંની હરીફાઈએ થયેલ ગ્રામોદ્યોગોના વિનાશ સાથે સ્વતંત્ર ઉત્પાદનસર્જનની શકયતાનો યુગ એમને માટે આથમી ગયો ને દૈનિક રોજીરોટી માટે માલિક-પનારે પડેલા એ ઓશિયાળા બન્યા, ભારતાણુ પશુ ને વેઠિયા કરતાં ય કરુણ વૈતરાની એમની દશા બની રહી. **ત્રણ:** કંપની વ્યાપારસંસ્થાના સર્જને છૂટક બચતોના ઉત્પાદક-રોકાણ ઉપયોગની સગવડ આપી પણ બહુધા વેરવિખેર ભાગદારોને ભોગે તાગડધિન્ના કરવાનું મુક્તિદાન સંચાલકોને કર્યું. **ચાર:** ઉદ્યોગધંધા એકમોનાં જોડાણોએ આર્થિક ઇજારાશાહી સ્થાપી. **પાંચ:** આંતરરાષ્ટ્રીય વ્યાપારવાણિજ્યે રાજકીય સામ્રાજ્યવાદનું સર્જન કર્યું. જેને પરિણામે સંસ્થાનરાષ્ટ્રો અવિકસિત કે અલ્પવિકસિત રહી 'માતૃ-પિતૃભૂમિ'ઓના યંત્રવાદને કાચો માલ ને બજારો પૂરાં પાડતા પ્રદેશો બન્યા. સંસ્થાનોનો જનતા-સમુદાય 'દારિદ્ર્ય કેરી ઉપહાસલીલા'ની અગ્નિશિખાઓ ભરખાતો રહ્યો. એ આત્મસમર્પણ નહોતું, મુક્ત સંપત્તિ સાહસ-સ્પર્ધાના તત્ત્વજ્ઞાન સિદ્ધાંતના નેજા નીચે જગતની બહુજન સંખ્યાના શોષણનું કંકાલતાંડવ હતું. આન્તર-રાષ્ટ્રીય ઉત્પાદન-ઇજારાશાહી, બજારોના એકીકરણ, નાણાંતંત્રની નાગચૂડ અને મદીતેજીના વ્યાપારચક્રોની સંહારિણી શક્તિએ આ ભયાનકતામાં ઉમેરો કર્યો. સંક્ષેપમાં, યંત્રયુગી મૂડીવાદી પ્રક્રિયાએ સ્વદેશે તેમજ વિદેશે સમાજના સંપત્તિશાળી એક નાનકડા વર્ગને ખોબલે ખોબલે ફાયદો કરી આપ્યો, 'ખીણમાં ખદબદ માનવકીટ'ની જમાતને નસીબે તો આ મુક્તિ અતૂટ કારમાં બંધન બની રહી.

જનશક્તિ સામેના આ આઘાતમાંથી જન્મ્યો વર્ગસંઘર્ષની ફિલસૂફીનો પ્રતિ-આઘાત. કાર્લ માર્ક્સ અને ફ્રેડરીક એન્ગલ્સે સામ્યવાદનું સર્જન-પ્રતિપાદન કર્યું. એમણે મૂડીવાદની સર્વસત્તાધીશતા, ઇજારાશાહી ને નફાખોરીનો ઉપાય કામદારસત્તાના નિર્માણમાં જોયો. કોઈ પણ ઔદ્યોગિક સમાજમાં મજૂર વસ્તીની બહુમતી રહેવાની; એટલે રાજ્યધુરા કામદારહસ્તક રહેવી જોઈએ અને ઉત્પાદનવિતરણમાં સમગ્ર સાધનોનું રાજ્યીકરણ થવું જોઈએ કારણ એમની કાર્યક્ષમતા ને નફાપ્રાપ્તિમાં મજૂરોનો આગવો ફાળો ને હિસ્સો છે ને તેથી આવક-વધારા ઉપર માલિકીહક કામદારરાજ્યનો હોય. સંપત્તિ-માલિકી ને એનાં ફળસ્વરૂપ અન્ય 'મુક્ત' હકોની પરં-પરાગત સંસ્થાનો વિનાશ ને કામદારોની એકચક્રી સત્તા આનો એકમાત્ર ઉકેલ બને. આ માટે લોહિયાળ ક્રાંતિ, વર્ગવિગ્રહ ને વર્ગસંઘર્ષ સાધનો બને.

આ વિચાર-અભિગમ દેખીતો તર્કશુદ્ધ ને ન્યાયપુરઃસરનો લાગે છે, પણ એમાં માનવસ્વભાવનાં

મૂળ લક્ષણો (કે, અપલક્ષણો! નો અસ્વીકાર દેખા દે છે. કોઈ પણ કાળે, કોઈ પણ સ્થળે, એક નહિ તો બીજી રીતે મર્યાદિત સંખ્યાબળ પાસે જ સત્તાની ધુરા રહેવાની. સંપત્તિસેવીઓના વર્ગનો વિનાશ થતાં તેમનું સ્થાન બુદ્ધિજીવી નેતાગણ લે—પછી તે રાજકારણીઓ હોય, સંશોધકો હોય કે 'ટેક્નોક્રેટ્સ' હોય. કામદારરાજ્ય થોડા સમયે આપમેળે વીલાઈ જતાં માત્ર કામદારવર્ગ સમાજની ને અર્થતંત્રની ધુરા વહે એ કલ્પના જ માત્ર રહેવાની. અન્તે તો સમાજરચનામાં ય કામદાર આત્મસ્વાતંત્ર્ય ખોવાનો. ચીન–રશિયા–હંગેરી–ચેકોસ્લોવાકિયાનાં દૃષ્ટાંતો દૂરના ભૂતકાળનાં નથી! યાંત્રિક કેન્દ્રીકરણ સત્તાના કેન્દ્રીકરણનું કારણ-સમર્થક બને, ત્વરિત્ વિકાસને નામે વ્યક્તિના વર્તમાન ઉપભોગ –આનંદ–મુક્તિ ઉપર ઘેરો કાપ પડે અને ક્ષણે ક્ષણે સર્વત્ર સ્થૂળ ને સૂક્ષ્મ હિંસાખોરીનો ભોગ એ થઈ પડે. એટલે, સામ્યવાદી સમાજરચના પણ વ્યક્તિસમષ્ટિના સહિયારા ઊર્ધ્વગમનનો ઉપાય નહિ. સમાજવાદી વિચારશ્રેણીમાં સામ્યવાદનાં કેટલાંક તત્ત્વોને જાકારો અપાયો પણ યંત્રયુગનાં ને રાજસત્તાનાં પાયાનાં ઉગમો જેનાં તે રહ્યાં.

પૂ. ગાંધીજીએ આપણા દેશની નાડ પારખી અજોડ રાહ ચીંધ્યો. ભારત પુરાતન દેશ. એને ઇતિહાસ ખરો, સંસ્કૃતિ ખરી. પણ તેમ એની સમસ્યાઓ પણ ભારે. એની વસ્તી ઝાઝી ને સતત વધતી. એનો બહુજનસમાજ ગ્રામનિવાસી ને ખેતીધંધા પર નભતો. એની આવક કમ ને રૈયત અજ્ઞાન ને કંગાળ. એના પ્રાચીન ને મધ્યયુગી ઇતિહાસપ્રસિદ્ધ હાથકારીગરીના કસબો ને હુન્નરઉદ્યોગોનો બ્રિટિશ શાસન દરમિયાન થયેલ મહાવિનાશ. અને છતાં ય 'સ્વપ્નદૃષ્ટા' પેખ્યા ગણતર 'માભાઈ' ઓની મ્હાલામ્હાલ-ગરીબ બિચારી બકરીઓને નકલહોંશિયાર 'નાથિયા ડોસા' ને 'રતન ડોસી' થઈ ગયેલ ભારતીયોનો ભદ્ર સમાજ. જ્ઞાતિ–પંથ–ધર્મ–કોમના વાડા ને અનેકાનેક રજવાડામાં પીંખાતી જનતા. એની કાયાપલટ માટે ન મૂડીવાદ કામિયાબ હતો, ન સામ્યવાદ, ન પાશ્ચાત્યઢબી સમાજવાદ.

એટલે, પૂ. ગાંધીજીએ માનવ-વ્યક્તિ અને ગ્રામઅર્થરચના કેન્દ્રમાં રાખી રચનાત્મક કાર્યક્રમોનો ગજરો જનસમાજને ભેટ અર્પ્યો. ખેતીઉદ્યોગ કાર્યક્ષમ બને, તેમાં નવનવા સુધારા થાય, બિયારણ-ખેડ-ખાતર-પીત, આદિમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ અપનાવાય. સાથોસાથ, ખેડૂતો ફાજલ સમયની અધબેકારી ટાળવા હસ્ત-કુટિર-ગ્રામોદ્યોગોમાં પરોવાય ને એમ આર્થિક રીતે સ્વાશ્રયી બને એ બુનિયાદી પુનરુત્થાનની પ્રક્રિયા એમણે આરંભી. ગણતર શહેરોમાં વપરાશી માલ યંત્રસાંચા દ્વારા પેદા કરનાર કારખાનાં હતાં. પણ હજારો ગામડાં એવાં હતાં જ્યાં બિનખેડૂત જનતાનાં ટોળાંને જીવનગુજારા માટે કામધંધા ને રોજીરોટીનાં વલખાં હતાં. રેંટિયો એમના આર્થિક સેવાનું પ્રતીક બનાવાયો, ખાદી અને ગ્રામોદ્યોગો ગાંધીવાદી અર્થતંત્રની ધરી બન્યાં. ગામડાં પોતે પોતાને આવશ્યક ચીજવસ્તુઓ ઉત્પન્ન કરી બને તેટલાં સ્વનિર્ભર રહે, આન્તરૂગ્રામ ને આન્તર્દેશીય વ્યાપાર અને નાણાંના માધ્યમની વિકારી પકડ સમાજ ઉપર ઘટે અને એમાંથી ઊપજતાં. શોષણ, અનિષ્ટો અને અનાવશ્યક જરૂરિયાતો–ઉદ્યોગધંધાઓ સીમિત બને, ગામડાં ભાંગે નહિ અને ગલીચ શહેરોમાં કીડિયારું ઊભરાય નહિ, ગામડાંના સ્વતંત્ર માનવ શહેરના મજૂરગુલામ બને નહિ એ મુદ્દાની વાત હતી.

પૂ. ગાંધીજી યંત્રોની વિરુદ્ધ ન હતા, પણ યંત્રવાદના કટ્ટર દુશ્મન હતા. જે યંત્ર માનવીને સહાયક બને ને તેના અસહ્ય વૈતરામાં રાહતરૂપ બને તેનો સ્વીકાર અવશ્ય હતો, પણ જે યંત્રો માનવીની રોજીરોટી ઝૂંટવી લે ને જે તોતિંગ કલકારખાનાંમાં એને મૂડીગુલામ કે યંત્રગુલામ બનાવે તે વ્યવસ્થા હરગીજ સ્વીકાર્ય નહોતી. આ તત્ત્વજ્ઞાનમાં 'યંત્રની મર્યાદા' અંકાઈ હતી. નવનવી ચીજવસ્તુઓનું બેફામ ઉત્પાદન, એમના વેચાણવિતરણ માટેની ગળાકાપ હરીફાઈ ને વિજ્ઞાપન–દ્વન્દ્વ યુદ્ધો, જરૂરિયાતોની નકામી અભિવૃદ્ધિ, અઢળક દુર્વ્યય, તેમાંથી નીપજતાં કૃત્રિમ જીવનમૂલ્યો ને આચાર–વિચારભેદો—આ બધું ગાંધીવાદી અર્થતંત્રને ગોઠે નહિ જ. વિશાળકાય ઉદ્યોગોને સ્થાન ખરું પણ અત્યંત મર્યાદિત. મૂડી-કારખાનાંમાલિકો પાસેથી સંપત્તિની ઝૂંટવણી કે તેમની અવગણનાનો પ્રશ્ન નહિ પણ સાથે એમની પાસેથી 'ટ્રસ્ટી' તરીકેની ફરજ અદા કરવાની સ્પષ્ટદઢ અપેક્ષા

ખરી જ. એમાં કામ કરનાર મજૂરકારીગરો મૂડીના વિરોધીઓ નહિ પણ ઉત્પાદનના સહભાગીઓ બને. સામાન્યતયા મજૂર-માલિક વચ્ચે ઘર્ષણનો સવાલ જ નહિ. છતાં મતભેદ પ્રસંગે મજૂર પોતાના મંડળ દ્વારા વાટાઘાટો કરી ઉકેલ લાવે. ને તેમાં ય નિષ્ફળ જતાં અહિંસક સત્યાગ્રહીઓને શોભે તેમ હડતાલના અન્તિમ શસ્ત્રમાં ય વર્તે.

રાજ્ય, અર્થવ્યવસ્થામાં—ને બીજાં ક્ષેત્રોએ પણ—ઓછામાં ઓછો હસ્તક્ષેપ કરે અને જ્યાં સુધી રાજ્યવિહીન ગ્રામસ્વરાજની કલ્પના મૂર્તિમંત ન થાય ત્યાં સુધી લઘુતમ કાર્યફરજો બજાવે, તે માટે જરૂરી ખર્ચને પહોંચી વળવા આવક-સાધનો એકત્ર કરવા મુકરર કરવેરા નાખે. જ્યાં સુધી રાજ્યસંસ્થા ઉપર આ પ્રકારનો પ્રજાકીય અંકુશ સિદ્ધ ન થાય ત્યાં સુધી ચર્ખા સંઘ અને ગ્રામોદ્યોગ સંઘ (હવે, ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ) અને સર્વ સેવા સંઘ જેવી રચનાત્મક સંસ્થાઓ કટિબદ્ધ થઈ લઘુ ઉદ્યોગોને જરૂરી આર્થિક, તંત્રવિષયક, કળાકૌશલ્યવિષયક, બજારવેચાણ-વિતરણવિષયક, આદિ સહાયકાર્યપરંપરા જાળવે. રોજીરોટીની પ્રાપ્તિ ઉપરાંત માનવસ્થિતિ-વિકાસ અર્થે આવશ્યક સ્વચ્છતા, જાહેર આરોગ્યસુખાકારી, શિક્ષણતાલીમ, સામૂહિક જીવન, સંસ્કારનીતિધર્મ, આદિનું કેન્દ્ર પણ રેંટિયો ને ગ્રામોદ્યોગો રહે.

ટૂંકામાં, પૂ. ગાંધીજીની દૃષ્ટિનું અર્થતંત્ર અનર્થતંત્ર નહિ કે વ્યર્થતંત્ર નહિ, પણ સર્વોદયી માનવઅર્થતંત્ર હોય. એમાં ન મૂડીવાદી શોષણ હોય, ન સામ્યવાદી પરિતાપ, જે બન્ને સત્ય, અહિંસા, અપરિગ્રહ ને અસ્તેય વ્રતોનાં સંહારક છે. એમાં ન તો મૂઠીભર માનવોનો ઉદય લક્ષ્યબિન્દુ છે, ન અમુક વર્ગનો, ન કેવળ બહુજનસમાજનો. એનું લક્ષ્ય છે સર્વોદય.

ભારતની વર્તમાન સ્થિતિ-પ્રકારના આયોજનઉલાળામાં ને અર્વાચીન અર્થવ્યવસ્થાની આપણી નકલી આંધળી દોટમાં પૂ. ગાંધીજીની કલ્પનાના અર્થતંત્રને ગુરુતમ લાભદૃષ્ટિએ કયાં કેટલું સમાવાય તે મહત્ત્વનું છે, કારણ સામા પ્રવાહે તરણ છે. પણ પૂ. વિનોબાજીના યજ્ઞમૂલક ભૂમિદાન, સંપત્તિદાન, જીવનદાન, ગ્રામદાન ને જિલ્લાદાનના આંદોલનને પરિણામે એ પ્રદેશોમાં ગ્રામસ્વરાજ જેટલે અંશે મૂર્ત સ્વરૂપે પ્રકટ થશે તેટલે અંશે પૂ. ગાંધીજીની આ ક્રાન્ત દૃષ્ટિનો પુનઃ આવિર્ભાવ થશે.

*

# વાચન

**ચંદ્રપ્રસાદ દેસાઈ**

આજે અભ્યાસ દરમ્યાન વિદ્યાર્થીઓનું વાચન ઘટતું થયું છે. તેની અસર એ થઈ છે કે દુનિયા કે સમાજના પ્રશ્નો સમજવામાં યુવાનવર્ગને પૂરી માહિતી નથી. અભ્યાસના વિષયોમાં માર્ગદર્શિકાઓથી ચલાવી લેવાની વૃત્તિ પ્રબળ થઈ છે. આજનો સ્નાતક અપરિપક્વ રહે છે, એવું શિક્ષણ ક્ષેત્રના અનુભવીઓ કહે છે. આમાં શિક્ષકનો પણ ફાળો છે, એ વાત બાજુએ મૂકીએ તો પણ, આજના વૈજ્ઞાનિક યુગમાં જ્ઞાનનો અભાવ જિંદગીના પ્રશ્નોનો ઉકેલ કરવામાં કે જીવન માણવામાં અવરોધો ઊભા કરે છે. 'Books are the money of literature but also counters of science.'

કોલરીજ નામના વિખ્યાત કવિએ વાંચનારાઓના ચાર વર્ગ પાડ્યા હતા. પહેલા વર્ગને સમયમાપક કાચના યંત્રની ઉપમા આપવામાં આવી છે. એ વાચન રેતી જેવું છે, રેતી એક ગોળામાંથી બીજા ગોળામાં જા—આવ કરે છે અને એક ગોળો ખાલી થાય ત્યારે તેમાં રેતીનું રજકણ પણ રહેતું નથી. બીજો વર્ગ વાદળી જેવો છે. બધું ગ્રહણ કરે અને દબાવો તો જે રૂપમાં વસ્તુ સ્વીકારી તે રૂપમાં પાછી આપે છે. ત્રીજો વર્ગ મુરબ્બાની બરણી જેવો છે અને વાપરવાની બધી વસ્તુ વપરાયા પછી તેમાં કચરો અને સૂકી વસ્તુ ચોંટી રહે છે. અને, ચોથો વર્ગ તો હીરાની ખાણના ખાણિયા જેવો છે, જે બધી નકામી વસ્તુઓ ફેંકી દઈ, હીરાને જ તારવી રાખે છે અને સત્ત્વ મેળવી શકે છે. તે વિચારીને વાંચે છે અને વાંચીને વિચારે છે. બીજાના કહેવા પરથી તેના મગજમાં કોઈ છાપ પડતી નથી. તે અભ્યાસી

બની પ્રશ્નોની ગુંચ અને ઊંડાણુ સમજવા વધુ ને વધુ વાચન કરતો રહે છે. બધાનું સાંભળવા તે તત્પર હોય તો પણ દરેક વસ્તુ ચકાસીને જ મનમાં ઉતારે છે. વાંચવાની આ રીત તે વ્યક્તિને પુસ્તકોનો સાચો ઉપયોગ કરવા દે છે. પુસ્તકો જીવનમાં તેનાં તત્ત્વોને સમજવામાં મદદરૂપ સાધન છે અને માર્ગદર્શન આપી શકે છે, પરંતુ સાધનને માલિક બનાવવાની જરૂર નથી. તમારી બુદ્ધિ પુસ્તકિયા જ્ઞાનને આધિન ન થવી જોઇએ, એટલી ચેતવણી આપવી જરૂરી છે. એક કટાક્ષ આ બાબતમાં સમજવા જેવો છે,'Books are like mirrors. If an ass looks in, you can't expect an argel to look out.'

વાચન એક અનેરો આનંદ છે. ફક્ત પુસ્તકોથી જિંદગી સરળ બનતી નથી, પરંતુ વધારે કઠણુ અને રસિક બને છે. વાચન તો એક ભાગીદારી છે, અને તેમાં ભાગીદારીની માફક જેટલી મહેનત અને મૂડી રોકો તેટલું વળતર મળે છે. પરંતુ વાચનનું સરવૈયું કાઢવું મુશ્કેલ હોવાથી તમને ફાયદો થયો કે નહિ તેનો આંક કે અંદાજ મળતો નથી, માણસ એક જ પુસ્તક વર્ષમાં વાંચે, અને તે બરાબર સમજે અને અપનાવે તો ય પૂરતું છે. જો પુસ્તક ઉચ્ચ કક્ષાનું હોય તો પણ 'A Book is only excusable, so far as it teaches something.'

આજે પ્રજાનો મોટો વર્ગ છાપાંનાં મથાળાં વાંચી વાચનને આટોપી લે છે. ઘણાં યુવાન સ્ત્રી-પુરુષો જગતનાં છાપાંઓ વધારે રસ લઈ વાંચે છે. વાનગી બનાવવાનાં પુસ્તકો પણ વંચાય છે અને ખરાબ તરીકે જાણીતી થયેલી કૅથેલીન ફીલર પ્રોફ્યૂમોનાં પુસ્તકો જે ઝડપથી ખપે છે, તે બતાવે છે કે પ્રજાને આકર્ષણ દોષભરી વ્યક્તિનું છે–જીવનનાં મૂલ્યોનું નથી. મારા મત પ્રમાણે, વાંચવની અશક્તિનાં ઘણાં કારણો છે. તેમાંનું મુખ્ય હૅરી ગોલ્ડનના શબ્દોમાં કહીએ તો, 'Chief amongst them is the fact that we are poorly educated.' ઓછા પગાર મેળવનારા, પોતાના કર્તવ્ય પ્રત્યે ઉદાસીન એવા શિક્ષકોના શિક્ષણમાં આવો અભાવ રહી જાય તો કુદરતી છે. આજે ટ્યૂશન આપતા શિક્ષકોને વિશ્વ-સાહિત્ય વાંચવાની ફુરસદ ક્યાંથી હોય? શિક્ષણના વિષયનાં પુસ્તકો પણ હવે એટલાં મોંઘાં છે કે શિક્ષક તે ખરીદવાની શક્તિ ધરાવતો નથી.

બીજું એક કારણુ એમ પણ બતાવાય છે કે સમય મળતો નથી. રખડવામાં, આનંદ-પ્રમોદમાં, નિરર્થક કાર્યોમાં, ગપ્પાં મારવાનો સમય મળે છે, પણ વાંચવાનો સમય મળતો નથી' આવા માણસ માટે એક વાક્ય બંધબેસતું છે: "When a man tells you that he has no time for reading you can be sure that he is committing mental suicide. What he says makes no more sense than the man who says, 'I do not have time to eat."

આજે અમેરિકામાં ટેલિવિઝન આવતાં, લોકો ઓછું વાંચતા થયા છે, એમ ફરિયાદ આવી છે. આજે સાધનો એટલાં વધી ગયાં છે કે તેમના વપરાશમાં પણ સમય વેડફાય છે. ફુરસદ વધી છે, પણ તે ફળદાયી થઈ નથી. જ્યાં પલટાતી દુનિયામાં કશું સ્થિર નથી અને ઍટમના ભયથી માણસને ભવિષ્ય જેવું કાંઇ લાગતું નથી ત્યાં વાંચવામાં નકામી મહેનત કરવી એમ કહી પણ વાચન ટળાય છે. આજની દુનિયામાં સમાજના પ્રશ્નો વધારે ગહન બન્યા છે. ઇતિહાસ, પ્રશ્નો કેવી રીતે ઊકલતો તેની તવારીખ છે. કેવળ વાચનથી પ્રશ્નો ના પતે, પણ વાચન-વિચાર કરવાની શક્તિ કેળવે છે, એટલું સમજાય તો વાચનની જરૂરિયાત સમજાય તેવી છે.

'To-day a reader, to-morrow a leader.'

ચાર્લ્સ ડિકન્સનાં પુસ્તકોમાં ઔદ્યોગિક ક્રાંતિ પછી મજૂરોનાં શોષણ અને તેમને થતા અન્યાયો તરફ પ્રજાનું ધ્યાન દોરાતાં, મજૂર કાયદાઓ થયા. વાંચનારા ભલે દુનિયાની સ્થિતિમાં પલટો કરવા અશક્ત હોય, પણ પ્રશ્નો ઉકેલ માગે છે, એટલું તો વિચારતા થાય છે. મહાન ફિલસૂફ સૉક્રેટિસ કહી ગયા છે કે, 'મને જવાબો ના શીખવો, મને સવાલો શોધી આપો, સવાલો મને મળે તો દુનિયા સુધારી શકાશે.'

દુનિયાનો વિકાસ કરવામાં ફાળો આપનારા વાચનશીલ હતા. બેન્જામીન ફ્રૅન્કલીન, થૉમસ જેફરસન, ઍલેક્ઝાન્ડર, હૅમીલ્ટન, જેમ્સ મૅડીસન અને જૉન

કેનેડી જેમણે સરકારી તંત્ર કેવું હોવું જોઇએ તેનાં નવાં માર્ગદર્શનો આપ્યાં તે બધા ઘણું વાંચનારા હતા. તેવા બીજા પણ મહાપુરુષો જેવા કે, ડિઝરેલી, ગ્લૅડસ્ટન, બાલ્ફર અને ચર્ચિલ, વગેરેને વાંચવાનો ઘણો શોખ હતો. નેપોલિયન બોનાપાર્ટ માટે એમ કહેવાતું કે તેઓ જ્યાં જાય ત્યાં વાંચવાનો સમય કાઢતા. તેમની જીવનકથામાં એમ લખાયું છે કે વૉટર્લુની લડાઈમાં તે હાર્યા, ત્યારે આડસો પુસ્તકો તેમના તંબુમાં હતાં. મહાન પુરુષો જ્ઞાન અને જ્ઞાનીને માન આપતા. ઍલેક્ઝાન્ડર મહાન વિજેતા કહેવાયા. તેમના સમયમાં મેરીન્થ ગામના, ડીયોજિનસ-ની ખ્યાતિ લેખક તરીકે પ્રસરી હતી. ઍલેક્ઝાન્ડરની ઉક્તિ છે, 'Were I not Alexander, I would wish to be Diogenes.'

વાંચતાં વાંચતાં, આપણા પુરોગામીઓને આપણે માન આપીએ છીએ. વાત કરતાં આપણે સમ-કાલીનોની વાતોમાં આનંદ લઇએ છીએ, પણ ચિંતન કરવામાં આપણને જ આનંદ આવે છે. વાચન સ્મૃતિને બળવાન બનાવવાનું પોષણ આપે છે, અને વાંચતાં-વિચારતાં તમારી નિર્ણયશક્તિ ને તેજ બનાવે છે. વાચન વધારે મહત્ત્વનું છે કે તમને વિચાર કરતા કરી તમારો બૌદ્ધિક વિકાસ વધારે છે. પરંતુ 'Read not to contradict' અને 'Never believe or take for granted' એ નિયમો વાચકોએ પાળવા પડે છે. કેટલીક ચોપડીઓ જોવા જેવી હોય, ત્યારે કેટલીક સ્વાદ લેવા જેવી હોય. કેટલીક ચોપડીઓ ગળી જવા જેવી હોય, ત્યારે થોડી ચોપડીઓ પચાવવા જેવી હોય છે. તેમાં છેલ્લા પ્રકારનું વાચન ખંત અને એકાગ્રતા માગે છે. આ વિષયમાં વધુ લખવાથી વાંચનારા વધવાના નથી પણ એક અમદા-વાદી તરીકે અમદાવાદીઓને એક ચીજ કહેવા માગું છું: 'Reading is like depositing money–in a savings account. The benefits compound themselves like interest. But, unlike a savings account you can draw on your interest, without even having less remaining.'

*

# ભારતમાં વહીવટ અને રાજકારણ

**મુગટલાલ બાવીસી**

આજે આપણા દેશનાં વહીવટ અને રાજ-કારણમાં જે કાંઈ બની રહ્યું છે એ કોઈ પણ વિચારકને ચિન્તા ઉપજાવે એવું છે. આપણે લોક-શાહીની પ્રતિષ્ઠા કરી રહ્યા છીએ કે તેની મશ્કરી કરી રહ્યા છીએ એ કહેવું મુશ્કેલ છે. આપણી લોકશાહી સાચાં મૂલ્યોની માવજત કરી રહી છે કે ખોટાં મૂલ્યોની ખુશામત કરી રહી છે તે કહેવું કઠિન છે. આઝાદી મેળવવા માટેની લડતમાં આપણને જેવા કાર્યકરોની જરૂર હતી તેવા કાર્યકરો આપણને મળી રહ્યા હતા. પરંતુ એ જ કાર્યકરો દ્વારા આપણે દેશનો વહીવટ આજે કેમ સારી રીતે ચલાવી શકતા નથી એ પ્રશ્ન સહજ રીતે ઉદ્ભવે છે.

પરંતુ, એનો ઉત્તર પણ સ્પષ્ટ છે. આઝાદીની ચળ-વળ ચલાવવા માટે આપણે સાદા, નીડર, સાહસિક, સ્વદેશાભિમાની અને સહનશીલતાવાળા કાર્યકરોની જરૂર હતી. સત્યાગ્રહ વખતે જે બને તે હસતે મોઢે સહન કરે – જરૂર પડે તો જાન આપવા માટે પણ તૈયાર રહે – એવા કાર્યકરોની આપણે જરૂર હતી. એવા કાર્ય-કરમાં જ્ઞાન, બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ, વિદ્વત્તા, તેજસ્વિતા, વહીવટી કાર્યક્ષમતા, વગેરે ગુણો ન હોય તો ચાલે તેવું હતું. એને લીધે આપણા દેશના લાખો અશિક્ષિત કે અલ્પશિક્ષિત માણસો સત્યાગ્રહની ચળવળમાં ભાગ લઈ શકતા હતા.

પરંતુ આજે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. આજે આપણે વહીવટનો પ્રતિકાર કરવાનો નથી, પરંતુ વહી-વટ ચલાવવાનો છે. વહીવટનો પ્રતિકાર કરવામાં હિંમત અને નીડરતાની જરૂર પડે છે, જ્યારે વહીવટ કરવામાં બુદ્ધિ, જ્ઞાન, અનુભવ અને આવડતની જરૂર પડે છે. ખાદીનાં કપડાં પહેરનાર કે જેલમાં જવાની તૈયારી રાખનાર માણસ સાચો સત્યાગ્રહી બની શકે. પરંતુ એ

સાચો વહીવટકર્તા કદાચ ન પણ બની શકે. ખાદીનાં કપડાં પહેરતો હોય કે ન પહેરતો હોય, જેલમાં ગયો હોય કે ન ગયો હોય, સેવા અને ત્યાગની વાતો કરતો હોય કે ન કરતો હોય પરંતુ તેનામાં શિક્ષણ, સૂઝ, ખંત અને કાર્યશક્તિ હોય તો એ સારો વહીવટકર્તા જરૂર બની શકે છે. આપણે એ લક્ષમાં રાખવાની જરૂર છે કે આઝાદી પહેલાં આપણે સારા સત્યાગ્રહી બની શકે એવા માણસોની જરૂર હતી, જ્યારે આજે આપણે સારા વહીવટકર્તા બની શકે એવા માણસોની જરૂર છે.

આપણા લોકશાહીની વિચિત્રતા એ છે કે કોઈ માધ્યમિક શાળામાં શિક્ષક તરીકેની નોકરી મેળવવી હોય તો માણસે સ્નાતકની પદવી મેળવવી જરૂરી છે. કોઈ બૅન્ક કે ઑફિસમાં સામાન્ય કારકુનની જગ્યા મેળવવા માટે પણ સ્નાતકની પદવી જરૂરી છે. પરંતુ નગરપાલિકા, વિધાનસભા કે પાર્લામેન્ટના સભ્ય થવા માટે કે એમાં કોઈ હોદ્દો ધારણ કરવા માટે કોઈ શૈક્ષણિક લાયકાતની જરૂર નથી! અભણ કે બિન-અનુભવી માણસોને જવાબદારીવાળા રાજકીય હોદ્દાઓ ઉપર મૂકીને એને આપણે આદર્શ લોકશાહીમાં ખપાવીએ છીએ! આપણા દેશમાં કોઈ પણ ખાતાનો હોદ્દો ધારણ કરવા માટે એ ખાતાનું જ્ઞાન કે અનુભવ જરૂરી નથી. વહીવટને આપણે બોડીબામણીનું ખેતર સમજી બેઠા છીએ. વહીવટ ચલાવવામાં ચોક્કસ પ્રકારનાં જ્ઞાન, શક્તિ અને પદ્ધતિની જરૂર પડે છે એ સમજવા માટે આપણે તૈયાર જ નથી. હકીકતમાં ગમે તેટલો સાદો, સાચો અને પ્રામાણિક માણસ વાઢકાપના જ્ઞાન વિના કોઈનું ઓપરેશન સફળ રીતે કરી શકતો નથી તેવી રીતે સાદો અને સાચો માણસ પણ ચોક્કસ પ્રકારના જ્ઞાન વિના સારી રીતે વહીવટ ચલાવી શકતો નથી.

એવી એક દલીલ કરવામાં આવે છે કે કાયમી કર્મચારીઓમાં ખાતાનું જ્ઞાન અને અનુભવ હોય છે. તેથી તે ખાતાના રાજકીય વડામાં એવું જ્ઞાન કે અનુભવ ન હોય તો ચાલે, પરંતુ આ હકીકત બરાબર નથી. જો રાજકીય વડામાં એવું જ્ઞાન ન હોય તો તેની નીચેના માણસો એ અજ્ઞાનનો ઘણી વાર લાભ લેતા હોય છે, તો કેટલીક વાર એવો રાજકીય વડો ખાતાના માણસોની વાજબી અને પ્રામાણિક દલીલોને પણ સમજી શકતો નથી. પરિણામે ઘર્ષણ, વિલંબ કે ઉપેક્ષાવૃત્તિ જન્મે છે અને વહીવટને સહન કરવું પડે છે. ખરેખર તો ખાતાના કર્મચારીઓ કરતાં તેનો રાજકીય વડો એ ખાતાનું વધારે વિસ્તૃત જ્ઞાન ધરાવતો હોવો જોઈએ.

વહીવટને સ્વચ્છ અને કાર્યક્ષમ બનાવવા માટે માત્ર જ્ઞાન અને અનુભવ પૂરતાં નથી, પરંતુ નિષ્ઠા અને પ્રામાણિકતા પણ એટલા જ જરૂરી છે. આપણા વહીવટ અને રાજકારણમાં જે સડો અને ભ્રષ્ટાચાર વ્યાપ્યાં છે તેનું માપ કાઢવું અશક્ય છે. આપણા દેશના બધા જ પક્ષો, નેતાઓ અને પ્રજાનો વિચારશીલ વર્ગ આ અંગે ગંભીર દુઃખ વ્યક્ત કરે છે, પરંતુ ભ્રષ્ટાચારને રોકવાનો કોઈ કારગત ઉપાય મળતો નથી. ખરેખર તો આપણી લોકશાહી પદ્ધતિ જ આ ભ્રષ્ટાચાર માટે જવાબદાર છે.

આપણા દેશમાં કોઈ બૅન્કનો કૅશિયર બસો-પાંચસો રૂપિયાની ગોલમાલ કરે તો તરત જ તેને જેલના સળિયા પાછળ ધકેલી શકાય છે. પરંતુ હજારો કે લાખોના ગોટાળા કરનાર આપણા રાજકીય પુરુષોને કંઈ કરી શકાતું નથી, પરંતુ એ માટે આપણી પક્ષીય લોકશાહીને કંઈક અંશે જવાબદાર ગણી શકાય. આજે કોઈ એક પક્ષનો આબરૂદાર માણસ એક લાખ રૂપિયાનો ગોટાળો કરે અને એ પક્ષના બીજા નેતાઓને તેની ખબર હોય છતાં પોતાના પક્ષની આબરૂને ખાતર એ માણસનો બચાવ તેમને કરવો પડે છે. જો પુરાવા વગરની ફરિયાદ હોય તો કોઈ સાંભળતું નથી, અધૂરા પુરાવા હોય તો માત્ર તપાસ કરીને નિર્દોષ સાબિત કરાય અને પુરાવા સંપૂર્ણ હોય કે બચાવની કોઈ તક ન હોય તો છેવટે પેલી વ્યક્તિને હોદ્દા પરથી છૂટી કરાય – કદાચ એક હોદ્દા પરથી બીજા હોદ્દા પર લઈ જવામાં આવે. આ પરિસ્થિતિમાં કોઈ પણ રાજકીય વ્યક્તિ ગોટાળો કરતાં કે લાંચ-રુશ્વત લેતાં ડરે એવી શક્યતા છે જ નહિ, કારણ કે વ્યક્તિને ખાતરી હોય છે કે પક્ષના વરિષ્ઠ નેતાઓને મારો બચાવ કર્યા વગર ચાલે તેમ નથી. પરંતુ આ કિસ્સામાં જો ગોટાળો સાબિત થાય તો એક લાખ

રૂપિયા ગોટાળાના અને બીજા એક લાખ રૂપિયા દંડ તરીકે તેની પાસેથી લેવામાં આવે તો પરિસ્થિતિમાં કેટલો ફેર પડી જાય?

આપણા દેશમાં ભ્રષ્ટાચાર બહુ મોટા પ્રમાણમાં ફૂલ્યો-ફાલ્યો છે. તેની ટીકા ઘણી થાય છે, પરંતુ તેને અટકાવવા માટે કોઈ ચોક્કસ સૂચનો મળી શકતાં નથી. ભ્રષ્ટાચારને આ દેશમાંથી જો ખરેખર કાઢવો હોય તો નીચેનાં સૂચનો પર નિષ્ઠાપૂર્વક વિચાર કરવો ઘટે:

૧ વ્યક્તિએ જેટલી રકમનો ગોટાળો કર્યો હોય તેટલી બીજી વધારાની રકમ તેની પાસેથી દંડ તરીકે વસૂલ કરવી. જરૂર પડે તો તેની તમામ મિલ્કત જપ્ત કરવી.

૨ કોઈ પણ જાતના નાણાંકીય ગોટાળા કે અપ્રામાણિકતા માટે દોષિત ઠરનાર માણસ ભવિષ્યમાં કોઈ પણ પક્ષનો સભ્ય કે હોદ્દેદાર બની શકે નહિ.

૩ આવી અપ્રામાણિકતા માટે દોષિત ઠરનાર માણસ ભવિષ્યમાં કોઈ પણ સરકારી હોદ્દો ધરાવી શકે નહિ કે કોઈ પણ ચૂંટણીમાં (નગરપાલિકા, વિધાનસભા કે પાર્લામેન્ટની ચૂંટણીમાં) ઉમેદવાર તરીકે ઊભો રહી શકે નહિ.

૪ પોતાની ફરજમાં ગંભીર રીતે નિષ્ફળ જનાર માણસ પણ ભવિષ્યમાં કોઈ રાજકીય હોદ્દો ધરાવી શકે નહિ.

૫ પોતાના હોદ્દાનો ઈરાદાપૂર્વક દુરુપયોગ કરનાર માણસને પણ એ હોદ્દા પરથી દૂર કરીને ભવિષ્યમાં કોઈ પણ રાજકીય હોદ્દા માટે ગેરલાયક ઠરાવવો. એ હોદ્દા દ્વારા જો કોઈને આર્થિક લાભ થયો હોય તો તે વસૂલ કરવો.

૬ વિધાનસભા કે પાર્લામેન્ટના સભ્ય થનારે ઓછામાં ઓછી સ્નાતકની પદવી મેળવી હોવી જોઈએ અથવા કોઈ એક ક્ષેત્રમાં વિશિષ્ટ કામગીરી બજાવી હોવી જોઈએ.

આમ, જો ગોલમાલ કરનાર, લાંચરુશ્વત લેનાર, પોતાની ફરજમાં નિષ્ફળ જનાર કે પોતાના હોદ્દાનો દુરુપયોગ કરનાર માટે કોઈ એક પક્ષનાં નહિ, પરંતુ બધા જ પક્ષોનાં બારણાં કાયદા દ્વારા કાયમ માટે બંધ કરી દેવામાં આવે તો સંભવ છે કે આ દેશમાંથી ભ્રષ્ટાચાર નાબૂદ થાય. આવી જોગવાઈ થાય તો મૂર્ખ-અજ્ઞાન, દંભી, લુચ્ચા, સ્વાર્થી કે અપ્રામાણિક માણસોને રાજકારણથી દૂર રાખી શકાય અને એટલે અંશે આપણો વહીવટ અને રાજકારણ સુધરી શકે. લોકશાહી એટલે મૂર્ખ કે બેવકૂફ માણસો દ્વારા ચાલતું રાજ્યતંત્ર નથી જ એ આપણે વહીવટ અને રાજકારણને સુધારવાં હોય તો સમજી લેવાની જરૂર છે. લોકશાહીમાં પણ રાજ્યતંત્ર ચલાવવા માટે બુદ્ધિ, શક્તિ, દીર્ઘ દૃષ્ટિ અને સચ્ચાઈની જરૂર પડે છે. એટલે, આવા માણસો જ રાજકારણમાં ગમે તે પક્ષ દ્વારા આગળ વધી શકે તેવી જોગવાઈ કરવી જોઈએ.

ખરેખર તો ભારતમાં રાજકારણ એક જોખમ વિનાનો ધંધો થઈ પડ્યો છે. આજે રાજકારણમાં પડવા માટે કોઈ મૂડીની જરૂર નથી, કોઈ પદવીની જરૂર નથી, કોઈ જ્ઞાનની જરૂર નથી, કોઈ અનુભવની જરૂર નથી, પ્રતિષ્ઠાની જરૂર નથી કે પ્રામાણિકતાની જરૂર નથી. રાજકારણમાં પડનારને માટે નફો થવાની અનેક સંભાવના છે જ્યારે નુકસાનની કોઈ શક્યતા જ નથી. આ પરિસ્થિતિનો અંત લાવવા માટે હસતાં હસતાં એક સૂચન કરી શકાય કે સરકારે જેમ બીજા અનેક ક્ષેત્રોમાં લાયસન્સ પ્રથા અપનાવી છે એવી જ રીતે રાજકારણમાં પણ લાયસન્સ પ્રથા અપનાવી હોય તો કેવું? રાજકારણમાં ભાગ લેનાર દરેક વ્યક્તિએ નક્કી કરેલી વાર્ષિક ફી આપીને ન્યાયતંત્ર પાસેથી (કારણ કે ન્યાયતંત્ર સરકારથી સ્વતંત્ર છે) લાયસન્સ કઢાવવું અને જો કોઈ પણ રીતે એ લાયસન્સનો દુરુપયોગ થતો હોય તો એ લાયસન્સ રદ કરવામાં આવે! એનાથી સરકારને આવક પણ થશે અને આપણા રાજકારણના ફુગાવા ઉપર અંકુશ પણ આવશે!

ટૂંકમાં એમ કહી શકાય કે આપણા વહીવટ અને રાજકારણને સુધારવાં હોય તો એ ક્ષેત્રનો પ્રવેશ મર્યાદિત કરવાની જરૂર છે. લોકશાહીમાં જેમ ચોર-લુંટારુને કોઈ સ્વતંત્રતા હોતી નથી અને તેમના ગુના માટે સજા કરવામાં આવે છે તેવી રીતે વહીવટ કે રાજકારણમાં દોષિત ઠરનાર વ્યક્તિને પણ સખ્ત સજા થવી જોઈએ.

ઈંગ્લેન્ડની લોકશાહી આદર્શ ગણાય છે કારણ કે ત્યાં બેદરકારી કે અપ્રામાણિકતા માટે પ્રધાનો અને વડા પ્રધાનો ઉપર પણ ઘણી વાર જાહેરમાં કામ ચલાવવામાં આવ્યું છે. હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની સેવા કરનાર ક્લાઈવ અને વૉરન હેસ્ટિંગ્ઝ જેવા ગવર્નર-જનરલો ઉપર પણ કામ ચલાવવામાં આવ્યું હતું. આપણે ત્યાં ઘણા પ્રધાનોની બેદરકારી કે અપ્રામાણિકતા સાબિત થયેલી છે. છતાં એમને થોડા સમય માટે હોદ્દા ઉપરથી દૂર કરીને જ સંતોષ માનવામાં આવે છે ખરેખર તો આવા પ્રધાનોની જાહેર કારકિર્દી ખતમ કરીને તેમને જેલમાં ધકેલી દેતાં પણ વિચાર કરવો જોઈએ નહિ. એક વ્યક્તિને છેતરનાર ગુનેગારને આપણે નશ્યત કરીએ છીએ પરંતુ સમગ્ર પ્રજાને છેતરનારને આપણે કંઈ કરી શકતા નથી.

ગાંધીજીએ એ સમયની પરિસ્થિતિને અનુરૂપ ચળવળો ચલાવીને સામાન્ય જનસમુદાયમાં જાગૃતિ લાવવાનો પ્રયત્ન કર્યો અને આપણા દેશણાં રાજકારણના પ્રવાહને વહેતો કર્યો. આઝાદી પછી એ રાજકારણના પ્રવાહે પ્રચંડ વેગ ધારણ કર્યો છે. એમાં ઘણો કચરો અને અશુદ્ધિઓ દાખલ થયાં છે. પરિણામે પ્રજાને જ સહન કરવું પડે છે. રાજકારણના એ પ્રવાહને ફરીથી મંદ કરવાની અને તેમાં રહેલી અશુદ્ધિઓ દૂર કરવાની જરૂર છે. એ માટે યોગ્ય અને નિષ્ઠાવાન માણસો જ રાજકારણમાં આગળ વધી શકે એવો પ્રબંધ કરવાની જરૂર છે; નહિતર આપણી લૂણો ખાતી લોકશાહી સડીને ક્યારે નાશ પામશે એ કહી શકાય તેવું નથી.

*

# જાપાનનું અર્થકારણ: એક દૃષ્ટિપાત

રામુ પંડિત

પૌર્વાત્ય જાપાનની આજે વિશ્વના ચાર સમૃદ્ધ દેશોમાં ગણતરી થાય છે. પહેલા ત્રણ છે: અમેરિકા, સોવિયેટ સંઘ અને પશ્ચિમ જર્મની.

આર્થિક ઇતિહાસમાં કદી ય ન નોંધાયો હોય એવો વિકાસનો દર—લગભગ ૧૦ ટકા—સતત છેલ્લાં દસ વર્ષથી જાપાન ધરાવે છે. પશ્ચિમ જર્મનીનો વિકાસ-દર ૬·૩ ટકા, ઈંગ્લેન્ડનો ૨·૬ ટકા અને અમેરિકાનો ૨·૮ ટકા છે. આથી, જાપાન આજે પશ્ચિમના આધુનિક દેશો કરતાં ય કાંઈક વધુ આધુનિક છે અને છતાં ય એ એશિયન રાષ્ટ્ર જ રહ્યું છે. જાપાન પશ્ચિમ પાસેથી ઘણું શીખ્યું છે અને છતાં ય એણે પશ્ચિમનું તદ્દન આંધળું અનુકરણ કર્યું નથી.

જાપાનની વસ્તી દસ કરોડની છે. ૧૯૬૬માં માથા દીઠ વાર્ષિક આવક ૬૧૩૫ રૂ. હતી; પણ વસ્તીની ગીચતા ત્યાં ઘણી છે. ૧૯૫૦માં જાપાનનો જન્મ-દર ૩·૩ ટકા હતો તે ઘટીને આ દસકા દરમિયાન ૧·૮ ટકા થયો છે અને ૧૯૭૧ સુધીમાં વધુ ઘટીને ૧·૨ ટકા સુધી પહોંચશે એવી અપેક્ષા છે. આને લીધે કામદારોની અછત વર્તાશે, પણ માથાદીઠ આવક ૧૯૭૧માં ૯૭૫૦ રૂ. ની થશે એટલે વીસમી સદીનાં બાકીનાં વર્ષોમાં જાપાન સતત સમૃદ્ધિ ભોગવતું રહેશે.

૧૯૬૬માં જાપાનનું લોખંડ ને પોલાદનું ઉત્પાદન ૫૦ મિલિયન ટન જેટલું રહ્યું જે અમેરિકા તથા સોવિયેટ રશિયાના ઉત્પાદન કરતાં થોડુંક જ ઓછું કહેવાય. વહાણ-બાંધકામના ઉદ્યોગમાં જાપાન સતત ૯ વર્ષથી અગ્રણી રહ્યું છે એ નોંધવું રહ્યું.

તાજેતરમાં જાપાને વિશ્વભરમાં મોટરકાર ઉદ્યોગમાં ત્રીજું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ટ્રાન્ઝીસ્ટર રેડિયો, કૅમેરા તથા બીજાં દગ સાધનોમાં પણ જાપાન ઠીક ઠીક આગળ રહ્યું છે.

પેટ્રોલ રિફાઈનરીઓ સિવાય જાપાનના આર્થિક વિકાસમાં પરદેશી મૂડીએ ખાસ અગત્યનો ભાગ ભજવ્યો નથી. ૧૯૬૬ના અંત સુધીમાં પ્રત્યક્ષ વિદેશી મૂડી-રોકાણ ૫૫૪ મિલિયન ડૉલરનું હતું જે જાપાનના વાર્ષિક કુલ રાષ્ટ્રીય ઉત્પાદનના ૧ ટકાથી પણ ઓછું કહેવાય.

જાપાનની સમૃદ્ધિની સફળતા પાછળ વિદેશી મૂડી-રોકાણને ઉત્તેજવું નહીં એવું મનોવિજ્ઞાન કામ કરી રહ્યું

છે. જાપાન યાંત્રિક શોધખોળોને પરવાનાની રૂએ ખરીદે છે પણ એને વિદેશી સહયોગ ખાસ પસંદ નથી, કારણ કે દેશમાં વિદેશી હિતો સ્થપાય તો જાપાનનાં નિકાસનાં લક્ષ્યાંકો પાર પાડવામાં અંતરાયો ઊભા થાય.

જાપાનના અર્થકારણનું અસ્તિત્વ જ નિકાસ પર અવલંબે છે. જાપાનની નિકાસનો દર છેલ્લાં ૭ વર્ષોમાં ત્રણ ગણો વધીને વર્ષે ૧૦ મિલિયન ડૉલર જેટલે પહોંચ્યો છે. વિદેશી કંપનીની શાખાઓ કે વિદેશી પેઢીની ભાગીદારી આ પ્રક્રિયાને થંભાવી દે, અને વિદેશી પેઢીઓ વિશ્વ બજારમાં પોતાના દેશની ચીજો સાથે હરીફાઈ કરવાનું પસંદ ન કરે. આ જ કારણે વિદેશી મૂડીરોકાણની દરખાસ્તો રજૂ થાય ત્યારે જાપાન સો ગળણે ગળીને પાણી પીવાનું પસંદ કરે છે.

## ખાનગી સાહસ અને સરકાર

ખાનગી સાહસ અને સરકાર વચ્ચેના સંબંધો જાપાનમાં ખૂબ મીઠા છે. રાષ્ટ્રના હિતને આગળ વધારવા માટે એ બંને સુસંવાદિત રીતે વર્તે છે. આંતર-રાષ્ટ્રીય બાબતોમાં, જાપાન જ્યાં સુધી પોતાની આર્થિક સત્તા વિષે સભાન નહોતું બન્યું ત્યાં સુધી મૌન જ રહ્યું હતું. જાપાનને બરાબર જાણ હતી કે આર્થિક રીતે બળવાન સત્તા જ વિશ્વના પ્રશ્નોમાં પ્રભાવ પાડી શકે.

આર્થિક સમૃદ્ધિના પ્રમાણમાં વિકસતા દેશોને અપાતી આર્થિક સહાયની બાબતમાં જાપાનનો ફાળો બહુ ઓછો છે. આમ છતાં ૧૯૫૧ થી મે ૧૯૬૮ સુધીમાં ભારતે જાપાન પાસેથી ૩૩૨ કરોડ રૂપિયાની મદદ મેળવી છે. અમેરિકા, પશ્ચિમ જર્મની, યુનાઈટેડ કિંગ્ડમ, સોવિયેટ રશિયા અને કૅનેડા એ પાંચ દેશો પછી, આપણને આર્થિક મદદ આપવામાં જાપાન છઠ્ઠે નંબરે છે. જો કે રાષ્ટ્રસંઘના વિકાસ દસકાની યોજના મુજબ, ધીમે ધીમે રાષ્ટ્રીય આવકનો ૧ ટકો વિદેશી સહાય પાછળ ખર્ચવાનો ઈરાદો જાપાને જાહેર કર્યો છે. વિદેશી સહકારથી આપણે ત્યાં ઊભા થતા ઉદ્યોગોમાં જાપાન એના ૧૯૫ ઉદ્યોગોના કરારો સાથે ચોથું છે—પહેલા ત્રણ યુનાઈટેડ કિંગ્ડમ (૬૫૩), અમેરિકા (૩૯૭) અને પશ્ચિમ જર્મની (૩૩૯) છે. ભારત સાથેના આવા ઔદ્યોગિક કરારો આપણી આર્થિક સ્થિરતા, સરકારની રાજકોષીય અને નાણાંકીય નીતિ અને પેટંટના નિયમોને જાળવવાની ઇચ્છા પર અવલંબવાના. નવા ઉદ્યોગો સ્થાપવા અંગેની અરજીઓનો નિકાલ કરવામાં થતી અક્ષમ્ય ઢીલ અંગે જાપાની વેપાર મંડળીના નેતાને તાજેતરમાં જ દિલ્હીમાં જાહેરમાં ટીકા કરવાનું પ્રયોજન આપણી સરકારે આપ્યું હતું.

## પગાર, નોકરી અને ભાવનું ધોરણ

સુશિક્ષિત તથા શિસ્તબદ્ધ કામદારો જાપાન પૂરતા પ્રમાણમાં મેળવી શક્યું છે.

૧૯૫૦માં ખેતી અને આનુષંગિક વિભાગમાં ૪૮·૩ ટકા (૧૭ મિલિયન) જેટલા કામદારો રોકાયેલા હતા જેમાંથી ૫ મિલિયન જેટલા તક મળે તો અન્ય આથિક વ્યવસાયમાં જવા તૈયાર હતા.

ઓછી જમીનમાંથી વધુ ઉત્પાદન મેળવવા પર જાપાનના કૃષિક્ષેત્રે અત્યાર સુધી વધુ ભાર મૂકયો છે. એકર દીઠ વધુમાં વધુ ડાંગર પકવવા માટે ઊંડું ખેડાણ ને વાવણી ઉપર વધુ ધ્યાન અપાતું હતું, પણ વધતા જતા ઔદ્યોગીકરણને લીધે મજૂરોની અછતની સમસ્યા હવે કાયમની બની જવાથી ખેતીમાં યંત્રોનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવાનું જાપાને હાથ ધર્યું છે. પરિણામે ૧૯૫૦–૫૯ દરમ્યાન ઔદ્યોગિક રોજગારી ૧·૬૮ ગણી વધવા પામી છે. આર્થિક પ્રવૃત્તિઓના વિસ્તારના પરિણામે ૧૯૬૦–૬૫ દરમિયાન ઔદ્યોગિક વેતનમાં ઠીક ઠીક ઉછાળો—૧૯૫૩ થી ૧૯૬૦ દરમ્યાન વર્ષે ૫·૬ હતો તે વધીને વર્ષે ૧૦·૩ ટકા — આવ્યો છે.

પગારવધારાની અસર ચીજવસ્તુઓના ભાવ પર દેખાય છે. ૧૯૫૦ના દસકા દરમિયાન ભાવ સ્થિર રહ્યા હતા જેને લીધે જાપાન (પશ્ચિમ જર્મનીને બાદ કરતાં) એક સાથે બે ધ્યેય — ઉચ્ચ કોટિનો આર્થિક વિકાસ-દર અને ભાવ સ્થિરતા—સિદ્ધ કરી શક્યું હતું. ૧૯૫૩ –૬૦ના ગાળા દરમિયાન વપરાશના માલના ભાવમાં ૧·૮ ટકાનો વાર્ષિક વધારો નોંધાયો હતો. આમ છતાં, ૧૯૬૦ થી ૧૯૬૫ સુધીમાં આશરે ૬·૨ ટકા લેખે ભાવ સતત વધતા રહ્યા હતા. પરંતુ, ભાવની સપાટી સ્થિર રાખવી એ જાપાનના અર્થકરણ માટે હવે ખૂબ મહત્ત્વનું કામ બની રહ્યું છે. ભાવસપાટી જો એ જાળવી

નહીં શકે તો આંતરરાષ્ટ્રીય બજારમાં હરીફાઈમાં ટકી રહી શકશે નહીં. ૧૯૬૫માં નાણાંકીય બાબતોમાં અધિકારીઓએ પોતાની પકડ જરા સખત કરી હતી પણ એથી તો અર્થકારણ મંદીમાં અટવાઈ ગયું.

## વપરાશ

૧૯૬૦ના આ દશકામાં વપરાશ-વૃદ્ધિ નોંધપાત્ર રહી છે. ૧૯૫૫ થી ૧૯૬૦માં ખાનગી ઉપયોગનો દર ૧૦ ટકા હતો તે વધીને ૧૯૬૦ થી ૧૯૬૫ સુધીમાં ૧૫ ટકા સુધી પહોંચ્યો છે. અલબત્ત, આ ગાળા દરમિયાન ભાવ વધ્યા હોવાને લીધે વાસ્તવિક વિકાસ-દર વર્ષે ઘટીને ૯-૦ ટકા થયો છે.

આ ગાળાનું નોંધપાત્ર લક્ષણ એ રહ્યું છે કે વપરાશની ટકાઉ ચીજવસ્તુઓ પાછળનું લોકોનું ખર્ચ વધ્યું છે. ૧૯૬૬માં જાપાનનાં ૯૪ ટકા કુટુંબોમાં ટેલિવિઝન હતાં, ૬૨ ટકા કુટુંબો પાસે વીજળીથી ચાલતાં રેફ્રીજરેટર હતાં અને ૭૬ ટકા કુટુંબો પાસે કપડાં ધોવાનાં યંત્રો હતાં. મોટરગાડીની માલિકી ૧૨ ટકા વધી ને ૧૯૬૭માં ખાનગી ગાડીઓ ધરાવનારાઓની સંખ્યા ૧ કરોડ જેટલી પહોંચી હતી.

મોટાં શહેરોમાં વસવાટ માટેનાં ઘરોની તંગી હજુ પણ છે. આ તંગી નિવારવા અધિકારીઓ પ્રયત્નશીલ છે અને ૧૯૬૦ થી ૧૯૬૫ના ગાળામાં ઘરો બાંધવા માટેનું મૂડીરોકાણ દર વર્ષે ૨૩ ટકા વધતું રહ્યું છે. આમ છતાં સમૃદ્ધ બનેલા જાપાનના નાગરિકો માટે સારાં ઘર પૂરાં પાડવાની દિશામાં ઘણું કામ કરવાનું બાકી છે.

## ભાવિનાં એંધાણ

જાપાનના ઉદ્યોગોને વિદેશી હરીફાઈમાંથી લાંબું રક્ષણ મળ્યું હોવાને લીધે આર્થિક વિકાસ ઝડપી બન્યો. હવે જ્યારે જાપાની ઉદ્યોગ વિકાસની ઉચ્ચ કક્ષાએ પહોંચ્યો છે ત્યારે આર્થિક નીતિના ઘડવૈયાઓ ધીમે ધીમે 'ખુલ્લા' અર્થતંત્ર ભણી વળી રહ્યા છે. આ પ્રક્રિયાને સરળ બનાવવા માટે તથા જીવનનિર્વાહ ખર્ચ નીચું રાખવા માટે સરકારે ૧૯૭૧ સુધીની આર્થિક નીતિ માટે માર્ગદર્શક નીવડે એવો આર્થિક અને સામાજિક વિકાસ કાર્યક્રમનો નકશો ઘડ્યો છે.

નવા આર્થિક કાર્યક્રમ હેઠળ, સરકાર વપરાશની ચીજોના ભાવને અંકુશમાં રાખવા માટે જરૂરી પગલાં લે છે અને ૧૯૭૧ સુધી ભાવવધારાનો દર ૩ ટકાથી વધુ ન થાય એ અંગે સાવધાની રાખે છે. આ ગાળા દરમિયાન માથા દીઠ આવક બેગણી થશે એવી પણ ધારણા છે. સરકાર આર્થિક માળખું બદલીને કાર્યક્ષમતા વધારવાની અપેક્ષા પણ સેવે છે. ખેતીવાડીમાં કામ કરતા લોકોમાં ૨૪ ટકા ઘટાડો કરીને એ લોકોને વેપાર-ઉદ્યોગોના ક્ષેત્રમાં કામે વાળી શકાય તો આ ક્ષેત્રમાં કામદારોની અછત નિવારી શકાય. ભાવસ્થિરતાને ડખલ પહોંચાડ્યા વગર વાર્ષિક વિકાસ-દર ૮ ટકા વધારવાની નવા આર્થિક કાર્યક્રમની નેમ છે. આ કાર્યક્રમ કામદારોની અછતને પહોંચી વળવા વધુમાં વધુ વહેંચણી, મૂડીનો કાર્યક્ષમ ઉપયોગ, ખેતી તથા નાના ઉદ્યોગોના આધુનિકરણ, વગેરે પર પણ ભાર મૂકે છે. વિશેષમાં નવો આર્થિક કાર્યક્રમ 'સામાજિક સ્થિર મૂડીના વિસ્તાર તથા સુધારણા' પર ખૂબ જ ભાર મૂકે છે. ૧૯૬૨ થી ૧૯૬૭ના ગાળા દરમિયાન સામાજિક સ્થિર મૂડી જેટલી હતી એમાં બેવડો વધારો કરીને આ ધ્યેય હાંસલ કરવામાં આવશે.

સામાજિક વિકાસ માટે જરૂરી આર્થિક માળખું ઊભું કરવામાં સરકારી મૂડીરોકાણ મહત્ત્વનો ભાગ ભજવશે અને જાપાનને વિશ્વનું એક અતિ પ્રગતિશીલ કલ્યાણ રાજ્ય બનાવવામાં સહાયભૂત નીવડશે. આ સિદ્ધિને લીધે જાપાન એશિયાનાં અન્ય ગરીબ રાષ્ટ્રો—જેમને જાપાનની ઝડપી પ્રગતિથી નવાઈ ઊપજે છે—ને પણ પ્રેરણારૂપ બનશે.

જાપાનની સફળતા એની સતત વધતી જતી ઉત્પાદકતા, ઔદ્યોગિક શિસ્ત, હેતુની એકતા, શિક્ષણ, નોકરીની સ્થિરતા અને વિશેષતઃ તો સફળતા માટે કોઈ સરળ રાજમાર્ગ નથી એ હકીકતના ભાનને આભારી છે. દરેક નાગરિક એટલું તો સમજે છે કે રાષ્ટ્રને સંપૂર્ણ ગૌરવશાળી બનાવવા માટે સતત યત્નશીલ રહેવું પડશે.

પ્રગતિની ઇચ્છાને સરકાર તથા વેપારીવર્ગ બંને તરફથી પીઠબળ અને પ્રોત્સાહન મળી રહે છે ને એથી દરેક નાગરિક વધુ તંદુરસ્ત ને સમૃદ્ધ જિંદગી જીવી શકે એ દિશામાં વધુ ને વધુ પ્રયત્નો થતા રહે છે. જાપાનનું

અર્થકારણ નથી સાવ મુક્ત કે નથી જડ નિયમો દ્વારા નિયંત્રિત. વેપારીવર્ગ અને સરકાર વચ્ચે કોઈ પણ પ્રકારનો વૈચારિક સંઘર્ષ કે ગજગ્રાહ નથી. બંનેને મન રાષ્ટ્રનું હિત મોખરે છે. બીજા વિશ્વયુદ્ધને અંતે જે અર્થ-કારણનું માળખું સંપૂર્ણ તૂટી ગયું હતું એ જ અર્થકારણ આજે ઘણું શક્તિશાળી અને સંપન્ન બન્યું છે. સંશોધન અને વિકાસને યોગ્ય તકો મળી રહે છે. હજારો વૈજ્ઞા-નિકો અણુશક્તિના શાંતિભર્યા ઉપયોગ માટે, અણુશક્તિ વડે વહાણો ચલાવવા અંગેના તથા અવકાશવિકાસ અંગેના અભ્યાસ અને સંશોધનમાં મગ્ન છે. જાપાન એ માત્ર પશ્ચિમના દેશોની યાંત્રિક શક્તિ કે વિચારોની નકલ કરનાર દેશ હવે રહ્યો નથી. એક તર્કશીલ જાપાનીના શબ્દોમાં: 'પશ્ચિમ પાસેથી સારું હતું તે અમે લીધું અને અમારી સ્વાભાવિક વૃત્તિ અને ઇચ્છાને અનુરૂપ એ બનાવ્યું. કેટલાક કિસ્સાઓમાં અમે એમાં સુધારણા પણ કરી. આજે પશ્ચિમ અમારી વિકસાવેલી યાંત્રિક શક્તિ ઉછીની લે છે.'

વીસમી સદીનાં બાકીનાં વર્ષોમાં હવે એશિયા ખંડમાં જાપાન મહત્ત્વનો ભાગ ભજવશે એમાં શંકા નથી. એની લશ્કરી તાકાત ઓછી હોવા છતાં અને વિશ્વ-રાજકારણમાં એનો પ્રભાવ નહીંવત્ હોવા છતાં એ મહાન સત્તાઓમાં ત્રીજું સ્થાન ભોગવશે. હજુ ય એ પોતાની યાંત્રિક વિશિષ્ટતા ધરાવતી ચીજવસ્તુઓની નિકાસ માટે (કુલ ઉત્પાદનના ૩૬ ટકા) અમેરિકા પર નિર્ભર છે. જાપાને જ્યારે પૂરતું આર્થિક બળ જમાવ્યું છે ત્યારે નવી પેઢી અમેરિકા ઉપર અવલંબિત રહેવાની નીતિ ક્યાં સુધી ચલાવી લેશે? વિશ્વના રાજકારણમાં પડવાની જાપાનની ઇચ્છા નહીં હોય તો ય સંજોગો એને એમ કરવાની ફરજ પાડશે અને જો જાપાન પોતાની વગ વાપરે તો એ એશિયાનું શક્તિશાળી પ્રવક્તા અચૂક બની શકે એમ છે, કારણ કે ભારત અને ચીને આર્થિક ક્ષેત્રે ખૂબ છબરડા વાળીને એ તક હાથમાંથી સરી જવા દીધી છે.

*

"આપણે બાપુના પ્રતાપે સ્વરાજ્ય ભોગવતા થયા છીએ અને અંગ્રેજો આ દેશ પરનો અમલ સમેટી ચાલ્યા ગયા છે. પરંતુ, શું આપણે પૂર્ણ ગાંધી છાપનું સ્વરાજ્ય ભોગવી રહ્યા છીએ? બાપુએ પોતાના જીવનના આરંભનાં વર્ષોમાં 'હિન્દ સ્વરાજ્ય'નું ચિત્ર આપણે માટે દોરી મૂક્યું છે. સદા વૃદ્ધિશીલ એ મહાત્મા સોમા વર્ષે પહોંચ્યા હોત તો તેને કેટલું બધું આગળ વધાર્યું હોત?

તો આપણા દેશમાં દિલ્હી સ્વરાજ્યનો સૂર્ય આજના કરતાં ઘણો જ વધારે પ્રકાશતો હોત, એટલું જ નહિ પણ ગ્રામ સ્વરાજ્યનો ચંદ્ર પણ પૂર્ણ કક્ષાએ હસતો હોત. બાપુએ ટ્રસ્ટીશીપની કલ્પના રજૂ કરી હતી અને તેમના પ્રત્યે શ્રદ્ધાભક્તિ ધરાવનાર થોડા ધનિકોનાં જીવનમાં તે તત્ત્વ જોવાની પ્રેમપૂર્ણ આંખથી અપેક્ષા રાખતા હતા; પણ તેઓ આજે આપણી વચ્ચે જીવતા હોત તો આ ગાંધીદેશમાં ખાનગી મિલકત રાખવી એ શરમનું કામ ગણાતું હોત, અને દેશમાં કોઈ ભૂમિહીન અને દીન હીન જોવા મળતું ન હોત. સ્વરાજ્યનાં શરૂનાં થોડાં વર્ષ બાપુની તપસ્યાના તેજથી આખા જગતમાં ભારતના માન વધ્યાં હતાં અને ભારતનાં દૃષ્ટાન્તથી કૂડીબંધ રાજ્યો પરદેશી ધૂસરીમાંથી મુક્ત થઈ સ્વતંત્ર રાષ્ટ્રો થયાં હતાં. બાપુનો સદા વિકાસશીલ સૂરજ આજે તપતો હોત તો આજે આ બધો યશ ઝાંખો પડી રહ્યો છે તે ન જ પડયો હોત. આપણે આંતરિક વ્યવહારોમાં તેમ જ વિશ્વ સાથેના વ્યવહારોમાં દિવસે દિવસે આગળ ને આગળ વધતા હોત, અને રાજ્ય કક્ષાએ વગર સૈન્યે જગતમાં સન્માનનું સ્થાન ધરાવતા થયા હોત, અને હોત, અને લોક કક્ષાએ અણુવિજ્ઞાન કરતાં પણ શ્રેષ્ઠ જ્ઞાન-વિજ્ઞાનનાં અને અનેરા સત્યાગ્રહોનાં આત્મબળ પ્રકટાવી શકતા હોત."

[તા. ૩-૧-૧૯૬૯]

જુગતરામ દવે

*

# સાહિત્ય·સંગીત·કલા



## 'સરસિજ' : રસદર્શન

ગ. મ. હીરાગર

પ્રિયે! અધિક-માસ શી મિલનના દુકાળે સ્મૃતિ,
મને કનડતી અહીં સતત તાહરી આ છબી.
શકે નવી નવી કંઈ તરડ તાપ આ પાડતો,
તળાવ તળિયે બળી હૃદય-ભોમને બાળતો.
કદી લઈ જશે ન કોઈ મુજ પત્ર આ મેઘ થૈ,
કદી નહીં મળે જવાબ મુજને, નથી યક્ષ હું.
પ્રિયે, કવનનો નથી જરીય અર્થ તારા વિના,
લખે કલમ આમ...ત્યાં જ ફફડાવી પાંખો ઊડે.
અનંત ધખતો બપોર...મુજ કલ્પના–અક્ષરો
જતાં લથડતાં અજાણ લયઘેનની સીમમાં.
ઘટા મધુર આમ્રની...પરબ દૂર તું...અમૃત.
પ્રિયે! વિરહનાં રણે હૃદયમાં ઉગી વીરડી.
પડી ગગનથી ભરે તરડ બિન્દુ આ કાવ્યનું
અને ઉલઅલે તળાવ કમળોભર્યું નેત્રમાં.

અબ્દુલ કરીમ શેખ

શ્રી અબ્દુલ કરીમ શેખ અંગ્રેજીના પ્રાધ્યાપક એવા ગુજરાતી કવિઓ–નિરંજન ભગત અને નલીન રાવળ જેવા – પૈકીના એક છે. આમ કહેવા પાછળ તેમને કોઈ વર્ગીકરણમાં સમાવિષ્ટ કરવાનો ઇરાદો નથી, કારણ કે – કોઈ પણ એક વર્ગના સુનિશ્ચિતપણે ન હોવું એ તો શ્રી શેખની વિશિષ્ટતા છે! તેઓ વયને કારણે 'રે' યુગના અને ચિંતનથી '૪૫ પૂર્વેના છે. 'કૃતિ' માટે લખવાના આગ્રહી હોવા છતાં તેઓ 'દક્ષિણા' માટે પણ લખી શકે! તેથી જ થૉમસ ગ્રેની જેમ તેઓ અર્ધપ્રશિષ્ટ કે હાફ-રોમૅન્ટિક બની રહે છે. બ. ક. ઠા. અને સુ. જો. એ બે બિંદુઓની વચ્ચે હોવા છતાં તેમની સ્થિતિને એક આગવો સંદર્ભ છે, કેમ કે એમની સાથે સંબંધ હોવા છતાં તેમના વ્યક્તિત્વને એક નોખો પ્રવાહ છે. અનુકરણથી અલિપ્ત રહેવાની મથામણ અથવા સંયોજન દ્વારા નવી ક્ષિતિજને આંબવાની ઝંખના એ એમની કાવ્ય-પ્રવૃત્તિનો મૂળ રંગ, અને કોઈ પણ અંતરનો સાચો કવિ આવી અકળામણ અનુભવે જ: આખરે તો વ્યક્તિ તરીકેનું વૈશિષ્ટ્ય જ કવિ તરીકેની આગવાઈમાં અનુવાદિત થતું હોય છે. 'સરસિજ' અ. શે. ની આ વૈયક્તિકતાનું પ્રતિનિધિત્વ કરે છે.

'પ્રિયે'થી માંડીને 'નેત્રમાં' સુધીના લગભગ સો શબ્દોમાં લસરતી આ રચનામાં મોટા ભાગના શબ્દો તો નવી કવિતાને લગભગ અસ્પૃશ્ય જેવાં છે; અ. ક. શેખે એવા કેટલા ય શબ્દોનો વિનિયોગ કર્યો છે જેને જૂનવાણી ગણી શકાય. તો યે તેમણે જૂના શીશામાં દારૂ તો નવો જ ભર્યો છે; એમને જે કાંઈ કહેવું છે નવું નવું તે બધું જૂની કલ્પનાઓ દ્વારા વ્યક્ત થાય છે. તેથી માત્ર ક્ષણિક ચોટ ઉપજાવવાનો નહિ પણ પ્રામાણિક સંવેદના રજૂ કરવાનો કવિઆશય જાહેર થતો જાય છે. 'મિલનના દુકાળમાં અધિક માસ શી સ્મૃતિ' સાથે 'મને કનડતી અહીં સતત તાહરી છબી,'નું અનુસંધાન થતાં નીપજે છે શેખત્વ વિરહવેળની દાહક સ્મૃતિનો અનુભવ–માત્ર બે લીટીમાં સબળ રીતે કંડારાયો છે. પછી, કવિ વિરહની પ્ર-તપ્ત અવસ્થા અને મિલનની

અશક્યતા વર્ણવે છે કે વિરહનો સં-તાપ નવી નવી તરડ પાડતો જાય છે અને ઉરભૂમિને બાળતો જાય છે...એવે વખતે પોતે લખેલો પત્ર પ્રિયાને પહોંચી શકશે નહિ, કારણ, પોતાને કોઈ મેઘદૂત નથી; તો પછી એનો જવાબ પણ નહીં જ મળે, કારણ, પોતે, યક્ષ પણ ક્યાં છે? રાજેન્દ્ર શાહ ભલે 'નિરુદ્દેશે' કહે, પણ કાવ્યવૃત્તિ–પ્રવૃત્તિ કે કવનનો સંદર્ભ પ્રિયતમા સાથે હોવાનું આ કવિ જણાવે છે તેય યથાર્થ છે. કેમ કે, પોતાના વ્યાપારની નોંધ લેનાર કોઈ મનમાન્યું ન હોય તો ભાગ્યે જ જીવનરસ ટકી રહે–એ કવન નિરર્થક છે જેને કોઈ માદક સ્મિતનું સાન્નિધ્ય ન હોય.

કવિ આમ લખે છે ત્યાં તો કલ્પના (જે એક માત્ર અવલંબન છે કવિનું) ઊડવા લાગે છે, અષ્ટક પૂરું થતાં થતાં તો ષષ્ટકનો ઉપાય એક નશીલી કલ્પન નિરૂપે છે સુંદર રૂપક દ્વારા. એકલતાની અનંત ધખતી બપોરવેળ ...કલ્પનાઅક્ષરો અણજાણ લયઘેનની સીમમાં લથડિયાં ખાતાં જાય છે. અક્ષરો એટલે કે શબ્દ એ કવિ પોતે. મધુર આમ્રની ઘટાના લયલોળમાં ય કવિ જોઈ શકે છે દૂર દૂર પોતાની પ્રિયને જે પરબ બનીને બેઠી છે. એકાકી અવસ્થામાં પ્રિયા અમૃતથી ઓછી ના. અને હવે આ 'યુગોથી ધીખેલા પ્રખર સહરા'માં પ્રિયાની છબી વીરડીરૂપ લાગે છે! સ્મૃતિસર્જક છબી જે એક વખત વિરહને ઘટ્ટ બનાવતી હતી તે અંતે રણમાં મીઠી છાંયડી પૂરવાર થાય છે. આમ, દર્શન બદલાતાં એ જ છબી બીજું પરિણામ સર્જવાને સમર્થ બને છે. તેથી, કાવ્ય સૉનેટ પણ બની શકે છે. છબીનું અર્થઘટન આમ દ્વિવિધ-રીતે થાય છે અને તે પણ સાવ સાહજિક રીતે. રાત હવે માત્ર અંધકાર નથી લાગતી, તારાઓથી ટાંકેલી ચાદર લાગે છે: આ કારણને કારણે–જે તરત પડી હતી તે ગગનથી પડતા કાવ્યબિંદુથી ભરીભરી થઈ જાય છે, તો પછી—

'હલબલે તળાવ કમળોભર્યું નેત્રમાં,' કાહે નૈયાં?

પણ આટલું સીધુંસાદું વક્તવ્ય માત્ર કવિતા બની શકે નહિ, કાવ્યમાં અભિવ્યક્ત કલ્પનાની ખૂબી સમજવા માટે શબ્દોને તાણવા–નીચોવવાની તસ્દી લેવી પડશે (અને શ્રી અ. કરીમમાં વાચકને નાણવાની નવકવિની ચાતુરી છે). કાવ્યનો વિચારદોર કંઈક આવો છે: નેત્ર રૂપી સરોવરની નીચે જે ભૂમિ છે તે હૃદય (કે જ્યાં સપાટી પર દેખાતા કમળનાં મૂળ હોય)...વિરહનો તાપ પડવાથી નયન-સરોવર નીચેની ઉરભૂમિમાં તરડ પડી છે (પાણી નીચેની પૃથ્વીમાં તરડ પડે કદી? હા, જો એ ધરા કવિહૃદય જેવી હોય તો!)...આવા વેસ્ટ-લૅન્ડ પર કાવ્યનું બિંદુ પડતાં જ તેમાંથી 'સરસિજ' ફૂટી નીકળે છે ને... ને...

'... ... હલબલે તળાવ કમળોભર્યું નેત્રમાં.'

'સરસિજ'ની પહેલી અને તેરમી જેવી ઘણી પંક્તિઓ તો સ્વયં એક પંક્તિના કાવ્ય તરીકે ઊભા રહેવાની ક્ષમતા ધરાવે છે. આવી પંક્તિઓ પૈકી–

'પ્રિયે, કવનનો નથી જરાય અર્થ તારા વિના'માં સામાન્ય વિચાર વણાયો હોવા છતાં એમાં એક વિચાર પૂરો થાય છે તેથી એ ઉલ્લેખનીય બને છે. પણ એ સૌમાં કાવ્યત્વથી હલબલી જતી પંક્તિ તો આ છે:

'મને કનડતી અહીં સતત તાહરી આ છબી.'

આટલી ઊંડી આરત અને તે ય એક પંક્તિમાં! આ છબીની કનડગત (અલબત્ત, મીઠી મીઠી) જ તો આ કાવ્યની ઉત્પત્તિનું કારણ છે! અને, આ જ કનડગત કાવ્યબિંદુ જન્માવે છે જે વિરહી કવિહૃદયની તરડ રસી નાખે છે, આખી કૃતિમાં જો એક શેર કવિત્વ હોય તે પોણો શેર તો આ એક લીટીનું જ.

તરડાયેલી પૃથ્વીની વાત 'પૃથ્વી'માં જ સુવ્યક્ત થઈ શકે ને?

નવકવિ નદીરેતીમાં મઢૂલીઓ બનાવવા માટે જ શબ્દોનો વિનિયોગ કરતો નથી પણ ઘેરા ચિંતનને સાહજિક સારલ્ય આપવા યત્નશીલ હોય છે એ 'સરસિજ' સિદ્ધ કરે છે. પણ એ નવકવિમાં ('નવકવિ' એટલે નવા યુગનો કવિ હોં,) શ્રી અબ્દુલ કરીમ શેખ જેવી સાચુકલાઈ હોય ત્યાં સુધી જ આ સાચું છે, છીછરી વંચના-ગ્રસ્ત કવિની વાત જુદી છે.

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯૧



**દાદાસાહેબ માવળંકર**
**વિશેષાંક**

"લોકોનું હિત હંમેશ અને એકધારું સચવાય એ લોકશાહી તંત્રમાં પાયાનો વિચાર છે. હવે, કેવળ 'હિત' સાચવવું એટલું જ હોય તો અનિયંત્રિત રાજા પણ પોતે ઉમદા વિચારનો હોય તો રાજ્યને ટ્રસ્ટ સમજી ઉત્તમ વહીવટ કરે, લોકમતને ખ્યાલમાં રાખતો રહે અને અંગત હિતનો વિચાર સરખો પણ ન રાખે. એવું રાજ્ય કાર્યકુશળ પણ હોય. તેમ છતાં એવા સુરાજ્યનો મુખ્ય આધાર એક જ વ્યક્તિ પર રહે છે, અને તેથી રાજા બદલાતાં પ્રજાનું હિત જોખમાય એવો મોટો સંભવ ઊભો થાય છે. ઇતિહાસ આ વાતની સાક્ષી સારી પેઠે પૂરે છે, અને તેથી રાજસત્તા પ્રાતિનિધિક (representative) તો હોવી જોઈએ એટલું જ નહિ પણ લોકોએ જ પસંદ કરેલા પ્રતિનિધિઓ દ્વારા પ્રાતિનિધિક બની હોવી જોઈએ એ વિચાર સ્થપાયો છે.

ચૂંટણીનું પરિણામ ખરેખર સારું લાવવું હોય, પ્રાતિનિધિક બનાવવું હોય, તો તે પુખ્ત મતાધિકારથી જ થઈ શકે, એમ કલ્પના કરી શકાય. પણ, પરિણામ ખરેખર પ્રાતિનિધિક થવા માટે મત આપનાર પ્રજા કેળવાયેલી, ન્યાયી, પરસ્પર પ્રેમ અને સહકાર કરવાની વૃત્તિવાળી હોવી જોઈએ. અજ્ઞાન અને ભોળી પ્રજા ખેલાડીઓના હાથમાં રમે છે. કહેવત છે કે, 'દુનિયા ઝૂકતી હૈ, ઝૂકાનેવાલા ચાહિયે.' જેવી પ્રજા તેવા તેના પ્રતિનિધિ. જાગતી પ્રજાના જાગતા અને સૂતી પ્રજાના સૂતા પ્રતિનિધિ હોય, એટલું જ નહિ પણ સ્વાર્થી, પ્રપંચી, પ્રજા-હિતને ભોગે અંગત હિત સાધનારા પણ હોય એમાં નવાઈ શી?"

ગણેશ વાસુદેવ માવળંકર

['બુદ્ધિપ્રકાશ', ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૪૭, પૃ. ૧૨૬-૧૨૭]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

ફેબ્રુઆરી ૧૯૬૯] **અભ્યાસ** [સળંગ અંક ૬૧

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧



સ્પીકરના સત્તાવાર નિવાસસ્થાન–૨૦, અકબર રોડ, નવી દિલ્હી–માં પાર્લમેન્ટરી કામકાજની ફાઈલોમાં મગ્ન

**‘લોકસભાના પિતા’**

**શ્રી ગણેશ વાસુદેવ માવળંકર**



વાદમાં, 'સેવાકુટિર'માંના ચોકનાં પગથિયાં પાસે,
। શ્રી દાદાસાહેબ માવળંકરની એક લાક્ષણિક છબિ



મહારાષ્ટ્રના પ્રખર સંત શ્રી તુકડોજી મહારાજ 'સેવાકુટિર'માં શ્રી દાદાસાહેબ માવળંકરને મળવા આવ્યા ત્યારે દાદાસાહેબે એમના અવિધિસરના, ઘરના પોશાકમાં શ્રી તુકડોજીનું ઉમળકાભેર સ્વાગત કર્યું તે પ્રસંગની તસ્વીર [પાછળ ઊભેલાઓમાં શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ અને પુત્ર પુરુષોત્તમ ઊર્ફે અણ્ણા]



જાહેર પ્રવચન કરતી વખતે પોતાનો કોઈ મહત્ત્વનો મુદ્દો શ્રોતાજનો સમક્ષ અનેરી દૃઢતાથી રજૂ કરતા શ્રી માવળંકરદાદા






## लोकसभानुं अध्यक्षपद

**આ** ઉચ્ચ પદ ઉપર મને ચૂંટીને જે વિશ્વાસ આ સભાગૃહના સભ્યોએ મારામાં વ્યક્ત કર્યો છે અને બંધારણ મુજબની ભારતીય પ્રજાસત્તાકની પ્રથમ સંસદના અધ્યક્ષના રૂપમાં મારું જે સન્માન કરવામાં આવ્યું છે એને માટે હું આ સભાગૃહના સભ્યોનો અત્યંત આભારી છું. સભાગૃહનાં કાર્યોનું ક્ષેત્ર વિસ્તૃત બન્યું છે અને રાજકીય પક્ષોની સંખ્યા પણ વધારે છે—આ સિવાય, આમે ય જ્યારે હું વિચાર કરું છું કે સભાગૃહે મને એનો વિશ્વાસપાત્ર બનાવ્યો છે ત્યારે મને મારી જવાબદારીઓનો ખ્યાલ આવતાં જ ગભરાટની લાગણી થવા લાગે છે. પરંતુ, મને શ્રદ્ધા છે કે સહુ સભ્યો મને સહકાર આપશે, અને એ કારણે આ જવાબદારીઓ ઉઠાવવાનું સાહસ હું કરી રહ્યો છું.

એ વાત સ્પષ્ટ છે કે આ સભા અગાઉની સભાઓ કરતાં જુદી છે. અત્યાર સુધી લોકકલ્યાણની બાબતમાં તથા સરકારનાં કાર્યોની બાબતમાં આપણી વિચારસરણીઓ ભલે ગમે તે રહી હોય, પરંતુ આપણે સહુ પરદેશી હકૂમતને હટાવવામાં પ્રયત્નશીલ રહ્યા હતા. સ્વાતંત્ર્ય સિદ્ધ કરવામાં આપણે સફળ થયા છીએ અને હવે આપણે પોતે જ આપણા ભાગ્યના નિર્માતા છીએ. પરદેશી સત્તાનો અંત આવતાં વેંત ભિન્ન ભિન્ન વિચારસરણીઓ આપણી સમક્ષ આવી ઊભી છે, અને જો કે આપણા સહુનું ધ્યેય તો એક જ છે—જે આપણા બંધારણમાં લખાયેલું છે—તેમ છતાં એને સિદ્ધ કરવા માટેનાં સાધનોની બાબતમાં આપણે સહુ એકબીજાથી અલગ વિચારો ધરાવીએ છીએ. આ વાત સ્વાભાવિક છે અને એક રીતે આવશ્યક પણ છે—કારણ કે આવું હોય તો જ સંસદીય સરકાર ઠીક ઢંગથી લોકોનાં કલ્યાણનાં કામો કરી શકે છે. તે સાથે જ આપણામાંના દરેકે એ વાતનું પણ સ્મરણ રાખવું જોઈએ કે આપણા દૃષ્ટિકોણો વચ્ચે ભલેને ગમે તેટલું અંતર હોય તો પણ આપણે સહુ અહીં એક રાષ્ટ્રના પ્રતિનિધિઓના રૂપમાં આવીએ છીએ અને એક જ ઉદ્દેશને માટે આવીએ છીએ, જે બંધારણના આમુખમાં આ પ્રમાણે અંકિત કરાયો છે: 'ભારતના સમસ્ત નાગરિકો માટે ન્યાય, સ્વાતંત્ર્ય તથા સમાનતા અને બંધુભાવ સિદ્ધ કરવાં'. અહીં આપણે જે કાંઈ બોલીએ અને જે કશુંક પણ કરીએ તે તમામને આ સર્વસામાન્ય આદર્શની કસોટીએ ચઢાવવા પડશે અને આપણામાંથી દરેકે એ જોવું પડશે કે જે બાબતો વિશે બંધારણમાં લખવામાં આવ્યું છે તે વસ્તુઓ ભારતના નાગરિકોને આપણે કેટલી હદ સુધી પ્રાપ્ત કરાવી આપીએ છીએ. હું માનું છું કે આ વાત ધ્યાનમાં રાખવાથી આપણને એવું આવશ્યક વાતાવરણ મળી જશે જે કોઈ પણ લોકતંત્રાત્મક પ્રણાલિકાને સારી રીતે ચલાવવા માટે જરૂરી હોય છે.

સંસદીય ઢંગવાળી સરકાર દરેક વિષય પર ચર્ચા કરીને નિર્ણય કરે છે. દરેક સભ્યને પોતાના વિચાર વ્યક્ત કરવાની પૂરી સ્વતંત્રતા છે, પરંતુ એણે એ યાદ રાખવું જોઈએ કે સહુ સભ્યો માટે સરખી એવી આ સ્વતંત્રતા છે. તેથી, એ આવશ્યક બની જાય છે કે ચર્ચાનો વિસ્તાર, એનું સ્વરૂપ અને તે સાથે જ એની ભાષાની બાબતમાં સંયમથી કામ લેવું ને કરવું રહ્યું. વાદવિવાદને ફળદાયી તથા અસરકારક બનાવવાને વાસ્તે

ઉદારતા અને પરસ્પર સહાનુભૂતિનું એક વાતાવરણ નિર્માણ કરવાનું અત્યંત આવશ્યક છે. એને માટે નિયમસર અને પદ્ધતિસર કામ કરવાનું આવશ્યક છે—કેવળ નિયમો તથા ધારાધોરણોનું પાલન કરવું એ જ પર્યાપ્ત નથી—સંસદીય વાદવિવાદ માટેની અનેક અલિખિત પ્રણાલિકાઓને અનુસરીને પણ ચાલવું પડે છે, કારણ કે દરેક વિષય પર સ્પષ્ટપણે નિયમ કે ધારાધોરણ બનાવી શકાતાં નથી.

ભિન્ન ભિન્ન વિચારસરણીઓમાં માનનારા લોકો જેટલે અંશે સહિષ્ણુ રહેશે તથા એકબીજાની વાતોને સમજવાની કોશિશ કરશે તેટલે અંશે જ સંસદીય સરકારની સફળતા માટે આશા ને ઉમેદ રહે છે. નિયમો અથવા ધારાધોરણોથી જ માત્ર ઇચ્છિત પરિણામો નિષ્પન્ન નહિ થાય, બલકે સારાં પરિણામો ત્યારે જ પેદા થઈ શકે છે જ્યારે જવાબદારી સંભાળનારા સહુ લોકો એક ઉચ્ચ ને ઉદાત્ત ભાવનાથી પ્રેરાઈને કાર્યશીલ રહે.

આપણાં બંધારણમાં આપણી સંસદને મુખ્યત્વે બ્રિટિશ પાર્લમેન્ટના નમૂનાના આધાર પર મૂકવામાં આવી છે. સહુને સુપરિચિત એવાં ઐતિહાસિક કારણોને લીધે ભારતમાં શરૂઆતથી જ જે કોઈ વિધાનસભાઓ સ્થાઈ તે એ જ બ્રિટિશ ઢબને આધારે બનાવવામાં આવી. બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સની ઘણીખરી કાર્યવાહીઓ તથા તેના નિયમો અને આચારના માપદંડો ખૂબ લાંબા સમયના અનુભવોનો પરિપાક છે. સામાન્ય મનુષ્ય-સ્વભાવ સાથે જેટલે અંશે એ બધાનો સંબંધ છે તેટલે અંશે એ બધા આપણે માટે ઉત્તમ પૂર્વ-દૃષ્ટાંત છે અને એમને કારણે આપણને લાભ પણ થઈ શકે એમ છે. પરંતુ, જે કોઈ ઇંગ્રેજી પ્રથાઓ અંગ્રેજોના સ્વાતંત્ર્ય સંગ્રામ અને સંઘર્ષના ઇતિહાસની ફલસ્વરૂપ હોઈ એ કારણે અંગ્રેજોએ અપનાવેલી છે, તેમની તરફ આપણે જુદા દૃષ્ટિકોણથી જોવું રહ્યું. આપણે પણ આપણાં રાષ્ટ્રીય ચારિત્ર્ય, પ્રતિભા, ઇતિહાસ અને સંસ્કૃતિની પાર્શ્વભૂમિકાને ધ્યાનમાં રાખીને એ પ્રમાણેની પ્રથાઓ કાયમ કરવાની છે. સંસદીય જીવન આપણે ત્યાં હજી હમણાં જ શરૂ થયું છે. અને, હજી આ છોડ ઘણો નાનો તથા ખૂબ કોમળ છે, એટલે એના ઉછેરમાં પૂરેપૂરું ધ્યાન આપવાની જરૂર છે. સ્વસ્થ તથા ઉપકારક પ્રણાલિકાઓ પ્રસ્થાપિત કરવી એ આ સંસદનું એક સવિશેષ કર્તવ્ય છે, કારણ કે આ સમયે આપણે જે કાંઈ કરીશું તે સંભવ છે કે ભવિષ્યને માટે ઉદાહરણરૂપ બની રહેશે. તેથી, આ કામ આપણે જ્યાં સુધી લગાતાર નહિ કરીએ અને સંસદીય પ્રણાલિકાઓનું સન્માન નહિ કરીએ ત્યાં સુધી આપણા દેશમાં આપણી મારફત ઇચ્છિત રૂપમાં લોકોની સેવા કરી શકે એવી સ્થિર સરકાર બનવી મુશ્કેલ થશે.

અધ્યક્ષના બિનપક્ષીય સ્વરૂપની બાબતમાં ઇંગ્લેન્ડની પ્રથાને ધ્યાનમાં રાખીને હું કેટલીક વાતો કહેવાનું આવશ્યક ગણું છું. બ્રિટિશ પાર્લમેન્ટના સ્પીકરની આવી બિનપક્ષીય સ્થિતિ ઐતિહાસિક પાર્શ્વ-ભૂમિકા પર આધારિત છે અને સદીઓ સુધી ચાલી રહેલા પ્રયત્નોની ફલસ્વરૂપ આ સ્થિતિ નિર્માણ થઈ છે. હાઉસ ઑફ કૉમન્સની સંપૂર્ણ સત્તા સ્થાપિત થયા બાદ આ પ્રકારની પ્રણાલિકાનો વિકાસ થયો છે. લોકતંત્ર માટેની આવશ્યક બાબતો જો આની સાથે હોય તો નિઃશંક આ સ્થિતિ એ આદર્શ સ્થિતિ છે. એ જ આદર્શને પ્રસ્થાપિત કરવા માટે હું હરહંમેશ પ્રયત્નશીલ રહીશ, પરંતુ આપણા સંસદીય જીવનની હાલની પરિસ્થિતિમાં રાજકીય જીવનવ્યવહારમાં એટલી હદ સુધી અળગા રહેવાનું શક્ય નથી કે જેટલી હદે બ્રિટિશ સ્પીકર રહી શકે છે. અલબત્ત, અધ્યક્ષનું કાર્ય કરતી વખતે ભારતીય સ્પીકર કોઈ રાજકીય પક્ષ સાથે સંબંધ નહિ રાખે, અર્થાત્ પોતે પક્ષોનાં કાર્યો તથા તેમના ઝઘડાઓથી સ્પીકર પર રહેશે, પરંતુ તે, સ્પીકર છે એ જ કેવળ એક વાતને કારણે એ રાજનીતિજ્ઞ ન રહે તે શક્ય નથી. આપણે હજુ દેશમાં રાજકીય પક્ષોનો વિકાસ કરવાનો છે અને સ્પીકરપદની બાબતમાં એવી સ્વસ્થ પ્રણાલિકાઓ પ્રસ્થાપિત કરવાની છે જેમની પાછળ એવો સિદ્ધાંત હોય કે સ્પીકરપદ ઉપર પોતે જ્યાં સુધી કામ કરી શકે છે

એમ એ માને છે અને એ રીતે સ્પીકરના રૂપમાં ચાલુ રહેવા ચાહે છે ત્યાં સુધી સ્પીકરની વિરુદ્ધ કોઈ રાજકીય પક્ષ પોતાના ઉમેદવારો સામાન્ય ચૂંટણીઓમાં ઊભા નહિ રાખે અને સભાગૃહમાં સ્પીકરનો વિરોધ કોઈ નહીં કરે.

આ પ્રકારની પ્રણાલિકાઓની ગેરહાજરીમાં એવી આશા રાખવી કે સ્પીકર રાજનીતિ ને રાજકારણથી પૂરેપૂરો અળગો રહે તે વાજબી નથી. આ દૃષ્ટિકોણથી અને ભૂતકાળમાંના મારા સંબંધોને કારણે હું ભારતીય રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ) જેવી મહાન સંસ્થાને છોડી દઈ શકતો નથી, કારણ કે આ જ સંસ્થાના ઝંડા હેઠળ મેં ચાળીસ વર્ષ સુધી કોઈ ને કોઈ સ્વરૂપે જનતાની સેવા કરેલી છે. આ કારણથી હું કૉંગ્રેસી તરીકે ચાલુ રહીશ—અને તે બરાબર એ રીતે કે જેમ કોઈ ભારતીય હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી કે પારસી રહી શકે છે—અને તે સાથે જ રાષ્ટ્રીયતાનો જેટલે અંશે સંબંધ છે તેટલે અંશે સ્પીકર ભારતીય પણ બની રહે છે. હું ભલે કે કૉંગ્રેસી છું, તેમ છતાં મારું એ કર્તવ્ય રહેશે કે સભાગૃહના સહુ સભ્યો તથા તમામ પક્ષોની સાથે ન્યાય તથા સમાનતાથી મારે વર્તવું; અને, તમામ પક્ષીય અગર રાજકીય બાબતોની ઉપરવટ તથા નિષ્પક્ષ રહેવાની હું કોશિશ કરતો રહીશ.

અંતમાં, હું સહુ માનનીય સભ્યોને વિનંતી કરું છું કે તેઓ સહુ મને આ સભાગૃહનું કાર્ય ચલાવવામાં એમનો પૂરેપૂરો સહકાર આપે, કે જે સહકાર વિષે સભાગૃહમાં હમણાં કરાયેલાં અનેક ભાષણોમાં વચન અપાયું છે.

ફરી એક વાર હું માનનીય સભ્યોનો આભાર માનું છું.*

**ગણેશ વાસુદેવ માવળંકર**

---

[* 'સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાક' ભારતના નવા બંધારણ હેઠળ ભારતમાં થયેલી સર્વપ્રથમ સામાન્ય ચૂંટણી પછી રાજધાની નવી દિલ્હીમાં સમવાય પાર્લમેન્ટના નીચલા સભાગૃહ—લોકસભા—ની ઐતિહાસિક બેઠક પાર્લમેન્ટ હાઉસમાં મળી ત્યારે તા. ૧૫ મે ૧૯૫૨ ને રોજ સ્વતંત્ર ભારતની પ્રથમ લોકસભાના પ્રથમ સ્પીકર તરીકે ભારે મોટી બહુમતીથી [૩૯૪ વિ. ૫૫] ચૂંટાયા બાદ વડા પ્રધાન શ્રી જવાહરલાલ નેહરુ અને વિવિધ રાજકીય પક્ષો—જૂથોનાં તથા કેટલાક અપક્ષ સભ્યોનાં અભિનંદન-પ્રવચનો બાદ જવાબરૂપે કરેલું દાદાસાહેબનું આ ભાષણ, 'લોકસભા સચિવાલય, નવી દિલ્હી', તરફથી પ્રકાશિત હિંદી પુસ્તક 'गणेश वासुदेव मावलंकर: भाषण और लेख' (ઑક્ટોબર ૧૯૫૭)માં પૃ. ૧૨-૧૪ પર પ્રગટ થયું છે તેનો ભાવાનુવાદ. મૂળ ભાષણ દાદાસાહેબે અંગ્રેજીમાં કર્યું હતું, અને તેના ઉપરથી પ્રગટ થયેલ હિંદી ભાષાંતરનો આ ગુજરાતી ભાવાનુવાદ પહેલી જ વાર પ્રસિદ્ધ થાય છે. લોકસભા સચિવાલય તથા તે વખતના તેના મંત્રી શ્રી એમ. એન. કૌલ અને સહ-મંત્રી શ્રી એસ. એલ. શકધરનાં સૌજન્ય—સહકાર માટે એમનો હાર્દિક આભાર. —પુ. ગ. મા.]

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૭૨ [તા. ૨૦ જૂન થી તા. ૧૭ જુલાઈ ૧૯૪૯]



## તા. ૨૦ જૂન ૧૯૪૯, સોમવાર
### [મુંબાઈ]

સવારે વૃત્તપત્રો જોયાં. ચંદ્રનગરના લોકોએ ભારતીય સ્વરાજ્ય સંઘમાં સામેલ થવાનું જંગી બહુમતીથી ગઈ કાલના મતદાનમાં ઠરાવ્યાનું વાંચ્યું. આનંદ થયો.[૧]

પછી Legal Aid Committeeની પ્રશ્નાવલીના જવાબો ટાઈપ થયા હતા તે સુધાર્યા. આમાં ઘણો બધો વખત ગયો. કેટલાક કાગળો લખાવ્યા અને અમદાવાદ શ્રી. ચિટણીસ, ચિ. અણ્ણા અને શ્રી. જેઠાલાલ [ગાંધી]ને તથા વડોદરા ચિ. બાળાસાહેબ મહાજનને કાગળો લખ્યા. આમાં પણ ઘણો બધો વખત ગયો. પછી પરચૂરણ વાચન.

ભોજન બાદ વિશ્રાંતિ. [પછી] પરચૂરણ વાચન. ત્યાર બાદ, પરમ દિવસની, ગઈ કાલની અને આજની રોજનીશી લખી, તથા કેટલાક કાગળો. ઇતર વાચન. સાંજે ૬–૧૫ થી ૭ સુધી ડૉ. બાલિગાને ત્યાં મારી તબિયતની તપાસ માટે ગયો. ખાસ કશુંક થાય છે એમ નહીં, પણ નાની [અને ઝીણી લાગતી] બાબતોમાંથી જ આગળ [જતાં પછી] મોટી [બાબતો ને બીમારીઓ] ઉદ્ભવે છે એટલે અગાઉથી ઉપચારો કરેલા જ સારા. [વળી,] વધારામાં મને મધુમેહ (ડાયાબિટીસ) [છે]. પગની આંગળીઓ અને તેની પાસેનો ભાગ બહેરો લાગે છે. પગમાં કશુંક ચોંટ્યું છે કે શું, ચાલતી વખતે જાણે આપણે કશાક કચરા ઉપરથી ચાલી રહ્યા છીએ કે કેમ એવું થાય છે. બીજી ફરિયાદ એટલે, પેટની નીચેના ભાગમાં જમણી બાજુએ (ઍપેન્ડિક્સની નીચે) કોક કોક વાર દુઃખે છે.; પેસાબ કરતી વખતે દુખાવો થાય છે, વગેરે. આની શરૂઆત ૧૯૨૫ ની સાલમાં થઈ કહેવાય. ડિસેમ્બરમાં વિશાળગઢ પર જઈને આશરે ૨૫–૨૬ માઈલ ચાલવાનું થયું ત્યારથી આ ઉપદ્રવ શરૂ થયો. વચ્ચે વચ્ચે દુખાવો, વગેરે હતો. ત્રીજી ફરિયાદ એટલે, ગયા જાન્યુઆરીમાં ઑપરેશન કર્યું ત્યાં કોઈ કોઈ વાર બળતરા થાય છે. ડૉક્ટર બાલિગાએ નિરાંતે આશરે અડધો કલાક [મારી શરીર-પ્રકૃતિની] તપાસ કરી અને હવે લોહી તથા કરોડરજ્જુ (Spinal Cord)માંનું પાણી તપાસીને પછી જે કાંઈ નિદાન હોય તે નક્કી કરશે અને સલાહ આપશે. ઠીક.[૨]

ત્યાંથી મરીન ડ્રાઈવ પર એક લટાર મારીને શેઠ કસ્તુરભાઈના સસરાને ઘેર ગયો અને ત્યાંથી શ્રી મણિભાઈ ઝવેરીને ત્યાં ગયો. તેઓ આવતી કાલે પૅરિસ, લંડન અને કદાચ અમેરિકા જવા નીકળવાના છે. ૮–૧૫ના અરસામાં ઘેર આવ્યો.

ભોજન બાદ આવતી કાલે પૂના જવા અંગેની તૈયારી. પરચૂરણ વાચન.

## તા. ૨૧ જૂન ૧૯૪૯, મંગળવાર
### [મુંબાઈ, પૂના, સાસવડ]

પરોઢીએ વહેલા ઊઠીને સ્નાન, વગેરે આટોપીને ૭–૩૦ના અરસામાં બોરીબંદર સ્ટેશન પર આવ્યો અને ૮–૧૫ની એક્સપ્રેસમાં પૂના જવા રવાના થયો. [મારી] સાથે શ્રી શ્યામલાલજી અને શ્રીમતી સુશીલા પૈ એમ લોકો હતાં. આગગાડીમાં વાચન થોડું જ (કસ્તુરબા રિપોર્ટના મુસદ્દાનું) થયું. શ્રી કૃષ્ણમૂર્તિ રાવ[૩] કલ્યાણ

સ્ટેશનેથી જોડાયા. વાતોચીતો, ચર્ચાઓ થઈ. ગાડી અડધો કલાક મોડી ખડકી સ્ટેશને પહોંચી. ત્યાં જ ઊતરીને શ્રીમતી પ્રેમલીલા ઠાકરસીના 'પર્ણકુટિ'[4] બંગલા પર ગયો. જમણ, આદિ તથા વિશ્રાંતિ આટોપીને ૩-૫૦ના અરસામાં નીકળ્યો તે લગભગ ૪-૪૦ વાગ્યે સાસવડ પહોંચ્યો. અમારા સ્વાગત માટે શ્રી શંકરરાવ દેવ, વગેરે લોકો આવ્યા હતા.

પ્રારંભમાં આશરે ૧૦ મિનિટ મ્યુનિસિપલ કચેરીમાં ગયો. ત્યાં સભ્યોનો પરિચય, વગેરે ઔપચારિક કાર્યક્રમ થયા બાદ નદીને પેલે પાર શ્રી શંકરરાવના આશ્રમમાં પછી ગયો. આજે જ સવારે આ નવી ઇમારતનો પ્રવેશ-સમારંભ શ્રી કાકજે શાસ્ત્રીના હાથે થયો.

સાસવડ ગામ ઐતિહાસિક છે. નારાયણરાવ પેશ્વાના ખૂન બાદ, બાળ પેશ્વા (સવાઈ માધવરાવ)ને પુરંદર કિલ્લા પર રાખ્યા હતા. (સાસવડથી પુરંદર—પાંચ માઈલ), અને રાજ્યવહીવટ સાસવડથી ચાલતો હતો. અહીંના મુખ્ય [વતનદાર] એટલે પુરંદરે સરદાર; એમનો કિલ્લાસમો બગીચો છે. ગામને અડીને બે નદીઓનો સંગમ છે. ત્યાં 'સંગમેશ્વર' મહાદેવનું સુંદર મંદિર છે. આ ગામમાં શ્રી બાળાજી વિશ્વનાથ (પહેલા પેશ્વા)ની સમાધિ છે. (તે જોવાનું માત્ર જો કે બન્યું નહિ. બાકી એ સમાધિના બેહાલ જ છે! આ આપણી ઐતિહાસિક દૃષ્ટિ અને રસ!![5])

ચોતરફ પર્વતો, સામે પુરન્દર ગઢ, ફળફળાદિના બગીચાઓ, નાનકડી જ પણ બે નદીઓ, વગેરેને કારણે, ઠંડી હવાને લીધે, આ સ્થાનની રમ્યતા છે જ; થોડો સમય રાજધાની તરીકે રાજકીય મહત્ત્વ પણ હતું. પરંતુ આ સ્થાનનું ખરું ઐતિહાસિક મહત્ત્વ મારા મતે બે કારણોને લીધે: (૧) શ્રી જ્ઞાનેશ્વર પંચકમાંના શ્રી સોપાનદેવ[6]ની સમાધિ છે તે કારણે, અને (૨) શ્રી જ્ઞાનોબારાયની પાલખી[7] પંઢરપુરમાં અષાઢ મહિનાની અગિયારસને દિવસે જવા માટે આળંદીથી નીકળે છે એનો મુકામ એક દિવસ આ ગામમાં હોવાને કારણે. વારકરી પંથ[8] અને તેમનું કાર્ય મને ખૂબ મોટું લાગે છે. લોકોને એમણે કેવળ મંજીરા-તાલ વગાડતા કર્યા નહિ, પણ હિંદુ ધર્મ અને સંસ્કૃતિની જ્યોત અખંડ રાખીને લોકોને નીતિના માર્ગ ઉપર રાખ્યા. ધર્મભાવના જાગ્રત રાખીને, પ્રજ્જ્વલિત કરીને મુસલમાની આક્રમણને અટકાવવા માટે લાગનારી પૂર્વ તૈયારી કરી. કેટલું મહાન અને પવિત્ર કાર્ય! અને, તેથી જ, આ બે બાબતોને હું ઐતિહાસિક મહત્ત્વ આપું છું. ઠીક.

આશ્રમમાં આજના સવારના સમારંભમાં આવેલા લોકો—શ્રી મામા દેવગિરીકર,[9] શ્રી હરિભાઉ જોશી, ડૉ. [બા. ચિ. ઊર્ફે અણ્ણાસાહેબ] લાગૂ, શ્રી બાળાસાહેબ સરદેસાઈ એન્જિનિયર, વગેરે લોકો હતા તે સહુ મળ્યા. આશ્રમની નજીકની અને બીજી જગ્યાઓ અમે જોઈ. કસ્તુરબા કામ માટે કઈ જગ્યા સગવડભરી છે એનો વિચાર કર્યો.

૭ વાગ્યે ગામના પ્રવેશ-મેદાન પર પાછો આવ્યો. ત્યાં મ્યુનિસિપાલિટીએ મને માનપત્ર અર્પણ કર્યું. જુદી જુદી સંસ્થાઓ તરફથી હાર પણ મળ્યા. માનપત્રનો મેં ટૂંકાણમાં જ ભાષણ કરીને જવાબ આપ્યો. વરસાદ પડવા લાગ્યો. લોકોને પલળતા રાખવા યોગ્ય લાગ્યું નહિ. લોકો જો કે વરસાદમાં પણ શાંત બેઠા હતા. પણ તેમની કસોટી વધારે કરવી યોગ્ય નહોતી. જવાબના [મારા ભાષણમાંના] મુદ્દાઓ હંમેશ મુજબના જ હતા. સ્થાનિક સ્વરાજ્ય દેશના સ્વરાજ્યનો પાયો છે એ મુદ્દો હતો.

મુકામ પર આવ્યા બાદ વાતોચીતો. આચાર્ય ભાગવત[10] પણ અહીં જ છે. વળી, શ્રી ચિંતામણશાસ્ત્રી અને બીજા લોકો હતા. કોલ્હાપુરના શ્રી પ્રભાકરપંત કોરગાંવકર પણ ખાસ આવેલા છે. ભોજન બાદ સમૂહ પ્રાર્થના અને પછી માસ્ટર કૃષ્ણા[11]નાં ભજનોનો કાર્યક્રમ અત્યંત પ્રસન્ન-મધુર એવો થયો.

### તા. ૨૨ જૂન ૧૯૪૯, બુધવાર
### [સાસવડ, પૂના, દાદર (મુંબાઈ)]

સવારે ઊઠીને નિત્યવિધિ, વગેરે આટોપીને ફરી ચોતરફની જગ્યાઓ જોઈ અને કસ્તુરબા ફંડના કામની દૃષ્ટિએ વિચાર કર્યો. ત્યાર પછી હોમગાર્ડ્ઝ કવાયત જોઈ આવ્યો. લોકોનો ખૂબ આગ્રહ; એમનું મન-દુઃખ કરવાનું ગમ્યું નહિ. પાછા આવીને મ્યુનિસિપલ પ્રેસિડેન્ટ,

એક મુસલમાન ગૃહસ્થ, શ્રી શંકરરાવ અને હું એમ નદીની બાજુએ ઉપરના ભાગ પર જૂના બંધ છે ત્યાં મ્યુનિસિપાલિટી પોતાના વૉટર વર્કર્સ માટે એ બંધ વિસ્તારવાની છે તે જોઈ આવ્યા. એકંદરે ચાલવાનું આશરે ત્રણ માઈલ થયું. નદીના ઘણા વળાંકો છે. 'નાગમોડી' [zigzag] પ્રવાહ છે, એ કારણે મઝા પડે છે. નદીના કાંઠે શિવાલયો જૂનાં અને સુંદર છે. અમે બંધ પાસે ગયા ત્યાં 'શ્રી સિદ્ધેશ્વર'નું મંદિર, સામે જ સરસ જલકુંડ, વટવૃક્ષ, ઝાડી; સ્થાન રમ્ય અને શાંત. ચિંતન માટે અને અભ્યાસ માટે ઉત્તમ. જૂના બંધ પણ મજબૂત અને સરસ છે. આશ્રમની સામે 'શ્રી વટેશ્વર' મહાદેવનું મંદિર, પાસે જ એક કુંડ, વગેરે. ત્યાર પછી સરદાર પુરંદરે, વગેરે લોકોને મળીને સ્નાન માટે નદી પરના કુંડમાં જ ગયો. સ્નાન કરવાની ખૂબ જ મઝા આવી. 'उदंड जाहलें पाणी, स्नानसंध्या करावया' એ સમર્થ-વચનનું[12] સ્મરણ થઈ ને, સંધ્યા તો નહિ પણ સ્નાન ખૂબ મસ્તપણે અને મોકળાશથી થયું. આજુબાજુનો સુંદર પ્રદેશ, પણ આજ સુધી આ સૌંદર્ય જ થોડું દુઃખ આપતું હતું. આવો અદ્વિતીય પ્રદેશ, આપણો પ્રદેશ. પણ માલિકી બીજાની અને એ પ્રદેશમાં જરા જેટલી પણ [આપણી] સત્તા નહિ ! અને [આવી દુર્દશા અને ગુલામીવાળી] સ્થિતિ આપણી જ મૂર્ખાઈને કારણે અગર બીજા કોઈક દુર્ગુણને લીધે! આજે આ પણ દુઃખ નહોતું, એટલે પ્રસન્નતાની શી ઊણપ? વળી, આજનો દિવસ એકાદશીનો; શ્રી જ્ઞાનોબારાયની પાલખી [અહીં] મુકામ માટે આવવાની એટલે ભક્તજનો ભેગા થઈ રહેલા, નદી પર સ્નાન માટે આવી રહેલા હરિભક્તોનો આ મેળો! અનેક પ્રકારના વિચારો અને કલ્પનાઓ મગજમાં આવવા લાગ્યાં અને સ્નાન પૂરું થયું.

પછી, અહીંના પોલીસ ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ મળ્યા. [તેઓ] સિંધી નિર્વાસિત છે. પાકિસ્તાનની નોકરીમાં હતા, પણ બિનમુસ્લિમ તરીકે એમને ઉપર કોણ જવા દે? એમની બિચારાની હાલાકી થઈ! આપણી સરકાર પાકિસ્તાની લોકો જોડે 'જેવા સાથે તેવા' એ રીતે કેમ વર્તાવ કરતી નથી એમ તેમને [સિંધી ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટને] થાય છે. મને પણ ઘણી વાર આ જ પ્રકારની ઊર્મિ પણ થાય છે, [પણ] એવી [લાગણી કે ઊર્મિ] વાજબી નથી. પરંતુ, આપણી સરકાર સહિષ્ણુતા અગર સૌજન્ય બતાવે છે તે [કાંઈ] આપણી શક્તિનો કે શ્રદ્ધાનો પુરાવો નથી, પણ આપણી નિર્બળતા પરનું આવરણ છે એ વિચારથી માત્ર મન ખૂબ ખિન્નતા અનુભવે છે. ઠીક.

શ્રી શંકરરાવ દેવ સાથે ઘણી બધી સામાન્ય વાતોચીતો થઈ. ગાંધી ફંડના નિયમો, એ ફંડનો ઉપયોગ કેવી રીતે કરવો, વગેરે વિષે ચર્ચાઓ કરી. મહાત્માજીના ખૂની ગોડસે અને આપટેને ફાંસીની સજાઓ થઈ તે હળવી કરીને (commute) તેમને બન્નેને જન્મટીપની સજાઓ કરવી એવા આશયનો કાગળ શ્રી રાજાજીને હું લખવાનો છું[13] તે વિશે ચર્ચા કરી. શ્રી શંકરરાવ [જો કે] ફાંસીની સજાઓ થવી જ જોઈએ એ મતના છે [એમાં] આશ્ચર્ય નથી. ઠીક.

સરદાર પુરંદરે ખાસ મળવા આવ્યા હતા. એમનાં લગ્ન સગોત્ર લગ્ન હોવાને કારણે એમને ખૂબ જ ત્રાસ ઘરના લોકોએ – અને વિશેષતઃ પિતાશ્રીએ – આપ્યાનું કહેતા હતા. ઠીક. પછી શ્રી સોપાનદેવની સમાધિનાં દર્શન માટે જઈ આવ્યો, અને ભોજન બાદ તરત ૧૨–૩૦ વાગ્યે પૂના આવવા નીકળ્યો.

પૂના—સાસવડ રસ્તા પરથી આજે શ્રી જ્ઞાનેશ્વર મહારાજની પાલખી પંઢરપુર તરફ જઈ રહી હતી તે માર્ગમાં મળી. પાલખીનો મુકામ આજે સાસવડ ગામમાં. ભગવા ઝંડાઓ, મંજીરાઓ, એકતારી તંબૂરાઓ લઈ ને ચાલી રહેલા નાના મોટા, આબાલવૃદ્ધ ભાવિક લોકોને જોઈ ને, એમનાં ભજનો, તથા 'જ્ઞાનબા-તુકારામ' અને 'વિઠ્ઠલ-વિઠ્ઠલ' સાંભળીને હિંદુસ્તાનના સંસ્કૃતિક આત્માનું, સાચા હિંદુસ્તાનનું દર્શન થઈ રહ્યું હતું. આ દર્શનથી અનેક ભાવનાઓ [મારા] હૃદયમાં ઉભરાવા લાગી અને આંખમાંથી ટપકતાં અશ્રુબિંદુ રોકવાનું મુશ્કેલ બન્યું. ગામડાંઓમાંનો શ્રમજીવી ભાવિક વર્ગ કેવી [અપાર] શ્રદ્ધા સાથે ચાલી રહ્યો હતો! એમની ગરીબાઈ, યાતનાઓ, વગેરેનું એમને જાણે સ્મરણ જ નહોતું. પાલખી આવી ત્યારે શ્રી જ્ઞાનોબારાયનું, પ્રાચીન કાળના

મહારાષ્ટ્રનું, એમણે [શ્રી જ્ઞાનેશ્વર] કરેલા અસાધારણ કાર્યનું સ્મરણ કરીને મોટરમાંથી નીચે ઊતરીને પાલખીને આદરપૂર્વક વંદન કર્યાં, આંખો લૂછી અને આગળ માર્ગ કાપવાની શરૂઆત કરી. આવી જ પાલખી પૂનામાં પોતાના ઘર પરથી પસાર થતી જોઈ ને સદ્ગત ન્યાયમૂર્તિ રાનડેએ[૧૪] 'આ મહારાષ્ટ્ર યુનિવર્સિટી ચાલી રહી છે' એવું વર્ણન પોતાનાં પત્ની શ્રીમતી રમાબાઈ આગળ કર્યું એવું રમાબાઈની[૧૫] [આત્મકથા] 'आमच्या आयुष्यांतील कांहीं आठवणीं'માં વાંચ્યાનું યાદ આવે છે. ન્યાયમૂર્તિનું આ વર્ણન કેટલું યથાર્થ અને માર્મિક હતું![૧૬] ઠીક.

બપોરે ૧૧ા વાગ્યે પૂના પહોંચ્યો. શ્રીમતી પ્રેમલીલા ઠાકરસીને ત્યાં જ મુકામ રાખ્યો. થોડો વખત વિશ્રાંતિ અને પછી ચાહ લઈને પૂનાથી ૩–૨૦ની ગાડીમાં નીકળ્યો તે દાદર મુકામે સાત વાગ્યે ઊતર્યો. ગાડીમાં શ્રીમતી સુશીલા પૈ સાથે કસ્તુરબા ફંડની, કૉંગ્રેસ પ્રધાનમંડળની અને બીજી ઘણી બધી વાતો નીકળી. થોડું વાચન પણ થયું.

દાદર મુકામ પર ફરાળ, વગેરે આટોપીને પછી રાત્રે ૯ાના અરસામાં મુકામ પર [ગામડિયા હિલ પરના શેઠ કસ્તુરભાઈના નિવાસસ્થાને] આવ્યો અને પછી વાતોચીતો, વગેરે અને વિશ્રાંતિ.

## તા. ૨૩ જૂન ૧૯૪૯, ગુરુવાર
## [મુંબાઈ]

સવારે વૃત્તપત્રો, થોડો વખત રોજનીશી-લેખન, પછી કાગળો, વગેરે. ચિ. અણ્ણા આજે સવારે અમદાવાદથી આવ્યો — લૉ કૉલેજમાં એના પ્રવેશ, વગેરે માટે. એને અહીં છાત્રાલયમાં જગ્યા મળવાનું શક્ય જણાતું નથી. નાહકની મથામણ અને ખર્ચ. પણ ઉપાય નથી.[૧૭]

ભોજન બાદ આરામ. પછી થોડાં પરચૂરણ કામો. સૌ.વતી દાદર જઈ આવી. સાંજે ઘણા બધા લોકો મળવા તથા કામ માટે આવ્યા. શ્રી ધુરંધર અને શ્રી લાડ (ધૂળિયાના શ્રી સમર્થ વાગ્દેવતા મંદિર[૧૮] વિશેનું કામ અને બીજી વાતોચીતો), શ્રી મામા વરેરકર અને શ્રી શેંદૂર્ણીકર (શ્રી ડાહ્યાભાઈ પટેલ સાથેના મતભેદો, વગેરે બાબતોમાં તથા કૉંગ્રેસ સંસ્થા વિશે અને કૉંગ્રેસી હકૂમતો વિશે સામાન્ય વાતોચીતો), શ્રીયુત વિ. અ. પંડિત (એમના ભાઈ ગુજરી ગયા એમની મિલકત બાબતમાં), શ્રી ભદ્રજી (સર ચિનુભાઈની બાબતમાં).

રાત્રે ભોજન બાદ વાતોચીતો. ભોજન માટે શ્રી એમ. ડી. ભટ્ટ I. C. S., ચીફ સેક્રેટરી [to the Government of Bombay]ને ત્યાં ગયો હતો. શ્રી ચંદાવરકર, શ્રી કૃપાલાની અને શ્રી ખેવૂર એમ લોકો સપત્નીક આવ્યાં હતાં. [મુકામ પર આવીને] વિશ્રાંતિ.

## તા. ૨૪ જૂન ૧૯૪૯, શુક્રવાર
## [મુંબાઈ]

સવારે ૮–૩૦ થી ૧૧–૩૦ સુધી કસ્તુરબા ફંડની કારોબારી સમિતિની સભા મારા મુકામે. પછી Legal Aid Committeeની પ્રશ્નાવલીના જવાબો તપાસીને મોકલ્યા.

ભોજન બાદ આરામ. પછી ૩ થી ૫–૩૦ સુધી કસ્તુરબા કારોબારીની સભા. ઘેર [અમદાવાદ] શ્રી ચિટણીસને અને શ્રી નર્મદાશંકરને કાગળો તથા ડિવિડન્ડ વૉરંટો ચિ. અણ્ણા સાથે મોકલવાનાં તે તૈયાર કર્યાં.

ડૉ. બાલિગાને ત્યાં લોહી તથા lumber fluidની તપાસ માટે ગયો. પણ lumber puncture પછી ઓછામાં ઓછા ૭ કલાક તો જવા જોઈએ, વિશ્રાંતિ લેવી જોઈએ એવું નક્કી થયાથી આવતી કાલની કસ્તુરબા કારોબારીની વ્યવસ્થા કરવા માટે શ્રી ઠક્કરબાપાને ત્યાં ભારત સેવક સમાજમાં ગયો. ત્યાંથી ચિ. અણ્ણાને સ્ટેશન પર વિદાય આપીને પછી શ્રી રાજાબાબુ હઠીસિંગને ત્યાં જમવા માટે ગયો. ચિ. બાળ પણ ત્યાં આવ્યો હતો. ઘણી બધી વાતોચીતો થઈ.

## તા. ૨૫ જૂન ૧૯૪૯, શનિવાર
## [મુંબાઈ]

સવારે ૮ વાગ્યે નીકળીને ડૉ. બાલિગાના નર્સિંગ હોમમાં ગયો ત્યાં તેમણે fluid કાઢ્યું અને ડૉ. પ્રધાને થોડું લોહી પણ તપાસ માટે લઈ લીધું. ચાર વાગ્યા સુધી નર્સિંગ હોમમાં જ આરામ કરી રહ્યો હતો. 'Poverty and Waste' પુસ્તકનું વાચન આગળ

ચલાવ્યું. ડૉ. બાપુસાહેબ તળવલકર અને શ્રી અપ્પાસાહેબ સરદેસાઈ અહીં મળ્યા.

૪ વાગ્યે ઘેર આવ્યા બાદ કસ્તુરબા કારોબારીની સભા ચાલતી હતી તેમાંના મારી સલાહ માટેના જે મુદ્દાઓ હતા તે વિશે મારો અભિપ્રાય જણાવ્યો: (૧) ખાનપુર કેન્દ્રને મદદ અને (૨) સાસવડનું કેન્દ્ર. [કારોબારી સભા પૂરી થયા બાદ] અન્ય કામો માટે લોકો મળવા આવ્યા હતા તે નીચે પ્રમાણે (હું આખો વખત બિછાના પર લગભગ પડી જ રહેલો): શ્રી ધુરંધર અને શ્રી જોશી, ૧૯ શિક્ષણખાતાના મંત્રી, એમની જોડે ગુજરાત યુનિવર્સિટી બિલના મુદ્દાઓ વિશે ચર્ચાઓ કરી. મારા મુખ્ય મુદ્દાઓ — (૧) આશ્રમિક (residential) કેન્દ્રો થવાં જોઈએ તો પણ ઓછામાં ઓછું એક તો affiliating કેન્દ્ર હોવું જોઈએ. (૨) અમદાવાદમાં એક કેન્દ્ર રાખવાનું છે. એટલે, અમદાવાદની કૉલેજોને પ્રતિનિધિત્વ મળશે જ એવી તજવીજ રાખવી, (૩) રજિસ્ટર્ડ ગ્રૅજ્યુએટ્સનું પ્રતિનિધિત્વ અમે આપ્યું છે તે કરતાં વધુ ન હોવું ઘટે. એનો વિશેષ ઉપયોગ થતો નથી અને ખટપટને માટે [એવી પ્રતિનિધિત્વ જોગવાઈ] કારણરૂપ બને છે એવો મુંબાઈ યુનિવર્સિટીનો અનુભવ છે. (૪) શિક્ષકોનું પ્રતિનિધિત્વ faculty-wise zonal હોવું ઘટે. (૫) યુનિવર્સિટીને 'લોન' કાઢવાની છૂટ હોવી જોઈએ. (૬) ફક્ત મ્યુનિસિપાલિટીઓને પ્રતિનિધિઓ મોકલવાની તક હોવી જોઈએ—એમની પાસેથી મદદની અપેક્ષા હોવાને કારણે. લોકલ બોર્ડોને એ હક્ક આપવાનું જરૂરી નથી.

શ્રી લક્ષ્મીબાબુ (બિહાર) શ્રી લક્ષ્મીદાસભાઇનો કાગળ લઈને આવ્યા હતા. શ્રી બ્રિજલાલ નેહરુની સૂચના છે કે ગાંધી સ્મારક ફંડના તંત્રમાં એક Financial Adviser હોવો ઘટે. એ સંબંધે મારે વિચાર કરવો એ માટે કાગળ હતો. મને આ સૂચના યોગ્ય લાગતી નથી. શ્રી મંગળદાસ સૉલિસિટર અને શ્રી ભદ્રજી સર ચિનુભાઈની બાબતમાં ચર્ચા કરવા માટે આવ્યા હતા. આ લોકોનું કહેવું એમ કે 'સમાધાન કરો'. — પણ કેવી રીતે અને શું?... ... ... ...

શ્રી અપ્પાસાહેબ સરદેસાઈ એમની દીકરી ચિ. સિંધુને લઈને બતાવવા માટે આવ્યા હતા......

રાત્રે વાતોચીતો કરવા માટે શ્રી ધુરંધર ('નવભારત' ના), શ્રી મામા વરેરકર અને શ્રી શેંદૂર્ણીકર આવ્યા હતા. 'નવભારત'માંથી એમણે છૂટા થવાનો સવાલ હતો. શ્રી શાંતિલાલ શાહનો અભિપ્રાય મુદ્દાની બાબતમાં શ્રી ધુરંધરના પક્ષે હોય તો પણ જો શ્રી ડાહ્યાભાઈનો અને તેમનો સંઘર્ષ જ થઈ રહ્યો છે તો તેમણે [શ્રી ધુરંધરે] રાજીનામું આપેલું સારું એવો જ મારો અભિપ્રાય જણાવ્યો.

## તા. ૨૬ જૂન ૧૯૪૯, રવિવાર
### [મુંબાઈ]

સવારે પરચૂરણ કામો. કેટલાક કાગળો, વગેરે. હું મેડા પર આરામ કરતો જ પડી રહ્યો હતો. ડૉ. વાહિયા આવ્યા હતા....

શ્રી કાકાસાહેબ કાલેલકર અને શ્રીમતી સરોજિની [નાણાવટી] મળવા આવ્યાં હતાં. દાદરના લોકો (શ્રી દાદામામા, શ્રી માધવરાવ અને ચિ. બાળ તાંબે) ભોજન માટે આવ્યા હતા.

જમ્યા પછી આરામ કરીને બાદ સિંધિયા હાઉસમાંના સ્થળે કસ્તુરબા ફંડના ટ્રસ્ટીઓની સભા માટે ગયો. ૩-૩૦ થી ૫-૦ સુધી સભાનું કામ ચાલ્યું. શ્રીમતી સુશીલાબાઈ [પૈ]ને Joint Secretary કહેવાં કે Deputy Secretary કહેવાં કે Organising Secretary [તરીકેનો એમનો] હોદ્દો ચાલુ રાખવો એ નજીવી બાબત પર મોટા મોટા લોકોએ ખૂબ જ વધારે પડતો સમય લીધો.[૨૦] ઠીક.

મુકામ પર આવ્યા બાદ શ્રી ધુરંધર, વગેરે લોકોને મળ્યો અને પછી સૌ.વતી, શ્રી દાદામામા, પૂજ્ય આક્કા, ચિ. બાપુ એ બધાંની સાથે ઝાવબાની વાડીમાં સૌ.વતીનો જન્મ થયો અને નાનપણમાં ત્યાં રહેતી હતી તે જગ્યા જોવા ગયો. હું પણ ઘણાં બધાં વર્ષો પછી આ સ્થળે ગયો. ખૂબ જ ગીચ વસવાટ માલૂમ પડ્યો. લોકો કેવી રીતે રહે છે એની વધુ કલ્પના આવી. સાચે જ, શહેરી જીવન કેટલું ખરાબ! નાનાં બાળકોને તો રમવા-કૂદવા માટે [કોઈ] જગ્યા [કે અવકાશ] જ

નહિ. [જાણે] કીડીઓની જેમ માણસો![21] ઠીક.

પછી [ઘરનાં] લોકો સાથે દાદર જઈને પાછો આવ્યો. ભોજન બાદ આરામ.

### તા. ૨૭ જૂન ૧૯૪૯, સોમવાર
### [મુંબાઈ]

આજે રાત્રે નીકળવાનું એટલે સામાન બાંધવા વિશેની સૂચનાઓ. કાગળો. આજે મુખ્ય [કાગળ] એટલે મહાત્માજીના ખૂની ગોડસેને (એમાં આપટે આવ્યો જ) ફાંસીની સજા થઈ છે તે સૌમ્ય કરીને જન્મટીપ [દેશનિકાલની] કરવી એવા આશયનો પત્ર ગવર્નર-જનરલ શ્રી રાજાજીને લખ્યો. મારા મુદ્દાઓ — (૧) ફાંસીની સજા હોવી ન જોઈએ. એને કારણે ગુનાઓ ઓછા થતા નથી. (૨) ફાંસીની સજા આપવી તે હિંસાત્મક માર્ગ છે. સમાજની રચના જો અહિંસક પાયા પર કરવાની હોય તો tooth for a tooth and an eye for an eye એ વૃત્તિથી આપવામાં આવનારી ફાંસીની સજા રદ થવી જોઈએ. (૩) ફાંસીની સજા ઘટાડવી એ સામર્થ્યનું લક્ષણ છે, દુર્બળતાનું નહિ. (૪) એક ગોડસે અને આપટે જિંદગીભર જેલમાં રહ્યા તો તેઓ સરકારનું શું નુકસાન કરવાના કે કરી શકવાના? (૫) સજા ઘટાડવાને કારણે ઊલટું ગોડસે-વિચારસરણીવાળા લોકો પર વખત જતાં પણ સારી જ અસર પડશે, અને ન પડી તો પણ આપણે શા સારુ એની પરવા કરવી? (૬) મહાત્માજીએ શું કર્યું હોત? એનો પણ વિચાર અવશ્ય કરવો રહ્યો. શ્રી રાજાજી મારી વાત ધ્યાનમાં લેશે એવું જરા પણ નથી. પરંતુ મારા અંતઃકરણનો ભાર હળવો કરવા માટે મેં એમને લખ્યું.[22] ઠીક.

ત્યાર પછી શ્રી રાજાબહાદુર હરિસિંગ એમની કંપનીના મુસદ્દાના કામ માટે આવ્યા હતા. એ [મુસદ્દો] અડધો કલાક જોઈને પછી એમને મોડેથી બપોરે [પાછા] બોલાવ્યા [છે]. શ્રી શેંદૂર્ણીકર જોડે જમતાં જમતાં વાતોચીતો કરી રહ્યો હતો.

પૂનાના 'રોહિણી' પત્ર માટે મારા ચરિત્રની હકીકત મેળવવા સારુ કુર્લાના (અંબિકા નિવાસ, ન્યૂ આગ્રા રોડ) ડૉ. સદાનંદ ગૈંદવણુકર આવ્યા હતા. એમની જોડે ભોજન બાદ આશરે દોઢ કલાક બેઠો. પૂર્વજોની અને મારી હકીકત કહી. એમણે ટાંચણ કર્યું છે અને જે કાંઈ લખવાના છે તે મને તપાસવા માટે મોકલવાના છે.

ત્યાર પછી વિશ્રાંતિ. ૪ થી ૫-૧૫ સુધી શ્રી રાજાબાબુ આવ્યા. એમનું કામ પતાવીને, [અને] ચાહ શૌચ વગેરે આટોપીને પ્રોફેસર બ. ક. ઠાકોરને ત્યાં મળવા જઈ આવ્યો.

સવારે શ્રી અને શ્રીમતી ડેવિડ એરૂલકર[23] મળવા આવ્યાં હતાં.

સાંજે સામાન, વગેરે બાંધવાનું આટોપીને ભોજન કરીને સેન્ટ્રલ સ્ટેશન પર આવ્યો અને ગુજરાત મેઈલમાં સૌ.વતી તથા ચિ. બાળ સાથે [અમદાવાદ જવા] નીકળ્યો.

### તા. ૨૮ જૂન ૧૯૪૯, મંગળવાર
### [અમદાવાદ]

સવારે અમદાવાદ આવી પહોંચ્યાં.

મુકામ પર આવીને ટપાલ, વગેરે જોઈ. શ્રી રસિકભાઈ (ગુજરાત વિદ્યાસભાના કામ માટે), શેઠ શ્રી કસ્તુરભાઇ, વગેરે લોકો મળ્યા. આજે માથું દુખતું હતું તેથી હું ખાસ કામ કરતો નહોતો. પડી જ રહેલો અને લોકો સાથે વાતો કરતો અથવા એમની વાતો સાંભળતો અને કોઈ ન હોય ત્યારે આંખો મીંચીને પડ્યો હતો.

સવારના સમયનો ઉપયોગ વાળ કપાવી લેવામાં પણ કર્યો. આજે કામ થઈ શકે એવું નહોતું. એટલે, આવતી કાલે ક્યાં પાછું વાળ કપાવા બેસીને વખત ગુમાવવો? અને, એનો શો અર્થ? ઠીક.

પડ્યા પડ્યા ઘરનાં અને બીજાં ઘણાં બધાં પરચૂરણ કામો થયાં.

ભોજન બાદ આરામ. ત્યાર પછી પણ કામ એવું નહિ જ. [સદ્ગત] સ્વરૂપચંદનો દીકરો (ચિનુ) અને એના મામા એની [સ્વરૂપચંદની] મિલકત વિશે પૂછપરછ અને ચર્ચા કરવા આવ્યા હતા. વારસા સર્ટિફિકેટની અરજી એમણે કોર્ટમાં કરવી પડશે એ અંગે શ્રી ભાઉકાકા જાંભેકરને ત્યાં જવાની સૂચના મેં એમને

[ભાઈ ચિનુ તથા એના મામાને] આપી.

શ્રી ખંડુભાઈ દેસાઈ[24] મળવા આવ્યા હતા. આશરે એક કલાક બેઠા હતા. [વાતચીતનો] વિષય દેશનું અને કૉંગ્રેસનું ભવિષ્ય. એમણે પોતે થઈને જ ઘણી બધી વાતો કહી. પ્રધાનમંડળની અસહિષ્ણુતા, તોછડાઈ, લોકો સાથેનો એમનો સંપર્ક ન મળે! પ્રધાનમંડળનો અને કૉંગ્રેસ-કમિટીઓનો સંપર્ક તથા સંબંધ જેટલો હોવો જોઈએ તેટલો નહિ. આ પ્રમાણે તેઓ જ [શ્રી ખંડુભાઈ] બોલી રહ્યા હતા. કલકત્તામાં ચૂંટણીમાં જે હાર ખાવી પડી, મુંબાઈમાં ડૉ. મ્હેસકર હારી ગયા તે ઉપરથી આપણે બોધ લઈને વિચાર કરવો જોઈએ એવું [શ્રી ખંડુભાઈ દેસાઈ] કહેતા હતા. હું તો આ [બધું] કેટલા ય વખતથી કહી રહ્યો છું. ત્યાર બાદ શ્રી પિલોબા તાંબે, શ્રી પુષ્કર ચંદરવાકર, વગેરે લોકો મળ્યા.

શ્રી કાળીદાસ ઝવેરી વકીલ તાજેતરમાં જ ગુજરી ગયા. એમને ત્યાં દિલસોજી માટે જવાનું આવશ્યક, તેથી સાંજે શ્રી બાબુરાવ મહેતાને સાથે લઇને જઈ આવ્યો. શ્રી કાળીદાસની ને મારી ઓળખાણ ૧૯૦૯ની સાલથી– હું પહેલવહેલો ગુજરાત કલબનો સભ્ય બન્યો ત્યારથી. પછી વકીલાતમાં. તેઓ ૧૯૦૮ની સાલમાં અમદાવાદમાં વકીલાત માટે આવ્યા. સર્વ પ્રકારના અને ખાસ કરીને ગુજરાત સભા, પ્રાંતિક સમિતિ, મ્યુનિસિપાલિટી, વગેરે ક્ષેત્રોમાંના જાહેર જીવનમાં તેઓ મારી સાથે સને ૧૯૧૩થી સને ૧૯૩૭ સુધી હતા. આગળ જતાં, ૧૯૩૭ની સાલથી મારા કાર્યક્ષેત્રનું મધ્યબિંદુ અમદાવાદથી મુંબાઈ, પૂના, દિલ્હી થયું અને તે કારણે કાર્યક્ષેત્રો પણ ઘણા બધા અંશે જુદાં થયાથી રોજનું મળવા–કરવાનું બંધ થયું. ભાઈ [શ્રી કાળીદાસ ઝવેરી] ખૂબ જ ચિઢિયા અને વાણી બહુ સારી નહિ, પણ મનથી મૃદુ અને દુષ્ટતા નહિ. કાન પણ ખૂબ જ કાચા. કોઈ પણ વાત કાને આવી તો તે કેટલે અંશે સાચી ખોટી, વગેરે વિચાર ન કરતાં ઊછળીને લડવા લાગતા. એકંદરે સારા, પ્રેમાળ અને દુષ્ટતા નહિ. સમોવડિયા એકેક જવા લાગ્યા. મારા પણ માર્ગનો અંત નજીક આવી જ રહ્યો છે.

ત્યાંથી ભદ્રમાં આવીને પછી શ્રી તુલસીદાસ વકીલ[25]ને ત્યાં ગયો. તેઓ અને શ્રી કાળીદાસ બન્ને ય મારી સાથે આશરે ૧૯૦૯ની સાલથી, એટલે તેમને ત્યાં પણ જવાનું મન થયું.

ભોજન બાદ વાતોચીતો, વગેરે.

## તા. ૨૯ જૂન ૧૯૪૯, બુધવાર
## [અમદાવાદ]

આજે સવારે આરામ કરવા માટે પડી જ રહ્યો હતો; થોડુંક ફરી આવ્યો. ટ્રસ્ટ ફંડોનાં થોડાં કામો જોયાં.[26] કેટલાક કાગળો લખાવ્યા.

ભોજન બાદ આરામ, અને પછી 'ગુજરાત સમાચાર'ના કામ માટે શ્રી ઇન્દ્રવદન આવ્યા હતા. ત્યાર બાદ ઇન્ડીઆ બૅંકના શ્રી કંસારા રોટરી કલબની બાબતમાં આવ્યા હતા. કલબના મેમ્બર થવા માટેની વિનંતી [સરદાર] શ્રી વલ્લભભાઈને માટે કરવી એવું એમનું કહેવું. વલ્લભભાઈનું પદ અને કાર્ય તથા કલબનો દરજ્જો જોતાં આવી વિનંતી યોગ્ય થશે નહિ એવો મારો મત મેં કહ્યો. પછી થોડું ઘરના હિસાબોનું, વગેરે કામ શ્રી ચિટણીસ જોડે [કર્યું].

સાંજે શ્રીમતી ડૉ. શરયૂ પંડિત અને સૌ. સરલાદેવી અંબાલાલને લઈને યુનિવર્સિટીના સ્થળ ઉપર જઈને [એમને] બધું બતાવી આવ્યો,[27] અને પછી ભદ્રમાં ગયો.

ભોજન બાદ વિશ્રાંતિ

## તા. ૩૦ જૂન ૧૯૪૯, ગુરુવાર
## [અમદાવાદ, આણંદ, રાસ, બોચાસણ]

સવારે ૬–૩૦ વાગ્યે શ્રી પરસી વકીલ જોડે એમની મોટરમાં આણંદ જવા નીકળ્યો. [અમારી જોડે] શ્રીમતી ડૉ. શરયૂ પંડિત અને સૌ. સરલાદેવી સારાભાઈ હતાં. કસ્તુરબા ફંડની બાબતમાં ઘણી બધી વાતોચીતો રસ્તામાં થઈ. ૮–૩૦ વાગ્યે આણંદ પહોંચ્યાં. ચરોતર એજ્યુકેશન સોસાયટીની શાળામાં[28] ચાહ, વગેરે થયા બાદ પછી થોડો વખત શાળામાં સદ્દગત દાદાભાઈ નવરોજજીનો સ્મૃતિ દિન શ્રી પરસી વકીલના પ્રમુખપદ હેઠળ મનાવવાનો હતો એ સમારંભમાં જઈ આવ્યો. ચ. એ. સોસાયટીનો હું પ્રમુખ અને શ્રી પરસી પોતે મુખ્ય મહેમાન તેથી, એમનું સ્વાગત કરવાનું અને એમનો

પરિચય આપવાનો, એ કામો કરીને હું તરત નીકળ્યો.

ત્યાર બાદ અમે સહુ લોકો-અમારી જોડે ડૉ. ચિમનલાલ શાહ, ડૉ. સજનીસ, શ્રીમતી સુશીલા પૈ, શ્રી શ્યામલાલજી, શ્રી બબલભાઈ મહેતા, આદિ લોકો હતાં-રાસ ગામ જવા મોટરમાં નીકળ્યાં. રસ્તામાં વડોદરા રાજ્યનું શિસવા ગામ આવે છે ત્યાં અડધો કલાક થોભ્યાં. લોકોએ અમારું સ્વાગત કર્યું. [અમદાવાદમાં] ગુજરાત વિદ્યાપીઠમાં હું સને ૧૯૨૨ થી સને ૧૯૨૪નાં વર્ષો દરમિયાન કાયદાના પ્રાધ્યાપક તરીકે કામ કરતો હતો[૨૯] તે વખતે મારા હાથ નીચે વિદ્યાર્થી તરીકે રહેલા એક સજ્જન આ ગામમાં શિક્ષક છે. એમણે જૂનો પરિચય [તાજો] કરાવી આપીને ભાવપૂર્વક સ્મરણ કરાવ્યું. તેને કારણે એ જૂના દિવસો આંખ સમક્ષ આવતાં ખૂબ આનંદ અનુભવ્યો. કેટલા સારા દિવસો એ હતા! રાજકારણમાં સત્તાલોલુપતા નહિ અને સેવાભાવના સર્વમાં ઓતપ્રોત! એ વખતની આપણી ભાવનાઓ, આકાંક્ષાઓ લુપ્ત કેવી રીતે થઈ? સ્વાતંત્ર્ય અગર સત્તા [જેમ જેમ] મળતાં ગયાં તેમ તેમ આપણે હીન શા સારુ બનતા રહ્યા, વગેરે પ્રકારના વિચારો પણ મનમાં આવીને આનંદ સાથે થોડી ખિન્નતા પણ અનુભવી. ઠીક.

૧૨ વાગ્યાના અરસામાં રાસ ગામે પહોંચ્યાં. શ્રી રવિશંકર મહારાજ, શ્રી આશાભાઈ, બોચાસણના આચાર્ય શ્રી શિવાભાઈ, વગેરે ઘણા બધા લોકો અમારા સ્વાગત માટે તથા વિચાર-વિનિમય માટે એકઠા મળ્યા હતા. નડિયાદના શ્રી ચુનીભાઈ પટેલ પણ આણંદથી અમારી જોડે હતા જ.

મિત્રો સાથે ઔપચારિક વાતોચીતો, ખબરઅંતર, વગેરે આટોપીને પછી તરત દવાખાનાની ઈમારતો, વગેરે જોઈ આવ્યાં, અને પછી થોડી સામાન્ય ચર્ચા આટોપીને ડૉ. શરયૂ પંડિત, ડૉ. ચિમનલાલ, વગેરે ડૉક્ટર લોકો નિષ્ણાતોની દૃષ્ટિથી નિરીક્ષણ અને વિચાર-વિનિમયમાં પરોવાયાં. શ્રી આશાભાઈએ મહેનત કરીને પૈસા ભેગા કરીને આશરે દોઢ લાખની ઈમારતો [ઊભી] કરી તે શું મફત જવા દેવાની વારુ? કસ્તુરબા ફંડ તરફથી વૈદકીય શિક્ષણ કેન્દ્ર અહીં કાઢવાને વાસ્તે વધુ બીજી ઈમારતો, વગેરે કઈ કઈ જોઈશે, હાલમાં જે ઈમારતો છે તેમનો શો અને કેવા પ્રકારનો ઉપયોગ કરી શકાશે, વાર્ષિક ખર્ચ શો થશે, વગેરે બાબતોનો વિચાર કરીને ડૉક્ટર લોકો જે અહેવાલ અમને આપશે એનો વિચાર કરીને અમે જે કાંઈ [યોગ્ય હોય] તે નક્કી કરીશું.

ભોજન બાદ થોડો આરામ. પછી વાસદ-કડાણા રેલ્વે વિષે હકીકત કહેવા માટે પ્રતિનિધિ-મંડળ આવ્યું. આ હકીકત જૂની છે. સદ્‌ગત વિઠ્ઠલભાઈ પટેલની મધ્યસ્થીથી રેલ્વે [શરૂ] કરવામાં આવી. યુદ્ધના સમયમાં તે શરૂ કરવામાં આવી. આ બાબતમાં મેં ૧૯૪૬-૪૭ની સાલમાં મધ્યસ્થ સરકાર સાથે પત્રવ્યવહાર કર્યો હતો. એમાં એક વાત સ્પષ્ટ થઈ કે આ બાબતમાં મુંબાઈ સરકાર જે કહેશે તે પ્રમાણે ભારત સરકાર કરશે, અને તે જ યોગ્ય છે. આ પ્રમાણે મેં પ્રતિનિધિ-મંડળને કહ્યું. અગાઉ પણ જણાવ્યું હતું, એટલે હવે હું વધુ શું કરવાનો? સ્થાનિક સરકારે નિમેલી કમિટીને પોતાની ભૂમિકા તેમણે હવે સમજાવી આપવી એવું એમને કહ્યું.

વિશ્રાંતિ બાદ ડૉક્ટર લોકો સાથે ચર્ચા કરી અને પડોશની નિશાળની ઈમારતો, વગેરે જોઈને [અમે] સહુ લોકો નીકળ્યાં તે ૫-૪૫ ના અરસામાં બોચાસણ મુકામ પર આવી પહોંચ્યાં. અમારો મુકામ વલ્લભ વિદ્યાલયમાં જ હતો.

અહીં વખત મઝામાં [પસાર] થયો. મને આ વાતાવરણ ખૂબ ગમે છે. મુખ્ય આચાર્ય શ્રી શિવાભાઈ, શ્રી રવિશંકર મહારાજ, શ્રી ગંગાબહેન, વગેરે પ્રેમાળ સેવાભાવી લોકો [અહીં છે]. વળી, હાલમાં અહીં મુંબાઈ સરકારે આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોનો ત્રણ મહિનાનો એક તાલીમ વર્ગ આ સ્થળે જ શરૂ કર્યો છે. શ્રી ગંગાબહેનની ગૌશાળા છે, વગેરે.

ચાહ, શૌચ, વગેરે અહીં જ આટોપીને પછી ફરવાનું વાતોચીતો, વગેરે. આશરે એક કલાક ઇન્સ્પેક્ટરભાઈઓ સાથે વાર્તાલાપ, સવાલ-જવાબ [પણ થયા]. પછી પ્રાર્થના, ભોજન, થોડોક રંજન કાર્યક્રમ,

અને પછી વિશ્રાંતિ.

## તા. ૧ જુલાઈ ૧૯૪૯, શુક્રવાર
## [બોચાસણ, આણંદ, અમદાવાદ]

ગુરુવારે વહેલા ઊઠીને ગાયના ઉત્તમ દૂધની ચાહ,[૩૦] વગેરે આટોપીને અમે સહુ પ્રેમાળ વિદાય લઈને નીકળ્યાં. બોરસદ માર્ગે ત્યાંથી છ માઈલ પરના જોશી-કૂવા (અગાઉના વડોદરા રાજ્યમાંનું ગામ) ગામમાંનું કસ્તુરબા ગ્રામસેવા કેન્દ્ર જોવા ગયાં. ગામમાં પણ ફરી આવ્યાં. ગામ નાનકડું જ છે. પણ લોકોની ભાવના સારી લાગી. ખેડૂતોને ઘેરઘેર ૩–૪ ભેંસો અને બળદની જોડી એ પ્રમાણે જોઈ. એક પણ ખેડૂતને ઘેર ગાય ન મળે! 'ખેતીને વાસ્તે જો બળદની જરૂર પડે છે તો ભેંસો શા માટે પાળો છો? બળદ કેવી રીતે લાવો છો?' –એવા સવાલો પૂછતાં જવાબ મળ્યો કે 'બળદ વેચાતો લાવીએ છીએ.'–'એવું શા માટે? ગાય દ્વારા બળદ થાય છે ને?'–એનો જવાબ એ કે, 'એ સાચુ છે, પણ બળદ થયો તો એને ઉછેરીને વેચવો અથવા રાખવો અમે કેવી રીતે કરીએ?' કેટલી વિચિત્ર સ્થિતિ? બીજાએ ઉછેરેલો બળદ વધારે પૈસા આપીને વેચાતો લેવા માટે અને રાખવા માટે વાંધો નથી, પણ પોતે એ પ્રમાણે કરીને ગોરક્ષણ કરવાનું નહિ! કેટલી મૂર્ખાઈ! મેં એમને કહેવાનું તે કહ્યું પણ એનો ઉપયોગ થશે એમ નહિ.[૩૧]

થોડો વખત ગામના લોકોને મળીને નવ વાગ્યે નીકળ્યાં તે ૧૦ના અરસામાં, આણંદ મુકામે આવ્યાં ત્યાં સ્નાન, જમણ, આટોપીને ૧૨–૧૫ ની ગાડીમાં નીકળ્યાં તે ૩–૧૫ ના અરસામાં અમદાવાદ આવી પહોંચ્યાં, આજે ગાડીમાં ખૂબ જ સરસ ઊંઘ આવવાથી વિશ્રાંતિ મળી.

ઘેર આવીને પરચૂરણ કામો, વાચન, વગેરે.

સાંજે ૬ થી ૮ સુધી ભદ્રમાં ગયો. વસંત વ્યાયામ શાળામાં આજે સદ્‌ગત વસંતરાવનો સ્મૃતિ દિન[૩૨] હતો તેથી સભા, પ્રાર્થના, વગેરે કાર્યક્રમ હતો તેમાં ગયો હતો. શ્રી ડાહ્યાભાઈ પટેલ (સેવક)[૩૩] અધ્યક્ષ હતા. શ્રી વસંતરાવને અંજલિ તરીકે હું ચાર શબ્દો બોલ્યો.

રાત્રે ભોજન બાદ, આઈસ્ક્રીમ પાર્ટી આજે થઈ એનો આઈસ્ક્રીમ. ચિ. સૌ. સરલાને સીમન્ત આવવાનું છે તે નિમિત્તે ગઈ કાલે અને આજે ગામમાંની બહેનોને આઈસ્ક્રીમ પાર્ટીઓ આપી. હું સાચે જ આ બાબતો નાપસંદ કરું છું. દેશની અને સમાજની સ્થિતિ શી અને એમાં આવી પાર્ટીઓ કેટલે અંશે બંધબેસતી? ઈશ્વરે આપણને સરસ બે ટંકનું પૂરતું ભોજન આપ્યું છે તેટલાથી આપણે સંતોષ માનવો જોઈએ અને બીજાઓને તે મળતું નથી ત્યારે આપણે ભૂખ્યા ન રહી શકીએ તો પણ આપણે મોજમજા તો ન જ કરીએ, એવો મારો મુદ્દો. પણ, 'જૂના રિવાજો છે, લોકો પૂછે છે કે તમે ખોળો ભરવા નિમિત્તેની પાર્ટી ક્યારે આપવાના? એટલે, કશુંક કરવું જરૂરનું નથી વારુ?' —એવો [સામો] સવાલ માતુશ્રી પૂજ્ય બાઈનો અને સૌ.વતીનો [છે]. લોકમત ધ્યાનમાં લેવો જોઈએ, એને માન આપવું જોઈએ એ સાચું, પણ જ્યાં લોકમત ભૂલભરેલો લાગે ત્યાં આપણે આપણી જગ્યા પર સ્થિર રહેવું કે પ્રવાહની સાથે વહેવા લાગવું?–એ પ્રશ્ન છે જ કે હાલનો સમય, પરિસ્થિતિ, વગેરે જોતાં અગાઉના ખોળો ભરવાના પ્રસંગના જમણના પ્રકારો આપણે બંધ કરવા જોઈએ એમ લાગે છે. પરંતુ આપણે જ જો એ ચાલુ રાખીએ તો પછી લોકોને આપણે કયા મોઢે કહી શકીએ? આમ હોવા છતાં પણ કુટુંબ ચલાવવાનું એટલે સહુના મત પ્રમાણે ચાલવાનું. હું કુટુંબનો મુખ્ય એટલે મને બધી બાજુએથી માર ખાવો પડવાનો એ દેખીતું છે.[૩૪] ઠીક.

## તા. ૨ જુલાઈ ૧૯૪૯, શનિવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું, પત્રો લખાવવાનું [કામ], વગેરે. બ્રહ્મચારી વાડી સમિતિની જમીનો ઍંજિનિયરિંગ કૉલેજ માટે લીધી એના compensationનો ચેક લેવા માટે જઈ આવ્યો. વિદ્યાસભામાં જઈને શ્રી જેઠાલાલને મળીને પૈસાની વ્યવસ્થા વિષે ચર્ચા કરી. કેટલાંક પરચૂરણ કામો.

ભોજન બાદ આરામ. વૃત્તપત્રો અને પરચૂરણ વાચન. મોડેથી બપોરે ભારતી સાહિત્ય સંઘ[૩૫]ની

બાબતમાં શ્રી નાનાભાઈ ભટ્ટના પત્ર અંગે શ્રી ઈંદ્રવદન સાથે ચર્ચા અને શ્રી નાનાભાઈને કાગળ.

સાંજે અમદાવાદ દારૂ પ્રતિબંધક મંડળની સભા માટે ડૉ. બેન્જામિન[36]ને ઘેર ગયો. સરકારે જ હવે દારૂબંધીનું ધોરણ સ્વીકાર્યું [છે] એટલે આ મંડળની [નશાબંધી મંડળની] હવે જરૂર નથી. ડૉ. બેન્જામિને ૫૬ વર્ષ સુધી આ મન્ડળના સેક્રેટરી તરીકે એકનિષ્ઠાથી કામ કર્યું. એમને હવે ૮૬મું વર્ષ બેઠું છે, તેથી તેઓ નિવૃત્ત થતા હોવાથી એમનાં કાર્યનું ગૌરવ કરતો ઠરાવ અમે પસાર કર્યો. આ વર્ષના અધ્યક્ષ તરીકે ફરી મને ચૂંટવામાં આવ્યો. ત્યાંથી ભદ્રમાં આવીને બંગલા પર.

ભોજન બાદ વાતોચીતો, વાચન.

## તા. ૩ જુલાઈ ૧૯૪૯, રવિવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. પછી પરચૂરણ કામો. શેઠ કસ્તુરભાઈની તેંડૂલકર કમિટીની ભલામણો બાબતમાં મુંબાઈ સરકાર કાયદો કરે છે એ સંબંધમાં મુંબાઈ શ્રી ધુરંધરને ફોન [કર્યો] અને માહિતી મેળવી. શેઠ કસ્તુરભાઈને ખૂબ ચિંતા હતી, તેથી ફોન કર્યો. એ પહેલાં થોડો વખત એ વિષેના કાગળો વાંચવામાં ગયો.

કુર્લાના ડૉ. ચેંદવણકરે મારા જીવનચરિત્રનો જે નાનકડો લેખ મોકલ્યો તે સવારે, બપોરે, અને મોડેથી બપોરે સુધારવામાં ઘણો બધો વખત ગયો. મેં કહેલી હકીકતોનું ટાંચણ આ સદ્‌ગૃહસ્થે કેટલું ભૂલભર્યું કર્યું! કઈ વાત ક્યાં લગાડી દીધી! એ કારણે આ લેખ સુધારવામાં ઘણો બધો વખત ગયો.

ભોજન બાદ થોડો આરામ કરીને પછી સારંગપુરમાં શ્રી કામતેકરનાં લગ્નમાં જઈ આવ્યો. લગ્નનો સમય ખૂબ જ વિચિત્ર [અને અગવડભર્યો] હતો. પણ પેઢીઓથી સંબંધ એટલે જવું [હાજર રહેવું] એ ધર્મ [ફરજ]. પાછા વળતાં ભદ્રમાં ઊતરીને, હું એલએલ. બી.માં હતો ત્યારે (૧૯૧૧-૧૨ની સાલમાં) કાયદા [નાં પુસ્તકો] ના વાચન (અભ્યાસ)ની નોટ્સ રાખી હતી તે ચિ. અણ્ણાને આપવા માટે લઈ આવ્યો.

પછી વિશ્રાંતિ. દુકાળ પ્રદેશનાં (ભાલમાંનાં) ચિત્રો એક પ્રાથમિક શિક્ષકે દોર્યાં છે તે બતાવવા શ્રી પુષ્કર ચંદરવાકર [પેલા પ્રાથમિક શિક્ષક સહિત] આવ્યા. ચિત્રકાર સારો લાગ્યો. ગામડાંમાં પડી રહેલું રત્ન છે! ચિત્રો પરનું ભાવ-દર્શન સુંદર છે. પછી શ્રી દવાલભાઈ પટેલ યુનિવર્સિટીના કામ માટે આવ્યા હતા.

સાંજે શ્રી ભાલુતાત્યા ઝાંબેકર, વગેરે લોકો સાથે યુનિવર્સિટી વિસ્તાર તરફ જઈ આવ્યો.

રાત્રે શ્રી બાબુરાવ મહેતા આવ્યા હતા. સર ચિનુભાઇના દાવા વિશે ચર્ચા.

## તા. ૪ જુલાઈ ૧૯૪૯, સોમવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. પછી થોડા કાગળો. શ્રી [બી. કે.] મજમુદાર આવ્યા હતા. તેમની જોડે યુનિવર્સિટી અને એજ્યુકેશન સોસાયટીની બાબતો વિશે ચર્ચા કરી. શ્રી. ચેંદવણકરના લેખની સાથે, હું કઈ કઇ સંસ્થાઓમાં કામ કરું છું, વગેરેનું ટાંચણ તૈયાર કરીને એ લેખ એક પત્ર લખીને એમને [પાછો] મોકલ્યો. મારું લેખન શું થયું છે, શું કરવાનો વિચાર છે એ પણ એમને જણાવ્યું. બોરડીનાં શ્રીમતી તારાબાઈ મોડક બાલ-શિક્ષણની બાબતમાં કેટલુંક નિરીક્ષણ અને અભ્યાસ કરવા માટે યુરોપમાં અને ખાસ તો ઇટાલીમાં જવાનાં છે. એમના ખર્ચ પેટે તેઓ ફાળો એકઠો કરી રહ્યાં છે. એમની માગણી આવી, તેથી રૂા. ૧૦૦/- મોકલી આપ્યા.

ભોજન બાદ વિશ્રાંતિ. રોજનીશી-લેખન. પરચૂરણ કામો. ૫-૩૦ થી ૮-૩૦ સુધી ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિની બેઠક.

રાત્રે ભોજન બાદ વાતોચીતો, વગેરે.

## તા. ૫ જુલાઈ ૧૯૪૯, મંગળવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. ફરવામાં [મારી] સાથે શ્રી ચંદુલાલ હિંમતલાલ હતા. એમની એક જમીન રેલ્વેની બાજુમાં છે તે સરકારે લેવી એવી ભલામણ મારે શ્રી સંતાનમને કરવી એવું કહેવા માટે આવ્યા હતા! મારાથી આ કેવી રીતે બને? પછી, વૃત્તપત્રો જોઈને બાદ સર ચિનુભાઈના

દાવાની બાબતમાં Open Land Taxની બાબતમાં શ્રી બાબુરાવ સાથે ચર્ચા કરી. પછી પરચૂરણ કામો. સ્થાનિક ઇમ્પિરિયલ બૅન્ક[37]નું ચાલુ ખાતું મારા એકલાના નામે છે તે સૌ.વતીના ને મારા સંયુક્ત નામ પર કરવા માટે ઇમ્પિરિયલ બૅન્કને આજે લખ્યું. ગાંધી સ્મારક નિધિના નિયમોનો મુસદ્દો કરવાના કામની આજે શરૂઆત કરી.

ભોજન બાદ આરામ. પછી ગાંધી સ્મારક ફંડના નિયમોનું કામ. શ્રી પરીક્ષિતલાલ અને શ્રી પાટિલ વકીલ[38] શ્રી સ્વામીનારાયણ મંદિરમાં હરિજન-પ્રવેશ બાબતમાં થયેલ દાવાનું ઍફીડેવિટ કરવા સંબંધમાં મળવા આવ્યા હતા. ઍફીડેવિટનું ધોરણ અને સામાન્ય લખાણ શું હોવું જોઇએ એ વિશે એમની જોડે ચર્ચા કરી. ઘણો બધો વખત ગયો.

મહાગુજરાત ખાદી મંડળના કામ માટે (ઉદ્દેશમાં ફેરફારો કરવાના) શ્રી [ગુલામ રસુલ] કુરેશી આવ્યા હતા, એ કામની ચર્ચા કરી. પછી ૬–૩૦ થી ૭–૪૫ સુધી કચ્છ રાજ્યના મુખ્ય એન્જિનિયર શ્રી બુદ્ધભટ્ટીનું 'ગુજરાતમાં વરસાદની અછત કેમ?' એ વિષય પર મનનીય પ્રવચન થયું તેમાં ગયો હતો. પ્રમુખપદે હું જ હતો. શ્રી બુદ્ધભટ્ટીએ વરસાદના આંકડા સને ૧૮૯૫થી (શરૂ કરીને આજ લગીના) આપીને વરસાદ કેટલો અનિયમિત છે એ કહ્યું. કોઇ એક વર્ષમાં ૮ ઇંચ તો બીજા કોઇ વર્ષમાં ૭૨ ઇંચ તો કોઈ વાર ૧૨ તો ક્યારેક ૧૮ ઇંચ વરસાદ પડે છે. એટલે, વરસાદ [ની ઋતુ] જેવું નહિ જ (seasonal), બલકે irratic. આના કારણે એટલે, હવામાંની ભીનાશ ઓછી થઇ ગઈ. સને ૧૭૯૦ અને સને ૧૮૩૦ના ધરતીકંપોને કારણે નદીઓના પ્રવાહો વિરુદ્ધ દિશામાં ગયા (કચ્છ રણની), પંજાબમાંની નહેરોએ પાણી ઘટાડ્યું, અને લોકોએ જંગલો તોડયાં, [પરિણામે] વેરાન પ્રદેશ વધ્યો, ઉષ્ણતા વધી, ધૂળ ઊડવા લાગી તે સાથે પૃથ્વીનો ખાતર જેવો ભાગ ખરતો ચાલ્યો. આ પ્રમાણે ૧૫૦ વર્ષમાં [આપણું બધું] ઊતરવા [ને ઘટવા] લાગ્યું, પણ કોણ ધ્યાન આપે છે! વૃક્ષો વાવવાં એ મુખ્ય ઉપાય. બીજી પણ સૂચનાઓ એમણે કરી. હું પણ પ્રમુખ તરીકે ચાર શબ્દો બોલ્યો. પછી ભદ્રમાં જઈને બંગલા પર આવ્યો.

ભોજન બાદ વાતોચીતો અને પરચૂરણ વાચન.

## તા. ૬ જુલાઈ ૧૯૪૯, બુધવાર
### [અમદાવાદ]

આજે અષાઢ માસની [મોટી] એકાદશી. તે કારણે પ્રથમ સ્નાન, વગેરે આટોપીને [પછી જ] ચાહ પીધી.[39] ફરવાનું પછી માંડી વાળ્યું. વૃત્તપત્ર-વાચન. પછી થોડો વખત ગાંધી સ્મારક ફંડના નિયમોનું કામ હાથમાં લીધું. કેટલાક કાગળો લખાવ્યા.

૯–૩૦ થી ૧૧–૦ સુધી શ્રી કસ્તુરભાઈ, પ્રિન્સિપાલ તારાપોરવાલા અને શ્રી મજમુદાર સાથે યુનિવર્સિટીની જમીનો પર જઈ આવ્યો. ઍન્જિનિયરિંગ કૉલેજનાં છાત્રાલયો અને પ્રોફેસરોના બંગલાઓ કૉલેજ માટે લીધેલી જમીન પર બાંધવાં કે યુનિવર્સિટીની યોજનામાં અમે, જુદું નગર યોજ્યું છે ત્યાં, બાંધવાં; બન્ને જગ્યાઓ વચ્ચે ઝાઝું અંતર નથી પણ અમારા મતે, નગરની યોજનામાં બાંધીએ તો વધારે સારું. એક બાજુએ કેવળ શૈક્ષણિક કામ અને એક બાજુએ વસાહત. શ્રી તારાપોરવાલાનું કહેવું એમ કે બધા વિદ્યાર્થીઓને ભેગા રાખીએ તો શિસ્ત રાખવાનું અશક્ય થશે, એના કરતાં દરેક કૉલેજના પ્રિન્સિપાલની દેખરેખ હેઠળ [જે તે કૉલેજમાં ભણતા] વિદ્યાર્થીઓને એક એક જૂથમાં રાખીએ તો તેમના પર દેખરેખ રાખવાનું સહેલું બનશે અને બુદ્ધિભેદ કરાવનારાં કોઈ [બહારનાં તત્ત્વો] આવ્યાં તો તેમનો સંસર્ગ એકદમ બધા વિદ્યાર્થીઓને થશે નહિ. શિસ્ત તોડવી સહેલી છે; તે લાવવી કઠણ છે. અમને પણ એમની [શ્રી તારાપોરવાલાની] વાતમાં તથ્ય લાગ્યું, અને એમના કહેવા પ્રમાણે ઍન્જિનિયરિંગ કૉલેજના વિદ્યાર્થીઓનું છાત્રાલય અને પ્રોફેસરોના બંગલાઓ જુદા વિભાગોમાં રાખવાનું અમે સ્વીકાર્યું.

ત્યાર પછી અમારા બંગલે બેસીને, જે જમીનો [યુનિવર્સિટી માટે] લઈએ છીએ તેમાંથી કેટલીક denotify કરવી કે કેમ એનો વિચાર કર્યો. શેઠ અમૃતલાલ પણ આવ્યા હતા. મુખ્ય સવાલ પૈસાનો. Acquiring Officerએ તાજેતરમાં જ આપેલા award પ્રમાણે ઘણા બધા પૈસા થાય છે, તેમ છતાં આ બાબતમાં એકદમ ઉતાવળ કરવી નહિ. બધા

અંદાજો કરી જોવા, પ્રગટ થયેલો award તપાસવો અને પછી નક્કી કરવું એવો મારો મત. પણ શેઠ કસ્તુરભાઈને ખૂબ ઉતાવળ [છે] અને તેમની દૃષ્ટિએ તે યોગ્ય જ હતી, કારણ કે પૈસા પૂરા પાડવાનો બોજો એમના પર. ઠીક.

ત્યાર પછી શ્રી સંતાનમ્ (ભારત સરકારના ડેપ્યુટી મિનિસ્ટર)ને મળ્યો. બાદ થોડું પરચૂરણ કામ.

બપોરના ફરાળ માટે શ્રી ખંડુભાઈ દેસાઈને ઘેર ગયો. શ્રી સંતાનમ્ પણ ત્યાં હતા જ. શ્રી કાનજીભાઈ, શ્રી રાવજીભાઇ, શ્રી લાલાકાકા, વગેરે લોકો હતા. ઘણી બધી આમતેમ વાતોચીતો થઈ. ત્યાંથી પાછા આવતાં રસ્તામાં ડૉ. કાનુગા[૪૦]ને ત્યાં મળવા જઈ આવ્યો. ખૂબ જ અશક્ત થયા છે.

ઘેર આવીને આરામ અને [પછી] ગાંધી સ્મારક ફંડનું કામ લઈને બેઠો.

સાંજે ૬-૩૦ થી ૭-૧૫ સુધી શ્રી સંતાનમ્‌ને સાથે લઈને યુનિવર્સિટીની જમીનો ઈમારતો, વગેરે બતાવીને અમારા મનની યોજનાઓ કહી. પછી બંગલા પર શ્રી રાજેન્દ્ર દેસાઈ[૪૧], શ્રી ચંદ્રકાંત ગાંધી, શ્રી રસિકલાલ પરીખ, શેઠ શ્રી રમણભાઈ અને શેઠ શ્રી નરસિંહભાઇ[૪૨] લલ્લુભાઈ આવ્યા હતા એમની જોડે વાતોચીતો.

ભોજન બાદ ઘરનાં લોકો સાથે વાતોચીતો. પરચૂરણ વાચન.

## તા. ૭ જુલાઈ ૧૯૪૯, ગુરુવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. પછી વૃત્તપત્રો જોયાં. શ્રી મનવંતરાય દેસાઈ સાથે [બેસીને] ગુજરાત વિદ્યાસભાનું કામ જોયું. શ્રી પુરોત્તમ હઠીસિંગ સાથે બ્રહ્મચારી વાડી ટ્રસ્ટની ઈમારતો વિશે ચર્ચા. ગાંધી સ્મારક ફંડની નિયમાવલીનું કામ.

ભોજન બાદ વિશ્રાંતિ, અને પછી ફરી ગાંધી સ્મારક ફંડ નિયમાવલીનું [કામ]. મોડેથી બપોરે શ્રી નંદા[૪૩] મળ્યા. કૉંગ્રેસ વિશે ચર્ચા. કૉંગ્રેસની અપ્રિયતા અને વધતી જતી દુર્બળતા સહુ સ્વીકારે છે. કેટલેક અંશે આત્મનિરીક્ષણ પણ કરે છે. પરંતુ અનિષ્ટ તત્ત્વો અને માણસોને દૂર કરીને ચોખ્ખાઈ લાવવાની હિંમત નથી! ભૂલ કબૂલ કરવા જેટલું પ્રમાણિકપણું પણ કેટલાક લોકોમાં દેખાતું નથી. કામનો લોભ પણ કેટલાક [લોકો]માં દેખાય છે. ત્યારે,-(બીજી તરફ) કેટલાક કેવળ સત્તા આગળ પ્રતિષ્ઠાના લોભિયા છે. મારો મત મેં તેમને [શ્રી ગુલઝારીલાલ નંદાને] સૂત્રરૂપે કહ્યો. પ્રધાન મંડળોમાંના મુખ્ય લોકો [અને] કૉંગ્રેસના સત્તાધિકારીઓ અત્યંત અસહિષ્ણુ, અહમ્‌થી ભરેલા, અને [તેઓ] તોછડાઈ [અને ગર્વથી] વર્તે છે. બીજાઓના અભિપ્રાયોની તેમને પરવા નથી. તે કારણે તેમને લોકમત ખબર નથી, સારા અને સ્વતંત્ર મિજાજ [અને ખમીર]વાળા લોકોનો સહકાર નથી અને [આ બધા કૉંગ્રેસીઓ સામે] વિરોધ થાય છે એવી પરિસ્થિતિ છે એમ મેં કહ્યું, અને મેડિકલ વિદ્યાર્થીઓની ફીની બાબતમાં શ્રી બાળાસાહેબ ખેર અને શ્રી મોરારજી દેસાઈનું વર્તન કેવું હતું તે દાખલા આપીને જણાવ્યું. તેઓ [શ્રી નંદા] ફરી [મળવા] આવીને ચર્ચા કરવાના છે.

પછી ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિના સભ્યો સાથે યુનિવર્સિટી grounds પર જઈને એમને બધું બતાવી આવ્યો. ત્યાર બાદ શ્રી [બી. કે.] મજમુદાર આવ્યા હતા. એમની જોડે ઘણીબધી બાબતો વિશે વાતચીત થઈ.

રાત્રે ભોજન બાદ વાતોચીતો.

## તા. ૮ જુલાઈ ૧૯૪૯, શુક્રવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું, વૃત્તપત્રો જોયાં અને પછી ગાંધી સ્મારક ફંડના નિયમો અને કેટલાક કાગળો.

ભોજન બાદ પરચૂરણ વાચન. વિશ્રાંતિ. કેટલાક કાગળો—કસ્તુરબા સ્મારક ફંડનાં કામો અને બીજાં.

૬ થી ૭-૩૦ સુધી શ્રી પાટિલ વકીલને ત્યાં [અમે ઘરનાં] સહુ લોકો ચાહ-પાણી માટે ગયાં હતાં. પાછા ફરતાં ભદ્રમાં થોડો વખત થોભીને ડૉ. કાનુગાને ત્યાં ખબર પૂછવા [જઈ આવ્યો].

રાત્રે પરચૂરણ વાચન.

## તા. ૯ જુલાઈ ૧૯૪૯, શનિવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. શ્રી રસિકભાઈ

(ગુજરાત વિદ્યાસભાના કામ માટે) અને શ્રી મજમુદાર (એજ્યુકેશન સોસાયટીના કામ માટે) આવ્યા હતા. લૅન્ડ ઍક્વીઝીશનની બાબતમાં denotify કરવાની બાબતમાં શ્રી કસ્તુરભાઈ સાથે ફોન ઉપર ચર્ચા. તેઓ એટલા બધાભમી। થયેલા (nervous) દેખાય છે કે એમને હાલમાં કશું પણ દેખાતું જ નથી એમ લાગે છે. થોડો વખત પસાર થશે એટલે [પછી તેઓ] યુક્તિ-વાદ (reasoning) જોઈ શકશે. ગાંધી સ્મારક ફંડના નિયમોના મુસદ્દાનું કામ પૂરું કર્યું. હવે તે ટાઈપ થયા પછી જોવાના [અને પછી] મોકલી આપવાના.

ભોજન બાદ વિશ્રાંતિ. કસ્તુરબા અને ગાંધી ફંડોની બાબતના કાગળો.

સાંજે ૫–૪૫ થી ૭–૦ સુધી વાડજમાંના સિંધી હરિજન નિર્વાસિતો માટે નવી બાંધેલી ચાલના ઉદ્‌ઘાટન સમારંભ માટે ગયો હતો. ઓરડીઓ સરસ અને સસ્તી બાંધેલી છે. રાજકીય આકાંક્ષાઓને કારણે તથા ધર્માં-ધતાને લીધે માણસે માણસ ઉપર શા શા અત્યાચારો કર્યા અને કરી રહેલ છે એની કલ્પના આ નિર્વાસિતોને અને તેમની સ્થિતિને જોતાં આવે છે! [કાર્યક્રમની] શરૂઆતમાં સુંદર ભજન, પછી શ્રી પરીક્ષિતલાલે સંક્ષેપમાં હકીકત કહી અને છેલ્લે હું બોલ્યો. દેશના ભાગલા આપણા મત મુજબ અગર સંમતિથી થયા એમાં નિર્વાસિતોનો શો દોષ? તેમને શક્ય તેટલી મદદ કરવી એ અમારું કર્તવ્ય જ છે એ વિચાર મેં પ્રગટ કર્યો.

પાછા આવીને ભદ્રમાં જઈને ડૉ. કાનુગાને ત્યાં ગયો. અહીં શ્રી દીવાન માસ્તર[૪૪] પણ ઘણા મહિનાઓ પછી મળ્યા.

રાત્રે ભોજન બાદ વાતોચીતો. ઈતર વાચન.

## તા. ૧૦ જુલાઈ ૧૯૪૯, રવિવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. શ્રી......આવ્યા. 'સવારે આવશો નહિ' એવું અવારનવાર કહ્યા છતાં પણ આવ્યા! બીજાના કાર્યક્રમની અગર સમયની કિંમત જ નથી! મને પણ જૂના મિત્રોને મળવાનું, [એમની સાથે] વાત કરવાનું, ભૂતકાળનાં [સંસ્મરણો] તાજાં કરવાનું, વગેરે બધું [કરવાનું મન] થાય છે. પણ સવારના વખતમાં કામ [સરસ અને વધારે] આટોપી શકાય છે, તે વખતે કામનો બોજો માથે રાખીને કોઈની સાથે કેવી રીતે વાત કરવી? ઠીક. એમની જોડે સામાન્ય વાતો અને ખાસ કરીને 'ગુજરાત સમાચાર' વિશે વાતચીત થઈ. 'ગુજરાત સમાચાર'નો આર્થિક પ્રશ્ન મોટો છે. અમે જે વિસ્તાર [લઈને બેઠા છીએ] માંડ્યો છે એને સારુ ઓછામાં ઓછું પાંચ વર્ષ સુધી તો finance કેવી રીતે કરવું એ સવાલ. નુકસાન નથી, પણ મૂડી રોકવી રહી. ઠીક.[૪૫] શ્રી બાબુરાવ મહેતા સર ચિનુભાઈની બાબતમાં આવ્યા હતા. રણછોડલાલ કન્યાશાળાની બાબતમાં ગ્રાન્ટ વિષે શ્રી મગનભાઈનો પત્ર આવ્યો તેને આપવાના જવાબનો મુસદ્દો કર્યો. ઠીક ઠીક વખત ગયો. કેટલાક કાગળો. શ્રી ધીરજલાલ શાહ[૪૬] મુંબાઈના એક જૈન બોર્ડિંગના ઉદ્‌ઘાટન માટે વિનંતી કરવા સારુ આવ્યા હતા. આવી જ્ઞાતિવાળી સંસ્થાઓ માટે હું આવું એ યોગ્ય છે ખરું? એવો પ્રશ્ન મેં ઊભો કર્યો. સંસ્થા જ્ઞાતિવાળી છે ખરી, પણ જૈનોની ત્રણે ય શાખાઓનું એકીકરણ તેમાં છે અને આ પ્રકારની આ પહેલી જ સંસ્થા છે. વળી, ઉદ્‌ઘાટનને સમયે હું સૂચન કરું તો એની અસર થઈને ઓછામાં ઓછું થોડાક જૈનેતરોની પણ સગવડ થશે એવી આશા છે. આ બાબતો આજે ભલે જોઈએ એટલી પૂર્ણ અગર અસરકારક ન હોય તો પણ એક વાત મને કદર કરવા જેવી લાગી. એક માણસને સમાજ-ની સેવા કરવાની બુદ્ધિ થઈને તેણે સહુ પ્રથમ પોતે પૈસા આપીને ઘેરઘેર ફરીને બે લાખ રૂપિયા ભેગા કર્યા અને બોર્ડિંગની સિદ્ધતા કરી. તેમની આ વૃત્તિ અને ભાવના કદરયોગ્ય છે અને એ જ ખાતર [મારે] જવું એમ લાગે છે.

આજે ભોજન માટે કમિશનર શ્રી મિરચંદાણી[૪૭]ને ત્યાં ગયો. સૌ.વતી પણ આવવાની હતી, પરંતુ એ અને ચિ. સૌ. સરલા [શ્રી] રિસવડકરને ત્યાં [જમવા] ગયાં. મારી સાથે ચિ. અણ્ણા આવ્યો હતો. કમિશનરના બંગલા પર સહુ પ્રથમ હું સને ૧૯૧૬ના અરસામાં ગયો હતો. ત્યારથી આજ લગીનાં ઘણાં બધાં સંસ્મરણો [વાતો-ચીતોમાં] નીકળ્યાં. પ્રાટ સાહેબ[૪૮], ગુજરાત સભાનાં

કામો, (અમદાવાદના પાણીનો [પ્રશ્ન] અને ખેડા જમીન મહેસૂલના પ્રશ્નની બાબતમાં પ્રાટ સાહેબ સાથેની મુલાકાતો), ત્યાર પછી સને ૧૯૩૨ના પ્રસંગો, વગેરે ઘણું બધું યાદ આવ્યું અને ઘણી વાતો થઈ.

ત્યાંથી ભોજન બાદ ૨–૩૦ના અરસામાં નીકળીને ચિ. સૌ. તનુમતી અને ચિ. ઉદયનને મળવા ગયો. ત્યાં આશરે પોણો કલાક બેસીને વાતોચીતો [અને સર ચિનુભાઈના] દાવા વિશે બોલીને ૩–૧૫ના અરસામાં ઘેર આવ્યો. પછી ટપાલ અને પછી થોડી વિશ્રાંતિ.

મોડેથી બપોરે શ્રી પ્રેમચંદ (શેઠ કસ્તુરભાઈના કામ માટે), શ્રી ચંદુલાલ સિંગાપોરવાલા, [હરિજન] આશ્રમમાં રહેતા હરિજન ભાઈ શ્રી રામજીભાઈ, વગેરે લોકો આવ્યા હતા.

રામજીભાઈ પર અમે એના તાબા હેઠળની ઓરડી (આશ્રમમાંની) લેવાનો દાવો માંડયો છે એમાં લવાદ નિમવો એવું કહેવા માટે તેઓ [રામજીભાઈ] આવ્યા હતા! લવાદ શું નીમવાના? એમને [રામજીભાઈને] ગેરકાયદેસર, અને ન્યાય તથા નીતિ બાજુ પર રાખીને, જગ્યા પડાવી લેવી છે અને ટ્રસ્ટી[૪૯] તરીકે અમારે એવું કરવા દેવું નથી. શકય તે બાંધછોડ સહુની સાથે કરી [છે] તેવી તેમની સાથે પણ કરવા માટે અમે તૈયાર છીએ, પરંતુ તેવું તેમને જોઈતું નથી. અમારી વિરુદ્ધ ઉપવાસ કરવાની ધમકી આપીને તેઓ ચાલ્યા ગયા. આવી ધમકીઓને જો અમે તાબે થવા લાગીએ તો જાહેર કાર્ય અશકય જ બની જાય. ઠીક.

શ્રી પોપટલાલ શાહ અને ડૉ. પોધને લઈને યુનિવર્સિટીની જગ્યાઓ પર જઈને બધું બતાવી આવ્યો.

રાત્રે શ્રીમતી ગિરિજાબાઈ ખાંડેકર ઘેર મુકામ માટે આવ્યાં હતાં. શ્રી ભૈયાસાહેબ ખાંડેકરની નાદાની અગર મૂર્ખામીની હકીકતો કહેતાં હતાં તે સાંભળીને દુઃખ થયું. 'अति झालें हसुं आलें' [વધારે પડતું થયું, હસવું આવ્યું] એવો પ્રકાર. પણ મારી સહાનુભૂતિ હોવા છતાં ય હું મદદ એવી તે શું કરી શકવાનો? ઠીક.

## તા. ૧૧ જુલાઈ ૧૯૪૯, સોમવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રોનું વાચન, વગેરે. કેટલાક કાગળો. શ્રી શેંદૂર્ણીકર માટે 'સંયુક્ત મહારાષ્ટ્ર'[૫૦]ની બાબતમાં મેં જે મુલાકાત આપી હતી તે સુધારવામાં અને નવી વિગત ઉમેરવામાં ઠીક ઠીક વખત ગયો.

૧૧ વાગ્યે મહાગુજરાત ખાદી મંડળની[૫૧] કારોબારી સમિતિની બેઠક. કામ નજીવું જ હતું. ભોજન બાદ આરામ. પરચૂરણ વાચન. બાકી રોજનીશી [લખી].

સાંજે મહારાષ્ટ્ર શિક્ષણ મંડળના સભ્યો સાથે રામજી મંદિરની ખુલ્લી જગ્યા એમને ભાડે જોઈએ છે એ વિશે ચર્ચા. સદ્ગત ગોવિંદરાવ જોશી અને એમની કન્યા સદ્ગત ગોદુબાઈ જોશીના સ્મરણાર્થે આવેલા સાડા ત્રણ હજાર રૂપિયાના દાનનો ઉપયોગ કેવી રીતે કરવો તેનો પણ વિચાર-વિનિમય કર્યો. એ દાન ગંગા-ગોવિંદ મંગલ ભુવનને આપવું અને મંગલ ભુવને પોતાનું જે ૧૩ હજાર રૂપિયાનું દેવું છે એ પેટે શિક્ષણ મંડળને કરજ પાછું વાળવા તરીકે આપવું એવું મેં ઠરાવ્યું. આમ કરવાથી મંગલ ભુવનનું કરજ ઓછું થાય છે અને શિક્ષણ મંડળને રોકડ રકમ વાપરવા મળે છે.

ભદ્રમાંની જમીનોનો પટ્ટો આવતે વર્ષે પૂરો થતો હોવાથી અને સરકારી નોટિસ આવેલી હોવાથી આગળ કેવી રીતે [પગલાં] ભરવાં એનો વિચાર કરીને સલાહ લેવા માટે ડૉ. [કનૈયાલાલ] વાણી[૫૨] શ્રી પાટિલ વકીલ જોડે આવ્યા હતા એમની જોડે ચર્ચા. એકંદર પ્રકરણ જોતાં હાલમાં કશું કરવું નહિ એવું ઠરાવ્યું. સરકારની નોટિસ ફરી આવશે ત્યારે જોયું જશે.

યુનિવર્સિટી માટે લઈ રહેલ જમીનો પૈકી કેટલીક છોડી દેવાનો વિચાર કરવા માટે—denotify—શેઠ અમૃતલાલ, શેઠ નરભાઈ, શ્રી મજમુદાર, વગેરે લોકો [આવ્યા હતા અને અમે સહુએ] ભેગા મળીને ચર્ચા કરી.

સૈજપુર બોઘામાંની જમીનોની બાબતમાં શ્રી ભાસ્કરરાવ ઠાકોર[૫૩] વકીલ અને શ્રી કુબેરદાસ [મોદી] મળ્યા. એકંદરે કાગળ-પત્રો અને પરિસ્થિતિ જોઈને

શ્રી ભાસ્કરરાવ વકીલે આ કામ આગળ જોયું તથા જે કાંઈ કરવાનું લાગે તેમ કરવું એમ નક્કી થયું. [શ્રી પ્રભુદાસ] પટવારી વકીલ અને શ્રી ચંદુલાલ શામળદાસ મળી ગયા.

ભોજન બાદ, રોજ કાયદા વિશે મારે ઘરનાં લોકોને કશુંક કહેવું એમ નક્કી થઈને તે પ્રમાણે આજે થોડું ઘણું કહ્યું.

## તા. ૧૨ જુલાઈ ૧૯૪૯, મંગળવાર
### [અમદાવાદ]

ફરવા જઈ આવ્યો. પછી વૃત્તપત્રો. ફરવા જતી વખતે શ્રી પટવારી વકીલ,[૫૪] ડૉ. હરિપ્રસાદ દેસાઈ, અને ડૉ. સુમંત મહેતાને ત્યાં ડોકિયું કરી આવ્યો. એ કારણે પાછા ફરતાં ઠીક ઠીક મોડું થયું. ત્યાર બાદ કેટલાક કાગળો અને પછી શ્રી ગિરિશચંદ્ર દેસાઈ આવ્યા, તેમણે યુનિવર્સિટીની જમીનો વિશેનો ઍકવાયરિંગ ઑફિસરનો ઍવૉર્ડ વાંચીને મને એમાંના મુદ્દાઓ કહ્યા. એ કારણે, ભારે મોટી કિંમતો ચૂકવવી પડશે, એવો જે મન ઉપર બોજ પડયો હતો તે દૂર થયો.

ભોજન બાદ આરામ. પછી કેટલાક કાગળો. ગાંધી સ્મારક નિધિ પાસે ગુજરાત હરિજન સેવક સંઘે કરવાની માગણી વિશેના કાગળો અને અંદાજો શ્રી પરિક્ષિતભાઈ તરફથી આવ્યા હતા તે જોઈને તપાસી આપ્યા. બીજાં પરચૂરણ કામો.

શેઠાણી માણેકબાઈના[૫૫] હોમિયોપૅથિક દવાખાનાની બાબતમાં શ્રી ચિમનલાલ બેચરદાસ આવ્યા હતા. શેઠાણીના કેટલાક પ્રેફરન્સ શેર્સ છે તે દવાખાનાને વેચાતા આપવા એવી સૂચના છે. સૂચના શુદ્ધ હેતુવાળી અને દવાખાનાના ભલા માટે છે, પરંતુ એનો અર્થ એવો થાય છે કે એમના પોતાના શેર્સ એમણે દવાખાનાને ગળે વળગાડ્યા! શેઠાણીને હું મળીશ એવું શ્રી ચિમનલાલને મેં કહ્યું.

સાંજે ૬ થી ૭ સુધી લૉ કૉલેજની ગવર્નિંગ બૉડીની સભા. એમાં બે બાબતો મેં પાછળથી સભ્યોના ધ્યાન પર આણી: (૧) કૉલેજ આ સ્થળે હોય એના કરતાં યુનિવર્સિટીની જગ્યા (campus) પર હોય તે વધારે સારું. આ વાત માન્ય કરવી કે ન કરવી એ તેમના સહુ પર અવલંબે છે. પણ તેમણે એક વાર જગ્યા તો જોઈ આવવી. (૨) પ્રિન્સિપાલને ખાનગી પ્રૅક્ટિસ [વકીલાતની] કરવાની પરવાનગી આપવામાં આવી છે તે યોગ્ય છે એવું મને લાગતું નથી.

પછી ઘેર આવીને ડૉ. સુમંત તથા સૌ. શારદાગૌરી સાથે વાતોચીતો. મુખ્ય વિષય એટલે હાલની સ્થિતિ અને આગળ જતાં શું થશે?

રાત્રે ભોજન બાદ કાયદા વિશેની વાતો. પરચૂરણ વાચન. ચિ. બાળ રાત્રે વડોદરાથી આવ્યો.

## તા. ૧૩ જુલાઈ ૧૯૪૯, બુધવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. ગુજરાત યુનિવર્સિટી માટે સિમેન્ટ, વગેરે કેટલું જોઈએ [તે અંગે], વગેરે તપાસ કરવા અંગેનો ભારત સરકારના શિક્ષણ ખાતાનો કાગળ આવ્યો છે તે જવાબના મુસદ્દા સાથે શ્રી મજમુદારને મોકલ્યો. અહીંના ડિસ્ટ્રિક્ટ જડ્જ શ્રી કારખાનીસ [મળવા] આવ્યા. તેમની સાથે ન્યાયદાનની રીત, ન્યાયધીશો, કોર્ટો, વકીલો, વગેરે વિશે ઠીક ઠીક સમય વાતોચીતો થઈ. પછી શ્રી બળદેવદાસ પટવારીની જમીન (સર્વે નંબર ૨૩૬) યુનિવર્સિટીમાં આવે છે એ બાબતમાં અંદરોઅંદર સમજૂતી કરી લઈને કિંમત નક્કી કરવી એ માટે આવ્યા હતા. એમની વાત સાંભળી લીધી.

ભોજન બાદ વિશ્રાંતિ. પરચૂરણ વાચન. બાકી રોજનીશી. શ્રી લક્ષ્મીદાસ આસર ગાંધી સ્મારક ફંડના નિયમોના બાબતોમાં મળ્યા, પછી શ્રી નગીનદાસ શાહ અને જમીનોના દલાલ શ્રી ભૂમગરા મળ્યા, ત્યાર બાદ લોકો મળવા આવ્યા એમની સાથે વાતોચીતો–ચર્ચા. શ્રી બાબુરાવ મહેતા, શ્રી ચિનુભાઈ ચિમનલાલ (મ્યુનિસિપલ પ્રેસિડેન્ટ) અને એમનાં પત્ની, શ્રી ગોવર્ધનભાઈ પટેલ.

ભોજન બાદ વાતોચીતો. ચિ. બાળે વડોદરાની હકીકત કહી. ત્યાર પછી Penal Code વિશે થોડું કહ્યું.

## તા. ૧૪ જુલાઈ ૧૯૪૯, ગુરુવાર
[અમદાવાદ]

સવારે ફરવાનું. શ્રી બાબુરાવ મહેતા (સર ચિનુભાઈના કામ માટે) અને શ્રી રસિકભાઈ પરીખ આવ્યા હતા. [ત્યાર બાદ]. મારે હસ્તક રહેલ જુદાં જુદાં જાહેર ટ્રસ્ટોના હિસાબો જોઈને જમા-ઉધાર કરવાના તેની સૂચનાઓ શ્રી નર્મદાશંકરને આપી અને [સરદાર] વલ્લભભાઈને એ વિશે લખવાના કાગળનો મુસદ્દો લખાવ્યો. સવારનો ઘણોખરો વખત આમાં જ ગયો. અને [છતાં] કામ તો પાછું અધૂરું રહ્યું. રોજનીશી-લેખન. વૃત્તપત્રો. ઍક્વિઝીશન ઑફિસર શ્રી બાકરેને બોલાવીને તેમની કિંમતોના અંદાજો સમજી લીધા (યુનિવર્સિટી જમીનો વિશેના). શ્રી. ગિરિશચંદ્ર કહ્યા પ્રમાણે જ તેમણે પણ કહ્યું. ઘરનું કેટલુંક પરચૂરણ કામ અને થોડો વખત 'ગુજરાત સમાચાર'નું કામ. શ્રી ભોગીલાલ [સુતરિયા] અને શ્રી ઈન્દુવદન [બળવંતરાય ઠાકોર] આવ્યા હતા. [લોક પ્રકાશન લિમિટેડની] નાણાંકીય સ્થિતિ તપાસી.

ભોજન બાદ આરામ. ઈતર વાચન. રોજનીશી-લેખન. સાંજે ૫ થી ૬ સુધી કસ્તુરબા ટ્રસ્ટના કામ માટે શ્રી. સૌ. સરલાદેવી [સારાભાઈ] આવ્યાં હતાં. કમભાગ્યે, તેઓ મુદ્દા પૂરતું જ ક્યારે ય બોલતાં નથી. અનાવશ્યક અને જે બાબતોમા મતૈક્ય છે તે પણ બોલતાં રહે છે. તેથી ખૂબ જ વખત જાય છે, અને કામ થોડું [થાય છે]. વળી, કોઈ પણ વાત પોતાની હિંમત પર નિર્ણયાત્મક કરવા ઈચ્છતાં નથી. મારા જેવાને એથી મુશ્કેલી પડે છે. ઠીક. શ્રી મનવંતરાય દેસાઈ ગુજરાત વિદ્યાસભાના કામ માટે આવ્યા હતા. પછી ભદ્રમાંના શ્રી પોતદાર અને રેવન્યૂ ખાતામાંના કેટલાક non-graduate નોકરો તેમની ફરિયાદો કહેવા માટે આવી ગયા.

સાંજે શ્રી ચંદુલાલ શિવલાલને સાથે લઈને યુનિવર્સિટી grounds પર જઈ આવ્યો.

ભોજન બાદ થોડી ટપાલ જોઈને સહીઓ કરી. પરચૂરણ વાચન.

## તા ૧૫ જુલાઈ ૧૯૪૯, શુક્રવાર
[અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્ર-વાચન. ટ્રસ્ટના હિસાબોનું ગઈ કાલનું કામ પૂરું કર્યું. ૧૧ વાગ્યે ખંભાતના નવાબસાહેબ[૫૬], દીવાન સાહેબ અને શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ આવ્યા હતા. નવાબસાહેબને તેમના પ્રધાન મંડળે જે રકમ આપી તેમાંથી કેટલીક ભારત સરકારની સ્ટેટ મિનિસ્ટ્રી પાછી માંગે છે, પણ આ કરતાં ય મને ચીડ આવવા જેવી જે વાત લાગી તે શ્રી વી. પી. મેનન[૫૭]નું નવાબસાહેબ સાથે ઉદ્ધત વર્તન! અધિકારનો મદ આટલો કેવી રીતે ચડે છે–કોને ખબર! અધિકાર-પદ અને સૌજન્ય એ વચ્ચે જાણે કાયમનો અણબનાવ [દુશ્મનાવટ]! આ બાબતમાં અંગ્રેજ પ્રજા પાસેથી ઘણું શીખવા જેવું છે. આપણે ત્યાં નામની જ લોકશાહી છે. દરેકનું સ્વમાન સાચવવું એ લોકશાહીનો આત્મા [છે] તે [આજે દેખાતો] નથી જ, ઠીક. શ્રી વલ્લભભાઇને કાને નવાબસાહેબની હકીકત અવશ્ય નાખીશ એમ કહ્યું.

આજે શ્રી કાકાસાહેબ ગાડગીળ સવારે વિમાન દ્વારા અહીં આવ્યા. વડોદરામાં એન્જિનિયરિંગ કૉલેજના ઉદ્ઘાટન માટે [શ્રી ગાડગીળ] જઈ રહ્યા છે. બપોરે એમની સાથેની પંગતમાં જમવા સારુ શેઠ અમૃતલાલ હરગોવનદાસને ત્યાં હું ગયો હતો. શેઠ કસ્તુરભાઇ, આદિ લગભગ તમામ મિલ-એજન્ટો આવ્યા હતા. ભોજન બાદ સરકારી કાપડ-નિયંત્રણની વાતો નીકળી. મિલવાળાઓ પોતાની મુશ્કેલીઓ કહી રહ્યા હતા. પણ કાકાસાહેબની ભૂમિકા એવી કે, 'તમે બધા સ્વાર્થી અને લુચ્ચા છો, તમારા ઉપર ભરોસો રાખી શકાય તેમ નથી, અમે અંકુશો કાઢી નાખ્યા ત્યારે તમે ધૂમ નફો કર્યો.' આમાં કેટલુંક તથ્યાંશ હોય તો પણ સત્તાધિકારીઓની આ સ્વયંમાન્ય ભૂમિકાની [મને હવે] ખૂબ સૂગ આવી છે.બધા જ મિલવાળાઓ અગર વેપારીઓ લુચ્ચા, સ્વદેશભક્તિહીન નથી, અને બધા જ ધોળી ટોપીવાળા અગર કૉંગ્રેસવાળાઓ વિશુદ્ધ નથી. જે બાબતોમાં આપણને સમજણ પડતી નથી તેમાં આપણે જેમને સમજ પડે છે તેમની સલાહ લેવાની જરૂર નથી વારુ? પૈસાદારોને માત્ર ગાળાગાળી કરવાથી શું વળવાનું? એમનો વિરોધ વધવાનો, શ્રીમંતાઈ નષ્ટ થવાની અને બધા જ સરખા ભીખારી બનવાના. આપણે [તો] સહુને ઊંચા લાવવાના છે. એ [કામ] slogansથી થવાનું નથી, બલકે પરિસ્થિતિ સમજીને

[પ્રજાના] દરેક વર્ગની મુશ્કેલીઓ ધ્યાનમાં લઇને પરસ્પર વિરોધ ન કરતાં પરસ્પર સુમેળના માર્ગો વડે ચાલવું જોઇએ. આપણે જ્યાં ત્યાં વર્ગવિગ્રહનાં બીજ વાવી રહ્યાં છીએ. એનો પાક આગળ જતાં ઊતરવાનો જ છે. અલબત્ત, તે વખતે આપણે તો ભોગવીશું જ, પણ કરોડો લોકોને પણ ભોગવવું પડશે. વેપારી [અને મિલમાલિક, વગેરે શ્રીમંત] લોકો પણ નફ્ફટપણે આવા ઉન્મત્ત [ઉદ્ધત] લોકો આગળ શા સારુ મોં વકાસે છે [અને આજીજી કરે છે]? નરમપણું, અને સ્વાર્થનો મોહ અગર આશા. ઠીક.

ત્યાંથી બે વાગ્યે પાછા આવીને પછી વિશ્રાંતિ. ટ્રસ્ટના હિસાબોનું કામ ફરી હાથમાં લીધું. ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક વર્ગોની બાબતમાં ડૉ. નાયકને હકીકત જણાવીને સૂચના આપી. પછી ઘણા બધા કાગળો લખાવ્યા—Stockholm પરિષદ વિશે અને બીજા.

સાંજે શ્રી કાકાસાહેબ ગાડગીળ આવ્યા હતા તેમની જોડે [ઘરનાં અમે] બધાં લોકોએ બેસીને વાતોચીતો [કરી.]

રાત્રે ભોજન બાદ હૈદ્રાબાદના શ્રી જોશીએ મારી સહી ઉપરથી મારું સ્વભાવ-વાચન કર્યું છે તે અને તેમને મારો જવાબ [એમ બન્ને પત્રો] ઘરનાં લોકોને વાંચી બતાવીને એ વિશે ચર્ચા કરી. ડૉ. અરવિંદ [તળવલકર]નો પત્ર મારી તબિયતના નિદાન વિશેનો આવ્યો છે તે પણ સહુને વંચાવ્યો.

## તા. ૧૬ જુલાઈ ૧૯૪૯, શનિવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. સૌ.વતી સાથે હતી. સંસાર-સુખ ઉપભોગવું હોય તો આપણાં મનને કેવી રીતે ગોઠવવું જોઈએ એ વિશે ચર્ચા કરી. મને લાગે છે કે બે બાબતોનો અભ્યાસ આપણે કરવો જોઈએ: (૧) અનાસક્તિ [અને] (૨) અલિપ્તતા. આ બન્ને અલગ નથી. એક જ ગોઠવણની બે બાજુઓ છે. દુનિયા આપણા કહેવા મુજબ ચાલશે એવી અપેક્ષા રાખવી ભૂલભરેલી છે. આપણને યોગ્ય લાગે તે કહેવું એટલો જ આપણો ધર્મ. કોઈએ ન માન્યું તો તેનું દુઃખ શા સારુ? સુખ અગર દુઃખ એ આપણી બહાર નથી. આપણા જ મગજમાં છે. કેટલીક વાર ઘણી બધી ચીજોમાં બધું અનુકૂળ હોવા છતાં પણ આપણે શા માટે દુઃખ વહોરી લઈએ છીએ એ જ સવાલ છે. ઠીક.

વૃત્તપત્ર-વાચન. પત્રવ્યવહાર લખાવવાનું [કામ]. શ્રી મનવંતરાય સાથે ગુજરાત વિદ્યાસભાના ટ્રસ્ટના કાગળો લઈને ઠીક ઠીક વખત [સુધી] ચર્ચા કરી. ભોજન બાદ આરામ. ઈતર વાચન. રોજનીશી-લેખન. ૩ થી ૩–૫૦ અમેરિકન આર્કિટેક્ટ મિ. માયર સાથે વિશ્વવિદ્યાલયની જમીનો પર જઈ આવ્યો. તેઓ પ્રખ્યાત સ્થપતિ છે. ભારતમાં આવ્યા છે ત્યારે તેમનો લાભ લેવો એ હેતુથી અમારી યુનિવર્સિટીની યોજના તેમને બતાવવી એ કારણે શેઠ કસ્તુરભાઈએ એમને [મિ. માયરને] બોલાવ્યા છે. સૌજન્ય તરીકે હું જઈ આવ્યો. પછી ફરી રોજનીશી-લેખન. ઘણો બધો પત્રવ્યવહાર. New Despotism[૫૮] અને બીજું થોડું વાચન.

પ્રોફેસર આડવલેને[૫૯] બોલાવીને એમની જોડે વાતોચીતો.

રાત્રે ભોજન બાદ પીનલ કોડ વિશે [ઘરનાં] લોકોને ચાર શબ્દો કહ્યા.

## તા. ૧૭ જુલાઈ ૧૯૪૯, રવિવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્ર-વાચન.

ગુજરાત વિદ્યાસભાના હાલના પ્રેમાભાઈ હૉલની પશ્ચિમે જે મિલકત છે એનું ભાડું સરકારે માફ કરવું એ માટે અરજી કરી હતી તે બાબતમાં ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન તરફથી આવેલી પૂછપરછને આપવાના જવાબનો મુસદ્દો લખાવ્યો. કસ્તુરબા ફંડના કાગળોનો પત્રવ્યવહાર. ઘણા બધા કાગળો બાકી હતા. જુદાં જુદાં વૃત્તપત્રો, વગેરેને ચાર લેખો આપવાના છે ('યુગદર્શન', 'સાધના', 'માઉલી' અને 'પ્રસ્થાન') તે વિશે વિચાર કરીને મુદ્દાઓનું ટાંચણ કર્યું. શ્રી મનવંતરાય સાથે વિદ્યાસભા ટ્રસ્ટની બાબતમાં વિચાર-વિનિમય.

ભોજન બાદ આરામ. ભોજન માટે આજે શ્રી મુદ્દેબહાલ યુગલ આવ્યું હતું. પછી થોડો વખત 'યુગદર્શન' માટે ગુજરાતી લેખ લખાવ્યો. ગંગા-ગોવિંદ મંગલ ભુવનના કામના કાગળોનો નિકાલ કર્યો અને સદ્દગત ગોવિંદરાવ જોશી અને એમની કન્યા સદ્દગત સૌ. ગોદુબાઈના સ્મરણાર્થે આવેલું રૂ. ૩૫૦૩નું દાન ગંગા-ગોવિંદ મંગલ ભુવનને સમજીને ભુવનના દેવા પેટે તે ચેક શિક્ષણ મંડળ તરફ મોકલી આપ્યો.

સાંજે ટાઉન હૉલમાંનું પ્રદર્શન જોવા ગયો. પછી પરચૂરણ કામો.

ભોજન બાદ પીનલ કોડ વિશે થોડું કહ્યું.

(ક્રમશઃ)

*

## પાદટીપો

૧ ભારત સ્વતંત્ર થયા પછી પણ ફ્રેન્ચ અને પોર્ચુગીઝ તાબા હેઠળનાં કેટલાંક થાણાં ભારતીય ધરતી ઉપર થોડાં વર્ષો માટે ચાલુ રહ્યાં તેમાં પોર્ચુગીઝ કબજા હેઠળનાં ગોવા, દીવ અને દમણ હતાં, જ્યારે ફ્રેન્ચ કબજા હેઠળનાં પૉંડીચેરી (દક્ષિણ ભારતમાં મદ્રાસથી આશરે ૧૦૪ માઈલ દૂર) અને ચંદ્રનગર હતાં. ચંદ્રનગરનો પ્રદેશ પશ્ચિમ બંગાળમાં કલકત્તા પાસે આવેલો હોઈ ત્યાંના સ્થાનિક લોકોની ઇચ્છા સાર્વભૌમ ભારતમાં વિલીન થવાની છે કે કેમ તે જાણવા માટે સાર્વમત (referendum) લેવાયો હતો. આ સાર્વમતમાં ચંદ્રનગરના લોકોએ ભારે મોટી બહુમતીથી ભારત તરફી મતદાન કર્યા બાદ ચંદ્રનગર પરના ફ્રેન્ચ સાર્વભૌમત્વનો અંત આવ્યો અને ચંદ્રનગર પ્રદેશ સ્વમાનપૂર્વક ભારતમાં વિલીન થયો.

૨ લગભગ ૨૫ વર્ષથી દાદાસાહેબને મધુમેહ (diabetes) નું દરદ હતું. નિયમિત આહારવિહાર, રોજ ચાલવાની કસરત, મિતાહાર અને પાછલાં વર્ષોમાં રોજ ઇન્સ્યુલિન ઇન્જેક્શનો દ્વારા દાદાસાહેબે મધુમેહને અંકુશમાં રાખ્યો હતો. રાત્રે વાંચવા કરવાનું પણ તેઓએ પછીનાં વર્ષોમાં બંધ કરેલું. વકીલાત કરતા હતા તે દરમિયાનનાં વર્ષોમાં કેસનાં કાગળિયાં વાંચવા માટે તેમ જ જાહેર જીવનના પ્રશ્નો અંગેના પત્રો, વગેરે તપાસવા-અભ્યાસવા માટે દાદાસાહેબ એ વર્ષોમાં લગભગ રોજ મોડી રાત સુધી (ક્યારેક તો એક, દોઢ સુધી પણ) ઉજાગરો કરીને પોતાનું નિયત કામ પૂરું કરતા. પણ મધુમેહ થયા પછી રાતનાં કામ અને વાચન, વગેરે બાબતો પર એમને કડક અંકુશ મૂકવો પડેલો. ૧૯૫૨ની સાલમાં દાદાસાહેબ પર નવી દિલ્હીમાં હૃદયરોગનો પહેલવહેલો હુમલો થયો. કેટલાક મહિનાઓના આરામ બાદ તેઓ સદ્ભાગ્યે ફરી હરતાફરતા થયા. પણ અગાઉની ગતિ અને પ્રવૃત્તિ કંઈક અંશે ધીમી તો થઈ જ ગઈ. પોતાની આવી માંદગીઓ છતાં દાદાસાહેબે એકંદરે ખૂબ ઉલ્લાસપૂર્વક અને પ્રસન્નતાથી જાહેર કાર્ય ચાલુ રાખ્યું હતું. જરૂર પડે તેમ તેમ તેઓ દાકતરી તપાસ કરાવતા અને એ બધાનો વિગતવાર અહેવાલ સ્વહસ્તે જ લખીને હંમેશ up-to-date રાખતા. ઇંજેકશનો ક્યારે અને કેટલાં લીધાં, લોહીનું દબાણ કેટલું છે, કઈ તપાસ કયાં કોણે કરી, એવી તપાસનાં પરિણામ શાં છે, કયા પ્રકારની દવા કે સારવાર ચાલુ રાખી છે, વગેરે તમામ પ્રકારની નાનીમોટી વિગતોની ઝીણવટભરી નોંધ દાદાસાહેબે રાખી હતી. એને કારણે એમના ડૉક્ટરોને દરદીનો પાછલો બધો ઇતિહાસ જાણવા-સમજવામાં સુગમતા પડતી.

૩ સદ્દગત શ્રી એસ. વી. કૃષ્ણમૂર્તિ રાવ. સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તેઓ અગ્રેસર હતા અને મ્હૈસૂર કૉંગ્રેસના એક આગેવાન હતા. કૉંગ્રેસ સેવાદળના સ્થાપક અને નેતા ડૉ. એન. એસ. હર્ડીકર સાથે તેમનો નિકટ પરિચય હતો. શ્રી કૃષ્ણમૂર્તિ રાવ પ્રથમ રાજ્યસભામાં સભ્ય તરીકે અને રાજ્યસભાના ઉપાધ્યક્ષ તરીકે વર્ષો સુધી નવી દિલ્હીમાં

રહ્યા હતા. તે વખતે દાદાસાહેબ લોકસભાના સ્પીકરપદે હતા. દાદાસાહેબ સ્પીકરના સત્તાવાર નિવાસસ્થાન ૨૦, અકબર રોડ, નવી દિલ્હીમાં રહેતા હતા અને શ્રી કૃષ્ણમૂર્તિ રાવ પણ અકબર રોડ પર જ નજીકના એક બંગલામાં રહેતા હતા. શ્રી રાવ પાછળથી લોકસભામાં ચૂંટાયા હતા અને લોકસભાના ડેપ્યુટી સ્પીકર તરીકે પણ તેમણે સુંદર કાર્ય અનેક વર્ષો સુધી કરેલું. શાંત અને સ્વસ્થ પ્રકૃતિના શ્રી રાવ અભ્યાસી સજ્જન હતા. જાહેર જીવનનો એમનો અનુભવ વ્યાપક હતો: પાર્લમેન્ટરી પ્રતિનિધિમંડળોમાં સભ્ય તરીકે તેમણે કેટલાક વિદેશોની મુસાફરી પણ કરેલી અને એવા એક વિદેશગમન પ્રસંગે તેઓ દાદાસાહેબની સાથે હતા. યુગોસ્લાવીઆની મુલાકાત બાદ શ્રી રાવે એ દેશ અંગેનાં પોતાનાં સંસ્મરણોનું પુસ્તક અંગ્રેજીમાં પ્રગટ કર્યું હતું, અને તે પુસ્તક એમણે દાદાસાહેબને અર્પણ કર્યું હતું. શ્રી કૃષ્ણમૂર્તિરાવનું ગયા વર્ષે દુઃખદ અવસાન થયું.

૪ પૂનાની પાસે જ આવેલો 'પર્ણકુટિ' બંગલો લેડી પ્રેમલીલાબેન ઠાકરસીનું નિવાસસ્થાન છે, પણ તે પ્રસિદ્ધ બન્યો ગાંધીજીના ત્યાંના નિવાસને કારણે. પૂનામાં જ્યારે ગાંધીજી હોય ત્યારે તેઓ 'પર્ણકુટિ'-માં રહેતા.

૫ દાદાસાહેબને ઇતિહાસનો શોખ હતો. રસના વિષય તરીકે તેમણે તેનો થોડો ઘણો અભ્યાસ પણ કર્યો હતો. ઐતિહાસિક સ્થાનો સારી રીતે જાળવવા પર તેઓ હંમેશ ખૂબ ભાર મૂકતા. પરદેશોમાં અને ખાસ કરીને ગ્રેટ બ્રિટનમાં ત્યાંની પ્રજાઓએ પોતાના વિવિધ મહાપુરુષોનાં તથા ઐતિહાસિક પ્રસંગોનાં સંસ્મરણો, અને સ્થળો જે ચીવટથી, કાળજીથી, સમજથી અને રસપૂર્વક સાચવી રાખ્યાં હતાં તે જોઈને દાદાસાહેબ આનંદિત અને પ્રભાવિત થતા. ઇંગ્લેન્ડમાં શેકસપિયરના જન્મ-સ્થળ સ્ટ્રૅટફર્ડ-અપૉન-એવન (Stratford upon Avon)માં એ મહાન નાટકકારનું રમ્ય સ્મારક છે. ત્યાંથી થોડે દૂર જ શેકસપિયરનાં પત્ની ઍના હૅથવે (Anna Hathway)નું સ્મારક પણ છે. આ બન્ને સ્થળો જે હાલતમાં શેકસપિયરના જમાનામાં હતાં એ જ પ્રકારે સચવાયાં છે અને શેકસપિયર દંપતી જે રીતે રહેતાં હતાં અને ઘરમાં રાચરચીલું, વગેરે હતું તે જ આબેહૂબ આજે ત્યાં રજૂ કરાયું છે. પરિણામે, મુલાકાતીઓને શેકસપિયરના જમાનાની પરિસ્થિતિનો તાદૃશ ચિતાર મળે છે. દાદાસાહેબની ઇચ્છા આ જ પ્રમાણેનાં ગાંધીજીનાં ઐતિહાસિક સ્મારક-સ્થળો ઊભાં કરવાની હતી—ખાસ કરીને પોરબંદર, અમદાવાદ અને સેવાગ્રામ-વર્ધામાં. ભારતના ઇતિહાસમાં શૂર-વીરતાના-સંસ્કારિતાના તથા રોમાંચક જે બનાવો થયા તેનાં પણ સુયોગ્ય સ્મારકો ભાવિ પ્રજાઓને પ્રેરણા આપવાની દૃષ્ટિથી ખડાં કરવાં એમ દાદાસાહેબને લાગતું. નવી દિલ્હીમાં પાર્લમેન્ટ હાઉસમાં ભારતના દીર્ઘ અને ગૌરવવંતા ઇતિહાસની વિવિધ મુખ્ય છટાઓ અને કેડીઓ ચિત્રાત્મકરૂપે તથા ક્યારેક પૂતળાં અને આલેખો મારફત ઉપસાવવાની વિચારણા દાદાસાહેબે કરી અને એ મુજબે પછી વિધિસર 'સક્રિય પગલાં' પણ એમણે ભર્યાં. આજે નવી દિલ્હીનું પાર્લમેન્ટ હાઉસ આ પ્રકારનાં ચિત્રો, વગેરેથી સમૃદ્ધ છે. દાદાસાહેબને પ્રવાસનો શોખ ઘણો હતો, અને પર્યટનો દરમિયાન તેઓ ઘણે સ્થળે જે કોઈ નાનાં મોટાં ઐતિહાસિક સ્થળો હોય તે જોવાનું સામાન્યપણે ચૂકતા નહિ.

૬ મહારાષ્ટ્રની સંત-પરંપરામાં શ્રી સોપાનદેવનું નામ જાણીતું અને ઠીક ઠીક અગ્રસ્થાને છે. પંઢરપુરમાં અષાઢ મહિનાની એકાદશીને દિવસે જે વિશાળ માનવ મહેરામણ ધર્મ અને આધ્યાત્મના રંગે રંગાઈને ભેગો મળે છે તે આ બધા સંતોનો સતત જયજયકાર કરે છે: 'निवृत्ति ज्ञानदेव सोपान मुक्ताबाई। एकनाथ नामदेव तुकाराम॥' આ પંક્તિઓ સહુ ગાય છે અને છેલ્લે તુકારામનો નામોચ્ચાર બે વાર કરે છે. શ્રી જ્ઞાનેશ્વરની જે પાલખી અષાઢી એકાદશીને પ્રસંગે પંઢરપુર તરફ જવા નીકળે છે તેમાં પણ સહુ ભક્તજનો અને પદયાત્રીઓ આ પંક્તિઓ લલકારતા હોય છે.

૭ શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું સ્થાન મહારાષ્ટ્રની સંત-પરંપરામાં અગ્રીમ છે. પૂના પાસે આળંદી ગામમાંથી શ્રી જ્ઞાનોબાની પાલખી નીકળે છે. સંત તુકારામનું જન્મ અને કાર્ય-સ્થળ દેહૂ પણ ત્યાંથી નજીક જ છે. શ્રી જ્ઞાનેશ્વર લિખિત ગીતા અને સંત તુકારામનાં ભજનો મરાઠી ભાષાનું એક અપૂર્વ સાહિત્ય અને સંસ્કારધન છે. દર વર્ષે શ્રી જ્ઞાનોબાની પાલખી દબદબાથી પગપાળા પંઢરપુર તરફ જાય છે. તેમાં હજારો યાત્રિકો ભાવપૂર્વક જોડાય છે અને શ્રી જ્ઞાનેશ્વર મહારાજની પાદુકાઓ પર મસ્તક મૂકીને ધન્યતા અનુભવે છે.

૮ વારકરી પંથના લોકો વિશિષ્ટ પ્રકારના ભક્તજનો છે. પંઢરપુર જનારી પાલખીમાં તેઓ જોડાય છે તે ઉપરાંત વર્ષ દરમિયાન પોતપોતાનાં સ્થળે ધર્મ-અધ્યાત્મનું કાર્ય નિષ્કામ ભાવે કરતા રહે છે. ગયા વર્ષે સ્વર્ગવાસી થયેલા હરિભક્તપરાયણ શ્રી સોનો-પંત દાંડેકરે (જેઓ અગાઉ તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક હતા અને સુંદર ચિંતન-લેખનકાર્ય કરતા હતા) વારકરી પંથના ઇતિહાસ વિશે મરાઠીમાં એક સરસ નાની માહિતીપૂર્ણ ચોપડી લખી છે.

૯ શ્રી મામાસાહેબ દેવગિરીકર મહારાષ્ટ્રના એક પીઢ કૅાંગ્રેસી આગેવાન, લેખક અને રચનાત્મક કાર્યકર છે. ચિત્રશાળા પ્રેસ, પૂના સાથે તેઓ સક્રિયપણે જોડાયેલા છે. તેઓ નવી દિલ્હીમાં રાજ્યસભાના સભ્ય તરીકે પણ કેટલાંક વર્ષ રહ્યા હતા. પોતાના પાર્લમેન્ટરી અનુભવો વિશે તેમ જ ભારતના રાજ્ય-બંધારણ વિશે શ્રી મામાસાહેબે મરાઠી અને અંગ્રેજી-માં પુસ્તકો લખ્યાં છે.

૧૦ આચાર્ય જ. સ. ભાગવત મહારાષ્ટ્રના એક પ્રખર શિક્ષણકાર અને સન્નિષ્ઠ ગાંધીવાદી છે. એક ચિંતક અને તેજસ્વી લેખક તરીકે પણ તેઓ જાણીતા છે. આધુનિક મહારાષ્ટ્રમાં ગાંધી યુગમાં જે અનેક આચાર્યોએ ગણનાપાત્ર કામગીરી બજાવી છે તેમાં આચાર્ય વિનોબા ભાવે, સદ્‌ગત આચાર્ય શંકર દત્તાત્રેય જાવડેકર અને આચાર્ય ભાગવતને ઉલ્લેખ સવિશેષ થવો ઘટે. ઔપચારિક અર્થમાં આચાર્ય નહિ એવા અન્ય બે સમર્થ સમાજસેવકો સદ્‌ગત સાને ગુરુજી અને પૂજ્ય અપ્પાસાહેબ પટવર્ધનનું સ્મરણ પણ આ સંદર્ભમાં સહેજે થાય. પૂનામાં વર્ષો સુધી 'સુલભ રાષ્ટ્રીય ગ્રંથમાલા'નું લેખન-પ્રકાશન કાર્ય આચાર્ય ભાગવતે શ્રી શંકરરાવ દેવ, આદિ સાથીદારો સહિત કર્યું છે. વળી, આંતર-ભારતીના એક પ્રખર હિમાયતી તરીકે પણ આચાર્ય ભાગવત આજે એમનો વિશિષ્ટ ફાળો વિચાર અને સંસ્કાર ક્ષેત્રે આપી રહ્યા છે.

૧૧ માસ્ટર કૃષ્ણરાવ મહારાષ્ટ્રના એક જાણીતા ગાયક છે. તેમનાં ભજનો ખૂબ શ્રાવ્ય અને હૃદય હલાવે એવાં હોય છે. ગાંધીજીએ માસ્ટર કૃષ્ણા પાસેથી અનેક વાર ભજનો સાંભળેલાં.

૧૨ સમર્થ શ્રી રામદાસ સ્વામીનું નામ મહારાષ્ટ્રમાં અત્યંત પૂજનીય છે. સાદી અને સરળ શૈલીમાં અને સહેલા મરાઠી શબ્દપ્રયોગો વાપરીને શ્રી રામદાસ સ્વામીએ એક સુંદર મોટા ગ્રંથ શ્રી दासबोध રચ્યો અને 'मनाचे श्लोक' પણ લખ્યા. 'दासबोध'માં રામદાસ સ્વામીએ વિવિધ સમાસમાં અત્યંત સુરેખ અને સચોટ ઉપદેશ આપ્યો છે. વ્યવહારુ શાણપણ અને આધ્યાત્મિક માર્ગદર્શન બન્ને આ ગ્રંથમાંથી મળે છે. ૨૦૫ 'मन'ના શ્લોકો મારફત પણ એ જ સંદેશો શ્રી સમર્થે આપેલો છે. મહારાષ્ટ્રનાં અસંખ્ય બાળકોને આ શ્લોકો નાનપણમાં કંઠસ્થ કરાવાય છે. એમનું રટણ વાણીને સુંદર કરે છે અને આચારને સરખો બનાવે છે. શ્રી શિવાજી મહારાજ રામદાસ સ્વામીને પોતાના ગુરુ માનતા હતા. મહારાષ્ટ્રમાં મુસલમાની આક્રમણ વખતે જ્યારે સ્વાભિમાન, સ્વાતંત્ર્ય અને રાષ્ટ્ર-વાદની જરૂર હતી ત્યારે એ પ્રકારની આબોહવા રામદાસ સ્વામીએ સરસ નિર્માણ કરી અને મરાઠા રાજ્યકર્તાઓને સતત હૂંફ અને ટેકો આપ્યાં. 'जय जय रघुवीर समर्थ'ના રટણ સાથે મહારાષ્ટ્રમાં રામદાસ-પંથીઓ આજે પણ ફરે છે. વ્યાયામ અને કસરત પર પણ રામદાસ સ્વામીએ ભાર મૂકેલો.

૧૩ દાદાસાહેબે તે વખતના ગવર્નર-જનરલ શ્રી ચક્રવર્તી

રાજગોપાલાચારીને એક સવિસ્તર કાગળ અંગ્રેજીમાં લખીને ગોડસે તથા આપટેની ફાંસીની સજાઓ જન્મટીપમાં ફેરવવાની રજૂઆત કરી હતી. ગાંધીજીના તત્ત્વજ્ઞાનના સંદર્ભમાં, અને પોતે જે રીતે ગાંધીજીને સમજતા હતા અને મૂલવતા હતા એ મુજબ, દાદાસાહેબે આ પત્ર રાષ્ટ્રના વડા તરીકે શ્રી રાજાજીને લખ્યો હતો. દાદાસાહેબે ધાર્યું હતું તે પ્રમાણે જ થયું—એમના પત્રને કારણે સરકારનો નિર્ણય બદલાયો નહિ. નવી દિલ્હીમાં રાષ્ટ્રપતિ ભવન ખાતે દાદાસાહેબે શ્રી રાજાજી સાથે આ પત્રમાંના મુદ્દાઓ અંગે ઉત્કટ અંગત ચર્ચા પણ પત્ર પાઠવ્યા બાદ કરેલી. દાદાસાહેબની ભાવના આ બાબતમાં સ્વકર્તવ્ય બજાવ્યાની હતી. પોતાના પત્રથી કશું વળશે કે કોઈ આગેવાનની ભૂમિકા બદલાશે એવું તેઓ પ્રથમથી જ માનતા નહોતા.

૧૪ સદ્ગત ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે નામાંકિત ન્યાયાધીશ તો હતા જ પણ સાથે સાથે અભ્યાસી અર્થશાસ્ત્રી અને મૌલિક તત્ત્વચિંતક હતા. ભારતીય અર્થશાસ્ત્ર પર તથા ધર્મવિષયક એમના ગ્રંથો મનનીય છે. ગાંધીજીના ગુરુ ગોપાળ કૃષ્ણ ગોખલેએ ન્યાયમૂર્તિ રાનડેને પોતાના ગુરુ ગણ્યા હતા.

૧૫ ન્યાયમૂર્તિ રાનડેનાં પત્ની સદ્ગત શ્રીમતી રમાબાઈ રાનડેએ લખેલી આત્મકથા 'आमच्या आयुष्यांतील गोष्ठी' મરાઠી ભાષાનું એક સુંદર ને રસપૂર્ણ પુસ્તક છે.

૧૬ પંઢરપુર જનારી શ્રી જ્ઞાનોબાની પાલખી જેમ જેમ આગળ વધે તેમ તેમ એમાં વધુ લોકો જોડાય તે સાથે જ પૂના જેવાં શહેરો અને ગામોમાંથી જ્યારે એ પસાર થાય ત્યારે રસ્તાની બન્ને બાજુએ જંગી માનવમેદની એનું ભક્તિભાવથી સ્વાગત કરે છે. આ દૃશ્ય ખરેખર જોવા જેવું અને માણવા જેવું હોય છે. અભણ ગણાતી પ્રજા પણ ધર્મસંસ્કારના ચિંતન વડે કેવી ગજબની શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવે છે અને બતાવે છે તે આવે પ્રસંગે સરસ જોઈ શકાય છે. જે ગામોમાંથી પાલખી પસાર થવાની હોય ત્યાંના અને અન્ય સ્થળોએથી પણ અનેક સ્ત્રી-પુરુષો આ વાર્ષિક પદયાત્રામાં સામેલ થાય છે. પોતાનો સામાન પોતાના જ ખભે લટકાવેલી એક ઝોળીમાં તેઓ રાખે છે, અને ચાલતાં ચાલતાં નામસ્મરણ અને પ્રભુભક્તિ કરતા જાય છે. આ યાત્રામાં જોડાનારાંઓની ટેક એવી તો જબરી હોય છે કે તેમાં તેઓ પ્રતિવર્ષ અચૂક જોડાય જ. અનેક યાત્રિકો આ રીતે વર્ષોથી જોડાય અને એકમેકને પછી ઓળખતાં પણ થાય ત્યારે કોઈ ગામમાંથી કોઈ એક પરિચિત યાત્રિક જોડાયેલો ન જણાય તો સહુ એમ જ અનુમાન કરે કે એ માણસે આ દુનિયાની ચિરવિદાય લીધી હશે! જો જીવતો હોય તો ગમે તે ભોગે અને વિવિધ યાતનાઓ વચ્ચે પણ તે આ પાલખીમાં જોડાવાનો જ. આ પ્રકારના દૃઢ મનોબળવાળા શ્રદ્ધાવાન સ્ત્રી-પુરુષોને જોઈને અને એમનું જ્ઞાનચિંતન જોઈને ન્યાયમૂર્તિ રાનડે જેવા મહાનુભાવો આવી પાલખીને 'મહારાષ્ટ્રની ચાલતી-બોલતી યુનિવર્સિટી' કહીને ન નવાજે તો નવાઈ!

૧૭ મુંબાઈમાં લૉ કૉલેજમાં ભણવાની તથા મુંબાઈમાં છાત્રાલયમાં રહેવાની ઉમેદ દાદાસાહેબના પુત્ર પુરુ-ષોત્તમને હતી ખરી, પણ જરૂરી પ્રવેશ છાત્રાલયમાં ન મળતાં એ યોજના ત્યાં જ અટકી. એનું એક પરિણામ એ આવ્યું કે પુરુષોત્તમે કાયદાનો અભ્યાસ અને ત્યાર પછી વકીલાત કરવાને બદલે શિક્ષણના ક્ષેત્રમાં જ સ્વેચ્છાએ અને પ્રથમ પસંદગીથી કાર્ય શરૂ કર્યું.

૧૮ મહારાષ્ટ્રમાં ખાનદેશ જિલ્લામાં ધુળિયા ગામમાં સદ્ગત શ્રી શંકર શ્રીકૃષ્ણ દેવે શરૂ કરેલ શ્રી સમર્થ વાગ્દેવતા મંદિર સાથે દાદાસાહેબ સક્રિયપણે જોડાયેલા હતા. સદ્ગત શ્રી દેવ રામદાસી સાહિત્યના આજન્મ અભ્યાસી ઉપાસક અને પ્રકાંડ વિદ્વાન અને સંશોધનકાર હતા. રામદાસી સાહિત્ય પરનાં એમનાં પુસ્તકોને પ્રમાણભૂત ગણાય છે. 'रामदास आणि रामदासी' નામનું એક માસિક પણ તેઓ વર્ષોથી ચલાવતા હતા. દાદાસાહેબ ધુળિયામાં આ સંસ્થાના કામ માટે એકથી વધુ વાર ગયા હતા. સંસ્થાના સલાહકાર અને ટ્રસ્ટી–મંડળમાં દાદાસાહેબ સક્રિય હતા અને તેની સભાઓમાં હાજરી આપવા તથા

આનુષંગિક કાર્ય માટે તેઓ ધુળિયા જતા.

૧૯ શ્રીયુત ડી. એસ. જોશી I. C. S. એક અનુભવી વહીવટકર્તા તરીકે પંકાયા છે. એમનું આખું નામ દત્તાત્રેય શ્રીધર જોશી. તેઓ ભારત સરકારના પ્રધાન-મંડળના સચિવ તરીકે થોડા વખત પર નિવૃત્ત થયા. સ્વાતંત્ર્ય બાદ નવી દિલ્હીમાં ભારત સરકારના સચિવાલયમાં I. C. S. અમલદારોની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય તેટલી જ હવે રહી છે. વહીવટદારોની એ આથમતી પેઢીમાં શ્રી જોશી કાર્યકુશળ અને વસ્તુનિષ્ઠ અમલદાર તરીકે તથા ટેકવાળા વહીવટદાર તરીકે જાણીતા છે. મુંબાઈમાં ખેર પ્રધાનમંડળમાં અને ત્યાર બાદ મોરારજી પ્રધાનમંડળ વખતે શ્રી જોશી સચિવાલયના એક આગળ પડતા વહીવટદાર હતા. સદ્‌ગત શ્રી ખેરના હાથ નીચે ચાર વર્ષ સુધી શિક્ષણ ખાતાના સચિવ તરીકે શ્રી જોશીએ કાર્ય કર્યું.

૨૦ કસ્તુરબા ટ્રસ્ટમાં ટ્રસ્ટીઓ તરીકે દેશનાં અનેક નામાંકિત સ્ત્રી-પુરુષો હતાં જેમાં સર્વેથી ઠક્કરબાપા, ઝાકિર હુસેન, જે. આર. ડી. તાતા, શ્રીકૃષ્ણદાસ જાજુ, દેવદાસ ગાંધી, લેડી પ્રેમલીલા ઠાકરસી, શાંતિકુમાર મોરારજી, કૈલાસનાથ કાટજુ, કસ્તુરભાઈ લાલભાઈ, કનૈયાલાલ મા. મુનશી, ગુલઝારીલાલ નંદા, ઘન-શ્યામદાસ બિર્લા, મંગળદાસ પકવાસા, પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, અંબાલાલ સારાભાઈ, રામેશ્વરી નેહરુ, મૃદુલા સારાભાઈ, વગેરે હતાં.

૨૧ દાદાસાહેબ મુંબાઇમાં કાયદાના અભ્યાસકાળમાં થોડો વખત શાસ્ત્રી હૉલ (ગ્રાંટ રોડ પાસે)માં રહ્યા હતા મધ્યમ વર્ગના મહારાષ્ટ્રીય ભાઈઓની આ વસતિમાં તે વખતે પ્રમાણમાં ચાલ અને એની રૂમો ઓછી ભરચક હતી.

૨૨ ઉપર પાદટીપ ૧૩માં જણાવ્યા મુજબ, શ્રી રાજાજી પરના દાદાસાહેબના પત્રથી સરકારના નિર્ણયમાં કોઈ ફેરફાર ન થયો અને ગોડસે તથા આપટેને ફાંસી દેવાઇ. દાદાસાહેબનો એ પત્ર હાથ લાગતાં 'અભ્યાસ'માં પ્રગટ કરવાની ઉમેદ છે.

૨૩ શ્રી અને શ્રીમતી ડેવિડ એરૂલકર યહૂદી દંપતી હોઇ વર્ષોથી લંડનમાં એમનો નિવાસ છે. દાદા-સાહેબ એમને લંડનમાં મળેલા અને કોઇ કોઇ વાર એમની સાથે પત્રવ્યવહાર પણ થયેલો.

૨૪ શ્રી ખંડુભાઇ દેસાઇ હાલમાં આંધ્ર પ્રદેશના ગવર્નર તરીકે કામગીરી બજાવે છે. એમને વિશેની નોંધ અગાઉ 'અભ્યાસ' અંક ૬૮ પાદટીપ ૧૭ પૃ. ૩૫૧ ઉપર પ્રગટ થઈ છે.

૨૫. સદ્‌ગત શ્રી તુલસીદાસ વકીલ. અમદાવાદના એક આગેવાન ધારાશાસ્ત્રી અને દાદાસાહેબના સાથીદાર અને મિત્ર. તેઓ કોચરબમાં રહેતા હતા.

૨૬. પોતાના સુદીર્ઘ જાહેર જીવન દરમિયાન દાદા-સાહેબ ઘણાં બધાં સાર્વજનિક ટ્રસ્ટો સાથે સક્રિયપણે જોડાયેલા હતા. હિસાબો લખવા-લખાવવામાં દાદાસાહેબ ખૂબ કાળજી અને ચીવટ રાખતા. જાહેર નાણાંનો એકેએક પાઈ-પૈસાનો હિસાબ વ્યવસ્થિત અને સમયસર રહે તેવો એમનો સતત આગ્રહ રહેતો. દાદાસાહેબના શુદ્ધ ચારિત્ર્ય અને નિઃસ્વાર્થ હેતુઓમાં સહુને સંપૂર્ણ શ્રદ્ધા હતી, એટલે વધુ ને વધુ જાહેર ટ્રસ્ટોમાં દાદાસાહેબને જવાબ-દારીભર્યા પદો પર પસંદ કરવામાં આવ્યા હતા ને ચૂંટવામાં આવ્યા હતા. કસ્તુરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટ અને ગાંધી સ્મારક ફંડમાં દાદાસાહેબ ટ્રસ્ટી અને પાછળથી પ્રમુખ થયા હતા તે ઉપરાંત સને ૧૯૧૩ થી એમના જાહેર જીવનની શરૂઆત થઈ ત્યારથી સને ૧૯૫૬માં એમનું અવસાન થયું તે દરમિયાનમાં દાદાસાહેબ સહેજે ૬૦ જેટલાં નાનાંમોટાં જાહેર ટ્રસ્ટોમાં ટ્રસ્ટી કે અધ્યક્ષ હતા. ગુજરાતમાં, મહારાષ્ટ્રમાં, પશ્ચિમ ભારતમાં અને પાછળથી સમગ્ર દેશમાં અનેક સાર્વજનિક ટ્રસ્ટોની દેખભાળ દાદાસાહેબને સોંપાતી ગઈ. ટ્રસ્ટના ઉદ્દેશો ને નિયમો પ્રમાણે યોગ્ય અને જરૂરી ખર્ચ કરવો તથા ટ્રસ્ટનાં નાણાંની બરાબર કાળજી રાખવી એ દાદાસાહેબની આવડતને કારણે સુલભ બની ગયું હતું. ટ્રસ્ટી તરીકે દાદાસાહેબે ક્યારેય આ બધાં કાર્યો માટે કશું મહેનતાણું, વગેરે લીધું નહોતું એટલું જ નહિ પણ આ ટ્રસ્ટોનાં કામો માટે દાદાસાહેબને જે પ્રવાસો કરવા પડતા તથા આનુષંગિક ખર્ચ કરવો પડતો તે પૈસા પણ એમણે અંગત ખર્ચ માનીને પોતાની

આવકમાંથી જ ખર્ચ કરેલા.

જાહેર જીવનની શરૂઆત કરતી વખતે સને ૧૯૧૩માં દાદાસાહેબને સદ્ગત દી. બ. અંબાલાલ સાકરલાલે શીખ આપેલી કે, 'માવળંકર, જાહેર કાર્ય ચોકસાઈથી કરજો અને હિસાબો હંમેશ ચોખ્ખા લખજો અને રાખજો. એમ કરવા માટે હાથ કાળા કરવામાં જો કચાશ રાખશો તો મોં કાળું થવાનો પ્રસંગ આવશે.' દાદાસાહેબના માનસ પર આ સચોટ સલાહ તરત અંકિત થઈ હતી; અને, વળી, પોતાના પૂર્વજોના સંસ્કારો પણ દાદા-સાહેબ પર હતા જ. એટલે, જાહેર ટ્રસ્ટોનાં નાણાં ને હિસાબની બાબતમાં સહુને ઈર્ષ્યા અને અદેખાઈ આવે એવી ઉત્તમ અને સંપૂર્ણ કામગીરી દાદા-સાહેબે આજન્મ કરી. ૧૯૨૧ની સાલમાં રાષ્ટ્રીય મહાસભા(કૉંગ્રેસ)નું વાર્ષિક અધિવેશન (૩૬મું) અમદાવાદમાં ભરાયું હતું તે વખતે તેના મંત્રી તરીકે દાદાસાહેબે અધિવેશન પૂરું થતાંના ૨૪ કલાકની અંદર જ તમામ જમા–ખર્ચનો સ્પષ્ટ ચીતાર આંકડા સહિત રજૂ કર્યો હતો અને તે જોઈને સહુ સ્તબ્ધ થઈ ગયા હતા, તથા કૉંગ્રેસના ખજાનચી શ્રી જમનાલાલ બજાજના આનંદ અને સંતોષનો તો પાર નહોતો! કૉંગ્રેસનાં અગાઉનાં કેટલાંક વાર્ષિક અધિવેશનોના હિસાબો હજુ જ્યારે અધૂરા હતા ત્યારે દાદાસાહેબનું આવું સમયસરનું કાર્ય સવિશેષ પ્રશંસા પામ્યું.

૨૭. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપનામાં દાદાસાહેબની પહેલ હતી જ અને સોસાયટીએ ૧૯૩૫ની સાલમાં જે વિશાળ જમીનો ખરીદી તેમાં પણ દાદાસાહેબનો આગ્રહ જ મુખ્યત્વે હતો. કૉલેજો શરૂ કરવા પાછળની એમની કલ્પના તો એક વિશાળ યુનિવર્સિટી પ્રાંગણ—'કૅમ્પસ' ઊભું કરવાની હતી, અને તેથી એમણે પ્રારંભમાં જ સારી એવી જમીન એજ્યુકેશન સોસાયટી માટે લેવડાવી હતી. અલબત્ત, એ વખતે અને પછી પણ, દાદાસાહેબે પોતાને માટે કે પોતાના કુટુંબને માટે એ પ્રાંગણમાં કે એની નજીક કે અન્યત્ર ક્યાં ય એક તસુ જેટલી પણ જમીન ખરીદી નહોતી. ગુજરાત યુનિવર્સિટીની રચનાનાં સ્વપ્નાંઓ દાદાસાહેબે દસકાઓથી સેવેલાં અને એ દિશામાં એમણે સતત સક્રિય કામગીરી અને પ્રગતિ કરી હતી. એટલે, સ્વાભાવિક જ, અમદાવાદમાં જે કોઈ મિત્રો, મુરબ્બીઓ અને મહેમાનો આવતાં તેમને આ યુનિવર્સિટી 'કૅમ્પસ' પર બધું કામ અને સ્વપ્ન બતાવવાનો દાદાસાહેબને હંમેશ હરખ રહેતો અને અવારનવાર તેઓ મુલાકાતીઓને ઉમંગથી પોતાની સાથે યુનિવર્સિટી પ્રાંગણમાં લઈ જતા અને રસ-પૂર્વક બધું બતાવતા અને સમજાવતા.

૨૮. આણંદમાં સદ્ગત શ્રી મોતીભાઈ અમીન સ્થાપિત ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રમુખપદે દાદા-સાહેબ વર્ષો સુધી અને આમરણ રહ્યા હતા. ચરોતર એજ્યુકેશન સોસાયટીની શૈક્ષણિક, પુસ્તકાલયની તથા વિવિધ પ્રવૃત્તિઓમાં દાદાસાહેબ ઊંડો રસ લેતા તથા પ્રમુખ તરીકેની પોતાની જવાબદારીની રૂએ વર્ષ-માં ઓછામાં ઓછું એક વાર તો આણંદની મુલાકાત લઈને ત્યાં થોડા દિવસ રહીને બધું કામકાજ પ્રત્યક્ષ જોવા–જાણવાનો ક્રમ રાખતા. સોસાયટી તરફથી આણંદમાં દાદાભાઈ નવરોજી હાઈસ્કૂલ ઘણાં વર્ષોથી ચાલે છે, અને ગુજરાતની એક નામાંકિત શાળા તરીકે તે ગણાય છે.

૨૯ દાદાસાહેબને ડૉક્ટર થવાનો શોખ હતો, અને એ શક્ય ન બને તો શિક્ષક બનવાની એમને ઉત્કંઠા હતી. પણ કૌટુંબિક સંજોગોએ એમને વકીલાતના ક્ષેત્ર તરફ દોર્યા. એમના પિતા વાસુદેવરાવનું અકાળ અવસાન સને ૧૯૦૪માં થયું (દાદાસાહેબ ત્યારે મૅટ્રિકમાં ભણતા હતા) અટલે પોતાની માતાથી દૂર રહેવાનું દાદાસાહેબ માટે શક્ય નહોતું. દાદાસાહેબની બે નાની બહેનો અકાળે અવસાન પામી હતી અને દાદાસાહેબને કોઈ ભાઈ નહોતા એટલે માતા, કુટુંબ અને વડીલોપાર્જિત અમદાવાદનું ઘર છોડીને તેઓ મુંબાઈમાં કે અન્યત્ર ભણવા કે કામ કરવા જઈ શકે એમ નહોતું. આમ છતાં, પાછળથી સને ૧૯૨૦માં ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની

સ્થાપના કર્યા બાદ, દાદાસાહેબને ગુજરાત વિદ્યાપીઠમાં કાયદાના પ્રાધ્યાપક તરીકે લગભગ બે વર્ષ સુધી અધ્યાપનકાર્ય કરવાનો અવસર સાંપડયો તે તેમને ખૂબ જ આલ્હાદક અને આવકાર્ય લાગ્યો હતો. આમ, વકીલાતની કારકિર્દીમાં ય અધ્યાપક તરીકે થોડો વખત કામ કરવાની તક દાદાસાહેબને મળતાં એમની અગાઉની ઇચ્છા થોડે અંશે સંતોષાઈ હતી.

૩૦ ગાયનું દૂધ પીવા તથા વાપરવા માટે દાદાસાહેબનો આગ્રહ રહેતો, પણ એ અંગે એમણે કોઈ વ્રત કે પ્રતિજ્ઞા લીધાં નહોતાં. સાબરમતી હરિજન આશ્રમમાંની ગૌશાળાના કામ માટે એમને આસ્થા હતી. મ્યુનિસિપલ કારકિર્દી દરમિયાન દાદાસાહેબે ગાયનું દૂધ વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં પૂરું પાડવાનું ગોઠવેલું. દાદાસાહેબ પોતે બની શકે ત્યાં સુધી ગાયનું દૂધ જ પીતા. એમને ચાહનો પણ શોખ હતો અને ડાયાબીટિસને કારણે ખાંડ વિનાની ચાહ પીતા. એમની ચાહ એટલે (પાણી મેળવણ વિનાની) ગાયના દૂધની જ બનેલી ચાહ રહેતી.

૩૧ ગોસંવર્ધન વ્યવસ્થિત રીતે અને વૈજ્ઞાનિક ઢબે ભારતમાં થવું જોઈએ એમ દાદાસાહેબ અનેક વાર કહેતા અને લખતા. ભારતમાં લોકો ગાયને પૂજે છે ખરા, પણ ગાયની સંભાળ બરાબર લેતા નથી એમ જણાવીને તેઓ ઘણી વાર નિસાસો નાખતા કે સાચા અર્થમાં 'ગોવિંદ' અને 'ગોપાળ' ભારતમાં હોવાને બદલે વિદેશોમાં વધુ પ્રમાણમાં જોવા મળે છે! ઇંગ્લેન્ડ ઉપરાંત ડેન્માર્ક, સ્વિટ્ઝર્લૅન્ડ, વગેરે દેશોમાં ગાયની સંભાળ તથા ગાયના દૂધનો વપરાશ જે રીતે થાય છે તે આપણે ભારતવાસીઓ માટે દાખલારૂપ છે એમ પણ દાદાસાહેબ કહેતા.

૩૨ અમદાવાદમાં કોમી રમખાણો દરમિયાન તા. ૧ જુલાઈ ૧૯૪૬ ને રોજ બે બહાદુર અને આદર્શવાદી યુવક-કાર્યકરો શ્રી વસંતરાવ હેગિષ્ટે અને જનાબ રજબઅલીએ જમાલપુરમાં ચાલુ તોફાનો દરમિયાન ટોળાંઓને શાંત કરવા માટે જે હિંમત અને અડગતા દાખવી અને તેમ કરતાં શહીદ થયા તે બનાવ હિંદુ-મુસ્લિમ ઐક્યનું એક હૃદયસ્પર્શી અને હંમેશને માટે જીવંત એવું સ્મારક અને પ્રતીક બની રહેલ છે. સદ્ગત વસંતરાવ હેગિષ્ટે ભદ્રમાં દાદાસાહેબના મકાનની બાજુમાં જ રહેતા હતા. વસંતરાવને વ્યાયામ તથા સેવાદળની પ્રવૃત્તિઓમાં ખૂબ રસ હતો, અને જોતજોતાંમાં એમણે એક નિષ્ઠાવાન અને ધ્યેયવાદી યુવક કાર્યકર તરીકેની નામના અમદાવાદમાં મેળવી હતી. વસંતરાવ દાદાસાહેબને પિતૃતુલ્ય માનતા હતા.

૩૩ સદ્ગત શ્રી ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ ગુજરાતના એક સન્નિષ્ઠ ગ્રામસેવક અને ચપળ સામાજિક કાર્યકર હતા. સહકારી પ્રવૃત્તિઓ તથા ગ્રામસુધારણા માટે એમણે નોંધપાત્ર કામ કર્યું. 'સહકાર' નામનું એક પાક્ષિક પણ તેઓ એકલે હાથે અને અંગત નાણાંકીય ખોટ વેઠીને ચલાવતા હતા. વાચન, વિચાર અને અભ્યાસનો તેમને શોખ હતો. ડાહ્યાભાઈ 'સેવક' તરીકે તેઓ જાણીતા હતા. એમણે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે.

૩૪ જાહેર જીવનમાં પડયા છતાં દાદાસાહેબે કૌટુંબિક જીવન અને સંવાદ પોતાનાથી બની શકે તેટલે અંશે અનુભવ્યા હતા. પોતાના મતો અને આગ્રહો એમણે કુટુંબનાં માણસો ઉપર લાદવાનો પ્રયાસ કર્યો નહોતો. ઘરમાં દાદાસાહેબની શિસ્ત કડક હતી, અને તેમનાં માતાની તથા તેમની એવી બેવડી શિસ્ત પણ હતી. તેમ છતાં સ્વભાવતઃ દાદાસાહેબ એક અચ્છા અને ઉત્કટ ઉદારમતવાદી હતા. વળી, તેઓ બાંધછોડમાં પણ માનતા હતા—સિદ્ધાંતને ભોગે કરેલી બાંધછોડ નહિ, પણ રોજબરોજના જીવનાચારમાં નાની-મોટી બાબતોમાં કરેલી બાંધછોડ. દરેક વાતમાં પોતાની જ હઠ રહે તો આવી બાંધછોડ શકય ન બને. કુટુંબના વડા તરીકે તેઓ સહુનું સાંભળતા, અને દરેક જણને એની પોતાની રીતે વિચારવા-વર્તવાની મોકળાશ મહત્તમ માત્રાએ રહેતી. દા. ત., અસ્પૃશ્યોદ્ધાર અને હિંદુ-મુસ્લિમ એકતા જેવા પ્રશ્નોમાં દાદાસાહેબ પોતાના વિચારો

એમનાં માતા પર ક્યારે ય ઠોકી બેસાડતા નહિ. એ જ રીતે, ખાદી પહેરવાની બાબતમાં દાદાસાહેબે સુશીલાબેન પર કે સંતાનો પર કદી દબાણ આણ્યું નહોતું.

૩૫ અમદાવાદમાં ગાંધી રોડ ઉપર ફર્નાન્ડીઝ પુલ નીચે આવેલ ભારતી સાહિત્ય સંઘ ગુજરાતની એક અગ્રણી પ્રકાશક અને પુસ્તક-વિક્રેતા સંસ્થા છે. એ સંઘ કાયદેસર લિમિટેડ સંસ્થા બન્યા પછી એના પ્રમુખ તરીકે દાદાસાહેબ થોડાં વર્ષો રહેલા. પુસ્તક-પ્રકાશનની પ્રવૃત્તિમાં દાદાસાહેબને રસ હતો અને લોકશિક્ષણ માટે આવી પ્રવૃત્તિઓ આવશ્યક હોવાનું તેઓ માનતા હતા.

૩૬ સદ્ગત ડૉ. બેન્જામિન અમદાવાદના એક બુઝર્ગ લોકસેવક હતા. યહૂદી કુટુંબમાં જન્મેલ આ સજ્જન એક માનવતાવાદી લોકસેવક હતા.

૩૭ અત્યારે જેને સ્ટેટ બૅંક કહે છે તે અગાઉ ઇમ્પીરિયલ બૅંકને નામે ઓળખાતી હતી.

૩૮ અમદાવાદના પીઢ અને સફળ ધારાશાસ્ત્રી શ્રી પાટીલ સાહેબનું તા. ૨૮ જાન્યુઆરી ૧૯૬૯ ને રોજ દુઃખદ અવસાન થયું. શ્રી પાટીલ વકીલ હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના આજીવન સભ્ય હતા અને દાદાસાહેબના કુટુંબીજન જેવા હતા. તેમના વધુ પરિચય માટે જુઓ 'અભ્યાસ', સળંગ અંક ૬૪, પાદટીપ ૨૩ પૃ. ૧૩૬.

૩૯ મોટી અગિયારશને દિવસે, ગુડી પડવા તેમ જ દીવાળી, બેસતા વર્ષના દિવસોએ તથા અન્ય આવા મોટા ધાર્મિક પર્વો વખતે કુટુંબનાં સહુએ દાતણપાણી તથા નિત્યવિધિ, સ્નાન આટોપીને પછી જ ચાહ, નાસ્તો કરવાનો રિવાજ દાદાસાહેબનાં માતાએ સહુ પાસે પળાવેલો.

૪૦ સદ્ગત ડૉ. બળવંતરાય કાનુગા અમદાવાદના એક અગ્રણી નાગરિક અને સેવાભાવી ડૉક્ટર હતા. તેઓ અને તેમનાં પત્ની સદ્ગત શ્રીમતી નંદુબેને ગાંધીજી અને સરદારની રાહબરી હેઠળ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સક્રિય ભાગ લીધો હતો. ડૉ. કાનુગાનું દવાખાનું શહેરમાં હતું, પણ તેઓ એલિસ બ્રિજમાં આશ્રમ રોડ ઉપર રહેતા હતા. સરદારશ્રી વલ્લભભાઈ પટેલે અમદાવાદમાંનો વસવાટ છોડી દીધા પછી તેઓ જ્યારે જ્યારે અમદાવાદ આવતા ત્યારે ત્યારે ડૉ. કાનુગાના નિવાસસ્થાને રહેતા, એટલે સરદારશ્રીની અમદાવાદની મુલાકાતો વખતે ડૉ. કાનુગાનું ઘર વિવિધ જાહેર અને રાજકીય પ્રવૃત્તિઓથી ગુંજી ઊઠતું.

૪૧ શ્રી રાજેન્દ્રભાઈ નગીનદાસ દેસાઈ. ધારાશાસ્ત્રી તરીકેનો તેમનો વ્યવસાય હતો. હાલમાં નિવૃત્ત હોવા છતાં સક્રિય જીવન ગાળે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં મહાસભા પક્ષના પ્રતિનિધિ તરીકે તેમણે કામ કરેલું. પીપલ્સ કો-ઑપરેટિવ બૅંક સાથે તેઓ સક્રિયપણે જોડાયેલા છે. વાચનનો અને હરવા-ફરવાનો એમને શોખ છે, અને એમની વિનોદવૃત્તિ એમને સદૈવ યુવાન રાખે છે. ૧૯૪૨ની સાલમાં 'હિંદ છોડો'ની ચળવળ વખતે તેઓ સાબરમતી જેલમાં રાજકીય કેદી હતા.

૪૨ સદ્ગત શેઠશ્રી નરસિંહભાઈ લલ્લુભાઇ અમદાવાદના એક મિલમાલિક હતા. ધાર્મિક અને દયાળુ સ્વભાવના શેઠ નરસિંહભાઇએ એમના અન્ય ભાઇઓની સાથે અમદાવાદમાં શૈક્ષણિક કાર્ય માટે દાન પણ આપેલું.

૪૩ શ્રી ગુલઝારીલાલ નંદા હવે રાજકીય સત્તા-વર્તુળોથી વિધિસર પૂરેપૂરા અલગ થયા હોઈ દેશભરમાં નવજાગૃતિ તથા નવરચના માટે તેમણે એક નવી સંસ્થા નવજીવન સંઘ નામે શરૂ કરી છે. સદ્ગત પંડિત નેહરુ પછી જૂજ દિવસો માટે કાર્યવાહી વડા પ્રધાન રહેલા શ્રી નંદાજીના વધુ પરિચય માટે જુઓ 'અભ્યાસ'–સળંગ અંક ૬૮, પાદટીપ ૧૬, પૃ. ૩૫૧.

૪૪ સદ્ગત શ્રી જીવણલાલ હરિલાલ દીવાન. અમદાવાદના એક અગ્રણી નાગરિક અને ગુજરાતના એક સન્નિષ્ઠ કેળવણીકાર હતા. દીવાન માસ્તરે તથા સદ્ગત શ્રી બળવંતરાય પરમોદરાય ઠાકોરે અમદાવાદમાં માધ્યમિક શિક્ષણ આપનારી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ શરૂ કરી હતી અને તે દ્વારા વિદ્યાર્થી ભાઇબહેનોને સારું

તથા ઉમદા શિક્ષણ, રાષ્ટ્રીય મનોવૃત્તિ અને ચારિત્ર્યના પાઠ શીખવવાનો પ્રબંધ કર્યો હતો. દીવાન માસ્તર એક અનુભવી અને સિદ્ધહસ્ત શિક્ષક હતા. શિસ્તના તેઓ ભારે મોટા હિમાયતી હતા. વિદ્યાર્થીવર્ગમાં તેમની હંમેશ ધાક રહેતી; પણ દીવાન માસ્તર વિદ્યાર્થીઓ પ્રત્યે વત્સલ પણ એટલા જ હતા. આજે વર્ષોથી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ દીવાન બલ્લુભાઇ માધ્યમિક શાળાને નામે ઓળખાય છે. આ બન્ને સદ્ગત કેળવણીકારોએ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપનામાં અને તેની પ્રારંભિક કામગીરીમાં પણ ઘણો નોંધપાત્ર ફાળો આપ્યો હતો.

૪૫ 'ગુજરાત સમાચાર' દૈનિકપત્ર શરૂ થયા બાદ પાછળથી જ્યારે તે સંસ્થાનું લોકપ્રકાશન, લિમિટેડ-માં રૂપાંતર થયું ત્યારે દાદાસાહેબને તેના અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા હતા. દાદાસાહેબે અખબારી ઉદ્યોગને ધંધો ગણ્યો નહોતો, બલકે પ્રજાકીય શિક્ષણનું એક પવિત્ર કાર્ય માન્યું હતું. મુંબાઈ ધારાસભાના સ્પીકર તરીકે ચૂંટાયા પછી દાદાસાહેબે કસ્તુરભાઈ ગ્રુપમાંની કેટલીક મિલોમાંનું પોતાનું ડિરેક્ટરપદ છોડી દીધેલું, પણ લોકપ્રકાશન લિમિ-ટેડનું જુદું સ્વરૂપ જોઇને એમાં તેઓ ચાલુ રહેલા અને એ સંસ્થાના અધ્યક્ષ તરીકેની કામગીરી તેમણે આમરણ બજાવેલી.

૪૬ શ્રી ધીરજલાલ ધનજીભાઇ શાહ. અમદાવાદ જૈન યુવક મંડળ અને એના ઉપક્રમે ચાલતી પર્યુષણ વ્યાખ્યાનમાળાના તેઓ સક્રિય કાર્યકર હોઈ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદના ત્રણ મંત્રીઓ પૈકી એક છે. સહકારી સંસ્થાઓ તથા તેમની કામગીરીનો તેમને પ્રત્યક્ષ ખ્યાલ–અનુભવ હોઈ એ વિષેનું એક પુસ્તક પણ એમણે પ્રગટ કર્યું છે. 'પ્રબુદ્ધ જૈન' એ નામે જ્યારે પાક્ષિક મુંબાઇથી નીકળતું હતું ત્યારે તેના તંત્રી તરીકે થોડાં વર્ષો તેમણે કામ કર્યું હતું.

૪૭ શ્રી મિરચંદાણી I. C. S. અમલદાર હતા અને વહીવટનો એમને વ્યાપક અનુભવ હતો.

૪૮ બ્રિટિશ હકૂમત દરમિયાન અમદાવાદમાં સને ૧૯૧૬-૧૭ના અરસામાં મિ. પ્રાટ નામના અંગ્રેજ અમલદાર કમિશ્નર તરીકે કામ કરતા હતા. ગાંધીજી, સરદારશ્રી, દાદાસાહેબ તથા અન્ય જાહેર કાર્યકરોને તે વખતે પ્રાટ સાહેબ સાથે સીધા સંબંધો ને સંઘર્ષોમાં ઊતરવું પડેલું.

૪૯ ગાંધીજીના આદેશથી દાદાસાહેબ સાબરમતી હરિ-જન આશ્રમના ટ્રસ્ટીપદે નિમાયા હતા અને આમરણ એ કામગીરી એમણે કરેલી. છેલ્લાં વર્ષોમાં દાદાસાહેબે એવો ક્રમ રાખેલો કે પાર્લમેન્ટની બેઠક ન હોય અને બહારગામના પ્રવાસ–કાર્યક્રમો ન હોય ત્યારે અમદાવાદમાં પોતાના નિવાસ દરમિયાન રોજ સાંજે હરિજન આશ્રમમાં પ્રાર્થનાસભામાં સામેલ થવું, ત્યાંના કાર્યકરોને મળવું, તેમની મુશ્કેલીઓ અને વાતો સાંભળવી અને આશ્રમમાંના હરિજન કન્યા છાત્રાલયની બાળાઓ સાથે અવિધિસર વાર્તાલાપ કરવો. સાયંપ્રાર્થનાના આ કાર્યક્રમમાં દાદાસાહેબ ઘણી વાર પોતાની સાથે મિત્રો-મુલાકાતીઓને પણ આશ્રમમાં લઈ જતા. ૧૯૪૬ની સાલમાં, સાબર-મતી આશ્રમ અને ખાસ કરીને ગાંધીજીનું નિવાસ-સ્થાન 'હૃદયકુંજ' સાબરમતી નદીના બદલાતા વળાંકને કારણે ભયમાં મુકાયાં હતાં ત્યારે એ સ્થળે નદી કિનારે એક મજબૂત ઘાટ બંધાવીને આશ્રમની સુરક્ષા માટે દાદાસાહેબે સક્રિય પગલાં ભર્યાં હતાં, અને એ બાબતમાં એમણે રાષ્ટ્રવ્યાપી અપીલ બહાર પાડેલી તેના સુંદર જવાબરૂપે ઠેર ઠેરથી સામાન્ય પ્રજાજનોએ આશ્રમની રક્ષા અને સુવ્યવસ્થાના કામમાં સારો એવો નાણાંકીય ફાળો મોકલી આપ્યો હતો.

૫૦ સંયુક્ત મહારાષ્ટ્ર વિષે, અને તેમાં ય ખાસ કરીને મુંબાઈ શહેર સાથેના સંયુક્ત મહારાષ્ટ્ર વિષે, દાદાસાહેબ કેટલાક સ્પષ્ટ અને આગવા વિચાર ધરાવતા હતા. આ પ્રશ્નને તેમણે મહારાષ્ટ્રીય કે ગુજ-રાતી તરીકે કદી જોયો નહોતો, બલકે દાદાસાહેબનો સમગ્ર દૃષ્ટિકોણ ક્યારે ય આ કે તે એવો સંકુચિત પ્રાંતીયતાનો નહોતો. જે બાબતમાં પ્રજાકીય કલ્યાણ પોતાને વધારે દેખાય તે રીતે તેઓ વિચારતા અને

એ મુજબ પોતાના પ્રામાણિક મતો-અભિપ્રાયો નિખાલસતાથી જાહેરમાં કહેતા. ભાષાવાર પ્રાંત-રચના તથા મુંબાઈ શહેરના ભાવિ અંગે દાદાસાહેબે કેટલીક અખબારી મુલાકાતો આપેલી અને તેમાં પ્રગટ થયેલા એમના સ્પષ્ટ અભિપ્રાયોને કારણે મહારાષ્ટ્રનાં ભાઈબહેનોમાં દાદાસાહેબના આ વલણ પ્રત્યે ઠીક ઠીક રોષ પણ જાગેલો. દાદાસાહેબ ગુજરાતના થઈ ગયા, ગુજરાતી બની ગયા, મૂડીવાદીઓના હસ્તક થઈ ગયા, વગેરે જાતજાતની ટીકાઓ એમને વિષે થઈ. મહારાષ્ટ્રમાં આ પ્રશ્ન પરત્વે પ્રખર અને પ્રબળ લાગણી હોવાને કારણે તો આવી પ્રતિકૂળ ટીકા દાદાસાહેબ પર સવિશેષ પ્રમાણમાં થઈ. પણ એવી ટીકાથી ગભરાઈ જઈને કે નાસીપાસ થઈને દાદાસાહેબે પોતાના પ્રામાણિક અભિપ્રાયો છોડચા કે બદલ્યા નહોતા.

૫૧ મહાગુજરાત ખાદી મંડળ અમદાવાદમાં ચાલતું હતું તેના અધ્યક્ષ તરીકે દાદાસાહેબ હતા.

૫૨ ડૉ. કનૈયાલાલ વાણી અમદાવાદના એક વર્ષો જૂના જાણીતા ડૉક્ટર છે. તેઓ ભદ્રમાં રહે છે અને એમના કુટુંબમાં અનેક બીજા ડૉક્ટરો છે. ડૉ. વાણી ધાર્મિક વૃત્તિના અને પરોપકારી સજ્જન છે.

૫૩ શ્રી ભાસ્કરરાવ ઠાકોર અમદાવાદના પીઢ અને નામાંકિત ધારાશાસ્ત્રી છે.

૫૪ શ્રી પ્રભુદાસ બાલુભાઈ પટવારી અમદાવાદની અને ગુજરાતની અનેક સંસ્થાઓ સાથે જોડાયેલા છે. તેઓ અગ્રણી ધારાશાસ્ત્રી છે. નવજીવન પ્રકાશન મંદિર અને ટ્રસ્ટ વતી તેમણે તાજેતરમાં પૂર્વ આફ્રિકાનો પ્રવાસ ખેડીને ગાંધી શતાબ્દી નિમિત્તે ગાંધી સાહિત્યનો પ્રસાર કરેલો. સને ૧૯૬૭ની સામાન્ય ચૂંટણીમાં તેઓ ધંધુકા વિભાગમાં કૉંગ્રેસી ઉમેદવાર તરીકે લોકસભાની બેઠક માટે ચૂંટણી લડચા હતા, પણ સ્વતંત્ર પક્ષના ઉમેદવાર પ્રોફેસર આર. કે. અમીને તેમને હરાવ્યા હતા. શ્રી પટવારી, મહાકવિ ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટના મૅનેજિંગ ટ્રસ્ટી છે. વળી, ગુજરાત કામદાર કલ્યાણ કેન્દ્રના તેઓ અધ્યક્ષ છે.

૫૫ સદ્‌ગત શેઠાણી માણેકબાઈ. સદ્‌ગત શેઠ જમનાભાઈ ભગુભાઈનાં વિધવા. શેઠ જમનાભાઈ મિલમાલિક હતા અને એમના અવસાન બાદ મિલનો વહીવટ શેઠાણી માણેકબાઈએ અનેક વર્ષો સુધી સંભાળેલો. દાદાસાહેબનો સંબંધ આ કુટુંબ સાથે વકીલાતના વ્યવસાયને કારણે થયો અને વર્ષો જતાં તે ગાઢ બન્યો. શેઠાણી માણેકબાઈ દાદાસાહેબની કાયદાની સલાહ વખતોવખત લેતાં અને એમના માર્ગદર્શન પ્રમાણે ચાલતાં.

૫૬ ખંભાતના નવાબસાહેબને દાદાસાહેબ વર્ષોથી ઓળખતા હતા. નવાબસાહેબને દાદાસાહેબ માટે આદરની લાગણી હતી અને દાદાસાહેબનું માર્ગદર્શન પણ તેઓ મેળવતા. ખંભાત રાજ્યમાં જ્યારે વિધિસર લોકતંત્રનો પ્રારંભ થયો ત્યારે તેના ઉત્સવ માટે અતિથિવિશેષ તરીકે દાદાસાહેબ ખાસ ખંભાત ગયા હતા.

૫૭ સદ્‌ગત શ્રી. વી. પી. મેનન. ભારત સરકારના રિયાસતી ખાતાના સચિવ તરીકે સદ્‌ગત મેનને સરદારશ્રી વલ્લભભાઈ પટેલના નેતૃત્વ હેઠળ ખૂબ જ્વલંત કામગીરી બજાવી હતી, અને એ રીતે તેઓ દેશી રજવાડાંઓના અનેક નાનામોટા રાજા-મહારાજાઓના નિકટના પરિચયમાં આવ્યા હતા. વળી, ઝડપથી અસ્ત પામી રહેલી બ્રિટિશ સલ્તનત દરમિયાન છેલ્લા વાઈસરૉય લૉર્ડ માઉન્ટબૅટનના મુખ્ય બંધારણીય સલાહકાર તરીકેની નોંધપાત્ર કામગીરી પણ શ્રી મેનને કરેલી. સદ્‌ગત મેનન વિષેની, કંઈક વિસ્તૃત અંજલિ માટે જુઓ 'અભ્યાસ'-દાદાસાહેબ માવળંકર વિશેષાંક, ફેબ્રુઆરી ૧૯૬૬, 'નામાંકિતોની ચિરવિદાય' પૃ. ૨૯૭–૨૯૯.

૫૮ ઇંગ્લૅન્ડના મુખ્ય ન્યાયાધીશ (Lord Chief Justice) નેક નામદાર લૉર્ડ હેવર્ટ (the Rt. Hon. Lord Hewart of Bury) લિખિત અંગ્રેજી પુસ્તક 'The New Despotism' લંડનની અર્નેસ્ટ બેન પ્રકાશન કંપનીએ સને ૧૯૨૯માં પહેલ-વહેલું પ્રસિદ્ધ કર્યું ત્યારે તરત જ એ પુસ્તકે સહુનું ધ્યાન ખેંચ્યું હતું. ૩૦૫ પાનાંના આ મહત્ત્વના ગ્રંથમાં વિદ્વાન ન્યાયમૂર્તિએ તે વખતે (સને ૧૯૨૮-

૨૯) પ્રગટપણે શરૂ થઈ ચૂકેલા વહીવટી સર્વોચ્ચપણા પર અને દમન પર સખત ટીકા કરી હતી. છેલ્લાં ૪૦ વર્ષોમાં તો, કમભાગ્યે, આ નવી 'સરમુખત્યારશાહી' વધુ ફૂલીફાલી છે, અને એનાં અનેક વિકરાળ સ્વરૂપો લોકશાહી દેશોમાંના પ્રજાજનો સમક્ષ છતાં થયાં છે. લૉર્ડ હેવર્ટે જણાવ્યા પ્રમાણે, એમનો 'નાનકડો નિબંધ' તો કેવળ આ મહત્ત્વના વિષય પ્રત્યે અંગુલી-નિર્દેશ કરવા માટે અને આવી રહેલા ભય સામે લાલબત્તી ધરવા માટે જ હતો.

૫૯ પ્રાધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે અમદાવાદમાં અને ગુજરાતમાં સંસ્કૃતના એક અત્યંત વિદ્વાન અભ્યાસી અને રસિક પ્રાધ્યાપક તરીકે જાણીતા છે. દાદા આઠવલે તરીકે તેમને સહુ પિછાણે છે. અમદાવાદની ગુજરાત કૉલેજમાં, ત્યાર પછી ગુજરાત વિદ્યાપીઠમાં અને ત્યાર બાદ એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં શ્રી આઠવલે દાદાએ સંસ્કૃત વિષયનું અધ્યાપનકાર્ય કર્યું. થોડાં વર્ષ પહેલાં એમણે એલ. ડી. આર્ટ્સ કૉલેજમાંથી આપમેળે નિવૃત્તિ લીધી. સંસ્કૃત સાહિત્યનો એમનો વ્યાસંગ જબરો છે, અને દાદાના વર્ગોમાં જ્ઞાન સાથે ગમ્મત અને વિદ્વત્તા સાથે સુશ્રાવ્ય પદ્ય-શૈલીમાંના શ્લોકપઠનનો લહાવો વિદ્યાર્થી ભાઈબહેનોને મળતો. ગણેશોત્સવ, આદિ પ્રસંગોએ આઠવલે દાદાનાં કીર્તનો થતાં તેમાં જાહેર જનતા ઊલટભેર સાંભળવા આવતી. તેમણે કેટલાંક અભ્યાસપૂર્ણ પુસ્તકો લખ્યાં છે ને સંપાદિત કર્યાં છે. 'रसगंगाधर' વિષેનું એમનું સંશોધન-લેખન પ્રકાશન સવિશેષ નોંધપાત્ર છે. પ્રોફેસર બબાભાઈ પટેલ સંપાદિત 'દૃષ્ટિ' સામયિકમાં આઠવલે દાદાની આત્મકથાના થોડા હપ્તા પ્રગટ થએલા છે. અમદાવાદમાં તેમનું કાયમી નિવાસસ્થાન ૨૪, મહારાષ્ટ્ર સોસાયટીમાં છે, પણ હાલમાં તેઓ તેમના સુપુત્રો સાથે મુંબાઈ નજીક ઠાણા પાસે રહે છે.

*

# પત્ર-પ્રસાદી

## ગણેશ વાસુદેવ માવળંકર

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી]

"મારી તબિયત ચિંતા કરવા જેવી નથી. મૅલેરિયાનો તાવ છે. પરમ દિવસે ઊતરી ગયો હતો. ગઈ કાલે રાત્રે થોડો ચડ્યો. એક બે દિવસમાં પૂરો આરામ થશે એમ લાગે છે. તા. ૨૮મીએ વડોદરામાં ગાંધી-સપ્તાહના કાર્યક્રમ માટે જવાનું છે. ત્યાં જ તા. ૨૯મીએ રેલ-રાહત સમિતિની બેઠક છે. સમિતિનો હું કોષાધ્યક્ષ છું એ તમે કદાચ નહિ જાણતા હો. પાછા ફરતાં, તા. ૨૯મીએ રાત્રે નડિયાદનો કાર્યક્રમ છે, અને તા. ૩૦મીએ બપોરના ત્રણ સુધીમાં અહીં પાછા આવવાનું છે. પણ, મારા તાવને કારણે આ કાર્યક્રમ અમલમાં મૂકી શકીશ કે કેમ એમ ભય રહે છે. દાક્તરોની સલાહ પ્રમાણે કરીશ. જાહેર કાર્યક્રમો (public engagements) બની શકે ત્યાં સુધી પાર પાડવા જ જોઈએ એવો મારો મત હોવાથી ન જવાયું તો સ્વાભાવિક જ મન વ્યાકુળતા અનુભવે છે. ઠીક.

તમે Economics (Honours) રાખ્યું છે. સારું છે. પરંતુ તે હવે છોડશો નહિ. ગમે તે થાય તો પણ એ જ વિષય કાયમ. Honours છોડી દેવાનો વિચાર યોગ્ય નથી. ઉચ્ચ ધ્યેય રાખીને તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો એ જ યોગ્ય પુરુષાર્થ. સફળતા કદાચ ન મળે તેથી કરીને ઢીલાપોચા આદર્શ રાખનારા લોકોના હાથે દુનિયામાં કશું પણ થવાનું શક્ય નથી."

[(પૂના મુકામે અભ્યાસ કરતા) જ્યેષ્ઠ પુત્ર બાળકૃષ્ણને તા. ૨૫-૯-૧૯૪૪ને રોજ અમદાવાદથી લખેલા મરાઠી પત્રમાંથી.]

*

# રાજાપુર હાઈસ્કૂલનાં સંસ્મરણો

ગણેશ વાસુદેવ માવળંકર

[કોંકણમાં રાજાપુર ગામમાંની સુવિખ્યાત શાળામાં પૂજ્ય દાદાસાહેબે બે વર્ષ અભ્યાસ કર્યો હતો—અત્યારે જે આઠ અને નવ ધોરણો કહેવાય છે તે વર્ગોમાં (અગાઉનાં ૪ અને ૫ ધોરણોમાં). એપ્રિલ ૧૮૯૦માં સ્થપાયેલ રાજાપુર હાઈસ્કૂલનું મુદ્રા-વાક્ય છે: "Heart within and God overhead." ડિસેમ્બર ૧૯૪૧માં રાજાપુર હાઈસ્કૂલના સુવર્ણ મહોત્સવ દિન પ્રસંગે એક સ્મૃતિ-ગ્રંથ અર્થાત્ ગત ૫૦ વર્ષોની કામગીરીનો સચિત્ર અહેવાલ મરાઠીમાં પ્રગટ કરાયો હતો. તેમાં દાદાસાહેબે પોતાના શાળાજીવનનાં બે વર્ષનાં સંસ્મરણો નાનકડા લેખમાં રજૂ કર્યા તેનો ભાવાનુવાદ. —પુ. ગ. મા.]

શાળાનાં સંસ્મરણો એટલે મારા નાનપણનાં જૂજ સંસ્મરણો પૈકી થોડાંક જ છે. તેમ છતાં એક વાત બરાબર સ્મરે છે કે સને ૧૯૦૧ અને સને ૧૯૦૨ એમ બે વર્ષ રાજાપુરમાં મેં ગાળેલો બે વર્ષનો સમય મારા જીવનમાંનો અત્યંત સુખનો અને આનંદનો હતો. કોઈ પણ પ્રકારની જવાબદારી નહીં, મન ફાવે તેમ અને મોકળાશથી હરવું-ફરવું, કૂદાકૂદ કરવી, રમતગમતની સગવડો, કર્તવ્ય-પરાયણ શિક્ષક-ગણ, પ્રેમાળ અને ઉદાર સહાધ્યાયી મિત્રોથી ભરેલો વર્ગ—આમ બધું મધુર જ મધુર હતું. એ દિવસો જો ફરી આવી શક્યા તો કેવી કમાલ થઈ જાય! કંઈ નહિ તો એ દિવસોની ઉત્કટ યાદ આજે પણ જ્યારે જ્યારે રાજાપુર જવાનું થાય છે ત્યારે આવે છે. એથી જ, રાજાપુરની મુલાકાતે ફરી ફરી જવાનું મન થાય છે. રાજાપુરમાંના તાલીમખાના પરની સહેલગાહ, ગોળીબાર મેદાન પરની રમતગમતો, ધોપેશ્વરનું પેલું રમ્ય સ્થળ, ગંગાનું પવિત્ર સ્થાન, શ્રી બોરવણકરનો બગીચો અને ત્યાંનું રહેઠાણનું ઘર, વગેરે દૃશ્યો હંમેશ આંખ સમક્ષ ખડા થાય છે; અને રાજાપુર જાઉં ત્યારે જાણે કે હું નાનકડો તેર ચૌદ વર્ષનો સને ૧૯૦૧-૧૯૦૨ નાં વર્ષોમાં જ ન હોઉં એ રીતે સ્વપ્નોમાં, જાગ્રત અવસ્થા છતાં, લીન બની જાઉં છું. આ સુખદ સ્વપ્નોનો અનુભવ ફરી ફરી માણી શકાય એ ખાતર રાજાપુર જવા માટેના તદ્દન નજીવા નિમિત્તની પણ હું જાણે રાહ જ જોતો હોઉં છું.

\+ \+ \+

અંગ્રેજી ચોથું અને પાંચમું એમ બે ધોરણોનો મારો અભ્યાસ રાજાપુરમાં થયો; શાળામાં ચોથા ધોરણની જ વ્યવસ્થા હતી. પરંતુ ચોથા ધોરણમાંનાં ૧૯ બાળકો પાંચમા ધોરણમાં રાજાપુર ગામમાં રહેવાને તૈયાર હોવાથી અમારા શિક્ષક-ગણે પાંચમા ધોરણનો વર્ગ શરૂ કર્યો. અમારા મુખ્ય શિક્ષક સદ્ગત સદાશિવ ભિકાજી ગોડે હતા. અન્ય શિક્ષકો—'સર'—અનુક્રમે શ્રી ફડકે, શ્રી વિનાયકરાવ લેલે અને ત્રીજા શ્રી વિનાયકરાવ બર્વે હતા. શિક્ષક-ગણની ધાક અમારા પર ઠીક ઠીક રહેતી. ફડકે માસ્તરની સોટીનો તથા 'Imposition'-નો ભય હોવા છતાં તેમના પ્રત્યે પ્રેમ પણ રહેતો. બધા જ શિક્ષકો વિષે અમને ખૂબ પ્રેમ અને આત્મીયતાનો ભાવ હતો. સદ્ગત ગોડે માસ્તરનું "क्राय पा" એ સ્મરણમાંથી જવું અશક્ય. શ્રી લેલે માસ્તર તો Royal History of Englandમાંનાં પાનાં ને પાનાં મોંઢે કરાવી લેતા. એ સમયમાં શિક્ષણમાં હસ્તાક્ષર તરફ વિશેષ ધ્યાન આપવામાં આવતું હતું.

\+ \+ \+

મારા સહાધ્યાયી વિદ્યાર્થીઓમાં આગળ જતાં નામાંકિત બનેલા ઘણા બધા લોકો હતા. પરંતુ એમાં બે તો દિવ્ય રત્નો જ હતાં એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી. પહેલું દિવ્ય રત્ન એટલે મારા સદ્ગત મિત્ર શ્રી વામન શિવરામ પુસાળકર. તેઓ મારાથી એક જ વર્ષ આગળ હતા. મરાઠી વાચનનો અને કવિતા લખવાનો તેમને શોખ હતો. તાલીમખાના પર ૫-૭ છોકરાઓ સાથે ફરવા જતી વખતે મરાઠી વાઙ્મયનો નવો ભાગ વર્ણવવો, કવિતા, વાર્તા, પોતે લખેલું નવું કાવ્ય અગર પ્રાચીન કવિઓની કવિતાઓ રોજ સંભળાવવી એ તેમનો નિત્યક્રમ હતો. મરાઠી સાહિત્ય અને વાઙ્મયમાં મારો રસ જાગ્યો તે એ વખતે

મારા આ મિત્ર વામનને કારણે. વામનને સંસ્કૃત પણ સરસ આવડતું હતું. સંસ્કૃત ભાષામાં પણ એ કવિતાઓ લખતો હતો. હું મૅટ્રિક પાસ થયો ત્યારે એણે એક ગીતા ગ્રંથ, એના ઉપર સ્વરચિત સંસ્કૃત શ્લોક લખીને મને ભેટ આપ્યો. એ શ્લોક આ પ્રમાણે હતો—
गीता मया तुभ्यमियं समर्पि। धर्मस्य सात्यंतनिकृष्टकाले।
तत्त्वं समालोक्य कुरुष्य कार्यं। मात्वं सखे विस्मर वामनं माम्॥
એ સ્મરણ અને ભેટ મારી પાસે હજી તાજાં છે. વામન મારી સાથે જ મૅટ્રિકની પરીક્ષા પાસ થયો. પણ કૉલેજમાં ગયા પછી સને ૧૯૦૫ના એપ્રિલના સુમારમાં એ આ દુનિયા છોડીને ચાલ્યો ગયો! બીજું રત્ન એટલે શ્રી નારાયણ રામચંદ્ર ઊર્ફે બંડોપંત પાટણકર. ખૂબ જ શરમાળ, વિનયશીલ સજ્જન. "विद्या विनयेन शोभते" એ સુભાષિત પ્રમાણેની વ્યક્તિ. એમની વિદ્વત્તા વિશે એમની આગળ કોઈ બોલે તો જાણે કે કોઈ માણસ એમના પર ગંભીર આરોપ કરી રહ્યો છે એવું તેમને લાગે! "महाराष्ट्रिय" એ ઉપનામથી તેઓ પ્રખ્યાત છે. રાજાપુર-વાસીઓને તેમનો પરિચય મારા કરતાં વધારે છે.

મારા સહાધ્યાયીઓ પૈકી જળગાંવના વકીલ શ્રી કૃષ્ણાજી અનંત પ્રભુદેસાઈ, અને દેવરૂખના વકીલ શ્રી ગોપાળ વામન પંડિત (જમેનિસ) એ બે બીજી અગ્રણી વ્યક્તિઓ છે. શ્રી પ્રભુદેસાઈએ જળગાંવ જેવા દૂરના ઠેકાણે પોતાની પ્રતિષ્ઠા જમાવી છે. ગોપાળરાવનું તો વર્ણન જ શું કરવું! કોંકણમાંના શિક્ષણ ક્ષેત્રમાં એમણે કરેલી જનતાની સેવા અપૂર્વ છે. એમના પ્રયત્નોનું ફળ એટલે જ દેવરૂખનું શિક્ષણ-કેન્દ્ર. એમનો વિનોદી સ્વભાવ, સચ્ચાઈ, ચારિત્ર્ય અને મારી દૃષ્ટિએ સૌથી વધારે અગત્યનું એટલે એમનો અને મારો પરસ્પર પ્રેમ આ બધી બાબતોની નોંધ આ સ્થળે અવશ્ય થવી ઘટે.

\+ + +

તે સમયમાં શાળા દ્વારા ગણેશોત્સવની ઉજવણી થતી હતી. એને માટે, મારા પર અને બીજા એક બે વિદ્યાર્થીઓ પર, શ્રી ગજાનનના સિંહાસન વાસ્તે કાગળની જાળીઓ કરવાનું કામ હતું. શ્રી મારુતિરાવના મંદિરના મેડા પર બેસીને આ કામ અમે કરતા હતા. સિંહાસન, વગેરે મંદિર પાસેની ધર્મશાળાના આંગણામાં રાખતા. અમે કેટલાક નાટ્ય-પ્રયોગો પણ કરતા અને એક વર્ષે શ્રી બંડુનાના પાટણકરે અને મેં મળીને ઉત્તરરામ-ચરિતનો કેટલોક ભાગ રજૂ કર્યો હતો એવું યાદ આવે છે.

\+ + +

એ જમાનામાં ગુરુજનોની ધાક લાગતી હોવા છતાં એમના સંબંધે વિદ્યાર્થીઓનાં દિલમાં સંપૂર્ણ પ્રેમ અને આદર રહેતાં. સહાધ્યાયીઓ અને ગોઠિયાઓ પ્રત્યે પ્રેમભાવ અને ઉદારબુદ્ધિ, શાળાનાં કાર્યો માટે ત્યાગ કરવાની તૈયારી, જીવનમાં કોઈ ને કોઈ સેવાનો આદર્શ, બૌદ્ધિક વિકાસ, નિયમિતતા, ચારિત્ર્યનું મહત્ત્વ, વગેરે સારા નાગરિકને આવશ્યક એવા ગુણોનું સિંચન અને સંવર્ધન શાળાના એ કાળના વાતાવરણમાં થયું હતું એમ મને લાગે છે; અને એ પ્રમાણેનું સિંચન અને સંવર્ધન હવે પછીના સમયમાં પણ થતું રહો, ગુરુ-શિષ્યોના પરસ્પર સંબંધો નિષ્કામ પ્રેમના અને પરસ્પર આદરના રહો, શાળાના વિદ્યાર્થીઓ ચારિત્ર્ય-શીલ અને સમાજસેવાનો આદર્શ વહન કરનારા બની રહો, "मरावें परी कीर्तिरूपे उरावें" [મરણ થાય તો પણ કીર્તિરૂપે ચાલુ રહેવું] એ પ્રકારનું એમના જીવનનું ધ્યેય અને વર્તન રહો, એવી પ્રભુને પ્રાર્થના કરીને આ સંસ્મરણો પૂરાં કરું છું.

*

## પૂજ્ય દાદાસાહેબને—તેરમી સંવત્સરીએ

સંવત્સરીની
મેર વિનાની માળા:
કાળ-અંગુલી.

—કાન્તિલાલ રામી

*

# આદર્શ વેપારી કેવો હોય?

ગણેશ વાસુદેવ માવળંકર

[મહારાષ્ટ્રના વ્યાપારવિષયક પ્રમુખ મરાઠી માસિક 'व्यापार-उद्योग'ના દિવાળી વિશેષાંક (વર્ષ ૫, સને ૧૯૫૧)માં વેપારવિષયક પૂછાયેલા ત્રણ પ્રશ્નોના જવાબો એક ટૂંકા લેખરૂપે પૂજ્ય દાદાસાહેબે આપ્યા તેનો ભાવાનુવાદ. —પુ. ગ. મા.]

## પ્રશ્નો

૧. વેપારી અને ઉદ્યોગપતિ વિશે સમાજમાં નિર્માણ થયેલ તિરસ્કાર-વૃત્તિ દૂર કરવા માટે તેમણે શું કરવું જોઈએ?

૨. આદર્શ વેપારી કેવો હોય?

૩. પૂજ્ય ગાંધીજીની કલ્પના પ્રમાણે, ઉદ્યોગપતિ એ સમાજનો ઉદ્યોગધંધા પૂરતો વિશ્વસ્ત (Trustee) હોય એ વ્યવહારુ લાગે છે ખરું?

## જવાબો

પ્રશ્ન એક અને બેનો વિષય એક જ સ્વરૂપનો હોવાથી બન્નેના જવાબો એક સાથે આપું છું.

વેપારી અને ઉદ્યોગપતિ વિષે સમાજમાં જે તિરસ્કાર-બુદ્ધિ નિર્માણ થઈ છે તે સાવ અકારણ નથી. તેમ છતાં તેના મૂળમાં, ભલેને થોડે અંશે પણ, આપણી સરખામણીએ વધારે સારી સ્થિતિમાં રહેલા લોકો પ્રત્યે માણસને જે દ્વેષ અગર મત્સર થાય છે અને આવી વ્યક્તિઓ વિષે 'नावडतीचें मीठ अळणीं' [અણમાનીતીનું મીઠું સ્વાદરહિત] એવા પ્રકારની સ્થિતિ કેટલેક અંશે થાય છે, એ વાત ભૂલી જઈને નહિ ચાલે. જેમ રાજકારણી પુરુષો, આગેવાનો, વકીલો, ડૉકટરો, વગેરે બધા જ સારા નથી અગર બધા જ ખરાબ નથી તેમ બધા જ વેપારીઓ સારા તેમ બધા જ ખરાબ નથી. દુર્ભાગ્યે, આપણા સમાજમાં માણસની મહત્તાનાં મૂલ્યો ધન, સત્તા, વગેરે પર આંકવામાં આવે છે; ચારિત્ર્ય, માનવતા, વગેરે તરફ દુર્લક્ષ કરવામાં આવે છે તેને કારણે, પરસ્પર તિરસ્કાર-વૃત્તિ એ વધતી માત્રાએ છે એમ લાગે છે. વેપારી અને ઉદ્યોગપતિ એ સાવ જુદો અને અન્ય સમાજથી વેગળો સમૂહ છે એમ માનવું ભૂલભરેલું થશે. આપણા સમાજમાં જે દોષો છે તે સમાજના સર્વ પ્રકારના વર્ગોમાં દેખાય છે. કોઈ એક વર્ગમાં વધારે તો કોઈ એક વર્ગમાં ઓછા. ખરાબ લોકો કાંઈ કેવળ વેપારીઓ કે ઉદ્યોગપતિઓમાં જ ન હોઈ આપણી રાજકીય સંસ્થાઓમાં, સરકારી નોકરોમાં અને અન્ય બીજા વર્ગોમાં જોવા મળે છે. સદ્દભાગ્યે, આવા લોકો પ્રમાણમાં ઓછા છે; પણ એકંદર સમાજને કલંક લગાડવા માટે પૂરતા છે. આ વાત કબૂલ કરવી રહી. આ ભૂમિકા ધ્યાનમાં રાખીને વેપારી વર્ગ વિશે થનારી તિરસ્કાર-વૃત્તિ કેવી રીતે ઘટાડી શકાય એ મુદ્દાનો વિચાર કરવો જોઈએ.

આને માટે અસરકારક માર્ગ એટલે સમાજમાં નૈતિક દૃષ્ટિ અને મૂલ્યો આવવાં જોઈએ. એનો અર્થ એ કે સારો વ્યવહાર રાખનારા લોકોની સંખ્યા વધવી જોઈએ. જે સમાજમાં વ્યક્તિગત લાભ માટે વકીલ ખોટુંજૂઠું કરી શકે છે અને હોંશિયાર ગણાય છે, જ્યાં સરકારનું ગાડું ચલાવનારા લોકો હડહડતું જૂઠું બોલીને રાજકારણના અગ્રેસર તરીકે જ્યાં ત્યાં આગળ આગળ નાચી શકે છે, જ્યાં ઢગલાબંધ પૈસા ખેંચી લેવા માટે જ દાકતરીનો ધંધો લોકો કરી શકે, જ્યાં શિક્ષણના નામે શાળાઓના માલિકો ગમે તે પ્રકારનું વર્તન કરી શકે છે, જ્યાં સરકારી નોકરો લાંચરૂશ્વત લઈ શકે છે, વગેરે પ્રકારો ચાલી રહ્યા હોય ત્યાં વેપારી અને ઉદ્યોગપતિ બધા દોષોથી અલિપ્ત કેવી રીતે રહી શકે? તેઓ પણ આપણા સમાજનો એક ભાગ છે. એટલે, સમાજમાંના દરેકે એનું પોતાનું વર્તન શુદ્ધ અને ન્યાયપૂર્ણ રાખવું જોઈએ. સરકારી કાયદાથી આ બાબતો સિદ્ધ થવી અશક્ય છે. દરેક વ્યક્તિના હૃદયમાંથી શુદ્ધ વ્યવહારની જ્યોત પ્રગટ થવી જોઈએ. જે માણસ શુદ્ધ વ્યવહારવાળો હશે એ જ દેશભક્ત, એ જ રાષ્ટ્રપુરુષ એવી કલ્પનાઓ રૂઢ થવી જોઈએ. વ્યવહારથી અલિપ્ત દેખાતા

આપણા સાધુસંતોએ સત્યનો, પ્રેમનો અને ઈશ્વરભક્તિનો રાતદિવસ ઉપદેશ આપ્યો. તેમની દૃષ્ટિ ખૂબ જ વ્યાવહારિક હતી, અને સમાજની દૃષ્ટિ અને તેનું વર્તન સત્ય ઉપર આધારિત તથા નૈતિક રાખવાના એમણે પ્રયાસો કર્યા તેથી જ આપણે આપણી સંસ્કૃતિ ટકાવી શક્યા.

ઉપર જે લખ્યું છે તે પરથી આદર્શ વેપારી કેવો હોય એ વિશે ઠીકઠીક ખુલાસો થશે જ. વેપાર એ પોતાને માટે પૈસા રળવાનો ધંધો ન હોઈ સમાજ-સેવાનો તે એક માર્ગ છે અને તેમાંથી આપણે જીવન-નિર્વાહના પૈસા મેળવીએ તે અયોગ્ય નથી, અને તેથી વેપાર એ ધંધો ન સમજતાં ધર્મ સમજનારો માણસ જ ઉત્તમ વેપારી થઈ શકશે. વેપારમાં સત્યનું જ મૂલ્ય ખૂબ છે. સચ્ચાઈથી વેપાર કરનારાએ જ આખરે સફળ થાય છે એ દરેકનો અનુભવ છે. સંપૂર્ણ કાળજીથી માલ ખરીદીને પછી ગ્રાહકોને તે માલ સસ્તામાં સસ્તા દરે પૂરો પાડનાર વેપારી સ્વાભાવિક જ કોઈ પણ કાળે લોકપ્રિય થશે. ખરીદી-વેચાણના એક જ વ્યવહારમાં ભારે મોટો સોદો ન કરતાં માફક અને પ્રમાણસર નફો લઈને વ્યવહારની સંખ્યા (turn overs) વધારીને સારી રકમ મેળવવી એ જ ઉત્તમ માર્ગ. સજ્જનના અન્ય બધા ગુણો એની પાસે હોવા જ જોઈએ. પણ તેમાંય સવિશેષ, પૈસાના વ્યવહારમાં સચ્ચાઈ અને ચોખ્ખાઈ હોવી ઘટે.

ત્રીજા પ્રશ્નનો જવાબ હું નિઃશંક હકારમાં આપીશ. કેવળ ઉદ્યોગપતિ જ શા માટે, અને તે કેવળ ઉદ્યોગ-ધંધા પૂરતો જ શા સારુ?–સમાજમાંની દરેક વ્યક્તિ વિશ્વસ્ત [Trustee] હોય તે ઇષ્ટ છે અને શક્ય છે. આપણી સરકાર વિશ્વસ્ત નથી વારુ? આપણો વૈદ્ય આપણા આરોગ્યનો વિશ્વસ્ત નથી વારુ? એ જ પ્રમાણે દરેક વિષે કહી શકાય.

*

## ગાંધીજીનો સંદેશો

[અમદાવાદ મ્યુનિસિપાલિટીનો શતાબ્દી ઉત્સવ તા. ૨, ૩, ૪, માર્ચ ૧૯૩૫ ને રોજ ખૂબ ધામધૂમથી ઉજવાયો હતો. તે વખતે મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે શ્રી બળવતરાય પરમોદરાય ઠાકોર હતા. ૧૯૩૩ની સાલમાં તેઓ પ્રમુખ થયા એ પહેલાંના ત્રણ વર્ષ સુધી દાદાસાહેબ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે હતા. શતબ્દી મહોત્સવને બીજે દિવસે, રવિવાર તા. ૩ માર્ચને રોજ સાંજે, મ્યુનિસિપાલિટીના કંપાઉન્ડમાં સુશોભિત મંડપમાં વિશેષ સમારંભ યોજાયો હતો, પ્રમુખનું જે પદ સરદારશ્રી વલ્લભભાઈ પટેલે સંભાળ્યું હતું. શતાબ્દીના આ પ્રસંગે ગાંધીજીએ નીચે પ્રમાણેનો સંદેશો પાઠવ્યો હતો. —પુ. ગ. મા.]

'અમદાવાદ મ્યુનિસિપાલિટી એટલે વલ્લભભાઈનું માનીતું સ્થાન. એની શતાબ્દીના ઉત્સવમાં દૂર બેઠો પણ હું ભાગ લઈ રહ્યો છું એમ માનજો. એ મ્યુનિસિપાલિટીનાં પાયખાનાં વાંચનાલય જેવાં સાફ થશે, તેની પોળો સ્વચ્છતાનો નમૂનો થશે, તેનાં બધાં બાળકો પાઠશાળામાં જતાં હશે, ત્યાં રોગનું પ્રમાણ ઓછું હશે, ત્યાં મજૂરો અને માલિકો વચ્ચે ઊંચનીચનો ભેદ નહિ હોય, ત્યાં મજૂરોનાં મકાનમાં મ્યુનિસિ-પાલિટીના પ્રમુખ સૂઈ શકતા હશે—એવું કોઈ દિવસે થશે ને હું જોવા પામીશ એવું સ્વપ્નું તો સેવ્યા કરું છું. એ સિદ્ધ કરવું તો શહેરીઓના હાથમાં છે. તેને સારુ આપણામાં સરદારનાં સેવાવૃત્તિ અને ત્યાગવૃત્તિ જોઈએ.'

તા. ૧-૩-'૩૫
વર્ધા

મોહનદાસના
વંદે માતરમ

*

# સ્થાનિક સ્વરાજ્યની સમસ્યાઓ અને જવાબદારીઓ

**વલ્લભભાઈ પટેલ**

[ભરૂચ મુકામે તા. ૨ અને ૩ નવેંબર ૧૯૩૫ ને રોજ મળેલી ગુજરાત વિભાગની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની ત્રીજી પરિષદના પ્રમુખ તરીકે પૂજ્ય સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે કરેલું આ ભાષણ તે સમયે છપાયેલું હતું, પણ આજે અપ્રાપ્ય છે. એનું પુનર્મુદ્રણ આજના બદલાયેલા સંજોગોમાં પણ અનેક રીતે મનનીય અને ઉપયોગી છે તે સહેજે જોઈ શકાશે. આ ભાષણ પ્રથમ છપાવનાર શ્રી એસ. એસ. દેવાશ્રયીએ તેના પુનર્મુદ્રણ માટે જરૂરી પ્રત ઉપલબ્ધ કરી આપી તે માટે તેમનો આભાર. ભરૂચની આ પરિષદમાં પૂજ્ય દાદાસાહેબ સક્રિયપણે સામેલ થયા હતા. —પુ. ગ. મા.]

ગુજરાત પ્રાન્તની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની આ પરિષદનું પ્રમુખસ્થાન ફરીથી પાછું મને આપી આપે મને જે માન આપ્યું છે તેને માટે આપનો આભાર માનું છું. સાત વર્ષ ઉપર સુરત શહેરમાં આપણી પહેલી પરિષદ ભરવામાં આવી હતી ત્યારે એ પરિષદના પ્રમુખસ્થાનેથી આવી પરિષદોની ઉપયોગિતા વિષે મેં મારી અશ્રદ્ધા પ્રદર્શિત કરી હતી. ત્યાર પછી સને ૧૯૩૧ના જુલાઇ માસમાં અમદાવાદ શહેરમાં મળેલી બીજી પરિષદ પ્રસંગે સ્વાગત મંડળના પ્રમુખ શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર અને પરિષદના પ્રમુખ શ્રી. દાદુભાઈ દેસાઈએ પણ મારી શંકાનું સમર્થન કર્યું હતું. આજે આપણી આ ત્રીજી પરિષદ મળે છે. મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે આ પ્રવૃત્તિ વિષે મારી અશ્રદ્ધા કમી થવાને બદલે વધારે પ્રબળ બની છે. આજ સુધીમાં ઇલાકાની આઠ પરિષદો ભરાઈ એ ઉપરાંત જુદા જુદા વિભાગની પણ કેટલીયે પરિષદો ભરાઈ; પરંતુ તેમાંથી કંઈ ખાસ પરિણામ આપણે મેળવી શકયા હોઈએ એમ લાગતું નથી. આજ સુધીની પરિષદોમાં થયેલા ઠરાવો જોતાં એમાંના એકે અગત્યના ઠરાવનો અમલ સરકાર પાસે હજી સુધી કરાવી શકયા નથી. સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન ઇલાકાની પરિષદના કાયમના પ્રમુખ હોવા છતાં એમને જ આધીન વિષયને લગતા એક પણ ઠરાવનો અમલ કરાવવા જેટલી અસર સરકાર ઉપર ન પાડી શકાય તો આવી પરિષદો ભરવાથી શો લાભ થાય એ આપણે વિચારવા જેવું છે. આ સંજોગોમાં કેવળ આ પરિષદના સંચાલકોના આગ્રહને વશ થઈને મેં પ્રમુખપદનો સ્વીકાર કર્યો છે.

મૉન્ટેગ્યુ– ચેમ્સફર્ડ સુધારાના અમલ પછી આપણા ઇલાકામાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની પ્રગતિ અટકી પડી છે, અને એ સંસ્થાઓનો વિકાસ થવાને બદલે દિવસે દિવસે એનો શ્વાસ રૂંધાતો જાય છે. આ ખાતું પ્રધાનને સુપ્રત કરવામાં આવ્યું ત્યારથી જ એને ગ્રહણ લાગુ થયું છે અને ત્યારથી એનું તેજ દિવસે દિવસે ક્ષીણ થતું ચાલ્યું છે. સરકાર એ સંસ્થાઓની જવાબદારીમાંથી મુક્ત થવાથી સ્થાનિક અમલદારો એના કામમાં સહાયભૂત થવાનું છોડી દઈ અનેક સ્થળે વિઘ્નરૂપ થતા માલૂમ પડયા. અનેક વર્ષોથી આ સંસ્થાઓને મળતી આર્થિક મદદ બંધ કરવામાં આવી, એની ઊપજનાં વાજબી સાધનો ઉપર આક્રમણ કરવામાં આવ્યું અને જે કર નાખવાની રજા એને મળવી જોઈએ તે રજા આપવાની સરકારે ના પાડી અને પછી તેવા કર પોતે જ નાખી પોતાની ઊપજમાં વધારો કર્યો છે.

કેટલાંક કામ સરકાર તરફથી થતાં હતાં અને તેનું ખર્ચ સરકારે ભોગવવું જોઈએ અને ભોગવતી હતી તે બધાં આ સંસ્થાઓ ઉપર ઢોળી પાડવામાં આવ્યાં છે. જમાનાને અનુસરીને પ્રજા સુખસાધનોની માગણી કરવા લાગી પણ તેને પહોંચી વળવા સગવડ કરવાને એક પણ આવકનું સાધન એની પાસે રહ્યું નહિ. આવી દેવાળીઆ સંસ્થાઓનો વહીવટ કરવાનું કામ પ્રજાજનોને સોંપી સ્વરાજની તાલીમના અખાડામાં ખેલવાનું ભાગ્ય તેના પ્રતિનિધિઓને પ્રાપ્ત થયું છે. આ વિકટ કામને બીજી રીતે બને તેટલું સરળ કરવાને બદલે તેને વધારે વિકટ બનાવવા માટે કોમી પ્રતિનિધિત્વનું ઝેર એમાં દાખલ કરવામાં આવ્યું અને એટલાથી સંતોષ નહિ

માનતાં તે ઉપરાંત એમાં મનસ્વી નૉમિનેશનનું હળાહળ વિષ દાખલ કરી ખુશામત અને ખટપટના દરવાજા ખોલી મૂકયાં. આ નૉમિનેશનની સત્તાનો એટલે સુધી દુરુપયોગ કરવામાં આવ્યો કે મ્યુનિસિપલ કારભારને અંગે ગંભીર ગેરવહીવટના આરોપ માટે જેને દોષવાન ગણી આખી મ્યુનિસિપાલિટી બરતરફ કરવામાં આવેલી તેવા સભાસદને જ્યારે ચૂંટણીમાં મતદારોએ નાપસંદ કર્યા ત્યારે અનિષ્ટ હેતુ પાર પાડવાને ખાતર એ જ મ્યુનિસિપાલિટીમાં પાછા તેમને નૉમિનેટ કરી પ્રજા-તંત્રને ભ્રષ્ટ બનાવી મૂકતાં સરકારને મુદ્દલ સંકોચ ન થયો. આવી રીતે આ સંસ્થાઓને ખુશામત, ખટપટ અને પક્ષાપક્ષનાં ક્ષેત્ર બનાવી તેની આર્થિક મુશ્કેલીઓ વધારી મૂકી ખુદ દેવતાઓ પણ નિષ્ફળ નિવડે એવું કામ સફળ કરવાની જવાબદારી પ્રજાકીય સભાસદોને માથે નાખી દીધી છે. એમાંથી આપણી સ્વરાજ્યની લાયકાતનું માપ કાઢવાનું કામ અઢળક પગાર અને અમર્યાદિત સત્તા ભોગવતા બિનદિલસોજ હાકેમોના હાથમાં આવી પડ્યું. ભોગજોગે જો આ હાકેમો અને આ કમભાગી લોકનિયુક્ત સભાસદોને થોડાક સમયને માટે અરસપરસ એકબીજાની જગ્યાનો અદલો-બદલો કરવાનો પ્રસંગ આવે તો આ પરીક્ષકોની ખરેખરી પરીક્ષા થાય. મારી ખાતરી છે કે આ હાકેમો એક દિવસ પણ એ સ્થળે રહેવાનું કબૂલ કરે જ નહિ.

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને લગતા કાયદા-ઓની કલમોની ચાળવણી કરી તેમાં અવારનવાર સુધારાવધારા કરવાથી કશો દહાડો વળવાનો નથી. જ્યારે જ્યારે ઇલાકાની પરિષદો ભરાય છે, ત્યારે ત્યારે આવા કાયદાના સુધારાવધારાઓને અણુઘટતું મહત્ત્વ આપવામાં આવે છે અને આખરે એ જ સુધરેલા કાયદાઓ નિષ્ફળ નિવડે છે ત્યારે એનો દોષ પ્રજા ઉપર ઢોળી દેવામાં આવે છે.

કાયદામાં સુધારાવધારા કરવાથી ભૂતકાળમાં ઝાઝો લાભ થયો નથી અને ભવિષ્યમાં થવાનો કશો સંભવ નથી. આ વસ્તુ પૂરવાર કરવાને માત્ર બે જ અગત્યનાં ઉદાહરણ ટાંકવાં બસ થશે. મ્યુનિસિપલ અને લોકલ બોર્ડના કાયદાઓમાં યોગ્ય ફેરફાર કરી સને ૧૯૨૩માં પ્રાથમિક કેળવણીનો કાયદો કર્યો. આ કાયદો કરવાના બે હેતુ હતા: એક તો કેળવણીનો બહોળો પ્રચાર અને બીજો તેના વહીવટમાં સુધારો. આજે બાર વર્ષને અંતે સરવૈયું કાઢતાં માલૂમ પડે છે કે બેમાંથી એકે હેતુ સફળ થયો નથી. આજે પણ આપણા ઇલાકાનાં સરેરાશ ૧૦ થી ૧૨ ચોરસ માઇલના વિસ્તારમાં માત્ર એક જ પ્રાથમિક શાળા છે. શહેરો અને ગામડાં મળી કુલ સંખ્યા ૨૬૫૮૯ છે તેમાંથી ૧૬૨૦૦ ગામડાંમાં તો આજે એકે પ્રાથમિક શાળા પણ નથી. આ શાળા વિનાનાં ગામડાંમાંથી ૨૦૦૦ ગામ તો ૫૦૦ ઉપરની વસ્તીવાળાં છે.

આ કાયદાથી કેળવણીના વહીવટમાં તો કશો સુધારો થયો નથી એમ સરકારના કેળવણી ખાતાના અમલદારોના રિપોર્ટો ઉપરથી જ માલૂમ પડે છે. આ રિપોર્ટોમાં ઠેકઠેકાણે વાંચવામાં આવે છે કે, 'સ્કૂલ-બોર્ડોના વહીવટમાં કોમી ભેદભાવ, પક્ષાપક્ષી અને અંગત સ્વાર્થ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે. શિક્ષકોની નિમણૂંક અને ફેરબદલીઓ કરતી વખતે તેમ જ તેમને ટ્રેઇનિંગ કૉલેજમાં મોકલતી વખતે જાહેર હિત જોવામાં આવતું નથી. આવે વખતે કોમી લાગણીઓ, નાતજાતના ભેદ-ભાવ, કુટુંબોની પક્ષાપક્ષી અને અંગત સ્વાર્થ તરફ વધારે ધ્યાન અપાય છે.' કેળવણીના કાયદા ઘડનારે જો આ સિવાય બીજા પરિણામની આશા રાખી હોય તો તે સાવ મૂર્ખ હોવા જોઈએ. જેવું બીજ વાવેલું હતું તેવું ફળ પ્રાપ્ત થયું છે એમાં આશ્ચર્ય પામવાનું શું કારણ હોઈ શકે?

બીજું ઉદાહરણ ગ્રામપંચાયતના કાયદાનું લઈએ. સને ૧૯૨૦માં પ્રથમ આ કાયદો થયો તેનું તેર વર્ષ સુધીમાં પરિણામ શૂન્ય આવ્યું અને એવો કોઈ કાયદો સરકારની ધારાપોથીમાં છે કે નહિ એની પણ ગામડાંના લોકોને ખબર ન પડી, ત્યારે આખરે ૧૯૩૩માં આ કાયદો સુધારી નવો બનાવ્યો. થોડા જ વખતમાં જણાશે કે આ નવો કાયદો ગામેગામ, ખુશામત, ખટપટ, કુસંપ, કલેશ અને કજીઆકંકાસ ઉત્પન્ન કરનાર જબર-જસ્ત સાધન થઈ પડનાર છે, કારણ કે એનું આખું ઘડતર જ એ પ્રકારનું છે. એ કાયદાનો ઉત્સાહથી અમલ

કરવા માટે છેલ્લી ઈલાકાની પરિષદ વખતે તમારી પીઠ થાબડવામાં આવી છે.

ઈલાકાની છેલ્લી પરિષદમાં ગયા માર્ચ માસમાં પ્રધાન સાહેબે પોતે જ પ્રમુખપદેથી પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે, 'કાયદાની ખામીઓ, સત્તાની ઊણપ અને નાણાંભીડ, આ ત્રણે મુશ્કેલીઓ આ સંસ્થાઓ પ્રત્યેની ફરજો અદા કરવામાં ભારે અંતરાયરૂપ હોવાની દલીલ કરવામાં આવતી હતી પણ સરકારે હવે આમાંથી માત્ર છેલ્લી એક સિવાયની બીજી અગવડો ઘણે મોટે અંશે દૂર કરી આપી છે.' આ વિચિત્ર ભાષણ સાંભળનારાઓમાંથી કેટલાને એથી સંતોષ થયો હશે એ હું નથી જાણતો. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે સરકારે બીજી બધી અગવડો ચાલુ રહેવા દઈ ને પણ જો છેલ્લી અગવડ એટલે નાણાંભીડ એકલી જ દૂર કરી હોત તો આજે અનેક મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડો નિષ્પ્રાણ અને સાધનહીન થઈ પડેલી છે તેને બદલે તે બધી જીવતી-જાગતી લોકસેવા કરનારી અને પ્રામાણિક લોકસેવકોને આકર્ષણ કરનારી થઈ પડી હોત. સરકાર પોતાને હસ્તકનાં ખાતાં ચલાવાને અઢળક નાણાંની સગવડ કરી રાખે છે અને તેનો વહીવટ કરવાને કેળવાએલા, કસાયેલા અને આડીઅવળી લાલચમાં પડવાની મુદ્દલ જરૂર ન પડે એવી રીતે ઉદાર હાથે સંતોષેલા પગારદાર અમલદારો રાખે છે અને તેમને નિરંકુશ સત્તા મળેલી હોય છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પાસે એમાંનું કશું સાધન નથી અને તેના અનેક ધણી રોજ ને રોજ તેના કામમાં ડખલ કરી તેનો જવાબ માગનારા હોય છે.

મ્યુનિસિપલ કારભાર સંતોષકારક ચાલતો ન હોય અથવા કાયદાની મર્યાદા વટાવી કંઈક કામ થતું હોય તો તેમાં વહીવટ ઉપર અંકુશ મૂકવાની બહોળી સત્તા સરકારને આપવામાં આવેલી છે. છતાં એટલાથી સરકારને સંતોષ થતો નથી, એટલે કાયદામાં જેનો સીધો સમાવેશ નથી થતો એવા બહોળા વિસ્તારની સત્તાની જાળ વટહુકમથી પાથરી સંસ્થાઓને લાચાર બનાવાના ખુલ્લા પ્રયત્નો થાય છે. પ્રાથમિક કેળવણી ખાતામાં સરકારની જે આર્થિક મદદ આજ સુધી મળતી હતી અને જે મેળવવાનો એ સંસ્થાઓને હક્ક હતો તેમાં હવે નવા નવા અંકુશો અને શરતો દાખલ કરી એ એ સંસ્થાઓને કાયદાથી મળેલી સ્વતંત્રતા આડકતરી રીતે છીનવી લેવામાં આવે છે. આ વિષે એક જ ઉદાહરણ ટાંકવું બસ થશે.

મુંબઈ શહેરને બાતલ કરતાં અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટી એ ઈલાકામાં સૌથી મોટી ગણાય. તેના વહીવટમાં સરકારને કંઈ દોષ જડી આવતો નથી. તેના વાર્ષિક રિપોર્ટોની સમાલોચનાઓમાં તેના વહીવટની વારંવાર તારીફ કરવામાં આવી છે. કાયદાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યાનો દોષ એને દઈ શકાતો નથી. પરંતુ એ મર્યાદાની હદમાં રહી જે થોડી ઘણી સ્વતંત્રતા એ ભોગવી શકે છે તેનું તેજ સાંકડા વિચારના તેજોદ્વેષી અમલદારોથી સહન થઈ શકતું નથી. સને ૧૯૩૦ની સાલમાં સત્યાગ્રહ સંગ્રામમાં આ મ્યુનિસિપાલિટીના પ્રમુખ, ઉપપ્રમુખ અને માજી પ્રમુખને જેલખાનામાં મોકલવામાં આવ્યા તે પ્રસંગે તે તે દિવસે મ્યુનિસિપલ શાળામાં રજા પાળવામાં આવી હતી. આ તેના કહેવાતા ગુના માટે તેને સજા કરવાનો કાયદામાંથી કંઈ માર્ગ ન મળ્યો એટલે આખરે તેને નમાવા માટે તેની કેળવણીની ગ્રાન્ટ બંધ કરી. કેળવણી ખાતાના ડિરેક્ટરે આ મદદ બંધ કરવા સંબંધે પોતાના રિપોર્ટમાં જણાવ્યું હતું કે, 'સામાન્ય રીતે તો એક મૂળાના ચોરને મુક્કીનો માર હોય પણ આ તો તેને બદલે ફાંસીની સજા કરવા જેવું થશે. પરંતુ આ મ્યુનિસિપાલિટી જે બધાને દોરવણી કરે છે તેને ઠેકાણે લાવવાને ખાતર તેમ જ બીજી બધી મ્યુનિસિપાલિટીઓ તેને પગલે ન ચાલે તે માટે તેમને થથરાવી મૂકવા ખાતર પણ આ સાધનસંપન્ન મ્યુનિસિપાલિટીને આવી સજા કરવી જોઈશે.' ત્યાર પછી ગાંધી–અરવીન સંધિકાળમાં સ્થાનિક અમલદારોનું વલણ ક્ષણિક કાળને માટે બદલાયું અને જિલ્લાના હાકેમે પોતે મ્યુનિસિપલ શાળાઓની મુલાકાત લઈ તે તપાસી સરકારમાં આ અટકાવેલી ગ્રાન્ટ આપી દેવા ભલામણ કરી અને તેવા ભાવનો મ્યુનિસિપાલિટીના પ્રમુખને કાગળ લખી ખબર પણ આપી દીધી. ત્યાર પછી મ્યુનિસિપાલિટીની હજી સુધી એક પણ કસૂર થઈ નથી છતાં માત્ર તેનું માનભંગ કરવાને ખાતર તેની પાસે અઘટિત લખાણ લખાવી

લેવાની માગણી કરી આજ સુધી એ ગ્રાન્ટ રોકી રાખી છે અને પાંચ વર્ષથી આમ દર વર્ષે બે થી અઢી લાખ રૂપિયા જેટલી મોટી રકમની તેના હકની મદદ અટકાવી રાખી છે. આટલી મોટી મ્યુનિસિપાલિટીને આમ પજવણી કરી તેના કામમાં વિઘ્ન નાખતાં જરા ય સંકોચ ન થાય તો નાની નાની સાધનહીન મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડોની તો શી દશા કરવામાં આવતી હશે તે સહેજે સમજી શકાય તેમ છે. ગરજાઉ અને પરાધીન પ્રધાનોના રાજ્યતંત્રમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની મર્યાદિત સ્વતંત્રતાના પણ આમ ભૂંડા હાલહવાલ થઈ રહ્યા છે.

સરકારની જમીન મહેસૂલની નીતિ અન્યાય અને અનીતિથી ભરેલી છે અને તે આ સંસ્થાઓના હિતની કે હકની પરવા કર્યા સિવાય કેવળ સ્વાર્થસાધુ દૃષ્ટિથી ચલાવવામાં આવે છે. પોતાના પદરના લાખો રૂપીઆ ખર્ચી રસ્તા, રોશની, બાગબગીચા, નગરરચના, પાણી ગટરો, વગેરે વસવાટનાં સાધનો પૂરાં પાડી કેટલાં ય નાનાં મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીઓ પોતાના કર ભરનારાઓને શહેરની સંકડાશમાંથી બહાર નીકળવાની જોગવાઈ કરી આપે છે જેના પરિણામે એ બધી નવા વસવાટની અને તેની આસપાસની જમીનની કિંમત ઝપાટાબંધ વધી જાય છે. સરકારે લોકોને સાંકડી ગલીઓ અને પોળોમાંથી બહાર નીકળવાને ઉત્તેજન આપવા ખાતર એવી નવા વસવાટની જમીન ઉપર બિનખેતીના ઉપયોગને માટે વિશેષ ધારો ન લેવો જોઈએ તેને બદલે પારકે ખર્ચે વધતી કિંમતનો એકર દીઠ પચાસથી એક હજાર રૂપીઆ સુધીનો વિશેષ ધારો લઈ સરકાર પદ્ધતિસર લૂંટ ચલાવી રહેલ છે. જો આ વિશેષ ધારો લેવાનો કોઈ હક્કદાર હોય તો તે તો એ સંસ્થાઓ છે કે જેના પૈસાથી આ જમીનની આટલી બધી કિંમતો વધી પડેલી છે. પણ આજે તો નગારામાં તતૂડીનો અવાજ કોણ સાંભળી શકે તેમ છે?

સરકારે હવે લાજમર્યાદા છોડી દીધી છે. આટલા વર્ષોના વહીવટ પછી હવે મ્યુનિસિપલ હદની અંદર આવેલી મ્યુનિસિપાલિટીની જમીનની માલિકી મ્યુનિસિપાલિટીની હોવા છતાં કોઈ પણ મ્યુનિસિપાલિટીને પોતાના રસ્તામાં કે ગલીમાં કોઈને ખાળકૂવો કરવાની રજા આપવી હોય તો તેમાં પણ સરકારની રજા જોઈએ એમ કહેવામાં આવે છે અને એવો દાવો કરવામાં આવે છે કે જમીનની અંદરની એટલે સબ-સૉઈલની માલિકી સરકારની હોવાથી આવી જમીનોનાં ભાડાં, વગેરેમાં સરકારને ભાગ મળવો જોઈએ અને તેના કરારમાં સરકારને ભાગીદાર કરવી જોઈએ. આ સંજોગોમાં હવે દરેક મ્યુનિસિપાલિટીને માટે પોતાની હદમાં પોતાની જ જમીનમાં કંઈ પણ કામ સરળતાથી કરવું અશક્ય થઈ પડ્યું છે.

સાંકડા અને ગીચ વસ્તીવાળાં શહેરોમાં શ્વાસ લેવાને જગ્યા ન હોય ત્યાં જેટલી બને તેટલી જગ્યા ખુલ્લી રાખવી જોઈએ તેને બદલે સરકાર તરફથી બબ્બે પાંચ પાંચ વારના ટુકડા જેટલી જગ્યાઓ પણ ખાલી ન રાખતાં કેવળ સરકારની ઊપજ વધારવાની દૃષ્ટિએ મ્યુનિસિપાલિટીના હિતની કે જનસુખાકારીની મુદ્દલ પરવા કર્યા સિવાય લોકોને ભાડે કે વેચાણ આપી દેવામાં આવે છે અને તેમાં મ્યુનિસિપાલિટીનો ગમે તેટલો વિરોધ હોય તો પણ તેની મુદ્દલ પરવા કરવામાં આવતી નથી. એક બાજુ લોકોને પોતાની ગાડીઓ કે મોટરો રાખવાને રસ્તામાં મુદ્દલ જગા ન હોય. બીજી બાજુ પોલીસ જાહેર રસ્તામાં ગાડીઓ રાખી અટકાવ કર્યા માટે ફરિયાદો કરતી હોય ત્યાં થોડી થોડી ખુલ્લી જગ્યાઓ જે આવા ઉપયોગમાં આવે તેવી હોય અને જેનાથી લોકોને રાહત મળે તેમ હોય તેવી જગ્યાઓને લોકોની સગવડ-અગવડની મુદ્દલ પરવા કર્યા સિવાય ખાનગી ઉપયોગ માટે ભાડે આપી દેવામાં આવે છે. ખાનગી માલિકીની જમીન જાહેર ઉપયોગને માટે જોઈતી હોય તો તે મેળવવામાં લૅન્ડ ઍક્વિઝીશન ઍક્ટની મદદ સીધી રીતે મળવી જોઈએ તેમાં પણ અનેક પ્રકારની ડખલ કરી વર્ષોનાં વર્ષો સુધી કાગળો તુમારે ચઢાવી મૂકવામાં આવે છે અને જરૂરી કામો કરવામાં ઢીલ થાય છે અને કોઈ કોઈ વાર તો કેવળ મનસ્વીપણે એવી મદદ આપવાનો ઈન્કાર કરવામાં આવે છે.

નગરરચના, ગટરો, પાણી, વગેરે જાહેર હિતનાં કામમાં આર્થિક મદદ આપવામાં આવતી હતી તે હવે સરકારે

બંધ કરી દીધી છે અને હવે તો એ કામને માટે જે યોજના ઘડવામાં આવે તે યોજના સરકારના અમલદારો તપાસી જુએ ને તેનું તપાસણીનું ખર્ચ સરકાર મુકરર કરે તે ધોરણે આપવું જોઈએ એવો ઠરાવ થયો છે, અને જો તે પ્રમાણે ન આપે તો એ કામને અંગે જોઈતી લોન લેવાની સરકાર મંજૂરી આપે નહિ. આશ્ચર્યની વાત તો એ છે કે મ્યુનિસિપાલિટી સરકારના પોતાના અમલદાર જેવા જ ઇમ્પિરીઅલ સર્વિસના અમલદારને સરકાર પાસેથી તેની નોકરી ઉછીની લઈને પોતાની નોકરીમાં રાખે, સરકાર જેટલો ઠરાવે તેટલો મોટો પગાર આપે અને તે ઉપરાંત તેના પગારનો ચોથો ભાગ તેના પેન્શન ખાતે સરકારમાં જમા કરાવે છતાં એવા અમલદારની તૈયાર કરેલી યોજના પણ સરકારમાં તપાસવા મોકલવી જ જોઈએ એવી ફરજ પાડવામાં આવે અને તે યોજનાના અંદાજ ઉપર મુકરર કરેલ ટકા તપાસણીના ખર્ચને નામે આપવા જ પડે. આવી રીતે લાખો રૂપિયાની મોટી યોજનાઓમાંથી હજારો રૂપિયા ખોતરી ખાવાની સરકારની રીતનો કોઈ રીતે બચાવ થઈ શકે તેવો નથી.

મ્યુનિસિપાલિટી સરકારની રજા સિવાય લોન લઈ શકતી નથી. રજા આપતાં પહેલાં મ્યુનિસિપાલિટીની આવક-જાવક તપાસી તેની એ દેવું અદા કરવાની શક્તિ-સાધનોની અને તેની શાહુકારીની ખાતરી કરીને જ રજા આપે છે. અને તેની આર્થિક સ્થિતિ મોળી પડે તો તેને તંગ કરી તે ઠીક કરાવવાની સત્તા સરકાર પાસે હંમેશ પડેલી છે, છતાં મ્યુનિસિપાલિટી પોતાનાં ફાલતુ નાણાં આવી પોતાની જ લોનમાં ન રોકી શકે એવા સરકારના ઑડિટરના અભિપ્રાયને માન આપી સરકારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના નોકરોના પ્રૉવિડન્ટ ફાળાની પાંચ લાખ રૂપિયા ઉપરાંતની રકમ એ મ્યુનિસિપાલિટીના ડિબેન્ચરોમાં રોકેલી હતી તેમાંથી ફેરવી સરકારી લોનમાં રોકવાની ફરજ પાડી છે જેના પરિણામે લગભગ પચાસ હજાર રૂપિયાની ખોટ અને તે ઉપરાંત મોટી વ્યાજ ખાધ પડી તે મ્યુ. નોકરોએ ભોગવવી કે મ્યુનિસિપાલિટીએ એ વિષે હવે ઝઘડો ચાલી રહ્યો છે. આમ, વિના કારણ મ્યુનિસિપાલિટીને ખાડામાં ઉતારી દેવામાં આવી છે.

પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારનો દર અમદાવાદ મ્યુનિસિપાલિટીએ સને ૧૯૨૩માં નક્કી કરી સરકારમાં મોકલી આપ્યો હતો, અને તેને સરકારે બહાલી આપી હતી. આટલા વર્ષ સુધી શિક્ષકોને એ ધોરણે પગાર આપ્યા પછી હવે સરકાર પોતાની નાણાંભીડને લીધે પોતાને આપવો પડતો હિસ્સો ઓછો કરવા સારુ એ દર ફેરવી આખા ઈલાકાના દર ઓછા કરવા માગે છે અને તે પ્રમાણે અમદાવાદ મ્યુનિસિપાલિટીને પણ કરવાની ફરજ પાડવા માગે છે. આથી શહેરમાં ભારે અસંતોષ થવાનો સંભવ છે અને કેળવણીના કામને ધોકો લાગવાનો ભય રહે છે. છતાં, સરકાર પોતાનો આગ્રહ છોડતી નથી. હજારો રૂપિયાના પગારદારના પગારમાં સોંઘવારીને કારણે મૂકવામાં આવેલો જુજ કાપ સરકારે પાછો સાંધી આપ્યો પણ આ ગરીબ ટૂંકા પગારના શિક્ષકોનો પગાર ઓછો કરવાનો આગ્રહ સરકાર છોડી શકતી નથી. વળી, જે મ્યુનિસિપાલિટીની કેળવણીની ગ્રાન્ટ પાંચ પાંચ વર્ષથી બંધ કરી દીધી છે તે મ્યુનિસિપાલિટીના શિક્ષકોના પગારના દર સાથે સરકારને શું લેવા-દેવા હોઈ શકે અને જેમાં તેના જ કૃત્યથી તેને કાંઈ આપવું-લેવું રહેતું નથી તે કામમાં તેને આવો આગ્રહ રાખવાનું કારણ શું હોય એ કોઈ રીતે સમજી શકાય તેમ નથી.

સરકારનું આ સંસ્થાઓ પ્રત્યેનું આવું વિમુખતાભર્યું વલણ જોઈને તેનાં બીજાં ખાતાં પણ હવે આ સંસ્થાઓની પજવણી કરવાની હરીફાઈમાં ઊતરી પડ્યા લાગે છે. સરકારી ઑડિટ ખાતું હવે પોતાની મર્યાદા છોડી બેઠું છે અને આ સંસ્થાઓની નકામી નકામી ભૂલો કાઢી તેને હેરાન કરી મૂકે છે. કોઈ મ્યુનિસિપાલિટી પોતાની માલિકીનું બજાર સ્વદેશી માલ વેચવાની જ શરત કરનારને પરદેશી માલ વેચનાર વેપારીઓ કરતાં કંઈક ઓછે ભાડે આપે તો તેમાં ઑડિટ કાઢી આ ખોટ મેમ્બરો પાસેથી વસૂલ કરવાનો તે આગ્રહ કરે છે. આ ઑડિટરની ચાલાકીનો એક જ દાખલો આપવો બસ થઈ પડશે. મ્યુનિસિપલ શાળાનો એક શિક્ષક પોતાનો વર્ગ લેતો હતો તે વખતે અચાનક હૃદય બંધ થઈ જવાથી એકદમ પોતાની ખુરશીમાં જ મરણ પામ્યો. તેના ઉપરી અમલદારને એ

વિષે રિપૉર્ટ મળવાથી શાળામાં જઈ ડૉક્ટરને બોલાવી તપાસ કરાવી, તેનો પ્રાણ નીકળી ગયો છે એવી ખાતરી થઈ એટલે પોલીસની રજા લઈ એ કમભાગી શિક્ષકના શબને તેને ઘેર મોટરલૉરીમાં પહોંચાડી દીધું. આ કામમાં લૉરીના ભાડાના રૂ. ૩–૧૪–૦નું ખર્ચ થયું તેનું ઑડિટ કાઢી આ રૂપીઆ શિક્ષકના કુટુંબ પાસેથી વસૂલ કરવા અને તે ન થાય તો તે રકમ પેલા અમલદાર પાસેથી વસૂલ કરવાની ભલામણ મૂકી ગયા છે. આવા આવા દાખલાઓ ભેળા કરી ઑડિટ નોટ બનાવવામાં આવે છે અને તેના ઉપરથી સરકારના જાહેર પ્રકાશન ખાતાના વડા મ્યુનિસિપાલિટીઓના વહીવટની જાહેર છાપાંઓમાં વગોવણી કરી મૂકે છે. આ ના આ જ ઑડિટર જો સરકાર અને મ્યુનિસિપાલિટી વચ્ચેના પ્રશ્નો સંબંધમાં નિષ્પક્ષપણે ઑડિટ કરવાની હિંમત કરે તો આ સંસ્થાઓને લાખો રૂપીઆના નુકસાનમાંથી બચાવી શકે. પરંતુ એવા પ્રસંગે કાં તો તેઓ આંખ આડા કાન કરે છે કાં તો સરકારનો હમેશાં પક્ષ કરે છે. આ વિષે એક બે દાખલા આપવા અસ્થાને નહિ ગણાય. પચીસ પચીસ વર્ષ સુધી સરકારી છાવણી (કૅન્ટોનમેન્ટ)ને માટે મ્યુનિસિપાલિટી અને છાવણી વચ્ચે કરાર થયેલો છે એ બહાને લગભગ મફત દાખલ અને મ્યુનિસિપાલિટીની હદની બહાર કાયદા વિરુદ્ધ પાણી પૂરું પાડવામાં આવ્યું અને અમદાવાદ શહેરને લાખો રૂપીઆનું નુકસાન કર્યું ત્યારે કોઈ ઑડિટરને ઑડિટ કરવાનું સૂઝ્યું નહિ. થોડા વર્ષ ઉપર અમદાવાદ મ્યુનિસિપાલિટીને મળેલી ગ્રાંટ ખર્ચતાં સરકારને વાંકે એ કામોને અંગે જોઈતી જમીન મેળવતાં વાર થઈ તેટલા વખતમાં એ રકમનું વ્યાજ ઊપજેલું તે આ ઑડિટરની ઑડિટ નોટથી સરકારે મ્યુનિસિપાલિટી પાસેથી તેની મરજી વિરુદ્ધ થઈને જબરાઈથી વસૂલ કરી લીધું. આ પછી મ્યુનિસિપાલિટીએ એ બધી રકમ પાછી મેળવવા દાવો કર્યો. આમાં સરકાર હારી ગઈ અને આ ઑડિટરોની સલાહથી ખોટા ખર્ચના ખાડામાં ઊતરી ગઈ અને મ્યુનિસિપાલિટીને લગભગ પચાસ હજાર રૂપીઆ પાછા મળ્યા. સરકારે એ ઑડિટરના પોતાના ન્યાય પ્રમાણે તો એની ભૂલથી થયેલ બધું ખર્ચ એની પાસેથી જ વસૂલ કરવું જોઈએ ને?

ગુજરાતમાં ત્રણ ચાર શહેરો બાદ કરતાં બાકીની બધી મ્યુનિસિપાલિટીઓ તેનું રોજના સામાન્ય વહીવટનું ખર્ચ પરાણે ચલાવી શકે છે. લોકલ બોર્ડોની સ્થિતિ તો એથી પણ વધારે ખરાબ છે. આવી નાદાર સંસ્થાઓ ઉપર તેના સામાન્ય વહીવટ ઉપરાંત મરકી, કૉલેરા, શીતળા, વગેરે જે રોગો વારંવાર ફાટી નીકળે છે તેની જવાબદારી પણ ઓઢાડવામાં આવી છે. સરકારનું તંદુરસ્તી ખાતું માત્ર દૂર બેસી સલાહ આપવાનું કામ કરે છે, અને મોટે ભાગે આ સલાહ વર્ષો થયા એક કાગળ ઉપર છપાવી મૂકી હોય છે તે દરેક પ્રસંગે મોકલી આપવામાં આવે છે. જો કોઈ કારણથી ઉપદ્રવ બંધ થઈ જાય તો તેનો યશ પોતે ખાટી લે છે અને જો બંધ ન થાય તો તેની જવાબદારી આ સંસ્થાઓ ઉપર કે લોકો ઉપર ઢોળી દેવામાં આવે છે. બોરસદના પ્લેગનું પ્રકરણ હજુ તાજું જ છે. ચાર ચાર વર્ષ થયા દર વર્ષે પ્લેગનું જોર અને તેનો વિસ્તાર વધતો ગયો છતાં ત્યાં કશું જ કામ કરવામાં ન આવ્યું અને બોરસદ શહેર કે તાલુકા બોર્ડોને કશી જ મદદ ન કરી અને આખરે જ્યારે લોકસેવકોએ જઈ મરકી સામે ટક્કર ઝીલવા માંડી ત્યારે છેવટે દોડાદોડ કરી, પ્લેગ બંધ થવા આવ્યો ત્યારે, થોડીક ગ્રાન્ટ પોતાના જ હેલ્થ ખાતાને આપી. પછી પોતાના પ્રકાશન ખાતા મારફતે પોતાની ભાટાઈ શરૂ કરી પ્રજાસેવકોને ઉતારી પાડવાનું શરૂ કર્યું. આ પ્રકરણ જવાબદાર કમિટી મારફતે છણાઈ તેનો વિગતવાર અહેવાલ હમણાં જ પ્રસિદ્ધ થએલો છે એટલે એ સંબંધે વિશેષ કહેવાની હું જરૂર જોતો નથી. આવી બધી બાબતોમાં આપણા ઇલાકાની પરિષદો સરકાર ઉપર કશી જ અસર ન પાડી શકે તો આ ઇન્સ્ટિટયૂટ અને તેની પ્રવૃત્તિની પ્રતિષ્ઠા માત્ર ચાર પાંચ હજારની ગ્રાંટને ખાતર સરકારને આપી તેની બધી એબોનું ઢાંકણ બનવા કરતાં ઇલાકાની મોટી મોટી સંસ્થાઓએ એટલી રકમ ફાળે પડતી પોતે જ ભરી દઈ ઇન્સ્ટિટયૂટને સ્વતંત્ર બનાવવું જોઈએ. મુંબઈનું કૉર્પોરેશન આજ સુધી અલગ રહેલું છે એનું કારણ સહેજે સમજી શકાય તેમ છે.

સરકારની નીતિનું આ પ્રમાણે પૃથક્કરણ કરવામાં મને આનંદ નથી થતો. હું અત્યારે અંતર્દૃષ્ટિ કરવામાં અને આપણો પોતાનો ધર્મ જ વિચારવામાં માનનારો છું. પરંતુ તમે મને આ પરિષદનું પ્રમુખસ્થાન આપ્યું અને જો હું આ બધા વિષયો ઉપર મૌન સેવું તો એ સંસ્થાઓને અને તેમાં નિઃસ્વાર્થ સેવા કરનાર અનેક લોકસેવકોને અન્યાય કર્યો ગણાય તેથી આ બધી વસ્તુઓનો ઉલ્લેખ ન છૂટકે મારે કરવો પડ્યો છે.

મને કહેવામાં આવ્યું છે કે ડીસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ સુધારવાનું એક બિલ ધારાસભાની આવતી બેઠકમાં સરકાર તરફથી રજૂ થવાનું છે અને એનો ખરડો પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. હું પોતે માનું છું કે અત્યારના સંજોગોમાં સરકારને કાંઈ કહેવું એ નિરર્થક છે. ખરી રીતે તો હવે જ્યારે પ્રાંતિક રાજ્યતંત્ર બદલવાનું છે ત્યારે આવા કાયદાઓના સુધારા તેના ઉપર જ છોડવા જોઈએ. છતાં, સરકાર ઉતાવળ કરીને આ એની મહેરબાની ઉપર જીવતી ધારાસભા પાસે પોતાને મનગમતા કાયદા કરાવી લેવા ઇચ્છે છે ત્યારે એમાં સુધારાવધારા સૂચવવા એ મને તો પાણી વલોવવા જેવું લાગે છે. સરકાર તો પોતે ધાર્યું હશે એ જ કરશે.

લોકોને પણ સરકારના વલણની ખબર પડેલી છે એટલે કેટલાક તો હાલનું પ્રાંતિક તંત્ર બદલાય તે પહેલાં પોતાના સ્વાર્થ સાધી લેવાને માટે આકાશ-પાતાળ એક કરી રહ્યા છે. તમને સૌને ખબર છે કે આખા ગુજરાતમાં વીજળી પૂરી પાડવાનો પચાસ વર્ષનો ઇજારો મેળવવા એક કંપનીએ હમણાં જ અરજી કરી છે. ગુજરાતની ઘણીખરી સંસ્થાઓએ એની સામે પોતાની વાંધાઅરજીઓ મોકલાવેલી છે. છતાં આજે દરેક રીતે પ્રજામતને ઠોકરે મારી સરકાર પોતાનું ધાર્યું જ કરે છે એમ ખાતરી થઈ હોય ત્યાં પરદેશી કંપનીઓ આ આથમતી સરકાર પાસેથી પોતાનો સ્વાર્થ સાધી લેવાની તક શું કામ ચૂકે? સરકાર ભલે આજે ન સાંભળે, છતાં ય એવી કંપનીઓને આપણે અત્યારથી નોટીસ આપી સાવધાન કરી રાખવી જોઇએ કે આવી રીતે મેળવેલા ઇજારાઓ આખરે મોંઘા પડનાર છે, અને તેને માટે પાછળથી વિમાસણમાં પડવું પડે તો તે વખતે આપણને દોષ દેતા ન આવે.

અનેક મુશ્કેલીઓ વચ્ચે કામ કરવાનું હોવાથી નાસીપાસ થવાને બદલે આપણી પોતાની નબળાઇએ દૂર કરી આત્મવિશ્વાસ કેળવી સ્વાશ્રયી થવાના મજબૂત પ્રયત્નો કરવા એ જ આપણે માટે ઉત્તમ માર્ગ છે. સરકારની સહાયતાની આશા રાખવી ફોગટ છે. તેનું પોતાનું તંત્ર ચલાવવા તેની પાસે નાણાં નથી. એ તંત્ર વળી હવે નવા સુધારાને નામે વધારે મોંઘું થવાનું છે. તેને અંગે થતું વધારાનું ભારે ખર્ચ પ્રજાને જ ઉપાડવાનું છે. તેના ઉડાઉ કારભાર ઉપર અંકુશ મુકાવાની કોઈની શક્તિ નથી, એટલે જે નબળાંપાતળાં સાધનો છે તેનો આપણે બને તેટલો સદુપયોગ કરી પ્રજાને વધારેમાં વધારે ફાયદો આપવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આપણી પોતાની જ જવાબદારીઓ અને ફરજો વિષે મેં મારા પ્રથમ પરિષદના ભાષણમાં જે કહેલું તેમાં ઉમેરો કરવાની કે તેનું પિષ્ટપેષણ કરવાની કશી જરૂર હું જોતો નથી. આપણો માર્ગ કઠણ છે. એક બાજુ સરકારની સહાનુભૂતિ નથી, નિર્બળ પ્રધાનોના રાજ્યમાં આ સંસ્થાઓનો કોઈ ધણી-ધોરી નથી, નાના મોટા અમલદારો એના તંત્રમાં આડખીલી રૂપ થઈ પડે છે; જ્યારે બીજી બાજુ, પ્રજા સદીઓથી અજ્ઞાન અને આળસમાં પડેલી છે; ગામડાંની પ્રજા શૌચાદિ જેવી ક્રિયામાં પણ લગભગ પશુદશા ભોગવે છે ત્યાં આરોગ્યના નિયમનું પાલન કરાવવું કેટલું બધું કઠણ છે? આપણી આ પરિસ્થિતિમાં મહાત્મા ગાંધીજી અને તેમના સાથીઓ બીજાં કામ છોડી વર્ધાની પાસે આવેલા એક ગામમાં આજે કેટલા ય માસથી ત્યાંના અજ્ઞાન અને જડ જેવા વતનીઓને તેમનાં મળમૂત્ર ઉઠાવી શૌચાદિ નિયમોનું પાલન અને આ મળમૂત્રનો સદુપયોગ કરવાનુ કઠણ કામ શીખવી રહ્યા છે. નાની મોટી ગામડાંની સાધનહીન સંસ્થાઓ માટે આ એક અમૂલ્ય દૃષ્ટાંત છે.

મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના સભાસદની જગ્યાએ માન-મરતબાની કે સ્વાર્થ સાધવાની ઉમેદથી જવું એ પાપ છે. સેવાધર્મનું એ સ્થાન છે. ગરીબ ને અજ્ઞાન કર ભરનારાઓનાં નાણાંના વહીવટના ટ્રસ્ટી બની બેસવું એ ભારે જવાબદારીનું કાર્ય છે. એ જવાબદારી અદા કરવાની બુદ્ધિ અને શક્તિ પ્રભુ તમને આપો.

*

રામકૃષ્ણ ભાંડારકાર જેવા વયોવૃદ્ધ વિદ્વાને પણ ગોખલેને શ્રદ્ધાંજલિ આપી. રામ ગણેશ ગડકરી અમારી પાસે બેઠા હતા. તેમણે કાગળના ટુકડા પર ત્યાં ને ત્યાં જ નીચે પ્રમાણેની પંક્તિઓ ઝડપથી લખી:

सान्या शहर पुण्याची पुण्याई काळवेंडली कां ही?
आनंदाची माया हासत खेळत कुठेंच कां नाही?
भारतसेवा-मंडल-सदनांमवती उदास वदनांनी?
अस्रूची पुष्करिणी केली कां? काय जाहली हानी?
श्री फर्ग्यूसन-मंदिरि शोकाचा पूर लोटला का हां?
हें भिंतीचे दगदहि रडुनि म्हणति सारखेच कां? हा! हा!

જાણે હજી ગઈ કાલે જ હકીકત બની હોય એ રીતે તે દિવસની બધી યાદ અમને છે. ટિળક અને ગોખલે તે સમયમાં મહારાષ્ટ્રના જ નહિ બલકે ભારતના સૂર્ય-ચંદ્ર હતા. ભારતને સ્વરાજ્ય મળે એ માટે દેશમાંની જે બે રાજકીય પ્રવૃત્તિઓનું દ્વંદ્વયુદ્ધ તે કાળમાં ચાલી રહ્યું હતું તેમનો ટિળક–ગોખલે એટલે એક દ્વંદ્વસમાસ હતો. ટિળક વિના ગોખલેને શોભા નહોતી અને ગોખલે વિના ટિળકને તેજ નહોતું. બન્નેની વિચાર-સરણીમાં જેટલો વિરોધ હતો તેટલું જ સામ્ય હતું.

૧૮૮૪ની સાલમાં, ૧૮ વર્ષની ઉંમરે ગોખલે પૂનાની ડેક્કન કૉલેજમાંથી બી. એ. થયા અને તરત જ આપટે–આગરકર–ટિળકે સ્થાપેલ ફર્ગ્યૂસન કૉલેજમાં માસિક પોણોસો રૂપિયાના પગારે આજન્મ સેવક બન્યા. કૉલેજમાં ગોખલે અને ટિળક બન્ને ગણિત વિષય જ ભણાવતા હતા. પછી ૧૮૯૦ની સાલમાં ટિળક કૉલેજ-માંથી બહાર પડયા તો પણ 'સાર્વજનિક સભા'નાં રાજકીય કાર્યોમાં બન્ને જણા થોડો સમય સાથે હરતા-ફરતા હતા. ગોખલે ૨૧ વર્ષની ઉંમરે 'સાર્વજનિક સભા'ના મંત્રી હતા એટલું જ નહિ પણ 'સભા'ના અંગ્રેજી ત્રૈમાસિકના તેઓ સંપાદક પણ હતા. આગળ જતાં 'સાર્વજનિક સભા'માંના રાનડે-ટિળક પક્ષોના મતભેદો આત્યંતિક અવસ્થાએ પહોંચ્યા ત્યારે રાનડે પક્ષીય લોકોએ 'સાર્વજનિક સભા'માંથી બહાર નીકળી જઈને પૂનામાં 'ડેક્કન સભા' નામની બીજી એક રાજકીય સંસ્થાની સ્થાપના કરી. ગોખલે એના મંત્રી બન્યા. આગરકરના સંપાદકપદ હેઠળ નીકળતા 'સુધારક'ના અંગ્રેજી વિભાગના ગોખલે ચાર વર્ષ સંપાદક રહ્યા હતા. 'केसरी' અને 'सुधारक'નો શાબ્દિક મારો એક બીજા પર હંમેશ ચાલુ રહેતો, તે કારણે ટિળક અને ગોખલેના રાજકીય મતભેદો સતત વધતા ગયા. તેમ છતાં ય, ૧૮૯૫ની સાલમાં પૂના કૉંગ્રેસ અધિવે-શન જે ભરાયું હતું તેના મહામંત્રી દીનશા એદલજી વાચ્છા હતા, અને તેના સહમંત્રીઓ ટિળક અને ગોખલે બન્ને જણ હતા. ત્યાર પછી જો કે બન્ને વચ્ચેનું રાજકીય અંતર એટલું વધતું ગયું કે, ફરી તેઓ આખર-ની ક્ષણ સુધી ક્યારે ય ભેગા આવી શક્યા નહિ.

૧૮૯૪ની સાલથી ગોખલેએ કૉંગ્રેસના રાજકારણ-નો પૂરેપૂરો અંગીકાર કર્યો. તે વર્ષે લાહોર કૉંગ્રેસના નિયોજિત અધ્યક્ષ દાદાભાઈ નવરોજી, એમ. પી., પૂના આવ્યા હતા ત્યારે નાગરિકોએ તેમને હીરાબાગ સુધી ઘોડાની ગાડીમાં મોટા સરઘસમાં ફેરવ્યા હતા એ ગાડી અંદર ગોખલેને બેસવાની જગ્યા નહોતી તો પણ તેઓ ખૂબ રાજીખુશીથી ગાડીના 'કોચમેન'ની જોડે બેઠા. કૉંગ્રેસ માટેનો એમનો ઉત્સાહ એમના રોમેરોમમાં આટલો બધો ઊછળતો હતો. ન્યાયમૂર્તિ રાનડે અને ગણેશ વ્યંકટેશ જોશીના માર્ગદર્શન હેઠળ ગોખલેએ અર્થ-શાસ્ત્રનો અત્યંત ઊંડો અભ્યાસ કરીને એમાં પરાકાષ્ઠાનું પ્રભુત્વ મેળવ્યું. તે કારણે, ૧૮૯૭ની સાલમાં, વેલ્બી કમિશન સમક્ષ ભારત વતી જુબાની આપવા માટે ઈંગ્લેન્ડમાં તેમને જ મોકલવામાં આવ્યા. તેઓ તે સમયે માંડ ૩૧ વર્ષના હતા. કમિશને તેમને વાંકાચૂંકા ને આડાઅવળા પ્રશ્નો પૂછીને તેમને અડાવવાનો પ્રયાસ કરી જોયો, પણ ગોખલેએ કમિશનના દરેક પ્રશ્નનો અચૂક જવાબ આપીને એમનો રકાસ કરી દીધો. તેમની જુબાનીમાં તેમણે ભારતીય અર્થશાસ્ત્રના ઇતિ-હાસમાંની મહત્ત્વની બાબતોનું વિશ્લેષણ કર્યું. ભારતીય લશ્કરની રચના અને તે પર થનારા ખર્ચની એમણે બરાબર ખબર લઈ નાખી. કર ભરનારી જનતા કરતાં ગોરી નોકરશાહીના હિતસંબંધોને વધારે મહત્ત્વ આપ-વાના તથા વરિષ્ઠ નોકરીઓમાંથી ભારતીય લોકોને આઘાત રાખવાના સરકારી ધોરણની તેમણે કડક ટીકા કરી.

એ જ અરસામાં પૂના શહેરમાં પ્લેગનો ભયંકર ચેપી રોગ ફાટી નીકળ્યો હતો. તે વખતે "સોલ્જર" લોકોએ નાગરિકો પર જે અત્યાચારો કર્યા તેના ભયાનક વર્ણનો ગોખલેના પૂનામાંના કેટલાક મિત્રોએ કાગળો દ્વારા તેમને વિલાયત મોકલ્યા હતા. તેનાથી ગોખલેની ચીડ પણ અસહ્ય બની ગઈ હતી. તેમણે એ પત્રોના આધારે "મૅન્ચેસ્ટર ગાર્ડિયન"માં કડક લેખ લખીને ભારતમાંના ગોરા સૈનિકોનો ધિક્કાર કર્યો. એનાથી ઈંગ્લૅન્ડમાં અને ભારતમાં ખૂબ જ ખળભળાટ જાગ્યો. ત્યાર પછી, ગોખલે જ્યારે ભારત પાછા આવ્યા ત્યારે ગોરા સૈનિકો પર તેમણે વિલાયતમાં કરેલા આરોપોનો મુંબાઈ સરકારે તેમની પાસેથી જવાબ માગ્યો. પણ જેમણે ગોખલેને આ માહિતી પૂરી પાડી હતી તેઓ પુરાવો આપવાની બાબતમાં અક્ષરશઃ "ઊભી પૂંછડીએ નાઠા," એટલે ગોખલેને સરકારની માફી માગ્યા સિવાય બીજો રસ્તો જ નહોતો. તેમની આ માફીને કારણે તેમના ટીકાકારોએ તેમના પર ખૂબ જ વંટોળ ઉડાવ્યો, પણ મિત્રોએ વિશ્વાસઘાત કર્યા પછી કોઈ પણ સભ્યતાભર્યા અને સ્વાભિમાની માણસે આ જ માર્ગનું અવલંબન કર્યું હોત. ગોખલે "સુધારક" પંથના હોવાને કારણે અને ત્યાર બાદ અવારનવાર તેઓ ઈંગ્લૅન્ડ ગયા હોવાથી તેમના ટીકાકારોએ તેમના આહાર-વિહાર વિશે જાતજાતની અફવાઓ ફેલાવી હતી. પણ, ઈંગ્લૅન્ડની પહેલી સફર વખતે તેમની સાથે દિનશા એદલજી વાચ્છા હતા તેમણે 'ગોખલેનાં સંસ્મરણો'માં લખ્યું છે કે, 'He never forgot that he was a Hindu-who could not touch an egg or even smell a fish. His food consisted of bread, butter, vegetable soup and fruits. He would not touch a spoonful of pudding for fear it might be made of eggs.' ઈંગ્લૅન્ડમાં હતા ત્યારે તેઓ નારંગી રંગની જરીવાળી પાઘડી માથે પહેરીને ફરતા તે કારણે તેઓ સહુના આકર્ષણનો વિષય બન્યા હતા. વિલાયતમાં પ્રથમ સફર વખતે તેઓ ત્રણ જ મહિના રહ્યા. પણ આ ત્રણ મહિનામાં તેમણે જૉન મૉર્લે, આયરિશ હોમરૂલ પક્ષના નેતા જૉન રેડમન્ડ, સર વિલિયમ વેડરબર્ન, ટી. પી. ઑ'કનોર, સર વિલિયમ હન્ટર એવા મોટા મોટા મુત્સદ્દીઓની મુલાકાતો લઈને એમની જોડે ભારતીય રાજકારણ પર તેમણે સવિસ્તર ચર્ચા કરી. દાદાભાઈ નવરોજી સાથે તો એમનો રોજ અડ્ડો જામતો.

ઈંગ્લૅન્ડથી પાછા આવ્યા બાદ ગોખલેના રાજકીય વ્યક્તિત્વમાં આમૂલાગ્ર ફેરફાર થયો. સને ૧૯૦૧માં તેઓ મુંબાઈ ધારાસભામાં ચૂંટાઈ આવ્યા. ગોખલેનાં અદ્ભુત અંગ્રેજી વક્તૃત્વનાં પ્રથમ દર્શન ત્યાં થયાં: ૧૯૦૧ની સાલમાં મુંબાઈ જમીન-મહેસૂલ કાયદામાં સુધારાનો એક ખરડો સરકારે તૈયાર કર્યો હતો તે મુલતવી રાખવો એ માટે સર ફીરોજશાહ મેહતાએ ઠરાવ રજૂ કર્યો. એને ટેકો આપતી વખતે ગોખલેએ એવું તો જબરજસ્ત ભાષણ કર્યું કે સરકારને એ ખરડો પાછો ખેંચી લેવાની ફરજ જ પડી. ૧૯૦૨ની સાલમાં 'વાઈસરૉયની કાઉન્સિલ'માં બિનસરકારી સભ્ય તરીકે તેમની પસંદગી થઈ. ૩૬ વર્ષની ઉંમરે ગોખલેને આ બહુમાન મળ્યું. સતત ૭ વર્ષ સુધી તેઓ એ કાઉન્સિલમાં હતા. તે વખતે લૉર્ડ કર્ઝન વાઈસરૉય હતા. સને ૧૯૦૨ થી સને ૧૯૦૮ સુધી સતત સાત વર્ષ સુધી ગોખલેએ 'બજેટ' પર જે ભાષણો કર્યાં તે અર્થશાસ્ત્રના વ્યાસંગનો, તર્કશુદ્ધ નિર્ભય ટીકાનો અને વક્તૃત્વનો પરમ ઉચ્ચાંક હતો. ભારતીય રાજકારણનો અભ્યાસ કરનારાઓને આ ભાષણો આજે પણ વાંચ્યા વિના ચાલે તેમ નથી. 'બજેટ' કેવી રીતે તૈયાર કરવું અને એમાંની સિલકની રકમો કેવી રીતે ખર્ચ કરવી એના તીખા તમતમતા પાઠ એમણે સરકારને એ ભાષણોમાં ભણાવ્યા હતા. પોતાનો સંયમ ન છોડતાં, એક પણ અપ્રસ્તુત શબ્દ ન ઉચ્ચારતાં, આંખો ધોળી થઈ જાય ત્યાં સુધી સરકારને કેવી રીતે ઠોંસા લગાવવા એનું જાણે કે પ્રાત્યક્ષિક જ ગોખલેએ આ ભાષણોમાં આપેલું છે.

તા. ૧૯ સપ્ટેંબર ૧૯૦૨ ને રોજ ગોખલેએ, ફર્ગ્યૂસન કૉલેજની વિદાય લીધી તે વખતનું એમનું ભાષણ અત્યંત હૃદયસ્પર્શી હતું. એ ભાષણમાં એમણે દરિયાકાંઠે રહેનારા એક માણસની વાત કહી. તેમણે જણાવ્યું કે, 'એ માણસ એ કિનારા પરની પોતાની ઝૂંપડીમાં આનંદથી રહેતો હતો. પરંતુ એનું બધું ધ્યાન એ અફાટ સમુદ્ર તરફ ચોંટેલું હતું. એક દિવસ એની આં

લગની અસહ્ય થઈ. એ હોડીમાં બેઠો અને સીધો સમુદ્ર-પ્રવાસે ઊપડયો. તેવી મારી આજે સ્થિતિ થઈ છે. આ કૉલેજમાં હું સુખ અને સમાધાનથી રહેતો આવ્યો છું, પણ મારું બધું ધ્યાન જાહેર જીવનના આ તોફાની અને ચંચળ મહાસાગર પર ચોંટેલું છે. મારો 'અંદરનો અવાજ' તે માર્ગે તું જા એવું મને કહી રહ્યો છે. માટે, દેશકલ્યાણ ખાતર કર્તવ્યબુદ્ધિથી હું આ કૉલેજની વિદાય લઈ રહ્યો છું. આ દેશમાં ફર્ગ્યૂસન કૉલેજ કરતાં બીજી ઘણી કૉલેજો હશે, પણ પરાંજપે અને રાજવાડેના ત્યાગ વડે આ સંસ્થાની ચોતરફ જે તેજ-કુંડાળું નિર્માણ થયું છે તે અપૂર્વ છે." માત્ર ત્રીસ રૂપિયાના માસિક પેન્શન પર ગોખલે સેવા-નિવૃત્ત થયા.

૧૯૦૫ની સાલ ગોખલેના જીવનમાંની સહુથી મહત્ત્વની છે. એ વર્ષે, તા. ૧૨ જૂન ને રોજ, તેમણે પૂનામાં 'ભારત સેવક સમાજ'ની સ્થાપના કરી. નવા ભારતવર્ષને નિર્માણ કરવા માટે ત્યાગી અને વ્યાસંગી સમાજસેવકોનો એક આશ્રમ સ્થાપન કરવાની ગોખલેની આ કલ્પના જેટલી અભિનવ તેટલી જ પ્રભાવશાળી હતી. એના પરથી તેમના મહાન દૃષ્ટિવંતપણાની કલ્પના થઈ શકે છે. આ જ વર્ષમાં વાઈસરૉય લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા કરીને સમગ્ર ભારતવર્ષ પર જાણે કોઈ એક બૉમ્બગોળો જ ફેંકયો. એ ભાગલામાંથી સ્વાતંત્ર્ય-વાદી અને રાષ્ટ્રવાદી આંદોલનનો જન્મ થયો. બ્રિટિશ માલનો બહિષ્કાર અને સ્વદેશીનો પુરસ્કાર—એ નવાં શસ્ત્રો ભારતીય જનતાને તે કારણે પ્રાપ્ત થયાં. 'વન્દે માતરમ્' રાષ્ટ્રગીતની ગર્જના દેશના ખૂણે-ખૂણામાંથી બુલંદ અવાજે ઊઠવા લાગી. લૉર્ડ કર્ઝનની દમનશાહીનો સપાટો સમગ્ર દેશના માથે ફરવા લાગ્યો. તે વખતે, ભારતમાંની રાજકીય પરિસ્થિતિ ઇંગ્લૅન્ડમાંના મુત્સદ્દીઓને અને જનતાને સમજાવીને કહેવા માટે ગોખલે અને લાલા લજપતરાય વિલાયત ગયા. વિલાયતમાં ગોખલેએ આકાશપાતાળ એક કર્યાં. ૫૦ દિવસ સુધી, ગળું સુકાઈ જાય ત્યાં સુધી, તેમણે ૪૫ વ્યાખ્યાનો આપ્યાં. છેવટે, પાછા ફરતી વખતે જહાજ પર તેમને પોતાના ગળા પર શસ્ત્રક્રિયા કરાવવાની ફરજ પડી. મુંબાઈમાં પૂનામાં તેમનું પ્રચંડ સ્વાગત થયું. એ સત્કાર-સમારંભમાં લોકમાન્ય ટિળક સામેલ થયા. સ્વાભાવિક જ, એ વર્ષે વારાણસીમાં ભરાયેલ રાષ્ટ્રીય મહાસભાના ૨૦મા અધિવેશનના અધ્યક્ષપદે ગોખલેની જ પસંદગી થઈ; તે વખતે ગોખલેની ઉંમર માત્ર ૩૯ વર્ષની હતી. આટલો જુવાન અધ્યક્ષ કૉંગ્રેસને કયારે ય મળ્યો નથી—અગાઉ પણ નહિ અને પછી પણ નહિ (૧૯૨૯ની સાલમાં નેહરુ કૉંગ્રેસના પહેલવહેલા અધ્યક્ષ થયા તે વખતે એમને ૪૧મું વર્ષ ચાલતું હતું.). વારાણસી કૉંગ્રેસનું એમનું અધ્યક્ષીય ભાષણ અત્યંત જહાલ અને ગરમ અને સચોટ હતું. ભાષણના આરંભમાં જ તેમણે લૉર્ડ કર્ઝનની સરખામણી ઔરંગઝેબ સાથે કરી. પછી બંગાળના ભાગલાની એમણે સખત ઝાટકણી કાઢી. બ્રિટિશ માલ પર બંગાળે મૂકેલ બહિષ્કારનું એમણે સમર્થન કર્યું. સ્વદેશીનો પુરસ્કાર એ દેશભક્તિનો પરમોચ્ચ આવિષ્કાર છે એવું એનું ગૌરવ કર્યું. સેક્રેટરી ઑફ સ્ટેટ મોર્લેએ ભારતનો વિશ્વાસભંગ કેવી રીતે કર્યો તે કહ્યું. કૉંગ્રેસનો ધ્યેયવાદ શો છે અને કયા કયા સુધારાઓની તેને તાબડતોબ જરૂર છે એની રૂપરેખા આપી, અને ભારતના ભાવિનું ન્યાય મૂર્તિ રાનડેએ જે ચિત્ર દોર્યું હતું તેનું દિગ્દર્શન કરાવીને તેમણે પોતાનું ભાષણ પૂરું કર્યું.

વારાણસી કૉંગ્રેસ પછી ગોખલેની રાજકીય ઊંચાઈ દેશભરમાં સો ગણી વધી. સને ૧૯૦૬ના ડિસેમ્બરમાં કલકત્તામાં દાદાભાઈ નવરોજીના પ્રમુખપદ હેઠળ કૉંગ્રેસનું અધિવેશન ભરાયું હતું. બંગાળના ભાગલાને કારણે ખળભળી ઊઠેલા જહાલ મતના કૉંગ્રેસી જુવાનોએ એ અધિવેશનમાં ભારે મોટો વંટોળ જગાવ્યો. કદાચ એ જ વર્ષમાં કૉંગ્રેસનું અધ્યક્ષપદ લોકમાન્ય ટિળકને મળ્યું હોત. પણ, બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી એમની વચ્ચે અંતરાયરૂપ આવ્યા. તેમ છતાં, સર ફીરોઝશાહ મહેતા, સર સુરેન્દ્રનાથ બૅનરજી અને મવાળ મતના અનેક આગેવાનોનું અપમાન થયું. એમને બોલવા દેવામાં ન આવ્યા. એ અધિવેશનમાં 'સ્વરાજ્ય, બહિ-ષ્કાર, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણ' એવી જે દેશો-દ્ધારની ચતુઃસૂત્રી મંજૂર કરવામાં આવી તેના જનક ગોખલે જ હતા. ૧૯૦૭ની સાલમાં ગોખલેએ સંયુક્ત પ્રાંત અને પંજાબના પ્રદેશોમાં પ્રવાસ કરીને સ્વદેશી,

હિંદુ–મુસલમાન ઐક્ય અને વિદ્યાર્થીઓની ફરજો એ વિષયો પર કૉંગ્રેસની ભૂમિકા શી છે એ જુદા જુદા શહેરોમાં વ્યાખ્યાનો આપીને એમણે સમજાવ્યું અને કહ્યું, અને પ્રચલિત રાજકીય પરિસ્થિતિ વિશે લોકમત જાગ્રત કર્યો. અલીગઢમાંની મુસ્લિમ જનતાએ તેમનું જંગી સ્વાગત કર્યું. ૧૯૦૮ની સાલમાં સૂરતના અધિવેશનમાં કૉંગ્રેસનું વહાણ તૂટી પડ્યું અને ટિળક જૂથ કૉંગ્રેસમાંથી બહાર નીકળી ગયું. ત્યાર પછી ફરીથી કૉંગ્રેસના કાર્યમાં ગોખલે પોતે રચ્યાપચ્યા રહ્યા. ત્યાર બાદ થોડા જ વખતમાં તેઓ દક્ષિણ આફ્રિકા ગયા અને ત્યાં એમણે ગાંધીજીના સત્યાગ્રહની ઝુંબેશને સક્રિય ટેકો આપ્યો. ૧૯૦૯ના કૉંગ્રેસ અધિવેશનમાં તો ગાંધીજીના સત્યાગ્રહની એમણે મુક્ત કંઠે પ્રશંસા કરી અને તેનું મૂળભૂત તત્ત્વજ્ઞાન કાવ્યમય ભાષામાં કહીને એમણે શ્રોતાઓને મંત્રમુગ્ધ કર્યા.

સને ૧૯૦૯ થી સને ૧૯૧૪ સુધી વડી ધારાસભા એ જ ગોખલેનું કાર્યક્ષેત્ર હતું. કૉંગ્રેસમાંથી બહાર પડેલો જહાલ પક્ષ અને એમાં રહેલો મવાલ પક્ષ એ બન્નેને ફરી એકત્ર આણવાનો પ્રયત્ન ૧૯૧૪ની સાલમાં થયો. શરૂઆતમાં એ પ્રયત્નને ગોખલેનો ટેકો હતો. પણ ટિળક કૉંગ્રેસમાં આવ્યા પછી ફરી એ જ જૂની માથાકૂટો વધશે અને કામકાજને નામે મીંડું બની રહેશે એમ સમજીને ગોખલેએ ત્યાર પછી પોતાનો ટેકો પાછો ખેંચી લીધો. એને કારણે ટિળક–ગોખલે જૂથોમાંના ઝઘડાઓ ખૂબ જ આત્યંતિક બની ગયા અને એ જ વાતાવરણમાં કાળનો પંજો અકસ્માત ગોખલે પર પડતાં દેશની અપરિમિત હાનિ થઈ.

ગાંધીજીએ જેમને ગુરુ માન્યા તે ગોખલે અસાધારણ કક્ષાવાળા, સ્વાર્થત્યાગી, ચારિત્ર્યસંપન્ન અને પ્રખર ને જહાલ દેશભક્ત હતા એમાં શો સંદેહ? દેશસેવાનું અસિધારા વ્રત સ્વીકારનારા અને જીવનની છેલ્લી ક્ષણ સુધી એનું પાલન કરનારા તેઓ આદર્શ ભારતસેવક હતા. સરકારે એનાયત કરેલી 'સર' પદવી એમણે નકારી કાઢી એટલું જ નહિ પણ વાઇસરૉયની કાઉન્સિલમાં જવા માટે પણ એમણે ના પાડી. અંગ્રેજી ભાષામાં એમનું વક્તૃત્વ–એ એમની મહાન શક્તિ હતી. એમના વક્તૃત્વમાં વેગ હતો, ગતિ હતી, તેજ હતું; પણ એમાં બૂમાબૂમ કે ધમાચકડી નહોતી. અર્થશાસ્ત્ર એ એમના વક્તૃત્વનો પાયો; વસ્તુસ્થિતિ એ એમના વક્તૃત્વનું સામર્થ્ય. પ્રાચીન ઇતિહાસને અને ભૂતકાળમાંના સુવર્ણયુગને આહ્વાન કરીને શ્રોતાઓની ભાવનાઓને ઉત્તેજિત કરવાની ભાંજગડમાં તેઓ ક્યારે ય પડતા નહોતા. તેમની દલીલો સુસ્પષ્ટ, તેમનું તર્કશાસ્ત્ર અભેદ્ય અને તેમના પુરાવાઓ અચૂક રહેતાં. ટીકાકારોને નિરુત્તર બનાવી દેવાનું જબરું સામર્થ્ય એમના વક્તૃત્વમાં જોવા મળતું. ન્યાયમૂર્તિ રાનડે જેવા સાધુપુરુષના તેઓ સાચા અને સરસ શિષ્ય હતા. ઈશ્વર પર તેમનો પૂરેપૂરો ભરોસો હતો. માટે જ, વારાણસી કૉંગ્રેસના અધ્યક્ષીય ભાષણને અંતે તેમણે કહેલું, "સમગ્ર ભવિષ્યકાળ આપણી આંખોને સ્પષ્ટપણે દેખાતો નથી તેથી કાંઈ નિરાશ થવાનું કારણ નથી–

'Our times are in His hand
Who saith 'A whole I planned,'
Youth shows but half;
Trust God, see all, nor be afraid!'

*

'શ્રી ગોખલેની અનેક આકાંક્ષાઓમાંથી એક સહુથી મોટી એ હતી કે ભવિષ્યની ઉજ્જવળ કારકિર્દીની આશા આપનારા સંખ્યાબંધ યુવાનોને દેશમાંથી વીણી કાઢી તેમને જાહેર સેવાક્ષેત્રના સંન્યાસી થવા માટેની તાલીમ આપવી. આજે તો આ જરૂરિયાત, તે વખત કરતાં હજાર ગણી છે. સત્તા, માનપાન અને પ્રતિષ્ઠાનાં મોજાં ઉપર લહેરવાની આકાંક્ષાના પ્રસરતા જુવાળના મુકાબલે આ આકાંક્ષા કેટલી સ્ફૂર્તિદાયક છે? આજના યુવાનોને તૈયાર કરવામાં જો ચૂકીએ તો ભવિષ્ય નર્યું અંધારમય જ રહે ને?'

['ગુરુજી ગોખલે'] ગણેશ વાસુદેવ માવળંકર

*

# વિનીતોને આશીર્વાદ તથા કેળવણી સંબંધે વિચાર

આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

[આ મહિને (તા. ૨૫ ફેબ્રુઆરી) સદ્દગત આચાર્ય આનંદશંકરભાઈની જન્મશતાબ્દી ઊજવાઈ. પરમ આદરણીય આનંદશંકરભાઈ કેવળ ગુજરાત કે પશ્ચિમ ભારતના જ નહિ બલકે સમગ્ર ભારતવર્ષના એક તેજસ્વી, સંસ્કારી અને વ્યાસંગી વિદ્યાપુરુષ હતા. અખંડ અધ્યયન-અધ્યાપન કરીને એમણે સાચા બ્રાહ્મણ તરીકેનું જીવન જીવી બતાવ્યું. સાત્ત્વિક વૃત્તિના આ સરસ્વતીપુત્ર પ્રતિવર્ષ સરસ્વતીપૂજન કરતા તે પણ અનેરી રીતે—પોતાના વિશાળ અને સમૃદ્ધ ગ્રંથાલયનું દરેક પુસ્તક તે દિવસે (એટલે કે વર્ષમાં એક વાર ઔપચારિકપણે આવતા સરસ્વતીપૂજન દિને) તેઓ જાતે જોતા, તપાસતા અને સ્વસ્પર્શ કરીને તેને પાછું યોગ્ય જગ્યાએ સ્વચ્છ કરીને ગોઠવતા. આનંદશંકરભાઈનું વાચન અને ચિંતન વ્યાપક અને ઊંડું હતું. ગુજરાતી સાહિત્યના પંડિત યુગના તેઓ એક પ્રતિભાશાળી પ્રતિનિધિ-લેખક-વિવેચક હતા. આનંદશંકરભાઈના જીવનમાં સાદાઈ, સુઘડતા અને સંસ્કારિતા સતત જોવા મળતી. સાહિત્ય-કલા-શાસ્ત્રનાં મૂળભૂત અને વિવિધ તત્ત્વો અને પ્રશ્નો વિશે તેઓ નિત્ય ચર્ચાવિચારણા કરતા, વાદવિવાદ ચલાવતા અને મુક્ત તથા પ્રગટ ચિંતન કરતા. 'वसन्त' માસિકના તંત્રી તરીકે તેમણે ઘણીબધી લેખન-ચિંતન સામગ્રી આપણને આપી છે જે માટે ગુજરાત અને ભારત આનંદશંકરભાઈનું હરહંમેશ ઋણી છે.

પૂજ્ય આનંદશંકરભાઈ અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં સંસ્કૃત વિષયના પ્રાધ્યાપક તરીકે કાર્ય કરતા હતા તે વખતે દાદાસાહેબ એમના વિદ્યાર્થી રહેલા. પાછળથી આનંદશંકરભાઈ મહામના પંડિત મદનમોહન માલવિયાજી સ્થાપિત બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રો વાઈસ ચાન્સેલર તરીકે વર્ષો સુધી રહ્યા હતા. નિવૃત્તિ બાદ અમદાવાદમાં પાછા આવીને રહેવા લાગ્યા ત્યારે દાદાસાહેબે આનંદશંકરભાઈની હૂંફ અને છત્રછાયા હેઠળ ગુજરાત વિદ્યાસભામાં (તે વખતની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં) અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટીમાં સક્રિય સહકાર્યકર તરીકે કામ કરવાનો લ્હાવો મેળવ્યો હતો. આનંદશંકરભાઈનું દુઃખદ અવસાન તા. ૭ એપ્રિલ ૧૯૪૨ ને રોજ થયું ત્યાર પછી દાદાસાહેબે પોતાના 'ગુરુવર્ય'ને આદરાંજલિ આપતો એક સવિસ્તર લેખ મરાઠીમાં લખ્યો હતો જે અમદાવાદના મહારાષ્ટ્ર સમાજના મુખપત્ર 'समाजपत्रिका'માં પ્રગટ થયો હતો. એનો ગુજરાતી અનુવાદ તે અરસામાં હું અંગ્રેજી ચોથા (હાલના આઠમા) ધોરણમાં ભણતો હતો ત્યારે મેં કરેલો, અને તે નાનકડી પુસ્તિકારૂપે પણ પૂજ્ય દાદાસાહેબે તરત પ્રકટ કરેલો. ગુજરાત વિદ્યાસભા પ્રકાશિત આનંદશંકરભાઈ સ્મારક ગ્રંથમાં તે પુનર્મુદ્રિત કરાયેલ છે.

ગાંધીજી અને આનંદશંકરભાઈનો સ્નેહ-સંબંધ અમદાવાદમાં બંધાયો અને દૃઢતર થયો હતો. ગાંધીજીની જન્મશતાબ્દીના વર્ષમાં જ આનંદશંકરભાઈની જન્મશતાબ્દી પણ આવે અને ઊજવાય એ સુંદર યોગ છે.

ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિનયમંદિરના વિનીત પાસ થયેલા વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર આપવાનો સમારંભ સને ૧૯૩૫ના અરસામાં ગોઠવાયો હતો તેમાં આચાર્ય શ્રી આનંદશંકરભાઈએ અતિથિવિશેષ તરીકે જે સુંદર પ્રવચન કર્યું તે આજે પણ એવું જ બલકે વધુ ઉપયોગી અને મનનીય છે. 'वसन्त' માસિકના ફાલ્ગુન સંવત ૧૯૯૧ વર્ષ ૩૪, અંક ૨માં પ્રગટ થયેલ એ પ્રવચન આનંદશંકરભાઈનું પુણ્યસ્મરણ કરીને કૃતજ્ઞતાપૂર્વક અહીં પુનર્મુદ્રિત કરું છું. —પુ. ગ. મા.]

આજ મને બેવડું કાર્ય સોંપવામાં આવ્યું છે: આ સંસ્થાના વિનીતાદિક વિદ્યાર્થીઓને એમની પરીક્ષા ઉત્તીર્ણ કર્યાનાં પ્રમાણપત્રો આપવાં, તથા કેળવણી સંબંધી મારા વિચારો દર્શાવવા. આ બેમાં વિનીતોને આશીર્વાદ આપવા એ મારા કેળવણી સંબંધી વિચાર કરતાં વધારે મહત્ત્વની અને આજને

પ્રસંગે મુદ્દાની વસ્તુ છે, અને તેથી 'अभ्यर्हितं प्राक् प्रयोक्तव्यम्' એ ન્યાયે પ્રથમ હું એ જ કરીશ.

મારા 'વિનીત' ભાઈ ઓ. 'વિનીત' શબ્દનો અર્થ તમે જાણતા હશો; ન જાણતા હો તો હું તમને કહું છું કે ગુજરાતીમાં 'વિનીત' શબ્દથી આપણે સમજીએ છીએ તે આ નથી. વિ+ની ધાતુ ઉપરથી થએલા આ પુરાણા 'વિનય' શબ્દનો અર્થ કેળવણી છે. 'વિનીત'-એટલે વિશિષ્ટ સ્થાને દોરેલો. એ વિશિષ્ટ સ્થાન તે જીવનનું અને તેથી કેળવણીનું ધ્યેય. એ ધ્યેય શું? એ ધ્યેય 'વિનીત' કરતાં પણ વધારે પુરાણા એક શબ્દમાં આપણા પૂર્વજોએ સમાવ્યું છે. એ પુરાણી ભાષામાં તમે સહુ 'બ્રહ્મચારી' છો. 'બ્રહ્મચારી' એટલે અપરિણીત અને શુદ્ધ એ તો ખરું જ, પણ એ એનો મૂળ અર્થ નથી. 'બ્રહ્મચારી' એટલે 'બ્રહ્મ' જે આ વિશ્વની બુદ્ધિ અને વિશાળતાનું તત્ત્વ છે એ જેણે 'ચર્યું' છે અર્થાત્ વિચાર્યું છે, આચર્યું છે, જીવનના હરવાફરવાના સર્વ વ્યવહારમાં ઉતાર્યું છે તે. અત્યારે તો તમને એ ધ્યેયનો ખ્યાલ આપી, એની સિદ્ધિને માર્ગે તમને મૂકી દીધા છે. એ સિદ્ધિનો માર્ગ તે 'વિનય', કેળવણી.

સામાન્ય રીતે જોતાં કેળવણીની ક્રિયાને આદિ છે પણ અન્ત નથી. વસ્તુતઃ તો એ આદિ પણ પાછળ કયાં સુધી લઈ જવું? એમ કહેવામાં આવે છે કેળવણી પારણામાંથી શરૂ થાય છે. પણ આપણાં શાસ્ત્રો એને એ કરતાં પણ પૂર્વે-જન્મથી જ નહિ, ગર્ભાધાનના સમયથી શરૂ કરે છે, અને વસ્તુતઃ આપણે પૂર્વજન્મ માનનારા તેમજ વર્તમાન સાયન્સના નેતાઓ બ્રહ્માંડ અસ્તિત્વમાં આવ્યું ત્યારથી જ કેળવણીની ક્રિયા શરૂ થઈ ચૂકી છે એમ માને છે, પણ વ્યવહારુ રીતે, એટલે સુધી ન જતાં ગર્ભમાં જીવ સ્ફૂરે છે ત્યારથી એની સંભાળ અને કેળવણી શરૂ થાય છે એમ આપણે કહીએ. પરંતુ એ ક્રિયાનો અન્ત કયાં? તમારે માટે ખરો શબ્દ 'વિનીત' નહિ, પણ 'વિનેય' છે. અર્થાત્ તમે કેળવાઈ ચૂકયા છો એમ નથી, પણ કેળવવા યોગ્ય થયા છો.

હું અર્ધા સૈકાથી ઊંચી કેળવણીના ક્ષેત્રમાં પડેલો છું. તેમાં પિસતાળીશ વર્ષથી હું એ કેળવણી આપી રહ્યો છું એમ કોઈ કહે, પણ હું કહું છું કે હું એ કેળવણી આપી રહ્યો છું તેમ જ લઈ રહ્યો છું. હું મારી પોતાની કેળવણીનો આ જીવનમાં અંત જોતો નથી. મારા જીવનનાં વર્ષોમાં એકાદ દશકો રહ્યો હશે, એટલા સમયમાં હું અત્યારે મારાં નેત્ર આગળ પ્રત્યક્ષ જોઈ રહ્યો છું કે મેં અત્યારે ધારી છે એટલી કેળવણી પણ હું શી રીતે પૂરી કરી શકીશ? હું ઇચ્છું છું કે હું એ કેળવણી લેવા સમર્થ રહું અને તે માટે મારું જીવન લંબાય. હું જીવનથી કંટાળેલો અને મરણોન્મુખ થઈ બેઠેલો નથી. મને જીવનમાં આનન્દ છે, એનું એ જીવન ફરી જીવવા હું તૈયાર છું પણ તેથી એમ સમજશો નહિ કે મેં મારા જીવનમાં દુઃખો જોયાં નથી, વા અત્યારે પણ હરેક દુઃખથી મુક્ત છું. પણ મને દુઃખમાં જે મીઠાશ જણાઈ છે તે સુખમાં જોવામાં આવી નથી. 'Our sweetest songs are those that tell of saddest thought' એ કહેવું ખોટું છે? તમારા જીવનના 'વિનય'માં, નામ કેળવણીમાં, સુખ તેમ દુઃખ પણ આવશે જ—તેથી જીવનમાં દુઃખ પ્રત્યે તમારી કેવી દૃષ્ટિ હોવી જોઈએ એ જણાવવા સારું મેં આ દેખાતું થોડુંક વિષયાન્તર કર્યું.

જીવનમાં વિશ્વની વિશાળતા ભરવી, અને જીવનનાં દુઃખોથી કંટાળવું કે ખીજવું નહિ એ બે સૂત્રો જ તમારા જીવનનાં સૂત્રો કરીને અહીંથી નીકળશો તો આજ સુધી લીધેલી તમારી કેળવણી સફળ થઈ એમ અમે વડીલો માનીશું.

આ ઉપરાંત નીતિનો વિશેષ ઉપદેશ હું તમને નહિ કરું. કારણ કે હું માનું છું કે વિદ્યાર્થીઓને નીતિ-પાઠો આપવાથી તેઓમાં નીતી આવી જતી નથી. પુષ્પમાંથી જેમ સુગન્ધ સ્ફુરે તેમ આપણામાંથી નીતિ સદા સ્ફુરવી જોઈએ. કેળવણીની સંસ્થાનું સમસ્ત વાતાવરણ એવું થવું જોઈએ કે જેમાંથી વિદ્યાર્થીઓને નીતિનો પાઠ સ્વયં મળી જાય. કેળવણીને લગતા મેળાવડાઓમાં વારંવાર કહેવામાં આવે છે કે વિદ્યાર્થીઓનું ચરિત્ર ઘડવું એ દરેક કેળવણીની સંસ્થાનું પ્રધાન કાર્ય હોવું જોઈએ. પરંતુ એ કહેવું અમુક અર્થમાં જ ખરું છે. ચારિત્ર્ય કુંભારના માટલા જેવો પદાર્થ નથી કે જે ટપલાં મારીને ઘડ્યો ઘડાય. ચારિત્ર્ય ઘડવું એટલે ચારિત્ર્યનો પ્રદેશ રજૂ કરવો, અને વિદ્યાર્થીઓને દૃષ્ટાંત, શ્રવણ, મનન, અભ્યાસ, આદિથી એઓની

વૃત્તિઓને એવી કેળવવી અને નીતિના માર્ગે મૂકી દેવી કે પ્રસંગ આવ્યે એ ખરે માર્ગે જ ચાલે. એમના જીવનમાં સત્ય એવું વણાઈ જવું જોઈએ કે એમને 'सत्यं वद' એમ ઉપદેશવાની અપેક્ષા જ ન રહે.

કેળવણીને અંગે ચારિત્ર્ય ઘડવા ઉપર બહુ ભાર મૂકવામાં આવે છે એમાં હું સંમત છું, પણ એટલું ઉમેરવા માગું છું કે ચારિત્ર્ય કરતાં જ્ઞાનની પિપાસા થોડા મહત્ત્વની નથી. સારા શિક્ષકનું આ કર્તવ્ય છે કે જેમ એણે વિદ્યાર્થીનું ચારિત્ર્ય ઘડવું તેમ એનામાં જ્ઞાનની પિપાસા પણ ઉત્પન્ન કરવી, સતત એને જ્ઞાનનું પાન કરાવવું અને છતાં તૃપ્તિ ન થતાં પિપાસા વધતી જાય એવું એનું માનસ રચવું.

શિક્ષકે વિદ્યાર્થીની જ્ઞાનપિપાસાથી થાકવું ન જોઈએ, અને જ્યાં એના પોતાના જ્ઞાનની સીમા આવે ત્યાં તે બતાવતાં અને કબૂલ કરતાં શિક્ષકે શરમાવું ન જોઈએ. સારો વિદ્યાર્થી એ કે જે ગુરુને પ્રશ્નો (બેશક, સાચા મનના, અને તે માનભરી રીતે પૂછેલા) પૂછીને હેરાન કરે; ગુરુને વિદ્યાપ્રદાનમાં ત્યારે જ રસ આવે છે કે જ્યારે વિદ્યાર્થી ગુરુના જ્ઞાનને કસોટીએ ચઢાવે છે. ઉત્તર દેવામાં ગુરુએ પોતાના અજ્ઞાનને કે જ્ઞાનની સીમાને પ્રકટ કરતાં સંકોચ રાખવો ન જોઈએ. મારા એક મિત્ર પ્રોફેસર હિંદુસ્તાનમાં દવા કરાવી, થાકી વીએના ગયા. ત્યાં એમના રોગના યુરોપના મોટામાં મોટા દાકતરની એમણે દવા લીધી અને સાગ પણ થયા. એ સારવાર દરમિયાન એમણે એ દાકતરને પૂછ્યું કે, 'મારા રોગનું કારણ શું હશે?' દાકતરે જવાબ દીધો, 'એ કારણ હું શોધી શકયો હોત તો આજ મને નોબેલ પ્રાઈઝ મળી ગયું હોત.' – આમ, ખરા વિદ્વાન પોતાના જ્ઞાનની સીમા કબૂલ કરતાં શરમાતા નથી.

વિદ્યાર્થીએ કદી વિદ્યાના બોજાની ફરિયાદ કરવી ન જોઈએ. વિદ્યાને પુષ્પની માળાની પેઠે કંઠ અને હૃદય ઉપર પહેરી લેવી જોઈએ. એમણે ધ્યાનમાં રાખવું જોઈએ કે છોકરાઓના અભ્યાસમાં બહુ વિષયો અકારણ નાખીને તેઓને હેરાન કરવાનો કોઈનો ઇરાદો નથી. પણ આજકાલ મનુષ્યે જાણવાના વિષયો અને એનું આવશ્યક જ્ઞાન એટલું બધું વધી ગયું છે કે એને પહોંચી વળવા માટે આપણે પુષ્કળ પ્રયાસ કરવાની જરૂર પડે છે. તમારા અભ્યાસક્રમના વિષયો અને પ્રત્યેકને અંગે મેળવવાનું જ્ઞાન જર્મની જેવા દેશની સ્કૂલોમાં અપાતા જ્ઞાન સાથે સરખાવશો તો જણાશે કે ત્યાં આપણા કરતાં તે તે ધોરણમાં કેટલું બધું વધારે શીખવું પડે છે. અહીં આપણા શિક્ષકવર્ગનું એક કર્તવ્ય પણ મારે બતાવી નાખવું જોઈએ. પશ્ચિમમાં દરેક વિષયનું જ્ઞાન વિદ્યાર્થીને આપવાની કળા એવી સારી રીતે કેળવાઈ છે, તે માટે જોઈતાં તે તે વિષયનાં પુસ્તકો એવી કુશળતાથી રચાયાં છે કે — થોડા વખતમાં થોડી મહેનતે બહુ વધારે જ્ઞાન આપી શકાય છે. આપણા કેળવણી ખાતામાં પડેલા વર્ગનું આ દિશામાં આ મોટામાં મોટું કર્તવ્ય કરવાનું હજુ ઊભું છે.

મેં વિદ્યાર્થી અને શિક્ષકના કર્તવ્ય વિષય ઉપર બોલતાં તમારો ઘણો વખત લીધો. હવે, વર્તમાન કેળવણી સંબંધી તમે મારા વિચાર જાણવા ઇચ્છો છો તો તે પણ હું સમયનું માપ ધ્યાનમાં રાખીને કહીશ. ઘણાએક વિચાર તો મારા ભાષણના પૂર્વ ભાગમાં મેં કહી દીધા છે; બાકી થોડાક ટુંકાણમાં જણાવીશ.

આપ જાણો છો જ કે હું 'જૈન-ધર્મપ્રચારક સભા'ના સુવર્ણ મહોત્સવ ઊજવવાના કાર્ય માટે ભાવનગર આવ્યો છું. એટલે સ્વાભાવિક રીતે જ વસ્તુને અનેક દૃષ્ટિબિન્દુથી જોવાનો અને એ રીતે અવિરોધ સાધવાનો જૈન તત્ત્વજ્ઞાનનો પરમ સિદ્ધાન્ત અત્યારે મારા મગજમાં રમી રહ્યો છે. તેથી, તેમ જ મારા પોતાના સ્વાભાવિક વલણથી પણ, હું વર્તમાન કેળવણીની ઘણા ઇચ્છે છે તેટલી નિન્દા ન કરી શકું તો તેઓ ક્ષમા કરશે. એક શતક ઉપર હિન્દુસ્તાનમાં મેકૉલેએ (એનું ખરું માન તો મૂળમાં રાજા રામમોહન રાયને ઘટે છે) જે કેળવણીનો પાયો નાખ્યો તેણે આપણા દેશનું થોડું ભલું કર્યું નથી. એ કેળવણી કારકુનો અને 'લખતા-વાંચતા હમાલો' કે 'ગુલામો' પેદા કરવા માટે યોજાયેલી હતી એમ કહેવાં કરતાં વધારે અકૃતજ્ઞતાથી ભરેલું અસત્ય બીજું શું હોઈ શકે? એ કેળવણી વસ્તુતઃ રાનડે, ગોખલે, ટિળક, સુરેન્દ્રનાથ,

ફીરોઝશાહ, દાદાભાઈ જેવા બ્રાહ્મણો—સાચા ઉપકારક ઉપદેષ્ટા અને ગુરુ—ઉત્પન્ન કરવા માટે જ સ્થપાએલી હતી. આરંભમાં કેટલાક દસકા સુધી તો હિન્દુસ્તાનના અમુક પ્રાંતમાં જ એ રહી, કારણ કે હજી તે વખતે આખું હિન્દુસ્તાન એક છત્ર નીચે આવેલું ન હતું. એ કેળવણીનો પૂરેપૂરો આરંભ સર ચાર્લ્સ વૂડ (લૉર્ડ અર્વિન યાને હૅલિફૅક્સના દાદા)ના સ્મરણીય લેખથી અને સને ૧૮૫૭ના બળવા પછી હિન્દુસ્તાનમાં યુનિવર્સિટીઓ સ્થપાઈ ત્યારથી થયો એમ કહી શકાય. એ કેળવણીના પહેલા જ કાલમાં આપણે એ મહાન પુરુષો જોઈએ છીએ કે જેમણે કેળવણી લઈને પંદર વીસ વર્ષની અંદર હિન્દુસ્તાનના સર્વતોમુખી ઉદ્ધારનાં બીજ નાખ્યાં. મને આ ૧૮૭૦ થી ૧૮૮૦ સુધીનો દસકો—યા તો ૧૮૭૫ થી ૧૮૮૫નો દસકો કહો—એ હિન્દુસ્તાનના અર્વાચીન ઇતિહાસનો અદ્ભુત દસકો લાગે છે. એમાં સુરેન્દ્રનાથે હિન્દુસ્તાનના ઘણા ભાગમાં ફરી કૉંગ્રેસ સ્થાપવા માટે ભૂમિકા રચી. જતે દહાડે એમાં હિન્દુસ્તાનના ચારે કોણના દેશભક્તો—ઉમેશચન્દ્ર બૅનરજી, સુરેન્દ્રનાથ બૅનરજી, ફીરોઝશાહ મહેતા, મહાદેવ ગોવિન્દ રાનડે, વગેરે મહાપુરુષોએ ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસની સ્થાપના કરી. આ જ દસકામાં રાનડેએ સ્વદેશી વસ્તુપ્રચારિણી સંસ્થાઓ સ્થાપી અને દયાનંદ સરસ્વતીએ હિન્દુ ધર્મ સુધારવાનો પ્રયાસ આરંભ્યો. આ દેશસેવાના કાર્યના સ્વરૂપનો નિષ્પક્ષપાત વિચાર કર્યા પછી કોણ કહી શકશે કે અંગ્રેજી કેળવણીએ ગુલામ ઉત્પન્ન કર્યા છે? તે પછીનાં વીસ વર્ષ દેશને જાગૃત કરવામાં અને એ જાગૃતિ પ્રતિ સરકારનું ધ્યાન દોરવામાં ગયાં. એ કેળવણીના પ્રચારનો યુગ હતો. કેળવણીના સ્વરૂપ કરતાં કેળવણીના પ્રચાર ઉપર એ સમયમાં વિશેષ લક્ષ અપાયું છે, અને 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' અને એણે સ્થાપેલી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, ફર્ગ્યૂસન કૉલેજ, વગેરેના કાર્યની ઉદ્દેશપત્રિકામાં આ વાત સ્પષ્ટ જણાવવામાં આવી છે.

તે પછીનો કેળવણીનો યુગ તે ઉચ્ચીકરણનો [ઉચ્ચીકરણ એટલે જે ઉચ્ચ નથી તેને ઉચ્ચ કરવું તે (સંસ્કૃત અર્થમાં)] યુગ. એ યુગના મૂળ પ્રચારક લૉર્ડ કર્ઝન. એમનો હેતુ ગમે તે હો, પણ એમના કાર્યે આપણી ઉચ્ચ કેળવણીમાં ઇચ્છવા લાયક એક નવો યુગ પ્રવર્તાવ્યો છે એમાં કોઈથી ના કહેવાશે નહિ. કર્ઝનની યોજનાના દોષ ઘટાડી એના સારા ભાગને સારી યોજનામાં મૂકી ઉચ્ચ કેળવણીનું ગૌરવ સમજનાર અને દેશને (કલકત્તા યુનિવર્સિટીની નવી રચનાથી) સમજાવનાર મહાપુરુષ તે કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર સર આશુતોષ મુકરજી.

કેળવણીનો પ્રચારયુગ પણ અસમાપ્ત છે; અને આપણા શિક્ષણને હજી વાસ્તવિક ઉચ્ચ ભૂમિકાએ પહોંચવાને બહુ વાર છે. પશ્ચિમની યુનિવર્સિટીઓએ આપણી ડિગ્રીઓને એ નામની એમની ડિગ્રીઓની સમાન માની નથી એ વાત જવા દઈએ. આપણા વિદ્યાર્થીઓએ પશ્ચિમની યુનિવર્સિટીઓનો અનુભવ લઇને પણ આપણું શિક્ષણ ઊતરતું છે એમ સાક્ષ્ય પૂરે છે એ ભૂલવું નહિ. છતાં, સ્વાભાવિક બુદ્ધિમાં આપણા વિદ્યાર્થીઓ ઊતરતા નથી એ ત્યાંની પરીક્ષાઓના પરિણામથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. પરંતુ, હજુ આપણા દેશમાં વાસ્તવિક ઉચ્ચ શિક્ષણ માટે જોઈએ તેવી ઉચ્ચ યોજના નથી. આ યુગમાં ઇતિહાસ, સાયન્સ, ગણિતશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, પ્રાચીન શોધ, આદિ વિવિધ વિષયનાં મંડળો સ્થપાયાં છે એટલી આ યુગની પ્રગતિ ગણાય, પણ હજી એના ગુણમાં બહુ અપેક્ષિત છે.

આપણી કેળવણીનો આ ઇતિહાસ જોતાં સ્પષ્ટ છે કે એ ઇતિહાસમાં પ્રજાએ શરમાવા જેવું કાંઈ જ નથી. પ્રજા અને પ્રજાના નેતાઓએ અને વિદ્વાનોએ ભૂતકાળમાં ઘણું કર્યું છે અને વર્તમાનમાં પણ જાગૃતિ ચાલુ છે. પરંતુ વર્તમાન યુગે ચાલુ કેળવણી સામે જે બે આક્ષેપો રજૂ કર્યા છે એને સ્વીકારીને આ સંસ્થાએ પોતાના કાર્યમાં સુધારા કર્યા છે એ વિષે બે શબ્દો કહીને મારું ભાષણ સમાપ્ત કરીશ.

એક આક્ષેપ એ છે કે કેળવણી માતૃભાષા દ્વારા જ મળવી જોઈએ અને અત્યારની યુનિવર્સિટીઓમાં તેમાં મળતી નથી. આ સંબંધમાં મારા વિચાર હું વખતોવખત જણાવતો રહ્યો છું, અને તેથી એની પુનરુક્તિ અત્યારે નહિ કરું. હું કેળવણી માટે માતૃભાષાનું દ્વાર સ્વીકારું છું, અને અત્યારે સઘળી યુનિવર્સિટીઓમાં

ક્રમે ક્રમે એ દ્વારા એક પછી એક પરીક્ષામાં સ્વીકારતું જાય છે. હું બી.એ. અને બી. એસસી. સુધી એ દ્વાર સ્વીકારવાના મતનો છું. પણ એમ. એ., એમ. એસસી.માં તો અંગ્રેજી દ્વારા જ વાચન, શિક્ષણ અને પરીક્ષા થવાં જોઇએ, કારણ કે ગાંધીજી કહે છે તેમ એ જ અત્યારે પરદેશ સાથેના આપણા વ્યવહારનું સાધન છે. અને એમ.એ., એમ. એસસી.ની કેળવણી પૃથ્વીના બીજા દેશો સાથે વિશાળ જ્ઞાનની આપ-લે કરવા માટે જ ઉદ્દિષ્ટ છે. વર્તમાન કેળવણીની સંસ્થાઓ સામે રાષ્ટ્રીય શિક્ષણના હિમાયતીઓનો બીજો આક્ષેપ એ છે કે પરદેશી રાજ્યકર્તાઓના બળથી જકડાએલી વર્તમાન યુનિવર્સિટીઓ દેશમાં ગુલામી બુદ્ધિ જ ઉત્પન્ન કરવાનાં યન્ત્રો છે. હિન્દુસ્તાનની કેળવણી અને કેળવાએલા જનોનો ઇતિહાસ એ આ આક્ષેપનો જ્વલન્ત અક્ષરે લખાએલો ઉત્તર છે. 'सा विद्या या विमुक्तये' એ હું માનું છું. પણ વિમુક્તિ એટલે બન્ધનનો અભાવ. સ્વતંત્રતા: એ માત્ર અભાવાત્મક પદાર્થ છે; ખરું છે કે જે વિદ્યા મુક્તિ ન આપે તે કામની નહિ પણ મુક્તિ આપે એટલે બસ એમ માનવું ભ્રાન્તિ છે. વિદ્યાએ મુક્તિ આપવા ઉપરાંત બહુ કરવાનું છે, આત્મત્વ પ્રાપ્ત કરતાં શીખવવાનું છે. અને; વર્તમાન સમયમાં આત્મત્વને અંગે બુદ્ધિ અને હૃદયને કેટલા તેજસ્વી જ્ઞાન અને ઉમદા વૃત્તિઓથી ભરવાનાં છે એ કલ્પના કરો. અને, એ ધોરણે જ આપણી કેળવણીની કિમ્મત કરો, તથા આપણી ભવિષ્યની કેળવણી રચો.

*

## ગુરુવર્ય આનંદશંકરભાઈ

"ગુજરાતમાં તેમ જ સમગ્ર ભારતવર્ષમાં જૂની સંસ્કૃતિના અભિમાની અને ઉપાસક, સંસ્કૃતજ્ઞ, શિક્ષણશાસ્ત્ર વિશારદ એવા જે કોઈ થોડા શ્રેષ્ઠ પુરુષો છે, તેમાં સ્વ. ગુરુવર્ય આનંદશંકરભાઈની આગળ પડતી ગણના થાય છે. આનંદશંકરભાઈ નો જન્મ ગુજરાતમાં થયો એટલું જ, પણ સંસ્કૃતિથી, મનથી, વર્તનથી તેઓ સર્વથા ભારતવર્ષીય જ હતા. સંકુચિત પ્રાંતીયતા અને પ્રાંતભેદનો તેમને કદી પણ સ્પર્શ થયો ન હતો.

ગુરુવર્ય આનંદશંકરભાઈ વિદ્યાસાગર હતા. ઉત્તમ ભણાવે. વિદ્યાર્થીઓની સાથે મળતાવડા અને મીઠો સ્વભાવ. આ સાથે તેઓ ઉત્તમ વ્યવહારજ્ઞ પણ હતા. આ બધા સદ્‌ગુણોને લીધે એમના વિશે પ્રેમ, આદર, પૂજ્યભાવ આવે. બી. એ. ના વર્ગમાં "કાવ્યપ્રકાશ" શિખવાડતાં ચિત્રકાવ્યનો દાખલો આપવાનો એટલે "विद्यादुद्यदुदारदर्दुरदरी..." વગેરે શ્લોક આવ્યો. વર્ગમાંના દરેકને ઊભા કરીને "વાંચો" એમ કહેવા લાગ્યા. મારો વારો આવ્યો ત્યારે બોલ્યા, "બેસો, પછી કહું ત્યારે તમે વાંચજો." આખા વર્ગનો પ્રયત્ન પૂર્ણ થયો ત્યારે છેવટે મને કહ્યું, "માવળંકર, તમે આ શ્લોક આખા વર્ગમાં વાંચી બતાવો." હું તે ભૂલ રહિત અને બરાબર બોલ્યો. એમણે બહુ પ્રેમથી મારું કૌતુક કરીને અભિનંદન કર્યું અને 'આવા ઉચ્ચાર જોઈએ અને એમ બોલાવો જોઈએ' એમ એમણે વર્ગને કહ્યું.

તેમની શુદ્ધ અસ્ખલિત સંસ્કૃત વાણી વિશે મેં સાંભળેલી એક રમૂજી વાત કહું. બી.એ.ના તેઓ સંસ્કૃતના પરીક્ષક હતા. પરીક્ષા મુંબઇમાં હતી. પ્રશ્નપત્રિકામાં છાપખાનાની થોડીક ભૂલો સુધારવા માટે તેઓ પરીક્ષાના મંડપમાં આવ્યા. તેમને જોઈને, તેમનો ગુજરાતી પોશાક જોઈને, પોતાના ઉચ્ચારો વિશે અભિમાન ધરાવતા મહારાષ્ટ્રિય વિદ્યાર્થીઓ કાંઈક મઝાકમાં સ્મિત કરીને એક બીજા સામે જોવા લાગ્યા. હવે, ગુજરાતી ઉચ્ચારોની મશ્કરી કરવા જેવું સાંભળવા મળશે એવી અપેક્ષા. પણ ગુરુવર્ય આનંદશંકરભાઈએ વાંચવાની શરૂઆત કરી એટલે તરત જ બધા પોતાની જગ્યાએ માથું નીચે નમાવી સાંભળતા જ રહ્યા.

ગુરુવર્ય આનંદશંકરભાઈ ને બધા ભારતીય વિદ્વાનો વિશે, દેશભક્તો વિશે બહુ આદર હતો. ગમે ત્યારે તેઓ કોઇના દોષ ન કહેતાં માત્ર ગુણ હોય તેટલા જોતા અને ગૌરવ કરતા."

('આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ') — ગણેશ વાસુદેવ માવળંકર

*

આવેલું તે વખતે મૉન્ટેગ્યૂ સાહેબને ૧૦-૧૨ લીટીની એક 'Monster Petition' મોકલવાનું ગાંધીજીએ ઠરાવ્યું. એ અરજી ગાંધીજીએ પોતે જ ઘડી કાઢી. એમાં એમણે બ્રિટિશ સરકારને વિનંતી કરી કે ૧૯૧૬ની સાલમાં લખનૌમાં મળેલી કૉંગ્રેસની બેઠકનાં સૂચનો અને સુધારાઓ પ્રમાણે ભારતમાં નવેસરથી જ પગલાં ભરો અને બંધારણીય જોગવાઈઓ કરો. આ 'મૉન્સ્ટર પિટિશન'માં હજારોની સહીઓ લેવાઈ તેના કામમાં ગાંધીજીની આગેવાની નીચે વલ્લભભાઈ, માવળંકર, હું અને બીજા સામેલ થયા. ધીરે ધીરે, વલ્લભભાઈ અને માવળંકર અને હું એકમેકની નજીક આવી રહ્યા.

એક વાર વલ્લભભાઈ અને હું બોરસદ જઈ રહ્યા હતા. વલ્લભભાઈ ગુજરાત સભાના પ્રતિનિધિ હતા જ્યારે હું મુંબાઈની હોમરૂલ લીગનો હિમાયતી હતો. નડિયાદ સ્ટેશને અમારી આંખો ટકરાઈ! મેં એમને સ્વીકાર્યા ને એમણે મને; વલ્લભભાઈની આંખ તો એવી કાતીલ—જાણે ફાટેલી આંખ હતી! લાંબો વખત એમની સામે જોઈ ન શકાય.

પછી તો અમારો સંયુક્ત મોરચો અમદાવાદના ને ગુજરાતના જાહેર જીવનમાં શરૂ થયો. ભદ્રમાં વલ્લભભાઈને ઘેર અમે બેસતા અને મળતા. માવળંકરનું મકાન પણ ભદ્રમાં જ હતું. વલ્લભભાઈ પોતાને ઘેરથી બૂમ પાડીને માવળંકરને બોલાવે અને માવળંકર આવે, અને અમારી વાતોચીતો શરૂ થાય. એ વખતે શ્રી કાલીદાસ જશકરણ, શ્રી બચુભાઈ, વગેરે સાથીદારો પણ હતા. ૧૯૧૮ની સાલમાં દુકાળ રાહતનું કામ શરૂ થયું ત્યારે શેઠ કસ્તુરભાઈ લાલભાઈ અને શેઠ અંબાલાલ સારાભાઈ પણ જોડાયા. માવળંકર અને હું તથા બીજા કેટલાક સાથીઓ દુકાળ રાહત સમિતિના મંત્રીઓ તરીકે કામ કરતા હતા.

ખેડા જિલ્લાના ખેડૂતોની લડતનો જન્મ અમદાવાદમાં વલ્લભભાઈને ઘેર થયો એમ કહી શકાય. અતિવૃષ્ટિને કારણે પાકને ખૂબ નુકસાન થયું હતું. એટલે, ખેડૂતો માટે ભારે મહેસૂલ ભરવાનું અશક્ય હતું. ખેડૂતોની લડતની આગેવાની ગાંધીજીએ લીધી. માવળંકર ગુજરાત સભાના મંત્રીપદે હતા એટલે એ પણ ચળવળમાં જોડાયા જ. હું અડુક-દડુકિયા તરીકે હતો. ખેડા જિલ્લામાંની ખેતીવાડીની બેહાલત નજરોનજર શ્રી વિઠ્ઠલભાઈ પટેલે તથા શ્રી ગોકળદાસ કાનદાસ પટેલે જોઈ હતી. અને, એ આધારે એમણે ખેડાના કલેક્ટર શ્રી નામજોશી આગળ જરૂરી રજૂઆત પણ સાદર કરેલી. પરંતુ નામજોશીએ કોઠું ના આપ્યું. વિઠ્ઠલભાઈનો આંખે દેખ્યો હેવાલ અમે પછી અમદાવાદમાં વલ્લભભાઈને ઘેર મેળવ્યો. તેમણે તો ગવર્નરને અરજી કરવાની જ સલાહ આપી. પણ જ્યાંથી વિઠ્ઠલભાઈએ પૂરું કર્યું ત્યાંથી ગાંધીજીએ શરૂ કર્યું. ગાંધીજીએ કહ્યું કે ખેડા જિલ્લાની સ્થિતિની હું જાતે તપાસ કરીશ અને પછી જ જે કોઈ લડત આપવી પડશે તે અંગે વિચાર અને નિર્ણય કરીશ. ખેડા જિલ્લામાંની આશરે ૬૦૦ ગામોની આવી જાત-તપાસ કરવાની હતી. તે માટે ગાંધીજીએ એક દિવસ જાહેર કર્યું કે આ કામ માટે જે કોઈને સ્વયંસેવક તરીકે આવવું હોય તેમણે આવતી કાલે બપોરે એક વાગે અહીંથી ઊપડીને નડિયાદમાં અનાથ-આશ્રમમાં મને મળવું. વલ્લભભાઈ, માવળંકર, હું અને બીજા અમે સહુ સમયસર નડિયાદ પહોંચી ગયા. પંદર દિવસમાં અમારા બધાના પૂરા હેવાલ મેળવ્યા પછી ગાંધીજીએ કમિશ્નર પ્રૅટને અને મુંબાઈના ગવર્નરને કાગળો લખી ગરીબ ખેડૂતો માટે રાહત માગી. પણ ન્યાય માટેની આ માગણી સરકારી તંત્રે નકારતાં ગાંધીજીએ ના-કરની લડત શરૂ કરી. હોમરૂલના શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ તે વખતે ગાંધીજી પાસે આવીને કહેવા લાગ્યા કે તમે આ બધું શું કરો છો? ખેડૂતોને ના-કરની કેવી સલાહ આપો છો? આમ કરવાથી તો ખેડૂતોની જમીન હરાજ થઈ જશે! પણ ગાંધીજી મક્કમ રહ્યા અને વિજયી થયા. એ દિવસથી જ ગુજરાતના રાજકારણમાંથી શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ હટતા ગયા.

ત્યાર પહેલાં, સને ૧૯૧૮ના આરંભમાં, અમદાવાદના મિલમજૂરોની લડત આવી ઊભી. વલ્લભભાઈ, માવળંકર, હું, વગેરે સહુ—મેં અગાઉ કહ્યું તેમ—એક કુટુંબ જેવા થઈ ગયા હતા. મજૂરોની લડતમાં શ્રીમતી અનસૂયાબેન સારાભાઈ તથા શ્રી શંકરલાલ બૅંકર અગ્રણી હતાં તે ખરું. પણ અમે પણ એ લડત

માં સાથે તો હતા જ. તે વખતે ગાંધીજી અને આચાર્ય આનંદશંકરભાઈ ખુબ એકમેકના સંબંધમાં ને ગાઢ પરિચયમાં આવ્યા. આનંદશંકરભાઈ ને એક સજ્જન અને સૌમ્ય પુરુષ તરીકે ગાંધીજી પિછાનતા થયા. મને એવું લાગે છે કે ગાંધીજી અને આનંદશંકરભાઈના આવા સારા સંબંધો રચવામાં માવળંકરનો નોંધપાત્ર હિસ્સો હોવો જોઈએ. ગાંધીજીએ અમદાવાદના શેઠીઆઓને કહ્યું કે આનંદશંકરભાઈ ની લવાદી સ્વીકારો અને વીસેક દિવસની હડતાલ પછી એ પ્રમાણેની લવાદી સ્વીકારાઈ.

ગુજરાતમાં આ વર્ષો દરમિયાન ગુજરાત સભા જ મહત્ત્વની રાજકીય સંસ્થા હતી. એ સંસ્થાના મુખ્ય સંચાલક તથા મંત્રી તરીકે માવળંકર મોખરે જ રહ્યા હતા. સંસ્થાના દફતરની જવાબદારી એમના શિરે હતી. ગુજરાત સભાના કાગળપત્રોની જવાબદારી, પત્રવ્યવહાર કરવાની તથા ઠરાવો ઘડવાની અને તે પ્રગટ કરવાની જવાબદારી, વગેરે તમામ કાર્યવાહી અને જવાબદારી માવળંકરના હાથમાં હતી. તે જ સભાની મારફત ખેડા સત્યાગ્રહનું દફતરી કામ ખૂબ કુશળતાથી અને કાર્યક્ષમતા સાથે માવળંકર કરી રહ્યા હતા.

પછી, રૉલેટ ઍક્ટની જુલ્મી જોગવાઈ સામે લડત ચાલી; રૉલેટનો કાયદો ખતરનાક હતો, એનાથી બધે કાળો કેર અને ભયંકર સપાટો ચોતરફ વર્તાવાનો હતો. ગાંધીજીએ તે વખતે મુંબાઈથી આવેલા બધા રાજકારણીઓને સાફ સૂણાવી દીધું કે, 'સરકારની દમનશાહી સામે સત્યાગ્રહ કરવા માટે તમે સહુ તૈયાર છો? આ કાંઈ માત્ર ઠરાવ કરવાનો વિષય નથી.' અનુકૂળ જવાબ મળતાં ગાંધીજીએ એક ઐતિહાસિક તાર વાઈસરૉય લૉર્ડ ચેમ્સફર્ડને મોકલ્યો. એ તારમાં અમારા સહુનાં નામો પણ એમણે મૂક્યાં હતાં. તા. ૬ એપ્રિલ ૧૯૧૯ ને રોજ દેશભરમાં હડતાળ ને પ્રાર્થનાના કાર્યક્રમો થયા. અમદાવાદમાં વિરાટ સભા અને સરઘસના કાર્યક્રમો થયા. ગાંધીજી મુંબાઈથી દિલ્હી રવાના થવા જઈ રહ્યા હતા તે વખતે પલવલ સ્ટેશને તા. ૯ કે ૧૦ એપ્રિલને દિવસે ગાંધીજીની ધરપકડ થઈ. હું તે વખતે વલ્લભભાઈ ને ત્યાં રહેતો હતો. ગાંધીજીની અટકાયતથી આખો દેશ સળવળી ઊઠયો હતો. અમદાવાદમાં પણ વાતાવરણ તંગ હતું. લોકો ઉશ્કેરાટમાં આવીને લાકડીઓ લઈને ફરતા, તેથી અમે ગામમાં ફરીને બને તેટલી ભેગી કરી લીધી. વલ્લભભાઈ, માવળંકર, હું અને દા. કાનુગા ઉપરાંત શ્રી મણિલાલ કોઠારી, શ્રી બચુભાઈ, વગેરે સાથીઓ હતા. વલ્લભભાઈ કાયદાના ભારે ઉસ્તાદ. તંગદીલી જોઈને એમણે કહ્યું કે આ તબક્કે આપણા કોઈથી ઘરની બહાર ન જવાય! સરકારે માર્શલ લૉ જાહેર કર્યો હતો. એક વાર વલ્લભભાઈના ઘરમાં રાતના બત્તી થઈ તે જોઈને લશ્કરના સૈનિકોએ વલ્લભભાઈ અને અમારા પર એવો આરોપ મૂક્યો કે અમે છાનામાના સિગ્નલિંગ કરીએ છીએ! ખેર; આવા એ દિવસો હતા!

ભારતભરમાં ગાંધીપ્રણિત સત્યાગ્રહની શરૂઆતથી ગાંધીયુગનો આરંભ થયો. પછી, સને ૧૯૨૦માં અસહકારની લડત શરૂ થઈ. અસહકાર અંગેનો ઠરાવ ગુજરાતમાં પહેલાં કરીએ અને પછી કલકત્તા કૉંગ્રેસ જઈએ એવી ભૂમિકા ગાંધીજીની સલાહથી અમે સહુએ લીધી હતી. ઑગસ્ટની આખરે ગુજરાત રાજકીય પરિષદમાં પહેલો ઠરાવ થયો અને પછી કલકત્તા કૉંગ્રેસમાં અસહકારનો ઠરાવ બહુમતીથી પસાર થયો; સર્વશ્રી વિઠ્ઠલભાઈ પટેલ, બિપિનચંદ્ર પાલ અને ચિત્તરંજનદાસ ઠરાવની વિરુદ્ધમાં હતા. પણ પછી ડિસેમ્બરની નાગપુરની કૉંગ્રેસમાં અસહકારનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો. કલકત્તાથી જ ગાંધીજી સાથે પંડિત મોતીલાલ નેહરુ ભળ્યા. અલીભાઈ ઓ — મહમદઅલી અને શૌકતઅલી — પણ ગાંધીજી સાથે પહેલેથી હતા જ. સને ૧૯૨૧ના આરંભમાં ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિનું બંધારણ અમે ઘડ્યું: વલ્લભભાઈ પ્રાંતિક સમિતિના પ્રમુખ બન્યા તથા માવળંકર અને હું મંત્રીઓ થયા. ૧૯૨૧ ની સાલમાં નવી પ્રાંતિક સમિતિ રચાઈ તે પહેલાં સને ૧૯૨૦ના ઑગસ્ટમાં અમદાવાદમાં ભગુભાઈના વંડામાં રાજકીય પરિષદની જંગી બેઠક મળી હતી. તેમાં બુલંદ અવાજે અમે સહુએ ભાષણો કર્યાં, અને અસહકારનો ઠરાવ પસાર થયો. શાળા–મહાશાળાઓમાં બહિષ્કારની વાત ગાંધીજીએ કરી એટલે એની અવેજીમાં નવું રાષ્ટ્રીય શિક્ષણ આપવા માટે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાનો ઠરાવ પણ થયો, અને ગાંધીજીએ એ પ્રમાણે વિદ્યા-

પીઠ સ્થાપી.

સને ૧૯૨૧માં ગુજરાત પ્રાંતિક સમિતિ રચાઈ તે પહેલાં ગુજરાત રાજકીય પરિષદ અને ગુજરાત સભા સક્રિયપણે કામ કરતી હતી. જૂના મુંબાઈ રાજ્યમાં બહુભાષી વસ્તીનાં એકમો હતાં. ગાંધીજીએ ભાષાવાર પ્રાંતરચનાની વાત અને હિમાયત શરૂ કરી અને એ રીતે સને ૧૯૨૧માં ગુજરાત માટે અલગ પ્રાંતિક સમિતિ રચાઈ. ત્યાર પછી, ૧૯૨૨ની સાલમાં ગાંધીજી ફરી જેલમાં ગયા. સને ૧૯૨૩ની સાલમાં હું જેલમાં ગયો ને બીજે વરસે (સને ૧૯૨૪) છૂટચો તે વખતે ચરખા અંગે ગાંધીજી સાથે મારે મતભેદ થતાં હું મુંબાઈ ચાલ્યો ગયો. પણ દાદાસાહેબ તો આ બધાં વર્ષો દરમિયાન પ્રાંતિક સમિતિના મંત્રીપદે સુંદર કામગીરી કરી રહ્યા હતા. ગાંધીજીનાં બધાં કાર્યોમાં માવળંકર સામેલ હતા. માવળંકરને તોલે આવે એવો કોઈ બીજો માણસ તે વખતે હતો નહિ. પછીથી બારડોલી સત્યાગ્રહમાં અને ત્યાર બાદ મીઠાના સત્યાગ્રહમાં માવળંકર સામેલ થયા અને જેલમાં પણ ગયા.

સને ૧૯૩૭માં પ્રાંતિક સ્વરાજનો કાયદો ભારતમાં અમલી બન્યો અને તે વખતના મુંબાઈ રાજ્યની ધારાસભા માટેની ચૂંટણીઓ થઈ તેમાં દાદાસાહેબ માવળંકર અને બળવંતરાય પરમોદરાય ઠાકોર અમદાવાદમાંથી કૉંગ્રેસી સભ્યો તરીકે ધારાસભામાં ચૂંટાયા. તરત જ માવળંકરની વરણી મુંબાઈ ધારાસભાના સ્પીકરપદે થઈ. ત્યારથી શરૂ કરીને છેક અવસાન સુધી દાદાસાહેબ સ્પીકરપદે ચાલુ રહ્યા — પ્રથમ મુંબાઈમાં, પછી નવી દિલ્હી ખાતે વડી ધારાસભામાં, ત્યાર બાદ વચગાળાની પાર્લમેન્ટમાં અને છેલ્લે નવી ચૂંટાયેલી પ્રથમ લોકસભામાં—આમ, જીવનના અંત સુધી દાદાસાહેબ સ્પીકર રહ્યા.

ગુજરાત સભાના વખતથી દાદાસાહેબ ગાંધીજીની સાથે સતત રહ્યા—એટલે કે ગાંધીજીની પ્રવૃત્તિઓ સાથે સક્રિયપણે સંલગ્ન રહ્યા. માવળંકરની પ્રકૃતિ પ્રમાણમાં નરમ, પણ એમનામાં પુણ્યપ્રકોપ ઓછો નહોતો, એમના દિલની અંદર એ બરાબર જલતો રહેતો. ગાંધીજીના સહવાસથી માવળંકર ઘડાતા ગયા અને ગાંધીજીના પૂરા ને પાકા સહયોગી તેઓ બની રહ્યા.

પરંતુ, માવળંકરની કારકિર્દી કેવળ રાજકીય નહોતી. તેઓ માત્ર સ્પીકર જ નહોતા. સમાજનાં અન્ય ક્ષેત્રોમાં પણ એમણે ખૂબ મહત્ત્વનું કાર્ય બજાવ્યું હતું. એમ કહી શકાય કે ગાંધીજી જો તે સમયે ન હોત તો માવળંકર કદાચ રાજકીય ક્ષેત્ર કરતાં સામાજિક સેવાનાં અને કેળવણીનાં ક્ષેત્રોમાં વધુ પંકાયા હોત. અને, અલબત્ત, આ બન્ને ક્ષેત્રોમાં પણ દાદાસાહેબ માવળંકર પાછળથી પંકાયા તો ખરા જ. મારે કહેવું જોઈએ કે, કેળવણી વિશેનાં અમારાં સ્વપ્નાં મૂર્તિમંત કરવાનો અને સિદ્ધ કરવાનો યશ દાદાસાહેબને ફાળે જાય છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરવામાં માવળંકરે પહેલ કરી. અલબત્ત, શેઠ કસ્તુરભાઈ લાલભાઈ, શેઠ અમૃતલાલ હરગોવનદાસ અને બીજા શેઠિયાઓ તથા બીજા કાર્યકરો – નાગરિકો એમાં હતા અને છે, પણ એ બધામાં સૂત્રધાર તો માવળંકર જ રહ્યા હતા. ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે માવળંકરે કરેલું આ કામ કોઈ નાનું સરખું નથી. એ બહુ વિકટ અને ભારે કામ એમણે કરી બતાવ્યું. આટલી બધી કૉલેજો ઊભી કરવી, તે માટેના નીતિનિયમો અને એ અંગેની નિમણૂકો કરવી, વ્યવસ્થા-તંત્ર ઊભું કરવું અને ચાલુ રાખવું, હિસાબો વ્યવસ્થિત અને સુઘડ રખાવવા, નાણાં ભેગાં કરવાં, વગેરે બધું તંત્ર-સંચાલન ખૂબ જ ભગિરથ પુરુષાર્થ માગી લે એવું હતું અને માવળંકરે તે જ્વલંત રીતે પાર પાડયું.

મેં અગાઉ કહ્યું તેમ, રાજકીય ક્ષેત્રનું અને સ્પીકરપદનું કામ–એટલું જ પ્રદાન માવળંકરનું નહોતું. ઘણી દિશાઓમાં અને ઘણાં ક્ષેત્રે દાદાસાહેબે મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું. મ્યુનિસિપલ ક્ષેત્રે પણ તેઓ અનેક વર્ષો સુધી રહ્યા. અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે પણ તેઓ રહ્યા અને મ્યુનિસિપલ વહીવટના એક મુખ્ય સંચાલક અને માર્ગદર્શક તરીકે તેમણે ઘણી મોટી સેવાઓ આપી. પણ, મ્યુનિસિપલ કામકાજથી હું અજ્ઞાત છું, એટલે માવળંકરના આ પાસા વિશે હું વધુ નહિ કહું.

દાદાસાહેબ છેક સુધી એક સાચા અને શિસ્તબદ્ધ

કૉંગ્રેસી હતા. કૉંગ્રેસની નીતિ અને શિસ્તના પાલનમાં તેઓ વફાદાર હતા, પણ એ કારણે માવળંકરનું વ્યક્તિત્વ છેક ભૂંસાયું નહોતું. દાદાસાહેબ માવળંકર એક વિચારક હતા, અભ્યાસી હતા; નિરંતર વિચાર કરવાની એમને ટેવ હતી. કૉંગ્રેસના નેતાઓ જે કાંઈ ઠરાવે તેને માવળંકર જરૂર માન આપતા. આમ, કૉંગ્રેસના નિર્ણયોને માન્ય રાખવા છતાં, માવળંકર દિલમાં ઊંડે ઊંડે કેટલીક ચોક્કસ માન્યતાઓ સેવતા. દાખલા તરીકે, ચૂંટણીની રસમો અને ઉમેદવારોની પસંદગી બાબતના તેમના આગ્રહો સુસ્પષ્ટ હતા. મારા જેવાને નિકટનો માણસ માવળંકર ગણતા હતા, અને તેથી અનેક વાર તેઓ મારી આગળ પોતાના અંતરની માન્યતાઓ રજૂ કરતા હતા. મારા જેવા જૂના સાથી સમક્ષ તેઓ દિલ ખોલીને બોલતા, પોતાનો અસંતોષ કે વિરોધ હોય તે વિશેની વાતો ઠાલવતા અને એ રીતે ઘણી વાર પોતાના હૈયાની વરાળ કાઢતા.

દાદાસાહેબ માવળંકર હરહંમેશ એમના અંતઃકરણનાં આદેશને માનતા હતા. મ્યુનિસિપલ અને કેળવણી ક્ષેત્રો વિષે મેં ઉલ્લેખ કર્યો જ છે. લોકસભાના સ્પીકર તરીકે મેં એમને જોયા નથી. કારણ કે, હું તે વખતે લોકસભામાં નહોતો. સને ૧૯૪૪ થી સને ૧૯૫૬ સુધી હું મહેમદાવાદ પાસે આશ્રમ ચલાવતો હતો અને એનું કામ કરતો હતો. પણ ઈશ્વરનો સંકેત કેવો, અને કુદરતનો ચમત્કાર પણ કેવો! દાદાસાહેબના અવસાન પછી અમદાવાદ શહેર અને જિલ્લાની લોકસભાની બેઠક પર આશરે ૧૧ માસ (એપ્રિલ ૧૯૫૬ થી માર્ચ ૧૯૫૭) દાદાસાહેબનાં ધર્મપત્ની સુશીલાબેન બિનહરીફ ચૂંટાઈને ચાલુ રહ્યાં અને ત્યાર પછી સને ૧૯૫૭ની સામાન્ય ચૂંટણીમાં એ જ બેઠક પરથી મેં ચૂંટણી લડી અને હું એમાં જીત્યો. મારા પર એ બેઠક લડવા માટે તે વખતના મિત્રો—સાથીદારો તરફથી ફરજ પાડવામાં આવી હતી. હું જાણતો હતો કે દાદાસાહેબે શોભાવેલી એ બેઠક પર મારો કોઈ અધિકાર નહોતો. માવળંકરના પેંગડામાં પગ હું મૂકી ન શકું. પરંતુ, સંજોગો પણ બધા બદલાઈ ગયા હતા. હું જો કે આખો વખત પાછો હઠવાની કોશિશ કરતો હતો,—પણ સંજોગોએ મને આગળ ધકેલ્યો—છેક છેલ્લે દિવસે હું ફૉર્મ ભરી આવ્યો!

સને ૧૯૪૪થી સને ૧૯૫૬નાં વર્ષો દરમિયાન હું આશ્રમ ચલાવતો હતો એ વાત મેં હમણાં કરી; આશ્રમમાં નવાં મકાન અમે ઊભાં કરેલાં. ત્યારે એક વાર, દાદાસાહેબ તેમના મહારાષ્ટ્ર સોસાયટીમાંના મકાનના ચોગાનમાં ખાટલા પર બેસતા અને વાતો—ગમ્મત કરતા તે અરસામાં એમની તબિયત એક વાર નાદુરસ્ત થએલી ત્યારે હું મળવા ગયો ત્યારે મને એમણે હરખથી ને આનંદથી આવકાર્યો હતો. સારા નસીબે એમની તબિયત સુધરવા લાગી એટલે પછી મેં મારી વાત પૂરબહારમાં ચલાવી અને માવળંકરે એ બધી વાતો ખૂબ રસથી સાંભળી. મહેમદાવાદ પાસે મેં ૬૦ વીઘા જમીન પર આશ્રમ સ્થાપેલો. ૬૦–૭૦ આદિવાસી અને હરિજન બાળકો ત્યાં ભણતાં હતાં અને રહેતાં હતાં. મેં સ્થાપેલ ગ્રામ-વિકાસ સંઘના પ્રમુખ થવા માટે મેં માવળંકરને વિનંતી કરી અને એમણે તે સહર્ષ સ્વીકારી. તેઓ મહેમદાવાદ આવ્યા. નદી પાર કરીને આશ્રમમાં આવ્યા. કુદરતની શાંતિ જોઈ તેઓ ખુશખુશાલ થઇ ગયા, સૃષ્ટિ-સૌંદર્યથી તેઓ બહારમાં આવી ગયા. ગ્રામવિકાસ સંઘના પ્રમુખ તરીકે દાદાસાહેબ હતા તો એના મંત્રી તરીકે હું રહ્યો હતો. દાદાસાહેબ ત્રણેક વાર અમારા આશ્રમમાં આવ્યા હતા અને રાત પણ રહ્યા હતા. એવી એક મુલાકાત દરમિયાન અમારી ગૌશાળાનું ઉદ્ઘાટન એમણે કર્યું. આશ્રમના અમારા કૂવાનું પાણી પણ એમણે પીધું. એ પાણી એમને બહુ મીઠું લાગેલું. આવા નયનરમ્ય વાતાવરણમાં ૬૦–૭૦ હરિજન અને આદિવાસી બાળકો શિક્ષણ મેળવે એ વિચારથી દાદાસાહેબ માવળંકર મુગ્ધ થઈ ગએલા. આશ્રમની આવી જગ્યા એમને ખૂબ ગમી.

ત્યાર પછી અમે વધુ જમીનો લીધી, પ્લૉટ્સ પણ પાડ્યા. મેં તો આવો કોઈ ધંધો કદી કર્યો નહોતો. આજ સુધીના મારા બધા ધંધા ઊંધા જ વળેલા, અને એ બધામાં મેં દેવાળું જ કાઢેલું! પણ, આશ્રમના આ કામ અંગે જમીનો, વગેરે લેવાનો જે આ ધંધો કર્યો તેમાં હું માવળંકરના ઉત્તેજનથી જ ફાવ્યો. દાદાસાહેબે કેવળ આશીર્વાદ જ ન આપ્યા, પોતે તરત બે પ્લૉટ્સ પણ ત્યાં ખરીદ્યા અને તરત ૫૦૦ રૂપિયાનો ચેક એમણે મને મોકલી આપ્યો. એમાંથી અમે વાત્રકનગર

ઊભું કર્યું. હું પણ જરા ઉસ્તાદ તો ખરો! 'ગુજરાત સમાચાર'માં મેં લખાણ મોકલ્યું કે દાદાસાહેબે વાત્રક-નગર સ્થાપવાનું મંગલાચરણ કર્યું છે. અમે લીધેલી જમીન પરાની હતી. એટલે મૂડીરોકાણ શક્ય નહોતું, પણ માવળંકરના આશીર્વાદ અને સક્રિય સાથનો જાદુ એ થયો કે જોતજોતામાં મારા ખોબામાં દસ હજાર રૂપિયા આવ્યા! મને થયું કે આવો ધંધો તો ગજબ કહેવાય! મારો લોભ વધ્યો. મને થયું કે મેશ્વોનગરની બીજી યોજના શરૂ કરું. એ અંગે મેં માવળંકરને કાગળ લખ્યો. એમણે તરત એનો સવિસ્તર જવાબ આપ્યો. એ કાગળમાં દાદાસાહેબે મીઠીમીઠી ભાષામાં તળપદી બુદ્ધિથી સરસ સલાહ આપી હતી અને સરસ સૂચનાઓ કરી હતી. દાદાસાહેબનો આ સવિસ્તર પત્ર મેં પત્રિકા રૂપે છાપ્યો. એમની જ શુભેચ્છા ને શુભાશિષથી એ પત્રિકા બધે ફેલાવી. મારી નેકી વિશે માવળંકરને પૂરેપૂરો ભરોસો હતો. જમીન, વગેરેની આ યોજનાઓને કારણે, દાદાસાહેબ માવળંકરની મદદથી હું આશ્રમ માટે આશરે દોઢ લાખ રૂપિયા કમાયો! જિંદગીમાં હું કદી આવું કમાયો નહોતો. હું તો ખર્ચી જ જાણું!

પછી, અમે વાત્રક સહકારી વિકાસ મંડળની સ્થાપના કરી. એના પ્રમુખ તરીકે પણ અમે દાદાસાહેબને ચૂંટી કાઢ્યા. મારી દાનત એમ કે નફાની મળેલી બધી રકમ આશ્રમને આપવી. પણ અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાના મકાનમાં દાદાસાહેબના પ્રમુખપદે મળેલી સભામાં સહુ ભાઈઓની ચર્ચાવિચારણા બાદ દાદાસાહેબે એવી સૂચના કરી કે નફાની અડધી રકમ આશ્રમને મળે અને બાકીની અડધી પ્લૉટહોલ્ડરોને મળે. અમે સહુ તે સૂચના મુજબ ઠરાવ કરીને રાજીખુશીથી તે દિવસે વિખેરાયા. તડજોડ કરવાની તો દાદા માવળંકરને પ્રથમથી ટેવ હતી જ.

આ બધા સંબંધો, કામો ને અનુભવોને લીધે દાદાસાહેબ માવળંકર સાથે મારો નવો આત્મીય સંબંધ બંધાયો. સને ૧૯૪૦–૪૧માં હું જેલમાં હતો. દાદાસાહેબ પણ જેલમાં હતા (વ્યક્તિગત સત્યાગ્રહ અંગે). ૧૯૪૪ની સાલથી હું આશ્રમમાં સ્થિર થયો હતો તેમ છતાં કોઈ કોઈ વાર અમદાવાદ આવતો હતો અને રહેતો હતો. મારા પહેરવેશનું કશું ઠેકાણું નહોતું! મારા લેંઘામાં મોટાંમોટાં બાકોરાં હોય, પહેરણ ફાટેલું હોય અને કોટને વધારે પડતાં થીંગડાં મારેલાં હોય! માવળંકર દાદાએ જાણ્યું ને સાંભળ્યું કે ઇન્દુલાલ ફાટેલાં કપડાં પહેરે છે. હું તે વખતે અમદાવાદમાં રાયખડમાં પ્રાર્થના સમાજમાં રહેતો હતો. એક દિવસ અચાનક સવારના પહોરમાં દાદાસાહેબ માવળંકર એમની વિશિષ્ટ એવી ખાદીની પોણી તંગડી પહેરીને મને મળવા આવ્યા! હું ચમકયો! મેં કહ્યું ખરું કે આવો, પણ મારી પાસે કશું ન મળે, ચાપાણીનું સાધન પણ નહિ. હું તો પ્રાર્થના સમાજની એક ઓરડીમાં પડયો રહેતો અને પડોશની મદ્રાસી હૉટેલમાં સવારે એક આનાની ચાહ પી આવતો અને એ જ વખતે મફતમાં 'ગુજરાત સમાચાર' પૂરું વાંચી લેતો! મારો આ શિરસ્તો જૂનો હતો. હું જ્યારે યુરોપમાં બર્લિનમાં રહેતો હતો ત્યારે વૉલ્ટર રાઈમેનની કૅફેમાં ૬૦ ફિનિગમાં–એટલે કે આશરે પોણા રૂપિયામાં–હું કૉફી પીતો અને તે જ વખતે લંડન 'ટાઈમ્સ'ના ઘણા અંક વાંચી જતો, કૅફેમાંની બાઈ સાથે મારી ગોઠવણ હતી કે લંડન 'ટાઈમ્સ'-ના ભેગા થએલા અંકો તે સાચવી રાખે અને હું જ્યારે કૉફી પીવા જાઉં ત્યારે ચાર છ દિવસનાં સામટાં 'ટાઈમ્સ' વાંચી કાઢું!

ખેર; મેં માવળંકરને પૂછ્યું કે, 'દાદાસાહેબ, કેમ પધાર્યા છો?' માવળંકર કશું બોલ્યા નહિ, પણ મારાં કપડાં તરફ તેઓ જોતા રહ્યા. મને તેઓ કહે, 'કેમ, આવાં કપડાંમાં ફરો છો? તમને આ શોભતું નથી.' મેં ફટ દઈને જવાબ વાળ્યો કે, 'પૈસા છે તે પ્રમાણે પહેરીએ છીએ!' પણ દાદાસાહેબનું ને મારું તો પરસ્પર જૂનું મમત્વ હતું, એટલે તેઓ મારા પર વારી ગયા. મને એમણે સારાં કપડાં આપ્યાં. અવારનવાર હું પછી એમને ઘેર જવા ને કયારેક રાત રહેવા પણ લાગ્યો. બાકી, મારી ટેવ એટલે આમતેમ કાચરકુચર ખાઈ લઉં, ગાંઠિયા અને ચાહ પર ચલાવું. ૧૯૪૦ ની સાલની વાત હું આ તબક્કે કહું તો, હું મણિનગરમાં મારા કાકાને ઘેર રોજ ચાલતો જતો હતો. જાણે Hunger March –ભૂખની કૂચ—પર જઈ રહ્યો હોઉં! ભૂખની એ કૂચ કાકાને ઘેર અટકતી અને મણિનગરમાં પછી

જમીને હું સૂઈ જતો.

મને છેલ્લું સ્મરણ દાદાસાહેબનું થાય છે ૧૯૫૬ ની સાલનું. ઉત્તરાયણની પહેલાંના એ દિવસો હતા. દાદાસાહેબ માવળંકરે મને ખૂબ પ્રેમપૂર્વક નિમંત્રણ આપીને બોલાવ્યો, અને એમણે સ્થાપેલી શ્રી રામાનંદ મહાવિદ્યાલય (જે પાછળથી એચ. કે. આર્ટ્સ કૉલેજ તરીકે પરિવર્તિત થઈ)માં મને કૉલેજના વાર્ષિકોત્સવ પ્રસંગે અતિથિવિશેષ તરીકે બોલાવ્યો. હું તો આભો જ બન્યો. હું જાણતો હતો કે કૉલેજોના વાર્ષિકોત્સવોમાં તો આગેવાનોને અને પ્રધાનોને હમેશાં બોલાવવાનો રિવાજ હતો. એમાં આપણો કોઈ નંબરગંબર લાગે નહિ! પણ, મારે માટે માવળંકરદાદાને ઘણી સ્નેહભરી લાગણી હતી. વળી, રામાનંદ કૉલેજ સાથે મારા એક જૂના મિત્ર શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ પણ સક્રિયપણે સંલગ્ન હતા. એટલે, ૧૯૫૬માં સંક્રાંતિની આસપાસમાં નિમંત્રણ મળતાં હું તો સાનંદ આશ્ચર્યમાં ડૂબી ગયો. વાર્ષિકોત્સવની એ સભામાં દાદાસાહેબે મને અતિથિ વિશેષ તરીકે નવાજ્યો અને મારે માટે જે શબ્દો વાપર્યા તે સાંભળીને હું ઘણો શરમાઈ ગયો! હું તો આજ લગી બહાર ફેંકાઈ ગયેલો માણસ હતો, નેનપુર જેવા ફ્લૅગ સ્ટેશન પાસે આશ્રમમાં પડ્યો રહ્યો હતો. ત્યાં ન મળે કોઈ વીજળી કે ન દેખાય કશો ઝાકઝમાટ! મને થયું કે આવા માણસને ઓચિંતો કઠેડે ક્યાં ચડાવ્યો? મારા દિલમાં ભાવના થઈ કે માવળંકરદાદાએ મારા પર ઘણો જ ઉપકાર કર્યો છે! દાદાસાહેબે તે વખતે કેટલી બધી મીઠાશથી અને કેટલા બધા ભાવપૂર્વક મારું સન્માન કર્યું. અમારા બન્નેના ફોટાઓ પાડવામાં આવ્યા. ગ્રૂપ ફોટો પણ થયા.

કૉલેજો અને ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે માવળંકરે ઐતિહાસિક કામગીરી કરી બતાવી. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના એમના જ પુરુષાર્થને આભારી છે. ગુજરાત યુનિવર્સિટીના પ્રથમ વાઈસ ચાન્સેલર ભલે તેઓ ના થઈ શક્યા. પણ સમગ્ર યુનિવર્સિટીના સંચાલક તથા કૉલેજોના સંચાલક તરીકે તેમણે જ મહદ્ અંશે કામગીરી બજાવી. ભારતની પાર્લમેન્ટના પ્રથમ સ્પીકર તેઓ હતા જ. ગાંધીજી જ્યાં સુધી હયાત હતા ત્યાં સુધી દાદાસાહેબ માવળંકર એમના જમણા હાથ જેવા હતા. આવા દાદાસાહેબ મારી આંગળી પકડે અને મને ચડાવે! આ તે સ્વપ્નું કે સાચું એવું ઘડીભર મને લાગ્યું!

દાદાસાહેબ ૧૯૫૬ની સાલમાં જ, ત્યાર પછી, જાન્યુઆરી માસમાં આંધ્રના પ્રવાસે ગયા હતા ત્યાં કમનસીબે તેઓ માંદા પડ્યા અને ફેબ્રુઆરી મહિનામાં અમદાવાદ સ્વગૃહે પાછા આવ્યા બાદ તેઓ હૃદયરોગની ગંભીર માંદગીમાં સપડાયા. એ તો કુદરતી જ હતું કે દાદાસાહેબને એ વખતે સંપૂર્ણ આરામ લેવાનો હતો, અને દાક્તરોએ મુલાકાતીઓ પર સખત અંકુશ મૂકેલો હતો. એટલે, દાદાસાહેબ માવળંકર સાથે પછીથી દિલ ખોલીને વાત કરવાનો કોઈ અવસર મને સાંપડ્યો જ નહિ. તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ ને રોજ દાદાસાહેબ માવળંકરની આંખો કાયમને માટે મીંચાઈ!

અમે બધાએ ભારે ગમગીની અનુભવી. દૂર રહ્યા રહ્યા ગામડે બેઠેલા અમે નેનપુરમાં અશ્રુ સાર્યાં. ગ્રામવિકાસ સંઘની સભામાં અમે દાદાસાહેબને પ્રેમાદરપૂર્વક શ્રદ્ધાંજલિ આપી. ત્યાર પછી આશ્રમ અને સંઘ અંગે કેટલીક બીજી વ્યવસ્થાઓ કરવાની જરૂર હતી તે કરી. દાદાસાહેબનું સ્થાન લઈ શકે એવું તો કોઈ હતું જ નહિ, એટલે દાદાસાહેબ જે બે સ્થાન પર એક સાથે હતા ત્યાં પછી આશ્રમનો પ્રમુખ હું બન્યો અને પ્લૉટહોલ્ડરોના પ્રમુખ બીજા એક ભાઈ બન્યા.

દાદાસાહેબ માવળંકરના જવાથી ખૂબ મોટી ખોટ આપણને પડેલી છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીમાં એમની જગ્યા લઈ શકે એવી કોઈ વ્યક્તિ આજે પણ નથી, પહેલાં પણ નહોતી. સરદાર વલ્લભભાઈને કે શ્રી મોરારજીભાઈ દેસાઈને કે અન્ય મોટા નેતાઓને ટીકા અને ટકોરના બે શબ્દો દાદાસાહેબ કહી શકતા હતા —આજે એવો કોઈ નેતા સ્પષ્ટ બોલનારો રહ્યો નથી. મને યાદ છે કે અમદાવાદની સાબરમતી જેલમાં કેદીઓ પર ગોળીબાર થયેલો તે વખતે દાદાસાહેબ સમસમી ઊઠેલા. શ્રી મહેન્દ્ર શાંતિલાલ શાહ પણ ત્યારે એક બંદીવાન તરીકે હતા. એ આખા મામલાના બધા કાગળો મહેન્દ્રભાઈએ દાદાસાહેબ આગળ મૂક્યા

અને માવળંકરદાદા તો હેબતાઈ જ ગયા. એમણે એ વખતે મુંબાઈ સરકારના કૉંગ્રેસી પ્રધાનો સમક્ષ ખૂબ ઉગ્રતાથી ને ઉત્કટપણે વિરોધની રજૂઆત કરી હતી.

દાદાસાહેબ માવળંકર જ્યારે પણ કોઈ વાર અન્યાય થએલો જુએ ત્યારે એમનું દિલ સમસમી ઊઠતું! માવળંકર ખૂબ કુશળ મુસદ્દી હતા અને અનુભવી રાજપુરુષ હતા. અનેક સમુંદરનાં પાણી એમણે પીધાં હતાં, પરંતુ પોતાના દિલની આઝાદી એમણે કદી ગુમાવી ન હતી. અને, હૃદયની કુમાશ એમણે ક્યારે ય ખોઈ નાખી નહોતી. તેઓ સદા એક માનવતાવાદી સજ્જન રહ્યા હતા. સમાજમાં ચાલી રહેલા સિતમ સામે એમના દિલમાં મોટી આગ જલતી હતી. દાદાસાહેબની માનવતાની મોટામાં મોટી ખૂબી આ જ હતી.

ઘણા માણસો અને નેતાઓ જેમ જેમ ઘરડા ને મોટા થાય છે તેમ તેમ એમનાં દિલ અને લાગણી બુઠ્ઠાં બની જાય છે, પણ દાદાસાહેબનું એવું ન હતું. કોઈ વાર બહારનું દુઃખ જુએ ત્યારે દાદાસાહેબ વિહ્વળ બને ત્યારે વલ્લભભાઈ એમને કહે, 'દાદા, શું આટલા ઢીલા પડો છો?' પણ દાદાના દિલમાંની આગ ન બુઝાય. દાદાસાહેબ હંમેશ સરદાર વલ્લભભાઈના નાના ભાઈ અને સહૃદય સાથીદાર રહ્યા હતા. વલ્લભભાઈનું દાદા સાંભળે ખરું, પણ દાદાએ પોતાના દિલની આઝાદી પૂરેપૂરી સાચવી હતી.

આજે અમદાવાદમાં માવળંકરદાદાને પિછાણનારાઓમાં હું એક જૂનામાં જૂનો હજી રહ્યો છું. અમારો પરસ્પર પ્રેમસંબંધ હતો અને આદિથી અંત સુધી હું એમની સાથે સંકળાએલો રહેલો. મારા આવા એક અત્યંત ગાઢ મિત્ર અને સાથીદારને હું અંજલિ આપું છું. માવળંકરદાદા સહૃદય રાજપુરુષ હતા, સન્નિષ્ઠ કેળવણીકાર હતા, ચકોર મુત્સદ્દી હતા. નિષ્ણાત ધારાશાસ્ત્રી તો તેઓ હતા જ. કાયદાની બાબતોમાં ગાંધીજી હંમેશ દાદાસાહેબની સલાહ પૂછતા અને મેળવતા. અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરીને દાદાસાહેબ માવળંકર આપણને સહુને છોડીને ચાલ્યા ગયા છે. આજે તેર વર્ષે પણ આ રીતે મારા હૃદયની અંજલિ આ મહાન માનવતાવાદી મિત્ર અને સજ્જનને આપવાની તક મને મળી તેથી મારા અંતરમાં ઘણી સંતોષની લાગણી થાય છે અને હું કૃતાર્થ થાઉં છું.

*

## ભારતીય રાષ્ટ્રના એક સામર્થ્યવાન ઘટક

'જીવનમાં આપણને સહુને અનેક વ્યક્તિઓનો પરિચય થતો રહે છે. વખત જતાં એ વ્યક્તિઓ નજર બહાર થાય છે અને નવી વ્યક્તિઓનો પરિચય પણ હરહંમેશ બનતો રહે છે. આજ દિન સુધીની જે થોડી અગ્રણી વ્યક્તિઓ મારા નિકટ પરિચયમાં છે તેમાં શ્રી દાદાસાહેબ માવળંકરનું નામ સહેજે તરી આવે છે. એમનું વ્યક્તિત્વ વિવિધ સુંદર પાસાંઓથી સભર હોઈ, આ સુચારિત્ર્યશીલ સજ્જન મારા પૂરેપૂરા સ્વજન બની ગયા છે, અને ઈ. સ. ૧૯૨૮ થી એમનો ને મારો પત્રવ્યવહાર ચાલુ છે. માવળંકર–સરદેસાઈ કુલના ઇતિહાસને કારણે એમની જોડે સમાગમ થયો તે ઉત્તરોત્તર વધી રહ્યો છે. તાજેતરમાંનાં રાજકીય, સામાજિક, વગેરે પરિવર્તનોની તથા નાની મોટી વ્યક્તિઓની ચર્ચા હું ખુલ્લા દિલથી એમની સાથે કરતો રહું છું તે મને વિશેષ ઉદ્‌બોધક લાગે છે. મનુષ્ય-સ્વભાવનું નિરીક્ષણ કરવાનું કૌશલ્ય દાદાસાહેબના જેટલું બીજાંઓમાં મને ખાસ દેખાયું નથી. પાર્લમેન્ટના અધ્યક્ષમાં આ જ ગુણ મુખ્યત્વે જરૂરી હોય છે અને તે જ કારણે તેઓ આ મહત્ત્વના પદ ઉપર નિયુક્તિ પામી શકયા. આપણા ભારતીય રાષ્ટ્રના દાદાસાહેબ માવળંકર એક મહાન સામર્થ્યવાન ઘટક છે.'

('माझी संसारयात્રा') —'રિયાસતકાર' ગોવિંદ સખારામ સરદેસાઈ

*

# અમારા ડાહ્યાભાઈ

સુશીલા ગણેશ માવળંકર

['ડાહ્યાકાકા'ના હુલામણા નામથી જેમને અમે વર્ષોથી બોલાવતા હતા તે અમારા સ્વજન શ્રી. ડાહ્યાભાઈ ગણેશભાઈ પટેલ સાવ ઓચિંતા અમને સહુને છોડીને ચાલ્યા ગયા! સોમવાર, તા. ૨૩ ડિસેમ્બર ૧૯૬૮ ને રોજ ડાહ્યાકાકાએ ચિરવિદાય લીધી. મોટે ઘેર ('સેવાકુટિર'માં—જ્યાં પૂજ્ય દાદાસાહેબ રહેતા હતા) તેઓ એમના હંમેશના નાનકડા બાંકડા પર જરાક આરામ કરતા પડ્યા હતા ત્યાં જ, કોઈને કશી ખબર પડે તે પહેલાં જ, ડાહ્યાભાઈની જીવનજ્યોત બુઝાઈ ગઈ! પોતે રીબાયા નહિ તેમ ઘરનાં કોઈની કશી સારવાર લેવાનું પણ એમણે મુનાસિબ માન્યું નહિ હોય! પૂરી શાંતિથી અને સહજ ભાવે, તથા સુદીર્ઘ સમયના સેવક-પદને જાણે શોભાવતા, તેઓએ આંખો કાયમ માટે મીંચી દીધી!

આ આઘાતજનક બનાવ વખતે સૌ. પૂર્ણિમા અને હું દેવગઢબારિયામાં હતાં. ત્યાંની એસ. આર. હાઈસ્કૂલના મહોત્સવ નિમિત્ત અમે ગયેલાં. અમારી સાથે મોટર-ડ્રાઈવર તરીકે ભાઈ ભીખુ આવેલ. ભીખુ ડાહ્યાકાકાનો મોટો પુત્ર. બારિયામાં ૨૩મીએ રાત્રે અમને તાકીદનો ટેલિફોન-સંદેશો મળતાં અમે રાતોરાત ઘર તરફ પાછાં ફર્યા, અને 'સેવાકુટિર'માં જ્યાં ઝીણી દીવા-બત્તી રોજ હોય અને ડાહ્યાકાકાનો જાગૃત ખોંખારો સંભળાતો હોય તેને બદલે બધું અંધારું જોતાં જ અમે મૂઢ બની ગયા. ડાહ્યાકાકાનાં અંતિમ દર્શન લેતાં સ્વાભાવિક જ અમારાં હૈયાં રડી ઊઠ્યાં અને આંખો ભીની થઈ. બીજે દિવસે—૨૪મીએ—સવારે અમે ચારે ય ભાઈઓએ તથા અન્ય કુટુંબીજનોએ અને ડાહ્યાકાકાના પુત્રો તથા પરિવારે આ મહાન અને અનિમ્ર સેવક-સ્વજનના પાર્થિવ દેહને દુધેશ્વરની સ્મશાનભૂમિમાં અગ્નિ-સંસ્કાર આપ્યા.

ડાહ્યાભાઈ વિશે શું અને કેવી રીતે લખવું એ સમજાતું નથી! મારા જન્મના લગભગ ૨૦ વર્ષ પહેલાં ડાહ્યાભાઈ એક જુવાન છોકરા તરીકે ભદ્રમાં અમારે ઘેર નોકરી માટે જોડાયા. શરૂમાં થોડો વખત તેઓ રોજ કામ ઉપર આવતા—અમારા મકાનનાં બાંધકામ-દુરસ્તીનું કામ ચાલતું હશે તેમાં છૂટક પોરિયા તરીકે તેઓ આવતા થયા, અને થોડા જ વખતમાં પૂરા સમય માટેના ઘરકામના નોકર તરીકે તેઓ અમારા કુટુંબ સાથે જોડાયા તે છેક એમના અવસાન સુધી, અમારા કુટુંબ સાથે જ ગાઢ સંબંધ ધરાવતા ચાલુ રહ્યા! આટલી લાંબી અને અખંડ સેવા કરનારા, અને ખાસ તો તે મેળવનારા, કેટલા ભાગ્યવાન! જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૬૬માં ડાહ્યાકાકા સાથે મેં ખાસ ત્રણ ચાર વિધિસર બેઠકોમાં એમનાં પોતાનાં સંસ્મરણો, દાદાસાહેબ તથા અન્ય વડીલજનો સાથેના પ્રસંગો, વગેરેનું ટાંચણ કરેલું. કોક વાર એ ઉપયોગમાં આવશે એવા ખયાલથી એ નોંધ મેં કરેલી. કદાચ 'અભ્યાસ'ના એકાદ આગામી અંકમાં એ નોંધ ઉપરથી તૈયાર કરેલો લેખ પ્રગટ કરી શકાય.

૨૩મી ડિસેમ્બરે ડાહ્યાકાકા એમની હંમેશની ટેવ મુજબ વહેલી પરોઢે ઊઠીને મોટે ઘેર અને 'પ્રગતિ'નાં આંગણું સાફ કરતા હતા. વહેલી સવારે અમે બારિયા જવા ઊપડ્યાં તે પહેલાં મેં ડાહ્યાકાકા સાથે વાતો કરી અને મજાકમાં એમ પણ ઉમેર્યું કે, 'આટલી વહેલી સવારે ઊઠીને જાતે કચરો કાઢવાનો શ્રમ તમે કેમ ઉઠાવો છો? તમે આરામ કરો ને!' તરત જ ડાહ્યાકાકાએ જવાબ આપ્યો, 'મને આમાં કોઈ મહેનત પડતી નથી અને, હાથપગ તો જેટલા હાલતા-ચાલતા રહે તેટલું શરીર સારું રહે અને મન આનંદમાં રહે!' છેક સુધી ડાહ્યાભાઈ આ રીતે કામ કરતા રહ્યા. નવરા પડ્યા હોય ત્યારે બેઠા બેઠા મંદ અવાજમાં પ્રભુસ્મરણ અને રામનામ કરતા રહે. એ દિવસે મોડેથી સવારે એમણે કાંઈક શારીરિક અસ્વસ્થતા અનુભવી. મારા મોટા ભાઈ ડૉ. વિષ્ણુએ તરત તપાસ અને સારવાર કરી. બપોરની ચાહ બાદ ડાહ્યાકાકા ટેલિફોન પાસેના

એમના બાંકડા પર આડા પડચા હતા, હાથમાં જોડેની બંધ રૂમના તાળાની ચાવી હતી. અડધો આંખ બંધ છતાં જાગ્રત રખેવાળ તરીકે તેઓ ત્યાં સૂતા હતા, ત્યાં જ સંધ્યાકાળે ઘરનાં લોકોએ પાછાં આવતાં નજર નાખી તો ડાહ્યાભાઈના હાથમાંની ચાવીઓ સરકી પડી હતી, પગનાં આંગળાં વળી ગયાં હતાં અને આંખો મીંચાઈ ગઈ હતી! ડાહ્યાકાકા માટે આથી વધુ સરસ મૃત્યુ શું હોઈ શકે? પણ અમે સહુ ખૂબ જ વિહ્વળ બન્યા અને અમારા શોકની લાગણી વધુ ઉત્કટ બની રહી. ખેર; જન્મનાર દરેક વ્યક્તિની ચિર-વિદાય એ એક જ નિશ્ચિત ઘટના આ સંસારમાં છે.

ડાહ્યાકાકા લગભગ સાઠ વર્ષ સુધી માવળંકર કુટુંબમાં રહ્યા. એમનું કુટુંબ પણ અમારી સાથે જ રહ્યું અને ઊછર્યું. ડાહ્યાભાઈએ કદી કામચોરી ન કરી, સતત ખડે પગે પોતાનાથી જે કાંઈ થઈ શકયું તે કામ કરતા રહ્યા. વફાદારી અને નિષ્ઠાનો અદ્ભુત દાખલો તેઓ મૂકતા ગયા! અમને સહુને એમણે ખૂબ હેત અને વાત્સલ્ય આપ્યાં અને પૂરી અદબથી અમારી સેવા-ચાકરી કરી. ડાહ્યાકાકા સાથેના અનેક પ્રસંગો મનમાં ઉભરાય છે, પણ તે અહીં હમણાં વ્યક્ત નહિ કરું. મારાં પૂજ્ય માતુશ્રીએ જે કોઈ પ્રસંગો ને સંસ્મરણો મરાઠીમાં સહજ ભાવે તરત ટપકાવ્યા તેમનો ભાવાનુવાદ નીચે આપીને ડાહ્યાકાકાને અમારા સહુની અત્યંત પ્રેમાદરભરી અંજલિ આપીને કૃતાર્થ થાઉં છું.

—પુ. ગ. મા.

ત્રણ-ચાર વર્ષ પહેલાં ડાહ્યાભાઈ અચાનક પથારીમાં પગ ભરાઈ જતાં પડી ગયા અને તેમના પગને ફ્રૅક્ચર થયું. સદ્ભાગ્યે, મારો એક પુત્ર (વિષ્ણુ ઊર્ફે બાપુસાહેબ) ડૉક્ટર હોવાથી, ઘરના જ ડૉક્ટર-ને કારણે ડાહ્યાભાઈની જરૂરી સારવાર તરત થઈ શકી. એ વખતે ડાહ્યાભાઈ ભદ્રમાં માવળંકર નર્સિંગ હોમમાં થોડાં અઠવાડિયાં રહેલો, અને પછી ચાર છ મહિના બાદ એની તબિયત પૂર્વવત્ સારી થઈ ત્યાર પછી જો કે ડાહ્યાભાઈ ઘરમાં અગાઉની જેમ ઝાઝું કે ઝડપથી હરી-ફરી શકે એવી સ્થિતિ રહી નહિ. દરવાજા પાસે ખુરસી પર બેસીને તે ઘરની સંભાળ રાખતો. સોમવાર, તા.૨૩ ડિસેંબર ૧૯૬૮ ને રોજ તે રોજની જેમ વહેલો ઊઠચો. ચાહપાણી કર્યાં અને કચરો, વગેરે કાઢચો. પણ તે દિવસે એને જમવાનું મન ન થયું. છાતીમાં થોડો દુઃખાવો શરૂ થયો. એટલે એ પથારીમાં સૂતો. ગરમ પાણીની કોથળી શેક કરવા સારુ એને આપી. એ શાંતિથી પડી રહ્યો હતો. બપોરે અઢી-ત્રણના અરસામાં હું ભદ્રમાં જવા નીકળી તે વખતે મેં એને પૂછ્યું, 'ડાહ્યા, કેમ લાગે છે?' એ બોલ્યો કે, 'મારી છાતીમાં દુઃખે છે.' ત્યારે, કોણ જાણે કેમ, પણ મને જરા આંચકો લાગ્યો, અને મને થયું કે આ હૃદયરોગનો હળવો હુમલો તો નહિ હોય ને? મેં ચિ. ડૉ. બાપુસાહેબને એની તબિયત બરાબર તપાસવા અને જરૂરી ઉપચાર કરવા કહ્યું અને પછી હું ભદ્રમાં ગઈ. ડાહ્યાભાઈ આખો વખત સૂઈ જ રહ્યો હતો. ચાર-સાડાચાર વાગે એને દવા આપી અને પછી ચાહ પીવા આપી. એ પીધા પછી એને ઊલટી થઈ અને પછી તે પડી જ રહ્યો. સાંજે સાડા પાંચ વાગે એ જરા બેઠો થયો અને એની રોજની ખુરશી પર આવીને બેઠો. થોડી વારમાં મારી પુત્રવધૂ (સૌ. શકુન્તલા)એ એની ફરી પૂછપરછ કરી, પાણી અને દવા આપ્યાં અને ચાવીઓ એના હાથમાં મૂકીને કહ્યું કે હું જરા બહાર, ઘરના જ બગીચામાં, આંટો મારીને આવું છું. એ પાછી આવી એટલામાં તો ડાહ્યાભાઈ ખુરશી ઉપરથી ઊઠીને એના હંમેશના બાંકડા પરની ગાદીમાં સૂવા ગયો હતો અને ત્યાં જ એ ઢળી પડચો. સાંજે પોણા છના અરસામાં તદ્દન શાંત-પણે, કોઈને કશી જાણ કે હેરાનગતિ કર્યા વિના જાણે ચૂપચાપ, અમારો ડાહ્યાભાઈ ચિરનિદ્રામાં પોઢી ગયો.

આઘાતની લાગણી સાથે હૈયું વિહ્વળ બન્યું ત્યાં જ મારી નજર સમક્ષ ગત દસકાઓ ખડા થયા. મારાં લગ્ન થયાં તે પહેલાંથી ડાહ્યાભાઈ માવળંકર કુટુંબમાં નોકરીમાં હતો. ૧૯૨૧ની સાલમાં મારાં લગ્ન થતાં હું અમદાવાદમાં માવળંકર કુટુંબમાં આવી. ભદ્રના અમારા મકાનમાં ઓસરી પર ઓરડીઓ, વગેરે ઉમેરાઈ ત્યારે બાંધકામ વખતે કડિયા-કામ કરવા સારુ ડાહ્યાભાઈ અમારે ત્યાં મજૂર તરીકે આવવા લાગ્યો. એ વખતે મારાં

સાસુ (માતુશ્રી પૂજ્ય ગોપિકાબાઈ)ના પિતાશ્રી ભટના ઘરમાં રહેતા હતા. એમનું નામ ભાઉસાહેબ ખાંડેકર હતું. એમણે તથા પૂજ્ય બાઈએ આ છોકરાનું નિયમિત કામ જોઈને એને એક દિવસ પૂછ્યું કે, 'દીકરા, તારે ઘેર કોણ કોણ છે?' ડાહ્યાએ જવાબમાં કહ્યું કે, 'મારું કોઈ નથી. મારાં મા-બાપ બન્ને ચેપી રોગચાળાના વાવડમાં ભરખાઈ ગયાં. હું જ એકલો બચી ગયો. અહીં કામ કરવા આવનારા મોટા મજૂરોએ મને એમની સાથે આણ્યો. તેથી મને થોડીક મજૂરીના પૈસા મળે છે.' આ સાંભળતાં જ વડીલ ભાઉસાહેબે અને એમણે (મારા પતિએ) એને પૂછ્યું, 'તું અહીં ઘરકામ માટે રહીશ કે?' તરત એણે હા પાડી, અને તે વખતથી–એટલે કે ૧૯૧૦ સાલની આસપાસથી–ડાહ્યાભાઈ અમારે ઘેર નોકરીમાં રહ્યો. તે વખતે ઘરમાં કરવાનાં કામોમાં ફાનસ સાફ કરવાનાં, એમાં તેલ પૂરવાનું, ફર્નિચર લૂછવાનું, ઉપરાંત આમનાં (મારા પતિનાં) કપડાં ધોવાનાં, એમની ઑફિસ સાફ કરવાની એ પ્રમાણેનું કામ ડાહ્યાભાઈ કરતો હતો. વખત જતાં એ બજારમાં જઈને શાકભાજી, વગેરે પણ રોજ લાવતો. પછી ચિ. કમળાને બાબાગાડીમાં ફેરવવાનું પણ એ કરતો. ચિ. કમળા માટે ઘરમાં સંભાળ રાખવા માટે એક બાઈ રાખી હતી પણ છોકરીની ઉંમર દોઢ-બે વર્ષની થઈ ત્યારે એ બાઈ નીકળી જતાં ડાહ્યાભાઈ જ પછી બાળકની સંભાળ રાખતો. ૧૯૨૨ની સાલમા મારા પ્રથમ પુત્ર ચિ. બાળના જન્મ બાદ એની પણ સંભાળ ડાહ્યાભાઈએ જ રાખવા માંડી. કમળા અને બાળ જરા મોટાં થયાં ત્યાર પછી અનુક્રમે ૧૯૨૪, ૧૯૨૮ અને ૧૯૩૧માં જન્મેલા ચિ. બાપુ, ચિ. અપર્ણા અને ચિ. નાનાની સંભાળ પણ ડાહ્યાભાઈ આ જ રીતે રાખતો. આમ, મારાં બધાં સંતાનોને ડાહ્યાભાઈની હૂંફ અને કાળજી મળી.

મેં ઉપર જણાવ્યું તેમ, ફાનસનું કામ તથા અન્ય ઘરકામ અને પથારીઓ કરવી, વગેરે ઉપરાંત ડાહ્યાભાઈ જ્યારે રોજ બજારમાં શાક, વગેરે ખરીદવા જાય ત્યારે પડોશના કોઈ એને કહે કે, 'ડાહ્યાભાઈ, મારા માટે સોપારી લેતા આવશો?' ડાહ્યાભાઈ કહે, 'હા, જરૂર લેતો આવીશ.' બીજું કોઈ કહે, 'મારે માટે મરચાં-કોથમીર લાવશો કે?' ડાહ્યાભાઈનો જવાબ 'હા' માં જ હોય. કોઈ વળી ચાહ, કૉફીના ડબ્બા મંગાવતા એ પણ ડાહ્યાભાઈ લાવી આપે. સહુને એ હા જ કહેતો, અને સહુનાં કામો ખૂબ હોંશથી કરતો. આ બધા મિત્રો–પડોશીઓ દિવાળીને વખતે ચાર–આઠ આના કે રૂપિયો બોણી તરીકે પછી એને આપતા. ડાહ્યાભાઈ એટલાથી રાજી રહેતો. આ રીતે નાની નાની રકમો ભેગી થતાં એને દર વર્ષે બોણીમાં પંદર-વીસ રૂપિયા તો સહેજે મળતા, એમાં કેટલાક શેઠીઆઓની બોણી પણ વર્ષે એક રૂપિયો કે કાંઈક વધારે એ રીતની રહેતી. રોજ બજારનું કામ કરી આવ્યા બાદ ડાહ્યાભાઈ રાત્રે મારી પાસે આવીને બધો હિસાબ બરાબર લખાવી જતો. એની ચોકસાઈ અને પ્રામાણિકતા નોંધપાત્ર હતી. એને લખતાં-વાંચતાં નહોતું આવડતું. સહુ લોકોની ખરીદી એ લગભગ રોજ કરી આવતો હતો એટલે ક્યારેક તો એને ખર્ચ અને સિલક મેળવતાં દમ નીકળી જતો. અમે એને રોજની શાકભાજીના પૈસા અગાઉથી આપી રાખતા હતા અને એની પાસે એક વિવિધ ખાનાંઓવાળી પેટી પણ અમે મૂકી રાખી હતી. એમાં એ જુદા જુદા સિક્કા, હિસાબની નોંધ, ધોબીનાં કપડાંની નોંધ, વગેરે કાગળો અને પરચૂરણ પૈસા રાખતો. ગમે તેટલું મોડું થાય અને રાત પડી જાય તો પણ હિસાબ લખાવ્યા સિવાય ડાહ્યાભાઈ કદી ઊંઘતો નહિ કેટલીક વાર મારે ઘરનાં અને રસોડાનાં કામોમાં તેમ જ છોકરાઓની સંભાળ, વગેરેમાં રાતના સાડા દસ-અગિયાર પણ વાગતા, તેમ છતાં પણ ડાહ્યાભાઈ તો બરાબર પાછળ જાણે પડતો! 'ચાલો ને વહિનીબાઈ, હિસાબ લખી લો ને! ચાલો ને બાઈ સા'બ!' એમ એ કહેતો અને બધી વિગતો લખાવીને જંપતો. સિલક-મેળ બરાબર મળ્યા સિવાય એને ઊંઘ આવતી નહિ. હિસાબની પાઈએ પાઈ મળવી જ જોઈએ એ એના ઘરમાલિકનો (દાદાસાહેબનો)ગુણ એણે સરસ કેળવ્યો હતો.

કામ કરવાની ડાહ્યાભાઈની રીત સુઘડ અને ટાપટીપવાળી હતી. એ પથારી એવી સરસ કરતો કે ક્યાંય કરી કરચલી ન હોય. જરાક પણ કરચલી પડે તો એને ગમતું નહિ. એનું કામ જ ચોખ્ખું અને વ્યવસ્થિત. એમાં કશું આડુંઅવળું ન મળે. કામ અંગે

એની નિયમિતતા એવી કે ભાગ્યે જ નિયત કાર્યમાં ખંડ પડે. કોઈ વાર એની તબિયત સારી ન હોય કે તાવ જેવું લાગે તો આપણે એને કહીએ કે, ડાહ્યાભાઈ, આજે પથારીઓ ન કરશો, બજારમાં ન જશો, પણ ડાહ્યાભાઈને તો પોતાનું કામ કર્યા સિવાય ચેન જ ન પડે. 'ડ્યૂટી ફર્સ્ટ' (કામ પહેલું) એ એનો દંડક રહેતો.

મારા પુત્રો નાનપણમાં મસ્તીખોર હતા અને કંઈક તોફાની પણ ખરા! કોઈ પણ પુત્ર રોતલ કે રોગીષ્ટ નહોતો. એટલે રમતાં રમતાં અને ગમ્મત કરતાં કોઈ બાળક ઘરમાં જો જરા રડ્યું તો તરત માતુશ્રી પૂજ્ય બાઈ કહેતાં, 'ડાહ્યા, છોકરાને જરા બહાર લઈ જા.' છોકરાઓને તો ખાવાપીવા કરતાં રમવામાં જ મઝા પડતી, અને ડાહ્યાભાઈ છોકરાઓને બબ્બે–ત્રણ ત્રણ કલાક બહાર લઈ જઈ એમની સંભાળ રાખતો. ડાહ્યાભાઈનો એક પિતરાઈ ભાઈ ખોડાભાઈ નામે હતો. એની ઝૂંપડી ભદ્રના અમારા મકાનની પાછળ જ (અત્યારે જ્યાં મજૂર મહાજનનું મોટું મકાન છે તેની પાછળ આવેલ ભદ્ર ભગિની સમાજની હાલની ઈમારતના સ્થળે) હતી ત્યાં ડાહ્યાભાઈ છોકરાઓને લઈ જતો. પછી, છોકરાઓ જ્યારે પાંચ–છ વર્ષના ત્યારે હું મારે પિયર મુંબાઈ અને કોલ્હાપુર જતી તે વખતે છોકરાઓને સંભાળવા માટે ડાહ્યાભાઈ મારી સાથે, પ્રવાસમાં રહેતો. ત્યાર પછીનાં થોડાં વર્ષ અમે કુટુંબનાં સહુ ઉનાળામાં થોડા હવાફેર માટે, જુદા જુદા સ્થળે જતાં ત્યારે દરેક વખતે ડાહ્યાભાઈ અમારી સાથે હોય જ. મુંબાઈ, પૂના, કોલ્હાપુર, સાતારા, નાશિક, વડોદરા, વગેરે બધે જ ઠેકાણે ડાહ્યાભાઈ અમારી મંડળીમાં સામેલ હોય. ૧૯૩૬ ની સાલમાં અમે એકાદ મહિનો કાશ્મીરમાં ઉનાળાની રજાઓ દરમિયાન ગયેલા ત્યારે ડાહ્યાભાઈને અમે એ પ્રવાસમાં સાથે લઈ ગયાં હતાં.

ડાહ્યાભાઈ પરોપકારી જીવ હતો. બીજાનું કામ કરવા માટે તે હંમેશ તત્પર રહેતો. પારકાંને મદદ કરવાની એની ઇચ્છા સદા રહેતી. કોઈ પણ મળવા-કરવા આવે તો એને ડાહ્યાભાઈ આવકારે, બેસવાનું કહે, ચાહ-પાણી આપવાની તજવીજ કરે. ક્યારેક કોઈ માણસ અચાનક ભોજન સમયે આવી ચડચો તો ડાહ્યાભાઈ કહેતો કે મારું ભાણું એને આપો! અને, આપો જ એમ કહીને એ અટકતો નહીં. કોઈ કોઈ વાર તો તે અમને ખબર પણ ન પડે એ રીતે એનું ભાણું બીજાને આપી દેતો! કોઈ ગરીબ કે અનાથ દેખાયું કે એ તરત મારી પાસે દોડી આવે અને કહે કે, 'વહિનીબાઈ, બહાર એક ગરીબ આવ્યો છે એને માટે કાંઈક આપશો કે?' ડાહ્યાભાઈ અને અમે આ રીતે અનેક વાર મદદ-દાન આપવા માટે નિમિત્ત બનતાં. કોઈને ક્યાંક નોકરી જોઈતી હોય તો તે ડાહ્યાભાઈ પાસે મીઠું બોલી આવે અને ભલામણ મેળવે; કોઈ વળી ડાહ્યાભાઈ મારફત લાગવગ લગાડવા જાય! આડોશી-પડોશીઓ પૈકી કે બહારના કોઈ નોકરિયાત કે અન્ય જરૂરિયાત-વાળા આવે તેમાંથી કોઈને પાણી પીવા આપવું તો કોઈને ચાહ આપવી, કોઈને વળી બગીચામાંનાં ચાર ફૂલ કે બિલિપત્ર આપવાં, વગેરે વગેરે આપતા રહેવાનું એનું નિત્ય ગુપ્ત ઝરણું ચાલુ જ રહેતું.

જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ ડાહ્યાભાઈ ઘરનો જ અને કુટુંબનો જ જાણે બની ગયો. એક, અતિ જૂના નોકર તરીકે અને ઉંમરમાં પણ મોટા માણસ તરીકે ડાહ્યાભાઈ પાસે આપોઆપ આલ્હાદક એવી સત્તા આવી હતી! તેને કારણે કેટલીક વાર એ બારોબાર જ બધું પતાવતો અને કોક વાર તો ભલે નિર્દોષભાવે પણ નાહકની પંચાત કરતો! એને લીધે પછી એના પર ગુસ્સો કરવાનો પ્રસંગ પણ આવતો. પરંતુ ડાહ્યાભાઈનો એક મોટો ગુણ એ હતો કે એ કોઈ દિવસ સામો જવાબ સરખો ન આપતો અને મૂંગે મોઢે રોષના બધા શબ્દો સાંભળતો અને સહી લેતો. અલબત્ત, એના મનમાં કશું પાપ નહોતું, અને એ જે કાંઈ કહેતો કે કરતો તે, મેં ઉપર જણાવ્યું તેમ, નિર્દોષ ભાવે જ કરતો. પોતાને એ ઘરનો જ અને માવળંકર કુટુંબનો જ માણસ ગણતો અને એ રીતે એ જાણે છૂટ લેતો હતો.

ડાહ્યાભાઈ હંમેશ સફેદ અને સ્વચ્છ કપડાં પહેરે. એને ગબડગંદું કશું પસંદ નહોતું. છોકરાઓનાં કપડાંની એ ઘડી વાળે તે પણ બરાબર ફરી ફરી દાબીને વાળે.

ત્યાર પછી જેનાં તેનાં કપડાં એ દરેકને વ્યવસ્થિત પહોંચાડે. શરૂઆતમાં અમારા કુટુંબમાં બાળકો નહોતાં. પ્રથમ ચિ. કમળા જન્મી. ત્યાર બાદ મારા પુત્રો જન્મ્યા. ઈશ્વરની કૃપાથી બધાં સંતાનો મોટાં થયાં, એમનાં લગ્ન થયાં, એમને બાળકો થયાં. ડાહ્યાભાઈને આ બધાથી પરમ આનંદ થતો હતો. કુટુંબનો વંશ-વેલો આ રીતે વિકસતો જોઈને એને ખૂબ સંતોષની લાગણી થતી. મારા ચારે ય પુત્રો તેમજ પુત્રવધૂઓ પણ ડાહ્યાભાઈને ખૂબ પ્રેમાદરથી બોલાવતાં અને ખૂબ ભાવપૂર્વક ડાહ્યાભાઈના ભોજનાદિનો પ્રબંધ કરતા. ડાહ્યાભાઈ પટેલના પરિવારને પણ શક્ય તેટલી સુખસગવડો અમે અને પુત્રોએ આપ્યાં. ડાહ્યાભાઈ જ્યારે બિમાર હતા ત્યારે ચિ. ડૉ. બાપુસાહેબે કરી છે. પોતાના નર્સિંગ હોમમાં અંગત દેખરેખ અને સંભાળ હેઠળ અનેક અઠવાડિયાં સુધી એને રાખ્યો હતો. નર્સિંગ હોમમાંની ડાહ્યાભાઈની આવી સુંદર વ્યવસ્થા જોઈને અનેક જણ મને કહેતાં કે, ‘ખરેખર, વહિનીબાઈ! ડાહ્યાભાઈની બધી સારવાર અને વ્યવસ્થા તમારે ત્યાંના નર્સિંગ હોમમાં જાણે બાદશાહી રીતે સરસ થઈ રહી છે. ડાહ્યાભાઈના પલંગ પર બબ્બે ગાદીઓ, ચોખ્ખાં ઓશીકાં, બ્લૅન્કેટ, વગેરે રહે છે. ડૉક્ટર સાહેબ જતા–આવતા ડાહ્યાભાઈના ખબર પૂછે છે. સાચે જ, ડાહ્યાભાઈ આજે રાજા જેવા છે. એમને કશી જ ચિંતા કરવાનું કારણ નથી.’ હું સહુને કહેતી કે, ‘એના પોતાના નસીબ જોગે ડાહ્યાભાઈ આ બધું મેળવે છે. આવી સગવડો કાંઈ માંગીને મળતી નથી.’

ડાહ્યાભાઈ નિરક્ષર હતો, પણ વ્યાવહારિક શાણપણથી વંચિત નહોતો. ગુજરાતી અને મરાઠી બન્ને ભાષાઓ એ સરસ બોલતો હતો, બલકે મરાઠી કદાચ વધુ સારી રીતે એ બોલતો હતો! શરૂઆતનાં એનાં વર્ષોમાં તો ઘરમાં પૂરેપૂરું મરાઠી જ બોલાતું. ડાહ્યાભાઈના ઉચ્ચારો પણ મરાઠીભાષી જેવાના જ હોય. ડાહ્યાભાઈ સંસ્કારી જીવ હતો. અંગત જીવનમાં એની ટાપટીપ, સુઘડતા, ધાર્મિકતા તરત જણાઈ આવતી. ઘરમાં જ એ સતત હોય, અને ઘરનો જ પોતે બની ગયો હોવાથી, ડાહ્યાભાઈ કુટુંબની વિવિધ વાતોચીતોથી જાણકાર રહે જ. મોટેરાંઓ જે વાતો કરે તે ડાહ્યાભાઈ રસપૂર્વક સાંભળે, ક્યારેક વળી બારણે ઊભો ઊભો – કોક વાર સંભાળપૂર્વક ને છાનોમાનો પણ – સાંભળ્યા કરે! પણ, એના દિલમાં કશું પાપ નહોતું. માનવસહજ કુતૂહલવૃત્તિને કારણે એ આવી વાતોમાં રસ લે એટલું જ. ડાહ્યાભાઈમાં વિનોદવૃત્તિ પણ ખરી. કોઈ ચીજ આડીઅવળી મુકાઈ ગઈ હોય અને આપણે એ શોધીશોધીને થાકીએ ત્યારે ડાહ્યાભાઈને પૂછીએ કે મારું પેલું પુસ્તક કે કાપડ કે વાસણ ક્યાં છે તે જરા જુઓ ને! ડાહ્યાભાઈ તરત જવાબ આપે કે, ‘તમે એ ચીજ ક્યાં મૂકી છે તે કહો! હું તરત લાવી આપું!’ ડાહ્યાભાઈ પ્રેમાળ અને ભલો હતો. પાપભીરુ પણ એટલો જ. ‘સીતારામ સીતારામ, ભા ભજ રે મન’નું એવું મંદ-મધુર રટણ રોજ ચાલતું જ હોય.

મોટે ઘેર (સેવાકુટિર) કે જોડેના ઘેર (પ્રગતિ)થી અમે કોઈ ક્યારે ય બહાર ગયાં હોઈએ તો પણ ડાહ્યાભાઈ ઘરમાં હોય એટલે પૂરી નિશ્ચિંતતા! મોટે ઘેર ડાહ્યાભાઈ રહે અને ઘરનો દરવાજો ખુલ્લો જ હોય. ઘરનો એ જાગૃત રખેવાળ હતો–જાણે દરવાજા પર એક ચામડાનું તાળું! ઘડપણમાં પણ ડાહ્યાભાઈની સભાનતા અને ચપળતા પૂરેપૂરી હતી. આજે અમારાં બન્ને ઘરો કેવાં જાણે સૂનકાર જેવાં લાગે છે!

ડાહ્યાભાઈનો અંત એને માટે તો કેવો શાંત, સુખકર, ઈર્ષ્યા ઉપજાવે તેવો આવ્યો! પાછળ રહેલાં અમને સહુને આઘાત અને ઊંડો શોક થાય એ કુદરતી છે. પણ, ડાહ્યાભાઈની દૃષ્ટિએ વિચારતાં એની આખરી ક્ષણો તો શાંતિભરી અને સમાધાનયુક્ત જ હતી. મારા ચારે ય પુત્રો અને અમે સહુ, તથા ડાહ્યાભાઈનાં પત્ની મણિબહેન અને બે પુત્રો ચિ. ભીખુ અને ચિ. પુરુષોત્તમ, આ મહાન સેવક–સ્વજનનાં અંત્યદર્શન કરી શક્યાં અને અમે સજળ નયને ડાહ્યાભાઈને આખરી વિદાય આપી. આટલાં બધાં વર્ષો અને દસકાઓનો જીવંત, મધુર અને અખંડ સંબંધ હવે કાયમને માટે અટક્યો તેથી મન ખિન્નતા જરૂર અનુભવે છે, પણ ઈશ્વરની સત્તા આગળ આપણું ક્યાં કશું ય ચાલે છે?

પરમ કૃપાળુ પરમાત્મા અમારા ડાહ્યાભાઈના આત્માને ચિર શાંતિ આપશે જ!

*

# દાદાસાહેબનું અજોડ વ્યક્તિત્વ

શ્રીપાદ સદાશિવ શેવડે

દાદાસાહેબ માવળંકરની તેરમી પુણ્યતિથિના પ્રસંગે તેમનાં અનેક સંસ્મરણો તરી આવે છે. ખરેખર, તેમણે એક આદર્શ અને ધન્ય જીવન ગુજાર્યું! તેઓ જે અનેક પ્રકારનાં કાર્યો કરી શકયા અને તે બધાંમાં અનેરી સિદ્ધિ પામી શકયા તેનું રહસ્ય તેમના અજોડ વ્યક્તિત્વમાં સમાયેલું છે.

દાદાસાહેબનું જીવન પ્રાચીન ગ્રન્થોમાં વર્ણવેલા મનુ મહર્ષિના માછલા જેવું હતું. એક પછી એક જે જે ક્ષેત્રમાં તેમણે પગરજ માંડયા તે તે ક્ષેત્ર તેમના માટે સાંકડું અને સાંકડું પડવા લાગ્યું. છેવટે, સમગ્ર દેશની લોકસભામાં તેઓ ગયા અને તેનું સુકાન સંભાળવવાની જવાબદારી તેમને બહાલ કરવામાં આવી ત્યારે તેમની ખરી કાર્યશક્તિ ખીલી ઊઠી! ત્યાં તેમણે જે કામગીરી બજાવી અને જે પ્રણાલિકાઓ સ્થાપી તેને લઈ ને ભારતની લોકસભાની પ્રતિષ્ઠા બીજા લોકશાહી દેશોમાં પણ વધવા લાગી અને આપણી પાર્લમેન્ટને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત થયું.

દાદાસાહેબ એક અસામાન્ય વ્યક્તિ બની રહેશે તેનાં ચિહ્નો તેમના નાનપણમાં જ જણાવા લાગ્યાં હતાં. અંગ્રેજીમાં જેને 'મોંઢામાં ચાંદીનો ચમચો લઈ ને જન્મ લીધાનું' કહેવાય છે તેવી રીતે સમૃદ્ધ અને જાણીતા માવળંકર કુટુંબમાં તેઓ જન્મ્યા. છતાં, મોજશોખના જીવન તરફ તેમણે પોતાની જાતને દોરવવા દીધી નહિ, બલકે સાદાઈભરેલું અને ઉચ્ચ વિચારોવાળું જીવન તેમનું ગાળ્યું. તેમના કુટુંબમાં પૂર્વજોના વખતથી ઊતરેલા સાદાઈ, પ્રામાણિકતા, વગેરે ગુણોમાં પોતાની કુનેહથી તેમણે બીજા અનેક ગુણોનો ઉમેરો કર્યો અને આપણા સહુની સમક્ષ ઘણા આદર્શો મૂકતા ગયા.

મહાત્મા ગાંધીજીના સહવાસથી દાદાસાહેબના જીવન ઉપર ઘણી અસર થઈ. શરૂઆતમાં પૂજ્ય ગોખલેજીએ સ્થાપેલ સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીમાં જોડાવાનો દાદાસાહેબનો ઇરાદો હતો; પરંતુ દેશસેવાનું તે જ કાર્ય બીજી પ્રવૃત્તિઓ દ્વારા પણ થઈ શકે છે તેવી તેમના મનને ખાતરી થવાથી તેમણે પોતાના જીવનને તેવો વળાંક આપ્યો અને જુદાં જુદાં ક્ષેત્રોમાં વિવિધ કાર્યો કરી મહાન દેશસેવક બન્યા.

દાદાસાહેબના જીવનનાં અનેક પાસાં ઉપર ઊડતી નજર નાખવાથી પણ તેમની વિશિષ્ટતાઓનો ખ્યાલ આવી શકે તેમ છે. તેમનું ખાનગી જીવન ઘણું જ સંસ્કારી હતું. સાથે સાથે તેમનું જાહેર જીવન પણ તેટલું જ પવિત્ર હતું. વકીલાતનો ધંધો તેમણે અમુક સિદ્ધાંતોને અનુસરીને કર્યો. મુંબાઈની ધારાસભામાં તથા લોકસભામાં તેમણે ઉત્તમ પ્રથાઓ પાડી છે. તેમના બહુવિધ જીવનનો અભ્યાસ કરીએ તો તેમાંથી ઘણા ઘણા આદર્શો મળી આવે છે.

સૌથી પહેલાં, તેમના ગૃહસ્થાશ્રમનો વિચાર કરીએ. કોઈ પણ સંસારી વ્યક્તિને હક્કો અથવા માનમરતબ કરતાં ફરજો વધારે હોય છે. દાદાસાહેબને તેમનાં માતપિતા તથા વડીલો માટે હમેશાં ઘણું માન હતું. પુત્ર, પતિ અને પિતા તરીકે તેમનું જીવન આદર્શમય હતું. ગૃહસ્થ તરીકે તેઓ ચારિત્ર્યશીલ અને આતિથ્યશીલ હતા. 'જનની' અને 'જન્મભૂમિ' સ્વર્ગથી પણ મોટાં કહેવાય છે. ઘણાખરા માણસો એઉની સેવા એક સાથે કરી શકતા નથી. પરંતુ દાદાસાહેબ માત્ર તે કરી શકવા જેટલા ભાગ્યશાળી હતા. તે તેમની એક મહાન સિદ્ધિ છે.

વકીલ તરીકે દાદાસાહેબે અમદાવાદમાં સારી નામના મેળવી. વકીલાત શરૂ કર્યા બાદ થોડાંક જ વર્ષોમાં દાદાસાહેબ પૂજ્ય ગાંધીજીના સંપર્કમાં આવ્યા અને તેમણે ગાંધીજીના કેટલાક આદર્શો અપનાવ્યા. બુદ્ધિની કુશાગ્રતા, મુસદ્દા ઘડવાનો કસબ, વિચારોની સ્પષ્ટતા, કેસ રજૂ કરવાની વિશિષ્ટતા, વગેરે ગુણોને લઈ ને તેમણે ટૂંક સમયમાં ન્યાયાધીશો અને જનતા ઉપર સારી છાપ પાડી. વકીલાતમાં મળેલ અનુભવથી તેઓ માણસની પારખ અચૂક કરવા લાગ્યા. તેમની સલાહનું વલણ તકરારોનો ઉકેલ લાવવા તરફનું હતું. શરૂઆતથી જ

તેમણે નક્કી કરેલું કે પચીસ વર્ષ વકીલાત કર્યા પછી તે ધંધામાંથી નિવૃત્તિ લેવી; કારણ કે દાદાસાહેબ હમેશાં એવું માનતા હતા કે અર્થ યાને પૈસો તે સાધ્ય નથી પણ સાધન છે. એટલે, યેન કેન પ્રકારે પૈસો કમાવવો તેવી તેમની માન્યતા કદી હતી જ નહીં. તેથી કરીને, તેમણે ધંધાની સમય-મર્યાદા પહેલેથી જ નક્કી કરી રાખેલી. સને ૧૯૧૩માં તેમણે વકીલાત શરૂ કરી, અને સને ૧૯૩૭માં મુંબાઈની ધારાસભામાં ચુંટાઇને ગયા ત્યારે તે બંધ કરી. વચગાળામાં, અસહકારની ચળવળ વખતે, પૂ. ગાંધીજીના આદેશ મુજબ કેટલાક બાહોશ ધારાશાસ્ત્રીઓ સાથે દાદાસાહેબે પણ એક વર્ષ માટે વકીલાત છોડી દીધી હતી. એ રીતે પચ્ચીસ વર્ષને બદલે તેમણે ફક્ત ત્રેવીસ વર્ષો જ વકીલાત કરી.

વકીલાતની સાથે સાથે દાદાસાહેબ જાહેર જીવનની બીજી અનેક પ્રવૃત્તિઓ કરતા. તેમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનું કામ તેમને ઘણું જ ગમતું હતું. સને ૧૯૨૦માં તેઓ મ્યુનિસિપાલિટીમાં પ્રથમ વાર ચૂંટાઈ આવ્યા. અને, ત્યારથી અનેક વર્ષો સુધી મ્યુનિસિપાલિટીના કામ સાથે તેઓ સંકળાએલા હતા. મુરબ્બી સ્વ. બલ્લુભાઈ ઠાકોર અને પૂજ્ય દાદાસાહેબ ખભેખભા મિલાવીને કામ કરતા. સરદારશ્રી વલ્લભભાઈએ અમદાવાદ મ્યુનિસિપાલિટીને મક્કમ પાયા ઉપર મૂકી દીધેલી હતી. દાદાસાહેબે અને બલ્લુભાઈએ સરદારનું કાર્ય આગળ ધપાવ્યું. દાદાસાહેબની કારકિર્દીમાં મ્યુનિસિપાલિટીનો વહીવટ ઘણો સ્વચ્છ, કરકસરવાળો અને પ્રભાવશાળી થયો. અમદાવાદ મ્યુનિસિપાલિટી માટે તેમને બહુ જ આત્મીયતા હતી. તેઓ પોતે ઘણી વાર એવું કહેતા કે, 'મને જો પસંદગી આપવામાં આવે તો ધારાસભાના અગર લોકસભાના કામ કરતાં હું અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદનું કામ વધુ પસંદ કરું.' તેટલી કક્ષાનો તેમનો અમદાવાદ મ્યુનિસિપાલિટી પ્રત્યેનો પ્રેમ હતો.

મુંબઈ ધારાસભામાં દાદાસાહેબે સને ૧૯૩૭માં પ્રવેશ કર્યો ત્યારે અંદર જતાંની સાથે જ તેઓ સ્પીકરપદે ચૂંટાઈ આવ્યા. ધારાસભાના સભ્ય તરીકે પણ તેઓ નવા હતા ત્યાં વળી સ્પીકરની જગ્યાનો અનુભવ ક્યાંથી હોય? છતાં તેમણે તે જવાબદારી માથે લીધા પછી તુરત જ May લિખિત 'પાર્લમેન્ટરી પ્રૅક્ટિસ'નો તથા મધ્યસ્થ ધારાસભાના રિપોર્ટોનો ઊંડો અભ્યાસ કર્યો, અને સ્પીકરની ફરજો અપૂર્વ રીતે અદા કરી. જૂની કાઉન્સિલોમાં અગાઉ બેઠેલા કેટલાક સભ્યોને એમ લાગતું કે 'સ્પીકર' નવા છે! એટલે આપણે તેમને જેમ દબાવીશું તેમ દબશે અને સમજાવીશું તેમ સમજશે, પરંતુ, તેમનો તે ખ્યાલ તદ્દન ખોટો નીવડ્યો. સ્પીકર તરીકે ધારાસભાની કાર્યવાહીનું જે નિયમન દાદાસાહેબ કરતા અને એકંદર ચર્ચા ઉપર કાબૂ ધરાવતા તે જોઈને આ જૂના જોગીઓને અચંબો થતો.

પ્રાંતિક ધારાસભામાંથી દાદાસાહેબ નવી દિલ્હી મધ્યસ્થ ધારાસભામાં ગયા, અને ત્યાં પણ જતાંની સાથે જ સભ્યોએ તેમને પ્રમુખપદે બેસાડ્યા. દાદાસાહેબની કાર્યશક્તિ દિવસે દિવસે વધુ અને વધુ ખીલવા લાગી. સ્વરાજ્ય પછીની સ્વતંત્ર અને પ્રથમ લોકસભાના સ્પીકર તરીકેનું તેમનું કાર્ય એટલું બધું દીપી ઊઠ્યું કે સ્વ. પંડિત નેહરુએ તેમને 'લોકસભાના પિતા'નું બિરુદ આપ્યું.

દાદાસાહેબનું બીજું મનગમતું કાર્ય હતું કેળવણીનું. તેમાં પણ ખાસ કરીને ગુજરાત યુનિવર્સિટીના કામ તરફ તેમની અંતરની લાગણી હતી. તે કામમાં તેમને ઘણો જ રસ હતો. તેની સ્થાપના માટે તેમણે ભારે જહેમત ઉઠાવી છે. 'ગુજરાત યુનિવર્સિટી' એ દાદાસાહેબના અથાગ પરિશ્રમનું મીઠું અને સુંદર ફળ છે.

કૅાંગ્રેસમાં દાદાસાહેબ બહુ જૂના વખતથી જોડાએલા. સને ૧૯૨૧ની અમદાવાદની ૩૬મી રાષ્ટ્રીય મહાસભાના તેઓ સેક્રેટરી હતા. અધિવેશનની વ્યવસ્થા તેમણે અતિશય સુંદર રાખેલી. તેમાં પણ ખાસ કરીને પૂર્ણાહુતિના દિવસે અધિવેશનના હિસાબ ડેલીગેટો સમક્ષ રજૂ કરીને તેમણે જે વિક્રમ સ્થાપ્યો તે કૅાંગ્રેસના ઇતિહાસમાં અદ્વિતિય તરીકે ઓળખાય છે.

ચોકસાઈપૂર્વક હિસાબ રાખવા બાબત દાદાસાહેબનો ભારે આગ્રહ રહેતો અને એમાં તેમની ચીવટ પણ દેખાતી. કાર્યકરોએ જાહેર સંસ્થાઓનો હિસાબ ઘણી ચોખવટથી રાખવો જોઈએ તેવો તેમનો આગ્રહ હતો. તેમના મુરબ્બીઓ એવું કહેતા કે, 'જાહેર સંસ્થાના હિસાબ બરાબર રાખવામાં હાથ કાળા કરજો, નહિ તો

પછી મોં કાળું થશે.' તે શીખામણનો દાદાસાહેબ પૂરેપૂરો અમલ કરતા. તેમણે હિસાબ રાખવા પાછળ ઘણો સમય અને ઘણી શાહી વાપરી છે, તેને લીધે જ ગાંધી સ્મારક ટ્રસ્ટ તથા કસ્તુરબા સ્મારક ટ્રસ્ટ બન્નેના તેઓ ટ્રસ્ટી અને પાછળથી અધ્યક્ષ નીમાયા હતા. તે ઉપરાંત બીજી અનેક સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી હતા. સહેજે પચાસેક સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી હશે. તે તમામનો વહીવટ તેમણે ઘણી ચોકસાઈથી કરેલો. પોતાનો ખાનગી હિસાબ પણ દાદાસાહેબ વ્યવસ્થિત રાખતા હતા. આમ, પૈસાનો હિસાબ તો દાદાસાહેબ જરૂર રાખતા. પણ મહત્ત્વમાં તેથી ય ચડી જાય તેવો સમયનો અને જીવનનો હિસાબ પણ તેઓ રાખતા હતા. તેમની 'રોજનીશી'નો ઊગમ તે કલ્પનામાં જ છે. તેમની રોજનીશી 'અભ્યાસ'માં ક્રમશઃ હવે વર્ષોથી આવે છે, તે રોજનીશીનું ઐતિહાસિક મહત્ત્વ છે.

સમયનો બરાબર ઉપયોગ કરવો જોઈએ એના વિચારના દાદાસાહેબ ચુસ્ત હિમાયતી હતા. તેમનાં તમામ રોકાણોમાં તેઓ હમેશાં સમયસર હાજર રહેતા હતાં. બીજાઓ પાસેથી પણ તેઓ તેવી અપેક્ષા રાખતા હતા. પરંતુ તે અપેક્ષાને બીજાઓ પહોંચી શકતા નહોતા. દાદાસાહેબને રમૂજમાં લોકો 'મો ટાઈમ' કહેતા. પરંતુ ખરેખર તેમની પાસે બગાડવા માટે સમય જ નહોતો!

દાદાસાહેબ એક શ્રેષ્ઠ સાહિત્યકાર હતા. સંત વાઙ્મયનો તેમનો અભ્યાસ ગાઢ હતો. પોતાના ફુરસદના સમયમાં તેઓ સાહિત્યગ્રંથો વાંચતા હતા. તે માટે તેમણે પોતાનો ખાસ પુસ્તકસંગ્રહ વસાવ્યો હતો. નવાં, સારાં અને અભ્યાસપૂર્વક લખાએલાં પુસ્તકો વેચાતાં લઈ ને પોતાની લાયબ્રેરીમાં રાખવાની તેમની તમન્ના રહેતી. તેમના સાહિત્યપ્રેમને લઈ ને જ તેઓ ગુજરાત વિદ્યાસભાના કાર્યમાં વિશેષ રસ લેતા થયા હતા. તેમણે પોતે અંગ્રેજી, મરાઠી અને ગુજરાતીમાં ઘણું લેખન-કાર્ય કર્યું છે. જેલવાસમાં પણ તેઓ વાચન અને લેખન કરતા હતા. 'માનવતાનાં ઝરણાં' એ તેમનું મૂળ ગુજરાતીમાં લખાએલું પુસ્તક ખાસ વાંચવા જેવું છે. તે પુસ્તક લખીને તેમણે સાહિત્યના ક્ષેત્રમાં ઊંચું અને તેજસ્વી સ્થાન પ્રાપ્ત કરેલું છે. તે પુસ્તકનો મરાઠી અનુવાદ પણ થએલો છે. મરાઠીમાં પણ તેમણે લેખન-કાર્ય કરેલું છે. ગુજરાતીમાં પ્રથમ લખાએલાં તેમનાં 'સંસ્મરણો' ખાસ વાંચવા લાયક છે. વકીલાતના ધંધા-માંના અનુભવો તેમણે અંગ્રેજીમાં લખેલા છે તે પણ વિચારવા જોગ છે. 'રોજનીશી'માં તેમણે પોતાના અનુભવો ટાંકેલા છે અને તે જ્યારે ગ્રંથાકારે પ્રસિદ્ધ થશે ત્યારે સાહિત્ય-ક્ષેત્રમાં એક સારો ઉમેરો થશે.

મરાઠી ભાષા અને મહારાષ્ટ્રીય સંસ્કૃતિ પ્રત્યે પણ દાદાસાહેબને માન હતું. 'મહારાષ્ટ્રીયત્વ' એ શબ્દમાં જે ગુણોનો સમુચ્ચય છે તે ઉપર તેઓ વધારે ભાર મૂકતા હતા. ગુજરાતની અસ્મિતા માટે પણ તેઓ ગૌરવ ધરાવતા હતા. તેમનું પોતાનું વ્યક્તિત્વ એટલે મહારાષ્ટ્ર અને ગુજરાતના વિશિષ્ટ ગુણોનો સુંદર સમન્વય!

દાદાસાહેબ પોતાની પાછળ તેમના અનોખા વ્યક્તિત્વની સુવાસ મૂકતા ગયા છે. તેમણે તમામ સારી પ્રવૃત્તિઓ આદરી. જેને માઠી કહેવાય તેવી કોઈ પણ પ્રવૃત્તિમાં કોઈ પણ વખતે તેમણે ભાગ લીધો નહિ. વિદેશીઓના સંપર્કમાં તેઓ ઘણી વખત આવ્યા અને પરદેશોનો પ્રવાસ પણ ઘણી વખત કર્યો. તેમાં વિદેશીઓના સારા ગુણો તેમણે અપનાવી લીધા અને પોતાના સારા ગુણોની તેમના ઉપર છાપ પાડી. ભારતના મહાન આદર્શોનો દાખલો વિદેશીઓને તેમણે પૂરો પાડી ભારતની કીર્તિ વિશ્વમાં વધારી દીધી. કૉમનવેલ્થ પાર્લમેન્ટરી એસોસીએશનની બેઠક જાન્યુઆરી, ૧૯૫૬માં જમૈકા ખાતે મળી ત્યારે તેમાં દાદાસાહેબ એ સંસ્થાના પ્રમુખ તરીકે સર્વાનુમતે ચુંટાયા. આ પ્રસંગ અનેરો અને ઐતિહાસિક હતો. જે સ્થાને આજ લગી ગોરાઓ જ આવતા ત્યાં પહેલવહેલી વાર એક ઉમદા ભારતીયની પસંદગી થઈ. દાદાસાહેબની ઉજળી અને અદ્વિતીય કારકિર્દીનો આથી વધુ જ્વલંત પુરાવો કયો હોઈ શકે?

# દાદાસાહેબનું ઉમદા અંગત અને જાહેર જીવન

ગજાનન ગોપાળ પરાડકર

દાદાસાહેબને ગયે આજે તેર વર્ષ પૂરાં થયાં છે. સમય પણ ઝડપથી ચાલ્યો જાય છે. સ્મારકો રચાય કે ન રચાય, તેમ છતાં જે થોડાક લોકો પોતાનાં જીવન–મૂલ્યો, આચરણ, વિચારો અને ચારિત્ર્યથી લોકો ઉપર છાપ મૂકતા જાય છે તેઓમાંના જ દાદાસાહેબ એક હતા, અને મારા જેવા અનેક માટે તો તેઓના વિચારોની પ્રેરણા આજે પણ ઘણી વાર મળી રહે છે.

મૅટ્રિક્યુલેશન અભ્યાસ પછી આર્થિક મુશ્કેલીઓના કારણે કૉલેજ–શિક્ષણનો પ્રશ્ન જ્યારે મારી સામે આવ્યો અને આગળ શિક્ષણ લઈ સમાજને ઉપયોગી થવાની ઇચ્છા દાદાસાહેબ પાસે મેં વ્યક્ત કરી કે તરત જ દાદાસાહેબે અમદાવાદ આવી તેમને ઘેર રહી કૉલેજ-અભ્યાસ ચાલુ રાખવાનું સૂચવ્યું અને આમ ૧૯૪૦ થી ૧૯૪૫ સુધીનો સમય દાદાસાહેબ સાથે કુટુંબીજન તરીકે રહેવાની તક મને સાંપડી. લાંબા સમય સુધી દાદાસાહેબ સાથે રહેવાથી દાદાસાહેબની રહેણીકરણી, એમના વિચારો, જાહેરજીવનનાં મૂલ્યો, વગેરેની પણ કાયમી અસર મારા પર રહેલી છે, અને આજે પણ તે માર્ગદર્શક બને છે. આવાં જ કેટલાંક સંસ્મરણો અંજલિરૂપે રજૂ કરવાનો પ્રયત્ન અહીં કરું છું.

જાહેર જીવનનાં કેટલાંક મૂળભૂત મૂલ્યો—જેવાં કે પ્રામાણિકતા, ન્યાયભાવના, નિઃસ્વાર્થ આચરણ, સત્યમય અને શુદ્ધ ચારિત્ર્ય, નાની નાની બાબતોમાં પણ ચોકસાઈ રાખવાની ટેવો—ના તેઓ મહાન આગ્રહી હતા. અને, તેમનો આ આગ્રહ વ્યક્તિગત જીવનમાં હમેશાં જોવા મળતો.

કોઈ પણ ધંધામાં કે જાહેર સામાજિક કાર્યમાં સત્યમય અને સારા ચારિત્ર્યની જરૂરિયાત પર તેઓ હમેશા ભાર મૂકતા, અને સત્યને કારણે તત્કાળ લાભ ન થાય પણ નુકસાન થાય તો પણ લાંબા કાળે તે ફાયદારૂપ થાય છે, એવી એમની શરૂઆતથી માન્યતા હતી. દાખલો આપતાં તેઓએ તેમની જ વકીલાતની શરૂઆતનો એક પ્રસંગ કહેલો હજુ પણ યાદ આવે છે. તેઓએ વકીલાત શરૂ કર્યા પછી એક કેસ તેમની પાસે આવ્યો. એક જજ જેઓ તેમના જ મકાનમાં રહેતા તેમની સામે આ કેસ ચાલવાનો હતો. કેસમાં ત્રીસેક આરોપીઓ હતા. ત્રીસમાંથી ઓગણત્રીસ આરોપીઓએ દાદાસાહેબ પાસે આવી કેસ લેવાનું જણાવ્યું. દાદાસાહેબે જાણ્યું કે આ બધા, કેસ ચલાવનાર જજ તેમના જ મકાનમાં રહે છે અને ઓળખાણ છે, માટે જ આવ્યા છે અને કેસ હું લઉં તો થોડીઘણી લાગવગ પણ કામ આવે એવી એમની ગણતરી છે. જ્યારે દાદાસાહેબે આ વાત બધાને કરી ત્યારે તો બધાએ કહ્યું, 'ના ના, આમ કેમ બને? અમે તો તમારું નામ સાંભળીને જ આવ્યા છીએ અને કેસ તમને જ આપવા માંગીએ છીએ.' તેમ છતાં દાદાસાહેબે તે બધાને વિચાર કરી ફરી બીજે દિવસે આવવા કહ્યું, અને દાદાસાહેબની માન્યતા પ્રમાણે ઓગણત્રીસમાંથી ફક્ત એક જણ બીજે દિવસે તેમની પાસે આવ્યો! ધંધામાં તત્કાળ નુકસાન થયું, પણ લાંબે ગાળે લોકોમાં સારી છાપ પડી.

ઘરમાં રહેવાથી ઘરનો સામાન્ય હિસાબ રાખવાનું કામ મને સોંપવામાં આવેલું, અને તે કારણે ઘણી વાર આ અંગે વાતચીત થતી. દાદાસાહેબ ખાનગી જીવનમાં તેમજ સામાજિક જાહેર જીવનમાં હિસાબની ચોકસાઈને ઘણું જ મહત્ત્વ આપતા. ઘણી વાર જ્યારે હિસાબ અંગે ઝીણી ઝીણી હકીકતો પણ લખાવતા ત્યારે મને પણ થતું કે આટલી ઝીણવટની શી જરૂર. અને ખાસ કરીને જ્યારે પૈસાનો બહુ પ્રશ્ન નથી ત્યારે! એક વાર દાદાસાહેબ સાથે ફરવા જતાં આ વાત મેં સહેજ શરૂ કરી. તેઓએ અનેક દાખલા આપી ખાનગી જીવનમાં અને ખાસ કરીને જાહેર જીવનમાં હિસાબમાં ચોકસાઈની જરૂરિયાત સમજાવેલી. વધુમાં, જે માણસો હિસાબ ન રાખી શકે તેઓ જીવનનો પણ હિસાબ શી રીતે રાખી શકે?

આ સાથે જ દાદાસાહેબ નાની બાબતોમાં પણ કરકસર કરવાની ટેવને ઘણું જ મહત્ત્વ આપતા. કેટલીક વાર જ્યારે કોઈ પણ વસ્તુનો બગાડ થતો કે નિષ્કાળજીથી તોડફોડ થતી અગર બિનજરૂરી ખર્ચ થતો તો તે તેમને જરા પણ ગમતો નહિ. નાની નાની બાબતોમાં કરકસરને તેઓ હંમેશા મહત્ત્વ આપતા, અને જણાવતા કે પોતાના માટેના ખર્ચમાં કરકસર કરવી એટલું જ બસ નથી, પણ શકય તેટલા પૈસા યોગ્ય જાહેર કામોમાં ખર્ચ કરવાની પણ જરૂર રહે છે. તેઓ યોગ્ય રીતે જીવન જીવી સમાજ માટે પણ કંઈ ને કંઈ કરવા ઉપર હંમેશ ભાર મૂકતા.

કૉંગ્રેસમાં માનતા હોવા છતાં પણ કૉંગ્રેસ સંસ્થામાં કે કાર્યકરોમાં જાહેર જીવનનાં મૂલ્યોનો ઉપહાસ થતો દાદાસાહેબ જોતા—ખાસ કરીને, આઝાદી પછીના સમયમાં–ત્યારે ઘણી વાર તેઓ ઊંડું દુઃખ વ્યક્ત કરતા. એ અંગેના ઘણા પ્રસંગો આજે પણ યાદ આવે છે. એની સાથે જ, જાહેર જીવનમાં મૂલ્યો પ્રત્યેનો આગ્રહ હોવા છતાં પણ સંસ્થાને નુકસાન ન થાય તે માટે ઘણી વાર વ્યવહારમાં અને સંસ્થા-કાર્યમાં પોતાનાં મંતવ્યો અને આગ્રહો વિરુદ્ધનાં કાર્યોમાં પણ સાથ આપ્યાના દાખલાઓ વિષે તેઓ ઘણી વાર કહેતા. ત્યારે, એવા પ્રસંગોએ, પોતાની વ્યક્તિગત માન્યતાઓ પોતાના પૂરતી મર્યાદિત રાખી, સંસ્થા તેને સ્વીકારવા તૈયાર ન થાય ત્યાં સુધી તે કારણે સંસ્થાને નુકસાન ન થાય તે માટે સમાધાની વૃત્તિ પણ તેમની જણાઈ આવતી. પણ, આ સાથે જ પોતાનું દૃષ્ટિબિંદુ અને માન્યતાઓ બીજા સાથીઓને સમજાવવાનો પ્રયત્ન તો ચાલુ જ રાખતા, અને તે કારણે સંસ્થાકીય સમાધાન–નિર્ણયમાં બાંધછોડ–કર્યા છતાં તેમના વિચારોની અને મૂલ્યોની ઘણા કાર્યકરો ઉપર સ્પષ્ટ છાપ પડતી જ.

પોતાના ઘરના નાના નોકરથી માંડી બધાની કાળજી રાખવાની તેમની ટેવ, કોઈ પણ ગામે જાય ત્યારે ભારે કાર્યક્રમો વચ્ચે પણ જે તે ગામમાં રહેતા મિત્રો અને સગાં-સંબંધીઓને મળવા જવાનો તેમનો આગ્રહ, બધા પ્રત્યે સમભાવ અને સ્નેહાળ ભાવ અને બીજાંને શકય તેટલી સહાય કરવાની સેવાવૃત્તિ અંગે પણ અનેક સ્મૃતિઓ આજે તાજી થાય છે.

દાદાસાહેબ સાથેના સહવાસને કારણે તેમનાં જાહેર જીવન અંગેના મૂલ્યોનો, નિષ્કામ સેવાનો જે કાંઈ થોડો ઘણો વારસો મળેલ છે તે લઈ પ્રામાણિકપણે, નિઃસ્વાર્થ રીતે સામાજિક કામ કરતા રહેવાની શક્તિ મળે એ જ ઇચ્છા !

*

# દાદાસાહેબનાં મધુર સંસ્મરણો

**શ્રીધર ગણેશ ચાંદોરકર**

સદ્ગત દાદાસાહેબનો અને મારો સંબંધ ૧૯૦૫ ની સાલથી બંધાયેલો અને બરાબર યાદ આવે છે. એ વખતે મારી ઉંમર ૭ વર્ષની હતી. તેઓ મારાં કાકીનાં બહેનનાં સુપુત્ર થાય. બચપણનાં સંસ્મરણો જો કે ખૂબ છૂટાંછવાયાં હોય છે. ૧૯૧૨ ની સાલમાં હું અંગ્રેજી ચોથા ધોરણમાં ભણતો હતો. અનેક વાર પ્રયત્ન કર્યા છતાં ય, સંસ્કૃત વ્યાકરણના નિયમો મને આવડતા નહોતા. એ જોઈને સદ્ગત દાદાસાહેબે તે મને શીખવવાનું કામ હાથમાં લીધું. એ વખતે દાદાસાહેબ મુંબાઈમાં અમારે ઘેર રહેતા હતા. એમણે સંસ્કૃતનું બધું વ્યાકરણ એવી તો સરળ અને રસમય ભાષામાં મને પૂરું સરસ સમજાવ્યું અને શીખવ્યું કે એવું તો નિશાળમાંના માસ્તરે પણ કદી ભણાવ્યું નહોતું! મને શીખવતી વખતે દાદાસાહેબે ઘણાં બધાં દૃષ્ટાંતો આપીને શીખવાડયું, એટલે મને બધું પાકું થયું અને સરસ યાદ રહ્યું. આમ, એક

કાળે કડવુ લાગનારા વિષયમાં મને એટલો બધો રસ પેદા થયો કે આજે પણ સંસ્કૃત વિષય મારો ખાસ રસનો વિષય ચાલુ રહ્યો છે. મારી બહેન સાથે તેમનાં પ્રથમ લગ્ન થયાં હતાં, પરંતુ તે વિષેનું સ્મરણ મને નથી. એ સમયમાં–એટલે કે ૧૯૧૨ના અરસામાં–તેઓ પ્રથમ એલ. એલ. બી.ની પરીક્ષા માટે મારે ત્યાં આવ્યા હતા. પછીનાં વર્ષે (સને ૧૯૧૩) તેઓ બીજી એલ. એલ. બી.નો અભ્યાસ કરવા માટે જુદી અને શાંત જગ્યાએ રહેવા ગયા. મુંબાઈમાં મૅજેસ્ટિક સિનેમા પાસે મોહન બિલ્ડિંગમાં ચોથે માળે એમણે એક ઓરડી રાખી અને એ નિરવ સ્થળે એમણે કાયદાનો એકચિત્તે સરસ અભ્યાસ કર્યો. આ સ્થળે દાદાસાહેબ અને તેમનાં દાદીમા (માતાનાં મા) શ્રીમતી ખાંડેકર રહેતાં. ત્યાં ચોથા માળ સુધી ચડીને પછી 'ઘરમાં નથી' એવું જાણવાનો વખત ન આવે તે માટે એમણે રસ્તાની બાજુએ, નીચે રસ્તા પરથી જતાં દેખાય એ રીતે એક મોટું IN/OUTનું પાટિયું ટાંગ્યું હતું એ ઉપરથી બીજાઓને કોઈને પોતાને કારણે તકલીફ ન પડે એવી ઇચ્છા એમના મનમાં ખૂબ હતી તે જણાઈ આવતું. એમના મનની આ વૃત્તિ આખર સુધી એમણે એવી જ રાખી હતી એ વિશેષ! એમણે ધમધોકાર અભ્યાસ કર્યો એનું ફળ પણ એમને તરત જ મળ્યું, કારણ કે તેઓ બીજી એલ. એલ. બી. પરીક્ષામાં આખી મુંબાઈ યુનિવર્સિટીમાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ થયા.

દાદાસાહેબ અમારે જ્યારે મારે ત્યાં રહેતા હતા ત્યારે પાણીનો નળ અમારા મુકામેથી આશરે સો ફૂટ પર હતો. ત્યાંથી પાણી ભરી લાવવું પડતું. આ જોઈને દાદાસાહેબ પણ અમારી સાથે પાણી ભરી લાવવાના કામમાં લાગી જતા. તે વખતે તેઓ મારા બનેવી હતા એ વાત રખે ખ્યાલ બહાર રહે! સહુની સાથે હળીમળી જઈને વર્તવાનો અને સહુની સાથે સમરસ થવાનો એમનો ગુણ અનુકરણીય હતો.

એલ. એલ. બી. થયા પછી દાદાસાહેબ અમદાવાદ વકીલાત કરવા માટે ગયા. હું ભૂલતો ન હોઉં તો, સદ્ગત શ્રી દાભોળકર વકીલના હાથ નીચે અને એમના માર્ગદર્શન હેઠળ દાદાસાહેબે વકીલ તરીકેના કાર્યનો પ્રારંભ કર્યો. શ્રી દાભોળકર વકીલનું અવસાન થયા પછી દાદાસાહેબ પોતે જ સ્વતંત્રપણે પોતાનાં 'કામો' જોવા અને કરવા લાગ્યા. પોતે જે કામ હાથ પર લે તેમાં તન, મન, ધનથી એકાગ્ર થઈને કામ કરવાની એમને ટેવ હતી એ કારણે વકીલાતના વ્યવસાયમાં દાદાસાહેબનો ખૂબ ઉત્કર્ષ થયો.

અમદાવાદમાં જ્યારે કૅાંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે, ૧૯૨૧ની સાલમાં, દાદાસાહેબ એ અધિવેશનના જનરલ સેક્રેટરી હતા. ભદ્રમાંના એમના મકાનની પાસે સદ્ગત સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ રહેતા હતા. એ ઘર દાદાસાહેબના કાકા સદ્ગત ગજાનન કેશવ માવળંકરનું હતું. વલ્લભભાઈ અને દાદાસાહેબ અનેક વર્ષો સુધી એકમેકના નિકટ પડોશી તરીકે રહ્યા, અને એમનો સ્નેહ-સંબંધ ખૂબ વધ્યો. બન્ને વચ્ચેનો આવો સુંદર ભાઈચારો આખર સુધી ચાલુ રહ્યો.

દાદાસાહેબનું વ્યક્તિત્વ અનેક ગુણોથી સમૃદ્ધ હતું અને એમનું કર્તવ્ય એવું જ સભર હતું. એ કારણે જ એમનો સતત ઉત્કર્ષ થતો રહ્યો. રાષ્ટ્રના બીજા આગેવાનોની જેમ એમને પણ બ્રિટિશ સરકારનો તુરંગવાસ ભોગવવો પડ્યો, અને બ્રિટિશરોની હકૂમત દૂર થયા પછી દાદાસાહેબને સ્વતંત્ર ભારતમાં લોકસભાના સ્પીકર તરીકેનું સુયોગ્ય સ્થાન સ્વાભાવિકપણે અને સહજ રીતે મળ્યું. સ્પીકર માવળંકરની કારકિર્દી સર્વને વિદિત છે જ, એટલે એ વિશે કશું લખવાની જરૂર મને દેખાતી નથી.

દાદાસાહેબની માફક ટાપટીપથી અને વ્યવસ્થિત રીતે જીવન જીવવાનો પ્રયત્ન આપણે સહુ કરીએ તો તેમાં આપણને જ લાભ છે એમ મને લાગે છે.

# પિતાનો વારસો

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

સને ૧૭૫૦ની આસપાસ માવળંકર કુટુંબ ગુજરાતમાં આવીને વસ્યું. માવળંકર-સરદેસાઈ કુળનું મૂળ વતન માવળંગે. મહારાષ્ટ્રનો કોંકણ પ્રદેશ જાણીતો છે. ત્યાં રત્નાગિરી જિલ્લામાં સંગમેશ્વર તાલુકાના માભજન ગામ પાસે માવળંગે આવેલું છે. માવળંગે પરથી અટક પડી માવળંગેકર, અને વખત જતાં તે માવળંકર બની. મહારાષ્ટ્રમાં વતન પરથી અટક રાખવાનો પણ એક રિવાજ છે. વતનના નામની પાછળ 'કર' લગાડતાં અટક બની જાય.

માવળંકર-સરદેસાઈ કુળનો લગભગ ૯૦૦ વર્ષનો સળંગ ઇતિહાસ વિવિધ દસ્તાવેજો દ્વારા ઉપલબ્ધ છે. એ ઇતિહાસ પહેલવહેલો સને ૧૯૨૬માં, પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના બે એમ કુલ ૩ ખંડમાં ગ્રંથાકારે પ્રગટ થયો. ત્યાર પછી, એપ્રિલ ૧૯૬૧માં, કુળનો ઇતિહાસ સંક્ષિપ્ત સ્વરૂપમાં એક નવા ગ્રંથમાં (આશરે ૪૦૦ પાનાં) ફરી પ્રસિદ્ધ થયો છે. માવળંકર, ઇ. કુટુંબીજનો મહારાષ્ટ્રના કરાડા બ્રાહ્મણ, અને તેઓ ઋગ્વેદી તથા કૌશિક ગોત્રના છે. માવળંકર અને સરદેસાઈ ઉપરાંત લળિત, ગોવિલકર અને દેસાઈ એમ ત્રણ મહારાષ્ટ્રીય કુટુંબોનો ઇતિહાસ પણ માવળંકર કુળમાં સંલગ્ન એવો છપાયેલો છે.

આ કુળના આદિ પુરુષ શ્રી નરસિંહ ભટ્ટ સત્યવાદી માવળંગે ગામમાં સને ૧૧૪૦ થી સને ૧૧૫૦નાં વર્ષો દરમિયાન ક્યારેક રહેતા હોવા જોઈએ એવો મત મહારાષ્ટ્રના જાણીતા ઇતિહાસાચાર્ય સદ્દગત રાજવાડેએ વ્યક્ત કરેલો છે. નરસિંહ ભટ્ટ માવળંગેમાં સ્થાયી થયા ત્યારથી એ કુળની શાખા-ઉપશાખાઓ કોંકણમાં, મહારાષ્ટ્રમાં અને પછી બહાર અન્યત્ર ભારતમાં ફેલાઈ તે વિશેની ઓછીવત્તી માહિતી વિવિધ લેખિત દસ્તાવેજો અને કાગળપત્રોમાંથી જોવા મળે છે.

ગુજરાતમાં માવળંકર કુટુંબ સ્થાયી થયું તેના પહેલા પુરુષ તે શ્રી બાજી. બાજી પાસે મહારાષ્ટ્રમાં દેશમુખી હતી. સને ૧૭૫૪ના અરસામાં બાજીનો વતનમાંનો એમના વહીવટ પેશ્વા મારફત થવા લાગ્યો, અને થોડાં વર્ષ પછી બાજીની દેશમુખી કાયમ માટે ચાલી ગઈ. એટલે, તેઓ પૂનામાં સહકુટુંબ આવીને શ્રી બાબુરાવ નરસિંહ ખેરને ઘેર ઊતર્યા. બાબુરાવે બાજીને ગુજરાતમાં બોરસદ કિલ્લા પરના ગાયકવાડી થાણામાં નોકરી અપાવી. બાજીએ બોરસદ જઈને ખેતીવાડી પણ શરૂ કરી, ઘર બાંધ્યું અને એ રીતે ત્યાં પોતે સ્થાયી બન્યા. દેસાઈગીરીનો અંત આવવાથી બાજી નાઈક દેસાઈ એવું નામ છોડીને તેઓ પોતાને માવળંકર કહેવા લાગ્યા. બાજીનું મૃત્યુ સને ૧૭૯૦માં થયું. એમના ત્રણ પુત્રો પૈકી જ્યેષ્ઠ પુત્ર તે શ્રી લક્ષ્મણ. સને ૧૭૬૭માં લક્ષ્મણરાવનો જન્મ થયો હતો. ગાયકવાડનું થાણું ત્યાર બાદ અમદાવાદ લઈ જવાયું એટલે લક્ષ્મણરાવ પણ અમદાવાદ આવ્યા અને એમણે ભદ્રમાં ઘર બાંધ્યું. લક્ષ્મણરાવના બે પુત્રો સોમનાથપંત અને નરસોપંત—પૈકી સોમનાથપંત બોરસદમાં જ ખેતીવાડી ચાલુ રાખીને રહ્યા.

નરસોપંતનો જન્મ સને ૧૮૦૦માં થયો અને એમનું મૃત્યુ સને ૧૮૫૩માં થયું. અમદાવાદ અને ગુજરાતના માવળંકર કુટુંબીજનોમાં નરસોપંતે સહુ પ્રથમ અને અદ્દભુત નામના મેળવી. મરાઠી અને ગુજરાતી બન્ને ભાષાઓમાં એમનું શિક્ષણ થયું હતું. ૧૮ વર્ષની ઉંમરે નરસોપંતે ઈસ્ટ ઇન્ડીઆ કંપનીમાં માસિક સાત રૂપિયાના પગારે તલાટી તરીકે નોકરીની શરૂઆત કરી. જોતજોતાંમાં નરસોપંતની બઢતી થઈ. ૧૫ વર્ષમાં તો —૩૩ વર્ષની ઉંમરે, સને ૧૮૩૩માં—તેઓ આસિસ્ટન્ટ રેવન્યૂ કમિશ્નરના પદે પહોંચ્યા. મિ. વિલિયમ્સન નામના તે વખતના અંગ્રેજ રેવન્યૂ કમિશ્નરે નરસોપંતને સ્પેશિયલ બઢતી આપી, અને તેથી નરસોપંત દર મહિને સાતસો રૂપિયાનો પગાર મેળવતા થયા! તે ઉપરાંત પાલખી અને એની તહેનાત માટેની વાર્ષિક રૂપિયા છસોની રકમ પણ મંજૂર થઈ. પૂનામાં ખાસ દરબાર ભરીને નરસોપંત તાત્યાને પાલખી અને 'રાવબહાદુર'નો ખિતાબ એનાયત કરવામાં આવ્યો. સને ૧૮૩૮માં એમને માસિક બસો રૂપિયાની બીજી વધારાની ખાસ બઢતી

મળી, અને ૧૮૪૧ની સાલમાં તેમને અમદાવાદ જિલ્લામાંના નારોલ અને રોપડા એ ગામો ત્રણ પેઢી સુધી ઈનામ આપવાનો ઠરાવ ઈસ્ટ ઇન્ડીઆ કંપનીના કોર્ટ ઑફ ડાયરેક્ટર્સે પસાર કર્યો, અને એ મુજબની સનદ એમને આપવામાં આવી. નારોલ ગામ વંશપરંપરા ઈનામ આપવું એવી ભલામણ તે સમયના રેવન્યૂ કમિશ્નર મિ. વિબેટ તથા મુંબાઈ સરકાર બન્નેએ કરી હતી, પણ કંપનીની કોર્ટે તે મંજૂર રાખી નહોતી. સને ૧૮૪૪ થી પાંચ વર્ષ સુધી નરસોપંતે વડોદરાના પોલિટિકલ રેસિડેન્ટ કર્નલ આઉટ્રમના હાથ નીચે નેટીવ આસિસ્ટન્ટ તરીકે કામ કર્યું.

નરસોપંત માટે પાછળથી કેટલાક પ્રતિકુળ સંજોગો ઊભા થયા અને એમની નોકરી તથા પાલખી ચાલી પણ ગઈ; છતાં નરસોપંતની લાંબી, કાર્યક્ષમ અને નિઃસ્પૃહ સેવાઓ વિશેની છાપ અકબંધ ચાલુ રહી. માવળંકર કુટુંબમાંના અત્યંત સુચારિત્ર્યશીલ, પુણ્યશાળી અને સુંદર કારકિર્દીવાળા પૂર્વજોમાં નરસોપંતની ગણના અવશ્ય કરવી રહી. તેમનું જીવન અત્યંત સાદાઈભર્યું અને ધર્મ-કર્મ-નિષ્ઠ હતું. સવાર–સાંજ એમ રોજ બે વાર તેઓ સ્નાન કરતા અને બાદ સેવાપૂજા, વગેરે પણ કરતા. ઘરમાં નોકર-ચાકર હોવા છતાં ય રોજની રસોઈ, પીરસવાનું કામ, કપડાં ધોવાનું કામ, વગેરે બધાં કામો ઘરની સ્ત્રીઓએ જ કરવાં જોઈ એ એવો એમનો ખાસ આગ્રહ રહેતો. નરસોપંતે એમના જ્યેષ્ઠ પુત્ર કેશવરાવને લખેલા અનેક ઉપદેશ-પત્રો વાંચવા જેવા અને મનનીય છે.

કેશવરાવ તે મારા પિતાના દાદા. એમનો જન્મ સને ૧૮૨૦માં થયો, અને મૃત્યુ સને ૧૮૮૨માં થયું. મૅટ્રિક પાસ થયા પછી કેશવરાવ વાંસદા રાજ્યના મહારાજાના શિક્ષક નિમાયા. પછીથી તેઓ સરકારી શિક્ષણખાતામાં શિક્ષક બન્યા. ત્યાર બાદ તેઓ વાંસદા રાજ્યના દીવાન બન્યા. પાછળથી મહારાષ્ટ્રમાંના કોલ્હાપુર રાજ્યના ત્રીજા શિવાજી મહારાજ અને તેમના બંધુ ચિમાસાહેબના શિક્ષક તરીકે કેશવરાવની પસંદગી થઈ. દરમિયાનમાં, ૧૮૫૭ની સાલના સ્વાતંત્ર્ય–સંગ્રામની જ્વાળાઓ ચોતરફ પ્રસરી, અને એમાં કોલ્હાપુર મથક પર રહેલી સત્તાવીસમી ફોજ વીફરી અને એણે પોતાના યુરોપિયન ઑફિસરને ખતમ કર્યો. આ બળવાખોરો સાથે ચિમાસાહેબ મહારાજ ભળી ગયાના સંશય પરથી તેમને કરાંચી ખાતે નજરકેદ કરવામાં આવ્યા હતા, અને મહારાજાને ઉશ્કેરણી કર્યાનો આરોપ કેશવરાવ પર મૂકીને બ્રિટિશ લશ્કરી કોર્ટે કેશવરાવને ફાંસીની સજા ફટકારી હતી! ફાંસી અપાવાના નિયત દિવસની આગલી સાંજે કેશવરાવ ફાંસી–ખોલીમાં ધ્યાનમગ્ન બેઠા હતા ત્યાં એકાએક એમને મોટો પ્રકાશ દેખાયાનો અને કોઈ કે કાનમાં 'ગભરાઈશ નહિ, તું આવતી કાલે છૂટી જઈશ' એવું સ્પષ્ટ કહ્યાનો ભાસ થયો! પોતાના મગજમાં જે વિચારો ભમી રહ્યા હતા એને કારણે જ પોતે આવું કંઈક જોયું-સાંભળ્યું હશે એવું એમને લાગ્યું. પરંતુ, બીજે દિવસે જ્યારે એમને માફી આપીને સાથે જ છોડી મૂકવામાં આવ્યા ત્યારે આગલી રાતના સાક્ષાત્કારનો એમને ભારે અચંબો લાગ્યો. વાઈસરૉય લૉર્ડ કૅનિંગે સાર્વત્રિક માફીનું જાહેરનામું બહાર પાડ્યું હતું એનો લાભ કેશવરાવને મળ્યો અને તેઓ છૂટ્યા. પણ આ પ્રકારના સંકટ-નિવારક સાક્ષાત્કારને કારણે દૈવી ચમત્કાર વિશેની એમની શ્રદ્ધા સ્વાભાવિક જ દૃઢ થઈ. કેશવરાવના એક મિત્રે પછી સને ૧૮૬૭માં એમને મુંબાઈ નોતર્યા અને ત્યાં સેક્રેટરિયેટમાં રેવન્યૂ ખાતામાં નોકરી અપાવી. ત્યાં તેમની ઉત્તરોત્તર ચડતી થઈ, ને તેઓ પછી સુપરિન્ટેન્ડન્ટ બન્યા. કેશવરાવની રહેણીકરણી પણ એમના પિતા નરસોપંતની માફક સાદાઈવાળી અને સચ્ચાઈથી ભરેલી હતી. આ બે ગુણો સાથે પરોપકારની વૃત્તિ પણ કેશવરાવમાં સારા પ્રમાણમાં ઓતપ્રોત થઈ હતી.

કેશવરાવને ત્રણ પુત્રો થયા—વામન, દામોદર અને વાસુદેવ. વામનરાવનો જન્મ સને ૧૮૫૨માં થયો અને મૃત્યુ સને ૧૯૦૨માં થયું. કેશવરાવના આ પ્રથમ પુત્રનું વ્યક્તિત્વ સંસ્કાર-સભર હતું. એમની બુદ્ધિ કુશાગ્ર હતી. નાટ્યકલા, સિતારવાદન, ભરતકામ, વગેરે કળાઓમાં વામનરાવ નિપુણ હતા. મરાઠી અને ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, બંગાળી, ગ્રીક, લૅટિન, વગેરે ભાષાઓ એમને સરસ આવડતી હતી. 'વિવિધજ્ઞાનવિસ્તાર' માસિકના તેઓ આદ્ય પ્રવર્તક હતા. વામનરાવે કોંકણમાંના સરદેસાઈ વતન સંબંધિના કાગળપત્રો અને દસ્તાવેજો ખૂબ કાળજી

પૂર્વક સાચવી રાખ્યા તેથી જ સૈતવડેકર અર્થાત્ માવળંકર શાખાનો ઇતિહાસ વિગતવાર જાણી-લખી શકાયો.

વામનરાવના નાના ભાઈ દામોદરપંતનો જન્મ સને ૧૮૬૧ના અરસામાં થયો. તેમનું શરીર નાનપણથી જ નાજુક અને એકવડું, પણ એમનું વ્યક્તિત્વ આરંભથી જ તેજસ્વી હતું. તેઓ પણ પ્રખર બુદ્ધિશાળી હતા; ભાવનાશાળી પણ એટલા જ. ધાર્મિક અને આધ્યાત્મિક વૃત્તિ પણ બચપણથી એમનામાં દેખાતી હતી. સ્નાન, સંધ્યા, વગેરે બ્રહ્મકર્મ નિત્ય નિષ્ઠાપૂર્વક કરતા. પોતાના પિતાશ્રી સાથે તેઓ કાશીની યાત્રાએ પણ જઈ આવેલા. થિયૉસૉફી (Theosophy –બ્રહ્મવિદ્યા)ના સંસ્થાપકો મૅડમ બ્લૅવેટ્સ્કી અને કર્નલ ઑલકૉટ મુંબાઈ આવીને થિયૉસૉફી પર વ્યાખ્યાનો આપી રહ્યાં હતાં તે સાંભળવા માટે દામોદરપંત પોતાના પિતાજી સાથે રોજ જતા. બ્રહ્મવિદ્યાના એ આધ્યાત્મિક વિચારોની ઊંડી અને અટલ છાપ દામોદરના કોમળ અને સંવેદનશીલ મન પર એવી પડી કે એમણે પિતાની સંમતિ ન હોવા છતાં ય, ૧૮૭૯ ની સાલમાં, થિયૉસૉફી પંથની દીક્ષા લીધી! એ વખતે તેઓ મૅટ્રિકના વર્ગમાં ભણતા હતા. મૅડમ બ્લૅવેટ્સ્કીએ દામોદરને 'ધી થિયૉસૉફિસ્ટ' માસિકના કાર્યાલયમાં Recording Officer તરીકે નીમ્યા. દામોદરે ઘરબાર છોડી દીધેલું અને તે ક્યારે ય પાછા ફર્યા નહિ. મૅડમ બ્લૅવેટ્સ્કી અને કર્નલ ઑલકૉટ સાથે તેઓ સિલોન ગયા અને ત્યાં બુદ્ધ ધર્મની દીક્ષા એમણે લીધી. પિતા કેશવરાવે પુત્રને પાછા વાળવાના ઘણા પ્રયત્નો કરી જોયા, પણ દામોદર એમના આધ્યાત્મિક કાર્યમાં દૃઢતાથી ચાલુ રહ્યા. કેશવરાવે અખબારોમાં એવા પણ સમાચાર વહેતા મુકાવેલા કે દામોદરની મિલકત માટે બ્લૅવેટ્સ્કી અને ઑલ્કૉટને અભિલાષા હોઈ એ કારણે તેઓ બન્ને દામોદરને ઘેર જતાં રોકે છે. આ અહેવાલ વાંચતાં જ દામોદરે પોતાને ભાગે આવતી સંપત્તિ જતી કરી દીધાનો કાગળ ઘેર મોકલી આપ્યો, નવવિવાહિત પત્નીનો (શ્રીમતી લક્ષ્મીબાઈ) પણ ત્યાગ કર્યો અને બ્રહ્મવિદ્યાના આશ્રમમાં જ તેઓ કાયમ માટે રહેવા લાગ્યા.

દામોદરપંત હવે વિચાર અને વાંચન અને લેખનમાં વધુ મશગુલ બન્યા. અંગ્રેજી ભાષા પર એમનો સરસ કાબૂ હતો. થોડા જ વખતમાં 'The Theosophist' માસિકનું બધું સંપાદકીય લેખનકાર્ય તેઓ કરવા લાગ્યા. લગભગ ૭ વર્ષ સુધી એમણે આ જવાબદારી સંભાળી. વર્ષો બાદ, સને ૧૯૪૦માં, સ્વેન ઈક નામના અમેરિકને 'Damodara: The Writings of a Hindu Chela' નામનું પુસ્તક અમેરિકામાં પ્રસિદ્ધ કર્યું. એમાં દામોદરનો જીવનવૃત્તાંત છાપવા ઉપરાંત એમનાં વિવિધ લખાણોનો સુંદર સંગ્રહ કરાયો છે. બીજાં થોડાં વર્ષ બાદ સદ્ગત સ્વેન ઈક લિખિત બીજા મોટા ગ્રંથમાં દામોદરપંત વિશે વધુ માહિતી અને તેમના કાગળપત્રો, વગેરે પ્રસિદ્ધ થયાં છે. એક સ્થળે દામોદરપંત લખે છેઃ 'ધન અને કીર્તિના લોભમાં ન પડતાં બ્રહ્મવિદ્યાનો પ્રસાર કરીને દેશસેવા કરવી એવા વિચારથી મેં ઘર છોડયું. આખું વિશ્વ પરમેશ્વરનું જ સ્વરૂપ છે એમ હું માનું છું. આપણા સહુમાં અપૂર્વ આત્મિક શક્તિ છે. સિદ્ધ પુરુષોના માર્ગદર્શન હેઠળ આપણે તેનો વિકાસ કરી શકીએ તેમ છીએ.' મહાત્માઓની અને સિદ્ધ-પુરુષોની ખોજમાં દામોદર હિમાલય તરફ ટિબેટમાં ચાલ્યા ગયા. મહાત્મા 'કે. એચ.' દામોદરને વારંવાર દર્શન આપવા લાગ્યા અને ટિબેટમાંના પોતાના આશ્રમમાં આવીને રહેવાનું નોતરું પણ આ મહાત્માએ દામોદરને આપ્યું. એ આદેશ મુજબ, દામોદરપંતે તા. ૨૪ ફેબ્રુઆરી ૧૮૮૫ ને રોજ અડયાર (મદ્રાસ પાસે આવેલું થિયૉસૉફિકલ સોસાયટીનું મથક) છોડયું અને કલકત્તા, વારાણસી, દાર્જિલિંગ, સિક્કીમ એ સ્થળોએ મુકામ કરતા કરતા તેઓ છેવટે ટિબેટની સરહદ પર પહોંચી ગયા તે પાછા આવ્યા જ નહિ! દામોદરપંતનું ત્યાર પછી શું થયું એનો કોઈ હેવાલ કે સંદેશો પ્રાપ્ત થયો નથી. સદેહે તેઓ હવે જીવતા હોય એ અશક્યવત્ લાગે છે. સૂક્ષ્મ શરીર ધારણ કરીને દામોદરપંત હજી પણ હયાત હોવા વિશે, અને તેમનો આત્મા ચેતનવંતો ચોમેર હોવા વિશે, ઘણા થિયૉસૉફિસ્ટો દૃઢ ખયાલ ધરાવે છે. અડયારમાં થિયૉસૉફિકલ સોસાયટીના પ્રાંગણમાં આજે દામોદરના સ્મારક રૂપે '*Damodar Gardens*' છે, અને સફેદ આરસપહાણમાં કોતરેલું દામોદરપંતનું સુંદર નાનું બાવલું પણ છે. ડિસેમ્બર,

૧૯૫૬માં થિયૉસૉફિકલ સોસાયટીના આંતરરાષ્ટ્રીય અધિવેશન પ્રસંગે દામોદરપંતની આ પ્રતિમા સમારંભ-પૂર્વક પ્રસ્થાપિત કરાઈ. દામોદરપંતનાં પિતરાઈ બહેન અને વિષ્ણુ નરસિંહ માવળંકર (નરસોપંતના ચોથા પુત્ર)નાં પુત્રી શ્રીમતી ધોંડુબાઈ શેવડેએ આ પ્રતિમા મુંબાઈના પ્રસિદ્ધ શિલ્પકાર શ્રી કરમરકર પાસેથી તૈયાર કરાવીને થિયૉસૉફિકલ સોસાયટીને ભેટ આપી. પૂજ્ય ધોંડુ-આત્યાબાઈ સદ્ભાગ્યે હજી જીવે છે. એમની ઉંમર અત્યારે લગભગ ૮૮ વર્ષની છે. મારા પિતાનાં તેઓ ફોઈબા થાય. મરાઠીમાં ફોઈબાને 'આત્યાબાઈ' કહે છે.

કેશવરાવના કનિષ્ઠ પુત્ર વાસુદેવરાવ તે મારા દાદા. એમને ઘરમાં સહુ 'બાબા' કહેતા. વાસુદેવરાવનો જન્મ ઑગસ્ટ, ૧૮૬૫માં થયો હતો. એમની તબિયત નાન-પણમાં ખૂબ નબળી રહેતી. પણ, પોતે ૧૩–૧૪ વર્ષની ઉંમરના થયા ત્યારે, મોટા ભાઈ વામનરાવના કહેવાથી એમને કસરત અને વ્યાયામની લગની લાગી. દૂધ અને 'કૉડલિવર ઑઈલ' તેમણે રોજ લેવા માંડયાં. અને, પછી તો, એમની તબિયત એવી સરસ થઈ કે નિશાળ-માંના શિક્ષકો દ્વારા એમની ગણના શાળામાંના તોફાની અને મસ્તીખોર વિદ્યાર્થીઓમાં થવા લાગી! વાસુદેવરાવે મુંબાઈમાં સેંટ ઝેવિયર્સ કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા પસાર કરી. ત્યાર પછી તેઓ લૉ કૉલેજમાં ભણતા હતા. તે દરમિયાન તેમણે થોડો વખત એક મરાઠી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની નોકરી કરી. શાળામાં અને કૉલેજમાં પોતે ભણતા હતા તે વર્ષોમાં વાસુદેવ-રાવને મરાઠી પુસ્તકો વાંચવાનો ભારે શોખ હતો. મોરોપંત અને તુકારામ એ એમના બે પ્રિય કવિઓ હતા, અને એ બન્નેનાં કાવ્યો એમને સારા પ્રમાણમાં કંઠસ્થ હતાં; મારાં દાદીમા કહેતાં કે દાદાજીને ગીતાના અઢારે અધ્યાય સરસ કંઠસ્થ હતા અને રોજ અનેક અધ્યાયોનું પારાયણ તેઓ મોટેથી મધુર અવાજે શ્લોકો ગાઈને કરતા. સને ૧૮૮૯માં વાસુદેવરાવ એલ. એલ. બી.ની પરીક્ષા પાસ થયા. વકીલાત કરવાનું ઠરાવીને તેમણે હાઈકોર્ટની સનદ પણ મેળવી. પરંતુ વકીલાતનો ધંધો એમને બહુ મનપસંદ ન લાગ્યો, અને અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજના શિરસ્તેદારની જગ્યા એમને આપવાની વાત કરતાં જ તેમણે તે સ્વીકારી લીધી. ત્રણ વર્ષની અંદર તેમની નિમણૂક મુનસફ તરીકે ગોધરામાં થઈ. ગોધરાથી તેમની બદલી મહારાષ્ટ્રમાં મહાડ ગામે થઈ, અને ત્યાં સને ૧૮૯૪ના જુલાઈ માસમાં તેઓ એ પદ પર કાયમ થયા. બે વર્ષ બાદ વાસુદેવરાવની બદલી કોંકણમાં દેવરુખ ગામે થઈ, અને ત્યાંથી સને ૧૯૦૦ના સપ્ટેમ્બર માસમાં તેઓ રાજપુરમાં સબજજ તરીકે નિમાયા. ત્રણેક વર્ષ બાદ રાજપુરમાં તેમને જલોદરનો વ્યાધિ થયો અને તેથી રજા મેળવીને તેઓ અમદાવાદમાં ઘેર પાછા આવવા નીકળ્યા ત્યાં રસ્તામાં જ મુંબાઈ મુકામે, એમનો રોગ કાબૂ બહાર જતાં, ફેબ્રુઆરી ૧૯૦૪માં ૩૯ વર્ષની જુવાન ઉંમરે તેમનું અકાળ અને દુઃખદ અવસાન થયું.

મુનસફ તરીકેની કામગીરી વાસુદેવરાવે અત્યંત કાળજીપૂર્વક અને ચીવટ તથા ચોકસાઈ વડે કરી. ન્યાયાધીશ તરીકે તેમણે નિષ્પક્ષતા અને નિઃસ્પૃહતાના ગુણો સરસ કેળવ્યા હતા અને લોકચાહના મેળવી હતી. લોકોને પૂરો અને સાચો ન્યાય મળે તે માટે તેઓ હંમેશ તત્પર રહેતા. ન્યાય કરવાની બાબતમાં તેઓ એવા તો ચપળ અને ચકોર હતા કે ઉપલી કોર્ટોમાં અને હાઈકોર્ટમાં પણ વાસુદેવરાવના ચુકાદાઓ ભાગ્યે જ પલટાતા! હાઈકોર્ટના અંગ્રેજ ન્યાયાધીશો એમ કહેતા કે વાસુદેવરાવ માવળંકરનો ચુકાદો હોય તો તે સર્વથા ઉચિત તથા સંપૂર્ણ જ હશે અને એમાં ભાગ્યે જ અમારે કાંઈ ઉમેરવા-કરવાપણું હશે! હાઈકોર્ટમાં વાસુદેવ-રાવની કામગીરીની વાહવાહ થઈ એમાં પછી નવાઈ નથી. એમણે આપેલા ચુકાદાઓ અપીલમાં આખર સુધી કાયમ રહ્યા એ જ એમની ન્યાયાધીશ તરીકેની શ્રેષ્ઠતાનો સબળ પુરાવો છે. વાસુદેવરાવનું મૃત્યુ કસમયે થયું; બાકી એ જ અરસામાં તેમની નિમણૂક આસિ-સ્ટન્ટ જજ તરીકે કરવાની ભલામણ થઈ હતી.

ન્યાયાધીશે હંમેશ ચોખ્ખા અને ચારિત્ર્યશીલ રહેવું જોઈએ; આ કે તે અસીલની સીધી કે પરોક્ષ લાલચનો તેણે કદી સ્વીકાર કરવો ન જોઈએ. બન્ને પક્ષોની તમામ દલીલો અને વિગતો જાણી-તપાસીને પછી એણે પોતાનાથી બને એટલી ન્યાયવૃત્તિથી ચુકાદો આપવો રહ્યો. કોઈની પણ શેહ કે શરમમાં તણાયા વિના

એણે પોતાનો નિર્ણય સ્પષ્ટપણે રજૂ કરવો રહ્યો. વાસુદેવરાવની ન્યાયાધીશ તરીકેની ભૂમિકા આ પ્રમાણેની હતી. તેઓ ચુકાદો સ્વહસ્તે લખતા, અને એ કામ માટે ઘેર મોડી રાત સુધી પણ તેલ બાળવામાં તેઓ કચાશ રાખતા નહિ. વાસુદેવરાવના અક્ષર સુવાચ્ય અને મોતીના દાણા જેવા હતા. એમનું લખાણુ સુઘડ અને તર્કશુદ્ધ રહેતું. પોતાના ઘરમાં મેજ ઉપર તેઓ શાહીના બે જુદા ખડિયા રાખતા અને એ માટે જુદી કલમ વાપરતા. ન્યાયદાનનું કામ અને સરકારી કામ હોય તથા એ અંગેનું લખાણુ કરવાનું હોય ત્યારે સરકારી ખડિયો અને કલમ વાપરતા, જ્યારે અંગત પત્રવ્યવહાર કે અન્ય લખાણુ કરવા માટે તેઓ પોતાને ખર્ચે રાખેલ ખડિયો-કલમનો ઉપયોગ કરતા. તે જમાનામાં પોસ્ટકાર્ડની કિંમત એક પૈસાની હતી અને કાર્ડનું કદ નાનું હતું. પણ અંગત રાહે કાર્ડ લખવાનું હોય અને તે બે-ચાર લીટીનું હોય તો પણ તેને માટે તેઓ કદી સરકારી શાહી વાપરતા નહિ. એમના આવા કડક અને શુદ્ધ આચરણ વિશેની બીજી એક વાત મારાં દાદીમા (સદ્‌ગત પૂજ્ય ગોપિકાબાઈ) અમને બાળકોને કહેતાં તે બરાબર યાદ છે. એક વાર કોઈ ભાઈ શાકભાજી-ફળફળાદિનો એક કરંડિયો લઈને અમારે ઘેર આવ્યા. દાદાજી તે વખતે કોર્ટમાં હતા. દાદીમા વસ્તુસ્થિતિ તરત પારખી ગયાં અને એમણે એ ભાઈને કહ્યું કે, 'આવી કશી ચીજ તમે અહીં મૂકી જશો નહિ. એમને એ કદાપિ નહિ ગમે. ઊલટું, આ કરંડિયો અહીં જોઈને ઘરનાં અમારા પર જ તેઓ ગુસ્સે થઈ જશે!' પણ પેલા ભાઈએ મીઠી વાત ચાલુ રાખી, અને ઘરનાંઓને પટાવીને કરંડિયો મૂકતા ગયા. ઘરનાંઓએ એને યથાવત્ જ રાખ્યો અને એને સ્પર્શ પણ ન કર્યો. સાંજ પડચે દાદાજી ઘરે આવ્યા અને કરંડિયા પર એમની નજર પડી કે તરત એમણે પૂછપરછ શરૂ કરી. દાદીમાના હૃદયના ધબકારા એકદમ વધી ગયા, પણ એમણે બનતી સ્વસ્થતાથી તરત બધી હકીકત જણાવી અને કરંડિયો અકબંધ પડેલો તે બતાવ્યો. બધું સાંભળ્યા–જોયા બાદ દાદાજીનો શરનો ગુસ્સો ઓસરી ગયો. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે કરંડિયો લાવનાર જે ભાઈનો કેસ થોડા દિવસમાં ચાલવાનો હતો તેમને સ્પષ્ટ અને સખ્ત શબ્દોમાં ઠપકો મળ્યો અને એમનો કરંડિયો એમને પાછો સુપરત કરાયો. પેલા ભાઈ સાવ શરમીંદા બની ગયા, પણ મનમાં તો એમણે દાદાજીની ઉચ્ચ નીતિમત્તા પ્રત્યે આદર જ વ્યક્ત કર્યો!

વાસુદેવરાવ વિદ્વાન, બહુશ્રુત અને વિદ્યાવ્યાસંગી હતા. પોતે એક ઉમદા અધિકારપદ પર રહ્યા છતાં અને ગર્ભશ્રીમંત હોવા છતાં એમનું નિત્ય જીવન 'plain living and high thinking' વાળું હતું. આ બાબતમાં તેઓ તેમના વડીલો અને પૂર્વજોને જ અનુસરતા હતા. સત્તા અને સમૃદ્ધિનો મોહ કે મદ એમને સ્પર્શ્યો ન હતો. ત્રણુ પેઢીઓ માટે બે ઇનામી ગામો મળેલાં તેનો ઉપભોગ કરી શકનારા વાસુદેવરાવ ત્રીજી અને છેલ્લી પેઢીના હતા. એમની પછી એ વિશેષાધિકાર આપોઆપ રદ થવાનો હતો. મારા પિતા મારા ભાઈઓને અને મને વારંવાર કહેતા કે, 'બાબા ખૂબ સ્વચ્છ અને સાદાઈભર્યા જીવનના આગ્રહી હતા. પોતાના પર તેઓ મર્યાદિત ખર્ચ કરતા, જ્યારે પારકાને મદદ કરવા માટે તેમના બન્ને હાથ છૂટા રહેતા.' દાદાસાહેબ (મારા પિતા) એમ પણ કહેતા કે બાબા (વાસુદેવરાવ) એમને (દાદાસાહેબને) વારંવાર યાદ અપાવતા અને ટકોર કરતા કે, 'દાદા, તું ઈનામદારનો દીકરો છું, પણ ઈનામદાર નથી, એ યાદ રાખજે, અને એ રીતે સાદાઈથી ને આવકની મર્યાદામાં રહેજે.'

વાસુદેવરાવની શ્રીમંતાઈ એમની સ્વાભાવિક ઉદારતામાં પરખાતી. રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)નું કોઈ ફંડ હોય કે હિંદુ શિક્ષણ ફંડ જેવાં સાર્વજનિક કામો અને પ્રજાકીય ઉન્નતિ માટેની પ્રવૃત્તિઓ હોય–તે બધાંમાં વાસુદેવરાવનો ઓછોવત્તો ફાળો હોય જ. એમના દાનનો પ્રવાહ ખુલ્લો અને ગુપ્ત બન્ને રીતે સતત વિવિધ જાહેર કાર્યક્ષેત્રો તરફ વહેતો. સંવત ૧૯૫૬માં ગુજરાતમાં જે ભયંકર દુકાળ પડ્યો તે વખતે વાસુદેવરાવે નારેલના પોતાના ઈનામી ગામમાંના ખેડૂતો અને ગ્રામવાસીઓ પાસેથી આવનારી આશરે ત્રણ હજાર રૂપિયા જેટલી વસૂલની રકમ માંડી વાળી હતી એટલું જ નહિ પણ પોતાના ગાંઠના દસેક હજાર રૂપિયા વાસુદેવરાવે તે વખતે રાહત અને મદદરૂપે ખર્ચીને ઈનામદારી

પ્રદેશમાંનાં પોતાનાં ભાંડુઓને દુકાળની કશી આગ લાગવા કે જણાવવા દીધી નહોતી. વાસુદેવરાવની આ માનવતાભરી કામગીરીને નારોલના વૃદ્ધજનો અને મુરબ્બીઓ આજે પણ બિરદાવે છે અને કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે એમાં પછી શું આશ્ચર્ય હોય?

પોતાની પાસે જે કોઈ સંપત્તિ અને ભૌતિક સમૃદ્ધિ વડીલોપાર્જિત આવી હોય તેના પોતે જાણે ટ્રસ્ટી હોય એ રીતે પૈસાનો વિનિયોગ કરવાની વાસુદેવરાવની દૃષ્ટિ હતી. આપકમાઈથી જે કાંઈ મળે તેમાંથી જ પોતાનું અને કુટુંબનું ખર્ચ નીકળવું જોઈએ એવી એમની ભૂમિકા રહેતી. વાસુદેવરાવને દર મહિને ૨૦૦ રૂપિયાનો પગાર મળતો હતો, અને એ આવક-મર્યાદામાં રહીને તેઓ ઘરખર્ચ કરતા. વડીલોપાર્જિત સંપત્તિ હોય ને ભાવિ પેઢીઓના ઉપયોગ માટે પોતાને હસ્તક રહેલી થાપણ હોઈ એનો ઉડાઉ-રીતે ખર્ચ-ઉપયોગ કરવાનો પોતાને હક્ક નથી એમ વાસુદેવરાવ હંમેશ કહેતા, અને પોતાના પુત્ર પર પણ આ વિચાર-આચારની બરાબર અસર પડે એ માટે સદા પ્રયત્નશીલ રહેતા.

સને ૧૮૮૦ના અરસામાં વાસુદેવરાવનાં લગ્ન વડોદરાના ખાંડેકર કુટુંબનાં ગોપિકાબાઈ સાથે થયાં. વાસુદેવરાવનાં ત્રણ સંતાનોમાં પહેલા પુત્ર તે મારા પિતા ગણેશ વાસુદેવ માવળંકર. અન્ય બે સંતાનો કન્યાઓ હતી. આઉતાઈ એક વર્ષની થઈ ત્યાં જ નશ્વર દેહ છોડી ચાલી ગઈ, જ્યારે કૃષ્ણાતાઈ પ્રભુદેસાઈએ વીસ વર્ષની ઉંમરે, લગ્ન બાદ થોડા જ વખતમાં, ચિરવિદાય લીધી! આમ, મારા પિતા એકલા જ રહ્યા. અને, એમના પિતાનું અકાળ અવસાન થતાં તો કુટુંબની બધી જવાબદારી મારાં દાદીમા અને મારા પિતા પર આવી પડી. મારાં દાદીમા જીવ્યાં ત્યાં સુધી મારા પિતાએ એમની ખૂબ અનન્યભાવે સેવા કરી અને માતૃભક્તિનો તથા સુપુત્ર તરીકેનો સુંદર દાખલો બેસાડ્યો. મારાં દાદીમા પૂજ્ય ગોપિકાબાઈ જૂના જમાનાનાં એક આદર્શ અને સુચરિત સન્નારી હતાં. સ્વભાવે તેઓ જેટલાં કડક અને શિસ્તવાળાં તેટલાં જ બલ્કે તેથી ય વધુ પ્રેમાળ અને વત્સલ હતાં. દાનધર્મ અને પરોપકારની વૃત્તિ એમના હાડમાં હતી. રસોડું અને ઘર તેઓ અતિશય કાર્યક્ષમપણે અને સુઘડતાથી ચલાવતાં હતાં. ઘણુંખરું કામ તેઓ પોતે જ કરતાં અને ઘરનાં નાનાંઓ પાસે કરાવતાં. મારા પિતા ઘરનાં મુખ્ય પુરુષ, અને તેઓ જ પૂજ્ય ગોપિકાબાઈને સતત આજ્ઞાંકિત અને વફાદાર રહે એટલે બીજાં સહુ માટે અન્ય રીતે વર્તવાનો કે વિચારવાનો પણ પ્રશ્ન જ નહોતો. ઘરમાં જાણે પૂજ્ય બાઈ કહે તે કાયદો! અલબત્ત, આ અધિકાર દાદીમાએ પ્રેમથી, પાત્રતા વડે અને જાતમહેનત દ્વારા પ્રાપ્ત કરેલો હતો અને જાળવી રાખેલો હતો. સને ૧૯૫૨માં ઑક્ટોબરના ૭મીએ પૂજ્ય બાઈ લગભગ ૮૪ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયાં ત્યાં સુધીના લાંબા સમય દરમિયાન પૂજ્ય બાઈને કારણે અમારું કુટુંબ અને ઘર કેવું ભર્યું ભર્યું લાગતું હતું! પૂજ્ય બાઈની આખરી માંદગી (પક્ષાઘાતને કારણે તેઓ આશરે ૯૦ દિવસ પથારીમાં દુઃખ ભોગવતાં રહ્યાં!) બાદ કરતાં, તેઓ હંમેશ ઘર-કામમાં પરોવાયેલાં જ હોય. છેલ્લાં વર્ષોમાં, શાકભાજી અને અન્ય ખરીદી કરવા માટે તેઓ મોટરમાં બજાર જતાં. ખાવાપીવાની બાબતમાં અને રહેણીકરણીમાં મારાં દાદીમા ચુસ્ત સાંપ્રદાયિક અને મરજાદી હતાં. બ્રાહ્મણને હાથે બનાવેલી રસોઈ જ તેઓ ખાય, અને જ્યારે જ્યારે બ્રાહ્મણ રસોઇયો કે ઘરની સ્ત્રીઓ ન હોય ત્યારે ત્યારે પૂજ્ય બાઈ પોતે જ પોતાની રસોઈ કરી લેતાં. પરાવલંબન એટલે મરણ એમ તેઓ વારંવાર કહેતાં. પરોઢિયે વહેલાં ઊઠીને તેઓ નાહીધોઈ લેતાં. પોતાનાં વસ્ત્રો પોતે જ ધોતાં અને પછી પોતે ચાહ બનાવીને ભગવાનને ધરીને પછી પીતાં. સ્નાન કરતી વખતે અને સ્નાન બાદ એમનું શ્લોક-રટણ, સ્તોત્ર, સ્તવન, આદિનું પઠન ચાલુ જ હોય. રોજ 'શ્રી શિવ-લીલામૃત' પોથી વાંચતાં, જપ-જાપ કરતાં, પૂજા-અર્ચા કરતાં. નોકરોએ પીરસેલું એમને ચાલતું કે ભાવતું નહિ. સવારે તેઓ ભોજન કરતાં અને રાત્રે ફળાહાર કરતાં. વહેલી સવારે એમના હાથની બનાવેલી ચાહમાં હું રોજ ભાગ પડાવતો. ચાહની ટેવ કે કુટેવ મારાં દાદીમાએ મને પાડી! આમ તો અમે પાંચે ય જણ – મોટાં બહેન અને ચાર ભાઈઓ – પૂજ્ય બાઈનાં વાત્સલ્ય તથા હૂંફને મેળવતાં, પણ હું એમનો કંઈક વધારે લાડકો! ક્યારેક મારા પિતા કહે પણ ખરા કે, 'બાઈ,

તમે આ અણ્ણાને બહુ લાડ લડાવો છો!' બાઈ હસતાં અને કહેતાં કે, 'તમારા સહુની આ વાત બરાબર નથી. મારે તો બધાં સરખાં જ છે.' ક્રિયાકાંડ અને ધાર્મિક રિવાજો તથા રૂઢિઓમાં પૂજ્ય બાઈ માનતાં હતાં, અને એ પ્રમાણે વર્તતાં હતાં. પણ, એમના આવા આચાર-વિચારમાં મારા પિતાએ ક્યારે ય અંતરાય કે દબાવ મૂક્યા નહોતા. એ બાબતમાં મારા પિતા ઉત્કટપણે ઉદાર-મતવાદી હતા, અને માતા શું કે પત્ની શું કે પછીથી સંતાનો પર પણ શું, એમણે પોતાની માન્યતાઓ કે વિચારસરણીઓ લાદવાનો પ્રયાસ કર્યો નહોતો. પોતાને જે લાગતું તે તેઓ કુટુંબનાં સહુને જે તે સમયે જરૂરી આમન્યા ને મીઠાશ સાથે નિખાલસપણે અવશ્ય કહેતા અને ત્યાં જ પોતાનું કર્તવ્ય પૂરું થયું એમ માનતા. પૂજ્ય બાઈના જીવનમાં દેવ-દર્શન, મંદિર-ગમન, યાત્રા, વગેરે હંમેશ રહેતાં જ. રામેશ્વર, ભીમાશંકર, ઓમ્-કારેશ્વર, હરિદ્વાર, વગેરે સ્થળોએ તેઓ યાત્રા કરી આવ્યાં હતાં.

મારા પિતા ગણેશ વાસુદેવ માવળંકર (ઘરમાં એમને સહુ શરૂમાં દાદા અને પછી દાદાસાહેબ કહેતા—પાછળથી ગુજરાત, મહારાષ્ટ્ર અને ભારતમાં પણ ઘણા લોકો તેમને દાદાસાહેબ તરીકે જ સંબોધવા લાગ્યા)નો જન્મ વડોદરામાં મહમ્મદવાડીમાં એમના મોસાળમાં તા. ૨૭ નવેમ્બર ૧૮૮૮ ને રોજ થયો. દાદાસાહેબનાં માતામહ શ્રી. ભાઉસાહેબ ખાંડેકર વડોદરામાં ગાયકવાડ સરકારના પોલીસ ખાતામાં ફોજદાર હતા. સને ૧૮૮૭માં ભાઉ-સાહેબ મહારાજાસાહેબની સવારી સાથે ભરૂચ જિલ્લા-માંના શ્રી ગુમાનદેવ હનુમાનના પ્રખ્યાત મંદિરમાં દર્શન કરવા ગયા હતા ત્યારે શ્રીમંત જમનાબાઈ સાહેબા ગાયકવાડના સૂચન પરથી ભાઉસાહેબે ગુમાનદેવની બાધા રાખી કે મારી ગોપિકાને પુત્રરત્ન થશે તો હું તને સવા મણ તેલનો અભિષેક ચડાવીશ. શ્રી ગુમાનદેવને પ્રસન્ન થતાં ઝાઝી વાર નહિ લાગી, કારણ કે બીજે જ વર્ષે ગોપિકાબાઈને પુત્રલાભ થયો. આગળ જતાં, ઘણાં બધાં વર્ષો બાદ, દાદાસાહેબ સહકુટુંબ શ્રી ગુમાન-દેવનાં દર્શને ખાસ ગયા હતા અને માતામહે માનેલી બાધા વિધિપૂર્વક છોડાવી હતી.

પિતાજી મુનસફ હતા અને એમની બદલી જુદે જુદે સ્થળે થતી રહી એટલે દાદાસાહેબનું બાળપણ અને પ્રારંભિક શિક્ષણ મહાડ, દેવરૂખ અને રાજાપુરમાં થયું. આમ, દાદાસાહેબના બાલમાનસ પર કોંકણના અને મહારાષ્ટ્રના સાદાઈ-સંસ્કારના તથા વિદ્યાવ્યાસંગના સંસ્કાર સહજ રીતે અને ઉત્કટપણે પડ્યા. પ્રાચીન અને અર્વાચીન મરાઠી સાહિત્ય, મહારાષ્ટ્રની તેજસ્વી સંતપરંપરાએ કરેલું સર્જન, અને અલબત્ત સંસ્કૃત ભાષાનો અખૂટ ભંડાર—એ બધાંમાં દાદાસાહેબ વિદ્યાભ્યાસના સમય દરમિયાન જ તરબોળ થયા અને સાહિત્ય-વાચન અને મનનનો એમનો આ શોખ એમણે આખર સુધી ટકાવી રાખ્યો. જેમ જેમ વર્ષો પસાર થતાં ગયાં તેમ તેમ દાદા-સાહેબનું જાહેર કાર્ય વધતું જ ગયું, પણ રોજનાં વિવિધ ભારે કામો વચ્ચે પણ તેઓ વાચન માટે થોડો ઘણો સમય ફાજલ પાડતા જ.

વાંચવા-લખવાનો દાદાસાહેબનો શોખ અનેક રીતે નોંધપાત્ર ગણાવી શકાય. એમણે રસપૂર્વક અને જાતમહે-નતથી સરસ ગ્રંથાલય ઘરમાં નિર્માણ કર્યું હતું. મરાઠી અને સંસ્કૃત ઉપરાંત અંગ્રેજી, ગુજરાતી તથા હિંદી પુસ્તકો પણ તેમણે ક્રમેક્રમે થોકબંધ વસાવ્યાં હતાં. વકીલાતની કાર-કિર્દીને કારણે કાયદાનાં પુસ્તકોનો એમનો સંગ્રહ તો સમૃદ્ધ અને up to date (વકીલાતના વ્યવસાયમાં ચાલુ રહ્યા ત્યાં સુધી) હતો જ. ઈતર વાચનનો એમને ઘણો શોખ હતો, અને સારાં પુસ્તકોથી ઘરની શોભા વધે છે એમ તેઓ માનતા. શરૂઆતનાં અનેક વર્ષો સુધી એમણે બધાં પુસ્તકો પર પોતાના નામની પટ્ટીઓ પોતે જ ચોંટી હતી અને બધાં પુસ્તકોની યાદીઓ, વગેરેનું કામ પણ પોતે જ કર્યું. પ્રારંભિક વર્ષોમાં એમનું વાચન જેટલું સવિસ્તર અને વ્યાપક હતું એટલું પછી ન રહી શક્યું તો પણ સારા ગ્રંથો ખરીદીને ઘરમાં અંગત ગ્રંથાલયમાં વસાવવાનો ઉપક્રમ એમણે છેક સુધી ચાલુ રાખ્યો હતો. નવરાશ મળે ત્યારે એ બધું વંચાશે એ લોભ ઉપરાંત સારા ગ્રંથો ખરીદ-નારા સમજુ અને કંઈક સમૃદ્ધ વાચકો હોય તો જ ઉત્તમ ગ્રંથ-પ્રકાશનને ઉત્તેજન મળે એમ તેઓ કહેતા. પોતે જ્યારે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય-સંગ્રામ દરમિયાન અનેક વાર કારાવાસ ભોગવ્યો ત્યારે જેલમાં મળેલી નવરાશની પળોમાં એમણે આવાં અનેક અગાઉ ખરીદેલાં પુસ્તકો રસપૂર્વક

વાંચેલાં. મુંબાઈ-પૂના તરફ પ્રવાસે તેઓ જ્યારે જ્યારે જતા ત્યારે ત્યારે અચૂક ત્યાંથી સારાં મરાઠી પુસ્તકો ઘરના ગ્રંથાલય માટે ખરીદી લાવતા. આ રીતે દાદાસાહેબે સહેજે હજારો રૂપિયાનાં પુસ્તકો ખરીદ્યાં હશે. અલબત્ત, પછીનાં વર્ષોમાં એમને અનેક પુસ્તકો ભેટ તરીકે મળતાં ગયાં. કાયદાનાં પુસ્તકોનો સંગ્રહ ૧૯૩૭ની સાલમાં અટક્યો. એ આખો સંગ્રહ હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના સભ્યો માટે સંદર્ભ ગ્રંથાલય તરીકે આજે ઉપલબ્ધ છે. દાદાસાહેબના ગ્રંથાલયમાંનાં બીજાં ઘણાં પુસ્તકો પણ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટને તથા અન્ય કેટલીક શૈક્ષણિક સંસ્થાઓને ભેટ અપાયાં છે. દાદાસાહેબની હયાતીમાં થોડા દસકાઓ સુધી સેંકડો મરાઠી પુસ્તકો દાદાસાહેબે અમદાવાદના મહારાષ્ટ્ર સમાજને લાંબા ગાળા માટે લોન ઉપર આપેલાં, અને એમાંના કેટલાંક તો ભેટ સમજીને જતાં પણ કરેલાં!

પિતાની સહૃદય અને સતત શીખામણ તથા તેથી ય વિશેષ તો પિતાની નિત્ય સ્વચ્છ વર્તણૂકને કારણે દાદાસાહેબને નાનપણથી જ સાદાઈ, સંયમ, નિરંતર અભ્યાસશીલતા, નમ્રતા, નિઃસ્પૃહતા અને સત્યપ્રિયતાના જીવંત પાઠ ભણવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. દાદાસાહેબ અમને વારંવાર કહેતા કે વડીલોની આવી શીખને કારણે તથા પ્રભુ-કૃપાને લીધે તેમના જીવનને શરૂઆતથી જ સુયોગ્ય વળાંક મળતા ગયા.

હાઈસ્કૂલનું તથા કૉલેજનું શિક્ષણ મારા પિતાએ અમદાવાદમાં લીધું. વિદ્યાલય અને મહાવિદ્યાલયના પોતાના ગુરુઓ પ્રત્યે દાદાસાહેબને નિતાંત આદરભાવ હતો. પાર્લમેન્ટના સ્પીકર થયા પછી પણ અમદાવાદમાં કે વડોદરામાં કે કોંકણમાં એમના ગુરુજનોને તથા વડીલજનોને મારા પિતા મળતા ત્યારે જે પ્રેમાદરપૂર્વક અને અદબથી સહુ મોટેરાંઓ સાથે તેઓ વર્તતા અને વાતચીત કરતા તેની સરસ અસર અમારા સહુ પર પડે એ સ્વાભાવિક જ હતું. માણસ ગમે તેટલો મોટો બને કે સમૃદ્ધિ મેળવે કે ઊંચા પદ પર પહોંચે તો પણ એણે પોતાના જીવન-ઘડતરના શિલ્પીઓને અને ગુરુજનોને કદાપી ભૂલવું જોઈએ નહિ એટલું જ નહિ પણ કૃતજ્ઞતાપૂર્વક એમની સાથે વર્તાવ રાખવો જોઈએ એવી શીખ દાદાસાહેબના આવા વર્તનથી અમે મેળવી શક્યા.

કૌટુંબિક સંજોગોને કારણે મારા પિતાએ અમદાવાદમાં જ રહીને વકીલાતનો વ્યવસાય શરૂ કર્યો, પણ સાર્વજનિક કાર્ય માટેની તમન્ના એમનામાં શરૂઆતથી જ હતી. એમનું ચાલત તો તો તેઓ સીધા જ પૂનામાં ગોખલેજીની સર્વન્ટ્સ ઑફ ઇન્ડીઆ સોસાયટીમાં જોડાઈ ગયા હોત! પણ, એ ન બન્યું તો એનો બળાપો કરવાને બદલે એમણે વકીલાતના આરંભમાં જ – ૧૯૧૩ ની સાલમાં–બે બાબતો પરત્વે નિશ્ચય કરીને મનમાં ગાંઠ વાળી: (૧) વકીલાતનો વ્યવસાય અગર ધંધો વીસ વર્ષ સુધી કરવો અને તે દરમિયાન પણ કેવળ પૈસા રળવાની વૃત્તિ રાખવી નહિ. જે કાંઈ કમાણી થાય તેનો સદુપયોગ વ્યવસાય પછીનાં વર્ષોમાં પૂરા સમયના જાહેર કાર્ય દરમિયાન કરવો એવી એમની સમજ હતી. વળી, જાહેર કાર્ય કરનારા સેવકો જેમ પૈસાની મનોવૃત્તિવાળા ન જોઈએ તેમ જાતનિર્વાહ અને કુટુંબનિર્વાહ માટે પારકા ઉપર અને તેમાં ય કોઈ શ્રીમંતો ઉપર નભનારા ન હોવા જોઈએ એવું પણ મારા પિતાને લાગતું જ હશે. સાદાઈથી અને સ્વમાનપૂર્વક જીવનનિર્વાહ ચલાવવા માટે જેટલો ધનસંગ્રહ જોઈએ એટલાની જોગવાઈ હોય તો પૂરતું છે. જાહેર કાર્યકરો લાચારીમાં કે નાણાંકીય રીતે સતત પરાવલંબી બની રહે તો તેઓ ટટાર રહીને, એકનિષ્ઠાથી લગાતાર અને જરૂરી નિશ્ચિન્તતા વડે જાહેર સેવાકાર્ય બરાબર ન કરી શકે. (૨) વકીલાત કરતાં કરતાં સાથે સાથે જાહેર કાર્ય પણ યથાશક્તિ થોડુંઘણું કરતા રહેવું. જાહેર જીવનની તાલિમ પણ પ્રારંભથી જ અને વ્યવસ્થિત રીતે લેવી જોઈએ એમ તેમણે જોયું. એટલે, એક તરફ વકીલાત શરૂ કરી, તો બીજી તરફ અમદાવાદ અને ગુજરાતના જાહેર જીવનમાં પણ દાદાસાહેબે લગભગ ૧૯૧૩ ની સાલથી જ પ્રવેશ કર્યો. સને ૧૯૧૫માં મહાત્મા ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી અમદાવાદ આવીને વસ્યા અને પછી દૈવયોગે ગાંધીજી સાથે દાદાસાહેબનો સમાગમ, નિકટ પરિચય તથા અતૂટ કાર્યસંબંધ બંધાયો એટલે તો દાદાસાહેબના જાહેર જીવનનો વિકાસ એકદમ વેગવંતો બની ગયો. સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ ઇંગ્લેન્ડથી બૅરિસ્ટર થઈને સ્વદેશ પાછા ફર્યા

હતા અને એમણે પણ ૧૯૧૩ના અરસામાં બૅરિસ્ટરી શરૂ કરી તથા ભદ્રમાં અમારા મકાનની જોડે જ અને અમારા એક કુટુંબીજન (સદ્ગત ગજાનન ~~કેશવ~~ માવળંકર) ના જ મકાનમાં, ભાડુઆત તરીકે રહેવા લાગ્યા એટલે વલ્લભભાઈનો અને મારા પિતાનો સ્નેહસંબંધ પણ શરૂ થયો. એ સંબંધ પણ ઉત્તરોત્તર વધતો જ ગયો અને સગા ભાઈઓની જેમ બન્નેએ એકબીજાને હૂંફ તથા વત્સલતા અંગત અને જાહેર જીવનમાં આપી. વકીલાતનાં શરૂઆતનાં વર્ષોમાં જ દાદાસાહેબે ગુજરાત એજ્યુકેશન સોસાયટી, ગુજરાત સભા, વગેરે સંસ્થાઓમાં સક્રિય કામગીરી શરૂ કરી. પ્રારંભના એમના માર્ગદર્શકો અને પ્રેરણામૂર્તિઓમાં પૂર્વજો અને માતા-પિતા ઉપરાંત સદ્ગત દાભોળકર વકીલ, સદ્ગત ગોવિંદરાવ પાટિલ વકીલ, સદ્ગત દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ, વગેરે હતા. ૧૯૧૯ ની સાલથી અમદાવાદ મ્યુનિસિપાલિટીના કાર્યક્ષેત્રમાં દાદાસાહેબે ઝંપલાવ્યું અને લાગલાગટ લગભગ ૧૭ વર્ષ સુધી સ્થાનિક સ્વરાજ્ય સંસ્થામાં સેવા આપી.

વકીલ તરીકેની દાદાસાહેબની કારકિર્દીનાં અનેક વિશેષ પાસાં હતાં. થોડાં જ વર્ષોમાં એમણે એક બાહોશ અને પ્રતિષ્ઠિત વકીલ તરીકેનું સ્થાન અમદાવાદમાં મેળવ્યું એ દૈવયોગે બન્યું કહી શકાય; અનેક શ્રીમંત અસીલો દાદાસાહેબને મળ્યા એ પણ એવો જ એક યોગ ગણાવી શકાય; ઉત્તરોત્તર વકીલાતમાં તેઓ વધુ ને વધુ પૈસો કમાઈ શક્યા એને ય ભાગ્યનો વિષય વર્ણવી શકાય. આવી બધી વસ્તુઓ કેવળ બુદ્ધિ-શક્તિ પર અવલંબતી નથી. પુરુષાર્થ સતત કરવો રહ્યો; પણ પ્રારબ્ધ પણ જોઈએ જ! મારા પિતાને નસીબે પુરુષાર્થ અને પ્રારબ્ધ બન્નેનું સુભગ મિલન હતું. પણ, મૂળ અને મુદ્દાની વાત એ છે કે વકીલ તરીકે દાદાસાહેબનાં વાણી-વર્તન ઉચ્ચ નૈતિક મૂલ્યો પર હરહંમેશ આધારિત રહ્યાં હતાં. ગમે તે ભોગે અને આડ માર્ગે પૈસા મેળવવાની કલ્પના સુધ્ધાં એમણે કરી નહોતી. પોતાને જે સાચું અને વાજબી લાગ્યું તે પ્રમાણેની જ સલાહ તેઓ અસીલોને આપતા. શ્રીમંત અસીલ કુટુંબોમાં મિલકત વગેરેના કજિયા હોય તો તેનો ઉકેલ કોર્ટની અંદર નહિ પણ બહાર અવિધિસર રીતે લાવવાનો તેમનો પ્રયાસ રહેતો. દાદાસાહેબ કહેતા કે શ્રીમંત સગાંઓ અંદરોઅંદર લડે અને વકીલની ફી ભરીભરીને પોતે પાયમાલ થાય એ કેટલું બેહૂદું છે! નામો આપવાની જરૂર નથી, પણ અમદાવાદનાં અનેક શ્રીમંત કુટુંબોને દાદાસાહેબે આ રીતે મિત્રભાવે સલાહ-સૂચનાઓ આપી અને એમ કરતાં પોતાને જે ફી વકીલ તરીકેની ગુમાવવી પડી તેનો જરા સરખો પણ રંજ મનમાં રાખ્યો નહિ.

વકીલ તરીકે દાદાસાહેબ જે રીતે કામ કરતા, અસીલોના કેસનો અભ્યાસ કરતા અને પછી કોર્ટમાં એ અંગેની રજૂઆત કરતા એમાં પણ તેમની દૃષ્ટિ ઉદાત્ત હતી. જે કેસ પોતાને ખોટો કે જૂઠો લાગે તે તેઓ લેતા નહિ; ખોટી સાક્ષીઓ ઊભી કરવાની પંચાતમાં તેઓ પડતા નહિ; કાયદાની દૃષ્ટિએ કદાચ કશોક છૂટછાટ હોય અને જીતવાની કોઈક શક્યતા હોય તો પણ જો કોઈ કેસમાં નરી અસત્યભરી અને અનૈતિક વસ્તુઓ હોય તો તેવા કેસો પણ તેઓ હાથ પર લેતા નહિ. વકીલોએ કેવી રીતે ચોખ્ખો અને પ્રામાણિક વ્યવહાર કરવો-રાખવો જોઈએ એ વિશેની જાણે આચાર–સંહિતા જ દાદાસાહેબે સ્વાનુભવ પરથી એમના અંગ્રેજી પુસ્તક 'My Life at the Bar'માં લખી છે. દાદાસાહેબની વકીલાતના વિશિષ્ટ પ્રસંગો અને અનુભવોનું બયાન રજૂ કરતા આ પુસ્તકનો હિંદી અનુવાદ 'मेरा वकालती जीवन'ને નામે પણ પ્રસિદ્ધ થએલો છે.

વકીલાતમાં ફીનું ધોરણ પણ મારા પિતાએ અમુક નીતિ-નિયમોને આધારે હરહંમેશ રાખ્યું હતું. શરૂઆતમાં થોડાં વર્ષો એમણે ફોજદારી કેસો થોડા લીધા હશે, પણ મોટે ભાગે તો એમની વકીલાત સિવિલ કોર્ટોમાં અને ઈન્કમ ટૅક્સ અંગેની હતી. પોતાના અસીલને કેટલી નાણાંકીય રાહત કે કેવો આર્થિક લાભ થયો એની ગણતરીએ દાદાસાહેબ ફીનો આંકડો કોઈ દિવસ મૂકતા નહિ. અસીલનો કેસ જીતી જવાય કે હારી જવાય એ વસ્તુ વકીલના હાથમાં નથી. એણે તો પૂરતી મહેનત લઈને પ્રામાણિકપણે અને અસરકારક રીતે પોતાના પક્ષકારની રજૂઆત કરવાની છે. અને, એવી રજૂઆતના જ વાજબી પૈસા વકીલે ફી પેટે લેવાના છે.

વધારો પણ વટાઉ કરવા જાય તો દાદાસાહેબ તે વધારો લેતા નહિ. જેમ કોઈ અસીલ વધારે પૈસા આપવા જાય તો તેવો વધારો દાદાસાહેબ લેતા નહિ તેમ કોઈ ખોટી રીતે ઓછા પૈસા આપવાનું કરે તો દાદાસાહેબ કહેતા કે આપ ઇચ્છો તો હું કશું ન લઉં પણ આવો કાપ તો હું ન જ સ્વીકારી શકું! કોઈ પણ કેસ માટે પોતે કેટલા દિવસ, કેવા પ્રકારનો અને કેટલો બૌદ્ધિક તથા શારીરિક શ્રમ ઉઠાવ્યો એ મુજબ જ વકીલાતનું ફીનું ધોરણ મારા પિતા મુકરર કરતા. વળી, મુંબાઈ કે અન્ય સ્થળોએ કેસ લડવા જવાનું થાય ત્યારે દાદાસાહેબ બહારગામના એવા કેસો માટે દરેક અસીલ પાસેથી જુદું જુદું ગાડીભાડું લેતા નહિ. બહારગામનો જેનો કેસ પ્રથમ લીધો અને એ કારણે પ્રવાસ કરવાનો આવ્યો તેની જ પાસેથી પ્રવાસ-ભાડું લેતા.

વકીલ તરીકેની પોતાની પ્રૅક્ટિસ ઉત્તરોત્તર વધતી ગઈ અને પછી તો તે ધીકંતી બની ત્યારે પણ મારા પિતાએ એમના અંગત જીવનમાં અને અમારા કૌટુંબિક વ્યવહારમાં સાદાઈ અને કરકસર જેવા ગુણોને જ સતત પ્રાધાન્ય આપ્યું. લગભગ ૧૯૨૬ની સાલ સુધી ભદ્રના અમારા રહેવાના મકાનમાં વીજળી આવી નહોતી. ફાનસના દીવાબત્તી જ ત્યાં સુધી ચાલુ રહેલાં. વીજળી આવી એટલે દર મહિને ખર્ચો વધ્યો જ. દાદાસાહેબ એમ કહેતા કે આપણા રોજિંદા ખર્ચા બને એટલા ઓછા અને મર્યાદિત રહેવા જોઈએ, જેથી ભવિષ્યમાં કોઈ વાર ઓછી આવક હોય તો પણ જીવનમાં અગવડ કે ત્રાસ ન લાગે. અલબત્ત, વીજળી કે એવી અન્ય આધુનિક સગવડો ઘરમાં ન જ વસાવવી એવો એમનો ખ્યાલ કે આગ્રહ નહોતો. પણ એમને માટે આ પ્રશ્ન જીવન-દૃષ્ટિનો હતો. આપણી પાસે થોડા વધારે પૈસા હોય તો તે બીજાઓ માટે અને પારકાંની મદદ અર્થે જરૂર વાપરવા, પણ પોતાના પર જ જો વધુ ને વધુ નાણાં ખર્ચવાનું ચક્ર ચાલ્યું તો તેનો કોઈ છેડો જ ન આવે! જેમ વીજળીની વાત તેમ જ મોટા સ્વરૂપે મોટર અંગેની વાત. અમારે ત્યાં પહેલવહેલી મોટરકાર સને ૧૯૩૪ના અરસામાં આવી. એટલે કે, દાદાસાહેબે વકીલાત લગભગ [illegible] તો છે જ. કેટલાક મિલમાલિક મિત્રો અને અસીલો દાદાસાહેબને અવારનવાર ટકોર કરતા અને મશ્કરીમાં કહેતા પણ ખરા કે, 'દાદા, તમે શું આવી કંજુસાઈ કરો છો? મોટર કેમ રાખતા નથી?' દાદાસાહેબ એવે વખતે જવાબમાં કહેતા કે, 'જુઓ, શેઠસાહેબ! આપને તો મિલ અને પેઢી છે, તથા આપના પુત્રો આપની ગાદી પર બેસશે અને મોટર, વગેરે બધું ઉપભોગશે. મારે ત્યાં એવી કોઈ ગાદી નથી! અને, એ જ સારું છે. મારા છોકરાઓને નાનપણથી જ મોજશોખની ટેવો પડે અને આગળ જતાં તેઓ તે પ્રમાણે જીવી ન શકે તો તેઓ મને જ પછી ઠપકો આપે! એટલે, બહેતર છે કે મારાં છોકરાઓ એમના પોતપોતાના પગ ઉપર ઊભા રહે અને એમની શક્તિ–બુદ્ધિ–કમાઈ મુજબ ખર્ચાઓ કરે અને રાખે!' ક્યારેક, વળી, દાદાસાહેબ મજાકમાં ઉમેરે પણ ખરા, અને સદ્ગત શેઠ મંગળદાસ ગિરધરદાસને આવા જ એક જવાબમાં એમણે એવું ઉમેરેલું કે, 'આપ જેવા શેઠ સાહેબને ત્યાં કેટલી મોટરો છે? બે કે ત્રણ કે બહુ તો ચાર! આપ એમાં જ ફરો છો, જ્યારે મારા જેવાને તો જેનું કામ કરતો હોઉં તેની મોટરમાં બેસું એટલે રોજ મારે જુદી જુદી મોટરોમાં ફરવાનું થાય! જાતજાતની મોટરોમાં હું હરી ફરી શકું અને છતાં એની દેખભાળની કે દુરસ્તીની કોઈ માથાકૂટ નહિ!'

સને ૧૯૩૭માં દાદાસાહેબ મુંબાઈ ધારાસભાના સ્પીકર થયા ત્યારથી અનાયાસે વકીલાત બંધ થઈ. ગાંધી-પ્રણિત અસહકારના સમય દરમિયાન દાદાસાહેબે એક વર્ષ વકીલાત મોકૂફ રાખેલી. સને ૧૯૩૦ તથા સને ૧૯૩૨–૩૩માં સ્વાતંત્ર્ય–સંગ્રામ અર્થે અનુક્રમે જેલમાં અને રત્નાગિરીમાં તેઓ સ્થાનબદ્ધ રહેલા એ વર્ષોમાં પણ વકીલાત આપોઆપ જ બંધ હતી. એટલે, વીસ વર્ષની વકીલાતનો નિયમ દાદાસાહેબ સરવાળે બરાબર સાચવી શક્યા. સ્પીકર થયા પહેલાં દાદાસાહેબ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે રહી ચૂક્યા હતા. ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિના પ્રથમ મંત્રી તરીકે પણ તેઓ વર્ષો સુધી રહેલા. ધારાસભ્યપદ કે સ્પીકરપદ કે અન્ય

કોઈ પદ મેળવવાની ઉત્સુકતા કે તાલાવેલી મારા પિતાએ રાખી નહોતી. તેઓ કહેતા કે કામ કરતાં રહેવું, એટલે પદ એની મેળે પાછળ આવશે; અને પદ ન આવે તો ય શી ચિંતા? 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन'નો મંત્ર (કર્મે જ અધિકારી તું, ક્યારે ય ફળનો નહિ) દાદાસાહેબે સમજપૂર્વક સ્વીકાર્યો હતો. એમના પત્રવ્યવહાર માટેના છાપેલા નોટપેપર પર ગીતાનું આ વાક્ય રહેતું. પછીનાં વર્ષોમાં એમણે એવું જ બીજું વાક્ય 'कामये दुःखतप्तानाम् प्राणिनाम् आर्तिनाशनम्' (દુઃખી અને પીડિત લોકોની હાડમારીઓ દૂર કરવા હું ઝંખું છું.) રાખેલું.

પ્રાંતિક સ્વરાજ્ય સને ૧૯૩૭માં શરૂ થયું ત્યાર પછી આશરે સવા બે વર્ષ સુધી દેશભરમાં મોટા ભાગના પ્રાંતોમાં કૉંગ્રેસી પ્રધાનમંડળો કામ કરતાં હતાં. બીજા વિશ્વયુદ્ધની શરૂઆત પછી, ભારતને એની સંમતિ વિના 'સાથી રાષ્ટ્રો'ને પક્ષે યુદ્ધમાં ફરજિયાતપણે જોતર્યું તેના વિરોધમાં, કૉંગ્રેસી પ્રધાનમંડળોએ સત્તાત્યાગ કર્યો. પણ, દાદાસાહેબ ઔપચારિકપણે સ્પીકરપદે ચાલુ રહ્યા. અલબત્ત, ધારાસભાઓ મળવાનું બંધ થયું અને ધારાસભ્યોના પગાર–ભથ્થાં પણ બંધ થયાં (એટલે સ્પીકરનાં પગારભથ્થાં પણ આપોઆપ જ બંધ થયાં). સ્પીકર તરીકે દાદાસાહેબનો પગાર દર મહિને ૫૦૦ રૂપિયાનો હતો. થોડી બીજી સવલતો–જેવી કે, ઘર, મોટર, વગેરેની હતી. પણ દાદાસાહેબે કદી સરકારી મોટર લીધી કે વાપરી નહોતી. પોતાને જ ખર્ચે મોટર એમણે ખરીદી અને પેટ્રોલ, ડ્રાઈવરનો પગાર, વગેરે બધો ખર્ચો પોતે જ ઉઠાવ્યો. મુંબાઇના સ્પીકરપદ દરમિયાન મોટે ભાગે તેમને મુંબાઈ અને પૂનામાં રહેવાનું થતું, કારણ કે ધારાસભાઓ બે સ્થળે મળતી હતી. અમે છોકરાઓ દાદીમા પાસે અમદાવાદ રહેતા અને અમારી શાળાઓની લાંબી રજાઓ દરમિયાન માતપિતાની સાથે થોડો વખત રહેવા જતાં.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન દાદાસાહેબ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય–સંગ્રામ નિમિત્તે બે વાર જેલમાં ગયા— પ્રથમ, સને ૧૯૪૦–'૪૧માં વ્યક્તિગત સત્યાગ્રહ કરીને અને બીજી વાર, સને ૧૯૪૨–'૪૪માં 'હિંદ છોડો'ની ચળવળમાં વ્યક્તિગત સત્યાગ્રહ વખતે. ગુજરાતમાં સરદાર શ્રી વલ્લભભાઈની પછી તરત દાદાસાહેબે સત્યાગ્રહ કરેલો, અને સરદારશ્રીની જેમ જ દાદાસાહેબને પણ બ્રિટિશ સરકારે તેઓ યુદ્ધવિરોધી જાહેર ભાષણ કરે તે પહેલાં જ પકડી લીધા હતા. શરૂના થોડા મહિના દાદાસાહેબ સાબરમતી જેલમાં રહ્યા, અને ત્યાર પછી તેમને પૂના પાસે યરવડા જેલમાં ખસેડાયા. ત્યાં તેમના જેલના સહ-યાત્રીઓમાં સરદાર શ્રી વલ્લભભાઈ, સદ્દગત ભુલાભાઈ દેસાઇ, સદ્દગત બાળાસાહેબ ખેર, વગેરે હતા. '૪૨ની ચળવળ દરમિયાન તેઓ આખો વખત (લગભગ ૧૯ માસ) સાબરમતી જેલમાં જ હતા. ૯મી ઑગસ્ટની પરોઢે બ્રિટિશ સરકારે દેશભરમાંથી મુખ્ય મુખ્ય આગેવાનોની ધરપકડ કરી ત્યારે જ દાદાસાહેબ પણ પકડાયા હતા. જેલમાં દાદાસાહેબની રહેણીકરણી અનેરી હતી. સાદાઈ અને નિયમિતતા તો એમનામાં પહેલેથી હતી જ. પોતાનાં કપડાં તેઓ અનેક વાર પોતે જ ધોઇ લેતા. જેલ બહાર પણ એમણે આવો ક્રમ અનેક વખત રાખેલો. શરૂનાં વર્ષોમાં ભદ્રના મકાનમાં રહેતા હતા ત્યારે તેઓ રોજ સવારે સાબરમતી નદીમાં સ્નાન કરવા જતા અને ત્યાં જ કપડાં પણ ધોતા. ઇસ્ત્રીબંધ અને ધોબીનાં કપડાં પહેરવાનું ખૂબ પછીના વર્ષોમાં થોડો વખત ચાલ્યું, પણ ત્યારે ય તેઓ ઘરમાં અને બહાર પણ અવિધિસર હરવાફરવા જાય ત્યારે સાદાં જ કપડાં પહેરતા. તેઓ સંપૂર્ણ ખાદીધારી હતા એ ભાગ્યે જ જુદું જણાવવું પડે. કપડું સહેજ ફાટ્યું હોય તો તેઓ જાતે સીવી લેતા કે બટન નાખતા, અને થીંગડાં મારેલાં કપડાં પહેરવામાં તેમને કદી નાનમ લાગી નહોતી. નવી દિલ્હીમાં સ્પીકરના સત્તાવાર નિવાસસ્થાન ૨૦, અકબર રોડમાં રહેતા ત્યારે પણ તેઓ ઘરમાં તો એમની હંમેશની પોણી ચડ્ડી (ઢીંચણથી જરા નીચે સુધીની) અને ગંજીફરાકમાં હોય. ઉનાળામાં તો ગંજીફરાક પણ ન હોય. મારા પિતાનું શરીર–સૌષ્ઠવ આકર્ષક હતું અને તેઓ ગૌર વર્ણના, મજબૂત બાંધાના હતા. એમના ગળે જનોઈ રહેતી તે પણ સ્વચ્છ અને સુંદર લાગતી. સ્પીકર માવળંકરને આ રીતે જોવા એ ઘણાંને મન એક લહાવો હતો. નવી દિલ્હીમાં એક વાર વિદેશના એક રાજદૂત દાદાસાહેબને મળવા આવી ચડ્યા. અગાઉ એમણે ખબર નહોતી આપી. દાદાસાહેબ તો એમની

હંમેશની રીત પ્રમાણે ખુલ્લા શરીરે ટેબલ પર કામકાજ કરવા બેઠા હતા. આવી અનૌપચારિકતા માટે એમણે રાજદૂતની ક્ષમા માગી, ત્યારે એ વિદેશી મહેમાને ઊલટું એમ કહ્યું કે, 'આપના દેશની આબોહવાને અનુકૂળ એવો જ આ વર્તાવ અને પહેરવેશ છે. એટલે મને કશું ખોટું કે વિચિત્ર લાગ્યું નથી. ક્ષમાનો પ્રશ્ન જ નથી. હું તો ઇચ્છું કે બીજા મોટા માણસો પણ આ રીતે સ્વાભાવિકપણે રહેવા-વર્તવાની હિંમત દાખવે!'

સાબરમતી જેલમાં, ખાસ કરીને '૪૨ના જેલ-નિવાસ દરમિયાન, દાદાસાહેબના આચાર-વિચારને અને એમનાં એકંદર જીવન-વળાંકોને આધ્યાત્મિક અને માનવ-સેવાના ક્ષેત્રે કોઈ અદ્ભુત અને ઉત્કટ વેગ મળ્યો. ફાંસીની સજા પામેલા તથા અન્ય લાંબી સજાઓ ભોગવતા અનેક કેદીઓના સીધા સંપર્કમાં આવવાનું સદ્ભાગ્ય તેમને સાંપડ્યું. દાદાસાહેબે જોયું કે આ બધા કહેવાતા ચોર-ગુનેગારો-ડાકૂઓનાં હૈયામાં ઊંડે ઊંડે કેટલી બધી માનવતા પડેલી છે! આવા કેદીઓની દર્દભરી આપવીતી સાંભળવી અને તેમની પ્રત્યે સાચી સહાનુભૂતિ દાખવીને અને તેમને સત્ય તથા પ્રેમના પંથે વાળીને દાદાસાહેબે જે અદ્વિતિય 'માનવતાનાં ઝરણાં' સાબરમતી જેલમાં વહેતાં કર્યાં એ એમના વ્યક્તિત્વનું એક અસાધારણ મોટું પાસું બની રહ્યું. કેદીઓની વતી દાદાસાહેબ દયા-અરજી કે સજા-માફીની અરજીઓ કરતા, અને એ કારણે અનેક કેદીઓની ફાંસીની સજા કાં તો રદ થતી કે એમની લાંબી જેલ ટૂંકી બનાવાતી, પણ જેઓને ફાંસીને માંચડે ચડવું પડયું તેઓ પણ છેવટે હસતે મુખે, નિર્ભયતાથી, અનેરી આત્મિક શક્તિ સંપાદન કરતા કરતા, પ્રભુનું નામસ્મરણ કરીને આ દુનિયા છોડી ચાલ્યા ગયા—આ ચિત્ર કાંઈ ઓછું પ્રેરક અને હૃદયસ્પર્શી નથી! આવા કેદીઓના ચિત્ત-સુધારની પાછળ દાદાસાહેબની સતત હૂંફ તથા સક્રિય માર્ગદર્શન હતાં. વકીલ દાદાસાહેબની વકીલાતની વિવિધ શક્તિઓ કેવી લેખે લાગી! માનવતાની મહેકથી ટપકતા આ વિવિધ પ્રસંગો દાદાસાહેબે ખૂબ જ રસમય અને હૃદયંગમ ભાષામાં ગુજરાતી પુસ્તક 'માનવતાનાં ઝરણાં'માં વર્ણવેલા છે. એ પુસ્તકની અનેક આવૃત્તિઓ થવા ઉપરાંત એના મરાઠી, હિંદી, મલ્યાળમ્ ભાષામાંના અનુવાદો પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયેલા છે.

જેલમાંથી મારા પિતા બહાર આવ્યા કે તરત જ એમને માટે વિવિધ અને વધારાનાં સાર્વજનિક કાર્યોની જવાબદારીઓ રાહ જોતી ઊભી જ હતી. કસ્તુરબા સ્મારક ફંડની રાષ્ટ્રવ્યાપી કામગીરીમાં મહાત્મા ગાંધીજીએ દાદાસાહેબને પ્રથમથી જ સક્રિયપણે સામેલ કર્યા. કસ્તુરબા ટ્રસ્ટના ટ્રસ્ટી અને એની કારોબારીના સભ્ય થવા ઉપરાંત દાદાસાહેબ ઉપ-પ્રમુખ પણ બન્યા. તે વખતે ગાંધીજી પ્રમુખપદે હતા, અને ગાંધીજી બાદ પૂજ્ય ઠક્કરબાપા તથા સરદાર શ્રી વલ્લભભાઈ પ્રમુખપદે રહ્યા, અને પછી દાદાસાહેબ ટ્રસ્ટના પ્રમુખ બન્યા. એ જ રીતે મહાત્મા ગાંધી સ્મારક ફંડમાં પણ દાદાસાહેબ ટ્રસ્ટી, કારોબારીના સભ્ય અને પછી પ્રમુખ ચૂંટાયા. આમ, બે મોટાં રાષ્ટ્રવ્યાપી ટ્રસ્ટ ફંડોનો સુયોગ્ય તથા સમયસર વિનિયોગ કરવાની ભારે મોટી જવાબદારી દાદાસાહેબને માથે આવી, અને એ એમણે સર્વનાં સંતોષ અને શાબાશી સાથે પાર પાડી. કસ્તુરબા ફંડની રકમ લગભગ બે કરોડ જેટલી હતી, જ્યારે ગાંધી સ્મારક ફંડની રકમ આશરે બાર કરોડ જેટલી હતી. આ ઉપરાંત પણ દાદાસાહેબ નાનાંમોટાં લગભગ ૬૦ ટ્રસ્ટોના ટ્રસ્ટી અને એ પૈકીના અનેકના અધ્યક્ષ પણ હતા. અમદાવાદ, ગુજરાત, મહારાષ્ટ્ર અને પછી ભારતભરમાં પથરાયેલાં આ વિવિધ ટ્રસ્ટોનું સુકાનીપદ દાદાસાહેબે અસાધારણ કુનેહથી અને સંપૂર્ણ ચોકસાઈ તથા ચોખ્ખાઈથી સંભાળ્યું હતું. આ રીતે કરોડો રૂપિયાનો વહીવટ ચલાવવો એ કાંઈ નાની-સૂની વાત નહોતી. જુદાં જુદાં ટ્રસ્ટોની તરેહ તરેહની કલમો અને શરતો મુજબ નાણાં રોકવાં અને ખર્ચવાં; ટ્રસ્ટની અસ્કયામતો, જમીનો કે અન્ય જે મિલકતો હોય તેની બધી સંભાળ કાળજીપૂર્વક અને કાયદા પ્રમાણે તથા નીતિ-નિયમો મુજબ રાખવી; ટ્રસ્ટોના ઉદ્દેશો પ્રમાણે જ અને ટ્રસ્ટ–ડીડની શરતોને આધીન રહીને જ બધો વ્યવહાર કરવો; બધા હિસાબો વ્યવસ્થિત અને વિગતવાર રાખવા-રખાવવા; જાહેર જનતાનો અને વિવિધ કાર્યકરોનો સંપૂર્ણ વિશ્વાસ સતત મેળવતા રહેવું;—આ બધું જ દાદાસાહેબે એવું તો સરસ કરી બતાવ્યું કે એમણે બીજું કશું કામ ન કર્યું હોત અને આટલું જ કર્યું હોત તો પણ તે એક બહુ

મોટી સેવા બની રહેત. ટ્રસ્ટી તરીકેની આ બધી જવાબદારીઓ અદા કરતી વખતે દાદાસાહેબે ક્યારે ય કોઈ પણ કામમાં અંગત લાભ કે ફાયદો તો ઉઠાવ્યો નહોતો જ. બલકે, આ બધાં જાહેર કામો માટે તેમને જે પત્રવ્યવહાર કરવો પડતો અને ઘણાં બધા પ્રવાસો ખેડવાના રહેતા તે બધાંનું ખર્ચ પણ એમણે પોતે જ વેઠયું હતું. આમ, જાહેર જીવનની સ્પષ્ટ અને ઉમદા પ્રણાલિકાઓ એમણે પાડી. પોતાને માટે અને પોતાનાં કુટુંબ માટે યોગ્ય નિર્વાહ પૂરતા જરૂરી પૈસા હોય તેનાથી વિશેષ રકમ રાખવાની દાદાસાહેબની વૃત્તિ જ નહોતી. તેથી, એમણે આવાં કામોમાં પોતાની જ રકમ વાપરીને સવિશેષ નોંધપાત્ર પ્રણાલિકા પ્રસ્થાપિત કરી.

ઑક્ટોબર, ૧૯૪૫માં દાદાસાહેબ નવી દિલ્હીમાં વડી-ધારાસભા (Central Legislative Assembly) માટેના કૉંગ્રેસી ઉમેદવાર તરીકે ગુજરાતમાંથી પસંદગી પામ્યા. અગાઉ એ સ્થાન પરથી શ્રી ભુલાભાઈ દેસાઈ કોંગ્રેસના ઉમેદવાર તરીકે ચૂંટાયા હતા. દાદાસાહેબ બિન-હરીફ ચૂંટાયા. ત્યાર પછી, તા. ૨૪ જાન્યુઆરી ૧૯૪૬ ને રોજ વડી ધારાસભાના પ્રમુખ તરીકે તેમની વરણી થઈ. આ ચૂંટણી ઐતિહાસિક હતી. દાદાસાહેબ કૉંગ્રેસી ઉમેદવાર હતા, જ્યારે વાઈસરૉય લૉર્ડ વેવલની એક્ઝીક્યૂટિવ કાઉન્સિલે મુસ્લિમ લીગ પ્રેરિત પારસી ઉમેદવાર સર કાવસજી જહાંગીરને પ્રમુખપદ માટેની ચૂંટણીમાં ટેકો આપ્યો હતો. સર કાવસજી સરકાર-નિયુક્ત સભાસદ હતા એ કારણે, તથા કૉંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચેના પક્ષીય સંઘર્ષમાં ન પડવું જોઈએ એવી દૃઢ માન્યતાને કારણે, કેટલાક સરકાર નિયુક્ત સભ્યોએ અને એક-બે સરકારી સભ્યોએ પણ ચૂંટણીમાં દાદાસાહેબને મત આપેલા! ત્રણ જ મતની બહુમતીથી દાદાસાહેબ ચૂંટાયા, પણ આખી ચૂંટણીની આગળ-પાછળની આબોહવા અને કાર્યવાહી જોતાં આ સિદ્ધિ સવિશેષ અગત્યની હતી. કહે છે કે, લૉર્ડ વેવલ ઉત્સુકતાથી અને ચિંતાતુર હાલતમાં પરિણામ જાણવા માટે વાઈસ-રિગલ લૉજમાં આંટા મારતા હતા અને એમને જ્યારે ખબર અપાયા કે કૉંગ્રેસી ઉમેદવાર શ્રી માવળંકર ચૂંટાયા છે ત્યારે વાઈસરૉયના મુખમાંથી તરત ઉદ્ગાર નીકળ્યા: 'Thank God! He is elected!' વાઈસરૉયને અને સરકારને પાછળથી એમ લાગેલું કે આ ચૂંટણીમાં એમણે માથું મારવું જોઈતું નહોતું. વાઈસ-રૉયની કાઉન્સિલના વડા અને રેલ્વે ખાતાના સભ્ય સર એડવર્ડ બેન્થૉલ તો થોડાં અઠવાડિયાંમાં જ અંગત વાતચીતમાં અને પ્રગટપણે પણ અનેક સ્થળે કહેતા થયા કે, 'માવળંકર જેવા ન્યાયયુક્ત, નિષ્પક્ષ અને બાહોશ સભાપતિ અમને મળ્યા છે એ અમારું મોટું સદ્ભાગ્ય છે. અમે એમની ચૂંટણીમાં વિરોધ કર્યો તે એક રીતે મૂર્ખામી હતી, પણ અમને શ્રી માવળંકરની બુદ્ધિ-શક્તિનો અને એમના ગુણોનો ઝાઝો પરિચય કે ખ્યાલ નહોતો. તેઓ પ્રમુખ તરીકે ચૂંટાયા તે સહુને માટે અને દેશની પાર્લમેન્ટરી પદ્ધતિ માટે સારું જ થયું.' ત્યાર પછી તો દાદાસાહેબ એક પછી એક જુદી જુદી ધારાસભાઓમાં સભ્ય અને સ્પીકર તરીકે ચૂંટાતા જ ગયા—૧૫મી ઑગસ્ટ '૪૭ના દિવસે સ્વરાજ્ય મળતાં જૂની ધારાસભાનું વિસર્જન થયું, એટલામાં તો દાદાસાહેબ બંધારણસભાના સભ્ય ચૂંટાઈ જ ગયા હતા, અને નવેમ્બર ૧૯૪૭માં જ્યારે બંધારણસભા બે ભાગમાં—બંધારણ ઘડવા માટેની સભામાં તથા કાયદા કરવા માટેની ધારાસભામાં—ફેરવાઈ ત્યારે તા. ૧૭ નવેમ્બર ૧૯૪૭ને રોજ દાદાસાહેબ આ નવી ધારાસભાના સ્પીકર તરીકે સર્વાનુમતે ચૂંટાયા. તા. ૨૬ નવેંબર ૧૯૪૯ ને રોજ ભારતનું નવું બંધારણ પસાર થયું, અને બે મહિના બાદ તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦ ને રોજ 'સાર્વભૌમ, લોકશાહીયુક્ત, પ્રજાસત્તાક' ભારતનો ઉદય થયો ત્યારે અગાઉની ધારાસભાનું રૂપાંતર Provisional Parliamentમાં થયું અને ત્યારે પણ દાદાસાહેબ જ એના સ્પીકરપદે ચાલુ રહ્યા. સને ૧૯૫૨ના ફેબ્રુઆરી માસમાં પ્રથમ સામાન્ય ચૂંટણી યોજાઈ તેમાં દાદાસાહેબ કૉંગ્રેસી ઉમેદવાર તરીકે અમદાવાદ શહેરમાંથી લોકસભાના સભ્ય તરીકે ભારે મોટી બહુમતીથી ચૂંટાયા, અને મે, ૧૯૫૨માં સ્વતંત્ર ભારતની પ્રથમ ચૂંટાયેલી લોક-સભા મળી ત્યારે તેના સ્પીકર તરીકે ખૂબ જ મોટી બહુ-મતીથી ચૂંટાયા. સ્પીકરપદ પર હતા ત્યારે જ એમનું પછી (તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ ને રોજ) દુઃખદ અવસાન થયું. આમ, 'એક વાર સ્પીકર એટલે કાયમ સ્પીકર' એ ઇંગ્રેજી પાર્લમેન્ટરી પ્રથા અને સ્પીકરપદની પ્રણાલિકા

દાદાસાહેબે અનાયાસે સિદ્ધ કરી.

૨૦, અકબર રોડ, નવી દિલ્હી પર આવેલું આલીશાન મકાન સ્પીકરનું સત્તાવાર નિવાસસ્થાન છે. દાદાસાહેબ ત્યાં રહેવા ગયા ખરા, પણ એમની ઇચ્છા બનતી વહેલી તકે એવા મોટા મકાનને બદલે કોઈ નાના ઘરમાં રહેવા જવાની હતી; એ અંગે એમણે સરદાર શ્રી વલ્લભભાઈ ને વાત પણ અનેક વાર કરેલી. પરંતુ, એકલા સ્પીકરનું નિવાસસ્થાન બદલવામાં આવે અને પ્રધાનો, વગેરે મહેલ જેવાં મકાનોમાં રહેવાનું ચાલુ રાખે તો લોકોની નજરમાં ઊલટું વધારે અળખામણા થવાનો વારો આવે એમ સમજીને, કે ગમે તેમ, પણ સરદારશ્રીએ દાદાસાહેબના આ સૂચનને ગંભીરતાથી જોયું નહીં. અલબત્ત, દાદાસાહેબની ઇચ્છા કોઈ આગેવાનોની પરોક્ષ રીતે ટીકા કરવાની કે એમને લોક-નજરમાં નીચા પાડવાની નહોતી. એટલે, એમણે પોતાની ઇચ્છા અનેક વાર વ્યક્ત કર્યા છતાં એ વિશે હઠ ન કરી. અલબત્ત, આ મુદ્દા પર માનસિક રીતે ક્ષોભ એમણે અવશ્ય છેક સુધી અનુભવ્યો. દાદાસાહેબ કહેતા કે અમે કૉંગ્રેસના પ્રતિનિધિઓ તરીકે ચૂંટાયા છીએ અને ગરીબ દેશના લોકોનું પ્રતિનિધિત્વ કરવાનો દાવો કરીએ છીએ ત્યારે મહેલ જેવા બંગલાઓમાં અને બાદશાહી સગવડો સાથે રહીએ તે કંઈ રીતે વાજબી ઠરાવી શકાય? પ્રણાલિકાઓ અને નિયમો આડે આવતાં હતાં એટલે દાદાસાહેબે પોતાના આ સત્તાવાર નિવાસસ્થાનમાં અન્યને માટે વસવાટ કરવાનું તો ન ગોઠવી આપ્યું, પણ પોતાના મિત્ર-કાર્યકર વર્તુળમાંના જે કોઈને નવી દિલ્હીમાં થોડા દિવસ રહેવાનું થતું તેમને પોતાને ઘેર ઉતારો આપીને અને એમની મહેમાનગીરી કરીને દાદાસાહેબને સંતોષ માનવો પડ્યો. વળી, મુંબાઈ-પૂનામાં કર્યું તેમ નવી દિલ્હીમાં પણ તેમણે સરકારી મોટર વાપરી નહીં, પણ પોતાને જ ખર્ચે મોટર, ડ્રાઈવર, વગેરે રાખ્યાં.

આથીય વિશેષ બાબતો મારા પિતાએ કરી. સ્પીકર તરીકે તેમને આખા દેશમાં પ્રવાસ માટે ખાસ રેલ્વે સલૂનની સગવડ હતી તે એમણે જુદો નિયમ કરીને પોતાપૂરતી રદ કરાવી, અને જૂના સેકન્ડ ક્લાસ (હવેનો ફર્સ્ટ ક્લાસ)ના ચાર કે છ બર્થનું કમ્પાર્ટમેન્ટ જ પોતા માટે રિઝર્વ કરાવવાનું એમણે રાખ્યું. આ ખાસ સગવડ પણ એમણે કેવળ સ્પીકર તરીકેની કામગીરીના પ્રવાસો વખતે જ (મુખ્યત્વે અમદાવાદથી દિલ્હી અને દિલ્હીથી અમદાવાદના રેલ્વે પ્રવાસમાં) ઉપયોગમાં લીધી હતી. અન્યથા તેઓ પ્રથમ વર્ગમાં અન્ય ઉતારુઓ સાથે પ્રવાસ કરતા. જ્યારે દિવસનો અને ટૂંકો પ્રવાસ હોય ત્યારે તેઓ જુના ઇન્ટર (હાલનો સેકન્ડ ક્લાસ) વર્ગમાં અને કોઈ કોઈ વાર તો ત્રીજા વર્ગમાં પણ, રેલ્વે મુસાફરી કરતા. ખાસ કરીને, એમણે મુંબાઈ-પૂનાનો દિવસના વખતનો પ્રવાસ આ રીતે અનેક વાર ત્રીજા કે ઈન્ટર વર્ગમાં કર્યાનું મને યાદ આવે છે, અને એવા એક-બે પ્રવાસોમાં મેં પણ બાળક તરીકે એમની સાથે ત્રીજા વર્ગની મુસાફરી કરી છે. એ જ પ્રમાણે, સ્પીકરપદ દરમિયાન મારા પિતાને જે sumptuary allowance (સત્તાવાર રીતે મુલાકાતે આવતા દેશવિદેશના મહેમાનો તથા પાર્લમેન્ટના સભ્યો, વગેરેની સરભરા માટેનું ભથ્થું) દર મહિને મળતું તે પણ તેઓ જેટલું વાજબી રીતે વપરાય તેટલું ખર્ચ કરીને બાકીની રકમ સરકારી તીજોરીમાં પાછી વાળતા. દર મહિને એલાવન્સની મળતી આ રકમ ૫૦૦ રૂપિયાની હતી. ઉપરાંત, સ્પીકર તરીકેના માસિક પગારની રકમમાંથી પણ મારા પિતાએ ક્રમશઃ વધુ ને વધુ કાપ મૂક્યો હતો. પોતાના આખા પગાર પર ઇન્કમ ટૅક્સ તો તેઓ ભરતા જ હતા, અને સાથે સાથે પગારની રકમ ધીરે ધીરે ઘટાડી છેવટે દર મહિને ૧૫૦૦ રૂપિયા પગાર પેટે લેવાનું એમણે રાખેલું. શરૂઆતમાં આ પગારની રકમ રૂ. ૩,૨૦૦ જેટલી હતી. ઘટાડેલા પગારમાં નવી દિલ્હીનું અને અમદાવાદનું એમ બે ઘર ચલાવવાનાં તથા નૈમિત્તિક ખર્ચાઓ કરવાના રહેતા, એટલે છેલ્લાં થોડાં વર્ષોમાં ઓવર ડ્રાફ્ટ એકાઉન્ટ રાખીને આ બધા ખર્ચાને પહોંચી વળવાનું એમને શક્ય બનાવવું પડેલું. નવી દિલ્હીમાં પણ દાદાસાહેબની રહેણીકરણી સાદાઈવાળી જ હતી. આજકાલ 'રેફ્રિજરેટર' અનેક કુટુંબોમાં—શ્રીમંત ઉપરાંત ઉચ્ચ સરકારી અને અન્ય અમલદારો તથા ઉચ્ચતર મધ્યમ કુટુંબોમાં પણ—રોજિંદી વપરાશની વસ્તુ બની ગઈ છે. દાદાસાહેબે પહેલવહેલી વાર નવી દિલ્હીમાં 'રેફ્રિજરેટર' વસાવેલું અને તે પણ માસિક ભાડું આપીને, ખરીદીને નહિ.

ભદ્રમાં અમે જે મકાનમાં ૧૯૩૨-'૩૩ સાલ સુધી રહેતાં હતાં અને જ્યાં જોડે જ બીજું એક નાનું મકાન પણ અમે સને ૧૯૨૦ની આસપાસ ખરીદેલું ત્યાં જ બાજુમાં દાદાસાહેબના કાકા સદ્દગત ગજાનન કૃષ્ણ માવળંકરનાં બે મકાન હતાં, જે પૈકી એકમાં સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ સને ૧૯૧૩ થી સને ૧૯૨૦-૨૧ સુધી ભાડુઆત તરીકે રહેતા હતા. એ મકાન પાછળથી અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશને સરદાર સ્મારક ભવન માટે ગજાનનરાવના વારસ પાસેથી (શ્રી કેશવ ગજાનન માવળંકર—જેઓ આજે હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે સન્નિષ્ઠપણે કાર્ય કરી રહ્યા છે અને અમદાવાદના રાજકીય જીવનમાં પણ એમણે સમાજવાદી પરિબળો અને ચળવળો સાથે સંલગ્ન રહીને અગાઉ સક્રિયપણે કાર્ય કર્યું છે) ખરીદી લીધું. ગજાનનરાવને ઘરમાં અને બહાર પણ સહુ બાબુરાવ એ નામે ઓળખતા. તેમની પણ જાહેર કારકિર્દી ખમીરવંતી રહી હતી. તેઓ મૅટ્રિક થયા હતા. બે વર્ષ ઈરિગેશન ખાતામાં નોકરી કર્યા બાદ તેઓ વકીલાતના અભ્યાસાર્થે મુંબઈ ગયા. તે જ વખતે દેશમાં બંગભંગની ચળવળ શરૂ થઈ. એટલે બાબુરાવે કૉલેજ-શિક્ષણને રામરામ કર્યા અને દેશસેવામાં લાગી ગયા. લોકમાન્ય બાળ ગંગાધર ટિળકના રાષ્ટ્રીય વિચારોનો પ્રચાર કરવાનું કામ એમણે શરૂ કર્યું. એ વિચારનાં ને વિષયનાં પુસ્તકો પ્રગટ કરવા તથા વેચવા માટે એમણે નૅશનલ બુક ડીપો નામની દુકાન શરૂ કરી. મહર્ષિ અરવિંદ ઘોષનાં ભાષણોનાં ગુજરાતી અનુવાદ એમણે પોતે કર્યા અને પ્રગટ કર્યા. સ્વાતંત્ર્ય—સંગ્રામમાં એમણે જેલયાત્રા પણ ભોગવી. થોડો વખત અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં પણ રહ્યા. 'ગર્જના' નામનું છાપખાનું એમણે ઊભું કર્યું હતું અને એ જ નામે પછી છાપું પણ એમણે ચલાવેલું. એમાં બાબુરાવની સરકાર વિરોધી ગર્જના ઉગ્રપણે ચાલતી. એટલે, સરકારની જપ્તિ એ છાપખાના પર આવી. ત્યાર બાદ એમણે 'શક્તિ' નામનું બીજું પત્ર શરૂ કર્યું. બાબુરાવ પ્રખર બુદ્ધિશાળી અને ઉત્કટ દેશભક્ત હતા. એમના અને દાદાસાહેબના પ્રામાણિક મતભેદો પણ જાહેર જીવનના પ્રશ્નો પરત્વે અનેક વાર થતા, પણ એ અંગે કાકા-ભત્રિજા વચ્ચે કદી કડવાશ કે કર્કશતા નિર્માણ થઈ નહોતી. બન્નેને એકબીજાની પ્રામાણિકતા અને ચારિત્ર્યશીલતા માટે ખાતરી અને આદરભાવના હતી, અને તેથી બન્ને એકબીજાની આમન્યા સાચવતા. દાદાસાહેબે ગજાનનરાવનાં કુટુંબીજનોને હંમેશ પોતાનાં જ કુટુંબીજનો ગણ્યાં હતાં, અને ૧૯૩૫ની સાલમાં બાબુરાવનું દુઃખદ અવસાન થયા પછી તો દાદાસાહેબે એ કુટુંબીજનોના વાલી અને માર્ગદર્શક તરીકે પણ નિઃસ્પૃહભાવે તથા વત્સલતાથી દેખભાળ રાખી હતી.

ભદ્રમાંનાં અમારાં બે મકાનો પૈકી વારસાગત, જૂનું, મોટું મકાન (માવળંકર હવેલી તરીકે જે ઓળખાય છે અને જેમાં હાલ ભોંયતળિયે મારા મોટા ભાઈ ડૉ. વિષ્ણુનું નર્સિંગ હોમ છે અને પહેલા અને બીજા માળ પર હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટયૂટ ઑફ પૉલિટિકલ સાયન્સની તથા મારી અન્ય શૈક્ષણિક પ્રવૃત્તિઓની કચેરીઓ, વગેરે આવેલી છે) અમે વાપરતાં હતાં, જ્યારે જોડેના નાના મકાનમાં ભાડુઆતો રહ્યા ને દસકાઓથી એ ના એ જ લગભગ ચાલુ છે. દરમિયાન, ૧૯૨૭ની સાલમાં સાબરમતી નદીને પેલે પાર એલિસબ્રિજ વિભાગમાં મીઠાખળી ગામ પાસે મહારાષ્ટ્ર સોસાયટી (એનું આખું નામ ધી મહારાષ્ટ્રીય બ્રાહ્મણ કો-ઑપરેટિવ હાઉસિંગ સોસાયટી લિ. એવું છે.) સ્થપાઇ તેમાં દાદાસાહેબ અને તે સમયના સ્થાનિક અન્ય ૧૧ મહારાષ્ટ્રીય ભાઈઓ અગ્રણી રહ્યા. તા. ૧૫ જુલાઈ ૧૯૨૭ ને રોજ આ હાઉસિંગ સોસાયટી રજિસ્ટર થઈ. દાદાસાહેબ એના અધ્યક્ષ નિમાયા. આ સોસાયટીની સ્થાપના અંગેની પ્રારંભિક કાર્યવાહી વખતે અને પછીનાં વર્ષોમાં પણ સદ્દગત શ્રી પ્રીતમરાય વ્રજરાય દેસાઈએ ઉત્સાહપૂર્વક સલાહ-સૂચનો આપીને સક્રિય મદદ કરેલી. પ્રીતમરાયભાઈ અમદાવાદની સહકારી પ્રવૃત્તિના આદ્ય પુરસ્કર્તા હતા. પ્રીતમનગર એ અમદાવાદની પહેલી સોસાયટી થઈ, જ્યારે મહારાષ્ટ્ર સોસાયટીનો નંબર બીજો રહ્યો. સોસાયટીના દરેક પ્રકારના કાર્યમાં દાદાસાહેબે તન, મન, ધનથી માર્ગદર્શન આપ્યું એટલું જ નહિ પણ કુલ ૩૦ પૈકીના વધેલા ત્રણ પ્લૉટ લેનાર કોઇ ન મળતાં દાદાસાહેબને જ છેવટે તે ખરીદવાની સહુએ વિનંતી કરી. આ બધા મહારાષ્ટ્રીય ભાઈઓ મધ્યમ કે ઉચ્ચ મધ્યમ કુટુંબના હતા અને સહુ વ્યવસાયી હતા તથા તે સહુમાં દાદાસાહેબની કમાઇ સૌથી વધુ હતી એટલે સ્વાભાવિક જ ફાજલ પ્લૉટ્સ લેવાનું દાદા-

સાહેબને માથે આવ્યું. સોસાયટી પરનો અમારો બંગલો ૧૯૩૨ની સાલમાં બંધાયો, અને સને ૧૯૩૩થી અમે ભદ્રના મકાનમાંથી બંગલા પર રહેવા ગયા. મરાઠી-ભાષી ઉપરાંત કેટલાક ગુજરાતી બાંધવોને પણ સોસાયટીના સભ્યો તરીકે લેવામાં આવ્યા હતા, જે પૈકી સદ્‌ગત શ્રી બાબુરાવ કેશવલાલ મહેતા (અમદાવાદના એક જાણીતા વકીલ અને દાદાસાહેબના સહ-કાર્યકર અને પડોશી) તો પાછળથી વર્ષો સુધી સોસાયટીની મૅનેજિંગ કમિટીના પ્રમુખપદે પણ રહેલા. સોસાયટીના હિસાબો ગુજરાતી ભાષામાં જ લખાતા રહ્યા છે એ પણ નોંધવું ઘટે.

સને ૧૯૩૫માં 'અમદાવાદ એજ્યુકેશન સોસાયટી'ની સ્થાપના કરવામાં આવી એ કાર્યમાં દાદાસાહેબ પ્રથમથી જ અગ્રેસર રહ્યા હતા. ૭ વર્ષ અગાઉ શરૂ કરાયેલી 'ગુજરાત લૉ સોસાયટી'માં પણ દાદાસાહેબે સક્રિય પહેલ દાખવી હતી. આ બે સોસાયટીઓ તથા બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ, આદિ અનેક જાહેર સંસ્થાઓનાં મકાનો, વગેરે બાંધવા માટે તથા શૈક્ષણિક પ્રાંગણ રચવા માટે વિશાળ પાયા પર જમીનો લેવાની જરૂર હતી. તેમાં પણ દાદાસાહેબે ખૂબ દૃષ્ટિવંત રહીને કાર્યવિસ્તાર યોજ્યો. નજીકના જ ભવિષ્યમાં આ શૈક્ષણિક પ્રાંગણ પર ગુજરાતની પોતાની નવી યુનિવર્સિટી ઊભી કરવાનું લક્ષ્ય તેમણે સતત નજર સમક્ષ રાખ્યું હતું, અને એ દૃષ્ટિકોણથી એમણે વિશાળ જમીનો, આજના પ્રમાણમાં તો અત્યંત સસ્તા ભાવે, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી માટે ખરીદ કરાવી હતી. મારા પિતાના ચારિત્ર્યશીલ વારસાની અને વર્તનની ખૂબી એ રહી હતી કે આ તમામ વ્યવહારમાં એમણે પોતાના અંગત ઉપયોગ માટે કે કૌટુંબિક વપરાશ માટે ક્યાંય એક તસુ જેટલી પણ જમીન ખરીદી કે મેળવી નહોતી. જે કોઈ જમીનો હતી તે બધી એક યા બીજા જાહેર ટ્રસ્ટની હતી, અને એ ટ્રસ્ટોમાં દાદાસાહેબ ટ્રસ્ટી તરીકે સક્રિયપણે સંલગ્ન હતા એ અર્થમાં લોકજીભે 'દાદાની જમીન' શબ્દપ્રયોગ કોઈ કોઈ વાર થતો કે તરત દાદાસાહેબ હસતા હસતા પણ ગંભીરપણે ટકોર કરતા કે, 'આ બધી જ જમીનો વિવિધ સંસ્થાઓની છે, અને એ પૈકીની અનેકમાં હું વડો કે વહીવટદાર છું ખરો, પણ તેથી કાંઈ એ 'દાદાની જમીન' બનતી નથી. આ પવિત્ર કાર્યમાં સ્વાર્થ કે અંગત ગણતરીઓને કશો અવકાશ જ નથી.' મને યાદ છે કે, મહારાષ્ટ્ર સોસાયટીના અમારા બંગલા પરથી જે રસ્તો નવરંગપુરા અને કૉલેજો તરફ જતો હતો તેની પાકી સડક કરવાનું કામ ચાલતું હતું ત્યારે મહારાષ્ટ્ર સોસાયટીમાંના અમારા બંગલા આગળથી જતા એ રસ્તાની આગળપાછળની લગભગ દોઢ-બે ફર્લાંગ જેટલી સડક દાદાસાહેબે કાચી સડક જ રખાવી હતી. પોતે મ્યુનિસિપાલિટીમાં હતા ત્યાં સુધી એમણે આવો પ્રતિબંધ સ્વેચ્છાએ મૂકાવેલો. જાહેર કાર્યકરનું ચારિત્ર્ય શુદ્ધ હોય એટલું પૂરતું નથી, પણ પ્રજાનજરમાં એ શુદ્ધ દેખાતું રહેવું જોઈએ. દાદાસાહેબના એક નજીકના સગા મ્યુનિસિપાલિટીમાં એંજિનિયર તરીકે નિમાવા માટે સર્વપ્રથમ તરીકે પાત્ર હતા, પણ એ નિમણૂક દાદાસાહેબે કરવા દીધી નહોતી. આવા તો અનેક દાખલા આપી શકાય જેમાં દાદાસાહેબે સભાનતાથી અને સુયોગ્ય રીતે જ 'Ceasar's wife must be above suspicion' એ ન્યાયે હરહંમેશ આચરણ કરેલું.

શિક્ષણના ક્ષેત્રમાં દાદાસાહેબને પહેલેથી જ ઉત્કટ રસ હતો. એમની ઇચ્છા તો શિક્ષક બનવાની હતી, પણ વિધિએ એમને વકીલાતના વ્યવસાય તરફ દોર્યા. આમ છતાં, પ્રાથમિકથી માંડીને ઉચ્ચ શિક્ષણનાં તમામ ક્ષેત્રોમાં દાદાસાહેબે આજન્મ ઊંડો રસ દાખવીને વિવિધ પ્રકારની શૈક્ષણિક સેવાઓ આપી. સાચા અને સારા શિક્ષણ વિના પ્રજાનો અને દેશનો આરો નથી એમ તેમની દૃઢ શ્રદ્ધા હતી. અનેક ગરીબ વિદ્યાર્થીઓને તેમણે આર્થિક મદદ આપેલી એટલું જ નહિ પણ હોંશિયાર વિદ્યાર્થીઓને તથા સગાંસંબંધીઓમાં જે આશાસ્પદ યુવાનો હોય તેમને ખાસ પોતાને ઘેર પણ રાખ્યા હતા અને પોતાના પુત્રોની જેમ જ તેમની સાથે પ્રેમભર્યો વર્તાવ કર્યો હતો. આવા વિદ્યાર્થીઓના રહેવા-કરવાનો, જમવાનો ખર્ચ તથા પુસ્તકો અને શિક્ષણ ફી, વગેરેની રકમો પણ દાદાસાહેબ આપતા. કેટલાક વિદ્યાર્થીઓ ભોજન માટે અઠવાડિયામાં એક નિયત દિવસે નિયમિત આવતા. કુટુંબનાં અને પરિચિત અનેક લાયક પણ ગરીબ ભાઈબહેનોને દાદાસાહેબ તરફથી વખતોવખત નાણાંકીય મદદ મળતી, અને આ બધું ગુપ્તદાનનાં ઝરણાંરૂપે વહેતું. પોતાનો ડાબો હાથ જે

આપે તે પોતાના જમણા હાથને ખબર ન પડે એવી એમની દૃષ્ટિ અને રીતિનીતિ હતી. ગુજરાત અને મહારાષ્ટ્રમાંની અનેક વ્યક્તિઓ અને સંસ્થાઓને દાદાસાહેબે પોતે અથવા અન્ય પાસેથી ઉઘરાવીને નાણાંકીય મદદ આપેલી. આવી મદદો વિશે એમણે પોતે થઈને ક્યાંય કોઈ ડંકા વગાડ્યા નહોતા. મહારાષ્ટ્રના કેટલાક વ્યાસંગી વિદ્વાનોને એમણે આર્થિક ટેકો આપેલો. વળી, એક અનાથ કુટુંબને તેઓ વર્ષો સુધી દર મહિને ૫૦ રૂપિયાની મદદ મોકલતા હતા. કોંકણમાં, ખાસ કરીને રાજાપુર અને દેવરૂખમાંની હાઈસ્કૂલોને, એમણે ફાળો આપ્યો હતો. માવળંકર કુળનું દેવસ્થાન માવળગે ગામમાં છે ત્યાં કુલદૈવત શ્રી લક્ષ્મી-નૃસિંહના મંદિરના જીર્ણોદ્ધારના કામ માટે તથા માવળંકર-સરદેસાઈ કુળના ઇતિહાસ-ગ્રંથોના પ્રકાશન–કાર્યમાં દાદાસાહેબે સારી એવી રકમ ભેટ આપેલી. જે પૈસા દાદાસાહેબ આપબળે અને બુદ્ધિથી કમાયા તે રકમ કુટુંબનિર્વાહ ઉપરાંત વિવિધ જાહેર કાર્યોમાં ખર્ચતા રહેવાનું એમનું વલણ રહેતું. સમાજોન્મુખ બનીને સતત જીવન ગુજારવાનો એમણે આપેલો આ વારસો અમે સહુ સંતાનો જાળવીએ અને વધારીએ એવું જ એમણે હંમેશ ઇચ્છેલું અને અમને કહેલું.

લોક-કલ્યાણનાં વિધવિધ સેવા-ક્ષેત્રોમાં દાદાસાહેબને ભારે દિલચસ્પી હતી. છેલ્લાં વર્ષોમાં તો તેઓ વારંવાર કહેતા કે રાજકીય અને પાર્લમેન્ટરી જીવન કરતાં મને સ્થાનિક સ્વરાજ્યના તથા ગ્રામ-સુધાર અને ગ્રામ-પુનર્રચનાનાં કામોમાં લગાતાર મંડ્યા રહેવાની વધારે હોંશ છે. ગાંધીજીએ ચીંધેલા રચનાત્મક કાર્યોમાં મારા પિતાને અપાર શ્રદ્ધા હતી, અને એ દિશામાં પોતાનાથી જે કાંઈ થઈ શકે તે કરવાનો બનતો બધો પ્રયાસ એમણે કર્યે રાખેલો. કસ્તુરબા અને ગાંધી-સ્મારક ફંડોનાં કામો અંગે તેઓ અવારનવાર દેશના વિવિધ ભાગોમાં પ્રવાસે જતા. પાર્લમેન્ટની બેઠક જ્યારે ચાલુ ન હોય ત્યારે દાદાસાહેબ અચૂક આ કે તે કોઈ પ્રદેશમાં આવાં રચનાત્મક કાર્યોને વેગ આપવાને વાસ્તે પ્રવાસમાં હોય જ. એમની ઇચ્છા તો અમદાવાદ પાસે એક નાના ગામડામાં નાનકડા ઘરમાં રહીને શેષ જીવન, ચિંતન––વાચન–લેખનમાં ગાળવાની હતી. હિંદુસ્તાન ગામડાંમાં વસે છે અને છતાં પોતે લગભગ આખો જન્મારો એક એકથી વધુ મોટાં શહેરોમાં જાહેર કારકિર્દી અંગેની જવાબદારીઓ માટે રહેતા થયા એનો એમને વસવસો હતો. ગામડાંમાંની પ્રજાને જાણવાનો તથા એમના પ્રશ્નો સમજવાનો એમનો પ્રયત્ન રહેતો. જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૫૬માં દાદાસાહેબ આંધ્ર દેશના પ્રવાસે ગયા હતા ત્યારે તેમણે એક સ્થળે અખબારી મુલાકાતમાં પોતાની ઇચ્છા સ્પષ્ટપણે જાહેર કરેલી કે, 'આવતી સામાન્ય ચૂંટણીમાં (સને ૧૯૫૭) હું ઉમેદવારી કરવાનો નથી. ઈશ્વરે જે કોઈ થોડાં વર્ષો મારે માટે હજી રાખ્યાં હોય તેનો પૂરેપૂરો ઉપયોગ રચનાત્મક અને શૈક્ષણિક કામોમાં જ કરવાની મારી એકમાત્ર ઇચ્છા હવે રહી છે. રાજકારણ અને પાર્લમેન્ટરી જીવનમા આજ સુધી મેં મારાથી બનતો ફાળો આપ્યો છે, અને હું આશા રાખું છું કે કેટલીક અગત્યની બાબતોમા મારે હાથે નોંધપાત્ર પહેલ થઈ છે અને પ્રણાલિકાઓ પડી છે. પરંતુ, હવે હું મારું બધું ધ્યાન ગામડાંઓમાં અને ગ્રામજીવનને સમૃદ્ધ કરીને એ રીતે નવભારત નિર્માણ કરવામાં પરોવવા માગું છું.'

પરંતુ, વિધિની કરણી કોણ કયારે ય કળી શકે છે? ૫મી ફેબ્રુઆરીએ (૧૯૫૬ની સાલમાં) દાદાસાહેબ પશ્ચિમ અને દક્ષિણ ભારતના લાંબા પ્રવાસેથી અમદાવાદ ઘેર પાછા આવ્યા તે હળવા હૃદયરોગ સાથે જ! ૯મી ફેબ્રુઆરીએ એમના પર હૃદયરોગનો હુમલો થયો. અગાઉ ૧૯૫૨ની સાલમાં એમના પર પહેલ-વહેલી વાર હૃદયરોગનો હુમલો થયો હતો ત્યારથી જ મારા પિતાની તબિયત લથડવાની શરૂઆત થઈ હતી. ડાયાબિટીસને કારણે એમનું શરીર વધારે ભાંગેલું હતું, તેમ છતાં દાદાસાહેબની જીજીવિષા પ્રબળ હતી અને હજી ઘણાં બધાં અધૂરાં રહેલાં લોકસેવાનાં કાર્યો તથા લેખનાદિની યોજનાઓ પૂરી કરવાનાં અરમાનો તેમના મનમાં રમી રહ્યાં હતાં. તેથી જ, સને ૧૯૫૨ થી સને ૧૯૫૬ એમ લગભગ ચાર વર્ષ તેઓ અનેરી આત્મિક શક્તિ વડે પોતાનો જીવન-દોર લંબાવી શક્યા. પરંતુ, ફેબ્રુઆરીમાંના આ હુમલાએ કાળના ક્રૂર ટકોરા બારણે વાગતા કરી દીધેલા! ૧૯મી ફેબ્રુઆરીએ તેમના પર ફરી હૃદયરોગનો હુમલો થયો. અને, એમની સ્થિતિ બે દિવસ તો કટોકટીભરી રહી. પણ, ફરી પાછાં આશાનાં ઝાંખાં ચિહ્નો દાકતરોને દેખાવા લાગ્યાં. ૨૬મી ફેબ્રુ-

આરીએ તો નિષ્ણાત દાક્તરોની પૅનલે એવું બુલેટિન બહાર પાડયું કે સ્પીકર માવળંકરની તબિયત હવે, અત્યંત ધીમે ધીમે પણ નિશ્ચિતપણે, સુધારા તરફ વળી રહી છે અને તેથી રોજનું મેડિકલ બુલેટિન પ્રગટ કરવાનું અમે હવે બંધ કરીએ છીએ. ત્યાં જ, બીજે દિવસે, ૨૭મી ફેબ્રુઆરીએ પરોઢિયે, આખું ચિત્ર અચાનક પલટાઈ ગયું અને મારા પિતા પર તે ક્ષણોએ ત્રાટકેલો હૃદયરોગનો ત્રીજો હુમલો આખરી નીવડયો! સવારે ૭-૫૦ વાગ્યે દાદાસાહેબની આંખો કાયમ માટે મીંચાઈ—એક પ્રસન્ન-ગંભીર, ઉદાત્ત અને ગૌરવવંતુ જીવન અનંત કાળમાં વિલીન થયું! એ જ વખતે અમદાવાદમાં આકાશ વાદળાંથી છવાઈ ગયું અને જોતજોતાંમાં વરસાદ વરસવા લાગ્યો, વીજળીના ઝબકારા થવા લાગ્યા, મેઘ-ગર્જના થતી રહી! જાણે, આકાશમાંથી દેવોએ પણ દાદાસાહેબની આ ચિરવિદાય પર આક્રંદ કર્યું અને અશ્રુભરી અંજલિ અર્પી!

નિમિષમાત્રમાં નઠારા સમાચાર આખા શહેરમાં ફરી વળ્યા. આકાશવાણીએ એના રોજિંદા કાર્યક્રમો થંભાવીને આ શોકવાર્તા પ્રસારિત કરી. કલાક બે કલાકમાં જ 'સેવાકુટિર'માં દાદાસાહેબના પાર્થિવ દેહને આખરી વંદના કરવા મિત્રો-મુરબ્બીઓ અને નગરજનો ટોળે વળ્યા. વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ તરત ટેલિફોન પર અને સાંત્વનના શબ્દો ભારે હૈયે કહ્યા. અને, મારાં બા તથા ભાઈઓને અને સહુ કુટુંબીજનોને દિલાસો આપ્યો. પાર્લમેન્ટમાં દાદાસાહેબને ઉષ્માભરી અંજલિ અપાયા બાદ વડા પ્રધાન તથા ડેપ્યુટી સ્પીકર શ્રી અનંતશયનમ્ આય્યંગાર તથા બીજાઓ અમદાવાદ આવશે અને સ્મશાનયાત્રામાં ભલે અધવચથી પણ જોડાશે એવી વાત હતી, પણ તેઓ કેમ ન આવી શકયા એ બધી બાબતોમાં ઊતરવાનો શો અર્થ છે? અને, મારા પિતાના સમૃદ્ધ ચારિત્ર્યશીલ વારસાને એ બધાથી શી આંચ આવવાની હતી? પંડિત નેહરુનું હૃદય તો સ્વચ્છ સ્ફટિક જેવું અને પારદર્શક સહૃદયતાભર્યું હતું. પણ દાદાસાહેબના જીવતાં જેમણે દાદાસાહેબની ગૌરવશાળી અને ઉત્તરોત્તર વધતી જતી કીર્તિ તથા લોકપ્રિયતાની અકારણ ઈર્ષા-અદેખાઈ કર્યા કરી એવા કેટલાક કાર્યકરો-નેતાઓ પાસેથી શું કશું ય ગૌરવવંતું અપેક્ષિત જ હોય? આવા કેટલાકોએ તો સ્મશાનયાત્રા દરમિયાન અને અગ્નિસંસ્કાર પહેલાં જ પોતાની હીન વૃત્તિ પ્રદર્શિત કરી હતી, એટલે પાછળથી પણ થોડોક વખત સુધી તેઓ એમનું હીણું માનસ દર્શાવ્યા કરે એમાં પછી શી નવાઈ?

પરંતુ, જનતા-જનાર્દને તો દાદાસાહેબને પ્રેમ-કૃતજ્ઞતાનાં અઢળક આંસુથી આદરાંજલિ અર્પી! અમદાવાદમાં તે દિવસે દાદાસાહેબની અંત્યયાત્રા આખા શહેરમાં છ-સાત માઈલનું અંતર કાપીને પછી સપ્તર્ષિના ઓવારે પહોંચવાની હતી. બધા રસ્તાઓ પર બન્ને તરફ અને ચોતરફ મકાનોમાં તથા અન્ય સ્થળે હજારો ભાઈ-બહેનોની ઠઠ જામી હતી. સહુ એમના આદરણીય અને અગ્રણી નાગરિકને અંતિમ વિદાયમાન આપવાને અધીરા હતા, પણ ટૂંકી દૃષ્ટિવાળાઓએ અચાનક જ અંત્ય યાત્રાનો એ આખો રસ્તો ટુંકાવી નાખ્યો! રખે ને મૃત્યુ પછી પણ દાદાસાહેબને વધારે માન મળી જાય! હકીકતમાં તો, દાદાસાહેબને રાજ્ય તરફથી દબદબાભર્યું અંતિમ માન મળવું જોઈતું હતું, કારણ કે સ્પીકરપદે તેઓ હતા તે દરમિયાન જ તેમનું દુઃખદ અવસાન થયું હતું. અગ્રણી નાગરિકોની ભારત સરકારની યાદીના ક્રમમાં (order of precedence) લોકસભાના સ્પીકરનું સ્થાન ચોથું આવતું હતું—રાષ્ટ્રપ્રમુખ, ઉપરાષ્ટ્રપ્રમુખ અને વડા પ્રધાન પછી લોકસભાના અધ્યક્ષ તથા સુપ્રીમ કોર્ટના ચીફ જસ્ટિસ બન્ને એક સરખા ચોથા ક્રમાંકે મૂકાયા હતા. પરંતુ, એ મુજબ અપાવું જોઈતું કોઈ State Funeral દાદાસાહેબને અપાયું નહોતું, અલબત્ત, અસંખ્ય જન-સમુદાયે તો સ્વયંસ્ફૂર્તિથી અને સંપૂર્ણ માનપૂર્વક તેમના 'સ્પીકર' પ્રત્યે ભક્તિભાવ પ્રગટ કરીને કૃતાર્થતા અનુભવી જ હતી. સોમવાર, તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ની સમી સાંજે, સપ્તર્ષિના ઓવારે, દાદાસાહેબના પાર્થિવ દેહને મારા સૌથી મોટા ભાઈ બાળાસાહેબે જ્યારે અગ્નિ-સંસ્કાર આપ્યા ત્યારે ત્યાં એકત્ર થયેલી સહેજે પચાસ-સાઠ હજારની જનમેદનીએ સજળ નયને પોતાના અગ્રણી વડીલને ભાવપૂર્વક અંજલિ અર્પી. સ્મશાનભૂમિ પર ઘણી મોટી સંખ્યામાં ઊમટેલી બહેનોએ પોતાનાં આંસુ સાર્યાં અને શોક વ્યક્ત કર્યો. સ્મશાનયાત્રા સપ્તર્ષિ પર પહોંચવા આવી ત્યાં જ મોતીજી ઝીણાજી બહાર-ગામથી એકાએક અમદાવાદ દોડી આવેલા તે દાદાસાહેબના અંત્યદર્શન કરતાં બેબાકળા બની ગયા અને ચોધાર આંસુએ રડવા લાગ્યા. મોતીજી અગાઉ બહારવટિયા

હતા અને ૫૫-૬૦ વર્ષની એમની જેલ-સજા દાદાસાહેબનાં પ્રયત્નોથી ઘટી હતી અને પછી માફ થઈ હતી. મોતીજી-ની માનવતા સદ્‌ગત મેઘાણીભાઈ એ 'માણસાઈના દીવા'માં તથા ખુદ દાદાસાહેબે 'માનવતાનાં ઝરણાં'માં આબાદ વ્યક્ત કરેલી. એ માનવતાનો આ આક્રંદ હતો! મારી મનઃસ્થિતિની તો વાત જ શું કરી શકું? મારા પિતાના જાહેર જીવનનાં છેલ્લાં વર્ષોમાં હું એમની નિકટ સવિશેષ આવ્યો હતો અને શુદ્ધ જાહેર જીવનનાં ધોરણો કેવાં હોવાં જોઈએ એના પાઠ શીખવા લાગ્યો હતો ત્યાં જ એકદમ બધે અંધારું છવાઈ જતું મને લાગ્યું. સ્વભાવે હું કંઈક વિશેષ સંવેદનશીલ પણ ખરો; પિતાને આખરી વંદના કરતાં જ હું ઢળી પડ્યો અને બેભાન જેવો બન્યો, અને તરત જ મિત્રો-મુરબ્બીઓએ મને સાંત્વન-હૂંફ આપીને સીધો ઘેર પાછો આણ્યો.

દાદાસાહેબ બરાબર ૬૭ વર્ષ અને ત્રણ માસ જીવ્યા. એમની અનેકવિધ અને અદ્‌ભુત સેવાઓની સુવાસ અમને સહુને સાત પેઢી ને તેથી ય વધુ સમય માટે પ્રેરણા અને માર્ગદર્શન આપતી રહેશે. મારા પિતાની ગંભીર માંદગી ત્રણેક અઠવાડિયાં ચાલુ રહેલી અને તે દરમિયાન રોજ છાપાંઓમાં તથા આકાશવાણી પરનાં સવાર-સાંજનાં સમાચાર-પત્રોમાં દાદાસાહેબની ચિંતાજનક તબિયત વિશેના અહેવાલો આવતા હતા. તેમ છતાં, આખરી વિદાય તો એમણે ઓચિંતી જ લીધી. હૃદય-રોગનું દર્દ ઠગારું એવું કે દાક્તરોએ જ્યારે રોજનું મેડિકલ બુલેટિન બંધ કર્યું ત્યારે જ કાળનો ક્રૂર પંજો મારા પિતા પર ફરી વળ્યો, અને, દુર્ભાગ્યે, ૨૬મી ફેબ્રુ-આરીએ મોડી રાતે બહાર પડેલું છેલ્લું બુલેટિન ખરેખર જ છેલ્લું નીવડ્યું! દાદાસાહેબના દુઃખદ અવસાનના સમાચાર રેડિયો પરથી અને અખબારોના ખાસ વધારાઓ, વગેરે મારફત દેશભરમાં ફરી વળ્યા. સર્વત્ર ભારે શોક અને આઘાતની લાગણી વ્યાપી. રાજધાનીમાં લોકસભાએ એના 'મિત્ર, મદદગાર, માર્ગદર્શક'ને ભવ્ય અંજલિ આપી. વડા પ્રધાન પંડિત નેહરુએ ગદ્‌ગદ્ કંઠે સ્પીકર માવળંકરને ભવ્ય શ્રદ્ધાંજલિ અર્પી અને દાદાસાહેબને 'લોકસભાના પિતા' વર્ણવ્યા :

" He was the first Speaker of the Lok Sabha, we might almost say, the Father of the Lok Sabha, and his name, I am quite sure, will be associated with the Lok Sabha and with our Parliament for long periods to come as a person who gave it shape, gave it direction and gave it the stamp and impress of his personality. All of us have profited by that; all of us have been conditioned to a certain extent by that; all of us have been made a little better by that. That is a very big thing to say about any individual that he has conditioned, and influenced and improved others because of his contact with them."

પાર્લમેન્ટ સાથે દાદાસાહેબનું તાદાત્મ્ય કેવું સંપૂર્ણ હતું એ વિશે વાત કરતાં પંડિત નેહરુએ કહ્યું :

"We could hardly think of this Parliament without him. He was an inseparable part of it, the cementing link between all of us. Therefore, his passing away, apart from the obvious personal sorrow involved, is a break from a tradition, from almost an institution that had grown up here."

અલબત્ત, લોકશાહીમાં કોઈ વ્યક્તિ અનિવાર્ય નથી, અને નાના કે મોટા માણસો આવે છે ને જાય છે, પણ દેશ ને દુનિયા તો ચાલુ જ રહે છે, અને સમય નિરંતર વહેતો રહે છે. તેમ છતાં, પંડિતજીએ કહ્યું તેમ :

"If a person was considered so intimate a part of this Parliament, as almost to be indistinguishable from its working, it is Shri Mavalankar, and his going away, for the moment, leaves the Lok Sabha almost like a headless body, leaving a gap behind, which is very very difficult to fill."

પાર્લમેન્ટના ઉપલા ગૃહમાં – રાજ્યસભામાં – ગૃહ પ્રધાન પંડિત ગોવિંદ વલ્લભ પંતે દાદાસાહેબને 'એક સાચા મહાન સજ્જન' વર્ણવ્યા અને કહ્યું :

"He was a truly great man, a pure soul, a leader of men, one who laboured selflessly and steadily at the cost of his health

for the relief and succour of the needy, the suffering and the down-trodden people. He never spared himself. He was a true disciple of Gandhiji. In him one of the best and noblest of men has passed away and the country has been put to irreparable, enormous loss. He was a man of profound culture and he served those in need and befriended those towards whom nobody would ordinarily give his attention. He was a pure jem and reflected and radiated light, kindliness, cleanliness and purity wherever he went. He filled every place with distinction. As a Speaker, he was perfect."

પંતજીની આ પ્રેમાદરપૂર્વકની અંજલિમાં છેલ્લે એમણે જણાવ્યું :

"Shri Mavalankar's example will live in the annals of our history and it will ever inspire the people who could look up to a great man's example with utmost confidence for their own guidance and for learning the true tenets and doctrines of selfless service in action."

ભારત સરકારે 'The Gazette of India'નો ખાસ વધારો કાળી પટ્ટી સાથે પ્રગટ કર્યો. દેશભરમાંથી અને રાષ્ટ્રકુટુંબ (Commonwealth of Nations) તેમ જ દુનિયાના અન્ય દેશોમાંથી પણ અંજલિઓ અને શોક–પ્રસ્તાવોનો ધોધ અઠવાડિયાંઓ સુધી વહેતો રહ્યો.

અમદાવાદ તથા ગુજરાત-મહારાષ્ટ્રની જનતાએ સવિશેષપણે, પોતાના વડીલ સ્વજનને ગુમાવ્યાનું દુઃખ અનુભવ્યું. વડોદરા દાદાસાહેબની જન્મભૂમિ હતી, તો અમદાવાદ એમની કર્મભૂમિ હતી. લાગલગાટ લગભગ ૪૫ વર્ષ સુધી એમણે અમદાવાદના જાહેર જીવનમાં એક અગ્રણી સેવક તરીકે વિશિષ્ટ ભાત પાડી હતી. મહારાષ્ટ્રની સાંસ્કૃતિક પરંપરામાં પણ તેઓ પૂરા તરબોળ હતા જ. પણ, કમનસીબી એ કે દાદાસાહેબની ચિરવિદાય પછી આ બન્ને પ્રદેશોમાંના કેટલાક નેતાઓએ અને સર્વોચ્ચોએ અને ક્યાંક ક્યાંક કોઈ વિકૃત માણસોએ પણ દાદાસાહેબના નામ અને કામની જાણે અવગણના કરવાનું બીડું ઝડપ્યું હોય તે રીતનો અણછાજતો આચાર આરંભ્યો. અતિરેકભર્યા અને પૂરેપૂરા અસત્યમય અહેવાલો માનવા–મનાવવામાં આ બધા કહેવાતા મોટેરાઓ રાચવા લાગ્યા, પણ એમ કરીને એમણે તો વાસ્તવમાં એમની જ ખરેખરી પ્રકૃતિ અને પ્રતિમા ઉઘાડી પાડી! એમની એવી હીન અને હિણપતભરી વાતો-અફવાઓનો શો રદિયો આપવાનો હોય? અને, એવી જરૂર પણ શી હતી કે છે? અસત્ય અને સ્વાર્થ અને પ્રપંચને ઢાંકવા પડે છે, પણ સત્યને કોઈ આવરણની ક્યારે ય જરૂર નથી! મારા પિતાને કેવો અને કેટલો વારસો મળેલો તથા એમણે પોતે એ વારસો કેવી રીતે ખંતપૂર્વક અને ખમીર વડે વધાર્યો એ બધું ખુલ્લું અને સ્પષ્ટ છે. ધનનો સંગ્રહ અને ભૌતિક સુખસગવડો તથા એશઆરામની રહેણીકરણી અમારા પૂર્વજોએ અને મારા પિતાએ કોઈ દિવસ કીમતી કે અગત્યનાં ગણ્યાં નહોતાં; પોતાનાથી બને તેટલું શુદ્ધ આચરણ રાખીને સતત સેવામય અને સત્યમય જીવન ગુજારવા માટેનો એમનો સહુનો પુરુષાર્થ રહ્યો હતો. પ્રભુકૃપાથી અને પૂર્વજોના આશીર્વાદથી અમે સહુ તથા કુટુંબની આગામી પેઢીઓ પણ આ સત્ય-સેવા-ચારિત્ર્યના વારસાંનું જતન અને સંવર્ધન કરતાં રહીએ!

દાદાસાહેબની હયાતીમાં એમની નાહકની ઈર્ષા–અદેખાઈ તથા વિરોધ પણ જેમણે કર્યો તેવાઓ પાસેથી પછી દાદાસાહેબના સ્મારકની કોઈ અપેક્ષા પણ નિરર્થક જ બની રહે! ગુજરાતમાંના પદધારી અને સત્તાધારી કૉંગ્રેસીઓનાં વર્તુળોમાં તો વર્ષોથી વ્યવસ્થિત રીતે દાદાસાહેબની પ્રતિભાને ઓછી ગણાવવાનો પ્રયત્ન થયા કરેલો! પણ, મારા પિતાએ આવા કોઈ વિરોધની ઝાઝી દરકાર કરી નહોતી. એમનું હૈયું જરૂર આવી ટીકાઓથી વ્યથિત થતું, પણ જે કાંઈ વાસ્તવિકતા હતી તેનો સામનો તેમણે કર્યે જ છૂટકો. દાદાસાહેબે હંમેશ સ્વમાનથી અને સ્વતંત્રતા વડે વાણી-વર્તાવ કર્યાં, અને બરાબર એ જ બાબતો આ બધા કહેવાતા સર્વોચ્ચોને હંમેશ કઠતી હતી. ગુજરાતની, બલકે ભારતની, પ્રજાનું દિલ પોતાને પક્ષે જ છે એવો દૃઢ વિશ્વાસ દાદાસાહેબને હતો, અને એ કારણે જ તેઓ આ પ્રકારની અનુદાર ટીકાઓમાં ઘા સહી શકતા હતા. અને, 'પોતાના જીવનમાં કડવાશ' કે

વેરઝેર ન પ્રવેશે તે માટે દાદાસાહેબે સતત સભાન રહીને સ્વસ્થતાથી જીવવાની પૂરેપૂરી કોશિષ કરેલી.

ગુજરાતમાં જ્યારે પહેલવહેલી વાર પ્રાંતિક કૉંગ્રેસ સમિતિ ૧૯૨૧ની સાલમાં સ્થપાઈ ત્યારે એના પ્રમુખપદે સરદારશ્રી હતા અને એનું મંત્રીપદ વર્ષો સુધી દાદાસાહેબે સંભાળ્યું હતું. અમદાવાદનું કૉંગ્રેસ હાઉસ આજે જ્યાં છે ત્યાંની જમીન અને એ પરની ઈમારત, વગેરે મેળવવા–રચવામાં દાદાસાહેબે સક્રિય ભાગ ભજવેલો. છેક સુધી તેઓ વ્યાપક અર્થમાં કૉંગ્રેસી રહેલા, જો કે પછીનાં વર્ષોમાં સ્પીકર તરીકે તેમણે જાહેર વિવાદાસ્પદ પ્રશ્નો પરત્વે એકંદરે મૌન જાળવેલું. એમાં અપવાદ એ કે જે બાબતો મારા પિતાને મૂળભૂત સિદ્ધાંતની લાગતી અને જેને વિશે એમના અંતરાત્માનો અવાજ સ્પષ્ટ નિર્દેશ અને સૂચન કરતો તે વિશે તેઓ નિખાલસપણે અને પરિણામોની ફિકર રાખ્યા વિના વાતચીત ને ટીકા કરતા. સ્પીકરનો તેમ જ ન્યાયાધીશનો, બલકે જાહેર જીવનમાંના દરેક સન્નિષ્ઠ કાર્યકરનો, એક મોટો ગુણ એ હોવો જોઈએ કે એણે જાહેર પ્રશ્નો વિશે વિવેચન કરતી વખતે કોઈની પણ શેહ કે શરમમાં તણાવું જોઈએ નહિ. દાદાસાહેબે આ વાત બરાબર ધ્યાનમાં રાખેલી. પાર્લમેન્ટ સચિવાલયના સેક્રેટરી શ્રી એમ. એન. કૌલને તેઓએ આ જ સલાહ આપેલી. પાર્લમેન્ટનું સચિવાલય સરકારી તંત્રથી અલગ અને સ્વતંત્ર રહેવું જોઈએ અને એનું નેતૃત્વ સ્પીકર કરે એ વ્યવસ્થા પાર્લમેન્ટરી પદ્ધતિ માટે મૂળભૂત મહત્ત્વવાળી છે. પોતાના અવસાનના થોડા સમય પહેલાં દાદાસાહેબે એક વાર શ્રી કૌલને ખાસ બોલાવીને કહેલું. કે,

"It is of the utmost importance that those who work in this Lok Sabha Secretariat should work *without fear or favour.*" આ છેલ્લા ચાવીરૂપ શબ્દોને દાદાસાહેબે બરાબર યાદ રાખેલા અને એ પ્રમાણે તેઓએ આચાર-વિચાર અને લેખન-ચિંતન કર્યાં. તેથી, સત્તાવર્તુળોમાં તેઓ અનેક વાર અપ્રિય પણ થતા રહ્યા. ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિનું મુખપત્ર 'કૉંગ્રેસ પત્રિકા' તે વખતે પાક્ષિક હતું; આજે વર્ષોથી તે સાપ્તાહિક છે. દાદાસાહેબના અવસાન પછી, માર્ચ ૧૯૫૬ના પહેલા અઠવાડિયામાં 'કૉંગ્રેસ પત્રિકા'નો જે નવો અંક બહાર પડ્યો તેમાં આ કૉંગ્રેસી સર્વોચ્ચોની મનોદશા વ્યક્ત થઈ. તેમણે ઉપલા પાના પર નીચે ફક્ત ચારેક લીટીમાં દાદાસાહેબ માટેની વર્ણનાત્મક અંજલિ-નોંધ પ્રગટ કરી સંતોષ માન્યો! ૪૫ વર્ષના જાહેર જીવન પરની આવી ચાર લીટીની ઉપરછલ્લી નોંધ વિશે વધારે ટિપ્પણની કશી જરૂર નથી. દાદાસાહેબનું કોઈ સ્મારક આ લોકોએ અમદાવાદમાં કે ગુજરાતમાં કર્યું હોત તો ઊલટું નવાઈ પામવું જેવું થાત! એક હોશિયારી જો કે એમણે બતાવી. ઑગસ્ટ ૧૯૫૬માંના ગુજરાતમાંના રાજકીય ઝંઝાવાત પછી તરત આવી રહેલી ૧૯૫૭ સાલની અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશનની ચૂંટણીમાં ગુજરાત કૉંગ્રેસ પોતાની સત્તા ગુમાવશે એ ખ્યાલ એમને આવી ગયો હતો. લોકમાનસમાં કૉંગ્રેસ સામેનો જુવાળ તે વખતે ઘૂઘવતા પૂર જેવો હતો. કૉંગ્રેસ હાઉસ સામે થયેલ ગોઝારા ગોળીબારની જગ્યાએ શહીદ સ્મારક રચવાની વાત વિરોધ પક્ષોએ જોરદારપણે વહેતી કરેલી અને કૉંગ્રેસ હાઉસ પાસેના ચોકને શહીદ ચોક તથા ચોતરફના રસ્તાને શહીદ માર્ગ કહેવાની વાત પણ ચલાવેલી. એટલે, ફેબ્રુઆરી ૧૯૫૬-માં દાદાસાહેબના અવસાન પછી ઘણા મહિને સત્તાધારી કૉંગ્રેસ મ્યુનિસિપલ બોર્ડે ઉતાવળમાં ઠરાવ કરીને કૉંગ્રેસ હાઉસ પાસેના ચોક તથા રસ્તાને દાદાસાહેબ માવળંકરનું નામ આપતું પાટિયું લગાડી દીધું! એક કાંકરે બે પક્ષી જાણે માર્યાં ન હોય એવો સંતોષ આ લોકોએ પછી અનુભવ્યો — મોડું મોડું પણ દાદાસાહેબનું થોડું સ્મારક જેવું કર્યું કહેવાય, અને દાદાસાહેબ જેવા અગ્રણીનું નામ વિરોધીઓ પણ ભૂંસતાં વિચાર કરે. એટલે એ અંગે પણ રાહતનો દમ ખેંચી શકાય! જે વાત કૉંગ્રેસની તે જ અન્ય સ્થાપિત હિતો વાળાઓની અને સંસ્થાઓની. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના અને તેની પ્રગતિમાં દાદાસાહેબની પહેલ અને સેવાઓ જોતાં અ. એ. સોસાયટીના પ્રાંગણ સાથે દાદાસાહેબનું નામ જોડવું તથા એ સ્થળ પર એમનું એક બાવલું મૂકવું એવી દરખાસ્ત એક જાહેર સંસ્થાએ ઠરાવ દ્વારા અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સંચાલકોને તરત જ કરી હતી, પણ સોસાયટીની કચેરીએ આ બાબતમાં પણ, એમની હંમેશની રીતરસમ મુજબ જ, જવાબ

કે પહોંચ સરખી પણ ન આપી! મ્યુનિસિપલ કૉર્પોરેશનના મેયર અને કમિશ્નરને દરખાસ્ત કરાઈ હતી કે કોઈ બગીચા કે સાંસ્કૃતિક જાહેર સ્થળની સાથે દાદાસાહેબની પુણ્યસ્મૃતિ જોડી શકાય, પરંતુ તેઓ પણ મૂંગા રહ્યા. સર્વોચ્ચોની અને સત્તાધારીઓની ખફામરજી વહોરીને કામ કરનારા અને આગ્રહો રાખનારા મરજીવા કેટલા?

મારા પિતાનું સાદ્યંત અને સર્વાંગપૂર્ણ જીવનચરિત્ર હજી ગુજરાતી ભાષામાં પ્રગટ થયું નથી એ પણ એક રીતે નવાઈ ન ઉપજાવનારી હકીકત કહી શકાય. જે ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ તરીકે દાદાસાહેબે ગુજરાતની સાંસ્કૃતિક, સાહિત્યિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓ માટે અખૂટ મમતા દાખવી અને અથાગ પરિશ્રમ કર્યો તે વિદ્યાસભાએ પણ આજ લગી આ બાબતમાં નરી નિષ્ક્રિયતા જ દાખવી છે. છેક એપ્રિલ ૧૯૫૬થી વિદ્યાસભાએ દાદાસાહેબના સ્મારક માટે અને એમના ચરિત્રના લેખન-પ્રકાશન માટે કશુંક કરવાની આસ્થાના પુરાવા રૂપે માત્ર અવારનવાર ઠરાવો કર્યા છે અને સમિતિઓ રચ્યા કરી છે! પણ એ અંગે હજી સુધી અક્ષરશઃ એક ડગલું પણ નક્કરપણે ભરાયું નથી, એટલે આવો બધો આચાર એક જાતનો આડંબર જ કહેવાય ને?

આ લાંબો લેખ મારા પિતાનું જીવન-ચરિત્ર આપવા માટે નથી; પણ, મારા પિતાને એમના પૂર્વજો તરફથી કેવા પ્રકારનો અને કેટલો સમૃદ્ધ વારસો મળેલો તથા મારા પિતાએ પોતે એ વારસાનું જતન અને સંવર્ધન કેવી નિષ્ઠાથી અને કેટલી ચીવટ વડે કર્યું એનું કંઈક વિગતવાર બયાન આપવાનો આ પ્રયાસ છે. તે સાથે જ, આ વારસાને સાચવવાની અને વધારવાની અમારી જવાબદારી કેટલી છે તે પણ સહજ રીતે આમાંથી ફલિત થાય છે જ. મારા ભાઈઓ અને હું, બલકે અમે સહુ કુટુંબીજનો, આ વારસાને શોભાવીએ એ માટેનું સામર્થ્ય પ્રભુ અમને આપો! એમ કરવા જતાં કોઈ મોટાં પદો કે પ્રસિદ્ધિ મેળવવાની તાલાવેલી અમને નથી એમ પણ હું પ્રામાણિકપણે અને નમ્રતાથી કહીશ. મારા પિતાનાં પદ-પ્રતિષ્ઠા એટલાં મોટાં હતાં કે એમાં વધારો કરવાનું અમારું ગજું નથી. મને યાદ છે કે, મારાં લગ્ન વખતે (ડિસેમ્બર, ૧૯૪૯) સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે આશીર્વાદ અને અભિનંદનનો અત્યંત પ્રેમાળ પત્ર સ્વહસ્તે લખીને મને પાઠવ્યો હતો તેમાં પૂજ્ય સરદારશ્રીએ એવી મતલબનું જ લખેલું કે દાદાસાહેબની પ્રતિષ્ઠા એટલી ટોચ પર છે કે ત્યાં સુધી તમે સંતાનો ભલે કદાચ ન પહોંચો, પણ પિતાની આબરૂમાં અને ચારિત્ર્યમાં કોઈ રીતે ઘટાડો ન થાય એની જવાબદારી હરહંમેશ રાખજો અને એ પ્રમાણે વર્તજો. સરદારશ્રીનાં આશીર્વચનોએ મને–અમને સહુને–હંમેશ અમારી મોટી જવાબદારીનું ભાન કરાવ્યે રાખ્યું છે.

મહાત્મા ગાંધીજીના સૌથી નાના પુત્ર સદ્ગત શ્રી દેવદાસભાઈ ગાંધીએ દાદાસાહેબને અંજલિ આપતાં કહેલું કે, 'સાદાઈભરી અને સાત્ત્વિક રહેણીકરણી રાખીને તથા પૂરેપૂરું સામાન્ય ઢબવાળું જીવન ગુજારીને દાદાસાહેબ માવળંકરે પોતાનું મહાન વ્યક્તિત્વ સંતાડી રાખેલું.' દાદાસાહેબ જ્યારે વકીલાત કરતા હતા ત્યારે એક કાળે એમની કમાઈ સહેજે મહિને ત્રણેક હજાર રૂપિયા જેટલી રહેતી. પરંતુ, ગાંધીજીના અસહકારના કાર્યક્રમ વખતે તેમ જ પાછળથી તુરંગવાસ અને સ્થાનબદ્ધતા દરમિયાન દાદાસાહેબની વકીલાત એટલો વખત થંભી ગઈ ત્યારે એમના દિલમાં કોઈ દુઃખ કે વસવસો નહોતો. પોતે મોટો ત્યાગ કરી રહ્યા હોવા છતાં એ અંગેની કશી સભાનતા કે અભિમાનવૃત્તિ એમણે રાખી નહોતી. વકીલાતના વ્યવસાયમાં એમણે સુંદર આચાર-સંહિતા અમલી કરી બતાવી હતી. એના તો અનેક દાખલા મોજૂદ છે. એક વાર એક અસીલને ઇન્કમ ટૅક્સના કેસમાં ૮૮ હજાર રૂપિયાનો ફાયદો થયો ત્યારે અસીલે દાદાસાહેબને દસ હજાર રૂપિયા આપવાનો ઉત્સાહ દાખવ્યો. પણ દાદાસાહેબે તો ફક્ત એમણે આપેલા સમય અને શક્તિ મુજબ જ ઘણી નાની રકમની ફી લીધી. ગુજરાતની તેમજ મહારાષ્ટ્રની અનેકવિધ શૈક્ષણિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ તથા સંસ્થાઓ જોડે દાદાસાહેબનો ગાઢ સંબંધ આજન્મ રહેલો. દરેક સંસ્થાને અને એના કાર્યકરને એમ લાગે કે દાદાસાહેબ અમારા છે. આવી આત્મીયતા મારા પિતાએ સહુ સપાટી પરના જાહેર કાર્યકર્તાઓ સાથે કેળવી હતી. વિવિધ કામોમાં ગૂંથાએલા રહ્યા છતાં, પોતાનાં સગાંસ્નેહી-

જનોને મળવા-કરવાની બાબતમાં પણ દાદાસાહેબ હંમેશ તત્પર હોય, અને જે ગામમાં પોતે જાય ત્યાં જાહેર રોકાણો તથા કાર્યક્રમોની ભીડ વચ્ચે પણ તેઓ આવાં સ્વજનોને ઘેર અચૂક જતા. પરિચિતો અને મિત્રોના વિશાળ વર્તુળનાં શુભ કે અશુભ પ્રસંગો આવે ત્યારે પણ દાદાસાહેબ એવે વખતે ભૂલ્યા વિના એમને ત્યાં જતા કે એમને પત્ર પાઠવતા. લોકસંગ્રહની આ વૃત્તિ પણ એક જરૂરી અને ઉમદા પ્રણાલિકા તરીકે મારા પિતાએ સહજભાવે વિકસાવી હતી.

મારા પિતા જાહેર જીવનમાં સતત આગળ વધતા રહ્યા અને એક એકથી ચડિયાતાં પદ એમને મળતાં ગયાં તેમ છતાં પદ-પ્રતિષ્ઠાની લાલસા અથવા તો એ અંગેનું અભિમાન એમનાં વાણી-વર્તાવમાં—ઘરમાં કે બહાર—જોવા મળતાં નહિ. દાદાસાહેબ માનતા ને કહેતા કે દરેક માણસ એનું નિયત કામ કેવું સરસ બજાવે છે એના પરથી એની માણસાઈ અને મહત્તા મૂલવવી જોઈએ. સમાજને પ્રત્યેક વ્યક્તિની જરૂર છે, અને દરેક પ્રકારના જીવનોપયોગી કાર્યની જરૂર છે. દરેક જણ પ્રમુખ કે વડા પ્રધાન કે સ્પીકર ન થઈ શકે. પણ દરેક જણ પોતાની ભૂમિકા બને તેટલી સારી રીતે અવશ્ય ભજવી શકે. દાદાસાહેબ કહેતા કે આ રીતે માનવીય દૃષ્ટિથી જોતાં, અને સમાજ-વ્યવસ્થાની જોગવાઈઓના સંદર્ભમા તપાસતાં, મૂળભૂત રીતે તો 'Speaker' અને 'Sweeper' વચ્ચે કોઈ ભેદ નથી. માનવ-ગૌરવની દૃષ્ટિએ બન્નેનું મૂલ્ય સરખું છે: પોતાનાં જાહેર પ્રવચનોમાં દાદાસાહેબ અવારનવાર કહેતા કે, 'નાટકમાં કોઈ પાત્ર રાજાનું હોય તો કોઈ વજીરનું હોય અને કોઈ વળી નોકર કે ધોબીનું હોય. નિર્ણાયક-ગણ જ્યારે ઉત્તમ પાત્ર કયું તે નક્કી કરે છે ત્યારે રાજાને જ કાંઈ પહેલું ઈનામ આપોઆપ મળી જતું નથી! જો નોકરે કે ધોબીએ એની ભૂમિકા ઉત્તમ ભજવી હોય તો એને જ પહેલું ઈનામ મળે છે. એટલે, જનતા જનાર્દનરૂપી ન્યાયાધીશો પણ દરેક કાર્યકર-પદધારીની ભૂમિકા જોઈને જ એ આધારે પહેલો કે વચલો કે છેલ્લો નંબર આપતી હોય છે.' કશું પણ નજીવું લાગતું કામ કરવામાં નાનમ નહિ હોવી જોઈએ એવું મારા પિતા ઘણી વાર કહેતા. થોડો વખત અમારે ત્યાં ઘરકામ કરનાર નોકર નહોતો ત્યારે દાદાસાહેબે જાતે વાસીદા વાળવાનું અને ઘરસફાઈનું કામ કરેલું.

કુટુંબમાંની દરેક વ્યક્તિ સાદાઈથી અને સંયમથી રહે એનો અર્થ એવો નહિ કે સહુ સાધુસંતો કે ફકીર બની જાય! જીવનમાં આનંદપ્રમોદને સ્થાન જરૂર છે, અને મનોરંજન તથા હરવાફરવાનું પણ અવશ્ય હોવું ઘટે. દાદાસાહેબ ઉલ્લાસમય અને આનંદમય જીવનના ભારે હિમાયતી હતા. પણ આવો ઉલ્લાસ અને આનંદ પ્રમાણસરનો હોય તો તે સરસ ઉપભોગી શકાય એમ તેઓ કહેતા. કશાનો અતિરેક ન થવો જોઈએ અને ક્યાંય આત્યંતિકપણું ન હોવું જોઈએ. કલા, સંગીત, નાટક, ઇત્યાદિ વિવિધ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ મનુષ્ય-જીવનને સમૃદ્ધ અને રુચિકર બનાવે છે. સ્વરાજ્ય પણ આખરે તો આવી બધી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના વિકાસની મોકળાશ માટે છે ને! અલબત્ત, અગ્રતાક્રમ નક્કી કરતાં આવડવું જોઈએ, અને વ્યક્તિના કે કુટુંબના શું કે રાષ્ટ્રના શું, દરેકના જીવનમાં પ્રમાણસરતા અને યોગ્ય અગ્રતાક્રમ-ગોઠવણી હોવી જોઈએ. જીવનમાં જેમ વેદિયાઓની જરૂર નથી તેમ વાહિયાત ને વિકૃત વર્તન કરનારાઓની પણ જરૂર નથી.

કરકસર અને કાર્યક્ષમતા એમ બન્ને પર મારા પિતા ભાર મૂકતા. કુટુંબમાં દરેકે વ્યક્તિગત રીતે તેમ જ સામૂહિક રીતે કરકસરથી રહેતાં શીખવું જોઈએ; ખાવાપીવામાં થતો બગાડ અટકાવવો જોઈએ; નાની નાની બાબતો પર ધ્યાન આપીને, નાહકના ખર્ચાઓ ઘટાડવા જોઈએ. અમારા ઘરમાં દાદાસાહેબની શિસ્ત આ બાબતમાં કડક હતી. જમવાના સમયે સહુએ ઠીક વખતસર ઘરમાં આવી જવું જોઈએ; બધા એક સાથે બેસીને, બધું પીરસાયા બાદ, સંસ્કૃત ને મરાઠી શ્લોકો પ્રાર્થના રૂપે ગાઈ ને પછી જમવાનું શરૂ કરે; જમણ વહેલું પૂરું થયું હોય તો પણ બધાંની સાથે જ ઊઠવાનું; થાળી વાડકામાં કશું છાંડવાનું નહિ; ઘરમાં બનાવેલી દરેક ચીજ સહુએ થોડી થોડી લેવી જ પડે અને પછી જે ચીજ ભાવે તે વધારે મળે અને ન ભાવે તે વધારે ન લેવાની છૂટ રહે; જમતી વખતે ઘરનાંને કે મહેમાનોને ખોટો આગ્રહ ન થાય અને એ રીતે બગાડ ન કરાય; પાટલા પર પલાંઠી વાળીને બરાબર બેસવાનું અને એ

રીતે જમવાનું; અનેક વર્ષો સુધી એ પણ ક્રમ રહેલો કે ભોજન માટેનો ઘંટ વાગે અને દરેક જણ તરત આવીને હાથપગ ધોઈને અબોટિયું પહેરીને પોતપોતાનું નિયત સ્થાન લઈ લે; જમવા માટે ટેબલ-ખુરસી જ્યારે આવ્યાં (આશરે ૧૯૫૦ની સાલમાં) ત્યારે આ છેલ્લી એક બે બાબતો બંધ પડી, પણ સ્વચ્છતા અને સુઘડતાના નિયમો તો ચાલુ જ રહ્યા, અને ન છાંડવાની પ્રથા તો બરાબર ચાલુ રહી. પ્રાર્થના કરવાની બાબતમાં જો કે અમે છોકરાઓ ક્યારેક ટૂંકમાં પતાવી દેતા! એકાદ બે શ્લોક ગાઈને જમણ શરૂ કરીએ–અલબત્ત, બધું પીરસાયા પછી જ અમે આવી ટૂંકી પ્રાર્થના કરતા. કરકસરની વાત કરું તો મારા પિતાના કેટકેટલા દાખલા ટાંકી શકું! એક વાર અમારે ઘેર ૨૦–૨૫ માણસોને કોઈક પ્રસંગ પર જમવાનું નોતરું આપેલું. ભોજન બાદ સહુને પાન આપવાનાં હતાં. મારાં બાએ આ પાન ઘેર બનાવેલાં. દરેક પાન પર એક એક લવિંગ દબાવેલી. દાદાસાહેબે પોતે પાન વહેંચવાનું લીધું. જે કોઈ, પાન સાથે લવિંગ ન ઇચ્છે તેમને જુદી વાટકીમાં એ લવિંગ કાઢીને મૂકવા માટે દાદાસાહેબ વિનંતી કરતા. આ જોઈને એક જણે મજાકમાં કહ્યું, 'દાદાસાહેબ, શું આ તમારી કરકસર! એક બે લવિંગ પડી ગઈ તો શું બગડ્યું?' દાદાસાહેબ કશું બોલ્યા નહિ, પણ પાન વહેંચતા ગયા અને પોતાની વિનંતી કહેતા રહ્યા. બધાંને પાન અપાયાં ત્યારે પ્રારંભની પેલી ખાલી વાટકીમાં ૧૫-૧૭ લવિંગો ભેગી થઈ ગઈ હતી. દાદાસાહેબે ત્યાર પછી પેલા ગમ્મત ઉડાવનાર મિત્ર પાસે એ વાટકી ધરી અને કહ્યું કે, 'લો! આ હવે ફેંકી દો!' પેલા મિત્ર કહે કે, 'આટલી બધી લવિંગો તો કાંઈ ફેંકી દેવાતી હશે?' પણ, એવો પ્રશ્ન કરનાર છેવટે એમને જ ભાન અને જ્ઞાન થયું કે નજીવી લાગતી કરકસરનું મહત્ત્વ કેટલું બધું હોય છે!

મારા ત્રણ ભાઈઓ અને હું પિતાને મળેલા આવા બધા વારસાને સમજીએ તથા તેમાં વધારો કરીએ એવું મારા પિતા સ્વાભાવિક જ ઇચ્છતા હતા. અમારે કેવી રીતે રહેવું અને વર્તવું જોઈએ એ માટે તેઓ અમને ખાસ જુદો ઉપદેશ રોજબરોજ આપવાની ભાંજગડમાં બહુ પડતા નહિ. અલબત્ત, અમે નાના હતા ત્યારે પત્રો દ્વારા અને રૂબરૂ અમને પિતાની શીખ મળતી હતી. પણ મોટે ભાગે તો દાદાસાહેબે પોતાના આચરણથી જ અમારા સહુની સમક્ષ સારા અને ઉચ્ચ જીવનનું જીવંત અને જ્વલંત દૃષ્ટાંત સતત જીવી બતાવ્યું હતું. મારા સૌથી મોટા ભાઈ બાળકૃષ્ણ ઊર્ફે બાળાસાહેબ પૂનાની ફર્ગ્યૂસન કૉલેજમાંથી બી. એ. થયા. કમભાગ્યે, એમની કંઈક નાદુરસ્ત તબિયતને કારણે, અને દૈવવશાત્, તેઓ કશો વ્યવસાય શરૂ કરી શક્યા નહિ. એમની ઇચ્છા એલ. એલ. બી.નો અભ્યાસ કરીને વકીલાત શરૂ કરવાની હતી, પણ એ ન બની શક્યું. અમારા ચારે ય ભાઈઓમાં તેઓ કદાચ સૌથી પ્રખર બુદ્ધિશાળી છે. એમનું વાચન પણ સારું એવું છે. મહર્ષિ અરવિંદ અને શ્રી માતાજીના વિચારોની તેમના પર ઘેરી અસર છે. તેઓ યથાશક્તિ સામાજિક ને શૈક્ષણિક કાર્ય કરતા રહે છે. ચારે ય ભાઈઓમાં તેઓ સૌથી વિશેષ પ્રમાણમાં તત્ત્વજ્ઞાન, વગેરેમાં રસ ધરાવે છે. અમે એમને Philosopher Brother તરીકે ક્યારેક ગમ્મતમાં વર્ણવીએ છીએ. મારા બીજા મોટા ભાઈ ડૉ. વિષ્ણુ ઊર્ફે બાપુસાહેબ, મુંબાઈની જે. જે. કૉલેજમાંથી M. B. B. S. થયા બાદ બ્રિટન જઈને દાકતરી વિદ્યા તથા અનુભવ મેળવી આવ્યા છે. એમણે F. R. C. S. (Eng.) ડિગ્રી પ્રાપ્ત કરી છે. તેઓ અમદાવાદની સિવિલ હૉસ્પિટલમાં 'ઑનરરી સર્જન' તરીકે કામ કરે છે, દાકતરી વિદ્યાક્ષેત્ર થોડું અધ્યાપન કરે છે અને રેડ ક્રૉસની અમદાવાદ શાખાના માનદ્ મંત્રી તરીકે રેડ ક્રૉસનું તથા સ્વૈચ્છિક રક્તદાનનું ઉમદા કાર્ય કરે છે. હું આરંભથી જ શિક્ષણક્ષેત્રને વરેલો રહ્યો છું. મારો નાનો ભાઈ નરહરિ ઊર્ફે નાનાસાહેબ એન્જીનિયર છે. પશ્ચિમ જર્મનીમા સ્ટુટ-ગાર્ટ ખાતે એણે મર્સિડીસ બેન્ઝ કારખાનામાં બે વર્ષ પ્રત્યક્ષ તાલીમ લીધા પછી સ્ટુટગાર્ટની ટેકનિકલ યુનિ-વર્સિટીમાં ૭ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરીને એન્જી-નિયરિંગની ડિગ્રી મેળવી. અમદાવાદમાં એણે પોતાનું નાનકડું કારખાનું (ટેક્સ્ટાઈલ મશીનરીનાં સાધનો બનાવવાનું) જેનેસ્ટ એન્જીનિયર્સ નામે બે એક વર્ષ પર શરૂ કર્યું છે. અમે ચારે ય ભાઈઓ આ રીતે યથામતિ અને યથાશક્તિ કામ કરી રહ્યા છીએ.

કુટુંબનિર્વાહ ઉપરાંત સામાજિક કાર્યો કરવાની પ્રેરણા અમારા સદ્‌ભાગ્યે અમને વારસામાં મળેલી છે. પણ અમે ભાઈઓ એ દિશામાં શું શું સમાજકાર્ય કરીએ છીએ તે વિશે આ તબક્કે કે અહીં હું કશું વધારે ન લખું તે જ યોગ્ય થશે.

પૂજ્ય દાદાસાહેબે તા. ૯ મે ૧૯૫૫ ને રોજ અમને ચાર ભાઈઓને ઉદ્દેશીને એક અંગ્રેજી ટાઈપપત્ર (૮ ફૂલસ્કેપ પાનાંનો) અંગત સલાહ-સૂચન રૂપે લખેલો. અમદાવાદમાં 'સેવાકુટિર'માં જ લખાયેલા એ પત્રનું મથાળું છે: Points of Advice to My Sons. એ પત્રમાંથી મહત્ત્વનો ભાગ ઊપલી બધી વાતોના અનુસંધાનમાં અને ઉપસંહારરૂપે યથાવત્ અંગ્રેજી-માં જ ટાંકતો ટાંકતો આ વિસ્તૃત લેખ પૂરો કરીશ. આ અંગ્રેજી લખાણનો અનુવાદ કૌંસમાં રજૂ કરવાની ખાસ જરૂર હોય એમ લાગતું નથી. પોતાના પુત્રોને અગત્યની બાબતો વિશે કીમતી સલાહ આપવાની ઇચ્છાથી ટપકાવેલા આ મુદ્દાઓના પ્રારંભમાં જ દાદાસાહેબનું ઉદારમતવાદી માનસ સ્પષ્ટ થયું છે:

"It is for my sons to accept or reject whatever I may state in these points."

પોતે હજુ પાંચ-દશ વર્ષ તો જરૂર જીવી શકશે એવો ખ્યાલ દાદાસાહેબને હતો, તેમ છતાં એકાદ બે વર્ષથી એમને એમ પણ થયા કરતું કે ગમે તે ક્ષણે એમનો દેહ પડે! પરંતુ, એવી કોઈ આપત્તિનો તેમને ડર નહોતો. તેમણે લખ્યું છે કે:

"I am not afraid of the contingency nor do I carry any anxiety as to what will happen to my wife and children, when I am no more. I have sufficient faith in God and in their own destiny to carry any anxiety about them. I think I have discharged my duty to all members of the family to the best of my ability. I have erred many times or may have been in fits of temper due to my close affection, but I have always intended their good, as also the good of the entire community."

કુટુંબ-વત્સલ પિતાએ લખેલાં આ વાક્યો હૃદય-દ્રાવક છે. દાદાસાહેબના જાહેર જીવનમાં શરૂઆતનાં વર્ષોમાં અમે બાળકો હતાં જ નહિ, અને પછી હતાં ત્યારે નાની વયનાં હતાં, પણ જેમ જેમ અમારો ઉછેર થતો ગયો તેમ તેમ માતાપિતાની હૂંફ અમને નિકટથી મળતી રહી. કુટુંબનાં સહુ માટે દાદાસાહેબ ખાસ પ્રયત્નપૂર્વક રોજ ફાજલ સમય બને તેટલો કાઢવાની કોશિશ કરતા. એમનું જાહેર જીવન એવું અતિરેકભર્યું નહોતું કે જેમાં કુટુંબનાંને અને ઘરનાંને કશી હૂંફ કે સલાહ મેળવવાનો અધિકાર કે અવકાશ જ ના રહે!

પોતાની આવકની મર્યાદામાં કેવી રીતે રહેવું જોઈએ એની શીખ આપતાં દાદાસાહેબે જણાવ્યું કે:

"I think the present monthly expenditure that we all incur, together or individually requires some common thought and reduction. The matter is not important just for the present, because I get some salary; but the point should be that the total of expenditure should never exceed 75% of the regular income annually. Further, I think, the income from shares in several companies is bound to go down in course of time, as a result of the industrial policy of Government. I also think that there will be depreciation in the purchasing value of the rupee in view of the big capital programmes of government, their expenditure; and there is always a possibility of inflation. In fact, my boys are and will be living in a changing social and economic condition of the country. I should, therefore, like them to keep this in mind and shape their ordinary requirements accordingly."

કુટુંબની વારસાગત અને પોતાની મિલકતનું વિભાજન (partition) દાદાસાહેબે ૧૯૪૬ની સાલમાં કર્યું, પણ આવા વિભાજન છતાં ય આખું કુટુંબ એક-રાગવાળું અને સુખી ચાલુ રહે એમ તેઓ સતત ઇચ્છતા અને કહેતા:

"Though the partition is effected, all will remain as far as possible together as

a happy family, though not joint in estate."

ભાવિ જીવન-નિર્વાહ કેવી હશે એ વિશે મારા પિતાએ સ્પષ્ટપણે વિચાર કરેલો. અમે સહુ છોકરાઓ અને અમારા પછીની પેઢીઓ જાતમહેનતથી અને પ્રામાણિકપણે કમાઈએ એ વિશે તેઓ ખાસ આગ્રહ રાખતા. શેરોના ડિવિડન્ડ પર તથા અન્ય એવી વગર-કમાઈની રકમો પર જ નભવું ન જોઈએ એ પણ તેઓ હંમેશ કહેતા. બાપદાદાની કમાઈ પર અથવા તો કેવળ બૌદ્ધિક કામગીરી પર નભવાનું કે જીવન ગુજારવાનું ભવિષ્યના દસકાઓમાં સહેલું કે શક્ય બનશે નહિ એ અંગેનો ઇશારો એમણે આ રીતે આપ્યો:

"I may here state that in the future, fundamentals of earning and living of people of our type, who have been so doing by intellectual pursuits have to undergo revolutionary changes in outlook and habits. Public opinion will regard the intellectuals as parasites and an employment or a living will be possible only for those who are prepared to toil physically to earn their bread. In other words, the intellectuals have to combine physical labour and it is only a proper combination of the two that will enable them to live. My boys and their progeny will do well to remember this and train themselves accordingly. They cannot expect to live merely on returns from ancestral investments nor by the kind of intellectual pursuits that myself and my forefathers carried on to earn their livelihood."

પરંતુ, પૈસા કે નાણાંનો વ્યવહાર કેવી રીતે રાખવો અને ઘરખર્ચ, આદિમાં કયા પ્રકારની સંભાળ લેવી તથા આપ-કમાઈથી કેમ રહેવું તેના કરતાં ય વિશેષ રસ તો મારા પિતાને અમે સહુ ઉમદા અને ઉચ્ચ ધ્યેયોથી પ્રેરિત એવું જીવન હરહંમેશ જીવવાની મથામણ કરીએ તેમાં હતો. જીવનનો હેતુ શો છે તે અમે સમજીએ, તથા નિષ્કલંક અને નિઃસ્વાર્થ જીવન-યજ્ઞ અમે ચલાવીએ એ માટે તેઓ તત્પર હતા. પોતાની જીવનદૃષ્ટિ ઠીક ઠીક વિસ્તારથી એમણે આ રીતે વ્યક્ત કરી:

"I have mentioned in the foregoing paragraph a few fundamentals regarding certain aspects of life, particulary relating to the kinds of pursuits that furure generations will have to follow, but I must not fail to mention and impress upon my sons the greatest fundamental and purpose of human life. Life is not body. It is, therefore, not mere matter. Each one of us has a mind and a spirit which I think is immortal. The purpose of life, therefore, is not to be measured in terms of material earnings or material positions, but by the way in which one has lived. I may mention some pertinent questions by way of test to see whether we have lived a proper life. The first and foremost question is—have we been always truthful? I believe God is truth and truth is God. To be truthful is, therefore, prime necessity of not staying away from spiritual life. One need not go into jungle or enter any ordr of *sanyasins*. A man who is always truthful can be said to be worshipping God, every moment of his life, and said to live a spiritual life. The necessary implications are that higher values are to be attached to human qualities such as the quality of service of humanity, the quality of loving humanity, the quality of sacrificing for advance of general or individual interest of other people and so on. Life cannot be measured in terms of positions or enjoyment. If one lives such a life of truth, service and love, he will never be in want of all material needs and will endear himself to all. In the present circumstances, I think there is greater need for people who live for society and do service to society in all walks of life. My sons should, therefore, be keen to serve rather than on accumulation of wealth or enjoyment of pleasures. Let them remember that our forefathers migrated

about 1750 to Gujarat from our original home in Konkan as almost beggars. But they had one thing and that was truthfulness and that made them come up in the social scale. If today I feel proud of anything in my heritage, it is not estate left by my father to me, but the heritage of character and spirit of service. If we cultivate that in larger number, then only India will be a real democracy with a great future. I am stating this as my sons have to live in the future and I hope they will live on the lines mentioned here. In any case they will at least consider coolly and dispassionately the point of view expressed herein. I have lived my life. Though apparently they will be sacrificing in living as above, even from the point of view of pure selfishness, they will be getting the most from the society, namely respect and love of society."

અમારાં બા, બહેન તથા અન્ય સ્વજનો અને કુટુંબીજનો પ્રત્યે અમે ભાઈઓ પ્રેમથી અને ઉદારતાથી હરહંમેશ વર્તીએ એમ મારા પિતાની ઇચ્છા હતી. જે વત્સલતા, સહિષ્ણુના અને વ્યાપક દૃષ્ટિકોણથી પોતે સહુ કુટુંબીજનોને જોડે વર્તતા હતા તે જ રીતે અમે પણ વર્તીએ એવી એમની સ્વાભાવિક અપેક્ષા હતી. મારાં બાના કેટલાક વિચારોની રૂઢિચુસ્તતાને કારણે ઘરમાં કે કુટુંબમાં નાનાં-મોટાં વચ્ચે મતભેદ કે મનદુઃખ ન થાય એ જોવાને પણ દાદાસાહેબ ઇંતેજાર હતા. માતા પ્રત્યેનું અમારું વર્તન કેવું હોવું જોઈએ એ વિશે મારા પિતાએ લખ્યું :

"It will be the natural duty of my sons to see that they treat their mother with as much consideration and respect as possible. I need not add more, but I should say that there is no higher deity than the mother for whom any sacrifice is not too much. I believe I myself practised this ideal in my life."

મહારાષ્ટ્ર સોસાયટીમાં અમે ચાર ભાઈઓ રહીએ છીએ. 'સેવાકુટિર' બંગલો સને ૧૯૩૨માં દાદાસાહેબે બંધાવ્યો, જ્યારે જોડેનો ૧૫ નંબરનો બંગલો દાદાસાહેબે સને ૧૯૪૪ના અરસામાં ડૉ. ગજાનન રામચંદ્ર ઊર્ફે બાપુસાહેબ તળવલકર પાસેથી ખરીદ્યો. ડૉ. તળવલકર અમારા સ્વજન અને કુટુંબીજન છે. તેઓ અને તેમનું આખું કુટુંબ કાયમ માટે અમદાવાદ છોડીને મુંબાઈ રહેવા જતા હોઇ એમને એમનું મકાન વેચવું હતું. અનાયાસે એ મકાન અમારા મકાનની જોડમાં જ હતું, એટલે દાદાસાહેબે એ લેવાનો વિચાર કર્યો. અમે ચાર ભાઇઓ મોટા થઇને જુદા રહેવા ઈચ્છીએ તો ચાર 'ફ્લૅટ્સ' જેવી સગવડ રહે અને સાથે સાથે મારા માતા-પિતાને રહેવા માટે તથા મારા પિતાના વિશાળ ગ્રંથાલય માટે અને એમના કાગળપત્રો, વગેરેનાં વિસ્તીર્ણ દફતરો સારી રીતે સાચવવા માટે જરૂરી જગ્યા મળી રહે એ હેતુથી દાદાસાહેબે ડૉ. તળવલકરનું મકાન ખરીદ્યું. સને ૧૯૪૪થી સને ૧૯૪૯નાં વર્ષો દરમિયાન એ મકાનમાં અગાઉના ભાડૂઆતો રહેતા તે ચાલુ રહેલા. પછી પણ થોડાં વર્ષ માટે કેટલાક ભાડૂઆતો ચાલુ રહેલા. સદ્ભાગ્યે, તેઓ સહુ આપમેળે મકાન તથા અમદાવાદ છોડી જતાં અમારે માટે ક્રમશઃ થોડી જગ્યા ફાજલ થઈ. સને ૧૯૪૯ના ડિસેમ્બરમાં મારાં લગ્ન થયાં ત્યારે મારાં દાદીમા પૂજ્ય બાઈ હયાત હતાં. ગુજરાતી વૈશ્ય કન્યા સાથે મેં લગ્ન કર્યાં તેથી મારાં દાદીમાને આરંભમાં ભારે આઘાત લાગ્યો હતો. એમનો વાંધો કન્યા સામે કે કન્યાના કુટુંબ સામે જરા પણ નહોતો, પરંતુ બ્રાહ્મણ જ્ઞાતિની બહાર અને મરાઠી-ભાષી વર્તુળની બહાર હું કે કોઈ પણ સંતાન લગ્ન કરે એ કલ્પના જ દાદીમા માટે અસહ્ય જેવી હતી. મારા પિતાએ આ પ્રસંગે અદ્ભુત સ્વસ્થતા અને અનેરા વ્યાવહારિક શાણપણ વડે મને સલાહ અને હૂંફ આપેલાં. દાદાસાહેબને મેં જ્યારે મારાં પ્રેમલગ્નની વાત કરી ત્યારે તેમણે કહ્યું કે, 'આવી ઘટના અપેક્ષિત જ હતી. આવું થશે એમ હું જોઈ રહ્યો હતો; તારા નિર્ણયની આડે હું જરા પણ નહિ આવું. પૂર્ણિમા મને પસંદ છે. એ સુશીલ અને સુશિક્ષિત છે. એના કુટુંબ સાથે મારો દસકાઓનો ગાઢ સંબંધ છે. એના દાદા સદ્ગત શેઠ મંગળદાસ ગિરધર-

paredness to sacrifice we are sure to have a good bond of real friends. I think my public life has given me such kind of circle and I feel happy about it."

જામનગરની મુલાકાતે પોતે ગયા હતા ત્યારે દાદાસાહેબને નામદાર જામસાહેબે આ સંદર્ભમાં એમની પોતાની જે વાત કરેલી તે દાદાસાહેબે આ પત્રમાં તાજી કરી. નામદાર જામસાહેબને એમના પિતા તરફથી જે સલાહ મળી હતી તે આ પ્રમાણે હતી :

"If you have not learned or known anything of the traditions and culture of our family, the great deeds our forefathers did, I do not think any advice of mine for five or ten minutes is going to do you any benefit. I would, therefore, say nothing but only bless you."

"My dear boy, remember there is nothing absolute good or absolute bad in the world. Every bad man has some good points and you should remember only his good points and forget his bad. The best of men has some weak or bad points. Forget those points and remember the good in him. If you do a good thing to any person, forget it and always do good to others without any expectation of return of that goodness. If any person does you a good thing, please do not forget it, always remember it and feel grateful. That is the only way of being happy in the world and making others happy."

દાદાસાહેબે પણ અમારા પરના એમના આ પત્રમાં આવી જ કીમતી અને સુંદર સલાહ આપી છે ને! અમારે સહુએ વ્યક્તિગત જીવનમાં તેમ જ કુટુંબ અને સમાજમાં કેવી રીતે વર્તવું એ વિશે મારા પિતાએ ફરી, જુદા શબ્દોમાં, આ રીતે જણાવ્યું :

"I should, therefore, say take care of all relations, and particularly so in cases of those who are in poor condition or in difficulties. Lead an impersonal life in the sense that you must not bear personal hatred, anger, ill-will against anyone. Be truthful and just. Do not attribute motives to anyone. We are to-day suffering more from wrong approaches and prejudices. Be liberal specially when we ourselves feel we are misunderstood. Do not carry differences of opinion very much further or to the logical conclusion. Life consists of the art of compromising. This does not mean compromising with principles."

આત્મકથા લખવાનો વિચાર દાદાસાહેબના મનમાં સતત ઘોળાતો હતો. પ્રસિદ્ધિ મેળવવાના કોઈ હેતુથી એમને આવું નહોતું લાગતું. એમની દૃષ્ટિએ આત્મકથા લખવાનાં બે પ્રયોજન હતાં: (૧) જૂનાં સંસ્મરણો તાજાં કરીને એ રીતે ગતજીવન ફરી માણવું (૨) પોતાની પછી આવતી પેઢીઓને કદાચ જાણવાનું મન થાય કે એમનો એક પૂર્વજ કેવો હતો!

દાદાસાહેબે નમ્રતાથી ઉમેર્યું કે:

"I believe, just as the lives of my ancestors are inspiring, there is something in my life which might inspire someone of the future generations."

એ દૃષ્ટિએ, એમણે શક્ય તેટલા જૂના કાગળો તથા દસ્તાવેજો તેમ જ પોતાની વિવિધ પ્રવૃત્તિઓ અંગેના પત્રો–હેવાલો સાચવી રાખ્યા હતા. અમે ચાર ભાઈઓ પણ એ રીતે જતન કરીએ એવી એમની ઇચ્છા હતી. દાદાસાહેબે કહ્યું કે જો અમે આ પ્રમાણે રસ દાખવીએ અને વાચન-વિચાર કરીએ તો અમને ઘણું બધું સાહિત્ય જોવા મળશે, જે કેવળ કુટુંબનાં ભાવિ સભ્યોને જ નહિ પણ સર્વસામાન્યપણે સમગ્ર જુવાન પેઢીને માર્ગદર્શક બની રહેશે. વધારામાં, આમાંનું કેટલુંક સાહિત્ય અને એમાં ઉપલબ્ધ માહિતી અર્વાચીન ગુજરાતના ઇતિહાસ માટે પણ કાંઈક મદદરૂપ નીવડશે એમ તેઓ માનતા હતા. સને ૧૯૧૫ની સાલથી શરૂ કરીને એમના અવસાન સુધીનો આવો જાહેર જીવનનો ઇતિહાસ દાદાસાહેબની જ લખેલી આત્મકથામાં પ્રાપ્ત થયો હોત તો કેટલું સારું અને ફાયદાકારક થાત!

પર લઈ જઈને ખાસ પૂછ્યું કે, 'આપને મારા પિતાની તબિયત વિશે ચોક્કસ શું લાગે છે? મહેરબાની કરીને સ્પષ્ટ અને સાચો અભિપ્રાય આપશો. મારાં કુટુંબીજનોને તથા મને શું થશે અથવા કેવો આઘાત લાગશે એવું વિચારીને આપ મને અધૂરી કે અસ્પષ્ટ માહિતી આપશો નહિ. આપની માહિતીને આધારે મારે તત્કાળ નિર્ણય લેવો પડશે કે મારા બે ભાઈઓને મારે તરત પાછા ઘેર બોલાવવા કે નહિ! એટલે, યોગ્ય નિર્ણય લેવામાં મને આપ મદદરૂપ થશો એવી વિનંતી છે.' અને, બાદ મેં પૂછ્યું કે, 'Are the odds in favour or against?' ડાક્તરોએ ગંભીર વદને ગ્લાનિભર્યા અવાજમાં જ્યારે મને પ્રતિકૂળ પરિસ્થિતિનો અણસાર આપ્યો કે તરત મેં મારા ભાઈને લંડન ફોન કર્યો અને એણે જર્મનીમાં ફોન જોડ્યો, અને સદ્દભાગ્યે, ગણતરીના દિવસોમાં જ બન્ને ભાઈઓ સ્વદેશ પાછા આવી શક્યા અને પિતાની સમીપ થોડા દિવસ રહી શક્યા. પરંતુ, મારા પિતાનું માનસ આ બાબતમાં કેવું હતું તેનો ખ્યાલ પણ એમણે લખેલા આ સલાહ-પત્રમાંથી તાદૃશ રીતે જોવા મળે છે:

"Though there is every possibility of my being alive say for a period of five years or so by which time both Bapusaheb and Nanasaheb will be returning to India, yet who can be sure about human life? Who can foresee the way in which I am destined to pass away? If one passes away suddenly, that will be the best death. but there is also the possibility of one lying in bed for a long time. In such a contingency, many people will urge that Bapusaheb and Nanasaheb may be requested to come over to India just to be my side. Howsoever much I would like or appreciate it, I am clear that they should not allow their training to be interrupted on that count. They should continue to study and return only when their study is complete. I am not saying this from the point of view of saving some money. I do not wish there should be any interruption in their training. Further, if any such thing happens, it is only in the natural course of events. However, the ultimate decision has to be left to each of them. I am making my own views and ideas clear so that they need not feel any embarrassment."

અમને ઉદ્દેશીને લખેલા આ અત્યંત મનનીય સલાહ-પત્રનો સમારોપ મારા પિતાએ સાત જ લીટીમાં સુંદર રીતે કર્યો છે:

"I have mentioned all these points as above as they may be helpful to my sons to follow more pointedly my aims and ideals in life. If they follow the same ideals of service, I am sure they will enjoy an amount of satisfaction which one gets from consciousness of having discharged one's duty."

માવળંકર કુળની જે શાખા ગુજરાતમાં અને અમદાવાદમાં સ્થાયી થઈ એ શાખાના પૂર્વજો આશરે ૪૦૦ વર્ષ પહેલાં કોંકણમાં સૈતવડે મહાલના સરદેશમુખ હતા. તે સમયના દસ્તાવેજોમાં એમનો ઉલ્લેખ માવળંકર-સરદેસાઈ એ પ્રમાણેનો જોવા મળે છે. એમની સરદેશમુખીનો સને ૧૭૫૦ના અરસામાં અંત આવ્યો. આ જ અરસામાં માવળંકર કુટુંબ ગુજરાતમાં આવ્યું, અને આજે આઠ પેઢીથી એકધારું અહીં વસેલું છે. કુટુંબની પેઢી દર પેઢીનાં માણસોએ જે ધ્યેયો અને આદર્શોથી જીવન ગુજાર્યું, અને એ દ્વારા સમૃદ્ધ વારસો તથા સર્વાંગપૂર્ણ જીવનદૃષ્ટિ મૂકતાં ગયાં, તેમાં મારા પિતાએ અસાધારણ અને અનેરો ફાળો આપ્યો છે. આ બધા વારસાને અમે—ચાલુ તથા ભાવિ પેઢીનાં સહુ—કુટુંબીજનો સમજીએ; અને, એ મુજબનો સન્નિષ્ઠ, સેવામય, સંસ્કારભર્યો અને સત્યમય આચાર તથા વાણી-વર્તાવ રાખવાની અહર્નિશ મથામણ કરીએ તો જ અમે આ કુટુંબમાં જન્મ્યા તેની સાર્થકતા સિદ્ધ કરી ગણાશે! જવાબદારી હિમાલયસમી, ઉત્તુંગ અને વિશાળ છે, પણ એને પાર પાડવાનો પુરુષાર્થ આજન્મ કરતા રહેવું એ કાંઈ ઓછો આલ્હાદક લહાવો છે?

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૯૨

વર્ષ આઠમું · અંક આઠમો    માર્ચ ઈ. સ. ઓગણીસસો બોતોતેર

"ઉપરથી, નગર-સુધારણાની કલ્પનાને જો તમારે સિદ્ધ કરવી હોય તો પ્રજાએ મ્યુનિસિપાલિટીને સહકાર વડે મદદ આપવી જોઈએ. તમારા પ્રતિનિધિઓને મોકળે હાથે કામ કરવા દેવું જોઈએ. અમુક વ્યક્તિઓએ પોતાનાં થોડાં મકાનો તૂટે, ભાગે, તેમાં આત્મભોગ આપવા હિંમતવાળા થવું જોઈએ. કોઈ પણ નવી સૃષ્ટિ ભાગ્યાતૂટ્યા વિના થતી જ નથી. રુદ્રની સત્તા અને બ્રહ્માની સત્તા આ જગતમાં સમકાલે જ કામ કરે છે. માત્ર દૃષ્ટિમર્યાદાનો જ ભેદ હોય છે. જે સ્થાને ખંડન ત્યાંથી બીજે સ્થાને અથવા બીજા અંગમાં મંડન થાય છે. આપણું સામાન્ય શરીર પણ જે રીતે બદલાય છે તેવી જ રીતે વિરાટ શરીર અને તેનાં અંગો અને અવયવો પણ બદલાય છે. કંઈક વિષ્ણુના જેવી વિશાળ દૃષ્ટિની આપણે જરૂર છે. વિના પ્રયોજન તોડવું એ બાલચેષ્ટા ગણાય, પરંતુ હેતુપુરઃસર ભાંગવું-તોડવું એ તો રુદ્રની દૈવી ચેષ્ટા છે એ આપણે વીસરવું જોઈએ નહિ."

**નર્મદાશંકર મહેતા**

[દી. બ. નર્મદાશંકર મહેતા સ્મારક ગ્રંથ. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. સને ૧૯૬૮. પૃ. ૩૦૨]

★



સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

## અનુક્રમ



*

### 'અભ્યાસ' સામયિક અંગેની માહિતી:

[ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે
(ફૉર્મ નં ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળ: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
૨ પ્રકાશન સમય: માસિક, દર મહિનાની છેલ્લી તારીખે
૩ મુદ્રકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય
સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧
૪ પ્રકાશકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય
સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧
૫ સંપાદકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય
સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧
૬ માલિક કે માલિકોનું નામ–સરનામું: પુરુષોત્તમ ગણેશ માવળંકર,
માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

તા. ૩૧–૩–'૬૯ **પુરુષોત્તમ ગણેશ માવળંકર**
પ્રકાશક

*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૯૨ અંક



विद्या विभातु हृदये नवसर्जनाय।



## મધુરતાની માત્રા વધારવાની મથામણ

વિચારશીલ વ્યક્તિનો જીવનમાર્ગ સવિશેષપણે વિવિધ વિમાસણોથી વ્યાપ્ત હોય છે, પણ એ માર્ગે જતી વખતે કઠોરતાને બદલે મૃદુતા, કર્કશતાને બદલે સંવાદિતા અને કડવાશને બદલે મધુરતા એણે વધારતા રહેવાનું છે. એમ કરવું કઠણ છે ખરું, પણ એમાં જ વ્યક્તિની વિચારશીલતાની તથા એની સભાનતા અને સભ્યતાની કસોટી છે. જેઓ વિચાર કરતા નથી તેઓ દેખીતી રીતે સુખી લાગે છે, પણ તેમનું એવું સુખ ઉપરછલ્લું ને ક્ષણિક છે. શૂન્યમનસ્ક રહેવું અગર બેશરમ વર્તવું અગર અન્ય કોઈના વિચારો ને મતોથી દોરવાઈને જીવવું—એમાં નથી મનુષ્યત્વ, નથી મર્દાનગી, નથી કોઈ મઝા!

વિચાર કરનાર દરેક માણસને જીવનમાં અનેક પ્રસંગે અને અનેક લોકો સાથે સીધી કે આડકતરી, નાની કે મોટી અથડામણમાં ઊતરવું પડે છે. વ્યક્તિની સભાનતા અને વિચારશીલતાની માત્રા જેમ વધારે તેમ એના દિલમાં આગ અને બળતરા વધારે થવાનાં, પણ એવે વખતે વ્યક્તિએ પોતાની સ્વસ્થતા અને સમતુલા જાળવવાનો મહત્તમ પ્રયાસ કરવો રહ્યો. પોતાના વિચારોની પ્રામાણિકતા પોતાને મન પૂરેપૂરી સ્પષ્ટ હોય અને સર્વાંશે પોતાને ગળે ઊતરી હોય તો પણ એણે એ વિચારોને આત્યંતિકપણે વ્યક્ત કરતા રહેવું ન જોઈએ. પોતાને જે સત્ય દેખાયું તેને તે અવશ્ય સંપૂર્ણપણે વળગી રહે; પણ સમગ્ર વિશ્વમાં એ જ એક સત્ય છે એવો ભ્રમ એ કદી ન સેવે!

જીવનમાં મતભેદો અનિવાર્ય છે અને સ્વાભાવિક પણ છે જુદા જુદા લોકોના મતો—અભિપ્રાયો અલગ અલગ જ રહેવાના. એમાંથી વ્યક્તિગત અને સામાજિક મનમેળની આબોહવા તથા વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. એ માટે એકાંગી કે અતિરેકભર્યા માણસો કદાપિ કામ નહીં લાગે એ કુદરતી છે. સત્ય જોવા મથતો માણસ વિશિષ્ટ તેજ ધરાવે જ છે; પ્રામાણિક ભૂમિકા અવલંબતી વ્યક્તિ પ્રભાવશાળી બને જ છે. એવી વ્યક્તિઓને સહેવાનું મોટા ભાગના સમાજને ગમતું કે ફાવતું નથી. ઊલટું, સમાજ તો એવી વ્યક્તિઓને હેરાનગતિ જ વધારે પહોંચાડે છે. અને, પછી, જ્યારે એવી વ્યક્તિ મહત્તમ મુશ્કેલીઓ પસાર કરે—અને, ક્યારેક તો શહાદતને પણ વરે—ત્યારે પછી સમાજ એ વ્યક્તિને પૂજવા લાગે છે! જીવતાં એને રંજાડવાની અને એના મરણ બાદ એને નવાજવાની!

પણ, એવું અસાધારણ ચક્ર થોડા—બહુ જ થોડા—વિરલાઓ પૂરતું સીમિત રહે છે. અલબત્ત, સમાજમાં વિચારશીલ લોકો આમેય થોડા જ હોય છે, પણ તેમાંના મોટા ભાગના માણસો આવી આકરી અગ્નિપરીક્ષા આપવાની તક કે કેડી સુધી પહોંચતા નથી. એટલે, આવા માણસોએ સમાજના ધક્કાઓને ધીરજથી સહેતાં શીખવું જોઈએ અને સમાજની સેવા કરવાનું તો ચાલુ જ રાખવું જોઈએ.

અવારનવાર કડવા અને કઠોર અનુભવો થતા રહે ત્યારે પણ મનની શાંતિ રાખવી અને મધુરતાની માત્રા વધારવી એ કાંઈ સહેલી વાત નથી. એને માટે મક્કમ નિર્ધાર જોઈએ અને અવિરત હિંમતભર્યો આચાર કરતા રહેવું જોઈએ. એવો પુરુષાર્થ કરવાથી જ જીવનના પડકારને સફળતાથી ઝીલી શકાય છે. જીવન મધુર છે, અને જીવનમાં મધુરતાની માત્રા વધારવાની મથામણ કરતાં રહેવું એ દરેક વિચારશીલ વ્યક્તિનો ધર્મ બની રહે છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# લોકવાર્તાનું ક્ષેત્રીય સંશોધન*

The actual collecting of folktales is essentially an individual activity.

—*Stith Thompson*

પુષ્કર ચંદરવાકર

લોકવાર્તાના સર્વાંગી અભ્યાસ માટે લોકવાર્તાના અનેક સંગ્રહો હોવા અનિવાર્ય બને છે. યુરોપના દેશોમાં એક સૈકાથી પણ વધુ સમયગાળાથી, લોકવાર્તાના મીમાંસકો લોકવાર્તાની શાસ્ત્રીય સંપાદન કરવાની પ્રવૃત્તિને વેગ આપી રહ્યા છે; અને આથી શક્ય તેટલાં સાધનો અને માર્ગો દ્વારા તેઓ લોકવાર્તાને શાસ્ત્રીય રીતિઓથી એકત્રિત કરવાની પ્રવૃત્તિ કરી રહ્યા છે. લોકવાર્તાને સંઘરવાના કામને તેઓ ખૂબ પ્રોત્સાહન પણ આપે છે, પણ સાથોસાથ તેઓ આગ્રહ રાખે છે કે લોકવાર્તાના સંપાદકે ખૂબ આવડતથી, ચીવટથી અને મૂળ મુખપાઠ પ્રત્યે વફાદારીથી લોકવાર્તાને સંઘરવી જોઈએ. લોકવાર્તાને સંઘરવાની–collecting, વર્ગીકરણ કરવાની–classifying, મૂળાક્ષરો પ્રમાણે શીર્ષક બાંધીને ક્રમ પ્રમાણે નોંધણી કરવાની–cataloguing, તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવાની અને આ બધાં પરિણામોનું એકીકરણ–synthesizing કરવાની આ પ્રવૃત્તિ છે. નવા દિમાકના લોકવાર્તાના અભ્યાસી લોકસાહિત્યમર્મજ્ઞની પછી ભલે આજનો લોકસાહિત્યમર્મજ્ઞ, કાર્લ ક્રૉન (Kaarle Krohn)ની પરોક્ષ અસર નીચે ન હોય! કેમ કે લોકવાર્તાનો કોઈ સુદૃઢ અભ્યાસ અનધિકૃત લોકવાર્તાના સંગ્રહને પાયામાં રાખી ન કરી શકાય.

લોકવાર્તાને પ્રાચીન પરંપરા પ્રમાણે અને વફાદારીપૂર્વક સંઘરવાની લોકવૃત્તિ એટલી બધી સ્વીકારવામાં આવેલ છે કે આજે તો તે રીતિ લોકવાર્તાના સંપાદન માટેનો એક સિદ્ધાંત બનવા પામેલ છે. આ વિચાર જૂનો નથી, પણ ૧૯મી સદીના મધ્યમાં ઉદ્‌ભવેલ છે, અને ૨૦મી સદીમાં તેનો આદર થયો. જ્યાં સુધી લોકવાર્તાને માનવસંસ્કૃતિના અભ્યાસાર્થેના મહત્ત્વના સાધન તરીકેનો સ્વીકાર ન'તો થયો ત્યાં સુધી લોકવાર્તા માત્ર મનોરંજનનું સાધન છે, તેવી લાગણી યુરોપના જનસમુદાયમાં પ્રવર્તતી હતી. ગુજરાતમાં આજે પણ લોકવાર્તા માત્ર મનોરંજનનું સાધન છે, તેવી માન્યતા ઠીક શિક્ષિતોમાં પણ પ્રવર્તે છે.

લોકવાર્તા પ્રત્યેના આ વલણના કારણે યુરોપમાં ૧૯મી સદીના મધ્ય ભાગ સુધી લોકવાર્તાને પરંપરાગત નજરે—મનોરંજનનું સાધન માની, લોકવાર્તાના કથકો કે ભાટચારણો સ્મરણપટે સાચવતા. લોકવાર્તાઓ તેના જનક-સમુદાયના હાથમાંથી કયારની યે સરી જઈ, કથક કે ભાટચારણના ખોળે ઊછરતી થઈ હતી, અને લોકરુચિને અનુકૂળ માવજત તેના કથક કે ભાટચારણ આપતા. પરિણામે લોકવાર્તાનું માત્ર ઘટનાત્મક હાડપિંજર રહેતું અને તેમાં માંસરુધિર પુરાતાં ભાટચારણની કે કથકની કલ્પનાથી અને વર્ણનકળાથી. આમ, વર્ણનભરી કલ્પના મઢી લોકવાર્તા રૂપકડી બનતી. ગુજરાતમાં લોકવાર્તાના સંપાદનક્ષેત્રે હજુ આ જ સ્થિતિ પ્રવર્તે છે. ઓખામંડળમાંથી મૂળુ માણેક અને જોધા માણેકની શૌર્યકથા તે સ્થાનના વાઘેરોમાંથી સાંપડી છે. તે લોકકથા પ્રચલિત અને સાહિત્યસંપન્ન લોકકથા કરતાં ઠીકઠીક ભિન્ન છે. તે જ પ્રમાણે 'જટા'ની લોકકથા આ જ સંગ્રાહકને ગોરિંજ ગામમાંથી સાંપડી છે. તેમાં કયાં ય તે ધરતીના વાઘેરોએ કલ્પનાનું મેળવણ કરેલ નથી, પણ જો 'જટા'*ની કથા કલ્પનાશીલ

* પ્રા. સ્ટીથ થૉમ્પ્સનના The Folktale નામક ગ્રંથના Collecting Folktales ના આધારે.

* આ પરિકથાના પરિચય માટે જુઓ: 'રાયખો સાયખો', 'અંજલિ' લોકકથા અંક, એપ્રિલ, ૧૯૬૯. સંપાદક: પુષ્કર ચંદરવાકર.

ભાટચારણ કે કથકની ઝપટે ચડી જાય તો તેમાં વર્ણનનું પ્રાચુર્ય પ્રવેશવાનું. કલ્પનાની ખાંધે બેસી તેને આખા ય ગુજરાતમાં વિચરવાનું. પરિણામે તે લોકસાહિત્યની કૃતિ મટીને શિષ્ટ સાહિત્યની કૃતિ બની જશે. લોકવાર્તા માટેનું આ જબ્બર ભયસ્થાન છે! શાસ્ત્રીય દષ્ટિ કેળવેલ લોકવાર્તાનો સંપાદક કે સંગ્રાહક આમાં ન જ સરકી પડે!

આવું યુરોપમાં પણ બનવા પામ્યું હતું. હોમરના મહાકાવ્યમાં પોલીફેમસની કથા પરત્વે આમ જ બન્યું છે. એપુલિયુસના જગજાણીતા ગ્રંથ 'ધ ગોલ્ડન એસ'માં ક્યુપીડ અને સાઈકની આ જ દશા કરી છે. મેરી દ ફ્રાંસે તેના કથાકાવ્યમાં રાજકુમારને વિહંગમનો સ્વાંગ સજાવીને શિષ્ટ સાહિત્યના પાત્ર ભેગો બેસાડી દીધો છે, અને ઈટલીના વાર્તાકાર બોકાસિઓએ ઠીક ઠીક પરીકથાઓને ઈટાલિયન લઘુનવલનો સ્વાંગ સજાવી દીધો. રોમન દ રેનાંમાં પરંપરાગત પશુકથા-ઓને કટાક્ષમય બનાવીને શિષ્ટ કથાઓની પંગતમાં બેસાડી દીધેલ છે.

યુરોપમાં ૧૯મી સદીના મધ્યમાં તેમ જ તેના ઉત્તરાર્ધમાં લોકવાર્તાના કેટલાક સફળ સંગ્રહોને તેના સંગ્રાહકોએ ગ્રંથ કર્યા. રશિયામાં અફનાસીફ, સ્વીડનમાં હિલ્ટન કેવેલિયસ, નૉર્વેમાં એસ્બર્સન અને મો, ડેન્માર્કમાં ગ્રન્ડવિગ અને ક્રિસ્ટનસન, સ્કૉટલેન્ડના હાઈ-લેન્ડના પ્રદેશમાં ઈસલેના કેમ્પબેલ, આયરલેન્ડમાં પૅટ્રિક કેનેડી અને ફ્રાંસમાં કોરકવીન અને સેબિલોટ–આ સૌ લોકવાર્તાના સંપાદકોએ સંપાદન માટેનાં ઉચ્ચતમ ધોરણો સ્થાપ્યાં, તેના સંપાદનમાં તેમનાથી શક્ય તેટલી શાસ્ત્રી-યતા લાવવાના પ્રયત્ન કર્યા અને તેઓએ કાળજીપૂર્વક લોકવાર્તાને માંડવામાં નિપુણતા બતાવી. તેમને તેમના પોતાના માટે ક્ષેત્રીય સંશોધન માટેની પદ્ધતિઓ શોધવાની હતી અને તેઓ પોતપોતાની પદ્ધતિઓમાં સફળતાને પણ વર્યા તેમની પદ્ધતિઓની જાણ તેમના અનુગામીઓને નથી, કેમ કે તેઓ તે અંગેની કોઈ નોંધ નથી મૂકી ગયા.

લોકવાર્તાનો સંગ્રહ કરવાનું કાર્ય સંસ્થાગત પદ્ધતિએ શક્ય છે, પણ વસ્તુત: લોકવાર્તાને એકત્રિત કરવાની પ્રવૃત્તિ અવશ્ય કરીને વ્યક્તિગત પ્રવૃત્તિ છે. તેની સફળતાનો આધાર એકલદોકલ સંગ્રાહક અને સંપાદકની આવડત પર અવલંબે છે.

લોકવાર્તાના સંગ્રાહકને સૌથી પ્રથમ મૂંઝવણ હોય છે લોકવાર્તાના કથનારની શોધ કરવા અંગેની. લોક-વાર્તાના કથનારને કે તેમના માટેની ચોક્કસ માહિતી આપનારને શોધી કાઢવા તે સરળ કાર્ય નથી, છતાં ય દેશે દેશમાં અને પ્રાંતે પ્રાંતમાં આ અંગે ભિન્ન ભિન્ન પરિ-સ્થિતિ પ્રવર્તતી જોવા મળે છે. જર્મનીમાં ગ્રિમે સંપાદન કરેલ લોકવાર્તાઓમાંથી અનેક તેણે શિક્ષિત જનો પાસેથી પ્રાપ્ત કરી હતી. તેની લોકવાર્તાના કથનાર તેના માંહેના જ લોકો હતા. તે લોકોએ નાનપણમાં આયાના મોંએથી જે લોકવાર્તાઓ સાંભળી હતી તે જ લોકવાર્તાઓ તેમણે ગ્રિમ આગળ કથી હતી ને ગ્રિમે તે લોકવાર્તાઓને સંઘરી છે.

પણ આજે વૈજ્ઞાનિક દષ્ટિનો સંગ્રાહક જરૂર કહેશે કે ગ્રિમે આ સઘળી લોકવાર્તાઓને પેલી આયા પાસેથી મેળવવી જોઇતી હતી. લોકવાર્તાના સંપાદકે લોકવાર્તાના મૂળ સ્રોત પાસેથી જ લોકવાર્તાને મેળવવી જોઈએ, કેમ કે શિક્ષિત જનોએ મૂળ લોકવાર્તામાં શિષ્ટ સાહિત્યના કોઈ ને કોઈ અંશનું આછુંપાતળું મેળવણ કર્યું પણ હોય.

લોકવાર્તાના કેટલાક સંગ્રાહકોએ નિશાળિયાઓનો લોકવાર્તાની પ્રાપ્તિ માટેના એક સાધન તરીકે સફળ ઉપયોગ કર્યાનું કહેવાય છે. આ પદ્ધતિમાં પણ પૂરેપૂરી શાસ્ત્રીયતા ન જળવાય, કેમ કે આ બાળકોને તેમના વડીલોએ કલ્પના અને વર્ણનકળાથી ખચિત કરીને મનોરંજનના સાધન તરીકે લોકવાર્તાઓ કથી પણ હોય, અને આથી મૂળ સ્રોતમાંથી આવેલ લોકવાર્તામાં કાંઇક ફેરફાર જરૂર પ્રમાણે કર્યા પણ હોય.

વૃદ્ધજનો અને પ્રૌઢ વયનાં નરનારીઓ પાસેથી ખૂબ ખૂબ લોકવાર્તાઓ સાંપડતી હોય છે. તેમના માટે માની શકાય કે તેમને લોકવાર્તાઓ જાણવામાં રસ હોય, કેમ કે તેઓ લોકવાર્તાને કલાત્મક રીતે કથતા પણ હોય છે. જે લોકો લોકવાર્તાને કહેવામાં નિપુણ હોય છે તે લોકોને લોકવાર્તાને કહેવામાં ખૂબ રસ હોય

જ છે. આવા લોકોનો જીવનપટ લાંબો થતાં તેમને લોકવાર્તાના અનેક કથકો ભેટી ગયા હોય છે, જેમણે તેમને બહુ સંખ્યામાં લોકવાર્તાઓ કથી હોય છે. આવા વૃદ્ધ કે પ્રૌઢ કથકોએ તેમની લોકવાર્તાની કથનકળા પણ ઠીકઠીક આવડતવાળી અને રસિક બનાવી હોય છે.

સ્ત્રી અને પુરુષ—આ બંને લોકવાર્તાઓનાં જાણકાર હોય છે, એવો તર્ક કરતાં કોઈ અસંગત ક્રમ નહીં ભાસે. પણ સ્થાનિક લૌકિક પરંપરા પ્રમાણે આ બંનેમાંથી એકને જ આની કથનકળાનો વારસો મળતો હોય છે. આયરલેન્ડમાં લોકવાર્તાને કથવાની કળાનો અધિકાર માત્ર પુરુષો પાસે છે, જો કે કેટલીક સ્ત્રીઓ લોકકથાઓ જાણતી હોય છે અને તેમનાં બાળકોને તેઓ લોક-કથાઓ કહેતી પણ હોય છે. સામા પક્ષે વિચારીએ તો જર્મનીના પ્રશિયા નામના પરગણામાં લોકવાર્તાઓને કથવાની કળામાં સ્ત્રીઓ હોય તેવું દેખાય છે. જો કે તેમ માનવાને એમ બન્યું છે કે પ્રશિયાની લોકવાર્તાના સંગ્રાહક અને સંપાદક એક સ્ત્રી છે.

કેટલાક જનસમુદાયમાં અને પ્રદેશોમાં લોકવાર્તાના કથકોની વિશિષ્ટ જાતિઓ હોય છે. ગુજરાત, સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને મધ્યપ્રદેશમાં તેવી સામાજિક સ્થિતિ હોવાનું જાણમાં છે. સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ભાટ-ચારણ, ઢાઢી મીર, રાવળિયા ને તૂરી છે. આવા ધંધાકીય લોકવાર્તાના કથનારને શોધી કાઢવા તે પણ જરૂરતું છે. અને તેમને લોકવાર્તા કહેવા માટે ઉત્સુક કરવા તે સવિશેષ જરૂરી બને છે.

યોગ્ય કથકને મેળવ્યા પછી કે શોધી કાઢ્યા પછી લોકવાર્તાની પ્રાપ્તિ સરળ કે સહેલી બનતી નથી. મોટા ભાગના લોકવાર્તાના સંપાદકો અને સંગ્રાહકો કુશળતાથી અને આવડતથી કથકો પાસેથી લોકવાર્તાઓ મેળવી લે છે અને તેમના માર્ગમાંની મુશ્કેલીઓને દૂર કરવાની શક્તિ ધરાવતા હોય છે. કથકની માગ પ્રમાણે કોઈ વખતે લોકવાર્તા કહેવા માટેના દામ ચૂકવવા પડે છે. કોઈ વખતે સ્થાનીય દેવદેવીઓની માનતા સંપાદક પાસે કરાવે છે. વહાણવટી શિકોતરોની લોકવાર્તા સાંભળવા માટે આ લેખકને વાઘરી કથકને માતાનાં દાણાં જોવડાવવાની વિધિ કરાવવી પડી હતી. છતાં ય ઘણી વખતે લોકવાર્તાની પ્રાપ્તિ માટે કયો માર્ગ લેવો, તે જાણવું ય, મુશ્કેલ બને છે. આદિવાસી જેવી લોકજાતિ-ઓને નક્કી કરેલ પુરસ્કાર આપવાનું પસંદ કરવું એમ પ્રા. સ્ટીથ થૉમ્પસન સૂચવે છે. પણ ઉત્તમ માર્ગ એ છે કે કથકને અને તેના કુટુંબીઓને રોજિંદા વપરાશમાં કે ખપમાં આવે તેવી ચીજ-જણસની ભેટ આપવી. તેમાં ય સવિશેષ બાળકો માટે મીઠાઈ. પહેરવાનાં કપડાં કે કપડું, મોટાં માટે બીડીઓ કે સિગારેટ, આખી જાતિ માટે માતાની કડા, ઇત્યાદિ હોઈ શકે. આથી કરીને કથકના ચિત્તમાં સંપાદકના માટે સહાનુભૂતિ ને સદ્‌વૃત્તિ જન્મે અને લોકવાર્તાના સંપાદકનું કાર્ય વધુ સરળ બને.

ઘણી વખતે કથક નિષ્ઠાપૂર્વક માનતા હોય છે કે તેની પાસે કોઈ ખાસ લોકવાર્તા નથી. આવી માન્યતા દ્વારા કથક શુદ્ધ ચિત્તે લોકવાર્તા કથવાની ના કહે છે. આવી સ્થિતિમાં સંપાદક કે સંગ્રાહક પોતે જ જો લોક-વાર્તા કહી શકે તો લોકવાર્તાની પ્રાપ્તિ માટેની યોગ્ય પશ્ચાદ્‌ભૂ રચાશે ને તેનો માર્ગ સરળ બનશે. લોકવાર્તાના કથનાર વૃદ્ધ નરનારીઓ : દંતકથા, પરિકથા કે વીરનરની કથા વચ્ચેના કોઈ પ્રકારભેદના સંપ્રજ્ઞાતપણે જાણકાર હોય છે તેવું લોકવાર્તાના સંપાદકે કે સંગ્રાહકે ખ્યાલમાં ન રાખવું જોઈએ. જો સંપાદકને કે સંગ્રાહકને અમુક-તમુક પ્રકારની જ લોકવાર્તાની જરૂર હોય તો તેણે તેવા પ્રકારની લોકવાર્તા પોતે જ કહીને લોકવાર્તાના જાણકાર કથક પાસેથી તેવી લોકવાર્તા મેળવવી રહી. પણ લોકવાર્તાના સંપાદકોએ આ સત્યને કાયમ સ્મૃતિમાં રાખવું કે લોકવાર્તાના કથક જે પ્રકારની લોકવાર્તા કહેતો હોય તેના માટે સંપાદકે કદી ય અરુચિ ન બતાવવી કે ન પ્રગટ કરવો તેના માટેનો અણગમો. જો લોકવાર્તાનો સંપાદક કે સંગ્રાહક તેમ કરશે તો તે કથકનાં બારણાંઓ લોકવાર્તાના સંપાદક માટે કાયમના માટે બંધ થઈ જશે. લોકવાર્તાના સંપાદકે તો તેને જોઈતી લોકવાર્તા પ્રાપ્ત થશે, તેવી આશાએ લોક-વાર્તાના કથકો જે કાંઈ મંડાવે તેની નોંધ કર્યા જ કરવાની હોય છે. માત્ર કુનેહ અને ટકોર કરવાની તેની શક્તિ વડે સંપાદક ઘણી વખતે તેની ધારણાની લોકવાર્તા મેળવી પણ લે છે.

લોકવાર્તાના મૌખિક અતિ દેહને–an oral form

જ્યારે શબ્દ દેહમાં કંડારવામાં આવે છે ત્યારે તેમ કરવામાં મુશ્કેલી જન્મતી હોય છે. લોકકથાનો કથક લોકવાર્તા કથતો હોય છે ત્યારે તેનો સંપાદક કે સંગ્રાહક કાગળ પર લોકવાર્તાને શબ્દદેહે માંડી લેતો હોય છે. ધીરે ધીરે ક્યારેક ખચકાઈને, ક્યારેક લહેરથી! સંપાદક લોકવાર્તાને માંડવા માટે ટૂંકાવેલ શબ્દો કે ટૂંકાવેલ વાક્યોને પ્રયોજતો હોવા છતાં ય કથક અનેક વખતે લોકવાર્તાને પૂરેપૂરી મંડાવતાં કંટાળી જાય છે, અને આથી લોકવાર્તાને ભાગ્યે જ પૂર્ણપણે માંડી શકાતી હોય છે. અથવા, સજીવ શૈલીમાં કથક લોકવાર્તાને કથતો હોય ત્યારે તેની કથન શૈલીમાં વેગ અને ત્વરા હોય છે. જેથી ભાગ્યે જ સંપાદકે તેની લોકવાર્તાને માંડતા માંડતા ન્યાય આપી શકે. આવા દિમાગથી જ્યારે કથક લોકવાર્તા કથતો હોય છે ત્યારે જો સંપાદક કથકને વચ્ચે વચ્ચે પૂછ્યા કરે, તો કથક અાડખીલી અનુભવતો હોય છે અને પરિણામે લોકવાર્તાને તેમ જ શ્રોતાવર્ગને તે પૂર્ણ ન્યાય આપી શકતો નથી. અને પરિણામે લોકવાર્તાની માંડણીમાં અધૂરાપણું અને કચાશ આવે છે! છતાં ય તે નોંધવા જેવી ઘટના છે કે લોકવાર્તાના અનેક સંપાદકો અને સંગ્રાહકોએ આ રીતિએ જ અનેક સફળ લોકવાર્તાઓની પ્રાપ્તિ કરી છે. આથી લઘુલિપિની મદદ વડે લોકવાર્તાની માંડણી કરવી વધુ સુસંગત બને છે. પણ લઘુલિપિને બહુ થોડા સંગ્રાહકો કે સંપાદકો પ્રયોજી શકે છે. શ્રી ક્રૉને તેના ક્ષેત્રીય સંશોધનમાં આ રીતિનો પ્રયોગ કરેલ જાણવામાં આવ્યું છે. શ્રી. વિઝર લઘુલિપિના જાણકાર તેના પુત્રને સાથે લઈને લોકવાર્તા માંડવા માટે જતા ને તેનો પુત્ર લોકવાર્તાઓ માંડી લાવતો. પણ લઘુલિપિની સહાયથી બહુ જ ઓછી લોકવાર્તાઓ માંડવામાં આવી છે. તેમ છતાં ય કહી શકાય કે લઘુલિપિની મદદથી જેટલું ક્ષેત્રીય સંશોધન લોકવાર્તાનું થવું જોઈએ તેટલું થયું નથી.

લોકવાર્તાના ક્ષેત્રીય સંશોધન માટે ધ્વનિમૂલક માંડણી–phonographic recording – સવિશેષ શાસ્ત્રીય બની શકે તેમ જ લોકવાર્તાના સંપાદક તેમજ સંગ્રાહકને આ પદ્ધતિ વધુ સહાયક બની શકે. જો લોકવાર્તાના કથકને આ પદ્ધતિની જાણકારી આપવામાં આવે, ને કથક તેના માટે તે આત્મ-જાગૃત ન બને તો વસ્તુતઃ આ પદ્ધતિ ખૂબ ઇષ્ટ અને ચોક્કસ પરિણામો આપી શકે તેમ છે. વળી, ત્વરિત ઝડપે સંપાદન અને સંગ્રહ કરવા માટે પણ આ પદ્ધતિ ખૂબ ઉપકારક બની શકે. ધ્વનિમૂલક માંડણી કઈ પદ્ધતિએ કરવી, તે કથકને સમજાવવું બહુ મુશ્કેલ નથી. એક વાર કથક પોતાની કથેલ ને મંડાવેલ લોકવાર્તા પોતે સાંભળે છે અને પડોશી, સ્વજનોને તેમ જ મિત્રમંડળને સંભળાવે છે, ત્યારે અન્ય કથકો તેમને આવડતી લોકવાર્તાઓ મંડાવવા માટે ઉત્સુક બને છે. જ્યારે આ પરિસ્થિતિ સરજાય ત્યારે લોકવાર્તાના માંડનાર સંપાદકે સજાગ બનવાની જરૂર પડે છે. ટોળટપ્પાં જેવી લોકવાર્તામાં તેનાં સાધનોનો ફોગટ ઉપયોગ ન થાય! તેમ જ રેકૉર્ડ કરેલ લોકવાર્તાઓને વારંવાર વગાડીને પણ તેનો વધુ પડતો ઉપયોગ ન થાય!

લોકવાર્તાના સંગ્રાહકના માટે રેકૉર્ડ કરેલ લોકવાર્તા બનતાં સુધી નિશ્ચિત અને ધાર્યા પરિણામો આપી શકે છે. વસ્તુતઃ આમ રેકૉર્ડ કરાયેલ લોકવાર્તા માટે કલ્પેલ મુશ્કેલીઓ કરતાં ઓછી મુશ્કેલીઓ રહેતી હોય છે. વાર્તાના કથકના માટે ધ્વનિમૂલક માંડણી એક નવો અનુભવ હોવાથી તેનો આ અનુભવ અન્ય કથકોને પણ કહેવાનો, જેથી તેવા નવા કથકો હોંશે હોંશે લોકવાર્તાઓ મંડાવવા આવે! કેમ કે તેમને મનમાં થશે કે કાયમી અને જાથુની જાળવણીનું કંઈક તેમની પાસે પણ છે. લોકવાર્તાની માંડણી માટેનાં યાંત્રિક સાધનો કિંમતી અને મોંઘાં હોય છે; તેથી તેનો ઉપયોગ સંગ્રહસ્થાન જેવી કે આકાશવાણી જેવી સંસ્થા કે યુનિવર્સિટી કરી શકે. આ યાંત્રિક સાધનો માનવશક્તિ દ્વારા લઈ જઈ શકાય તેવાં હોવાં જરૂરી છે.

સર્વ સંશોધકોમાં નૃવંશશાસ્ત્રીઓ સવિશેષ ક્ષેત્રીય સંશોધન કરતા હોય છે. તેઓ સ્વીકારે છે કે લોકબોલીમાં જે કાંઈ માંડવામાં આવે છે તેમાં જ પરંપરાગત તત્ત્વો ઊતરી આવે છે અને આ દુભાષિયા દ્વારા જે કાંઈ લોકસાહિત્ય મળે તેના કરતાં આદિવાસીઓ પાસેથી તેમની જ લોકબોલીમાં તે માંડવું સવિશેષ શાસ્ત્રીય છે. જ્યારે લોકબોલીમાં કથાતી લોકવાર્તાઓનું સંપાદન કરવાનું હોય છે ત્યારે યાંત્રિક સાધનો દ્વારા લોકવાર્તાની

માંડણી કરવી સવિશેષ જરૂરી છે, કેમ કે સંપાદકને લોકબોલીઓનો ઘનિષ્ઠ પરિચય હોતો નથી, અને લોકબોલીઓના આછાપાતળા પરિચયના કારણે જો તે અન્ય સાધનો દ્વારા લોકવાર્તાની માંડણી કરે તો લોકવાર્તામાંથી કાંઈક મહત્ત્વનું તે ગુમાવી પણ દે. આથી આવી લોકવાર્તાની માંડણી યાંત્રિક સાધનો દ્વારા થવી જોઈએ. વનજાતિઓ, આદિવાસીઓ અને સાગરખેડુઓમાંથી જ્યારે જ્યારે લોકવાર્તાઓ માંડવાની હોય, ત્યારે સંપાદકે આ જ સાધનોનો ઉપયોગ કરવો જરૂરી છે. જ્યારે લોકવાર્તાને બોલીમાં માંડીને કોઈ શિષ્ટ ભાષામાં સંગ્રાહકને ઉતરાવાની હોય છે ત્યારે દુભાષિયાની મદદ વડે તેને સરળતાથી તે ઉતારી શકે છે. આવી પદ્ધતિએ માંડેલ લોકવાર્તાની વાચના શુદ્ધ સાંપડી હોવાના અનેક દાખલાઓ યુરોપના દેશોમાં મળે છે.

ખરેખર તો લોકવાર્તા યાંત્રિક સાધનો દ્વારા માંડેલ છે કે લઘુલિપિ દ્વારા કે કાગળ પર શબ્દશઃ માંડવામાં આવી છે કે લોકબોલીમાં તે અતિ મહત્ત્વનું નથી; પણ સંગ્રાહકની આવડત તેમ જ તેની વિવેકબુદ્ધિ પર જ લોકવાર્તાની માંડણી વિશેષ અવલંબે છે. લોકવાર્તાના સંપાદક સહેલાઈથી તેમ જ સરળતાથી કથકોને હળતોમળતો હોય અને તેમની સાથે તેવો જ બની બેસતો હોય, તો લોકવાર્તાની માંડણીનું કાર્ય વધુ સુગમ બને છે. સંપાદકને લોકવાર્તાના કથકોના જીવનમાં જીવંત રસ હોવો જોઈએ, તેમના મનોરંજનમાં ઓતપ્રોત બનતો હોય, કે તેમની મનમૂંઝવણોને સમજવા માટે ઉત્સુક હોય; તો સંગ્રાહકને થોકબંધ લોકવાર્તાઓ સાંપડશે. લોકવાર્તાના સંગ્રાહકોમાં ઘણા વકીલો, શિક્ષકો, ધર્મગુરુઓ, પાદરીઓ, દાક્તરો અને અધ્યાપકો, ઇત્યાદિ હોય છે. આવા સંગ્રાહકોએ તેમના કથકોને વારંવાર મળવું જોઈએ.

જ્યારે લોકવાર્તાનો સંગ્રહ કોઈ મધ્યસ્થ સંસ્થા દ્વારા થતો હોય ત્યારે લોકવાર્તાના કથકોની વસાહત પર અવલંબવું વિશેષ હિતાવહ છે. સ્વિસ દેશની આવી મધ્યસ્થ સંશોધનસંસ્થા પડોશી દેશોમાં પત્રવ્યવહારથી લોકવાર્તાના સંગ્રહ કરવાનું કાર્ય કરે છે. તેમના પર સમયસર વારંવાર સૂચનો ટપાલ દ્વારા મોકલે છે. અને સ્થાનિક જે લોકો લોકવાર્તાઓ સંગ્રહ કરીને મોકલે, તેનો અભ્યાસ કરીને આ મધ્યસ્થ સંસ્થા તેના કાર્યકરોને દોરવણી આપે છે; તેમજ તેમની આ પ્રકારની પ્રવૃત્તિ પર નજર રાખે છે. તેઓને તેમના અનુભવ તેમ જ કાર્યની ઇયત્તા પ્રમાણે પુરસ્કાર આપવામાં આવે છે.

જગતમાં ક્યાં ય પદ્ધતિસરનું લોકવાર્તાની પ્રાપ્તિ માટેનું કામ થતું હોય તો તે આયરલેન્ડમાં થઈ રહ્યું છે. ડબ્લિનમાં કામ કરતું 'ધી આઇરિશ ફોક લોર કમિશન' પૂરા સમય માટેના દશબાર ક્ષેત્રસંશોધકોને લોકવાર્તાના સંગ્રહ કરવાના કામ માટે રોકે છે. સામાન્યતઃ આ કાર્યકરો શાળાના શિક્ષકો હોય છે. તેઓ તેમનું શિક્ષણકાર્ય છોડીને આ સંશોધન કામમાં પડેલ હોય છે—હંગામી છુટ્ટી લઈને! તેઓને તેમની મૂળ નોકરીનું જ વેતન આપવામાં આવે છે. દરેક ક્ષેત્રીય સંશોધકને નિશ્ચિત પ્રદેશોમાં સઘનપણે લોકવાર્તાની પ્રાપ્તિનું કાર્ય કરવાનું હોય છે. આવો ક્ષેત્રીય સંશોધક ભૂંગળા જેવી રેકર્ડ પર લોકવાર્તા માંડી લે છે અને ઘરે બેસીને તે લોકવાર્તાને શબ્દદેહમાં કંડારે છે અને પછીથી માંડેલ રેકર્ડ અને શબ્દદેહમાં માંડેલ લોકવાર્તા 'ધી આઇરિશ ફોક લોર કમિશન'ના ડબ્લિનના કાર્યાલયને મોકલી દે છે. આવા બાર-પંદર ક્ષેત્રીય સંશોધકો ઉપરાંત દોઢસો જેટલા સહાયકો તેમને મદદ માટે આપવામાં આવે છે. તેઓ પૂરા સમયના વેતનદાર હોતા નથી. કમિશનના અધ્યક્ષ વારંવાર સ્થળ પર આવી જાય છે. લોકોને સહેલાઈથી મળે છે. આ પ્રકારના સંશોધનની સફળતાનો આધાર અધ્યક્ષની કુશળતા, સરળતા, નિખાલસતા અને આવડત પર અવલંબે છે. અધ્યક્ષને આ કાર્યના સ્થાનિક કાર્યકરોને પ્રસન્ન રાખવા માટે કાળજી લેવી પડે છે. આથી સ્થાનિક લોકોનો પૂરો સહકાર મળે છે અને કાર્ય સરળ બને છે.

હમણાં હમણાંમાં આયરલેન્ડમાં નિશાળિયાઓને સૂચવવામાં આવ્યું છે કે તેઓને જેટલી લોકવાર્તાઓ આવડતી હોય તે તેમણે માંડી આપવી. આ નિશાળિયાઓ સ્પષ્ટપણે કહી શકે છે કે આ લોકવાર્તાઓ તેમને કોણે અને ક્યાંથી કથવામાં આવી છે. પરિણામે

લોકવાર્તાના સંગ્રાહકોને આ અગાઉ નતા જાણ્યા તેવા અનેક નવા સ્રોતો અને નવા કથકોની જાણ થઈ છે. આ કમિશને, આમ, સહસ્રની સંખ્યામાં પૃષ્ઠો ભરાય, તેટલી લોકવાર્તાઓ નિશાળિયાઓ પાસેથી પ્રાપ્ત કરી છે. આ સઘળી લોકવાર્તાની મૂળાક્ષરો પ્રમાણે નોંધણી કરી ક્રમમાં ગોઠવાય છે, પણ તે સૌ લોકવાર્તાઓની વાચના ગેલિક બોલીમાં છે!

બહુ જ ઓછા સંશોધકોએ તેમના આ અનુભવોને નોંધવાનું મુનાસબ માન્યું હોય, અને તેમની કાર્યપદ્ધતિને વિગતે વર્ણવી હોય! તેઓએ વિશેષમાં વિશેષ તો કથકના બાતમીદારનું નામ નોંધમાં આપ્યું હોય. વિશેષમાં કથકની જાતિ (સ્ત્રી કે પુરુષ), વય અને ધંધો સંશોધકોએ બતાવ્યાં હોય છે. પણ સંશોધકોએ તેમના આ સાહસની રસિક વિગતો આપીને શ્રોતા કે વાચકને માટે તે લખાણ ઉપયોગી, માહિતીપ્રદ અને મનોરંજક બનાવવું જરૂરી છે. શ્રી. વિલ્હિમ વિઝરનો ગ્રંથ Auf der Marchensuche આવા ઉપયોગી લખાણ માટે જાણીતો છે. આ સંશોધકે વીશ વર્ષ સુધી ક્ષેત્રીય સંશોધન કર્યું અને તેની પ્રત્યેક દિનની વાસરી રાખીને પ્રસિદ્ધ કરેલ છે, જે રસિક તેમજ ઉપયોગી છે. સ્વ. ડૉ. વેરિયર એલ્વિને પણ આવી વાસરી રાખીને તેને અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરેલ છે. ગુજરાતમાં સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણીએ પણ આવા બે ગ્રંથો પ્રસિદ્ધ કરેલ છે.

આથી આ ક્ષેત્રમાં પ્રવેશતા નવા આગંતુકોને અનેક કથકોનો આપોઆપ પરિચય થાય છે, સાહસની મુશ્કેલીઓ સમજાય છે. વળી, આ સંશોધન કાર્ય કેટલું રોમાંચક છે તે પણ અનુભવે છે. તદુપરાંત, તેમાંથી લોકજીવનનાં તાદૃશ્ય શબ્દચિત્રો જોવા મળે છે, અને લોકજીવનમાં આ લોકવાર્તાઓ સજીવપણે સ્મૃતિપટે અંકાયેલ લાગે છે, પછી ભલે તે સર્જક કલા તરીકે ન અસ્તિત્વ ધરાવતી હોય!

શ્રીમતી હર્થા ગ્રુડે લોકવાર્તાનો સંગ્રહ કરવા માટે પ્રશિયામાં જે ક્ષેત્રીય સંશોધન કર્યું તેનો વિગતવાર અહેવાલ તેણે પ્રસિદ્ધ કર્યો છે. તેનો આ અહેવાલ વિઝરના અહેવાલથી ભિન્ન પ્રકારનો છે. શ્રીમતી હર્થા ગ્રુડે નારી કથકોને કેવી રીતે મેળવ્યા, તેની પદ્ધતિ બતાવી અને નારીકથકોની લજ્જાને ખસેડી તેમની પાસેથી લોકવાર્તાઓ કઈ રીતે પ્રાપ્ત કરી, તેની વિગતો આપી છે. વળી, આ નારીકથકોમાં ભય હતો કે જો તેઓ લોકવાર્તાઓ કહેશે તો તેઓ ઉપહાસને પાત્ર થશે. તે ભય શ્રીમતી હર્થા ગ્રુડે કઈ રીતે દૂર કર્યો તે વર્ણવ્યું છે. શ્રીમતી હર્થા ગ્રુડે લઘુલિપિ, ટૂંકાં વાક્યો અને ટૂંકાવેલ શબ્દકલાપો–phrases–દ્વારા સફળતાપૂર્વક લોકવાર્તાને માંડી છે તે પદ્ધતિનું તે ગ્રંથમાં બયાન આપ્યું છે.

રશિયન લોકવાર્તાના સંશોધક માર્ક અઝા દોવસ્કીએ જે વ્યક્તિઓ પાસેથી લોકવાર્તાઓ માંડી હતી, તે વ્યક્તિઓનો તેના અહેવાલમાં વિગતે પરિચય આપ્યો છે. સાથોસાથ જે જે રશિયન સર્જકોએ તેને કથકો માટેની વિગતો આપી તે સર્જકોનાં નામ, ઇત્યાદિ તેમાં આપ્યાં છે. રશિયન લોકશાસ્ત્રજ્ઞ લોકવાર્તામાં પ્રાકૃતિક ઘટનાને નિહાળે છે અને તે જ નજરે લોકવાર્તાના સંપાદનકાર્યમાં રચ્યાપચ્યા રહે છે તેથી તેઓ વ્યક્તિના અને સંજોગોના પર વધુ ઝોક દે છે અને આ દૃષ્ટિએ તેઓ લોકવાર્તાને માંડે છે. માર્ક અઝા દોવસ્કીએ તેની નોંધમાં પણ આ જ વર્ણવ્યું છે.

આયરલેન્ડના લોકવાર્તાના સંશોધકો અચૂકપણે વાસરી રાખે છે અને એવી આશા સેવે છે કે એક દિવસે તે વાસરીઓ છપાશે. વળી, તેમને એ પણ શ્રદ્ધા છે કે આ વાસરીઓ ખૂબ રસિક છે અને આ ક્ષેત્રમાં નવા આવનારને તે જરૂરી માહિતી પૂરી પાડશે. નૃવંશશાસ્ત્રીઓ પણ લોકવાર્તાઓને માંડે છે. તેઓ પણ લોકવાર્તાના સંશોધકોની જેમ તેમના અનુભવોની વિગતે વાસરી રાખતા થશે, તેટલી આશા તેમની પાસેથી પણ રાખી શકાય.

આ કાર્યમાં પડેલ સંશોધકોએ ક્ષેત્રીય સંશોધન માટે કાર્યક્ષેત્રના પ્રદેશમાં જવું અનિવાર્ય હોય છે. અને તેટલું જ અનિવાર્ય છે કથકના મોંએથી લોકવાર્તાને માંડવાની પ્રવૃત્તિ.

તો જ શુદ્ધ લોકવાર્તા ક્ષેત્રીય સંશોધકને સાંપડે!

*

# સ્ત્રીની અભિલાષા—સમાજની અપેક્ષા

લીના મંગળદાસ

સ્ત્રીની અભિલાષામાંથી સમાજની અપેક્ષાઓ જન્મે છે કે, સમાજની અપેક્ષામાંથી સ્ત્રીની અભિલાષ ? હજારો વર્ષ પહેલાંના માનવ-જીવનમાં ડોકિયું કરીએ: નરનારી ખોરાક માટે ભટકતાં—જ્યારે સ્થાઈ ઘર નહોતું, ખેતર અને વાડીઓ નહોતી, ઢોર-ઢાંખર નહોતાં—અર્થાત્ મિલકત નહોતી. પણ જ્યારે માનવે પોતાનું ઘર બનાવ્યું ત્યારે જ્યાં ઘર ઊભું હતું ત્યાં તે ઝૂંટવી લેવા આક્રમણો શરૂ થયાં. તે સાથે સંતાન અને ઘરના રક્ષણનો પ્રશ્ન ઊભો થયો. નારી જે અત્યાર સુધી માતા હતી—કોઈ એક માણસની પત્ની જ નહોતી—તેણે પોતાનાં બાળક અને ઘરનાં રક્ષણ માટે પત્ની બનવાનું સ્વીકાર્યું. કારણ કે, દરેક મનુષ્યની માતા કોણ છે તે બાબતનો કોઈ ભ્રમ હોવો ભાગ્યે જ સંભવ છે. પણ ભ્રમ તો પિતા માટેનો હોઈ શકે. એટલે સ્ત્રીએ બાળકના રક્ષણ ખાતર એક પુરુષ અથવા એક કુટુંબના ભાઈઓની પત્ની બનવાનું સ્વીકાર્યું.

આ સાથે સ્ત્રીનું આખું સ્ટેટસ (status) બદલાઈ ગયું. જે સ્ત્રી માતા હતી તે પત્ની બની—મિલકતનો એક હિસ્સો બની. તે પુરુષને માટે એક ઘરેણું હતી—પુતળી હતી. પુરુષના શોખ-મહત્ત્વાકાંક્ષાનું સાધન હતી. demand અને supply—માંગ પ્રમાણે પૂરતી—સમાજે કરવા માંડી. સ્ત્રી સુંદર હોવી જોઈએ એટલે તે રૂપાળી હોવી જોઈએ. તે નાજુક હોવી જોઈએ. તેણે બનીઠનીને રહેવું જોઈએ. તેને સારું રાંધતાં આવડવું જોઈએ. કેટલાક સમાજમાં તેને ગાતાં અને નાચતાં આવડવું જોઈએ—અથવા ન આવડવાં જોઈએ એવી અપેક્ષા પણ હતી. એટલે સ્ત્રી બધી રીતે સાનુકૂળ હોય—તેણે વાદવિવાદ ન કરવો—તેણે ચર્ચા ન કરવી—તેણે સ્વતંત્ર વિચાર ન કરવા—તેણે બુદ્ધિનો વિકાસ ન કરવો. દરેક સ્ત્રી માટે એક સર્વોચ્ચ ધ્યેય રજૂ કરાતું હતું; પત્ની બનવાનું—પરણવાનું. તેને માટે માતા બનવું તે ગૌણ હતું. હા, મિલકતના વારસની જન્મદાતા તરીકે તેનું સ્થાન રહ્યું હતું ખરું.

આવી સ્ત્રીને ઘડવાનું કાર્ય માતાપિતાને શિરે આવ્યું. કન્યાના જન્મ સાથે જ તેને લગ્ન માટે તૈયાર કરવાની ચિંતા માતાપિતા સેવવા લાગ્યાં. લગ્ન કોઈ વગદાર, પૈસાદાર માણસ સાથે થાય એ સ્વાભાવિક બની ગયું. આ સદીમાં એક સમય એવો આવી ગયો કે કન્યા રૂપાળી તે સાથે 'ભણેલી' હોય. તે ગ્રેજ્યુએટ હોય અથવા ઓછામાં ઓછી S.S.C. હોય. આમાં પતિપક્ષે તેના બુદ્ધિવિકાસની કિંમત અંકાય છે એમ નથી પણ તે એક શોભાનું—statusનું—રમકડું બને છે. એવો સમય હતો કે 'ભણેલી' સ્ત્રીએ ઘરની બહાર રજા વગર જવું નહીં, ડૉકટર કે વકીલ હોય તો વ્યવસાય છોડી દેવો, આગળ ભણવું નહીં, નૃત્યકાર કે ગાયક હોય તો તેણે જાહેરમાં જવું નહીં. હવે જો કે આર્થિક ભીંસને લઈને કુટુંબની કમાણી વધે તેવી જરૂરિયાતને લીધે સ્ત્રીના કેટલાક વ્યવસાયો ચાલુ રાખવા દેવામાં આવે છે. એટલે તેને પતિ કે પતિના કુટુંબની ઇચ્છાથી રજા હોય તો તે તેમ કરી શકે છે. આમ, મોટા પ્રમાણની સ્ત્રીઓ સતત બીકમાં એક જાતની અસલામતી અનુભવે છે.

જો તેને કામ કરવાની રજા મળે છે, જો તે નોકરી લે છે તો તેની પસંદગીમાં તેનું વ્યક્તિત્વ અર્થાત્ તે આકર્ષક છે એ અથવા રોચક (pleasure) બની શકે છે કે કેમ તે મુદ્દો મહત્ત્વનો બની જાય છે. તે હસે—ઠઠ્ઠામશ્કરીમાં ભાગ લે તો વધારે રુચિકર બને છે.

આ જાતની સ્ત્રી માટેની અપેક્ષાઓ—ઓળાઓ જ્યાં પથરાયેલા છે ત્યાં જાણતાં-અજાણતાં માબાપ પોતાની બાળકીઓને તે અપેક્ષાઓ પૂરી કરે એવો ઘાટ આપવા માંડે છે. માધ્યમિક શાળાઓ અને યુનિવર્સિટીઓમાં જતી યુવતીઓ આ અપેક્ષાઓથી સારી રીતે વાકેફગાર હોય છે. યુવતીઓ તેમના રહનસહનમાં, તેમની બોલચાલમાં, પહેરવેશમાં જ્યારે આ લક્ષણો પ્રગટ કરે છે ત્યારે તેના પર સખત પ્રહારો અને

[અનુસંધાન પૃ. ૩૪૨]

# સાહિત્ય·સંગીત·કલા



### માઘની ચાંદનીમાં/હસિત બૂચ

માઘની આ ચાંદનીમાં કોણ ખીલે છે અહીં?
ગીત અર્ધું હોઠ પરનું કોણ ઝીલે છે અહીં?
ઊઘડી જાતી નજર હું ફેરવું છું ચોતરફ;
કોણ મીઠે હાથ મારી આંખ મીંચે છે અહીં?
શ્વાસમાં ક્યાંથી પરિમલ આવિયો: શોધ્યા કરું;
કોણ, ઘેલું કોણ મારે સ્વપ્ન હીંચે છે અહીં?
જોઉં છું કે આ હવામાં કેફ છે ભીનો ભર્યો;
તો, તરસ ઝીણી ઉરે મુજ કોણ સીંચે છે અહીં?
સ્હેજ પડખું જ્યાં ફરું છું; કોણ રીઝે છે અહીં?
માઘને આ કોણ ફાગણરંગ ભીંજે છે અહીં?

### કેડી/રમણ સોની

આગળ પાછળ અંધકાર ને વચમાં ચાલે કેડી....
પગને તળિયે શૂલ તણી કો' અણી સ્હેજ ચણચણતી,
પદરવથી, આ સ્તબ્ધબનેલી, તિમિરત્વચા ઝણઝણતી
સ્પર્શથી જરી ખસી, ઘેનમાં મલકી ચાલે કેડી....
લાખ લાખ આંખો આ નભની અંધકારને ચૂમતી,
થાક બનીને ગરમી મારા અણુઅણુમાં ઘૂમતી
વૃક્ષ–વૃક્ષના બાહુપાશમાં સરકી ચાલે કેડી...
સંતતણા ઉપદેશ સમો રે ક્યાંક આગિયો ઝબકે
[પણ] તમરાંના ગીતથી દૂર પેલા શબ્દ સર્પથૈ લબકે
અંધકારની ચાદર ઓઢી દઈ લંબાવે કેડી...
આજુબાજુ અંધકાર, ને વચમાં મ્હાલે કેડી...

### આ મારા જ દોષ/મનહર ચરાડવા

તમે ફૂલ–ઢગલાની વચ્ચે મહેકો,
મને બાગ લાગે આ મારા જ દોષ.
તમે ચાલો ડુંગરને શિરે મૂકીને,
મને પ્હાડ લાગે આ મારા જ દોષ.
તમે એમ માનો કે આગળ થઈ ગયાં!
મને આભ લાગે આ મારા જ દોષ.
તમે ઝાલો અંધારું થાક્યે ય હોંશે,
મને સૂર્ય લાગે આ મારા જ દોષ.
તમે સંવાદિતાની શરણાઈ છો ફૂંકો,
મને વાદ્ય લાગે આ મારા જ દોષ.
તમે રાજી જાણે શું મળ્યું બધું યે!
મને પ્રાણ લાગે આ મારા જ દોષ.
તમે જેને પૂજો છો એની પૂજાના
મને દેવ લાગે આ મારા જ દોષ.

### ચાર હાઈકુ/'પુષ્પક' પરમાર

(૧)
બોરડી કાંટો
આંગળી પર: લાલ
બોર જમાવે.

(૨)
કાજળ રાત્રી
દિવસ બની ગઈ
ઘુવડ આંખે!

(૩)
વૃક્ષથી વેલી
અળગી થઈ: તૂટ્યો
પ્રેમકિનારો!

(૪)
રોગી ગળફો
પડ્યો નદીમાં: બની
મીન ભોજન!

# 'કસુંબીનો રંગ'—એક આસ્વાદ

પ્રવીણ દરજી

## કસુંબીનો રંગ

લાગ્યો કસુંબીનો રંગ—
રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ !

જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં
પીધો કસુંબીનો રંગ;
ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ
પામ્યો કસુંબીનો રંગ—રાજ૦

બહેનીને કંઠે નીતરતાં હાલરડાંમાં
ઘોળ્યો કસુંબીનો રંગ;
ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ
ચોળ્યો કસુંબીનો રંગ—રાજ૦

દુનિયાના વીરોનાં લીલાં બલિદાનોમાં
ભભક્યો કસુંબીનો રંગ;
સાગરને પારે સ્વાધીનતાની કબરોમાં
મહેંક્યો કસુંબીનો રંગ—રાજ૦

ભક્તોના તંબૂરથી ટપકેલો મસ્તીભર
ચાખ્યો કસુંબીનો રંગ;
વહાલી દિલદારાના પગની મેંદી પરથી
ચૂમ્યો કસુંબીનો રંગ—રાજ૦

નવલી દુનિયા કેરાં સ્વપ્નોમાં કવિઓએ
ગાયો કસુંબીનો રંગ;
મુક્તિને કયારે નિજ રક્તો રેડણહારે
પાયો કસુંબીનો રંગ—રાજ૦

પીડિતની આંસુડાધારે-હાહાકારે
રેલ્યો કસુંબીનો રંગ;
શહીદોના ધગધગતા નિઃશ્વાસે નિઃશ્વાસે
સળગ્યો કસુંબીનો રંગ—રાજ૦

ધરતીનાં ભૂખ્યાં કંગાલોને ગાલે
છલકાયો કસુંબીનો રંગ;
બિસ્મિલ બેટાઓની માતાને ભાલે
મલકાયો કસુંબીનો રંગ—રાજ૦

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા: રંગીલા હો !
પીજે કસુંબીનો રંગ;
દોરંગાં દેખીને ડરિયાં: ટેકીલાં હો !
લે જો કસુંબીનો રંગ !—રાજ૦

રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ—
લાગ્યો કસુંબીનો રંગ

(મેઘાણી કૃત 'યુગવંદના'માંથી)

મેઘાણીનું વ્યક્તિત્વ એટલે સાક્ષાત્ યુયુત્સા, પડછંદ કાયા અને બુલંદ અવાજ. મેઘાણી એટલે આગ, પ્રેમ અને શૌર્યની જીવતી મૂરત. એના જીવનમાં અને કંઠમાં કુદરતે ભારોભાર દર્દ મૂકર્યું છે. એના શબ્દોમાં પણ એના જીવન જેવો જ જાદુ છે. એના એક એક શબ્દમાં એના બળતા-દાઝી રહેલા-હૃદયની જ્વાલાઓ છે. ધરતીનાં અપમાનિત થયેલાં, હિજરાયેલાં, રઝળતાં, ભૂખે મરતાં દવલાંને જોવાં હોય, સ્વાતંત્ર્ય માટે શહાદત વ્હોરી લેતા પ્રાણનાં દર્શન કરવાં હોય, જ્વાલામુખીના શૃંગ તરફ ધસી રહેલા સાવજશૂરાઓને નિહાળવા હોય તો આપણે મેઘાણીની કવિતા પાસે જવું પડશે. મેઘાણી એટલે એકીસાથે વેદના અને ખમીર બંને. એની કવિતામાં ધરતીનાં કણે કણ મહેંકે છે. સાથે સાથે માનવીનું રુંવાડે રુંવાડું ફરકતું જણાય છે.

'યુગવન્દના' એમનો ઉત્તમ કાવ્યસંગ્રહ છે. પોતાના યુગની સમગ્ર અનુભૂતિઓને-અમળાટને મૂર્ત કરવા-એમાં એમણે પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. સંગ્રહનાં બધાં જ કાવ્યોનું પોત એક સરખું રહ્યું નથી. એમાંનાં કેટલાંક સારાં કાવ્યોની યાદીમાં 'કસુંબીનો રંગ'ને બેશક મૂકી શકીએ. ઈ. સ. ૧૯૩૪માં કોઈક વિરલાને ઉદ્દેશીને આ કાવ્ય લખાયું છે. કાવ્યનું શીર્ષક અને દરેક ટૂંકમાં એમણે મૂકેલો 'કસુંબીનો રંગ' શબ્દ ધ્યાનપાત્ર છે. આજના વિવેચનની પરિભાષામાં કહીએ તો 'કસુંબીનો રંગ' એ ઈમેજ એ જ આ કાવ્યનું મોટું જમા પાસું છે. બે ત્રણ રંગોના મિશ્રણથી કસુંબલ રંગ બને છે. એમાં થોડી લાલાશ હોય છે, થોડી કાળાશ હોય છે.

થોડી રતાશ પણ હોય છે. કવિએ આવા ભાતીગળ રંગોના મિશ્રણથી બનેલા આ કસુંબી રંગને જીવનની સાથે સંબંધિત બતાવ્યો છે. માનવીના જીવનનું વૈવિધ્ય અપરંપાર છે, એનાં સ્વરૂપો ભિન્ન ભિન્ન છે. જગત કરતાં માનવીનું જીવન અને માનવજીવન કરતાં ય માનવીનું મુઠ્ઠી-ભર હૃદય અનેક નિગૂઢતાઓથી–રહસ્યમયતાઓથી ભરેલું છે. એ મુઠ્ઠીભર હૃદયનો પાર કોણ પામી શક્યું છે? માનવીનું જીવન જ માનવી માટે એક મોટો પશ્નાર્થ નથી, વારુ? 'કસુંબીનો રંગ' ઇમેજમાં પણ માનવ-જીવનના આવા અનેક સંદર્ભોનું નિદર્શન છે. કવિએ આખા કાવ્યમાં–આદિથી અંત સુધી–આ શબ્દને પુનરપિ પુનરપિ દોહરાવ્યા કર્યો છે. અને દરેક વખતે એનો નવો સંદર્ભ આપ્યો છે, કાવ્યના ઉઘાડની બે પંક્તિઓ સૂચક છે:

'લાગ્યો કસુંબીનો રંગ—
રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ!'

કોઈક વિરલાને – વીરને કસુંબીનો રંગ લાગ્યો છે. પણ એ રંગ સ્થાયી કે સ્થિર નથી. ક્ષણે ક્ષણે પરિ-વર્તન પામતો એ રંગ છે. માનવ જન્મે છે, તે મૃત્યુ પામે છે ત્યાં સુધી તો એને અનેક અગ્નિપરીક્ષાઓમાંથી પસાર થવું પડે છે, એના પિંડને સમયે સમયે ટીપાવવું પડે છે અને સંજોગો એને છેવટે કોઈ અંતિમ ઘાટ આપે છે. એટલે જ જીવનના કસુંબી રંગમાં હર્ષ–શોક – વિશાદ – દ, અજંપો–હાર, જીત, એ બધું જ એકી સાથે ઘુંટાયેલું જોવા મળે છે. અને આ બધું એકી સાથે જીવનમાં ઘુંટાયેલું છે એટલે જ સ્તો જીવન આપણને ચેતનવંતું લાગે છે ને! માનવીને કેવળ સુખવાળું કે કેવળ દુઃખવાળું જીવન જીવવું ગમત નહિ. નિત્શે કહે છે ને—Life is good because it is painful. કવિ આ જીવન કસુંબીના રંગનાં ભિન્ન ભિન્ન રૂપોને કાવ્યમાં ક્રમશઃ પ્રગટ કરતાં સૌ પ્રથમ જનનીથી શરૂઆત કરે છે. જીવનની બારાખડીનો શબ્દ 'મા' છે અને અંતિમ શબ્દ મરણનો 'મ' છે. 'મા' થી 'મ' સુધીમાં માનવી કેવા પલટા લે છે! 'મામ' 'મામ' –મારું મારું કરે છે પણ એની પાસે એનું કહેવાય એવું શું છે? જનનીની વત્સલભરી ગોદ પામી, એના સ્તનમાંથી નિર્ઝરતી અમીભરી દુગ્ધધારાથી પુષ્ટ થઇ, ઘોડિયામાં પડ્યા પડ્યા બહેનીના વ્હાલમભર્યા શબ્દો સુણી, માનવી પાંગરતો જાય છે. દુનિયાની સાથે બાથ ભીડવાની તાકાત, દુન્યવી દુઃખોને પરિસહવાની શક્તિ એને સૌ પ્રથમ અહીંથી મળે છે. કવિ આ વિરલાને ધીમે ધીમે કુટુંબમાંથી સમષ્ટિ તરફ વિસ્તરતો બતાવે છે. સમષ્ટિ તરફ વિસ્તરવામાં જે ભીષણતા રહેલી છે તેને રાત્રિનું રૂપક આપી સ્પષ્ટ કરતાં કવિ કહે છે:

'ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ
ચોળ્યો કસુંબીનો રંગ'—રાજ૦

શ્રી હમેશાં સાહસીને વરે છે. મંઝિલે પહોંચતાં સુધીના માર્ગમાં અનેક મુશ્કેલીઓ આવતી હોય છે. હૃદયને કસુંબીના રંગથી ભીંજવવાનું છે, પણ એ કસુંબીનો રંગ પીવો–લગાડવો એ રમતની વાત નથી અને એટલે જ કવિ એ વિરલાને ચેતવણી આપતા સૂરમાં કહે છે કે, જેઓ શહાદતને વર્યા છે, જેમનાં બલિદાનોથી ઇતિહાસ વિભૂષિત થયો છે, મુક્તિને કાજે જેઓએ સંગ્રામમાં રક્ત રેડ્યું છે અને એમ જ લડતાં લડતાં જે કબરમાં દટાયા છે, ત્યાં કસુંબીનો રંગ મ્હેકતો રહ્યો છે. આવા માર્ગે શૂરવીર જ ગતિ કરી શકે, કોઈ કાયર નહિ. કસુંબીના રંગને ગાતાં ગાતાં કવિ જીવન અને જગતની કરાલતા અને ભીષણતાની આમ વાત કરે છે પણ એની પૂંઠે સંતોનું, સ્નેહીઓનું અને કવિઓનું જે એક શ્રદ્ધામય, શાતાપ્રેરક જગત છે, એને એ ભૂલી શકતા નથી. જીવન કસુંબીનો રંગ જેટલો કટુ છે, તેટલો જ આ સંતો, કવિઓ અને સ્નેહીઓને કારણે મધુર પણ છે એમ કવિ માને છે.

કાવ્યના અંત ભાગ ઉપર આવતાં કવિ એ વિરલાને, હજુ ય જગતની પરિસ્થિતિ તો આથી યે વિકટ છે, એમ જણાવે છે. જે જગતમાં એ વિરલો પદાર્પણ કરી રહ્યો છે, એ જગત તો ભડકે બળે છે. આખી આલમ પીડિત–દલિતોથી ભરેલી છે. પીડિતોના ઉષ્ણ નિઃશ્વાસો-થી અને એમનાં આંસુડાંઓથી બધે હાહાકાર મચી ગયો છે. ધરતીના પટ ઉપર જ્યાં ને ત્યાં હજારો રાંકડી કતારો રોજી–રોટી વિના ભૂખે અને તરસ્યે ભમ્યા કરે છે. નાગા–ભૂખ્યા માનવીઓથી ધરા ખદબદી રહી છે.

આવી દુઃખદ પરિસ્થિતિ સામે પોકાર કરનારાઓ થોડાક માડીજાયાઓ એ સેવાના યજ્ઞમાં ખપી ગયા છે. એવા લોકો માની કૂંખ ઉજાળી ગયા છે. કવિ જે વિરલાને ઉદ્દબોધી આ કાવ્ય લખી રહ્યા છે, તે પણ એવો જ કોઈ તેજસ્વી માડીજાયો છે. સમગ્ર અંધકારને ફેડનાર એકાદ ચંદ્રમા જેવા પુત્રને પામનારી માતાઓ પણ ધન્ય છે ને! એવી વીરાંગનાઓના આશીર્વચનોથી જ સ્તો પુત્રો પ્રસ્થાન કરે છે, અને લડતાં લડતાં વીરતાથી મરે છે. સમષ્ટિના હિતાર્થે પુત્રને ખોતી માતાઓના અંતરનો પરિતાપ અકલ્પ્ય હશે, છતાં કવિ તો કહે છે:–

'બિસ્મિલ બેટાઓની માતાને ભાલે
મલકાયો કસુંબીનો રંગ'—રાજ૦

'મલકાયો' ક્રિયાપદ કેટલું બધું સમુચિત છે! વિશ્વના પરિતાપ હરનાર પુત્રની શહાદતને કઈ માતા હસતે મોંએ ન નવાજે કે પ્રશંસે? કાવ્યનો અંત મર્મસ્પર્શી છે. કસુંબીનો રંગ પીવા તૈયાર થનાર રંગીલાઓને કવિ સમગ્ર જગતનો યથા તથ્ય પરિચય આપી દે છે. કસુંબી રંગના આ પ્યાલાઓમાં આવા ભાતીગળ રંગો ભરેલા છે. એમાં પૃથક્ પૃથક્ સ્વાદ છે. એમાં જીવનનું અમૃત છે, તો હલાહલ પણ છે. એવા કસુંબીના જામ પીવાનું કાર્ય કાચાપોચા માણસનું નથી. વર્ષો પહેલાં પ્રીતમે એ વાત સરસ રીતે મૂકી આપી છે:

'હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જો ને!
પરથમ પહેલું મસ્તક મૂકી વરતી લેવું નામ જો ને!

કસુંબીનો રંગ પીવાનું કાર્ય પણ એવું દુર્ઘટ છે. કવિ એનો ઘટસ્ફોટ કરતાં કહે છે –

'દોરંગાં દેખીને ડરિયાં': જે માણસ દોરંગી છે, તેઓ તો આ રંગને જોઈને જ ડરી જવાના; પણ જે લોકો વીર્યવંત છે, ટેકીલા છે, ખુમારીવાળા છે તેઓ તો જરૂર આ રંગથી આકર્ષાવાના, અને કસુંબીના રંગનો જામ પી ચકચૂર બની જીવન-રણમાં કડખેદ બની દૂર દૂરના જ્વાલામુખીના શૃંગો તરફ ધસી જવાના.

આખું કાવ્ય સીધી, સાદી અને સરળ ભાષામાં લખાયેલું છે. આમેય મેઘાણી કવિતાને લાગેવળગે છે ત્યાં સુધી સરળ જ રહ્યા છે. સાગરના ઘેરા-ગંભીર પ્રવાહની પેઠે આખું કાવ્ય ધીર-ગંભીર ગતિએ વહ્યું જાય છે. આંખને આંજી નાખે એવી કોઈ કલ્પનાઓ નથી, કે નથી કોઈ અલંકારોનો ઠઠેરો અને છતાં ય કાવ્ય હૃદ્ય બન્યું છે. પ્રત્યેક કડીને અંતે મુકેલી 'રાજ મને લાગ્યો કસુંબીનો રંગ!' એ ટૂંક કાવ્યના આસ્વાદમાં ઉપકારક બની છે. હળવી હલકમાં આખું ગીત કોઈ દર્દીલા કંઠે ગવાય તો સાચે જ 'કસુંબીનો રંગ' પ્રત્યક્ષ થાય— અનુભવાય પણ ખરો. વિવેચકોને 'કસુંબીનો રંગ' શીર્ષક એટલું બધું ઉચિત અને આકર્ષક લાગ્યું છે કે મેઘાણીની કવિતા માટે પણ 'કસુંબીનો રંગ' એવું વિશેષણ યોજે છે.

કવિ મેઘાણીને સિદ્ધિ અપાવનારાં કાવ્યોમાં 'કસુંબીનો રંગ' સાચે જ છડી પોકારતું કાવ્ય છે.

*

અનુસંધાન] **સ્ત્રીની અભિલાષા–સમાજની અપેક્ષા** [પૃ. ૩૩૮થી ચાલુ

ટીકાઓ થાય છે. એક કરુણ અંજામ ઊભો થાય છે. પોતે શું છે – શું થઈ શકે એના પર કદી વિચાર ન કર્યો હોવાથી તે ન તો અપરિણિત રહીને કે પરણીને સ્થિર થઈ શકતી. ઘર ચલાવવું કે માતા બનવું કે કોઈ ગંભીર અભ્યાસ કરવો એ કાંઈ તેને રુચતું નથી. જવાબદારી લેવી – ખંતથી કાર્યને અદા કરવું એ માટે તેની તત્પરતા હોતી નથી.

લગ્ન પહેલાંના જાતિય સંબંધો, લગ્ન પછીની મૈત્રીઓ, છૂટાછેડા, ક્લૅશ (clash)માંથી ઊપજતો કલેશ – સ્ત્રીઓના આવા દાખલાથી હવે છોકરીને બહુ ભણાવવી નથી, બહુ મોટી નથી કરવી, છોકરાઓ ભણતા હોય ત્યાં ભણાવવી નથી એવા નિર્ણયો પર સમાજના કેટલાક સભ્યો આવી જતા હોય છે. બદલામાં સાયકલો અને મોટર ચલાવતી, નૉવેલો અને સિનેમાના શોખવાળી છોકરીઓ કુટુંબને થાપ મારે છે – જૂઠું બોલતી અને બનાવટ કરતી બની જાય છે. એથી સમાજ વધુ ભયભિત બને છે.

સ્ત્રી કે પુરુષ માનવ છે. માનવમાં અસીમ શક્તિઓ છે – એ શક્તિ ખીલવીને સ્ત્રીને જીવવાનો અધિકાર છે. જાતિય જીવન મહત્ત્વનું છે પણ સર્વોપરિ નથી. શારીરિક, સામાજિક, બૌદ્ધિક અને આંતરિક જીવનમાં તાદાત્મ્ય આવે તેવો અવકાશ મળે એ સ્ત્રીનો – માનવનો અધિકાર છે. આ અધિકાર સ્થાપિત થાય તો તે સ્ત્રી સમાજની શિક્ષિત અને સંસ્કારી સભ્ય બને છે. ગૃહિણી, માતા, પત્ની કે બહેન તરીકે અને એક નાગરિક તરીકે–એક માનવ તરીકે.

*



# ગ્રંથ-વિશ્વ





સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

સમીક્ષા

## વિશ્વ સંસ્કૃતિ અને ભારત*—એક સમીક્ષા

હરસિદ્ધ એમ. જોષી

શ્રી પ્રાણશંકરભાઈ જોશી લિખિત આ સંક્ષિપ્ત વિશ્વ સંસ્કૃતિ દર્પણ જગતના ઇતિહાસ તથા સંસ્કૃતિ પર લખાયેલાં પુસ્તકોમાં મૌલિક અને વિશિષ્ટ ભાત પાડે છે. પાશ્ચાત્ય લેખકો અને કેટલાક ભારતીય લેખકોએ જગતના ઇતિહાસને આલેખવા તથા અર્થઘટિત કરવા પ્રયાસ કર્યા છે, પરંતુ તેમાં સત્યના સમગ્રપણાનો તથા સંવાદિતાનો જે રણકો તથા સૂર હોવા જોઈએ એ રહ્યા નથી. હકીકતોનું સ્વરૂપ કેવું હોવું જોઈએ અને તેનું સમગ્ર રીતે મૂલ્યાંકન કરવા ઇતિહાસકારના માનસફલકમાં ચોક્કસ દૃષ્ટિબિંદુ હોવું જોઈએ એ તાત્વિક ખ્યાલ જગતના મહાન ઇતિહાસકારોમાં પણ ગેરહાજર છે. સ્વ. નેહરુએ 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' એ મહત્ત્વનું પુસ્તક લખ્યું; પરંતુ એ પુસ્તકનો મુખ્ય દૃષ્ટિકોણ વાસ્તવવાદી અને ભૌતિકવાદી રહેતો હોય એવું બુદ્ધિશાળી વાચકને લાગ્યા વિના રહેતું નથી. જગતના ઇતિહાસનો લેખક આ દૃષ્ટિએ આસ્તિક છે કે નાસ્તિક એ બનાવોના, તવારિખોના અને સંજોગોના અર્થઘટન માટે મહત્ત્વપૂર્ણ બની રહે છે. જો એચ. જી. વેલ્સ જેવા મહાન ઇતિહાસકાર પોતાના જીવનના ઉત્તરાર્ધમાં નિરાશાવાદી બની જતા હોય તો બૌદ્ધિક વર્ગને એમ લાગ્યા વિના રહેતું નથી કે ઇતિહાસકારે હકીકતને સમજાવવામાં મર્યાદિત અને પૂર્વગ્રહયુક્ત દૃષ્ટિ રાખી છે. હકીકતોને સ્પષ્ટ કરવી એ હકીકતનું મૂલ્યવાદી દૃષ્ટિબિંદુ માગી લે છે.

આ જોતાં ઉપર્યુક્ત પુસ્તકના લેખક સંવાદિત દૃષ્ટિકોણથી જગતની વિવિધ સંસ્કૃતિઓને આલેખે છે, અને તેમનું મૂલ્ય આંકે છે. પ્રસ્તુત પુસ્તકના બે ભાગ પાડવામાં આવ્યા છે: પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ. પૂર્વાર્ધમાં માનવનું પ્રાચીન દૃષ્ટિચિત્ર, પ્રાગ્યુગનું ભારત, પ્રાચીન સંસ્કૃતિઓ જેમાં સુમેરિયા, ઍસિરિયા, બૅબિલોન, હિટાઈટ, યહૂદી, ઈરાનની જરથુસ્ત્ર સંસ્કૃતિ, ચીન, હબસી, મિસર, ફિનિશિયા, માયા, મેકિસકો, એસ્ટેક, એન્ડીઅન, મિનોચન અને ગ્રીક સંસ્કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઉત્તરાર્ધમાં ભારતના સાંસ્કૃતિક પ્રવાહોને આલેખવામાં આવ્યા છે. પ્રાચીન કાળથી આરંભીને આર્ય સંસ્કૃતિની આછી રૂપરેખા, બુદ્ધ યુગ, ગુપ્ત યુગ, મધ્યકાલીન યુગ, વિદેશી સંસ્કૃતિઓ સાથેનું સંક્રમણ, ગાંધી યુગ અને છેલ્લે વિશ્વ સંસ્કૃતિના વિશાળ અને વ્યાપક વિષયને લેખકે સંક્ષેપમાં રજૂ કર્યો છે. આ ઉપરાંત સંસ્કૃતિનો સંગમ કેવી રીતે થયો છે અને થવો જોઈએ અને એ માટે કયાં પરિબળો આવશ્યક છે તેની ચર્ચા લેખકે કરી છે. લેખક છેલ્લે સુધી આશાવાદી રહ્યા છે જે ઇતિહાસકારને માટે વિશિષ્ટ ગણી શકાય.

પૂર્વાર્ધમાં પ્રથમ પ્રકરણમાં માનવ અંગે સમગ્ર અને આદર્શ ચિત્ર દોર્યું છે. જેમ પુસ્તકમાં બીજે તેમ અહીં આરંભમાં વેદ-ઉપનિષદના મત મુજબ માનવ એટલે શું તે જણાવવામાં આવ્યું છે. લેખકને આર્યધર્મના આ અપૌરુષેય ગ્રંથોમાં શ્રદ્ધા છે અને વિશ્વના અન્ય પ્રશ્નો આ શાશ્વત શ્રદ્ધા સાથે કેવી રીતે સંકલિત થઈ શકે

*'વિશ્વ સંસ્કૃતિ અને ભારત' (સૃષ્ટિની વિવિધ સંસ્કૃતિઓ અને ભારતીય સંસ્કૃતિનું સર્વાંગી દર્શન). લેખક: પ્રાણશંકર જોશી. પ્રકાશક: પ્રાણશંકર જોશી, 'પુણ્યસ્મૃતિ', ૧૧—જગનાથ પ્લૉટ, રાજકોટ). જુલાઈ, ૧૯૬૮. પૃષ્ઠસંખ્યા—૩૨૪. કિં. ૬II રૂપિયા.

તે જણાવવાની તક લેખક ક્યારેય છોડતા નથી. 'માનવ બ્રહ્માંડનું કોઈ ગૂઢ તત્ત્વ છે. તે સદૈવ બહારનાં સંકટો નિવારવા પ્રયત્નશીલ રહે છે. તે દરેક વસ્તુનું અન્વેષણ કરે છે. તે સનાતન સત્ય, સાચું સ્વરૂપ પારખવા મથે છે. તે જ્ઞાનવૃદ્ધ સાથે બુદ્ધિવૃદ્ધ થવાની મહેચ્છા સેવે છે.' (પા. ૧૮) આ રહસ્યમય વિશ્વમાં રહેતો માનવી વિવિધ રીતે કુદરતના અને બાહ્ય સમાજના સંજોગો સામે પોતાની આગવી પ્રતિભાનું સર્જન કરતો રહ્યો છે. 'માનવ-ઇતિહાસ એક મહાભારત પુરાણ છે, તે વિકાસ અને ઉત્ક્રાંતિનું રામાયણ છે, સૃષ્ટિનું વીરરસ કાવ્ય છે.' (પા. ૨૦) જેમ જેમ માનવ વૈજ્ઞાનિક, સામાજિક અને રાજકીય પ્રગતિ સાધે છે તેમ તેને પોતાના વર્તનમાં સ્વચ્છંદી વિહાર કરવાની તક મળતી હોય એવું લાગે છે. મનુષ્ય વૈશ્વિક અવકાશ અને કાળનાં નવાં પરિમાણોનું સંશોધન કરે છે તેમ એ આંતરિક ચિત્તમાં નબળો પડતો હોય, નૈતિક સ્ખલનોને વધુ આવકારતો દેખાય છે.

વાસ્તવિકતામાં વિજ્ઞાન અને નીતિ કે મૂલ્યોનો સમન્વય થવો આવશ્યક છે, એવું લેખક માને છે. માનવનું વ્યક્તિત્વ આ બન્ને પાસાંઓના મૂર્તિમંતપણાને ઝંખે છે. આ માન્યતાને સાકાર કરવા મનુષ્યે ખંતથી કામે લાગી જવાની આવશ્યકતા છે.

'પ્રાગ્યુગનું ભારત' પ્રકરણમાં લેખકે મહત્ત્વની હકીકતો રજૂ કરી છે. આ હકીકતોનું મહત્ત્વ ઓછું આંકી શકાય તેમ નથી. ૩૦ કરોડ વર્ષ પહેલાં ભારત, આફ્રિકા અને દક્ષિણ અમેરિકા અને ઑસ્ટ્રેલિયા સાથે ધરતી પટે જોડાયું હતું. એક લાખ વર્ષ પૂર્વે ભારત, આફ્રિકા અને ઇંગ્લેન્ડનો માનવ એક જ પ્રકારના પાષાણનાં ઓજાર વાપરતો. તેમણે ડૉ. લીકી લુઈના પ્રતિપાદનને દર્શાવ્યું છે—જેમના અનુસાર પૂર્વ આફ્રિકાના ટાન્ઝાનીઆમાં સૃષ્ટિનો પહેલો માનવી જન્મ્યો હતો. આ કથન કયા પુસ્તકમાં છે એ લેખકે પાના નંબર સહિત બતાવ્યું હોત તો ઉચિત. લેખાતઃ વિશ્વના કેટલાક ઇતિહાસકારો એમ માને છે કે મનુષ્યે નિમ્ન સ્તરમાંથી ઉર્ધ્વ તરફ પ્રગતિ કરી છે. પ્રાચીન માનવ અણસમજુ હતો. તેની બુદ્ધિ પુખ્ત અને પરિપક્વ નહોતી. પરંતુ લેખકે અન્ય વિદ્વાનોનાં એવાં મંતવ્યોનાં અનુમોદનમાં કહ્યું છે કે સંસ્કૃતિના અણવિકાસનું કારણ પાષાણયુગના માનવીની અલ્પ બુદ્ધિ ન હતી. સમકાલીન યુગમાં પ્રાપ્ત થયેલી 'ક્રોમેગનન' હાડપિંજરની ખોપરી આ યુગના માનવ જેવી જ ભાસે છે. તેનો બાંધો છ ફૂટ ઉપરનો હતો. તેનું શરીર આજના માનવ જેટલું જ વિકસેલું હતું. તેણે વિકાસ ઓછો સાધ્યો તેનું પ્રધાન કારણ એ હતું કે એ યુગમાં બુદ્ધિના ઉપયોગ માટે ઓછો અવકાશ હતો. આ બુદ્ધિ વિશેનો તાત્ત્વિક અને સાથે સાથે વૈજ્ઞાનિક ખ્યાલ દર્શાવે છે. વેદ જે પ્રેરણા તથા અંતઃસ્ફુરણાના સ્રોતથી ઉદ્‌ગીત થયા છે, તે વિષે દયાનંદ સરસ્વતિ અને શ્રી અરવિંદના ખ્યાલો કેટલાક વાચકોને જાણીતા હશે. મોહેં જો ડેરો, હરપ્પા, લોથલ, રોઝડી, રંગપુર, વગેરે સ્થળે થયેલ સંશોધન અનુસાર એમ મનાય છે કે દોઢ લાખ વર્ષ પૂર્વે અહીં માનવ વસતો હતો.

પ્રાચીન સંસ્કૃતિઓમાં કુલ એકવીસ સંસ્કૃતિઓને ધ્યાનમાં લેવામાં આવી છે. આમાંથી આજે કેવળ સંસ્કૃતિઓ જીવે છે. પાશ્ચાત્ય, ઑર્થોડૉક્સ, ક્રિશ્ચિયન, રૂસ, ઈસ્લામી, ભારતીય, ચીન અને જાપાનની સંસ્કૃતિઓ પ્રગતિશીલ છે. વિલ ડુરાન્ટના મતાનુસાર વિવિધ પ્રાચીન સંસ્કૃતિઓના ત્રણ યુગ દર્શાવાય છે–ધાર્મિક યુગ, જૈવિક યુગ અને ક્રાંતિકારી યુગ. કેટલીક વખત સંસ્કૃતિ સ્વતંત્ર રીતે વિકસી અમુક સંસ્કૃતિઓની આપલે થઈ ત્યારે અમુક સંસ્કૃતિઓએ ભૌતિક અને જૈવિક સ્તર પર વિકસવા ગતિ કરી. લેખકના મંતવ્ય અનુસાર જે સંસ્કૃતિએ આધિભૌતિક જીવનનો પંથ લીધો તેનું આયુષ્ય લંબાયું છે (પા. ૪૮).

ત્રીજા ઉપવિભાગમાં અ, બ, ક અને ડમાં અનુક્રમે એશિયા, આફ્રિકા, અમેરિકા અને યુરોપની સંસ્કૃતિઓને વર્ણવવામાં આવી છે. એશિયાની સંસ્કૃતિઓમાં સુમેરિયા, ઍસિરિયા, બૅબિલોન, હિટાઇટ, યહૂદી, ઈરાનની જરથુસ્ટ્ર અને ચીનની સંસ્કૃતિઓને સમાવવામાં આવી છે. આ સંસ્કૃતિઓને વર્ણવવામાં લેખકે તુલનાત્મક તથા આલોચનાત્મક દૃષ્ટિબિંદુ નિરૂપિત કર્યાં છે. જો અહીં ચોક્કસ પુસ્તકો કે ગ્રંથોનાં ક્રમો આપીને વિવિધ કથનોને સમર્થન આપ્યું હોત તો વાચકને અને સંશોધકને વધુ બળ મળત. ઐતિહાસિક ગ્રંથોમાં તુલનાત્મક અને આલોચનાત્મક અધ્યયન વિશિષ્ટ પરિપાટી સર્જે છે. લેખકે અમુક મહત્ત્વના વિધાનો અભિવ્યક્ત કર્યાં છે. 'કેટલાક વિદ્વાનો કહે છે કે બૅબિલોન અને ઍસિ-

રિયાના સામ્રાજ્યમાં હિંદુ ધર્મ પ્રચલિત હતો. તેઓ સૂર્યદેવનું, બલનાથનું પૂજન કરતા' (પા. ૫૫). 'એક ઝેકોસ્લોવાક વિદ્વાન બિ. હોઝની પંજાબ અને સિંધની સંસ્કૃતિના સર્જકોને એશિયા માઈનોરના મિશ્ર રક્તવાન હિટાઈટ લોકો માને છે. તેઓએ જ પંજાબ અને સિંધને પ્રાગ્યુગની સંસ્કૃતિ આપી હતી' (પા. ૫૬). આ વિધાનો-નું સમર્થન કરતા સંબંધિત ગ્રંથોને જણાવ્યા હોત તો વાચકને સમજૂતીમાં સહાયરૂપ થાત. આફ્રિકાની સંસ્કૃતિઓમાં વિશેષ ભાગ તરીકે હબસી સંસ્કૃતિના મુદ્દા અંગે લેખક મૌલિક અને અમુક અંશે ઐતિહા-સિક દૃષ્ટિએ વધુ જિજ્ઞાસા ઉપજાવે એવાં તથ્યો રજૂ કરે છે. ડૉ. ડબલ્યુ. ઈ. બી. ડુબોઈસનું પુસ્તક 'વિશ્વ આફ્રિકા'ની સહાય લઈ ને લેખકે 'હબસીઓ એ આર્ય અને ગૌરાંગ પ્રજાથી ચડિયાતા છે.' એવા પ્રતિપાદનની તરફેણ કરી છે. શ્રી આર્મેટાના કહેવાતા તુલનાત્મક અભ્યાસ પરથી એવું તારવવામાં આવ્યું છે કે આખાયે મધ્યકાલીન યુગમાં પશ્ચિમ આફ્રિકામાં યુરોપથી પણ વિશેષ વ્યવસ્થિત રાજકીય અને સામાજિક બંધારણ હતું. ત્યાં આંતરિક સંગઠન વધારે હતું. પશ્ચિમ આફ્રિકા, નિઃશંક, વિજ્ઞાનના સામાજિક લાભોથી સુપરિચિત હતું. આ ઉપરાંત એમ કહેવામાં આવ્યું છે કે કેટલાક હબસી વિદ્વાનો ગોરા ઇતિહાસકારોનો આધાર ટાંકીને કહે છે કે હિંદની વસાહતનો ઇતિહાસ નિગ્રોલોસ કે ટૂંકા કદના કાળા હબસીઓએ જ શરૂ કર્યો છે. દ્રાવિડ લોકો જરા ઊંચા કદના હબસીઓ હતા. ઋગ્વેદમાં વર્ણવેલ યુદ્ધ વસ્તુતઃ ગૌરાંગ આર્યો અને હબસી રક્તવાળા અનાર્યો વચ્ચે થયેલું. હબસી લોકોનો વિશેષ દાવો એ છે કે આલ્પ્સ પર્વતને ઓળંગીને ઇટાલીમાં ઊતરનાર ઇતિહાસ પ્રસિદ્ધ હેનિબાલ હબસી હતો. આ ઉપરાંત લેખકે એમ સૂચવ્યું છે કે 'આફ્રિકનોનો મૂળ ધર્મ થોડે અંશે વેદાંતને મળતો આવે છે.' આ કથન તુલનાત્મક સંશો-ધનને માગે તેવું છે. લેખકે જે દર્શાવ્યું છે એ પરથી વેદાંતના 'નિર્ગુણ બ્રહ્મ' અને ત્યાંની 'સામાન્ય ઈશ્વરની માન્યતા'ની વચ્ચે સામ્ય તત્ત્વ જણાતું નથી.

પ્રાચીન મિસરની સંસ્કૃતિના મુદ્દા અંગે ભારતના આર્યો અને મિસરનાં પ્રાચીન સ્થાપત્યો, શિલ્પ કલા તથા ધર્મ વચ્ચે મહત્ત્વની આપ લે થઈ છે એવું પ્રતિ-પાદિત કરવા પ્રયત્ન થયો છે. અમેરિકાની સંસ્કૃતિઓમાં માયા સંસ્કૃતિનું સુંદર તથા હૃદયંગમ વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં ભારતની રહેણીકરણી તથા માન્યતાઓ કેટલે અંશે સ્વીકારવામાં આવી છે તે સૂચક રીતે દર્શાવ્યું છે. મેકસીકોમાં પણ ભારતની વર્ણવ્યવસ્થા હજુ સુધી ટકી છે તેમ જણાવવામાં આવ્યું છે. તેઓ ત્રિદેવમાં માનતા હતા, અને આજે પણ ત્યાં પિતાનો ધંધો પુત્ર કરે છે. એન્ડિયન સંસ્કૃતિ વિશે અવલોકતાં એન્ડિયનં પર ભારતના ધર્મ અને નીતિની અસર થઈ છે તે સ્પષ્ટ થાય છે. 'ઈન્કા લોકો અત્યંત નીતિવાળા અને સદાચારી હતા. તેઓના સાહિત્યમાં રામાયણ અને મહાભારતના પ્રસંગો આલેખાયા છે. પેરુ દેશમાં એક પણ વેશ્યા ન હતી; સર્વે પ્રજા શિસ્ત પાળતી અને કાયદાનું વફાદારીથી પાલન કરતી, ત્યાં કોઈ સાધ્વી વ્રતભંગ કરતી તો તેને જીવતાં સળગાવી મૂકવામાં આવતી. ઇન્કા લોકોમાં ભારતના જેવી જ પ્રબળ જ્ઞાતિપ્રથા હતી. કોઈ શુદ્ર ઉચ્ચ ઇન્કાને પરણી શકતો નહિ. તેઓ યજ્ઞોપવીત સંસ્કાર કરતા અને વર્ણાશ્રમ ધર્મ પાળતા' (પા. ૯૫). 'ઈન્કા લોકોનો સમાજ અંશતઃ સામ્યવાદી સમાજ હતો. પાંચ વર્ષની વય થતાં દરેક બાળકને સરકાર લઈ લેતી, તેને ઉછેરતી, મોટી કરતી, અને આવશ્યક ધંધા માટે શિક્ષણ આપતી. પુરુષને માટે લગ્ન વય ૨૫ અને સ્ત્રીને માટે ૧૮ હતી. લગ્ન થયા બાદ પતિ કે પત્નીને પોતાનાં બાળકોનાં ભાવિ વિશે કંઈ કહેવાનો અધિકાર ન રહેતો' (પા. ૯૬). યુરોપની સંસ્કૃતિઓ હેઠળ મિનોઅન, ગ્રીક અને પાશ્ચાત્ય સંસ્કૃતિ-ઓને ગણનામાં લેવામાં આવી છે, રોમન સંસ્કૃતિએ શું સર્જ્યું અને યુરોપને શું વારસામાં આપ્યું તેનો વાસ્તવિક અને સમીક્ષાત્મક ચિતાર આપવામાં આવ્યો છે. ગ્રીસ અને રોમન સામ્રાજ્યોના પતનમાં જે કારણોને જવાબદાર ગણવામાં આવ્યાં છે તે યથાર્થ છે. પશ્ચિમ સંસ્કૃતિના કેટલાક દોષો લેખકે ધ્યાન સમક્ષ લીધા છે. આમ છતાં પશ્ચિમ સંસ્કૃતિમાં જે ક્રિયાશીલતા, બુદ્ધિની કુશાગ્રતા, પ્રેમ અને અભિવ્યક્તિનાં પાસાંઓ છે તેની ઉપેક્ષા કરી શકાય તેમ નથી. પૂર્વના જીવનમાં આ લક્ષણો-ની અંશતઃ ગેરહાજરી કે તેમનો કૃત્રિમ અંકુશ જણાય છે.

ઉત્તરાર્ધમાં ભારતનું પ્રાચીન દર્શન વિશદ રીતે અને આલોચનાત્મક દૃષ્ટિએ રજૂ કરવામાં આવ્યું છે. આ દર્શન પ્રાચીન હોવા છતાં તેમાં ગાંધી યુગના ઉદય સુધી

# synthetic fabrics are now printed and processed by jubilee



Jubilee Mills, leading processors of cotton cloth, now undertake synthetic processing too.

**JUBILEE MILLS LTD.,**
**SEWRI, BOMBAY-15**

ADROIT/JB/1

वर्ष आठमुं · અંક નવમો    એપ્રિલ ઈ. સ. ઓગણીસસો ઓગણોતેર

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯-૩

"દસ હજાર ટનની એક ગંજાવર સ્ટીમરના તળિયાનો એક જ નાનો 'સ્ક્રૂ', જો ઢીલો થઈ જાય અને પછી ખૂલી જાય તો એ 'સ્ક્રૂ'ને જો ફરી વાર સરખો લગાડીને સ્ટીમરનું તળિયું સાબૂત કરવામાં ન આવે તો છેવટે સ્ટીમર ડૂબી જાય. એ કારણે જ એ નાના 'સ્ક્રૂ'નું મહત્ત્વ સ્ટીમરનો 'કપ્તાન' સમજે છે, અને એથી જ એને વારંવાર તપાસાડાવતો રહે છે. એ જ રીતે, આપણા પ્રધાનો જ્યારે પ્રજારૂપી સ્ટીમરમાં 'નાના સ્ક્રૂ'નું મહત્ત્વ સમજતા થશે ત્યારે જ આપણા દેશરૂપી જહાજમાં પાણી ભરાઈ જતું અટકાવી શકશે. નાની નાની બાબતોમાં પ્રજાની દરેક વ્યક્તિ જ્યાં સુધી ઘડાય નહીં ત્યાં સુધી પ્રજા 'પ્રજા' તરીકે તૈયાર થાય નહિ, અને પ્રજા તૈયાર ન થાય ત્યાં સુધી દેશનો જયવારો ક્યાં છે?"

**ચાંપશી વિ. ઉદેશી**
['જીવનઘડતર.' 'નવચેતન' કાર્યાલય, અમદાવાદ. સને ૧૯૬૯. પૃ. ૩૪]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

એપ્રિલ ૧૯૬૯] અભ્યાસ [સળંગ અંક ૬૩

અનુક્રમ



*

સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિંમત રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧






## निरंकुश ने अनंत चर्चा न जोईए!

લોકશાહીમાં નિર્બંધ ચર્ચાને અવકાશ છે જ; બલકે, વિવિધ જાહેર પ્રશ્નો પર લોકો છૂટથી પોતાના મતો-અભિપ્રાયો વ્યક્ત કરતા રહે એ લોકશાહીની અનિવાર્ય શરત તથા અનેરી વિશેષતા છે. પણ, નિર્બંધ વાતચીત એટલે નિરંકુશ અને અનંત વાતચીત નહીં! સાર્વજનિક સ્વરૂપના સવાલો વિષે સહુ પ્રજાજનો સતત જાગૃતિ દાખવે, એ સમસ્યાઓને હલ કરવા માટેના અસરકારક ઉપાયો વિચારે, એ વિકલ્પો સર્વની જાણ તથા વિચારણા માટે રજૂ કરે—એ બધું જ જરૂરી અને મહત્ત્વનું છે. રાજ્યના અને સમાજના પ્રશ્નોમાં ઉત્કટ રસ લેતા રહેવું એ તો લોકશાહી નાગરિકતાની વિશેષ અપેક્ષા છે.

પરંતુ, વિચાર-વાણી-અભિવ્યક્તિ સ્વાતંત્ર્યોનાં વહેણો વ્યવસ્થિત રીતે, વિનય અને સુરુચિની મર્યાદામાં, સમજદારી અને સહિષ્ણુતાની પાળમાં અવિરત ચાલુ રહેવાં જોઈએ. આવી પાળો બાંધવાનું કામ રાજ્ય અને નાગરિકો બન્ને કરે છે, પણ એમાં નાગરિકોની જવાબદારી ઘણી વધારે છે. રાજ્યનું કાર્ય ન્યૂનતમ અને બની શકે ત્યાં સુધી સર્વસંમત નિયમનો નક્કી કરવાનું ને પળાવવાનું છે. દરેક વ્યક્તિનું સ્વાતંત્ર્ય સચવાય અને પ્રત્યેકને ન્યાય મળે એ માટે રાજ્યની દરમિયાનગીરી વિચારપૂર્વક સ્વીકારાઈ છે. પણ, રાજ્યની એવી મૂળભૂત ભૂમિકા અને અનિવાર્ય કામગીરીનો અર્થ એવો નથી કે બધાં નિયમનો અને કાનૂનો રાજ્ય જ ઘડે અને લાદે! લોકશાહીનો અર્થ એ છે કે વિવિધ સ્વરૂપની સામાજિક વર્તણૂંકને પ્રજા પોતે જ સુયોગ્ય વળાંકો આપે અને સ્વેચ્છાથી સહુ નાગરિકો પોતાનાં વિચાર-આચાર પર બંધનો મૂકે. લોકશાહીમાં પણ લગામ તો જોઈશે જ; પણ એ લગામ લોકોએ તૈયાર કરેલી, લોકોએ સ્વીકારેલી અને લોકોના સુનંદા પ્રતિનિધિઓએ વાપરેલી હોવી જોઈએ.

વિવિધ વિષયો પર જુદા જુદા લોકો પોતાનાં મંતવ્યો દર્શાવે તો સરવાળે સહુને ફાયદો જ થાય. કોઈ એક પ્રશ્નનાં બધાં પાસાંની જાણકારી અને એના તમામ સૂચિતાર્થો કેવળ ભગવાનને જ ખબર હોય! મનુષ્ય-સમાજ તો અપૂર્ણ માનવીઓનો બનેલો છે. એમાંનો ગમે તે માણસ ચાહે તેટલો મોટો હોય—અરે, 'મહાત્મા' હોય—તો પણ એને બધી બાબતોનું આકલન થતું નથી. સહુ પ્રજાજનો જ્યારે ભેગા મળે છે, એકમેકને સાંભળે છે, એક બીજાની વાતો પર વિચાર કરે છે ત્યારે એવી મહત્તમ કે સર્વસંમતિમાંથી લગભગ પૂર્ણતા સિદ્ધ થાય છે. લોકશાહીમાં સમગ્ર લોકો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન બનવાનો સંભવ છે, પણ કોઈ એક વ્યક્તિ એવી સિદ્ધિ મેળવવાને સ્વભાવતઃ જ અપાત્ર અને અપૂર્ણ છે.

હવે, વાતચીત કરવી એનો અર્થ જ એ છે કે આપણી વાત કહેવી અને બીજાઓની સાંભળવી! માત્ર પોતાની જ વાત કર્યા કરનારી વ્યક્તિ વાતચીત નથી કરતી, પણ માત્ર બબડાટ કરે છે એમ જ કહેવું રહ્યું! જેમ મને કશુંક કહેવાનું મન થાય છે તેમ બીજાઓને પણ પોતપોતાની રજુઆત કરવાની ઇચ્છા હોય જ છે; અને, જેમ મારી વાત સહુ સાંભળે એમ મને લાગે છે તેમ અન્યની વાતો હું સાંભળું

એવી પણ એમને અપેક્ષા હોય છે જ. આને કારણે, લોકશાહીમાં વાતચીતને વધુ અવકાશ રહે છે અને ચર્ચા-વિચારણાનો દોર લંબાય છે.

જે દેશમાં લોકતંત્ર છે ત્યાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાથી માંડી રાષ્ટ્રીય પાર્લમેન્ટ સુધીનાં તમામ લોક-પ્રતિનિધિ-મંડળોમાં ચર્ચા અને વાતચીત માટે બનતો વધુ સમય મુકરર કરવામાં આવે છે. એ માટેના નિયમો પણ નક્કી કરવામાં આવે છે. એનો મુખ્ય હેતુ અભિવ્યક્તિની મોકળાશને સતત સાચવવાનો ને અમલી બનાવવાનો છે. તેથી જ, સભા-સંચાલન વખતે, અધ્યક્ષપદે જે વ્યક્તિ હોય તેની સવિશેષ જવાબદારી એ રહે છે કે એણે જાગૃત રહીને, જવાબદારીપૂર્વક તથા નિષ્પક્ષપાતપણે સભાગૃહ સમક્ષના પ્રશ્નો-મુદ્દાઓ પરની ચર્ચાનાં વિવિધ પાસાં વ્યક્ત થવાં દેવાં જોઈએ. ખાસ કરીને, જે અભિપ્રાયો અણગમતા જેવા લાગતા હોય કે ક્યારેક તો કેવળ એકલ દોકલ વ્યક્તિના જ તરંગ સમા જણાતા હોય તેમની રજૂઆત થતી ન અટકે એ અધ્યક્ષે જોવું જોઈએ. એ જ રીતે, જે અભિપ્રાયો ને સૂચનો સત્તાધારી પક્ષની મૂંઝવણમાં ને મુશ્કેલીમાં વધારો કરનારાં હોય તેમને દાબી દેવામાં ન આવે એ પણ જોવું રહ્યું. લોકશાહીમાં વાણી-સ્વાતંત્ર્યનું મૂલ્ય ઘણું છે, અને વાણી-સ્વાતંત્ર્યના મૂળમાં વિરોધ વ્યક્ત કરવાનું સ્વાતંત્ર્ય રહેલું છે. એટલે, ચર્ચા તો ચાલવી જ જોઈએ.

ચર્ચાનું આવું ચક્ર સપ્રમાણ રહે તે માત્ર ખાસ જોવું–સંભાળવું રહ્યું. બહુમતી જેમ લઘુમતીને કચડી ન શકે તેમ લઘુમતી બહુમતીને કામ કરતી અટકાવી કે રૂંધી ન શકે. વળી, લોકશાહીમાં વાતચીત અને સંવાદ સતત ચાલુ રહેવાં જોઈએ એમ માનનારાંઓ, કેટલીક વાર તો સાવ અજાણતાં પણ, માત્ર ભાષણો કર્યા કરવાથી જ લોક-કલ્યાણ થઈ જતું હોય એમ માનતા થાય છે! આ ભારે મોટો ભ્રમ છે, અને તે કદાપિ સંઘરવો ન જોઈએ. લોકશાહીના જેઓ વિરોધીઓ છે તેઓ જાણીબૂઝીને લાંબું લાંબું બોલતા રહે છે અને એ રીતે વાણી-સ્વાતંત્ર્યની વિભાવનાને હેતુપૂર્વક વિકૃત બનાવે છે. એવા વિરોધીઓને તો લોકશાહીના નાશ અને નિકંદનમાં રસ હોય છે! એટલે, લોકશાહીવાદીઓએ સમજપૂર્વક અને સમયસર વર્તીને લોકશાહીના આવા વિઘ્નસંતોષીઓની બૂરી મુરાદો નિષ્ફળ બનાવી દેવી જોઈએ.

લોકતંત્રમાં મુક્ત અને જરૂરી ચર્ચા-વિચારણા બાદ સમર્પક નિર્ણયો જો ન લેવાય અને એમનો સન્નિષ્ઠ અમલ કાર્યક્ષમતાથી ન કરાય તો લોકશાહી રીતરસમોમાંથી અને લોકતંત્રની પ્રણાલિકાઓમાંથી લોકોનો વિશ્વાસ ડગમગવા લાગે છે. લોકશાહી એટલે વાતોડિયાઓનો જાણે મેળો—એવું ચિત્ર ખડું થાય છે! આ ભયસ્થાન ઘણું મોટું છે. લોકશાહીમાં મુક્ત વાતચીત માટે હંમેશ અવકાશ છે, પણ એવા વાતાવરણ વચ્ચે વિધિસર અને વાજબી નિર્ણયો ઝડપથી લેવાવાં જોઈએ, અને એમનો અમલ પૂરી સહૃદયતાથી કરવો જોઈએ.

જો આપણે કેવળ ચર્ચા જ કર્યા કરીએ તો પરિસ્થિતિનો ઉકેલ કેવી રીતે આવે? ઊલટું, આખો વખત બોલ બોલ કરવાથી પરિસ્થિતિ વધુ ગૂંચવાય અને ઉકેલ વધુ કઠણ બને. માટે, ચર્ચા-ચક્ર પર ચોક્કસ સમયે અને ચતુરાઈપૂર્વક અંકુશ મૂકવાની કળા લોકશાહીમાં સહુ પ્રજાજનોએ શીખવી રહી અને વિકસાવવી રહી. કેવળ રાજ્યને જ નહીં, પણ સમાજનાં બીજાં મંડળોને પણ આ વાત લાગુ પડે છે. લાંબા સમય સુધી ચર્ચા કર્યા કરવાથી મુદ્દાઓ વધુ સ્પષ્ટ થતા નથી. માટે જ કહેવાયું છે ને કે કોઈ પ્રશ્નને ચોળીને બહુ ચીકણો ન કરવો! નિર્ભય ચર્ચા-વિચારણાની મોકળાશ વિના લોકશાહી જીવી ન શકે એ જેટલું સાચું છે તેટલું જ નિરંકુશ અને અનંત વાતચીત વડે લોકશાહી ઝાઝો વખત ટકી ન શકે એ પણ સાચું છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# સ્વાધ્યાય ❀ સંશોધન ❀ સર્જન

### આપણા સાહિત્ય-ક્ષેત્રના શબ્દ-કોષમાં

## બળવન્તરાય ઠાકોરનો ફાળો

### (શતાબ્દી સંભારણું)

કલ્યાણરાય ન. જોષી

આપણા સાહિત્યના ક્ષેત્રને બળવન્તરાય ઠાકોરે અનેક રીતે સમૃદ્ધ બનાવ્યું છે. પિંગળ-શાસ્ત્રમાં, કાવ્યશાસ્ત્રમાં, વિવેચનશાસ્ત્રમાં અને બીજાં અનેક પ્રકારનાં અંગ-ઉપાંગોની સીકલ બદલાવવામાં, કહો કે તેને રૂપાળાં બનાવવામાં બળવન્તરાય ઠાકોરે કર્તવ્ય-નિષ્ઠાથી પોતાનું હીર ખર્ચ્યું છે એ કોણ નથી જાણતું?

ગુજરાતી સાહિત્યની અસ્મિતા હજુ બરાબર પ્રકટી નહોતી અને સમજુ સમાજના કાર્યક્ષેત્રમાં સંસાર-સુધારો, ધર્મોન્નતિ, વિદ્યાભ્યાસંગ અને સાહિત્યોપાસના જેવા જુદા જુદા સુસ્પષ્ટ વિભાગો ઊપસી આવ્યા નહોતા તેવા કાળમાં બળવન્તરાય ઠાકોરની જીવન-લીલાને (જીવનવાડીને) પાંગરવાનું સરજાયું હતું. સંસ્કૃત સાહિત્યના અભ્યાસથી—કહો કે વિવેકભર્યા વિવેચનની દૃષ્ટિથી થયેલા અભ્યાસથી—એમના સમયના ભણેલા ગણેલા ગણાતા યુવાનોનું ચિત્તતંત્ર સારી પેઠે વિશદ બનતું હતું; મતમતાંતરોના કોલાહલથી યુવાનોનું માનસ ડોળાયેલું બનવા પામતું નહોતું. અંગ્રેજ પ્રજાના ઘડતરમાં સંગીન ફાળો આપનારા અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ અને તત્ત્વચિન્તનના ગાઢ પરિચય-થી એ સમયના યુવાનોમાં સત્યનિષ્ઠા, અભ્યાસવૃત્તિ અને દેશભક્તિ ઠીક ઠીક જાગ્યાં હતાં. આ ગુણોનો આવિષ્કાર બળવંતરાય ઠાકોરના નીચેના અભિપ્રાયમાં સુવ્યક્ત થાય છે. તેમણે એક સ્થળે લખ્યું છે કે, 'Gokhale (G. K. Gokhale) was ઋજુદર્શી and there-fore he was a liberal politician even at the cost of popularity.' આ અભિપ્રાયમાં ઠાકોરનું માનસ પ્રતિબિમ્બિત થઈ રહ્યું છે. જેમ રાજકારણમાં તેમ સાહિત્ય-ક્ષેત્રે, વાચકોને આઘાત આપીને પણ પોતાની દૃષ્ટિએ દેખાયેલાં સત્યોને રજૂ કરવામાં બળવન્તરાય ઠાકોર ખમચાતા નહિ એ કોણ નથી જાણતું? તેમણે હિંમતથી કહ્યું છે કે, 'પદ્યરચનામાં મારું લક્ષ્ય કંઈક જુદું જ છે'. ઠાકોર ઇચ્છતા હતા કે ભાષા ઉપર સારો કાબૂ, સાચી પકડ જેમને પ્રાપ્ત થઈ હોય તેમણે જ ગુજરાતી સાહિત્યના વિકાસના કાર્યમાં ઝંપલાવવું ઘટે. તેમના શબ્દો ટાંકીને આ વાતને વધારે ચોખ્ખી કરવામાં આવે તો ઠીક. એમનું કહેવું છે કે, 'સરળતા અને પ્રૌઢી, તળપદા શબ્દમૌક્તિક, સચોટતા અને મહાવાક્યવિલાસ, શબ્દોમાં અને વલણોમાં નવીનતાની સાથે દર્શકતા, પ્રકાશ અને જુસ્સો, ઋજુતા અને વક્તવ્ય—આ પરસ્પર વિરોધી જેવા દેખાતા ગુણો એક સાથે યથાયોગ્ય આવે તેનું નામ જ ભાષા પરનો કાબૂ.' [કવિતાશિક્ષણ]–બ. ક. ઠા.

બળવન્તરાય કયા માધ્યમમાં વિચાર કરે છે? ગુજ-રાતી સાહિત્યના ઉત્કર્ષ માટે, પણ એમની વિચારસંકલના અંગ્રેજી માધ્યમ દ્વારા રચાયેલી હતી. મનુષ્યની વિચાર-સૃષ્ટિમાં ભાષા-માધ્યમ મોટો ભાગ ભજવે છે. આ કારણે જ્યારે જ્યારે બળવન્તરાય કોઈ વિચાર રજૂ કરવા ઇચ્છતા ત્યારે ત્યારે એમને રૂઢીબદ્ધ અંગ્રેજી શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાય તેવા વિચાર અને અર્થ-ના ઘાટ એમના મનોમુકુરમાં પ્રતિબિમ્બિત થતા. તે બિમ્બને ગુજરાતી ભાષામાં મૂકવા માટે—યોગ્ય રીતે મૂકવા માટે—તે ઉતાવળ નહોતા કરતા. પણ, પોતા પાસે સંસ્કૃત ભાષાની અને તળપદી ભાષાની જે મૂડી હતી તેનો વિવેકસર ઉપયોગ કરવામાં તે મશગૂલ રહેતા. પોતાને જ્યાં સુધી સંતોષ ન થાય ત્યાં સુધી પોતાના મનમાં ઊગી આવેલા અર્થની અભિવ્યક્તિ માટે તે શબ્દ શોધ્યા જતા, શબ્દના લપેટા લગાવતા

જતા અને ક્લિષ્ટ થઈ જવાની બીક વગર અનેક નવા શબ્દજૂથો, અને ઉપસર્ગયુક્ત શબ્દો યોજતા જતા હતા. એ રીતે એમણે ગુજરાતી સાહિત્યમાં કેટલાક અર્થપ્રચુર અને કેટલાક ક્લિષ્ટ શબ્દો વહેતા કર્યા છે. એવા શબ્દોનો નાનો સરખો સંગ્રહ અત્રે રજૂ કરવામાં આવે છે. એ સંગ્રહ પરથી બળવન્તરાય સાહિત્ય-ક્ષેત્રે કેવા હતા તે જાણી શકાય તેમ છે. બ. ક. ઠા. ની અંશતઃ સાહિત્ય-છબી આ સંગ્રહ ઉપસાવી શકે એમ છે.

આ સંગ્રહમાંના બધા જ શબ્દો કેવળ બળવન્તરાયના આગવા છે એમ તો ન કહી શકાય. પણ, બળવન્ત-રાયની ટેવ અને કટેવનું ચિત્ર તો જરૂર આ સંગ્રહમાંથી ઉપસાવી શકાશે.

### બ. ક. ઠાકોરના કેટલાક આગવા શબ્દો અને શબ્દજૂથો

અગુણ=ગુણ ન ગણાય તે (અવગુણ નહિ), (દોષ પણ નહિ). પુરુષનું બાયલાપણું તે અગુણ છે, અવગુણ નહિ, એમ બ. ક. ઠા. માને છે.

અત્યન્તાત્યન્ત અનેકાનેક=આવાં શબ્દજૂથો બ. ક. ઠા. વાપરે છે. (તે વાજબી છે?)

અધોગામી ક્રાન્તિ=પતનને માર્ગે લઈ જનાર બળવો.

અનૈતિહાસિક માનસ=ઇતિહાસના તત્ત્વના ભાન વગરની દૃષ્ટિ–mind having no historical sense.

અપરાગ=રાગ વગરનું.

અપુનરાવર્તિવહન (કવિતામાં)=પુનરાવર્તિ વહન નહિ તે. ફરી ફરીને શબ્દજૂથ કે ઉક્તિ આવ્યા ન કરે તેવું કવિતાનું વહન.

અર્થાનુસારી લયવાળો પૃથ્વી છંદ=અગેય પૃથ્વી–કહો કે પ્રવાહી પૃથ્વી, પરંપરિત શબ્દોવાળો ગેય પૃથ્વી નહિ.

અર્થવાદ (કવિતામાં)=સંગીતવાદ નહિ, પણ અર્થવાદ.

અલંકરણ=અલંકાર (કાવ્યમાં) યોજવાની નિપુણતા (અર્થવાદ એ આગમોમાંનો એક પારિભાષિક શબ્દ ચલણી થઈ ગયો છે તેનું કેમ?)

અવમાનના=disrespect. માન ન મળ્યાની ભાવના, 'અપમાન' નહિ.

અવમાનિત=disrespected. માન મેળવવામાં નિષ્ફળ ગયેલ.

અવશ્ય-ભાવિ પ્રગતિ=થવા સર્જાયેલી ચઢતી.

અવિવિધ=monotonous. એકસૂરી; એકરંગી.

અસ્મિતા-જન્ય મહેચ્છાઓ=અભિમાનમાંથી અહંપણા-માંથી ઉદ્‌ભવેલી મહેચ્છાઓ.

અસ્લુસૂલ સુધારક=primordial reformer. આ શબ્દ ફારસી કે અરેબિક છે. બ. ક. ઠા.ને માન્ય છે.

અહમસ્મિતા (કવિની)=કવિના મનમાં જાગતું સભાનપણું. self–consciousness.

આત્મલીન કવિ=પરલીન કવિ નહિ તે ['સ્વાનુભવ રસિક' બ. ક. ઠા.ને ખટકે છે].

ઇતિહાસક=historian. ઇતિહાસનો નિષ્ણાત અભ્યાસી, ઇતિહાસ–શાસ્ત્રી.

ઉક્તિ વૈચિત્ર્ય=બોલવાની ઢબનું વૈચિત્ર્ય; શબ્દનું વૈચિત્ર્ય નહિ.

ઉગમ=ખુલાસો.

ઉત્પ્લુતિ=પ્લુતિમાંથી ઉત્પ્લુતિ; પ્લુત ઉચ્ચારણ. ગરબાની કડીને અન્તે સૂરનું લંબાણ થાય છે તે. જેમ કે, 'મારે આંગણ ચંપો મરવો કેવડો ડોલર છે રે...હો ...લ્હેરે.

ઉપકવિતા=અવલ દરજ્જાની નહિ એવી કવિતા.

ઉમેરણ=ઊમેરવું ધાતુ પરથી નામ.

ઊર્ધ્વકાંક્ષી કવિતા=having high aspiration. સરખાવો 'મહત્ત્વાકાંક્ષી.'

ઊર્ધ્વગામી ક્રાન્તિ=evolution, revolution નહિ. ઊંચે લઈ જવાનું પરિણામ લાવી આપે તેવી ક્રાન્તિ.

ઊર્મિક=lyric. ઊર્મિકાવ્ય. એમાંથી બ. ક. ઠા.નો શબ્દ બન્યો ગંભીરોમિક. આ શબ્દ કોણ વાપરશે?

ઋજુદર્શી આત્મા=સત્યનું જ દર્શન કરી શકે તેવો આત્મા. બ. ક. ઠા. કહે છે કે કવિ કાન્ત ઋજુદર્શી

હતા. શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે રાજકારણના ઋજુદર્શી હતા.

એકાકાર=consistencyના અર્થમાં બ. ક. ઠા. વાપરે છે. બન્ધબેસતું વિશેષણ પરથી નામ ન બનાવી શકાયું માટે એકાકાર શબ્દ યોજાયો એમાં ઠાકોરપણું રહેલું છે.

કવિકલ્પિત તંગો=બ. ક. ઠા. લખે છે કે ઉત્તરા ને અભિમન્યુને લગતી હકીકત સુપ્રસિદ્ધ છે. તેને લગતાં આ સ્વપ્ન અને ઉત્તરાભિમન્યુ સંવાદ કવિકલ્પિત તંગો છે.' નરસિંહરાવને ઉતારી પાડવા 'તંગો' શબ્દ યોજ્યો જણાય છે. બ. ક. ઠા.ની એ કટેવ.

કૃતિનાથ=વ્યાકરણની ભાષામાં સુધારો કરતા હોય તેમ બ. ક. ઠા. ક્રિયાનાથને બદલે કૃતિનાથ વાપરે છે.

ઘડીસંકલિત=ગડીબંધ તાકો–પ્રચલિત શબ્દ-યોજના છે. તેને સ્થાને બ. ક. ઠા. આ શબ્દજૂથ વાપરે છે. ઘડીબંધ સંકેલાયેલો, ખેરવિખેર રૂપે નહિ, તે ઘડી સંકલિત.

ઘડીછૂટાં=મોકળાશથી ખુલ્લાં.

ઘનત્વ=બ. ક. ઠા. માને છે કે નવા યોજેલા શબ્દો–અર્ધ પ્રવાહી અને અર્ધઘન સ્થિતિમાંથી વપરાશના બળથી ઘનત્વ પામે છે. અંગ્રેજી શબ્દ viscosity–viscous, solidarity–solid ઉપરથી બ. ક. ઠા.ને ઘનત્વ સૂઝ્યો છે.

ચમત્કારભૂ=ચમત્કાર ઉપજાવે તે. સરખાવો–'શંભૂ'.

ચોખલિયાવેડા=અંગ્રેજી શબ્દ puritanism ઉપરથી યોજાયેલો શબ્દ છે. જેમ ધર્મના કર્મમાં ઝીણવટભરી ચોખ્ખાઈ પાળવાની વૃત્તિ સંસારમાં પોષાયેલી છે, તેમ સાહિત્ય–ક્ષેત્રે શબ્દોની જોડણીને અંગે, શબ્દોના ધાત્વર્થને અંગે, ચોખલિયાવેડા પ્રચલિત હોય છે. રાજકારણમાં પણ ચોખલિયાવેડા સંભવે છે.

જ્યોતિર્ઝંખી કવિ=પ્રકાશ માટે–વિશદ પ્રકાશ નહિ પણ જ્યોતિઃ માટે ઝંખના સેવતો કવિ.

તરંગ=લોકભાષામાં મનના તુરંગો કહેવાય છે તેને બ. ક. ઠા. મનના તરંગ–fancy–કહે છે. આ શબ્દ યોજી બ. ક. ઠા. fancy અને imagination વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવા મથે છે. બ. ક. ઠા. કહે છે કે કલ્પના એ મોટી બહેન છે અને તરંગ એ છોટી બહેન છે.

તત્સમશુદ્ધિ=તત્સમ શબ્દોની જોડણીની શુદ્ધિ તે તત્સમશુદ્ધિ.

તાર્કિક મગજ=logical brain.

તાર્કિક મન=philosophic mind–અગમનિગમની વાતોમાં રસ લેતું માનસ.

તાલબહેરો કાન=જે કાનને સ્વરના સૂરના માપબંધી થડકાનું ઔચિત્ય સમજાતું નથી તેવા કાનવાળો માણસ.

ત્રિવર્ણી=award of three syllables બ. ક. ઠા. પદને વર્ણ કહે છે. માટે ત્રિપદી તે ત્રિવર્ણી.

દુરારોહી તૃષ્ણા=જે તૃષ્ણા મહામુશીબતથી સન્તોષી શકાય.

દુરૂઢ=a pleasant fancy; conceit. મહામહેનતે પ્રાપ્ત કરી શકાય તેવી તર્કબુટ્ટી.

દષ્ટિપથ=way of vision; direction vision; મૌલિક દષ્ટિપથ દષ્ટાને જ વરેલો હોય છે. દષ્ટિકોણથી જુદો આ શબ્દ બ. ક. ઠા. આપે છે.

દઢ-અનુસ્વાર=બ. ક. ઠા. અનુસ્વારના બે ભેદ જોરશોરથી બતાવે છે. 'આંખ'માં પોચો અનુસ્વાર છે અને 'પન્થ'–'પંથ'માં દઢ અનુસ્વાર છે.

દ્વિરુક્તિ=tautology–ઉક્તિનું બેવડાવવું તે.

ધૂમાવિષ્ટ નિન્દકો=વિવેચન કાર્યમાં ગુંથાયેલા લેખકો કોઈની નિન્દા કરે છે ત્યારે તેમની દષ્ટિદિશા ધૂમથી ઘેરાયેલી હોવાથી તેમનું દર્શન સુરેખ હોતું નથી. ધૂમાવિષ્ટ–પૂર્વગ્રહથી જકડાયેલાના અર્થમાં બ. ક. ઠા. વાપરતા હોય એમ સમજાય છે–પણ ખાસ કરીને આ શબ્દ તે નિન્દકો માટે વાપરે છે. શું પ્રશંસકો પણ ધૂમાવિષ્ટ ન હોઈ શકે?

પટુકરણ કવિ=બોલવાની અને ગાવાની છટાવાળા કવિ –જેવા કે રામચુરા, મેઘાણી.

પદ=ગવાતી કવિતા–પ્રેમાનન્દનાં પદો.

પદ્ય=અર્થપ્રચુર કવિતા. બ. ક. ઠા. માને છે કે ગુજરાતી સાહિત્યમાં પદનો સુકાળ છે. પદ્યનો સુકાળ

નથી. પૃથ્વી વૃત્ત સિવાયના વૃત્તવાળી કવિતા ગેયત્વ-વાળી ગણાય છે. તેને એ પદ્ય કહેતાં ખમચાય છે.

પરમતસહન=tolerance–સહિષ્ણુતા.

પ્રતિફલક=બીજાના તેજને પ્રતિબિમ્બિત કરનાર, બીજાના તેજથી પ્રકાશમાં આવેલા લેખકો.

પ્રતિનિધિ અનુસ્વાર=સાચો અનુસ્વાર નહિ, પણ અનુનાસિક ઉચ્ચારનો પ્રતિનિધિ હોય તે. 'મંદિર'–માં પ્રતિનિધિ અનુસ્વાર છે (મન્દિર); 'કંપવાયુ'–માં પ્રતિનિધિ અનુસ્વાર છે–કમ્પનો ઉચ્ચાર માગે છે માટે.

પ્રત્યગ્ર યૌવન=સદા આગળ પડતું દેખાય તેવું યૌવન. (અપ્સરાનું હોઈ શકે?)

પ્રસન્નબિમ્બ=જે વિચારના પ્રતિબિમ્બ સુરેખ ઊઠી શકે તે. ઝાંખું પ્રતિબિમ્બ પાડનાર વિચાર પ્રસન્ન-બિમ્બ ન કહેવાય.

પ્રસાદ=૧ લય, ૨ શબ્દ અને ૩ અર્થ–ની એકરસતા–તેનું નામ પ્રસાદ અથવા સંમૃદ્ધિ. (બ. ક. ઠા.)

પ્રાથમિકાન્તિક=પ્રાથમિક આન્તિક; primary and final stages.

પિંગલને લગતા બ. ક. ઠા.ના નવા શબ્દો–(૧) ગુલબંકી (૨) મિશ્રજાતિ (૩) પંચકિરણ (૪) મહાભારતી (૫) મુક્ત આર્યા (૬) મુક્ત અનુષ્ટુપ.

પુનરુક્તિ પ્રચુર=શબ્દોને–ઉક્તિને શબ્દજૂથને–ફરી ફરી યોજવાની કળામાં કુશલ. જેમ કે–'ગીતગોવિન્દ'ના કવિ જયદેવ.

પોચો અનુસ્વાર=મન્દ અનુનાસિક ઉચ્ચાર દર્શાવનાર અનુસ્વાર–કાંતવું, પાંસરું.

ફલક=આ શબ્દ બ. ક. layer થરના અર્થમાં યોજે છે. મરાઠી ભાષામાં ફલક શબ્દ પાટિયાના અર્થમાં (board) વપરાય છે.

ફલવત્તા=ફળદાયીત્વ, નિષ્ફળપણાનો વિરોધભાવ, સફળતાની સ્થિતિ; મુખ્ય શબ્દ બ. ક. ઠા. ના ચિતતંત્રમાં ફલવત્ છે તેમાંથી સાધિત 'ફલવત્તા'.

બલિષ્ઠ=ભારક્ષમ ઓજસવાળી શૈલી.

ભંગમાળા (સંકલ્પોની)=મોજાના (ઊછળતી ઊર્મિઓના) ભંગની પરમ્પરા. વિચારણાનો મોજો ફાટે તે 'ભંગ' અને પરંપરા તે 'ભંગમાળા'. વિચારતન્તુઓની ગૂંચ માટે આ શબ્દ યોજ્યો જણાય છે.

મત=આ શબ્દને બ. ક. ઠા. નાન્યેતર જાતિમાં વાપરવાનો આગ્રહ સેવે છે. દા. ત., 'મારું મત', મારો મત નહિ.

મહાકાવ્ય=અંગ્રેજીમાં જેને period કહેવામાં આવે છે એવું સુબદ્ધ અને અતૂટ લાંબું વાક્ય તે 'મહાવાક્ય'.

યતિભંગ=યતિસ્વાતંત્ર્ય

રતિઓ=રતિ એટલે રમણા, તેનું બહુવચન રતિઓ. (બ. ક. ઠા.ની આ રીત છે.)

રવસંવેદન=rhytham–લઘુ ગુરુ સ્વર અને વ્યંજનના ઉચ્ચારણની કાન પર પડતી છાપ.

રંગમાત્રા=લેખના રંગ હોય છે. તેવા રંગની માત્રા વધે ઘટે–તે લેખનો tone કેવો છે એ રંગમાત્ર બતાવી શકે.

રાસ=સમુદાય પ્રયોજ્ય નૃત્યગીત. રાસ અને ગરબાને બ. ક. ઠા. ઉપસાહિત્ય કહે છે–એમની નજરે રાસ એ સાહિત્ય તો ન જ કહેવાય. ઉપસાહિત્યનો અર્થ light literature બ. ક. ઠા. કહે છે કે શું?

વર્ણી=વર્ણથી જાગ્રત થતો ઉચ્ચાર. તે પરથી એકવર્ણી, દ્વિવર્ણી મા, તું, છે, ના, વગેરે શબ્દો એકવર્ણી અને માતા, તમે હતા, નાથ, વગેરે દ્વિવર્ણી. બ. ક. ઠા. માને છે કે 'ગઈ' દ્વિવર્ણી હોવા છતાં કવિ તેને બદલે ગૈ વાપરી પોતાનો ભાવ એકવર્ણી શબ્દથી બતાવી શકે છે. પૈ એ એકવર્ણી છે અને પઈ એ દ્વિવર્ણી થાય. તેવી જ રીતે ફૈ અને ફઈનું સમજવું. પીંગલની વ્યાખ્યા માટે બ. ક. ઠા. આ શબ્દ યોજે છે. એકાક્ષરી કે પંચાક્ષરી રૂઢ શબ્દો એમને સાચા નથી લાગતા, કારણ કે અક્ષર શબ્દ વિશેષ વ્યાપકતાવાળો છે તેથી વર્ણી ઘણી ચીવટથી યોજવામાં આવ્યો છે. આ બ. ક. ઠા.ના ચોખલિયા વેડા ગણાય છે. એકાક્ષરી, પંચાક્ષરી અને દ્વિવર્ણી ત્રિવર્ણી–ને એકપદી, દ્વિપદી, ત્રિપદી વચ્ચે ભેદ રહ્યો છે.

વ્યવહિત=ધાતું ભૂતકૃદન્ત હિત, ઉપસર્ગ વિ+અવ. એકલું 'વિહિલ'તો ખૂબ વપરાય છે. પણ વિશેષ પ્રકારે

'અવહિત' માટે 'વ્યવહિત'. આવા શબ્દો ચલણી થતાં જરૂર વાર તો લાગે, પણ બ. ક. ઠા.ને વિશ્વાસ છે કે સમજુ લેખકો આ શબ્દ વાપરતા થશે તો એ પણ ચલણી બની જશે.

વ્યુત્ક્રાન્તિ=વિશેષ પ્રકારની ઉત્ક્રાન્તિ revolution.

વ્યાકૃત વિચારણા=articulate thinking–આકાર પકડતી વિચારણા, (કેવળ સ્વપ્ન સ્વરૂપની નહિ).

વ્યુપહાસક=parody–પ્રતિકાવ્ય-શબ્દમાં હાસ્ય-વિનોદનો ધ્વનિ નથી માટે 'વ્યુપહાસક'.

શબ્દાળુતા=verbosity–વધારે પડતા શબ્દોથી ભરપૂર બનેલી કૃતિનું સ્વરૂપ.

શ્વેતકેશ=વૃદ્ધ જન; ઘરડો માણસ.

સમુત્ક્રાન્તિ=evolution, ચડતે ક્રમે થતો વિકાસ.

સર્વંભૂષતા=સર્વભૂપ થવાનું લક્ષણ.

સંગી=સત્સંગી શબ્દમાંથી આ શબ્દ છૂટો પાડ્યો છે. જેમ શબ્દોના સમાસ રચવાનું કામ બ. ક. ઠા. કરે છે તેમ રૂઢ સમાસનો વિગ્રહ કરી છૂટા પડેલા શબ્દને પણ વપરાતા કરી દેવાનું બ. ક. ઠા. સમજ્યા છે.

સંપૂર્તિ અવયવ=complimentary part. અર્થની પૂર્તતા ઉપજાવતું અંગ–પૂર્ણત્વ આપતું અંગ.

સંસૃષ્ટ=સારી રીતે રચાયેલી કૃતિ.

સ્નેહધર્મ=આ શબ્દ નવા અર્થમાં બ. ક. ઠા. યોજે છે. religion of love માટે આ શબ્દ યોજાયો છે. બ. ક. ઠા.ને ક્રિશ્ચિયાનિટી વાસ્તે આ શબ્દ યોગ્ય જણાયો છે. પ્રેમલક્ષણા ભક્તિ માટે આ શબ્દ બ. ક. ઠા. ન વાપરે.

સાહિત્યપાતક=સાહિત્યના ક્ષેત્રે થયેલું પાપ–મોટો દોષ.

સુભગ નવલતા=આવકારને યોગ્ય નવીનપણું.

સુરાવટ=કાવ્યના કે ગદ્યના સુવાચનથી જામતો લય, આ લય વાંચનારના ચિત્તે તેમ જ શ્રોતાના ચિત્તે જામે છે. [સંગીતની સુરાવટથી સાહિત્યની આ સુરાવટ ભિન્ન છે].

સૂક્ષ્મ શબ્દાલંકૃતિ=ઉચ્ચારણના રવ માત્રથી અર્થભાવ, આદિને પોષે એવા અલંકારના ઉપયોગને બ. ક. ઠા. સૂક્ષ્મ શબ્દાલંકૃતિ કહે છે.

હેષા=ગધેડાના અવાજ માટે ભૂકવું વપરાય છે. પણ ઘોડાના હણહણવા માટે બ. ક. ઠા. 'હેષા' વાપરે છે.

\+ + +

શબ્દોનો અને શબ્દજૂથોનો આ નાનો સરખો સંગ્રહ બળવન્તરાયનાં લખાણોમાંથી વીણી કાઢવામાં આવ્યો છે. મુખ્યત્વે તો બ. ક. ઠા. તરફથી સંપાદિત થયેલ ગુજરાતી કાવ્યસંગ્રહના પુસ્તક નામે 'આપણી કવિતા સમૃદ્ધિ'ના વિવરણમાંથી આ શબ્દો ઉપાડ્યા છે. થોડાક શબ્દો એમણે ભાવનગર સાહિત્ય પરિષદને ટાંકણે રજૂ કરેલા નિબંધ–નામે 'કવિતા શિક્ષણ'માંથી–તારવવામાં આવ્યા છે. બળવન્તરાયના યુગમાં ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાની વૃત્તિ ઘણા થોડા સુશિક્ષિત જનોમાં જાગી હતી. એ જનમંડળનું દર્શન અંગ્રેજી સાહિત્યનાં જુદાં જુદાં સ્વરૂપોમાંથી ઉદ્‌ભવ્યું હતું. એ મંડળ પૈકીના એક બળવન્તરાય ઠાકોર હતા. ગુજરાતી સાહિત્ય પરિષદને ટાંકણેથી ઘડનારામાંના બળવન્તરાયની સેવા અનેકવિધ હતી. એમના કોડ ગુજરાતી ભાષાને ખૂબ લડાવવાના હતા. અહમસ્મિતાવાળું ખોટું મમત્વ એ રાખતા નહોતા. કુલણજીની પેઠે તે પોતાના દેશને, પોતાની ગુજરાતી ભાષાના સાહિત્યને, પોતાના દેશની સંસ્કૃતિને કેવળ ઊજળા રંગે ચીતરવામાં તે ભણેલાનો–કહેવાતા ભણેલાનો–દોષ દેખતા હતા. સાહિત્યની સમૃદ્ધિ માટે બળવન્તરાયે નક્કર અભ્યાસ અને પોતાને યોગ્ય જણાતા પ્રયત્નો કર્યા હતા. બળવન્તરાય માનતા હતા કે આપણા પછાત હિંદની બધી ભાષાના વિદ્વાનોએ ઉકેલવા જેવો મહાન પ્રશ્ન હોય તો તે પરિભાષાને લગતો છે. જગતના વિકસિત વિચારતંત્રને પોતીકીમાં ભાષામાં ચર્ચવાનું કામ બહુ વિકટ છે. પારિભાષિક શબ્દો ઘડવાનું, અને ઘડીને તે વહેતા કરવાનું, અને વહેતા થયા પછી એ શબ્દની પાછળ રહેલા અર્થની માત્રા વધાર્યા જવાનું કાર્ય સાહિત્ય ક્ષેત્રમાં થોડી ટીકા વહોરીને પણ સાક્ષરોએ કર્યા રહેવું જોઈએ. બળવન્તરાયે એમની માન્યતા પ્રમાણે આ કામ ઠીક ઠીક કર્યું હતું.

*

# 'रसगङ्गाधर'नो अलंकार विभाग—એક અધ્યયન

ચિત્રા પ્ર. શુકલ

કાવ્યમાં રહેલાં ચમત્કૃતિ અથવા સૌન્દર્યના તત્ત્વને આપણા પ્રાચીન આચાર્યોએ અલંકારનું નામ આપ્યું. કાવ્યશાસ્ત્રના સૌથી પ્રાચીન આચાર્ય ભામહે અલંકારોને જે પ્રાધાન્ય આપ્યું તે પરથી તેઓ અલંકાર કાવ્યનું અનુપ્રાણક તત્ત્વ છે એવું માનતા લાગે છે.

ભામહની આ માન્યતા અનુચિત નથી. પદાર્થોના ભેદને અને ભાવનાં સૂક્ષ્મ પાસાંઓને અલંકાર અસરકારક રીતે વ્યક્ત કરે છે. અલંકાર શૈલીને મોહક ગૌરવ અર્પે છે, ભાષાને ચિત્રાત્મક અને ભવ્ય બનાવે છે અને ગમે તેવા અગમ્ય વિચારને સ્પષ્ટ અને સચોટ રીતે સમજાવે છે. પદાર્થનું વર્ણન જ્યારે અલંકૃત ભાષામાં કરવામાં આવે ત્યારે તેને બીજા પદાર્થ સાથે સરખાવવામાં આવે અથવા તેનાથી વિરુદ્ધ બતાવવામાં આવે અથવા તેની સાથે સાંકળવામાં આવે. આમ અલંકાર આપણા મન આગળ વર્ણનીય વસ્તુ ઉપરાંત બીજો પણ એક પદાર્થ રજૂ કરે છે અને તે દ્વારા કલ્પનાને આનંદ આપે છે. અલંકૃત ભાષામાં વર્ણવાએલી વસ્તુને નવું રૂપ, નવો ઓપ અને નવું સૌન્દર્ય પ્રાપ્ત થાય છે.

અલંકારોના આ મહત્ત્વને ભામહે સારી રીતે પારખ્યું હતું. ભામહ, ઉદ્‌ભટ અને રુદ્રટે અલંકારોની વિસ્તૃત ચર્ચા કરી છે. દંડીએ અલંકારને કાવ્યનું એક મહત્ત્વનું અંગ ગણ્યું છે, પણ તેઓ માર્ગ ઉપર પણ ભાર મૂકે છે અને માને છે કે ગુણો જુદા જુદા માર્ગોના અનુપ્રાણક તત્ત્વો છે. ગુણ અને અલંકાર વચ્ચેનો ભેદ દંડી આપતા નથી.

અલંકાર શબ્દ સાપેક્ષ છે અને અલંકાર્યની અપેક્ષા રાખે છે. ભામહ, દંડી, ઉદ્‌ભટ અને રુદ્રટ માને છે કે શબ્દ અને અર્થ કાવ્યના શરીરરૂપ છે અને અલંકારો કાવ્યશરીરને એટલે કે શબ્દ અને અર્થને અલંકૃત કરે છે. કાવ્યના આત્મા વિષે સૌ પ્રથમ વામન વિચાર કરે છે અને એવા નિર્ણય પર આવે છે કે રીતિ કાવ્યનો આત્મા છે, અને શબ્દ અને અર્થ કાવ્યનું શરીર છે. તેઓ માને છે કે ગુણો કાવ્યનાં સૌન્દર્યને ઉત્પન્ન કરે છે જ્યારે અલંકારો ગુણો દ્વારા ઉદ્‌ભવેલા સૌન્દર્યને વધારે છે. વામન ગુણોને નિત્ય કહે છે, એટલે એમને મતે અલંકારો અનિત્ય છે અને અલંકારો વિના પણ કાવ્ય સુંદર હોઈ શકે.

વામન પછીના આચાર્ય ધ્વનિકારે ધ્વનિને કાવ્યના આત્મા તરીકે સ્થાપિત કર્યો ત્યારે ગુણ અને અલંકારના માર્ગોમાં ભારે પરિવર્તન આવ્યું. ધ્વનિકારના પુરોગામીઓએ વ્યંજના અને વ્યંગાર્થનું મહત્ત્વ સ્પષ્ટ રીતે અનુભવ્યું ન હતું. ધ્વનિકારે કાવ્યમાં વ્યંજનાના મહત્ત્વ અને સૌન્દર્યને પૂરી રીતે પારખ્યું. પરંતુ, ધ્વનિને કાવ્યાત્મા તરીકે સ્થાપિત કરતી વખતે તેમણે તેમના પુરોગામીઓએ સ્થાપિત કરેલા માર્ગોની અવગણના નથી કરી. તેઓ અલંકાર, ગુણ અને રીતિનું મહત્ત્વ જાણતા હતા. આ બધાં તત્ત્વોનું પરીક્ષણ કરી, તેમણે એક નવી પદ્ધતિ આપી. આ પદ્ધતિમાં કાવ્યનાં જુદાં જુદાં તત્ત્વોને વ્યવસ્થિત અને સુમેળભરી રીતે સમાવી લેવામાં આવ્યાં. ધ્વનિકારના મત પ્રમાણે અલંકારો કાવ્યના આત્મસ્વરૂપ વ્યંગ્યાર્થને શબ્દ અને અર્થ દ્વારા અલંકૃત કરે છે. અલંકારો છેવટે તો આત્માને અલંકૃત કરે છે. કુંડળ કે કંકણ જેવાં આભૂષણો નિષ્પ્રાણ શબને અલંકૃત ન કરી શકે, કારણ કે તે અચેતન છે, તેનામાં પ્રાણ નથી, ધ્વનિકારે અલંકારોને वाच्यवाचकचारुत्वहेतवः કહ્યા છે. તેઓ માને છે કે અલંકારો શબ્દ અને અર્થ મારફત રસને અલંકૃત કરે છે. ધ્વનિકારને અલંકાર રસના સંદર્ભમાં જ સ્વીકાર્ય છે. અલંકારો જ્યારે રસની વ્યંજના સાથે સંકળાએલા ન હોય ત્યારે તેઓ માત્ર ઉક્તિવૈચિત્ર્યરૂપે રહેલા હોય છે અને આવા અલંકારોનું ધ્વનિમાર્ગમાં સ્થાન નથી.

કુન્તક અને મહિમભટ્ટ સિવાય ધ્વનિકારના બધા જ અનુગામીઓએ ધ્વનિમાર્ગને સ્વીકાર્યો. કુન્તકે વક્રોક્તિને કાવ્યનું સર્વસ્વ ગણ્યું. વક્રોક્તિ એટલે ઉક્તિની સુંદર

છે. કુન્તકના મત પ્રમાણે અલંકારો વક્રોક્તિના જુદા જુદા પ્રકારો છે. અલંકારો વૈચિત્ર્ય અથવા વિચ્છિત્તિથી પૂર્ણ હોવા જોઈએ. આ વૈચિત્ર્ય કે વિચ્છિત્ત કવિ-પ્રતિભાના પરિણામરૂપ હોય છે. અલંકાર કવિ-પ્રતિભાના પરિણામરૂપ હોવાથી તેમને બાહ્ય કે બિનજરૂરી ગણાવી શકાય નહીં.

કુન્તક પછી અલંકારશાસ્ત્રના ચિંતનકાળમાં કાંઈક ઓટ આવી. ઓટના આ સમયમાં પૂર્વે થઈ ગએલાં ચિંતનને માત્ર વ્યવસ્થિત કરવામાં આવ્યું તેમ જ તેનો વિસ્તાર કરવામાં આવ્યો. કુન્તક પછીના મોટા ભાગના આલંકારિકો ધ્વનિ માર્ગને સ્વીકારે છે પરંતુ અલંકારના મહત્ત્વને પણ તેમણે બરાબર પારખ્યું છે આ કાળમાં અલંકાર વિષેની માન્યતા તદ્દન બદલાઈ ગઈ. મમ્મટના મતે અલંકાર એટલે વૈચિત્ર્ય. રુય્યક ધ્વનિકમાર્ગને સ્વીકારે છે, પરંતુ કુતન્કને અનુસરીને તેઓ માને છે કે અલંકાર કવિ-પ્રતિભાના પરિણામરૂપ હોવા જોઈએ. ધ્વનિકારને અનુસરીને રુય્યક કહે છે કે અલંકાર વ્યંગ્યાર્થને અલંકૃત કરે છે. પણ ભામહ ઉદ્‌ભટની જેમ રુય્યક પોતાના 'अलङ्कारसर्वस्व'માં અલંકારોની વિસ્તૃત ચર્ચા કરે છે. ધ્વનિકાર અને કુન્તક્ બંનેની માન્યતાઓને ભેગી કરીને રુય્યકે અલંકારના સિદ્ધાંતને નવો આકાર આપ્યો છે. રુય્યક પછીના બધા જ આલંકારિકો રુય્યકને અનુસરે છે. વિદ્યાનાથ, વિદ્યાધર, વિશ્વનાથ, આપય્ય અને જગન્નાથ જેવા પ્રતિષ્ઠિત આલંકારિકો પણ રુય્યકને અનુસરે છે તેઓ ધ્વનિમાર્ગને સ્વીકારતા હોય છે પણ પોતાના ગ્રંથોમાં અલંકારોની વિસ્તૃત ચર્ચા કરે છે અને શોભાકર તેમજ આપય્ય જેવા આલંકારિકો તો માત્ર અલંકારની જ ચર્ચા કરે છે.

અલંકારશાસ્ત્રના છેલ્લા પ્રમુખ આચાર્ય જગન્નાથ છે. તેઓ સર્જક અને વિવેચક બંનેની પ્રતિભા ધરાવે છે. વિવેચક તરીકે તેઓ સ્વતંત્ર છે અને કોઈની શેહમાં તણાયા વિના મમ્મટ રુય્યક, શોભાકર અને આપય્યની ટીકા કરે છે, એટલું જ નહીં પોતે જેને आलङ्कारिकसरणि व्यवस्थापकः કહે છે એવા ધ્વનિકારની ટીકા કરતાં પણ તેઓ અચકાતા નથી. પોતાનાં મંતવ્યો તેઓ સચોટ તર્કશુદ્ધ રીતે રજૂ કરે છે. આમ रसगङ्गाधर અને चित्रमीमांसाखण्डन જેવા ગ્રંથોમાં તેમની પ્રખર બુદ્ધિની પ્રતીતિ થાય છે, તો તેમની પાંચ લહરીઓ અને 'भामिनीविलास' જેવી કૃતિઓમાં તેમનું સંવેદનશીલ કવિ-હૃદય પ્રતિબિંબિત થાય છે.

કોઈ પણ યુગની બૌદ્ધિક પ્રવૃત્તિઓ અને વાતાવરણ તે યુગના માનવીને, તેનાં દર્શનને અને દૃષ્ટિબિંદુને ઘડે છે. ઈ.સ. ૧૬૨૦ થી ઈ.સ. ૧૬૬૦ સુધીનો સમય જગન્નાથની સાહિત્યિક પ્રવૃત્તિઓનો કાળ હશે એવું મનાય છે. જગન્નનાથના પિતા પેરુભટ્ટ પોતે વેદાન્ત, ન્યાયવૈશિષિક, મીમાંસા અને વ્યાકરણના વિદ્વાન હતા, અને વ્યાકરણ સિવાયની બીજી વિદ્યાઓનું અધ્યયન જગન્નાથે પેરુભટ્ટ પાસે જ કર્યું. પેરુભટ્ટના મીમાંસાશાસ્ત્રના ગુરુ ખંડદેવ-મિશ્ર, નૈયાયિક જગદીશ તર્કાલંકાર, નવ્યન્યાયના પ્રખર વિદ્વાન ગદાધર ભટ્ટ, પ્રસિદ્ધ વૈયાકરણ ભટ્ટોજી દીક્ષિત, અને ન્યાય, મીમાંસા તેમ જ વ્યાકરણમાં વિશારદ એવા વેંકટાધ્વરિન જેવા મહાવિદ્વાનો જગન્નાથના પ્રૌઢ સમકાલીનો હતા. વળી, વ્યાકરણ અને પૂર્વમીમાંસાના વિદ્વાન, તેમજ શાહજહાન પાસેથી 'सर्वविद्यानिधान'નું બિરુદ મેળવનાર કવીન્દ્રાચાર્ય સરસ્વતી પણ જગન્નાથના કાળમાં જ થઈ ગયા. આમ, જગન્નાથનો યુગ પ્રખર બૌદ્ધિક પ્રવૃત્તિઓનો યુગ હતો. જગન્નાથના અલંકાર ગ્રંથોની ભાષામાં તેમનું નવ્યન્યાય, વ્યાકરણ અને મીમાંસા પરનું પ્રભુત્વ વ્યક્ત થાય છે.

'रसगङ्गाधर' અલંકારશાસ્ત્રનો છેલ્લો મહત્ત્વનો ગ્રંથ છે. સૂત્ર અને વૃત્તિની શૈલીમાં લખાએલા આ ગ્રંથમાં કાવ્યની વ્યાખ્યા, પ્રતિભા, કાવ્યનું વર્ગીકરણ, રસ, ગુણ, ધ્વનિના પ્રાભેદો અને અલંકારની ચર્ચા છે. રુય્યક જેવા પુરોગામીઓની જેમ જગન્નાથ માને છે કે અલંકારો વ્યંગ્યાર્થને અલંકૃત કરે છે. અલંકારોની ચર્ચા શરૂ કરતાં પહેલાં તેઓ લખે છેઃ अथास्य प्रागमिहितिलक्षणस्य काव्यात्मनो व्यंङ्ग्यस्य रमणीयता प्रयोजका अलङ्कारा निरुप्यन्ते[1] માત્ર શબ્દચમત્કૃતિને જગન્નાથે બહુ મહત્ત્વ આપ્યું નથી અને તેથી रसगङ्गाधरમાં તેમણે શબ્દાલંકારોની ચર્ચા કરી નથી. रसगङ्गाधरનો જેટલો ભાગ પ્રાપ્ય છે તેમાં ૭૦ અર્થાલંકારોનું નિરુપણ

૧. ર. ગ. પૃ. ૨૦૪

છે, જેમાં ઉત્તર અલંકાર છેલ્લો અને અપૂર્ણ છે.

જગન્નાથે કાવ્યને रमणीयार्थप्रतिपादकः शब्दः કહ્યું છે, અને તેમના મતે અર્થ જ્યારે વ્યંગ્યાર્થ સાથે સંકળાએલો હોય ત્યારે જ રમણીય કહેવાય. અલંકારો કાવ્યના આત્મારસ્થાને રહેલા વ્યંગ્યાર્થને અલંકૃત કરે છે. આ વ્યંગ્યાર્થ રસ, વસ્તુ કે અલંકારનો બનેલો હોઈ શકે. અલંકાર કવિ-પ્રતિભાનું પરિણામ છે, અને સહૃદયના હૃદયના આહ્‌લાદનું એ કારણ છે. અલંકારનું કાર્ય ચમત્કૃતિ ઉત્પન્ન કરવાનું છે. ચમત્કૃતિને જગન્નાથે आनन्द विशेषः सहृदयहृदयप्रमाणकः કહી છે. અલંકાર પોતે સુંદર અને દોષરહિત હોવો જોઈએ. વ્યંગ્ય અલંકાર પણ રમણીયતા અર્પી શકે. વ્યંગ્યત્વ અને અલંકારત્વ વચ્ચે કોઈ વિરોધ નથી. અલંકાર શબ્દ સાપેક્ષ છે, અને અલંકાર્યની અપેક્ષા રાખે છે. આ અલંકાર્ય આગળ અલકાર પોતે ગૌણ છે. પ્રધાન એવા અલંકાર્યનો અલંકાર અંગભૂત છે. પ્રધાનવ્યંગ્યત્વ અને અલંકારત્વની વચ્ચે વિરોધ છે. અલંકાર પોતે જ્યારે પ્રધાનપણે વ્યંગ્ય હોય, ત્યારે તે અલંકાર રહેતો નથી પરંતુ અલંકાર્ય બની જાય છે અને અલંકારધ્વનિ કહેવાય છે. અલંકારનું કાર્ય જો કે કાવ્યને રમણીયતા આપવાનું છે. પણ અલંકાર કાવ્યનો આત્મા બની શકે નહીં, કારણ કે તેનું કાર્ય માત્ર કાવ્યના આત્મસ્વરૂપ વ્યંગ્યાર્થને અલંકૃત કરવાનું છે.

જગન્નાથે પ્રતિભાને અલંકારના કારણરૂપ કહી છે. પ્રતિભા એટલે કવિ-કલ્પના. અલંકાર સુંદર હોવો જોઈ એ, અને જ્યારે સહૃદયોના મનને આનંદ આપે ત્યારે તે સુંદર બને. આમ અલંકારના કારણ અને કાર્યનો એક સાથે વિચાર કરીએ તો એવો અર્થ થાય કે કવિ-કલ્પના સહૃદયોને આનંદ આપતી હોવી જોઈએ. કવિ પોતાની ઊર્મિ કાવ્યના માધ્યમ દ્વારા ભાવકો સુધી પહોંચાડે છે, અને આ ઊર્મિનો વિનિમય (communication) આહ્‌લાદ આપે છે. કાવ્યમાં કાવ્યસ્વરૂપ ઉપરાંત કવિ તેમ જ વાચક બંનેનું પોતપોતાનું સ્થાન અને મહત્ત્વ છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં કાવ્ય-સ્વરૂપની ચર્ચા હમેશાં કેન્દ્રસ્થાને રહેલી છે. અલંકાર, રીતિ અને ધ્વનિના માર્ગો કાવ્યસ્વરૂપ ઉપર સારો એવો પ્રકાશ પાડે છે. સહૃદય વાચકનું મહત્ત્વ પણ આપણા પ્રાચીન આચાર્યોએ પૂરું પારખ્યું છે. લોલ્લટ, શંકુક, ભટ્ટનાયક અને અભિનવગુપ્ત જેવા આચાર્યોએ સહૃદય વાચકની રસાનુભૂતિ સમજવા પ્રયાસ કર્યો છે. પરન્તુ, સામાન્ય રીતે સંસ્કૃત કાવ્યશાસ્ત્ર કવિ પ્રત્યે બેદરકાર રહ્યું છે. કુન્તક અને રુય્યકે જ્યારે અલંકારોને કવિ-પ્રતિભાના પરિણામરૂપ કહ્યા ત્યારે તેમણે કવિના મહત્ત્વને ધ્યાનમાં લીધું. પ્રતિભાને અલંકારના કારણરૂપ માનીને જગન્નાથે કવિના મહત્ત્વને સ્વીકાર્યું, તો બીજી બાજુ અલંકાર ચમત્કૃતિજનક હોવો જોઈએ એમ કહીને તેમણે સહૃદય વાચકનું મહત્ત્વ પણ સ્વીકાર્યું. આમ, જગન્નાથની અલંકારની માન્યતામાં કવિ અને સહૃદય વાચક બંનેનું સ્થાન છે. પરિણામે, જગન્નાથની અલં-કારની માન્યતા, કવિની ઉપેક્ષા કરવાના દોષથી મુક્ત છે. કાવ્ય રસાનુભૂતિ કરાવે છે. કલ્પના—અલંકારનું ઉદ્‌ભવસ્થાન અને કાવ્યનું અનુપ્રાણક તત્ત્વ—જ્યારે સહૃદયોને આનંદ આપે ત્યારે જ સુંદર બને. વળી, કલ્પનાના પરિણામરૂપ અલંકાર પોતે સુંદર હોઈ કાવ્યના આત્મસ્વરૂપ વ્યંગ્યાર્થને સુંદરતા અર્પે છે. આમ, અલંકારનું કાર્ય તેના સ્વરૂપ સાથે અત્યંત સુસંગત છે.

જગન્નાથે કરેલું કાવ્યનું વર્ગીકરણ તેમ જ તેમણે આપેલી અલંકારની વ્યાખ્યા બતાવે છે કે ધ્વનિમાર્ગનો તેમણે સ્વીકાર કર્યો છે. કાવ્યનું તેમજ અર્થાલંકારોનું વર્ગીકરણ વ્યંગ્યાર્થના સ્થાન ઉપર જ આધાર રાખે છે. પરંતુ, જગન્નાથ ધ્વનિકારને અંધપણે અનુસરતા નથી. ધ્વનિકારના મતનું પણ તેઓ કેટલીક વાર ખંડન કરે છે. ધ્વનિકારના મતે શબ્દશક્તિમૂલધ્વનિ એ ધ્વનિનો પ્રકાર છે. જગન્નાથ આ પ્રકારની ચર્ચા કરીને એવા નિર્ણય પર આવે છે કે શબ્દશક્તિમૂલધ્વનિને ગુણીભૂત વ્યંગ્યનો પ્રકાર ગણવો જોઈએ. તેવી જ રીતે, ન્વ્યન્યાય અને મીમાંસા અને વ્યાકરણના પ્રખર વિદ્વાન હોવા છતાં તેઓ માને છે કે અલંકારશાસ્ત્રનું પોતાનું વિશિષ્ટ ક્ષેત્ર છે અને આલંકારિકો પોતાની રીતે આ ક્ષેત્રની વ્યવસ્થા કરવા સ્વતંત્ર છે. નૈયાયિકોના મત પ્રમાણે, સાદૃશ્ય સાધારણ ધર્મથી ભિન્ન નથી. પરંતુ, જગન્નાથના મત પ્રમાણે, સાદૃશ્ય અને સાધર્મ્ય ભિન્ન છે. સાધર્મ્ય સાદૃશ્યનું કારણ છે. તુલ્યયોગિતા અને દીપક અલંકારો સાધર્મ્ય

પર આધારિત છે જ્યારે ઉપમા જેવા અલંકારો સાદૃશ્ય પર આધારિત છે.

ધ્વનિમાર્ગ સ્થિર થયા પછી મમ્મટ અને રુય્યકે જુદા જુદા અલંકારોનાં લક્ષણો સ્થિર કર્યાં હતાં અને જગન્નાથના મોટાભાગના પુરોગામીઓએ તે સ્વીકાર્યાં હતાં. જગન્નાથ દરેક અલંકારને સ્વતંત્ર બુદ્ધિથી તપાસે છે. એમનાં પરીક્ષણનું ધોરણ છે ચમત્કૃતિ. આ ધોરણે ચકાસણી કરવામાં આવે ત્યારે કેટલીક વખત જગન્નાથના નિર્ણયો એમના પુરોગામીઓ કરતાં જુદા પડે છે. તેઓ માને છે કે પૌર્વાપર્યવિપર્યયરૂપા અતિશયોક્તિ પર આધારિત સહોક્તિ અલંકારને સ્વતંત્ર અલંકાર માનવો જોઈએ નહિ. વિશેષ અલંકારના બધા જ પ્રકારોને સ્વતંત્ર અલંકારો ગણવા જોઈએ. અપ્રસ્તુત પ્રશંસાનું જગન્નાથનું નિરૂપણ મૌલિક છે. એવી જ મૌલિકતા સાર અલંકારની ચર્ચામાં પણ છે.

મૌલિક અને સ્વતંત્ર દૃષ્ટિકોણ ધરાવતા હોવા છતાં સામાન્ય રીતે જગન્નાથ પ્રાચીનના આલંકારિકોથી જુદા પડવાની વૃત્તિ ધરાવતા નથી. અલંકારોના વિભાગ અને પેટા વિભાગ પાડવાની વૃત્તિ પ્રત્યે તેમને અણગમો છે. પણ ઉપમા, રૂપક વિરોધ વગેરે અલંકારોના વિભાગો તેઓ પ્રાચીનોને અનુસરીને આપે છે— અલબત્ત, આવાં વિભાજન પ્રત્યે અરુચિ બતાવીને તે જ રીતે અલંકારોની વધતી જતી સંખ્યા પ્રત્યે પણ તેમને અણગમો છે. દા. ત., તેઓ માને છે કે તુલ્યયોગિતા અને દીપક એક જ અલંકારના બે પ્રકારો છે; વ્યાઘાત અલંકારને વ્યતિરેક અલંકારમાં સમાવી શકાય અને વિશેષ અલંકારનો ત્રીજો પ્રકાર નિદર્શનાથી ભિન્ન નથી. પરંતુ, પ્રાચીનો પ્રત્યેના માનને કારણે તેઓ દીપક અને તુલ્યયોગિતાને ભિન્ન અલંકારો ગણે છે, અને વિશેષ અલંકારના ત્રીજા પ્રકારને પણ તેઓ માન્ય રાખે છે. આમ જગન્નાથનું વલણ સામાન્ય રીતે પરંપરાને અનુસરવા તરફ છે.

જગન્નાથની નિરૂપણપદ્ધતિ વ્યવસ્થિત છે. તેમની અલંકારની વ્યાખ્યાઓ શાસ્ત્રીય અને સંપૂર્ણ હોય છે. વ્યાખ્યા અતિવ્યાપ્તિ કે અવ્યાપ્તિના દોષથી મુક્ત રહે તે માટે તેઓ ખાસ ચીવટ રાખે છે. વ્યાખ્યાના પ્રત્યેક શબ્દનું મહત્ત્વ તેઓ વૃત્તિમાં સમજાવે છે. ચોકસાઈ તેમની શૈલીનો સૌથી વધુ ધ્યાન ખેંચે તેવો ગુણ છે. ચોકસાઈ અને તર્કશુદ્ધિ માટેના તેમના આગ્રહને કારણે તેઓ કેટલીક વખત લાંબી ચર્ચા અને વિગતોમાં ઊતરી પડે છે. ચોકસાઈના અભાવ માટે તેઓ મમ્મટ, રુય્યક, જયરથ, શોભાકર, વિદ્યાનાથ અને અપ્પય્ય દીક્ષિતની ટીકા કરે છે અને ધ્વનિકારને પણ આવી ટીકામાંથી બાકાત રાખતા નથી. ઉપમા અને બીજા કેટલાક અલંકારોના નિરૂપણમાં તેમણે શાબ્દબોધ આપ્યો છે. આ શાબ્દબોધ અલંકારોના પેટા વિભાગોની સૂક્ષ્મ ભિન્નતાઓને અને અભિવ્યક્તિઓને અત્યંત સચોટ રીતે સ્પષ્ટ કરે છે. रसगङ्गाधरમાં આવતું પ્રત્યેક ઉદાહરણ જગન્નાથે પોતે જ રચેલું છે.

रसगङ्गाधरમાં આવતી ન્યાય, મીમાંસા અને વ્યાકરણની પરિભાષાઓને કારણે શૈલી કાંઈક દુર્બોધ બની છે. પરંતુ, એક વખત આ શૈલીથી પરિચિત થયા પછી रसगङ्गाधर પોતાની સ્પષ્ટતા, ચોકસાઈ, તર્કશુદ્ધિ, મૌલિકતા અને સૂક્ષ્મ ચિંતનથી પ્રભાવિત કર્યા વિના રહેતું નથી. વિવાદાસ્પદ મુદ્દાઓમાં જગન્નાથે કરેલું પૂર્વપક્ષીની દલીલોનું ખંડન જગન્નાથની બુદ્ધિમત્તા અને સ્વતંત્ર સ્વભાવની પ્રતીતિ કરાવે છે. ગમે તેવા બુદ્ધિશાળી લેખકના મન પર પોતાના પુરોગામીઓના ચિંતનની થોડી છાપ તો વર્તાતી જ હોય છે. જગન્નાથના લખાણમાં ધ્વનિકાર મમ્મટ, રુય્યક, શોભાકર, જયરથ અને અપ્પય્યની અસર છે.

જગન્નાથ અલંકારોના વર્ગીકરણને બહુ મહત્ત્વ આપતા નથી. પોતાના ઘણાખરા પુરોગામીઓની જેમ તેઓ રુય્યકે કરેલું વર્ગીકરણ સ્વીકારે છે. વળી, અલંકારોના ક્રમમાં પણ તેઓ રુય્યકને અનુસરે છે. રુય્યકે અલંકારોના શુદ્ધ અને મિશ્ર એવા બે વિભાગો પાડી, શુદ્ધ અર્થાલંકારોના આઠ વિભાગો આપ્યા છે : (૧) સાદૃશ્યગર્ભ (૨) વિરોધગર્ભ (૩) શૃંખલાબંધમૂલ (૪) તર્કન્યાયમૂલ (૫) વાક્યન્યાયમૂલ (૬) લોકન્યાયમૂલ (૭) ગૂઢાર્થપ્રતીતિમૂલ (૮) ચિત્તવૃત્તિમૂલ. મિશ્ર અલંકારના (૧) સંસૃષ્ટિ અને (૨) સંકર એવા બે વિભાગ પાડ્યા છે. દરેક વર્ગના અલંકારોને પણ તેમણે વ્યવસ્થિત રીતે ક્રમ

આપ્યો છે. જગન્નાથે આપેલા અલંકારોના ક્રમ ઉપરથી એમ કહી શકાય કે રુય્યકે આપેલું વર્ગીકરણ તેમને મોટે ભાગે માન્ય છે. ઉત્તર અલંકારથી રસગઙ્ગાધર અપૂર્ણ હોવાથી રુય્યકે આપેલા છેલ્લા બે વર્ગો તેમજ મિશ્ર અલંકારની ચર્ચા રસગઙ્ગાધરમાં મળતી નથી. જગન્નાથે વિરોધમૂલક તેમજ શૃંખલામૂલક અલંકારોના પ્રારંભમાં 'अथ विरोधमूलालङ्काराः। તેમજ 'अथ शृङ्खलामूला अलङ्काराः એવી નોંધ કરી છે. ૨૧૫૩ અલંકારના પ્રારંભમાં તેમણે લખ્યું છે:'अथाभेदप्रधानेषु रूपकं तावन्निरूप्यते'. આ સિવાય તેઓ અર્થાલંકારોના ક્રમ, વર્ગીકરણ, વગેરે વિષે કોઈ નોંધ કરતા નથી. કયાં તો તેઓ વર્ગીકરણને મહત્ત્વ નથી આપતા અથવા તો આ સિદ્ધાંતો બહુ સ્પષ્ટ છે એવું માનતા હોવાથી તે વિષે મૌન સેવે છે એવું અનુમાન કરી શકાય. અર્થાલંકારોના નિરૂપણમાં તેમનું વર્ગીકરણ મહત્ત્વનું છે; અને તે વિષે ખાસ નિર્દેશ ન થયો હોવાથી જગન્નાથની નિરૂપણપદ્ધતિ કાંઈક અપૂર્ણ છે એમ કહી શકાય. જગન્નાથે કરેલાં અલંકારનિરૂપણમાં બીજો પણ એક દોષ છે. એક તરફ જગન્નાથ અલંકારોની સંખ્યા ઘટાડવાની વૃત્તિ દાખવે છે તો બીજી તરફ લલિત, વિષાદના ઉલ્લાસ, તિરસ્કાર, અવજ્ઞા, અનુજ્ઞા જેવા નવા અલંકારો ઉમેરે છે. પ્રતિભાનાં આત્મલક્ષી પાસાંને જગન્નાથ બહુ ધ્યાનમાં લેતા નથી; તેને પરિણામે આવી વિરોધી વૃત્તિઓ સાથે કામ કરે છે તેવું લાગે છે.

રસગઙ્ગાધરમાં બે વિવાદો ખૂબ ધ્યાન ખેંચે એવા છે. પ્રથમ વિવાદ રુય્યક, શોભાકર અને જયરથની વચ્ચે છે. રુય્યકના મતનું ખંડન શોભાકર કરે છે. 'अलङ्कार सर्वस्व'ના ટીકાકાર જયરથ રુય્યકનો બચાવ કરે છે, એટલું જ નહીં, પણ શોભાકરે આપેલા નવા અલંકારોની આકરી ટીકા પણ કરે છે. આ ત્રણેના મતનો જગન્નાથ તટસ્થ ભાવે વિચાર કરે છે અને આ વિવાદ પરથી પોતાના અભિપ્રાયો ઘડે છે. બીજો વિવાદ અપ્પય્ય, દીક્ષિત અને જગન્નાથ વચ્ચે છે. અપ્પય્યે આપેલી અલંકારની વ્યાખ્યાઓ તેમજ અલંકારોના ઉદાહરણોની જગન્નાથે આકરી ટીકા કરી છે. જગન્નાથની ટીકા કેટલીક વખત ન્યાય્ય છે, પણ, ઘણી વખત તેઓ બિનજરૂરી ટીકા કરી અપ્પય્યને અન્યાય કરે છે. રસગઙ્ગાધરના ટીકાકાર નાગેશ અપ્પય્યનો બચાવ કરે છે. રસગઙ્ગાધરને સરળ કરવાને કે સમજાવવાને બદલે નાગેશને જગન્નાથની ટીકા કરવમાં તેમજ અપ્પય્યનો બચાવ કરવામાં જ વધારે રસ છે. આમ, ટીકાકાર તરીકે નાગેશનું વલણ અત્યંત પૂર્વગ્રહથી પ્રેરાયેલું છે.

જગન્નાથ શોભાકરના મતને રત્નાકરના નામે ટાંકે છે. એટલે કે જગન્નાથ કર્તાને સ્થાને કૃતિનું નામ લખે છે. વળી, જગન્નાથે 'अलङ्कार सर्वस्व'માંથી ઉદ્ધૃત કરીને ટાંકેલાં વાકચો (अनन्वय અલંકારની ચર્ચામાં) 'अलङ्कार सर्वस्व'માંથી નથી મળતાં પરંતુ 'अलङ्कारविमार्शिनी' માંથી મળે છે. જગન્નાથ પાસે 'अलङ्कार सर्वस्व'ની વિકૃત પ્રત હશે અને લહિયાએ ટીકા અને મૂળગ્રંથને ભૂલથી ભેગાં લખી દીધાં હશે એવું અનુમાન કરી શકાય.

જગન્નાથનું અલંકારનિરૂપણ કલ્પનાપ્રધાન કાવ્યનું મૂલ્ય વધારે છે. સમાસોક્તિ કે અપ્રસ્તુત પ્રશંસા જેવા અલંકારોના ઉદાહરણોને મમ્મટ જેવા આલંકારિકોએ મધ્યમ કાવ્ય ગણ્યાં હતાં. આવાં ઉદાહરણોમાં વ્યંગ્યાર્થ ગૌણ હોવા છતાં સૌન્દર્યનું ઉદ્ભવસ્થાન હોય છે. જગન્નાથને કાવ્યસૌન્દર્યની પૂરી પરખ છે તેથી તેઓ આવાં ઉદાહરણોને ઉત્તમ કાવ્ય ગણીને પરંપરાપ્રાપ્ત વર્ગીકરણમાં સુધારો કરે છે. એવી જ રીતે તેઓ અર્થચિત્રકાવ્યને મધ્યમ કાવ્ય ગણે છે. આમ, જગન્નાથે કરેલું કાવ્યનું વર્ગીકરણ કલ્પનાપ્રધાન કાવ્યનાં સૌન્દર્ય અને મહત્ત્વ બંનેની પરખ પર આધારિત છે.

આપણી પ્રાચીન પરંપરા પ્રમાણે વાલ્મીકિના શોકમાંથી સંસ્કૃત કાવ્ય ઉત્પત્તિ થઈ. ક્રૌંચયુગલમાંથી એકને વીંધાએલું જોઈ ને વાલ્મીકિનો શોક શ્લોકમાં પરિણમ્યો. આમ, પરંપરા તો દર્શાવે છે કે કાવ્ય ઊર્મિમાંથી પ્રગટે છે. આ ઊર્મિ કે ભાવ ઉપરાંત કાવ્યનું સ્વરૂપ સુંદર હોય એ પણ જરૂરી છે. ભાષા ભાવનું પરિધાન છે. એટલે ભાવનું એ પરિધાન — કાવ્યસ્વરૂપ — જેટલું આકર્ષક તેટલો ભાવ વધારે હૃદયંગમ. કાવ્યની ભાષા રોજિંદી, વ્યાવહારિક ભાષા કરતાં જુદી છે. અલંકૃત ભાષા, પોતાની ઊર્મિઓને કલાત્મક આકાર આપવાનો કવિનો એક પ્રયાસ છે. ઊર્મિને સીધી રીતે વ્યક્ત કરવાને બદલે કવિ તેમને અલંકારો દ્વારા વ્યક્ત કરે છે.

આમ અલંકાર પણ ઊર્મિ અને બુદ્ધિનાં તત્ત્વોમાંથી જન્મે છે. અલંકારના આ ઊર્મિના પાસા પ્રત્યે આનન્દવર્ધન સંપૂર્ણ સજાગ છે તેથી તેઓ કહે છે. अलङ्काराणि हि निरूप्यमाणदुर्घटनान्यपि रससमाहितचेतसः प्रतिभानवतः कवेरहम्पूर्विकया परापतन्ति.[1] પરંતુ કાવ્યની જેમ અલંકારના આ પાસાં પ્રત્યે પણ દુર્લક્ષ રાખવામાં આવ્યું છે.

આ પાસાં પ્રત્યેની જગન્નાથની સજાગતા रसगङ्गाधरના અલંકારનિરૂપણમાં બે સ્થળે દેખાય છે. કલ્પિતોપમાની ચર્ચા કરતાં તેઓ કહે છે કે કવિ પહેલાં પદાર્થોને જુદા કલ્પે છે અને પછી તેમની વચ્ચેનો સંબંધ સ્થાપિત કરે છે. (कविना हि खण्डशः पदार्थोपस्थितिमता स्वेच्छया संभावितत्वेनाकारेण चन्द्राधिकरणकमनलं प्रकल्प्य तेन सह साम्यस्यापि कल्पने बाधकाभावात्)[2]. त्वयि कोपो ममाभाति सुधांशाविव पावकः માં કવિ પ્રથમ મુખને સ્થાને ચન્દ્રની કલ્પના કરે છે અને ક્રોધને સ્થાને અગ્નિને કલ્પે છે, ચન્દ્ર ઉપર અગ્નિનું અસ્તિત્વ માત્ર કવિકલ્પનામાં જ સંભવે. આ ઉપરાંત રૂપકના શાબ્દબોધની ચર્ચામાં તેઓ કહે છે કે મુખ-ચન્દ્ર જેવા પદાર્થો કવિએ માત્ર સ્વેચ્છાથી કલ્પેલા હોય છે, અને આ કલ્પના ચન્દ્ર અને મુખ બંનેના સાધારણધર્મો પર અવલંબે છે પશ્ચિમના વિવેચકોના મંતવ્ય સાથે આ ખૂબ મળતું આવે છે. સ્કેલ્ટન કહે છેઃ 'The primary images, the reflections of the actual world of the poet, produce secondary images which are reflections of them It is, as if, the images...reveal the laws of vision, creating in the process other images, which though caused by the primary ones, exist in themselves alone. The primary images one can control; one can perceive them as reflections of actuality, can define them, measure them, and equate with concepts. The secondary images cannot be defined or analysed, unless we are able to do so from the standpoint of the primary images, rather than from that of actuality.'[3]

સાહિત્યની જેમ અલંકારશાસ્ત્રની કોઈ સીમા નથી. આપણા પ્રાચીન આચાર્યોની જેમ પશ્ચિમના પ્રાચીન આચાર્યો માનતા હતા કે અલંકારો સ્વેચ્છાએ ઉમેરી શકાય કે ઘટાડી શકાય. આધુનિક પાશ્ચાત્ય વિવેચન અલંકારોને કાવ્યના અંતર્ગત ભાગ તરીકે જ માને છે. રેને વેલેક અને ઑસ્ટીન વૉરેન લખે છે. 'Like metre imagery is one component structure of a poem.....it is a part of syntactical or stylistic stratum. It must be studied finally noit n isolation from the other strata, but as an element in the totality, the integrity of the work.'[4] આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનો માને છે કે અલંકારની મદદથી કવિ વાચકો સમક્ષ પદાર્થોને તાદૃશ કરે છે. પાશ્ચાત્ય વિવેચકોએ ઉપમા (Simile), રૂપક (Metaphor), અન્યોક્તિ (Allegory), વગેરે, અલંકારો પર વધારે વિચાર કર્યો છે અને આ અલંકારો આપતી વખતે કવિની ચિત્તવૃત્તિ કેવી હોય તેનું વિશ્લેષણ કર્યું છે. પશ્ચિમનું અલંકારશાસ્ત્ર અલંકારોના ભાવાત્મક પાસાંને પ્રાધાન્ય આપે છે, જ્યારે આપણું પ્રાચીન અલંકારશાસ્ત્ર તેનાં બૌદ્ધિક પાસાંને નજર સમક્ષ રાખે છે. ઉપમા અને વ્યતિરેક જેવા અલંકારોના વિભાગો અને પેટા વિભાગો, વિરોધ અલંકારના દશ પ્રકારો, તેમજ સમાસોક્તિના કેટલાક પ્રકારો બતાવે છે કે પ્રાચીન આલંકારિકોએ અલંકારોનું માત્ર બૌદ્ધિક પાસું જ જોયું છે. આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રની જેમ પાશ્ચાત્ય અલંકારશાસ્ત્ર પણ અલંકારોનું વિભાજન સામ્ય, વિરોધ, સંબંધ, વગેરેને આધારે કરે છે, અને સંસ્કૃત અલંકારો પશ્ચિમના અલંકારો સાથે નોંધપાત્ર સરખાપણું ધરાવે છે. ઉપર જોયું તે પ્રમાણે કાવ્યસ્વરૂપનું સૌન્દર્ય જોવામાં આવે કે તેને માટે આપણા

[અનુસંધાન પૃ. ૩૬૬]

૧ ध्वन्यालोकः પૃ. ૨૨૧

૨ ર. ગ. પૃ. ૨૦૫

3 The poetic Pattern. p. 106

4 Theory of Literature p. 211.

# સાહિત્ય·સંગીત·કલા



**સ્ટેશન/–મનહર ચરાડવા**

તીણી ચીસનું ઝાડ;
સ્ટેશન!
હૃદય ઉપરનો પહાડ;
સ્ટેશન!
સળવળિયાઓનું દર;
સ્ટેશન!
પગલાંજલનો સમદર;
સ્ટેશન!
લીલોખોળ ઉચ્છ્વાસ;
સ્ટેશન!
ઊંડે ખૂડતો શ્વાસ;
સ્ટેશન!
પૂર નદીનું ધસમસ;
સ્ટેશન!
સૂર વિખૂટા રડમસ;
સ્ટેશન!

**તો?/–લલિત જાટકિયા**

(ગઝલ)

જિંદગી આમ જ ઓગળી જશે તો?
છીછરાં જળ કોઈ ફળી જશે તો?

વિચાર્યા વિના ય હું લઉં છું રડી;
અશ્રુઓ જ શાયદ હળી જશે તો?

પળ માણી ને મળ્યાં હવે પોપચાં;
જુદાઈ દશ્યોથી મળી જશે તો?

આવું છું તરતો મોજા સહારે;
તટ આવ્યા પ્હેલાં વળી જશે તો?

તણખો મોતનો લટકી રહ્યો છે;
ક્યારેક આ શમણું બળી જશે તો?

**પાંચ હાઈકુ / વિષ્ણુ સાણંદવાળા**

મેઘધનુષ્ય
કલાપીની કાયામાં
ઓગળ્યું ધીમે.

ખેતર ખોળે
કનક પથરાણું
વર્ષા અભાવ.

મૂશળધાર
વરસાદે ભીંજાણો
કોયલ ટૌકો.

ધીમું હસતો
ઈમારત તળિયે
ધરતીકંપ.

કૂજલડીનાં–
કંઠે, રણકી રહ્યો
આષાઢી મેઘ.

# 'અગનના શણુગાર'માં રાચતો કવિ

ધીરુભાઈ કે. મોદી

શબ્દો રહે નિષ્પ્રભ તેમ જ્યાં સુધી
જ્વાલા નહીં સર્જનની પ્રજાળે.

(મહલાદ પારેખ)

'બારી બહાર'ના કવિ શબ્દો વિશે કેટલા બધા જાગ્રત છે! આજે કવિઓ ઠીક પ્રમાણમાં-આ દિશામાં વળી રહ્યા છે; પરંતુ જ્યારે ઈ. સ. ૧૯૪૦ની આસપાસ કવિએ આ સૂર કાઢ્યો ત્યારે કાવ્યમાં શબ્દનું આટલું મહત્ત્વ કોઈ પ્રગટપણે સ્વીકારતું હોય એવું લાગતું નહોતું. કવિના કવનકાળમાં આ નાનકડો શ્લોક કવિનો ધ્યાનમંત્ર બની રહ્યો હોય એવું જણાય છે. જો કે એમ કહી શકાય કે પદ્યમાં નિરૂપેલો આ એક કાવ્ય વિષયક શાબ્દિક સિદ્ધાંત માત્ર છે. ઉત્કૃષ્ટ કાવ્યનું દિશાસૂચન કરનાર આ શ્લોકમાં ઊંચા કાવ્યનાં લક્ષણો કોઈને પ્રતીત ન થતાં હોય તો નવાઈ નહિ. પરંતુ એટલું તો ખરું કે એમનાં કેટલાંક કાવ્યોમાં ટાઢા, નિષ્પ્રભ કોલસા સમ શબ્દોને એમણે, પડેપડ પ્રજાળીને 'અગનના શણુગાર' પહેરાવીને તેજવંતા કર્યા છે.

શબ્દસંયોજનની અપૂર્વ સૂઝ એમને વરી છે એમ કહી શકાય. આ મૃણ્મય શરીરમાં રહેલી બે નાનકડી બારીઓ વાટે કવિ જે કંઇ જુએ છે, જેને સ્પર્શે છે એની સાથે તે તદ્રૂપતા સાધે છે. કહો કે પ્રેમના તંતમાં સંત જેમ સમષ્ટને બાંધે છે તેમ જ આ કવિમાં કોઇક અપૂર્વ સ્નેહની આરાધના ચાલી રહી છે. એટલે એ તદ્રૂપતાના બળે કવિ બાહ્યજગતમાં વિચરતા સૌન્દર્યને પ્રત્યક્ષ કરી શકે છે. એક વર્ષાગીતમાં કવિ શબ્દના ઉચ્ચારણમાં રહેલા લયના કારણે જ રમણીય વળાંક લેતા ઝરણાને પ્રત્યક્ષ કરી દે છે. 'ડુંગરના વાસી પાણી વાણી એ સાંભળીને...' અહીં વાસી પાણી ઉચ્ચાર્યા બાદ અટકવું જ પડે છે. ત્યાર બાદ 'વાણી' શબ્દ ઉચ્ચારતાં જોર અજમાવવું પડે છે; અને જાણે કે ઝરણું જોસભેર અવનવા વળાંકો લેતું હોય એવું અનુભવાય છે. 'વીજળી' કાવ્યમાં શરૂઆતમાં તિમિરતાંડવ અતિ કુશળતાથી રજૂ કર્યું છે. પ્રથમ શ્લોકની ચારે ય પંક્તિઓમાં કવિએ એક એક 'ર'કાર પ્રક્ષેપી શબ્દ સંયોજી દીધો છે. 'ર'કાર શબ્દને ભાગવાનું, તરડવાનું કામ કરે છે; અને કંપાયમાન ભાવપરિસ્થિતિનો સૂચક છે. આમ, કાવ્યના ઝંઝાવાતના સ્વરૂપ સાથે આવા ભાંગફોડિયા, તરડાતા, ધ્રુજતા શબ્દો ચપોચપ બંધ બેસી જાય છે.

'અસંખ્ય જલધાર—તાર તણું વાદ્ય- વર્ષા લઈ' પ્રથમ શબ્દથી શરૂઆત કરી છેલ્લા શબ્દ સુધી જાણે કે અટકી જ શકાતું નથી! 'આ' કારનું આ માહાત્મ્ય છે. વળી, કવિને જે અભિપ્રેત છે એનો આકાર કેવો સહજપણે સ્ફૂરે છે! સિતારના લંબાયેલા તંગ તાંતણાનો ખ્યાલ આ શબ્દો જ રચી આપે છે. છેક ઊંચેથી પડતી જલધારાની અજસ્રતા—અવિરતતા 'આ'-કારથી રચાય છે. વળી, સંગીતની ઉચિત સામગ્રી છે. સંગીતકારો એકસૂરીલાપણું—સંવાદિતા આ...ના આવર્તનાત્મક આલાપથી જ સિદ્ધ કરી શકે છે. એમ તંબૂરતાર સાથે કવિનું આ–આ... કારનું સંયોજન કેવું વિરલ છે! આ કાવ્યમાં જ આગળ સહેજે રચાઇ જતું અવધૂતનું ગતિચિત્ર ખાસ ધ્યાનપાત્ર છે 'નિહાળું ભરતી તણા તરલ ડુંગરે કૂદતો'. આ અવધૂત સમુદ્રના મોજાંનો ડુંગર ચઢે છે ને ત્યાંથી કૂદે છે. આમાં કવિની પ્રત્યક્ષીકરણની પ્રક્રિયાની પ્રતિભા છેલ્લા બે શબ્દોમાં જોઇ શકાય છે. 'ડુંગરે' માં છેલ્લે ઉચ્ચારાતા 'ઇ'-કારથી જીભ ઊંચે ચઢે છે. એટલે એ ઉચ્ચારણ જ મોજાની ઊર્ધ્વગતિનો સંચાર રચી આપે છે, ને ઊંચે ચઢેલું મોજું તો પછી હેઠે ઊતરે જ ને! તરત જ 'કૂદતો' માં દીર્ઘ 'ઊ'કાર–જીભ નીચે વળવાની પ્રક્રિયાને કારણે નીચે ઊતરવાનો ભાસ રચી આપે છે. આમ, આપણે અવધૂતને મોજે ચઢતાં—ઊતરતાં પ્રત્યક્ષ કરીએ છીએ.

આપણા આ કવિ શબ્દમાં રહેલી પ્રચ્છન્ન શક્તિને પ્રગટ કરનાર મહા કલાકાર છે. પરંતુ મને લાગે છે કે અમુક કાવ્યોને બાદ કરતાં, એ બધું છૂટક પંક્તિઓ પૂરતું જ સવિશેષ સાચું છે. સમગ્ર કાવ્યના સુરેખ આકારની જ્યાં વાત છેડીએ કે આ કવિની ઊણપ વરતાવા માંડે છે. 'ઘાસ અને હું' કાવ્ય ઉત્તમ કહી

શકાય. પરંતુ એનું શીર્ષક કેવું શુષ્ક અને નિબંધિયાળ લાગે છે! શીર્ષક તો સમગ્ર કાવ્યના અંતસ્તત્ત્વ જેવાં હોવાં જોઇએ. કાવ્યમાં ઘાસ સાથેની કવિની તદ્રુપતાની, એકરૂપતાની વાતો સિદ્ધ થઈ છે: અને એમના શીર્ષકમાં નરી ભિન્નતા અને એથી જ વિસંવાદિતા જ પ્રગટ થાય છે. વરઘોડામાં વરરાજાના ફેંટાનું જેટલું મહત્ત્વ એથી ય વિશેષ મહત્ત્વ કાવ્યના શીર્ષકનું હોવું જોઈએ. 'ખી' કાવ્યમાં પ્રથમ બે શ્લોકોમાં કવિએ સરસ પ્રતીક યોજ્યું છે: પછી એને કોરાણે રાખીને કવિએ પોતાની ઉદાત્ત અભીપ્સા રજૂ કરી છે. એમ કરીને કે આ ખીની માફક જ હું પણ આ જગતમાં બધે જ પ્રેમ દ્વારા પ્રસરી જાઉં. આમ, પ્રતીક અને વિચારણાનો—પછી એ વિચારણા ગમે એટલી ઉદાત્ત કેમ ન હોય—કાવ્યમાં બંનેનો વિચ્છેદ કઠે એવો છે. ન સાંધો ન રેણ—એ પ્રક્રિયાથી કવિ હજુ ઘણા દૂર છે એવું લાગ્યા સિવાય રહેતું નથી: શાકમાં પ્રચ્છન્ન બનીને મીઠું પ્રસરી જાય અને શાકને સ્વાદિષ્ટ કરી મૂકે એમ પ્રતીક દ્વારા જ કવિની ભાવના કે વિચારણા મૂર્ત સ્વરૂપે આસ્વાદવી જોઇએ. કવિ શબ્દના ભક્ત છે એ ખરું, પરંતુ સમગ્ર સંગ્રહ આસ્વાદતાં કવિની સિંધુરટણા મર્યાદા બની જતી લાગે છે: મુંબઇના પરાના પશ્ચિમ વિભાગમાં રહેતા કવિજીવે સાગરની આટલી બધી ઘેરી અસર ઝીલી! પ્રથમ કાવ્ય 'બારી બહાર'માં બે વાર સિંધુ શબ્દ પ્રયોજાયો છે, છેલ્લા કાવ્યમાં પણ એક વાર પ્રયોજાયો છે. આ સિવાય, વચ્ચેનાં બીજાં કાવ્યોમાં બાર વખત આ આ શબ્દ પ્રયોજાયો છે. ને વળી સમુદ્ર, સાગર, જલધિ એ શબ્દો તો છે જ. છૂટક શબ્દોને આપણે ઝાઝું મહત્ત્વ ન આપીએ, એટલું જ ઈચ્છીએ કે એ પંક્તિમાં ઔચિત્યપૂર્વક સંયોજાયા હોય. પરંતુ, જુદાં જુદાં કાવ્યોમાં પુનરાવર્તન પામતી એકની એક કલ્પનાનું શું? એમનાં વર્ષાકાવ્યોમાં એક કલ્પના લગભગ ઘર ઘાલી બેઠી છે —વર્ષાની ધારા એ વીણાના તારો છે ને એ દ્વારા સંસારમાં સંગીત નીપજી રહ્યું છે. ઉપર ઉલ્લેખેલા 'અવધૂત'માં પણ એણે પીછો છોડયો નથી. એક જ કલ્પના લઈને આટલાં બધાં જુદાં જુદાં કાવ્યો કે ગીતો લખવાની જાણે જરૂર નહોતી એવું લાગ્યા કરે છે.

એમનાં વર્ષાકાવ્યોની એક લાક્ષણિકતા નોંધપાત્ર છે. છેક પ્રાચીનકાળથી વર્ષાકાવ્યો વિરહિણીના વિપ્રલંભ શૃંગારના પર્યાય જેવાં થઈ ચૂક્યાં હતાં. કવિએ આ પરંપરામાંથી છટકીને સ્વકીય સંવેદના સંકોરી છે. આપણા દેશમાં વર્ષાઋતુના પવિત્ર તહેવારોમાં—ખાસ કરીને શ્રાવણમાસે ભજનોની—ધૂનોની રમઝટ રેલાઈ રહેતી હોય છે. કવિના આ કાવ્યોમાં વિલાસપ્રેરક માદકતાને બદલે અધ્યાત્મપ્રેરક ઝાંઝ, પખવાજ, કિરતાલની રમઝટ સાંભળી શકાય છે. વર્ષાપવનમાં હીંચોળાતા વૃક્ષનું દર્શન સૂચક છે.

'આવે અવાજ ઓણું ઝરણાની ઝાંઝનો
ને ઝાડવાં વગાડે કરતાલ?'

વર્ષાનાં આ વર્ણનો સાચે જ શ્રાવણમાસમાં ભજનની રમઝટમાં સહેજે રચાઈ જતા પવિત્ર વાતાવરણની મહેકથી પ્રસાદભર્યાં બની શકયાં છે.

*

અનુસંધાન] 'રસગઙ્ગાધર'નો અલંકાર વિભાગ—એક અધ્યયન [પૃ. ૩૬૩થી ચાલુ

પ્રાચીન આચાર્યો નિયમો આપે તેમાં કશું જ અજુગતું નથી. પણ કાવ્યસ્વરૂપ કરતાં ઊર્મિનું મહત્ત્વ ઓછું છે એવું પણ ન જ કહી શકાય.

રસગઙ્ગાધરના પ્રારંભમાં જગન્નાથ મૌલિકતાનો દાવો કરે છે ત્યારે એવી આશા થાય છે કે કવિસંવેદનની આપણને ઉપેક્ષા, જે પ્રાચીન કાવ્યશાસ્ત્રનો મોટો દોષ છે, તે એમની કૃતિમાં ન હોય. પરંતુ, તેઓ કાવ્યની વ્યાખ્યા લગભગ ચાલી આવતી પરંપરા પ્રમાણે જ આપે છે અને કાવ્ય સાથે સંકળાયેલા બીજા પ્રશ્નો પણ તે જ રીતે ચર્ચે છે. કાંઈક અંશે અલંકારનિરૂપણમાં આ દોષ દૂર થયો છે. જગન્નાથ પોતે કવિ છે અને તેથી કલ્પિતોપમા રૂપક જેવા અલંકારોનું વિશ્લેષણ સારી રીતે કરી શકે છે. કલ્પિતોપમા કે રૂપક અલંકારના નિરૂપણમાં કવિની ચિત્તવૃત્તિ કેવી હોય તેનું વર્ણન કરે છે ત્યારે એમ લાગે છે કે અલંકારોના ભાવાત્મક પાસાં પ્રત્યે તેઓ સજાગ છે. પરંતુ, તેઓ ચાલી આવતી પરંપરા પ્રમાણે જ અલંકારોની ચર્ચા કરે છે. અલંકારોના બૌદ્ધિક પાસાં પર જ ધ્યાન કેન્દ્રિત કરે છે અને પ્રતિભાના આત્મલક્ષી પાસાં પ્રત્યે દુર્લક્ષ કરે છે. કલ્પનાનું જગત અપરિમેય છે, અને હજારો અલંકારોની વ્યાખ્યાઓ તેને પરિમિત કરી શકે નહીં. અલંકારોના ભાવાત્મક પાસાં પર જગન્નાથે ભાર મૂકયો હોત તો તેઓ પ્રાચીન અલંકારશાસ્ત્રને એક ગંભીર દોષમાંથી બચાવી શકયા હોત.

*

# ગ્રંથ-વિશ્વ



સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

## બુદ્ધિ અને હૃદયનું રસાયણ

સમીક્ષા

પ્રવીણ દરજી

વાઙ્મયનાં અન્ય સ્વરૂપોને મુકાબલે આપણે ત્યાં શુદ્ધ સર્જનાત્મક નિબંધો લખવા તરફ સર્જકોએ ઓરમાયું વર્તન કેળવ્યું હોય તેમ લાગે છે. કેવળ નિબંધ લખનારા તો કાકાસાહેબ, કિશનસિંહ ચાવડા અને જ્યોતીન્દ્ર દવે જેવા ગણ્યાગાંઠ્યા સર્જકો જ છે. છતાં, વર્તમાનપત્રો અને સામાયિકોએ આ દિશામાં સ્તુત્ય કાર્ય બજાવ્યું છે. નિયમિતપણે સામાયિકોમાં લખનારા તંત્રી–સંપાદકો પાસેથી ઘણી વખતે એકધાર્યું, ચીલાચાલુ લખાણ મળતું હોય છે. પણ એમાં કેટલાક અપવાદો મળી આવતા હોય છે. 'વિમર્શ'*નું પ્રકાશન આવો એક વિરલ અપવાદ છે. 'વિમર્શ'માં સંગ્રહિત થયેલા સંક્ષિપ્ત લેખોનું સ્વરૂપ લલિત નિબંધનું છે. આ બધા જ લેખો 'અભ્યાસ'માં એક યા બીજા સ્વરૂપે–બહુધા અગ્રલેખ રૂપે–પ્રકાશિત થઈ ગયેલા છે. હવે, બહુધા, અગ્રલેખોની સ્થિતિ ડહાપણના બે શબ્દો જેવી હોય છે. થોડુંક ગાંઠ કરવા જેવું એમાં ચિંતન–મનન હોય છે, પણ હૃદયને ભીંજવે તેવું એમાંથી મળવું મુશ્કેલ બને છે. એટલે, એ પ્રકારના લેખો, લેખો જ રહે છે; નિબંધ કે લલિત નિબંધની કક્ષા સુધી એ પહોંચી શકતા નથી. 'વિમર્શ'માં ચિંતન-મનન છે, હૃદયને ભીંજવે ને આર્દ્ર કરે તેવું ઘણું છે, એટલે જ એનાં પ્રકાશનને એક વિરલ અપવાદ ગણ્યો છે.

'વિમર્શ'ના સર્જકે આ પુસ્તકને 'જીવન', 'સમાજ', 'શિક્ષણ' અને 'રાજકારણ' એવા ચાર ખંડોમાં વિભાજિત કર્યું છે. પહેલા ખંડમાં જીવનને અને મનુષ્યના આંતરસત્ત્વને સ્પર્શતા વિષયો છે. 'સાચું સીમોલ્લંઘન' અને 'મૌનનો સંકલ્પ' આ ખંડના ઉત્તમ નિબંધો છે. ચિંતકનું ચિંતન શુષ્ક કે નીરસ હોય તો તે આસ્વાદ્ય નથી નીવડતું. એની પાછળ એનું ઉષ્માભર્યું વ્યક્તિત્વ (personal element) ધબકતું હોય તો જ તે રસદ બને છે. આ ખંડના નિબંધોમાં સર્જકના હૃદયનો ધબકાર વરતાય છે. કાકાસાહેબની પેઠે શ્રી માવળંકર પણ ઘણી વખતે સમુચિત દૃષ્ટાંતોનો કાવ્યમય વિનિયોગ કરે છે. જેમ કે, 'વિજયા–દશમી પહેલાં નવરાત્રિ વીતી ગઈ હોય છે. અંધકાર પછી જ પ્રકાશ આવે ને? અને, ત્યારે જ અજવાળાનો આહ્‌લાદ અનુભવાય ને? નવરાત્રિ દરમ્યાન ત્રિવિધ મહાશક્તિઓની ઉપાસના કરવાની– મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની.' ઘણીક વખતે માવળંકરના નિબંધોમાં બેકનની સૂત્રાત્મકતાનો અનુભવ થાય છે, તો ગાંધીજીની શૈલીનું સ્મરણ કરાવે તેવી શૈલીની મીઠાશ પણ અનુભવાય છે. 'મૌનનો સંકલ્પ'-માંનો અંત આ રીતે કેવો રોચક બને છે! 'મૌન એક સાધના છે. એ એક યોગ છે. એને ધીરે ધીરે કેળવવો જોઇએ. પણ એક વાર એ દિશામાં આપણે આગળ વધ્યા તો અનેરો આનંદ આપણે અનુભવવા માંડીશું.'

બીજો ખંડ 'સમાજ' વિષયક છે. એમાં સર્જકનું એક નિર્ભીક સમાજ-ચિકિત્સક તરીકેનું વ્યક્તિત્વ દેખા દે છે. સમાજનાં અનિષ્ટોની ગટરો ખુલ્લી કરતાં નિબંધકાર ક્યાંય પાછીપાની નથી કરતા. ક્યારેક એમનો આક્રોશ પરાકોટિએ પહોંચે છે, પણ એ આક્રોશની

* 'વિમર્શ' (લલિત નિબંધો)
લેખક: પુરુષોત્તમ ગણેશ માવળંકર
સન્નિષ્ઠ પ્રકાશન, માવળંકર હવેલી,
ભદ્ર, અમદાવાદ ૧
કિંમત સાડાત્રણ રૂપિયા. પૃષ્ઠ સંખ્યા ૧૩૪. સને ૧૯૬૮.

પાછળ સત્યનો ધબકાર ઝિલાયો હોય છે. 'સમાજ-સેવા: સાચી અને નકલી'માં સર્જક લખે છે: '..... દાખલા તરીકે, 'જીપ' વિના આજે સમાજ-સેવકો હરીફરી શકતાં નથી; કાયદા–કાગળો–કારકુનોની સહાય વિના સમાજ-સેવકો જાણે પાંગળાં અને લાચાર જેવા બેસી રહે છે; જાહેરાત અને પ્રસિદ્ધિ અને શાબાશીનો 'ડોઝ' અને મદ ન મળે ને ચડે તો આ બધી કાર્યફોજ કેવી ઢગલો થઇને પડી રહે છે! સ્વતંત્ર અને લોકશાહી ભારતમાંથી આ બધું ઢોંગધતિંગ જેમ બને તેમ જલદી જતું રહેવું જોઈએ.'

ત્રીજા ખંડમાં શિક્ષણ જગતનો અને એની સમસ્યાઓનો સમાવેશ થાય છે. ખાસ કરીને, શિક્ષણ, વિદ્યાર્થી, શિક્ષક, અભ્યાસ, આદિને સ્પર્શતા પ્રશ્નોની એમણે માર્મિક અને સચોટ ચર્ચા કરી છે. શિક્ષણને સ્પર્શતા પાયાના પ્રશ્નો વિશે પોતે ખૂબ સચિંત છે. શિક્ષણને એ પવિત્ર વસ્તુ માને છે. તેથી જ, શ્રી સમર્થ રામદાસ સ્વામીના કથનને ટાંકીને એ ભણતરને પણ એક યજ્ઞકર્મ તરીકે ઓળખાવે છે. વર્ષો જૂની એક ને એક 'નોટ્સ' આપનારા રેઢિયાળ શિક્ષકોની એ ખબર લઇ નાખે છે, અને દૃષ્ટિવંત તેમ જ વર્ધમાન શિક્ષકો માટે ટહેલ નાખે છે. દૃષ્ટિવંત અને વર્ધમાન શિક્ષકો મળી રહે તો ભયાનક રીતે વિકસી રહેલી અભણ ભણેલાંઓની જમાત ઉપર એક જાતનું નિયંત્રણ આવી જાય. આ ખંડમાં શ્રી માવળંકરની એક સચિંત કેળવણીકાર તરીકેની મુદ્રા ઊપસે છે.

ચોથો અને છેલ્લો ખંડ 'રાજકારણ' વિષયક છે. રાજકારણને તેઓ કોઈ રાજનીતિજ્ઞનાં મૂલ્યોથી નથી માપતા-ચકાસતા. રાજકારણ વિષયક એમની સમજ માનવતાથી સંભરેલી છે.

જેમાં માનવતા નથી, સંસ્કાર નથી, હૃદય નથી તેવા કપટી અને દાવપેચવાળા રાજકારણની તેઓ વાત નથી કરતા. સાચા નાગરિકમાં જવાબદારીપૂર્વકની સભાનતા હોવી જોઇએ એમ પણ તેઓ દઢપણે માને છે. સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા એ આદર્શત્રયીનો તેઓ આદર કરે છે. દેશભક્તિ વિશેની એમની સમજ નિરાળી છે: 'દેશભક્તિ એટલે કોઈ એક જૂથ કે ધર્મ કે ભાષા કે વર્ણની વાહવા ગાવાનો ય સવાલ નથી. સર્વ પ્રજાજનો પ્રત્યે અને સર્વ સંસ્કારો પ્રત્યે સમભાવથી જોતાં શીખવું અને સહુની જોડે સભ્યતાથી બોલવું-ચાલવું એ સાચા દેશપ્રેમીનો સ્વભાવ-ધર્મ હોય છે. એવાં જ સ્ત્રીપુરુષો ખરેખર ભારતરત્નો છે.'

ઉપર્યુક્ત ચારે ય ખંડોમાં સર્જકના વ્યક્તિત્વની ભિન્ન ભિન્ન રેખાઓ ઊપસે છે. એકમાં જીવનદ્રષ્ટા તરીકેનું, બીજામાં સમાજ-હિતચિંતક તરીકેનું, ત્રીજામાં કેળવણીકાર તરીકેનું અને ચોથામાં રાજકારણી તરીકેનું—આ ચારે ય ખંડોમાં એમનું દૃષ્ટિબિન્દુ તો માનવતાભર્યું જ રહ્યું છે. જે વિષયને એ હાથમાં લે છે તે વિષયને માત્ર ચિકિત્સકની નજરે જ જોતા નથી કે માત્ર એ વિષયનું શુષ્ક, નીરસ પૃથકકરણ પણ કરતા નથી. એ બધાંને શ્રી માવળંકર માનવતાનાં સનાતન મૂલ્યોથી ચકાસે છે, અને માનવવાના સંદર્ભમાં જ મૂલવે છે. ચિંતાનાત્મક વિષયો પણ આના કારણે જ વ્યક્તિત્વ-વિહોણા બન્યા નથી. બધા જ નિબંધોમાં એમનું સર્જક તરીકેનું સંવેદન-ભીનું વ્યક્તિત્વ તો ધબકે જ છે. અહીં ભાષા કયાં ય દંભ-ડોળવાળી નથી બની. અલંકારોનો કે આભૂષણોનો કયાં ય ઠઠારો નથી. સીધી, સરળ, મર્મગામી અને ધ્યેયલક્ષી શૈલી ગાંધીજીની શૈલીની યાદ દેવરાવે છે. ખપ પૂરતાં દૃષ્ટાંતો પણ યોજે છે. અસહ્ય અને અન્યાયભરી રીત-રસમો સામે કયારેક એ ઉકળાટ અનુભવે છે, આક્રોશે પણ છે. છતાં, બધા જ નિબંધોમાં અનુભવનિષ્ઠ, બુદ્ધિપૂત અને સ્વસ્થ વિચારશીલ પ્રજ્ઞાવાળા વ્યક્તિત્વનાં દર્શન થાય છે. ચિંતન કયાં ય બોઝિલ બનતું નથી. પ્રિસ્ટલીના અન્ય સંદર્ભમાં યોજાયેલા ત્રણેક શબ્દોને ટાંકીને કહું તો, આ બધા જ વિષયો familiar talk જેવા છે. એમાં એના સર્જકનું brilliant and self-revealing conversationalist તરીકેનું વ્યક્તિત્વ પ્રતિશબ્દે દેખા દે છે. બુદ્ધિ અને હૃદયનાં રસાયણોથી રસાયેલા આ લઘુ-લલિત નિબંધો આપણા નિબંધ-સાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો કરે છે. કાકાસાહેબનાં આશીર્વચન પામેલો, શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના આમુખથી મઢાયેલો અને શ્રી હરભાઈ ત્રિવેદીથી આવકારાયેલો આ 'વિમર્શ' નિબંધ-સંગ્રહ સાચે જ આપણું કીમતી નિબંધ પુસ્તક છે. શ્રી માવળંકર પાસેથી હજુ વધુ આવા નિબંધ-સંગ્રહો પ્રાપ્ત થઈ રહો.

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯-૪

"આપણે ત્યાં શાળા-કૉલેજોમાં, સમાજમાં અને હાઈ-સોસાયટીમાં જે છાનગપતિયાં ચાલી રહ્યાં છે એનો સારો એવો અણુસાર મને છે. માવતરને પોતાનાં બાળકો શું કરે છે, શું ભણે છે, ક્યાં જાય છે, કોની સાથે ફરે છે એ બધું જોવા-જાણવાનો નથી સમય કે નથી ખેવના. બધાં પોતપોતામાં વ્યસ્ત છે અને મસ્ત છે. દીકરા-દીકરીને વહાલથી પાસે બેસારીને બે હેત-વાતો કહેનારાં-સાંભળનારાં માવતર ધીમે ધીમે ઓસરતાં જાય છે. અને, પછી એ જ માવતરો ફરિયાદ કરે છે, કે, આજકાલનાં છોકરાં અમારું સાભળતાં નથી! યુરોપની શિસ્તને સમજ્યા વિના ત્યાંનો અનાચાર આપણે ત્યાં પેધતો જાય છે. ત્યાંના અનાચારમાં ય એક પ્રકારનો એકરાર છે. સદાચારની છલના ત્યાં નથી. જ્યારે આપણને ડોળમાં રાચવું જાણે કે ગમે છે. ઢાંકપિછોડો આપણને કોઠે પડી ગયો છે. પડોશી છાનોછપનો શરાબ પીએ એમાં વાંધો નહિ, પણ કોઈ ખેલદિલ કહે કે 'હું શરાબ પીઉં છું' તો ત્યાં આપણી સંસ્કૃતિ વટલાઈ જવાની! યુરોપનાં યુવાનોનાં નૈતિક ધોરણો એમને મુબારક હો; પણ ત્યાં જે થાય છે તે છડેચોક થાય છે, બેધડક થાય છે, એટલું મને ગમ્યું. અને, એટલે, એ અનાચારને ય સ્વૈરવિહાર કહેવાનું મન થાય છે. એની પડછે એક જાતની નૈતિક હિંમત ડોકિયાં કરતી દેખાય છે. અને, એ કામ ખૂબ દોહ્યલું છે!"

રસિક ઝવેરી

['અલગારી રખડપટ્ટી'. પ્રકાશક: રસિક ઝવેરી.
૧, બૅટરી હાઉસ, ભુલાભાઈ દેસાઈ રોડ,
મુંબાઈ ૨૬. સને ૧૯૬૯. પૃ. ૯૮-૯૯]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

મે ૧૯૬૯] **અભ્યાસ** [સળંગ અંક ૬૪

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* વાર્ષિક લવાજમ : રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).

* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.

* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિંમત રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.

* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.

* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.

* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.

* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.

* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



# रजाओ माणतां शीखीए!

રજા માગતાં આપણાં વિદ્યાર્થી-ભાઈબહેનોને એની મઝા માણતાં ભાગ્યે જ આવડે છે! પણ એમાં એમનો દોષ કાઢવા કરતાં શૈક્ષણિક સંસ્થાઓ, કુટુંબ-વ્યવસ્થા અને એકંદર સામાજિક તરાહની જવાબદારી જ સવિશેષ જણાય છે. રજાઓમાં શું કરવું, ક્યાં જવું, શું જોવું, ક્યાં ફરવું એ વિષે શિક્ષકો અને વડીલોને જ ક્યાં ઝાઝી સમજ હોય છે?

શૈક્ષણિક વર્ષને આપણે ત્યાં આઠ કે દસ મહિનાઓનું ગણવામાં આવે છે—જૂનથી માર્ચ કે એપ્રિલ સુધી. એમાં ય વચ્ચે નાની-મોટી રજાઓ તો ખરી જ; અને શનિ–રવિવારો આવે તે પાછા જુદા! ખરેખર તો રજાઓનો સમય પણ શિક્ષણ-કાર્યના ભાગ રૂપ સમજીને એનું આયોજન પણ શિક્ષણ-સંસ્થાઓએ જ કરવું જોઈએ; અને, શૈક્ષણિક વર્ષ પૂરા બાર મહિનાનું જ માનવું જોઈએ.

અલબત્ત, આજે જે રીતે શિક્ષણ–સંસ્થાઓનું કામકાજ ચાલે છે તે જોતાં તો શિક્ષણનો સમય અને રજાઓનો સમય એ બંને જાણે એકમેકમાં ભળી ગયાં છે; ખાસ કરીને, શિક્ષણના સમયમાં રજાની મનોવૃત્તિ અને આબોહવા ઠીક ઠીક ઘૂસી ગઈ છે ને પ્રસરતી ચાલી છે. ભણાવવાની બાબતમાં જ જ્યાં સ્પષ્ટ આયોજન અને ચોક્કસ કાર્યક્રમનો અભાવ વરતાતો હોય ત્યાં પછી ભણતર-બંધના દિવસોમાં—એટલે કે રજાઓના સમયમાં—બધો છૂટો દોર અને મનફાવ્યો વ્યવહાર અહીં તહીં ચાલતો હોય એમાં શી નવાઈ?

ભણતર શરૂ કરવાથી માંડીને એ પૂરું કરવા સુધીના ગાળામાં જે મહિનાઓ આવે છે તેમાં પણ ઘણી શાળા–કૉલેજોમાં શરૂમાં અને અંતમાં શિક્ષણનો કાર્યક્રમ નહીંવત્ રહે છે. ઊઘડતા દિવસથી જ શિક્ષણ-કાર્ય કેમ ન શરૂ થઈ શકે? એ કાર્યની ગતિ પકડાતાં થોડા દિવસ લાગે એ સમજી શકાય; પણ, પ્રારંભ તો પહેલા દિવસથી જ કરવો જોઈએ ને? એ જ રીતે, જો છેલ્લાં અઠવાડિયાંઓમાં ભણાવવાનું કશું બાકી ન રહેતું હોય તો કાં તો અભ્યાસક્રમ ઓછો ઘનિષ્ટ છે, અગર તો પછી શિક્ષકોએ એ ગમે તેમ ગબડાવ્યો છે ને ઝટ પૂરો કરી દીધો છે!

વળી, શાળા-કૉલેજો જ્યારે ચાલુ હોય છે ત્યારે પણ વિદ્યાર્થી–ભાઈબહેનો ક્યાં આખો વખત પોતપોતાની શૈક્ષણિક સંસ્થાઓમાં ભણે છે કે હોય છે? દિવસભરના જાગૃત કલાકો પૈકી માંડ બે કે ત્રણ કે બહુ તો ચાર કલાક તેઓ પોતપોતાનાં 'સરસ્વતી–ધામ'માં હોય છે. શાળા હોય તો, આ કલાકો થોડા વધારે; અને કૉલેજ હોય તો, આ કલાકો જેટલા ઓછા તેટલું શિક્ષણ 'ઉચ્ચ' મનાય છે! કૉલેજોમાં તો અધ્યાપકો–આચાર્યો પણ અનેક સ્થળે ચાર કલાક સળંગ રહેતા નથી! ખરું પૂછો તો, વિદ્યાર્થી અને શિક્ષક બનતો વધુ વખત વિદ્યા-મંદિરોમાં ધામા નાખીને બેઠેલો હોય; એને બદલે, 'દરેક અધ્યાપકે ઓછામાં ઓછા ચાર કલાક પોતાની સંસ્થામાં રહેવું જોઈએ' એવો ખાસ આદેશ ગુજરાત યુનિવર્સિટીને સંલગ્ન કૉલેજોના શિક્ષકગણને આપવો પડે છે!

અને, શાળા-કૉલેજોમાં ભણતાં વિદ્યાર્થી–ભાઈબહેનોનો સમય ચાલુ કામકાજ વખતે બરાબર વપરાય છે એવું પણ જોવા નથી મળતું. અમુક નિયત સમય સુધી તેઓને 'રોકી રાખવામાં' આવે છે

એવું જ કહેવાનો વારો આવ્યો છે! માબાપ અગર વાલી એમ સમજે ને માની લે કે છોકરો (કે છોકરી) ભણે છે, કાર્યરત છે, અને નિશ્ચિત ધ્યેયપંથે પ્રવૃત્ત છે! હકીકતમાં એવું હોય જ એમ નહીં.

જો ચાલુ શિક્ષણ-કાર્યમાં આવી અવદશા હોય તો રજાઓમાં તો પછી અંધાધૂંધી જ પ્રવર્તે ને! શનિ-રવિની દોઢ દિવસની રજા બાદ કરીએ તો પણ દિવાળીની, અનેક સ્થળે નાતાલની અને બધે ઉનાળાની દીર્ઘ મુદતની રજાઓ હોય છે. અવારનવાર વાર-તહેવારની રજાઓ જાહેર થાય તે વધારામાં જુદી; અને પ્રસંગોપાત્ત શોક–આનંદની છુટ્ટીઓ પડે તે પાછી જુદી! આ બધી રજાઓ છાશવારે પડતી જ હોય છે, અને પરિણામે શિક્ષણ-કાર્યમાં સાતત્ય અને સંગીનતા જળવાતાં નથી.

ટૂંકી કે લાંબી રજાઓમાં સમયનો સદુપયોગ કેવી રીતે કરી શકાય તેનું પદ્ધતિસરનું શિક્ષણ વિદ્યાર્થી ભાઈબહેનોને શાળાના ચાલુ વર્ષ દરમિયાન જ મળવું જોઈએ. ઉનાળાની લાંબી રજાઓ પહેલાં તો આવું શિક્ષણ ખાસ યોજનાપૂર્વક અને વિચારપૂર્વક આપવું જોઈએ એટલું જ નહીં પણ આવી રજાઓમાં વિદ્યાર્થીએ કરેલ વિવિધ કામગીરીનો અહેવાલ નવા વર્ષના ઊઘડતા દિવસે દરેક વિદ્યાર્થી પાસેથી મેળવવાની ઉત્સુકતા શિક્ષકોએ દાખવવી જોઈએ.

રજાઓમાં આખો વખત વાંચ્યા જ કરવાનું કોઈ કહેતું નથી. બલકે, કશી એક સારી પ્રવૃત્તિ પણ સતત અને એ જ એકલી કર્યા કરવી એ કાંઈ સમતોલ વ્યક્તિત્વની નિશાની નથી. બધું ઇષ્ટ કાર્ય પ્રમાણસર, પદ્ધતિસર, પ્રયત્નપૂર્વક, પૂરા રસથી કરવું જોઈએ. દાખલા તરીકે, વાચનના બે પ્રકાર હોય: પોતાના ચાલુ અને આગળના અભ્યાસનાં પુસ્તકો વાંચવાં; ઇતર વાચન કરવું; ગંભીર અને હળવું, બોધપ્રદ અને મનોરંજક; બધી જાતનું સાહિત્ય માણવું જોઈએ. લેખનના ત્રણ પ્રકાર હોય: અભ્યાસક્રમ અંગેનું લખાણ, વિવિધ વિષયો પરનું ખેડાણ અને પત્ર-મૈત્રી જેવી પ્રવૃત્તિ દ્વારા કરાતું લખાણ. ભારતના વિવિધ પ્રદેશોમાં અને પરદેશોમાં રહેતાં સમવયસ્ક અને સમાન શોખ-રસ ધરાવતાં મિત્રો સાથે પત્ર-ગોષ્ઠિ કરવાથી એક સાથે કેટકેટલું મેળવી શકાય છે! પ્રવાસ–પર્યટનના ચાર પ્રકાર હોય: નૈમિત્તિક કે સાંસારિક કારણે પ્રસંગોપાત્ત જવાનું થાય; ખાસ આયોજિત પ્રવાસોમાં જોડાઈ શકાય; અવારનવાર ઉજાણી-પર્યટનો ગોઠવાય; એકલા કે થોડા મિત્રો સાથે પગપાળા ઘૂમી શકાય. આ ઉપરાંત, બીજું ઘણું ઘણું થઈ શકે: રમતગમત, તરવું–ચાલવું, ચિત્રપટ–નાટક જોવાં, ટપાલ-ટિકિટોનો સંગ્રહ કરવો, ચિત્રકળા ને સંગીત ને અન્ય કૌશલ્યો સંપાદન કરવાં, બાગ-કામ કરવું કે ખેતી કરવી, નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવું, અભ્યાસી અને અસરકારક વક્તાઓનાં ભાષણો સાંભળવાં, રેડિયો–ટેપરેકર્ડ-ગ્રામોફોન પરથી રેલાતાં સુંદર ગદ્ય-પદ્યનો આસ્વાદ લેવો, મિત્રો વધારવા અને ગોષ્ઠિઓ–ગપ્પાંની ગમ્મત અનુભવવી, ગૃહકાર્ય શીખવું અને ચા-પાણી તથા રસોઈની વાનગીઓ બનાવવાની કળા પ્રાપ્ત કરવી, સારાં સામયિકો અને વર્તમાનપત્રો વાંચવાં—આવું આવું પાર વિનાનું ઘણું કરી શકાય. દરેક જણ પોતાની શક્તિ–બુદ્ધિ મુજબ, પોતાના સંજોગો પ્રમાણે આ કે તે કરે. પણ, સહુ કાંઈ ને કાંઈ અર્થપૂર્ણ ને આલ્હાદક પ્રવૃત્તિઓમાં લાગી ગએલાં હોય અને એમાં મસ્ત જણાતાં હોય!

કમભાગ્યે, રજાઓમાં આજકાલ આવું કશું ખાસ જોવા મળતું નથી. સમય પસાર થતો નથી એની જ મૂંઝવણ ને મુશ્કેલીમાં ઘણાંખરાં ફસાએલાં રહે છે! પરિણામે, ભટકવાની વૃત્તિ, ઊંઘવાની આદત, આમતેમ ધ્યેયહીન રીતે ડાફોળિયાં મારવાની ટેવ ઘર કરવા લાગે છે. રજાઓ એટલે આળસ અને એશ-આરામનું પિયેર—એવો ભાવ જાણે જન્મે છે ને બંધાય છે! આ ભયસ્થાનને વહેલી તકે આપણે હઠાવવું જોઈએ. ઊછરતી પેઢીને રજા માણવાનો સવિશેષ હક્ક છે અને એમની એ ફરજ પણ છે; એમાં મોટેરાંઓનો એમને સાથ અને માર્ગદર્શન હોવાં જાઈએ.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# આચાર-સંહિતા અને આપણા પ્રશ્નો

જતીન પંડ્યા

અધ્યાપક વર્ગના અનેક પ્રશ્નો આજે વણઊકલ્યા પડ્યા છે ત્યારે બીજી તરફ એ પ્રશ્નો પ્રત્યે સમાજ, સરકાર, યુનિવર્સિટી અને શિક્ષણ-સંસ્થાઓની ઘોરતમ અને ગુનાહિત ઉપેક્ષા-વૃત્તિ નજરે પડે છે. એ ઉપેક્ષા-વૃત્તિનાં જેમ બીજાં અનેક કારણો છે તેમ એક કારણ અધ્યાપકની પોતાની જાતમાં પણ રહેલું છે. ઉપેક્ષક વર્ગ હમેશાં તે જ કારણને આગળ કરીને પોતાને પક્ષે રહેલી ક્ષતિઓ છુપાવવાનો અને જવાબદારીને ઓગાળી નાખવાનો પ્રયાસ કરે છે. અને તેમાં, તે સંપૂર્ણ રીતે સફળ પણ થાય છે. તેથી, જેમ ઉપેક્ષક વર્ગની ક્ષતિઓ અને જવાબદારીઓનો આપણે વારંવાર નિર્દેશ કરીએ છીએ, તેવી રીતે, આપણે પક્ષે રહેલા કારણને પણ તપાસીને તેને દૂર કરવાનું આપણે માટે અનિવાર્ય અને હિતાવહ છે એટલું જ નહિ, તે આપણી સહુ પ્રથમ જવાબદારી પણ છે. પોતાનો દોષ કાઢવાનું બીજાને કારણ ન આપવું એમાં જ દક્ષતા–'ડિપ્લોમસી' પણ રહેલી છે.

અધ્યાપક તરીકે આપણા ઉપર જે આરોપો થાય છે તેમાં અપ્રામાણિકતાઓ અને અનીતિમત્તાનો આરોપ સૌથી મોટો છે. આપણામાંથી ચાર અપ્રામાણિક હોય તો ચાલીસને સાંભળવું પડે છે. એ દુઃખદ હકીકતનો અનુભવ લેવા જવાની હવે જરૂર રહી નથી. તે સાથે જ, જગતના બાકીના-શિક્ષકેતર-વર્ગો બધા પ્રામાણિક છે એમ પણ કહેવાનો આશય નથી. એમ કોઈ કહી શકે એમ પણ નથી. આ વિશ્વની વિચિત્રતા એ છે કે પોતે કેવા છે તેનો વિચાર કોઈ કરતું નથી. પરંતુ, તમે આવા છો અને તેવા છો એવો આરોપ કરતાં ય કોઈ અચકાતું નથી. બીજાંમાં રાઈ જેવા દોષને જોવા અને પોતાના બીલીફલ જેવાને જોયાં છતાં ન જોયાં કરવાની આ ખલવૃત્તિ અલબત્ત, યોગ્ય તો નથી જ. પરંતુ ન્યાય આપવાને પણ તે જ લાગુ પડે છે. અને, વળી, બીજો અપ્રામાણિક બને તેથી આપણને અપ્રામાણિક બનવાનો અધિકાર પણ પ્રાપ્ત થતો નથી.

આ બધા વર્ગોમાં અધ્યાપકોનો વર્ગ એવો છે કે છાની છાની રીતે પણ અંદરથી પોતાની અપ્રામાણિકતા પ્રત્યે સભાન છે. એટલું જ નહિ, પરંતુ જ્યારે બીજા વર્ગો એ તો એમ જ ચાલે એમ માને છે ત્યારે આમ ચાલવું ન જોઈએ એમ અધ્યાપકો માને છે. અને, હું તો તેને એક શુભ નિશાની ગણું છું. સુધારવાને માટે ભૂલ પિછાનવી એ સૌથી પહેલું પગથિયું છે. પોતાની ભૂલ ખાનગીમાં પિછાન્યા પછી તેને જાહેર રીતે કબૂલવી એ તેનું બીજું સોપાન છે. અને, જણાએલા તે દુર્ગુણને આત્મબળથી ત્યજી દઈ સદ્ગુણ પ્રાપ્ત કરવો એ આત્મગૌરવ જાળવવા માટેનો અંતિમ અને એક માત્ર ઉપાય છે.

પ્રત્યેક ક્ષેત્રમાં અનીતિમત્તાનાં સ્વરૂપો હોય છે. અધ્યાપક-સમૂહમાં કેટલેક ઠેકાણે જે અનીતિ દેખાય છે તે મુખ્યત્વે ત્રણ પ્રકારની છે: એક, તેના અધ્યાપન-કાર્યને લગતી બાબતોમાં; બીજી, અધ્યાપન કાર્ય સાથે અનિવાર્ય રીતે સંકળાએલ પરીક્ષાની બાબતમાં; અને, ત્રીજી, કેટલીક સામાન્ય ક્ષતિઓ તેના વ્યવહારમાં જણાય છે.

અધ્યાપન-કાર્ય એ અધ્યાપકનું મુખ્ય કર્તવ્ય છે. તેમ છતાં ય કેટલીક વાર તેમાં જે ક્ષતિઓ દેખાય છે તે આ પ્રકારની છે:

૧. પૂરતી તૈયારી વિના અધ્યાપકો વ્યાખ્યાનના વર્ગો લેવા જાય છે, અને વ્યાખ્યાન ગમે તેમ ગબડાવે છે. પરિણામે, સુશ્લિષ્ટ અને સુગ્રથિત વ્યાખ્યાનનો અભાવ વર્તાય છે.

૨. 'કોર્સ' પૂરો કરવા ઉપર નજર રાખવામાં આવે છે.

અને, તે જ માત્ર આશય હોવાથી ઉપરછલ્લી દોડાદોડી કરીને 'કોર્સ' પતાવી દેવામાં આવે છે.

૩. વિદ્યાર્થીને વિષયમાં સમજ પડે છે કે કેમ તેની દરકાર રાખવામાં આવતી નથી. વર્ગમાં જઈ આવીને કાંઈ બોલ્યા કે લખાવ્યું તેટલા જ માત્રથી શિક્ષણ-કાર્ય સમાપ્ત થએલું સમજવામાં આવે છે.

૪. મહદંશે તો 'નોટસ્' આપી દેવામાં આવતી હોય છે. તેમાં વિદ્યાર્થીઓને સંતોષ મળતો હોવાથી પોતાના કર્તવ્યની પણ ઇતિશ્રી સમજવામાં આવે છે.

૫. વિદ્યાર્થીઓની જેમ શિક્ષક પણ પરીક્ષાના દૃષ્ટિબિંદુને જ મહત્ત્વ આપવા માંડે છે.

૬. જ્ઞાનની ક્ષિતિજોના વિસ્તારને દૃષ્ટિબિંદુમાં રાખ્યા વિના પોતાના વિષયથી વિદ્યાર્થીને માત્ર પરિચિત કરાવ્યાથી જ સંતોષ મેળવવામાં આવે છે.

૭. કેટલીક વાર વ્યાખ્યાનો છોડી દેવામાં આવે છે. વ્યાખ્યાનો ન લેવામાં, શિક્ષણ-ક્ષેત્રે જરૂરી સ્વાતંત્ર્ય-નું સ્થાપન કર્યાનું ગૌરવ સમજવામાં આવે છે.

૮. તેવી જ રીતે, પૂરી ૪૦ કે ૪૫ મિનિટના સમયને પૂરો કર્યા વિના વ્યાખ્યાનો વહેલા છોડી મૂકવામાં પણ એ ગૌરવનું દર્શન થાય છે. મુદ્દો અથવા 'ટૉપિક' પૂરો થઈ ગયો એવી દલીલ વરસમાં કેટલીક વખત હોય તેનું પ્રમાણ જળવાતું નથી, તો કેટલીક વાર માત્ર આડીઅવળી વાતોમાં સમય વ્યતીત કરાય છે. આ વાતોમાં ન તો કોઈ મહત્તમ અર્થ, ગંભીર ચર્ચા, કે ગૂઢ સમસ્યાની છણાવટ દેખાતાં હોય કે ન તો તેને પ્રસ્તુત વિષય સાથે કશું સ્નાન-સૂતક હોય.

૯. 'ટ્યુટોરિયલ'માં વધારાની 'ટેસ્ટ' જ લેવાતી હોય છે. પરિણામે, પરસ્પર ચર્ચા દ્વારા વિચાર-વિનિમય-નો અને મુદ્દાની ઊંડી સમજ કેળવવાનો હેતુ માર્યો જાય છે. વ્યાખ્યાન-પદ્ધતિમાં વિદ્યાર્થીના સહકારના અભાવની અને તેની મુશ્કેલીઓનું નિવારણ કરવા-ની શકયતાના અભાવની ખામી દૂર કરવા 'ટ્યુટોરિયલ'-પદ્ધતિ અમલમાં આવી છે. પરંતુ, તે ખામી દૂર થવાની વાત તો બાજુએ રહી, 'ટ્યુટોરિયલ'માં, વ્યાખ્યાન દરમ્યાન ચાલી ગએલ મુદ્દાઓ પરત્વે પ્રશ્નો આપીને તેના ઉત્તરો લખાવવા-થી તે પરીક્ષાની નવી આવૃત્તિ તથા નિરર્થક પુન-રોક્તિદોષ ધારણ કરે છે. 'ટ્યુટોરિલ' એ શાળાના 'કંપોઝિશન'ની ઉચ્ચતર અને તેથી બદતર આવૃત્તિ થઈ પડી છે. એનું કારણ, સર્વ પક્ષે 'ટ્યુટોરિયલ'ની સાચી સમજનો અભાવ વર્તાય છે તે છે.

૧૦. પોતાનાં વ્યાખ્યાનો અને 'ટ્યુટોરિયલ'ની પૂર્વ યોજનાનો અભાવ એ શૈક્ષણિક પ્રશ્નો પ્રત્યેની ઉપેક્ષા-વૃત્તિનું પરિણામ છે. શિક્ષક થયા છતાં શૈક્ષણિક પ્રશ્નો પરત્વે ઉદાસીનતા સેવવી એ ઘોર પાપ છે.

૧૧. અધ્યાપનના કામમાંથી પણ બને તો છટકબારી શોધવાની વૃત્તિ દેખાય છે. ક્યારે ઘર ભેગા થવાય તેની જ માત્ર ચિંતા દરરોજ થતી હોય છે.

૧૨. નવા વાચનનો અભાવ છે. આ આરોપ હવે બહુ વ્યાપક થતો જાય છે. અને, એ જેટલો સાચો તેટલો જ લજ્જાયુક્ત અને ગંભીર પણ છે.

૧૩. વાચન સાથે, પોતાના વિષય ઉપર અને અન્ય સમસ્યાઓ ઉપર ચિંતન પણ લુપ્ત થતું જાય છે. તેમ જ, ચિંતન કરવાની તસ્દી ન લેવાની વૃત્તિ માત્ર અધ્યાપકને જ નહિ, આખા વિશ્વને જોખમમાં મૂકશે.

૧૪. 'ટ્યુશન' કરવાનો ઉત્સાહ વધતો જાય છે. તેની તો હરીફાઈ ચાલે છે. વિદ્યાર્થી પોતાનું 'ટ્યુશન' લે તેને માટે બધી રીતની રીતરસમો અપનાવાય છે. 'ટ્યુશન'ના આકર્ષણે અધ્યાપકના ચારિત્ર્યને બગાડવામાં પુષ્કળ ભાગ ભજવ્યો છે.

૧૫. 'ટ્યુશન'ના મોહમાં વિદ્યાર્થીની અભ્યાસ-વિષયમાંની વ્યક્તિગત મુશ્કેલી પ્રત્યે ઉદાસીનતા બતાવવામાં આવે છે.

૧૬. શિક્ષણ-કાર્યમાં શિથિલતા રાખનાર અધ્યાપકને મોટે ભાગે વર્ગને કાબૂમાં રાખવાની બાબતમાં પણ મુશ્કેલી ઊભી થાય છે. વિદ્યાર્થી પર શિક્ષકની પકડ ઢીલી પડતી જાય છે.

પરીક્ષણ-કાર્ય એ અધ્યાપન-કાર્ય સાથે અનિવાર્ય રીતે સંકળાએલ પ્રવૃત્તિ છે. આ કાર્યમાં જે અનીતિ-

૧. અધ્યાપક-સમૂહમાં અંદરોઅંદર ઈર્ષ્યા, સ્પર્ધા અને તેજોદ્વેષનું જે તત્ત્વ દેખાય છે એ અત્યંત જોખમ-કારક છે.

૨. એને પરિણામે જૂથબંધી અને આંતરિક 'પૉલિટિક્સ' શરૂ થયું છે. એકબીજાની કાપાકાપી, એકબીજાના પગ ખેંચવાની પ્રવૃત્તિ, વગેરેમાં, આપણી સાવધાની વિશેષ બનવા લાગી છે.

૩. સહ-કાર્યકર્તાઓ સાથે સહકાર અને વિશ્વાસના વાતાવરણને બદલે જુદા પડવાની વૃત્તિ અને સાશંક વર્તન દેખાય છે. શિક્ષક ચાડી ખાવાની વૃત્તિ કેળવીને અધિકારીને પ્રિય થવાનો પ્રયત્ન કરે છે અને તેથી અનેક સાચી-ખોટી વાતો ફેલાય છે.

૪. વ્યક્તિગત લાભાલાભની દૃષ્ટિએ સત્ય—અસત્ય, ન્યાય—અન્યાયનો નિર્ણય લેવાય છે. શિક્ષક તકસાધુ બનવા લાગ્યો છે. સૌના લાભમાં પોતાનો લાભ છે એ સિદ્ધાંત તેને સમજાતો નથી. અને, તેથી, તેની પ્રવૃત્તિ સ્વ-કેન્દ્રિત બની ગઈ છે. દરેક વાતમાં તે સ્વાર્થી બનવા લાગ્યો છે. નાના નાના સ્વાર્થ માટે પણ ભારે ધમાચકડી કરે છે.

૫. આપબડાઈ અને પરનિંદાનાં દુર્ગુણોએ સ્થાન જમાવ્યું છે.

૬. વિચાર, વાણી અને વર્તનની વિસંવાદિતા દેખાય છે. તેને પગલે માણસ ઉઘાડો દંભ કરવા લાગ્યો છે અને તે વિષે અક્ષમ્ય નિર્લજ્જતા પ્રવર્તે છે.

૭. બીજાને સાંભળવાની તૈયારી કે ધીરજ અધ્યાપકને રહેતી નથી. સર્વજ્ઞતાના અહંકારે તેની મતિને ભ્રષ્ટ કરી છે.

૮. 'ડેમૉન્સ્ટ્રેટર', 'ટ્યુટર', 'લેક્ચરર', અને 'પ્રોફેસર'ના કૃત્રિમ વર્ગભેદે શિક્ષક શિક્ષક વચ્ચે અંતર ઊભું કર્યું છે. એને પગલે મોભા અને દરજ્જાનો નિરર્થક ભેદ, ખોટી મોટાઇ તથા તુચ્છતા અને તુમાખીના ભાવની અસંસ્કારિતા વધી છે. કામની વહેંચણી અસમાન બની છે. અને, ઉપલા વર્ગને 'બૉસિંગ' કરવાની ટેવ પડી ગઈ છે. કામની ગુણવત્તાનો કોઈ પ્રશ્ન છે જ નહિ, તેમજ કામનો વિશિષ્ટ કહી શકાય તેવો પ્રકાર-ભેદ પણ નથી. પરિણામે, ઓછું કામ અને વધુ પગાર તથા વધુ કામ અને ઓછો પગારની મૂડીવાદી વ્યવસ્થાનો જ વિકાસ થઇ રહ્યો છે. દુઃખની વાત છે કે આવો વર્ગભેદ કેટલાકને ગમે છે અને કેટલાક તે નિભાવી લેવા તૈયાર છે.

૯. કેટલીક વાર તો શિક્ષક સારો હોવાને કારણે તેને સહન કરવું પડે છે. બીજો પોતાના કરતાં લોક-પ્રિય થઇ જાય તે ઘણાંને ખૂંચતું હોય છે.

૧૦. શિક્ષકોમાં જે કાયરતા દેખાય છે તેના જેવું શોચનીય બીજું કાંઈ નથી. આ કાયરતાને છુપા-વવા તથા પોષવા સિદ્ધાંતોની સોહામણી વાતો કરવામાં આવે છે ત્યારે આત્મવંચનાની હદ થઈ જાય છે.

૧૧. શિક્ષકમાંથી સ્પષ્ટવક્તાપણાનો અને સત્યપ્રિયતાનો લોપ થયો છે.

૧૨. બીજાને ભોગે પોતાને લાભ થતો હોય તો તે લેવાની વૃત્તિ વધી છે. બીજો કમાય અને પોતે ખાય એવી વૃત્તિ પુરુષમાં તો ન જ હોય. આજના જમાનામાં તો તે સ્ત્રીઓમાં પણ નથી. છતાં, પોતાના લાભ ખાતર બીજાને જોખમમાં મૂકવાનો અને પારકે જોરે નાચવાનો ઉત્સાહ નજરે પડે છે. આવા શિક્ષકોમાં ન તો પુરુષત્વ છે કે ન તો સ્ત્રીત્વ. એ કાંઈક ઇદમ્ તૃતીયમ્ અવસ્થા છે.

૧૩. શિક્ષકમાં વ્યવહાર-દૃષ્ટિ અને વ્યવસ્થા-શક્તિની ઊણપ દેખાવા લાગી છે. આ કામ કેવી રીતે થઈ શકે તેવી સમજનો અભાવ વર્તાય છે, તેથી બીજાને પણ મુશ્કેલીમાં મૂકે છે. શિક્ષક પોતાની વ્યવસ્થા જાળવી શકતો નથી અને બીજાને જાળવવા દઈ શકતો નથી.

૧૪. પોતાના વિષય અને વિશ્વની વિવિધ સમસ્યાઓમાં રસ લેવાને બદલે ઉછાંછળી અને અતિ સામાન્ય બાબતોમાં શિક્ષકને રસ છે. ઉત્કટ કે ગંભીર ચર્ચા હવે તેને મગજમારી લાગવા માંડી છે.

૧૫. શિક્ષકમાં રજાપ્રિયતા વધી છે. રજા પડી જાય કે પછી કોઈ કારણસર વર્ગ લેવાના ન હોય તો તેને

૨૬. કેટલીક વાર એવા અધ્યાપકો નોકરી કરવા આવે છે કે જેને ન તો નોકરીની ગરજ હોય કે ન તો તેની લગન હોય. ખાસ કરીને, શ્રીમંત અને સુખી કુટુંબની વ્યક્તિઓ, વિશેષ કરીને બહેનો, સારું કમાતા પુરુષોની પત્નીઓ, જેમને આ 'સાઈડ ઈન્કમ' થાય ત્યાં સુધી ઠીક છે એવી જે માત્ર વૃત્તિ છે, તથા, શોખ ખાતર નોકરી કરવા ધનવાન કે ન ફિકર અથવા અન્ય કાયદેસર-ગેરકાયદેસર ધંધાઓ દ્વારા આવક મેળવતા ભાઈઓ આને વ્યવસાય અને સેવાને બદલે કલબ કે વખત પસાર કરવાના સાધન માત્ર તરીકે સમજીને આવે છે, ત્યારે વાતાવરણને એવું દુષિત કરે છે કે શિક્ષણ-સંસ્થાઓ ઉકરડાથી પણ બદતર બની જાય છે. આવા શિક્ષકો 'આપણે કયાં લાંબો સમય નોકરી કરવી છે, કયાં જિંદગી ઘડવી છે, થાય છે ત્યાં સુધી ઠીક છે!' એવી વિચારસરણી ધરાવતા હોય છે. તેમનાં કાર્યમાં આથી શિથિલતા આવે છે. નોકરી સ્વીકારવી એટલે તે પૂરી શક્તિ અને નિષ્ઠાથી કરવી જોઈએ એ વાત આવા લોકોમાંથી અપવાદ રૂપે જ કોઈક સ્વીકારે છે.

૨૭. નોકરીની ગરજ અને લગન વિનાના આવા લોકો કુટુંબ અને સંતાનનાં બહાનાં કાઢીને પોતાનાં ઘરને વટાવી ખાતાં પણ અચકાતાં નથી. ખોટી રીતે છટકબારી શોધવાનો અને કામમાં શિથિલતા રાખવાનો જાણે પોતાને અધિકાર છે એમ માનવા–મનાવવાની વૃત્તિ વધી રહી છે.

૨૮. શિક્ષણ અને વિદ્યાર્થીનાં હિતને ભૂલી જવાયાં છે. વિદ્યાર્થી પ્રત્યે શિક્ષકને લાગણી રહી નથી. વિદ્યાર્થીઓમાં પણ તેને કેટલાક પોતાના અને કેટલાક પારકા એવો ભેદ હોય છે. શિક્ષકને તો શિષ્ય પ્રત્યે પુત્રવત્ વાત્સલ્ય હોવું જોઈએ, એ ભાગ્યે જ દેખાય છે. તેથી, શિક્ષક એ શિક્ષક મટીને માત્ર નોકર બની રહ્યો છે. બાળક માટે રાખેલી આયા જેટલો પણ પ્રેમ તેને આ કુમળાં ફૂલો પ્રત્યે રહ્યો નથી. તેથી, તેના કાર્યમાં પ્રાણ પુરાતો નથી.

૨૯. સૌથી મોટો અનાચાર આચાર્યોમાં પ્રવેશેલો છે. તેઓ પોતે પહેલાં શિક્ષક છે અને પછી આચાર્ય છે તે સાવ વિસરી ગયા છે. અને, તેથી, ઉપદેશપ્રધાન દંભી પ્રવચનોમાં, અસંસ્કારી તુમાખીમાં અને સંચાલકોના પગ ચાટવાની શ્વાનવૃત્તિમાં તેમના આચાર્યત્વનું અચ્યુતમ્ થઈ ગયું છે. સંચાલકોના હાથા બની પોતાનું સ્થાન અને આવક ટકાવી રાખવા સિવાય અને હોદ્દાની રૂએ મળેલા સેનેટના સ્થાનનો ગેરલાભ ઉઠાવવા સિવાય ભાગ્યે જ તેમને બીજો કોઈ રસ રહ્યો છે. આચાર્ય તરીકે પોતાના 'સ્ટાફ'-ના રક્ષણની જવાબદારી લઈને સંચાલક અને સ્ટાફ વચ્ચે કડી બનવાને બદલે 'સ્ટાફ'ના ઉચ્છેદનમાં રાચી રહેલા આચાર્યો રોમ સળગાવનાર નિરોની યાદ તાજી કરાવે એવા છે.

૩૦. શિક્ષકના હૃદય વિના શિક્ષણ કાર્ય કરવા આવનાર પોતાનાં કાર્યને માત્ર પૈસા અને બદલાનાં મૂલ્યથી જ મૂલવે છે. જેમને અન્યત્ર નોકરી મળતી નથી તેવી વ્યક્તિઓની સંખ્યા શિક્ષણના વ્યવસાયમાં વધતી જાય છે. શિક્ષણ-તંત્રને ગૂંગળાવનાર, તેનો હ્રાસ કરનાર આ તત્ત્વ ખૂબ જ ગંભીર છે.

આ છે શિક્ષકની અનીતિમત્તા, અપ્રામાણિકતાના કેટલાક આકારો. શિક્ષક ચારિત્ર્યભ્રષ્ટ બન્યો છે! એ ઉક્તિમાં સો ટકા સત્ય નથી તેમ છતાં તેમાં અતિશયોક્તિ પણ નથી. બધા જ શિક્ષકો આવા છે એવું નથી, પરંતુ થોડાને કારણે અનેકને સહન કરવું પડે છે. આપણે અનેક રીતની ગેરરીતિઓ ચલાવીએ છીએ, કે ચલાવી લઈએ છીએ. આમાંની ઘણી ઘણી ગેરરીતિઓ તો આરોપ કરનારાઓમાંથી ઘણાને ગમે છે પણ ખરી! કારણ કે, તેમનાં છોકરાં એ રીતે સહેલાઈથી અને સારી રીતે પાસ થાય છે. પોતાના લાભ અને સ્વાર્થ ખાતર આપણને ભોળવીને, છેતરીને, શરમમાં નાખીને યા પ્રલોભન આપીને અપ્રામાણિક બનાવતો વર્ગ જ પછી આપણને ઠપકારે છે, ગુનેગાર ઠેરવી આપણી હાંસી કરે છે, અને આપણા ઘણા મોટા પ્રશ્નો પ્રત્યે દુર્લક્ષ સેવે છે. વર્ગ કે વિદ્યાર્થીને શિખવતા અધ્યાપક તરીકે કે 'પેપર સેટર', 'પરીક્ષક', 'મૉડરેટર' યા 'જુનિયર' કે 'સીનિયર' 'સુપરવાઈઝર' તરીકે, સેનેટ કે સિન્ડિકેટના

સભ્ય તરીકે અથવા અભ્યાસ-સમિતિ, 'ફૅકલ્ટી' કે તપાસ-સમિતિના સભ્ય તરીકે શિક્ષકોમાં-આપણામાં પ્રામાણિકતા કેટલી રહી છે એ પ્રશ્નનો ઉત્તર મૂંઝવી નાખે એવો છે. હકીકત તો એ છે કે આ જ સમાજ અને સરકારના મોવડીઓ તથા કર્મચારીઓ, યુનિવર્સિટીના આ જ અધિકારીઓ, મંડળો તથા ધુરંધરો, આ જ વિદ્યાર્થીઓ અને સાથીઓ, અને, આપણી શિક્ષણ-સંસ્થાના આ જ સંચાલકો આપણને અપ્રામાણિક બનવા પ્રેરે છે, ઉશ્કેરે છે, લોભાવે છે અને ક્યારેક તો ફરજ પણ પાડે છે. કોઈક આપણને બગાડી જાય, આપણને હિણપત આપે એના જેવી શરમ બીજી કઈ હોઈ શકે? સ્વમાની શિક્ષક આ પરિસ્થિતિ સહન કરે જ નહિ. પહેલાના સમયમાં પ્રશ્નપત્ર કાઢનારના પ્રશ્નપત્ર ઉપર નામ છપાઈને આવતાં. છતાં, આવી અપ્રામાણિકતા જણાઈ નથી. આજે આપણે જેટલું છુપાવીએ છીએ તેટલું જ જાહેર થાય છે! આ યુગની એક નવી અજાયબી એ છે કે તેમાં કેટલીક જાહેર ખાનગી બાબતો છે. આપણી અપ્રામાણિકતાનું પણ એવું જ છે. જેમ તે છુપાવીએ છીએ તેમ તે ખુલ્લી પડે છે. પણ એક વાર તેનો ખુલ્લો એકરાર કર્યા પછી તેનો ત્યાગ કરવાનું સહેલું બને છે.

શિક્ષણનાં ધોરણો, કેળવણીનાં મૂલ્યો અને તે સાથે શિક્ષકની પણ અવનતિનાં અનેક કારણો છે. શિક્ષકમાં સડા રૂપે પેઠેલી આ અનીતિ એ કાંઈ એક-માત્ર કારણ નથી. એ તો માત્ર એક કારણ છે. ક્યારેક તો તે પ્રવર્તમાન પરિસ્થિતિના પરિણામ રૂપે પણ હોય છે. અને, શિક્ષણનાં મૂલ્યોની સાચી ચિંતા સેવનાર માત્ર આ એક જ પૂછડું પકડીને કદી ચાલે જ નહીં. તેણે બીજાં કારણો પણ સમજી લેવાં જોઈએ.

૧. આ કારણોમાં આર્થિક કારણ ઘણું મોટું કારણ છે. આવકની નિશ્ચિત મર્યાદાવાળા શિક્ષકોને દિવસે દિવસે વધતી જતી મોંઘવારી મૂંઝવે છે. આવક-જાવકના આંકડાનો મેળ પાડવા તે 'ટ્યુશન' અને અન્ય વધુ રસ્તાઓનો ઉપયોગ કરે છે, જેમાં કેટલીક વાર અનીતિમત્તા પણ હોય છે. આર્થિક સમસ્યાને કારણે શિક્ષણ-સંસ્થાઓની મૂંઝવણ પણ દિવસે દિવસે વધતી રહે છે. તે ઉપરાંત, શિક્ષણ સિવાયના અન્ય વ્યવસાયોમાં આવક અને તકો વિશેષ હોવાથી તે તરફનું આકર્ષણ સ્વાભાવિક રીતે જ વધુ રહે છે. અને, ઊંચી કક્ષાની શક્તિનો લાભ શિક્ષણ-ક્ષેત્રને ભાગ્યે જ મળે છે ત્યારે પણ શક્તિના વિકાસની અને અન્ય તકો તેને મળે એવી આકાંક્ષા તો સ્વપ્નમાં પણ રાખી શકાતી નથી. કારણ, સમાજ ભોગ માગી માગીને માત્ર શિક્ષક પાસે જ માગી રહ્યો છે! પરિણામે, શિક્ષણ-તંત્રને ખૂબ ખૂબ સહન કરવું પડ્યું છે, અને, હજી પણ સહન કરવું પડશે. શિક્ષક ભલે એમ સમજે કે પોતે ભોગ આપવાનો છે, પરંતુ સમાજે તેમ સમજવું ન જોઈએ. તેણે તો શિક્ષકને વધુ ને વધુ લાભ આપવાનું સમજવું જોઈએ તેને બદલે આજે ઊલટી ગંગા વહી રહી છે. સમાજે શિક્ષકોને ઉપદેશ આપવાનો ન હોય.

૨. શિક્ષણ-તંત્રને અપવિત્ર કરવાની સૌથી મોટી જવાબ-દારી રાજકારણીઓને શિરે છે. શિક્ષણમાં રાજ-કારણી પુરુષોએ જ્યારથી પેસારો કર્યો છે ત્યારથી પોતાના રંગે જ શિક્ષણને રંગવાનો પ્રયાસ કર્યો છે. સરકાર નિયુક્ત સેનેટ-સભ્યોની નામાવલી જોનારને અને સેનેટમાં ઉચ્ચારાતા અભિપ્રાયોને જાણનાર વ્યક્તિ માટે આ ખાનગી રહસ્ય ખૂબ ઉઘાડું છે. રાજકારણી પુરુષોમાં મહદ્ અંશે શૈક્ષણિક દૃષ્ટિનો અભાવ વર્તાય છે. મત કઈ રીતે મળી શકે એના ઉત્તર ઉપર તેમની નીતિઓ ઘડાય છે. કૉલેજની સ્થાપના સેનેટમાં બળ વધારવા માટે કે જે તે પ્રદેશમાં રાજકીય લાગવગનો વિસ્તાર કરવા માટે થતી હોય અને સિન્ડિકેટની ચૂંટણીમાં પ્રધાનો અને કહેવાતા સમાજ-સેવક-વેષધારી રાજપુરુષો ઝંપલાવતા હોય ત્યાં બીજું કહેવાનું શું રહ્યું? લોકોદ્ધારની તો માત્ર વાત થતી હોય છે. ચૂંટણી-માં મત અને ત્યાર પછી મમત સિવાય આ નફફટ માણસોને કશી ચિંતા નથી.

૩. આ અવનતિ માટે સામાજિક પરિસ્થિતિ પણ જવાબદાર છે. આજનો સમાજ એમ માને છે

કે સંતાનોને સંસ્કારવાની સર્વ જવાબદારી શિક્ષકની જ છે, અને, માતા-પિતા કે વાલી તરીકે તેમણે કશું જ કરવાનું નથી. આ દેશમાં હવે પ્રાચીન સમયની આશ્રમ શિક્ષણ-પદ્ધતિ નથી, અને તેની શકયતા પણ નથી, એ વાત સમાજ ભૂલી જાય છે. એવી વ્યવસ્થા હોય તો પણ શરૂઆતના છ-આઠ વરસના જે સંસ્કારો બાળક ઉપર પડેલા હોય તેની અસર આજીવન રહે છે એ સામાન્ય સત્ય પણ વિસરી જવાયું છે. વળી, અભ્યાસનાં સઘળાં વર્ષો દરમ્યાન બાળક એક જ શિક્ષક સાથે હોતો નથી. એટલે, પૂર્વેના અમુક સંસ્કારો તેના પર પડેલા છે એમ માની લઈ ને આગળ ચાલવાનું રહે છે. પરિણામે, પોતે ઉત્પન્ન કરેલી પ્રજાના સંસ્કાર-ઘડતરની પૂરી જવાબદારી શિક્ષકને શિરે નાખીને, માબાપો અને સમાજ નિરાંતે ઊંઘે છે. શિક્ષક અને શિક્ષણનો મોભો તેમના મનમાં દિન-પ્રતિદિન નીચો ઊતરતો જાય છે. તેના પ્રત્યેનો આદર લુપ્ત થઈ ગયો છે. જ્યારે પ્રજામાં સંસ્કાર દેખાતો નથી ત્યારે શિક્ષકને નિંદે છે. અને, શિક્ષકે જ્યાં ત્યાં અપમાન અને અવગણના સહન કરવા માંડયાં છે. તેથી શિક્ષકની માન અને સ્વમાનની એક માત્ર મૂડી પણ હવે રહી નથી. તે એટલી હદ સુધી કે વિવેકદૃષ્ટિ વિનાના વક્તાઓ વિદ્યાર્થીઓ સમક્ષ શિક્ષકોની બદબોઈ કરવા માંડે છે. તેમાં ગૌરવ સમજનારા, સભાપ્રિયતા પ્રાપ્ત કરવાનો આવો તામસી માર્ગ અપનાવે છે. હમણાં હમણાં આ રોગ ફૅશન રૂપ બનવા માંડ્યો છે. આવા અવિચારી વર્તનના બચાવમાં પોતાને સત્ય અને સ્પષ્ટ બોલનાર તરીકે બિરદાવે છે. અધ્યાપકોને કહેવું હોય તે તેમની સભામાં કહો. એમના દુર્ગંધી મોંઢાને જવાબ આપવાને ઘણી બધી સૌરભ અમારી પાસે છે. આજે તો માત્ર નિંદા કરનારને માઈક મળે છે, અને, એ ગુરુનિંદામાંથી વિદ્યાર્થીના મન ઉપર કેવી છાપ ઉપસ્થિત થાય છે તેનો લેશમાત્ર વિચાર કરાતો નથી. એ જેટલી ખેદજનક બાબત છે તેટલી જ શરમજનક પણ છે.

૪. શિક્ષકના કાર્યનો યોગ્ય બદલો તેને મળતો નથી તે પણ એક અગત્યનું કારણ છે. કારકિર્દીને અંતે તેની પાસે પ્રતિષ્ઠા અને વિદ્યાર્થીઓના પ્રેમ સિવાય ભાગ્યે જ કાંઈ બચે છે. આજે તો તે પણ નથી. શિક્ષક પ્રત્યે વિનય-વિવેક જાળવવો જોઈએ એમ વિદ્યાર્થીને શિક્ષક શિખવે તેને બદલે સમાજ તેમ શિખવે તો તેમાં સમાજ, શિક્ષક અને વિદ્યાર્થી ત્રણેનું ગૌરવ છે.

૫. આ ઉપરાંત, આપણે આપણા વહેવારમાં શિક્ષણની જે મહત્તા અને ઉપયોગિતા સ્થાપી છે તે શુદ્ધ શિક્ષણને કદી પણ વિકસવા દેવાનો નથી. હવે, જ્ઞાન ખાતર જ્ઞાન આપણે નથી લેતા; આપણી બુદ્ધિનો વિકાસ સાધવા અને આપણા દર્શનની ક્ષિતિજો વિસ્તારવા અભ્યાસ નથી કરતા. આપણે નોકરી મેળવવા ભણીએ છીએ. ડિગ્રી માટે દોડ શરૂ થએલી છે. ગ્રૅજ્યુએટ થાઓ, 'માસ્ટર્સ' ડિગ્રી મેળવો, પી. એચ. ડી. કરો, તકો વધશે, ઊંચી નોકરી મળશે. ગમે તે માર્ગે સર્ટિફિકેટો ભેગાં કરો. ઊંચા વર્ગો મેળવો. આજે તો જેણે પાણીમાં કદી પગ મૂકયો નથી તેને પણ ઉત્તમ તરવૈયાનું પ્રમાણપત્ર મળી શકે છે. પરંતુ, તે પ્રમાણપત્રને ગજવામાં મૂકીને એવો માણસ જો પાણીમાં ઝંપલાવે તો તેની શી દશા થાય એનો પ્રયોગ કરવા જેવો છે! આ બધા ડિગ્રીધારીઓ, ઊંચા વર્ગ મેળવનારાઓ અને પ્રમાણપત્રની પસ્તી ભેગી કરનારાઓની એ જ દશા થવાની છે. જ્યારે સામૂહિક રીતે એ દશા થશે ત્યારે આ દેશની શી સ્થિતિ થશે તેની કલ્પના કે ચિંતા આજે કોઈ કરતું નથી.

૬. આજે શિક્ષણનો વ્યાપ વધ્યો છે. સારા વિદ્યાર્થીઓ પણ આજે મળતા નથી. સારા હોય છે તેમણે પણ બીજાની અપેક્ષાઓ પાછળ પડવું પડયું છે. ઊંડાણના ભોગે વિસ્તાર વધતો જાય છે. વિદ્યાર્થી અભ્યાસક્રમને અનુરૂપ બનતો નથી, અને તેથી, અભ્યાસક્રમ વિદ્યાર્થીને અનુરૂપ બનતો જાય છે! વિદ્યાર્થીને માથે ભાર વધી જાય છે એમ દલીલ કરનારો એટલી સાદી વાત સમજતો નથી કે જેમ દુનિયા એક કલાક આગળ વધે તેમ જ્ઞાન વધે

અને જે જ્ઞાન છે તે માત્ર પંદર-વીસ વર્ષના ગાળામાં જ દરેક મનુષ્યે સંપાદન કરવાનું છે. એટલે, દિવસે દિવસે ભાર તો વધતો જ રહેવાનો. વ્યવહારમાં અપાયેલ મહત્તા અને ઉપયોગિતાને લીધે ડિગ્રીનો મોહ દરેકને વધ્યો છે અને તે ડિગ્રીને આપણે દિવસે દિવસે સસ્તી બનાવતા રહ્યા છીએ. સામ્યવાદને નામે સરમુખત્યારો જેટલું પાપ નથી કરતા તેટલું આપણે લોકશાહીને નામ કરીએ છીએ. એક સમાલોચકના શબ્દોમાં કહીએ તો, 'ડક્કા ઓવારા શૈલીનાં ભાષણો' આપવામાં હવે વીરત્વ અને ગૌરવ સમજવામાં આવી રહ્યું છે. અનધિકારીને વિદ્યા ન અપાય એ મહામૂલા સૂત્રનો અનાદર થાય છે. વિદ્યાર્થીઓને આકર્ષવાની હરીફાઈમાં, શુદ્ધ શિક્ષણને બદલે ઉદાર પરિણામ, વિવિધ પ્રકારની છૂટછાટો, ઇત્યાદિને સાધન બનાવાયાં છે.

૭. શિક્ષકની પસંદગીમાં પણ પછાત વર્ગો માટેની અગ્રતા રાખીને આપણે શિક્ષણનું ખૂન કર્યું છે. પૂરી ઉચ્ચાર-શુદ્ધિ પણ ન હોવા છતાં માત્ર, તે પછાત વર્ગનો છે તેથી તેને ગર્વભેર સ્વીકારીએ છીએ. શિક્ષણ-ક્ષેત્રમાં આ ચાલી શકતું નથી. ત્યાં વર્ગનો કોઈ સવાલ જ નથી. તે અગ્ર વર્ગનો કે પછાત વર્ગનો એ ભેદ ભૂલીને માત્ર સારા શિક્ષકની શોધ જ લાભદાયી થાય. આજે દરેક ક્ષેત્રમાં પસંદગી માટે કાર્યક્ષમતાનું માપ રહ્યું નથી. ડિગ્રી અને અન્ય ધોરણોને જ લક્ષમાં લેવાય છે.

૮. સંચાલકોની જોહુકમી પણ વધી છે. તેમનાં દીકરા-દીકરીઓને ખાસ સગવડો, છૂટછાટો અને મહત્તા આપવાની હોય છે. તેમના મત વિરુદ્ધ કશું બોલાય કે લખાય નહિ. તેમનાં અન્ય કાર્યનો પણ કદી વિરોધ થાય નહિ. તેમને હંમેશ સલામ સાહેબજી કરતા રહેવાની, તેઓ જે સોંપે તે નીચે મૂડીએ કરતા રહેવાનું, તેમનાં સગાં-સંબંધી, સ્નેહી, ઓળખીતા-પાળખીતા, અડોશી-પડોશીને સાચવી લેવાના, તેમના માત્ર તાબેદાર નહિ, બાતમીદાર પણ બનવાનું, તેમનાથી ડરતા રહેવાનું, સંચાલકોની બધી જ દખલગીરી અને જોહુકમી નિભાવી લઈને નોકરી સાચવવા મથતા શિક્ષક પાસે આપણે કયા શિક્ષણની અપેક્ષા રાખી શકીશું?

૯. શિક્ષણના આયોજનમાં આજે શિક્ષકનું સ્થાન રહ્યું નથી. શું શીખવવું, કોને શીખવવું, કોણ શીખવા લાયક છે, કેટલું શીખવવું, ક્યારે શીખવવું, કઈ રીતે શીખવવું, એ બધું બીજા નક્કી કરે છે. એમાં સરકારના રાજકારણી પુરુષો છે. આવા લોકોની ગુલામગીરી કરતા અને તેમના મતનો પ્રચાર કરનારા સરકારી નોકરો એમાં છે. શિક્ષણ પ્રત્યેની કોડીની સૂઝ વિનાના 'મહાપુરુષો' તેમાં બિરાજે છે. અપવાદ રૂપે તેમાં તમે પણ છો એમ કહેવા ચાલે તેટલા માટે અને ખખડાવવા માટે તેમાં ગણ્યાગાંઠ્યા શિક્ષકો હોય છે; અને તે પણ રાજકારણી તખ્તા પર ઉપયોગી થઈ પડે તેવાને જ તેમાં સ્થાન હોય છે.

૧૦. આના પરિપાક રૂપે શિક્ષણ-ક્ષેત્રના ખતરાજનક અખતરાઓનો ફાલ વધ્યો છે. 'મેં ખી ડીચ' જેવા શિક્ષણશાસ્ત્રીઓ બિલાડાની ટોપની જેમ ફૂટી નીકળ્યા છે. અને પોતપોતાની મહત્તા ટકાવી રાખવા માટે નવા નવા અખતરાઓ, નવી નવી હાસ્યાસ્પદ 'થિયરી'ઓ અને 'ટીચિંગ મેથડ' તેઓ આગળ કરતા રહે છે. અને, તેમનાથી અંજાઈ ગયેલ સરકાર, સમાજ, શિક્ષણ-સંસ્થા અને ખુદ યુનિવર્સિટી પણ તેના પ્રભાવમાંથી મુક્ત થવા સમર્થ રહી નથી. તેમાં પાયાની કેળવણીનું ધતિંગ પણ શરૂ થયું છે. ગાંધીજી-પ્રેરિત પાયાની કેળવણી, કેળવણીનો પાયો નાખવાને સમર્થ નથી. જે રીતે તેનો અમલ થઈ રહ્યો છે તે રીતે તો નહિ જ નહિ. દરેક પ્રયોગની આ જ દશા છે. સર્વત્ર શુદ્ધ શૈક્ષણિક દૃષ્ટિનો અભાવ પ્રવર્તે છે.

૧૧. પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ એમ ત્રણે ક્ષેત્રે શિક્ષણની રીતરસમ જુદી છે. ત્રણેયનાં ધ્યેયો જુદાં છે. પ્રાથમિક શિક્ષણે ઉદ્યોગ પર ભાર મૂક્યો છે. માધ્યમિક શિક્ષણ માહિતીપ્રધાન છે. તેમાં બુદ્ધિની ખિલવણીનું કાર્ય 'મેથડ'ની મોકાણમાં અટવાઈ પડ્યું

છે. બૌદ્ધિક વિકાસ અને જ્ઞાનની ક્ષિતિજોના વિસ્તારને ઉચ્ચ શિક્ષણ આંબવા મથી રહ્યું છે. સંશોધન, સંકલન અને સંવર્ધન એ તેનાં ધ્યેયો છે. વિચ્છિન્ન હેતુવાળા તબક્કામાંથી પસાર થએલ વિદ્યાર્થીનો અભ્યાસક્રમ એકબીજા સાથે સુસંકલિત નથી. ઘોડાના પગ, હાથીનું શરીર અને વાંદરાના માથાવાળા વિચિત્ર પ્રાણીનું સર્જન શિક્ષણ કરી રહ્યું છે.

૧૨. સર્વ ક્ષેત્રોમાં શરૂ થએલા પશ્ચિમીકરણે પણ શિક્ષણને અસર કરી છે. અહીં પણ આપણે પશ્ચિમના દેશોનું આંધળું અનુકરણ કરીએ છીએ. ત્યાં ખતમ થઈ ગએલા અખતરાઓ આપણે અહીં નવેસરથી કરીએ છીએ! ત્યાં જે શક્ય બન્યું હોય તે આપણે ત્યાં શું પરિણામ લાવશે, તેને માટે પરિસ્થિતિ અનુકૂળ છે કે કેમ તેનો વિચાર કરવા આપણે રોકાતા નથી. આપણા દેશ-પ્રદેશની મુશ્કેલીઓને આપણે ધ્યાનમાં લેતા નથી. આપણે પ્રવર્તતી પરિસ્થિતિમાં શું કરવું જોઈએ અને શું કરી શકાય તેનો નિર્ણય લેવાની મૌલિકતા આપણે ગુમાવી દીધી છે. સૌથી મોટી વિચિત્રતા તો એ છે કે આપણે બધું પશ્ચિમ જેવું કરવું છે, પશ્ચિમની જેમ કરવું નથી.

૧૩. આ શૈક્ષણિક કારણો ઉપરાંત વહીવટી કારણો પણ અવનતિ માટે જવાબદાર છે. તંત્ર અને નિયમોની જડતાએ શિક્ષણને ઘેર્યું છે. આપણે ત્યાં વહીવટ વધુ અને વળતર ઓછું એમ હોય છે. વહીવટી તંત્રમાં જ બધું ગુંચવાએલું રહે છે. તેથી, કામ ખૂબ ઓછું થાય છે. શક્તિનો લાભ લેવાતો નથી. આપણા દેશમાં નિયમો અને કાયદાઓ સરળતા અને વ્યવસ્થા માટે નથી, પરંતુ અડચણ ઊભી કરવા, લાગવગ વાપરવા, તેના ઓઠા હેઠળ અન્યાય અને અત્યાચાર કરવા અને આંટીઘૂંટી રમવા માટે હોય છે.

૧૪. આખા સમાજ અને દેશમાં બિનસલામતીનું વાતાવરણ છે. દરેક જણને સલામતી પ્રિય થઈ પડે તે સ્વાભાવિક છે. થર્ડ કલાસના ખીચોખીચ ભરેલા ડબામાં જગ્યા મેળવવા માગતા મુસાફર જેવી દશા આજે દેશમાં પ્રવર્તે છે. એ દોડમાં શિક્ષક પણ જોડાય તો તે માનવસુલભ દોષ છે. શિક્ષક પણ માનવ છે એ સૌ કોઈ ભૂલ્યા છે.

૧૫. શિક્ષકને માથે શિક્ષણ ઉપરાંત ઘણું કામ લાદવામાં આવ્યું છે. આજનો શિક્ષક પહેલાં કલાર્ક અને પછી શિક્ષક છે. વિદ્યાર્થીઓની ઈતર પ્રવૃત્તિઓનું ભારણ શિક્ષકને માથે વધતું જાય છે. શિક્ષકોની જરૂરી સંખ્યાની મર્યાદા તે પ્રમાણે વધારવામાં આવતી નથી, અને કાર્યભારની વહેંચણી પણ અસમાન છે જે શિક્ષક કામ કરે તે કર્યા જ કરે અને બીજા નવરા બેસી રહે એવી દશા શિક્ષકોમાં થઈ ગઈ છે. તેથી, પ્રામાણિકતા અને કાર્યદક્ષતા એ દુર્ગુણો થઈ પડચા છે. તેમ છતાં, શિક્ષકો કામ નથી કરતા એ બહાને દિવસે દિવસે કામનો બોજ સંચાલકો વધારતા જાય છે અને રજાઓ કપાતી જાય છે.

૧૬. ઉતાવળે કોર્સ પૂરો કરવાની દોડમાં, આંતરિક અને યુનિવર્સિટીની પરીક્ષામાં ચાલતી ગેરરીતિઓમાં, વગેરે અનેક અનિષ્ટો માટે આચાર્યો અને સંચાલકો વિશેષ જવાબદાર છે. તેઓ કામને ગુણવત્તાના ધોરણે નિહાળવાનું કદી શીખ્યા નથી. અનાચારી આચાર્યો, અશિક્ષિત સંચાલકો, સંસ્કારરહિત શેઠીઆઓ, દંભી સમાજસેવકો, અવિનયી અધિકારીઓ, તકવાદી રાજકારણીઓ, સુષુપ્ત સમાજ, અવ્યવહારુ વહીવટદારો, આગવા હિતને પોષતા અગ્રણીઓ, આંધળી બહેરી અને સ્વાર્થી સરકારો અને 'સુંઠને ગાંગડે ગાંધી' થઈ બેઠેલા શિક્ષણશાસ્ત્રીઓ, શિક્ષકને ચૂસતા, નિચોવતા, ઘેરતા, ગુંગળાવતા વાતાવરણનો શિક્ષણની અવનતિમાં સૌથી મોટો ફાળો છે. તેમણે શિક્ષકને પણ અનીતિમાન બનવાની ફરજ પાડી છે.

૧૭. શિક્ષક-વર્ગમાં સંગઠનનો અભાવ અને સહન કરવાની તૈયારી ન હોવાને કારણે પણ શિક્ષક અને શિક્ષણ બંનેને સહન કરવું પડયું છે. તેજોદ્વેષ અને આંતરિક ખેંચાખેંચ તથા સ્વાર્થ તે બંનેને હજુ વધારે નીચા પાડી રહ્યા છે. તેની આચારશુદ્ધિનો અભાવ બંનેને નુકસાનકર્તા છે.

આ સઘળા કારણોની સામૂહિક અસરને પરિણામે કોઈ પણ નિષ્ઠાવાન વ્યક્તિ શિક્ષણકાર્ય સારી રીતે કરી જ ન શકે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. શિક્ષકની અનીતિ વચ્ચે કાર્યકારણનો ચક્રસંબંધ છે. તે બંને પરસ્પર અસર કરતા, વૃદ્ધિ પામતા જાય છે. એવા પરસ્પર આધારિત કાર્યકારણનો ચક્રાકાર સંબંધ આ અનીતિ અને તેના પ્રશ્નોની વૃદ્ધિનો છે. અને તેવો જ સંબંધ પ્રશ્નોની વૃદ્ધિ અને શિક્ષણની નિષ્ફળતાનો છે. આ વિષચક્રમાંથી મુક્ત થવા માટે તેના પ્રશ્નો શા છે તે વિચારવું રહ્યું. તેમાં અયોગ્યતાની શરૂઆત કોણે કરી એ વિચારણા નિરર્થક છે.

અધ્યાપક-વર્ગના પ્રશ્નો કંઈક અંશે આ પ્રમાણે છે:

૧. નોકરીની સલામતીનો પ્રશ્ન ખૂબ જ મોટો છે. તે માટે કોઈ જોગવાઈ નથી. કાયદો પાળીને અન્યાય કરી શકાય એવો ન્યાય આજે પ્રવર્તે છે.

૨. શિક્ષકની આવકનું ધોરણ અત્યંત નીચું છે. કેન્દ્ર સરકારે ભલામણ કરેલ યુ. જી. સી.ના પગાર ધોરણો ગુજરાત સરકારે જે રીતે સ્વીકાર્યા છે તે એક અક્ષમ્ય છેતરામણી છે. આજની સરકારોની વિચિત્રતા એ છે કે ભાંગફોડ અને ધાંધલ વિના તેની ઊંઘ વાટાઘાટ કે સાદા પત્રવ્યવહાર દ્વારા ઊઘડતી નથી. પુસ્તક ખરીદવાની પણ શિક્ષકની શક્તિ અને પરિણામે વૃત્તિ રહી નથી. શિક્ષણ-સંસ્થાઓની જ્યાં આ દશા છે ત્યાં વ્યક્તિગત શિક્ષકની તો શી વાત?

૩. અધ્યાપક માટે વીમો, ગ્રૅચ્યુટી, પૅન્શન, વગેરેના લાભો નથી. પ્રોવિડંટ ફંડની વ્યવસ્થા પણ જુદી જુદી સંસ્થાઓમાં અલગ અલગ છે. અને સંચાલક-સંસ્થા તેનો લાભ શિક્ષકોને કઈ રીતે મળે એને બદલે તેને ગપચાવી કેમ જવાય એવા દૃષ્ટિબિંદુથી જ કાયદાઓ ઘડતી હોય છે.

૪. વેકેશન અને અન્ય રજાઓ બાબતમાં બીજા વર્ગો-ની અદેખાઈ વધી ગઈ છે. અને તેની નજર એવી તો લાગી છે કે બીજા કશા લાભ વિનાના અધ્યાપક પાસે હવે તે પણ ખૂંચવી લેવાય છે. અને જ્ઞાનના વિકાસની તક એ રીતે શિક્ષણ વિહોણા સત્તાધારીઓ બંધ કરતા જાય છે. શિક્ષકના સાચા કર્તવ્યનો ખ્યાલ જ આ વર્ગને નથી એમ કહી શકાય. તે જ પ્રમાણે 'સી. એલ,' 'એસ. એલ,' 'પ્રિવિલેજ લીવ' તથા 'સ્પેશિયલ લીવનાં' જુદાં જુદાં ધોરણો છે.

૫. મોટા ભાગનાં ક્ષેત્રોમાં 'પ્રમોશન' માટેના ખાસ નિયમો હોય છે. શિક્ષણ-ક્ષેત્રમાં ગુણવત્તાનું મહત્ત્વ હોવાથી ત્યાં એવા નિયમોનો અભાવ છે, જેનો મોટા ભાગના કિસ્સાઓમાં ગેરલાભ લેવાય છે. ગુણવત્તાનું કોઈ માપ નથી અને સુલભ ડિગ્રીના યુગમાં અને અપ્રામાણિકતા તથા લાગવગથી ઊભરાતા જમાના-માં ગુણવત્તાનું જે પ્રમાણ ધોરણ વ્યવહારમાં આવે તે સામાન્ય રીતે ચાલે છે. અને, તેથી, શિક્ષકવર્ગમાં પણ 'પૉલિટિક્સ'ના તરંગો વધે છે.

૬. અસમાન દરજ્જા અને કામની વહેંચણીનો પ્રશ્ન પણ પરેશાની ઉત્પન્ન કરે છે. પ્રોફેસર-લેકચરર, ઈત્યાદિના વર્ગભેદને કારણે લાભ અને કામનું પ્રમાણ જળવાતું નથી, તથા તેજોદ્વેષ વધ્યો છે. આ વર્ગભેદ તદ્દન કૃત્રિમ અને બિનજરૂરી છે.

૭. યુનિવર્સિટીનાં કામોમાં અને તંત્રોમાં તકવાદીતા ઘૂસી છે. સૌને સમાન તક રહી નથી.

૮. કાર્યભારનો નિર્ણય શૈક્ષણિક દૃષ્ટિબિંદુથી નહિ પરંતુ આર્થિક અને અન્ય દૃષ્ટિબિંદુથી થતો રહે છે. અને તેથી તેમાં અયોગ્ય વધારો થયો છે. અધ્યા-પનના કાર્યભાર ઉપરાંત બીજું ઘણું ઘણું વધ્યું છે તેથી વિદ્યાકીય પ્રવૃત્તિમાં ઘણો મોટો અવરોધ ઉત્પન્ન થયો છે. તે જ પ્રમાણે 'પાર્ટ ટાઈમર્સ' નો પ્રશ્ન પણ આ બાબતમાં ખૂબ ગંભીર સ્વરૂપનો છે.

૯. સંચાલક-સંસ્થાની અને આચાર્ય તથા અન્ય વડા-ઓની જોહુકમી વધતી જાય છે. વિચાર-અભિ-વ્યક્તિ પર અયોગ્ય નિયંત્રણો મુકાય છે, એટલું જ નહિ, પરંતુ, શિક્ષકનો હાથ પકડીને તેઓ ગેરરીતિ-ઓ કરાવે છે જે મૂંગે મોઢે કર્યા કરવી પડે છે.

૧૦. વધુ અધ્યયન માટે સગવડ અને શાંતિનો અભાવ છે. મોટા ભાગનો સમય અને શક્તિ ટકી રહેવામાં અને પ્રશ્નોનો સામનો કરવામાં જ વેડફાઈ જાય છે.

૧૧. યુનિવર્સિટીના સંચાલનમાં શિક્ષકોનું પ્રતિનિધિત્વ અપૂરતું છે, તેથી, તેના નિર્ણયોમાં પણ શૈક્ષણિક દૃષ્ટિબિંદુનો પડઘો સંભળાતો નથી. આગવાં હિતો જ અહીં પોષાય છે.

૧૨. શિક્ષકનો સામાજિક દરજ્જો હલકો પડચો છે. સમાજનો ગુરુ મહેતાજી અને પંતુજી થઈ ગયો છે.

૧૩. સમાજની ઉપેક્ષાની વિદ્યાર્થીઓ ઉપર પણ વિપરિત અસર થઈ છે. તેથી, કેટલીક વાર સન્નિષ્ઠ અને સારા શિક્ષકોને પણ વિદ્યાર્થીઓની ગેરવર્તણૂક, અશિસ્ત, અવિનય તથા નિરર્થક તિરસ્કાર અને અણગમાનો ભોગ બનવું પડે છે.

આપણા આ પ્રશ્નોના ઉકેલના પણ ઉપાયો છે. નિડરતા એ અત્યંત જરૂરી ગુણ છે એ આપણે સમજી લેવું જોઈએ. સંગઠનનો અભાવ આપણને નડે છે. આપણે સંગઠિત થવું જોઈશે એ નિર્વિવાદ છે. તે સાથે અન્યાયનો પ્રતિકાર કરવાની શક્તિ કેળવવી રહેશે, અને સહન કરવાની તૈયારી પણ રાખવી પડશે. લોકમતને કેળવીને તેમને સાચી શૈક્ષણિક સૂઝ આપવાની છે. ક્રાંતિની જ્યોત પ્રગટાવીને આપણે પ્રકાશ ફેલાવવનો છે. પરંતુ, તે સૌ ઉપાય સાથે સૌથી મહત્ત્વની વાત આચાર-શુદ્ધિની છે. આપણામાં અનીતિમત્તા પ્રવેશી છે. શિક્ષણની પણ અવનતિ થઈ છે તેનાં અનેક કારણો છે. લાંજ મૂકી રાજ ચલાવવા કટિબદ્ધ બનેલ શિક્ષણ-સંસ્થા, સરકાર અને સમાજ આપણા પ્રશ્નો પ્રત્યે બેદરકાર છે તેનાં ય બીજાં અનેક કારણો છે. તેમાંના કેટલાંક આપણે ઉપર જોયાં છે. તેના ઉપાયો તે રીતે થઈ રહેશે. તેની ચર્ચામાં અહીં નહિ ઊતરીએ. અહીં તો માત્ર હકીકતનો જ વિચાર કરી અને તેમાં ક્યારેક દેખાતી આપણી ક્ષતિઓનો સ્વીકાર કરીને જ આગળ ચાલીશું.

આપણી આ ક્ષતિના નિવારણ વિના આપણને સફળતા મળશે નહિ. આપણે જેની સાથે હાથ મેળવીને અપ્રામાણિકતા આચરી હોય તે જો ગુનામાં સંડોવાયો ન હોય તો આપણી સાથે ઊભો ન રહે. કારણ કે તેને આપણામાં વિશ્વાસ જ ન રહે. આજે બીજા પોતે દૂર રહીને આપણને ગુનામાં સંડોવે છે. અને આ દેશનું 'ઇન્ટેલેક્ચુઅલ' ક્રીમ હોવા છતાં તેમાં સંડોવાઈ જવાની મૂર્ખતા પણ આપણે કરીએ છીએ. પછી આપણને આ દેશના બૌધિકસત્ત્વ તરીકે કોઈ સ્વીકારશે નહિ. સમાજના ગુરુ થવાના અને તેની પાસે માન મોભો મેળવવાના આપણા દાવાને સૌ ફગાવી દે એમાં નવાઈ નથી. આમ બેવડા મૂર્ખ બનવાનું થશે. જે કાંઈ નાની-મોટી અગણિત અપ્રામાણિકતાઓ જણાય તેને આપણે સૌ પ્રથમ સ્વીકારી લઈએ. તેનો જાહેરમાં એકરાર કરીએ અને પછી આત્મશુદ્ધિની દિશામાં હિંમતથી પગલાં માંડવાને માટે આપણે જ ઘડેલી આચારસંહિતાને અનુસરીએ.

જો આ આચારસંહિતા માત્ર કાગળ પર રહેવાની હોય તો તેની કાંઈ જરૂર નથી. એનો અમલ કરવાના ન હોઈએ તો એ ઘડીને આપણે વિશેષ મૂર્ખતા કરીશું. આપણા આચારની અયોગ્યતા એનાથી પુરવાર થશે. એટલું જ નહિ, પરંતુ જ્યાં સુધી તેને આપણે અનુસરીશું નહિ ત્યાં સુધી આપણને કશું પણ માગવાનો હક્ક નહીં રહે. હક કરતાં ફરજ પ્રથમ હોય છે. હક માગનાર ફરજ પ્રત્યે દુર્લક્ષ સેવી શકે નહિ. ફરજનું પાલન તો સૌએ ચુસ્તપણે કરવાનું હોય છે જ. તેમાં ય હકની માગણી કરનારે તો તેમાં સવિશેષ સાવચેત રહેવું જોઈએ. માટે આચાર-સંહિતા ઘડવાની સાથે જ તેનો અનુસરણનો અડગ નિર્ધાર આપણે કરવો જોઈએ.

એક શિક્ષક તરીકે આપણામાં આ ખુમારી હોવી જોઇએ કે કોઈ શું આપણે માટે નિયમ ઘડવાનો હતો? અમે જ અમારી જાતે શુદ્ધ રહીશું અને જગત માત્રને શુદ્ધ બનાવીશું. અમારી શુદ્ધિ માટે જે નિયમો અને આકરાં વ્રત સ્વીકારવાં પડશે તે સ્વીકારી લઈશું. આવી રીતે ઉગ્ર તપ દ્વારા મેળવેલી શુદ્ધિના આત્માનું તેજ એટલું પ્રબળ હોય છે કે તેનો અનાદર કરવાની જગતમાં કોઈ શક્તિની હિંમત નથી. આવા વિશુદ્ધ ચારિત્ર્યવાળા શિક્ષકોના પ્રશ્નો તરફ દુર્લક્ષ સેવવાનું આ સમાજ, સરકાર યુનિવર્સિટી અને શિક્ષણ-સંસ્થાઓને પાલવશે પણ નહિ. તમે અમારા તરફ ધ્યાન આપો અને અમારી માગણીઓ સ્વીકારો, દયા કરો, એવી માઈ-બાપની ભીખ માગવી આપણને ન છાજે. આપણે તો સિંહગર્જના કરવાની હોય. અને તેને માટે સિંહ સમી શક્તિ કેળવવી

પડશે. શકુન્તલાને દુષ્યંન્તને ઘેર વળાવવા ગયેલા ઋષિ-શિષ્યોને રાજા જ્યારે કુલપતિ કણ્વના કુશળ સમાચાર પૂછે છે ત્યારે શિષ્યો પૂરી ખુમારી સાથે ઉત્તર આપે છે કે સિદ્ધિવાળા પુરુષોને કુશળતા સ્વાધીન હોય છે. આપણાં યોગક્ષેમ–આપણી કુશળતા–પણ આપણા હાથમાં છે. મતલબ માત્ર એ જ છે કે આપણે સિદ્ધિમંત થવું રહેશે.

આપણા પ્રશ્નો ઉકેલવાના જે વિવિધ માર્ગો છે તેમાં સૌથી પ્રામાણિક, સાત્ત્વિક અને સ્વમાની માર્ગ આ જ છે. અને, તેથી જ, તે શ્રેષ્ઠ માર્ગ છે. આચાર-સંહિતાની જરૂર માત્ર શિક્ષકોને જ છે એવું નથી. કોઈ પણ વર્ગના આચારની યાદી બનાવવામાં આવે તો સંખ્યા કે ગુણવત્તા બેમાંથી કોઇ પણ દૃષ્ટિએ તે આનાથી નાની બને એમ નથી. પ્રામાણિકતા અને નીતિ-નિયમોના સિદ્ધાંતોનો સ્વીકાર કરવાની આવશ્યકતા તો આજે આ દેશ અને દુનિયાનાં સર્વ ક્ષેત્રોમાં છે. તેની પહેલ આપણે ન કરીએ તો આપણે સમાજના સાચા ગુરુ ન કહેવાઇએ. 'ગુરુ થઇ બેઠો હોંસે કરી કંઠે પહાણ શકે કયમ તરી' એ અખા ભગતના પ્રશ્નનો જવાબ તેણે આપ્યો છે કે, 'જો તું અંદુમાં હૈયું મરે તો તારે ને પોતે તરે'. માટે, બીજાને પણ આચાર-સંહિતાની જરૂર છે તેની ચિંતા છોડીને આપણને તેની જરૂર છે એટલું જ વિચારવું આ તબક્કે પર્યાપ્ત છે.

તેથી, આપણા તેમજ સમગ્ર સમાજ અને રાષ્ટ્રના ઉત્કર્ષ માટે આપણે આચાર-સંહિતા ઘડીને તેનો સ્વીકાર કરવો જોઇએ. ક્ષણેક્ષણ આપણા વર્તન અને વહેવારમાં તેનું પાલન કરી આત્મબળ કેળવીએ તો પછી આપણા કોઇ પ્રશ્નો જ ન રહે. અને, રહેશે તો ય તેનો ઉકેલ સરળ બનશે, એ નિર્વિવાદ છે. ધારીએ તો આ કામ માત્ર બે વર્ષનું છે. બે જ વર્ષમાં આપણે જોઇ શકીશુ કે આચાર-સંહિતાનું સુયોગ્ય પાલન આપણા પ્રશ્નોના ઉકેલ માટે અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરશે. આ પછી આપણને છંછેડવાની કોઇની હિંમત સરખી ય નહિ રહે. શમપ્રધાન તપોધનમાં ગૂઢ દાહત્મક તેજ હોય છે, જે બીજાના અવિનયથી પ્રજવળી ઊઠે છે એમ જ્યારે આપણે સૌને ખાત્રી કરાવી શકીશું ત્યારે આપણે પણ એ જ નિનાદ કરી શકીશું કે, 'સ્વાધીન કુશલાઃ સિદ્ધિમન્તઃ'.

*

## શબ્દનાં વાદળ....! /કરસનદાસ લુહાર 'નિરંકુશ'

ઝાંઝવાને આંખનો જાગે પરસ;
જામને તો હોઠની લાગે તરસ!
આ હૃદય જેને સતત જોવા ચહે;
શૂળ થૈ' એ આંખને વાગે દરસ.
શબ્દનાં વાદળ બધાં વરસી પડે;
મૌન જો મલ્હારને રાગે સરસ!
અબઘડી આપી દઉં તો એમને;
આ યુવાનાં કો'ક જો માગે વરસ!
શૂન્યના રણની સફર કરવા હૃદય,
કલ્પનાની સાંઢણી માગે સરસ!
શું હવે આ શ્વાસ અંતિમ તો નથી?
આજ કાં સઘળું મને લાગે સરસ!

## પતંગિયું... /જગદીશ ભટ્ટ

પહેરીને રંગ અવનવા ફરતું પતંગિયું;
ફૂલોથી છાની વાત કૈં કરતું પતંગિયું.
સૂરજનો ભાર ઊંચકીને મૃદુ પાંખ પર,
સૂરજમુખીને પાંખમાં ભરતું પતંગિયું.
જંગલ, પહાડ ખીણ સૌ ખૂંદી વળી અને
વૃક્ષોની લીલી પાંપણે ઠરતું પતંગિયું.
લઈ જઈને સ્મૃતિઓનાં સુગંધી મહેલમાં,
દૃષ્ટિમાં ઝંખના નવી ધરતું પતંગિયું.
જંપી ગઈ છે ડાળ ડાળે લહેરતી હવા,
આ ક્યાં જઈને જંપશે સરતું પતંગિયું?

# સાહિત્ય·સંગીત·કલા



## આમ જ/પ્રવીણ દરજી

—આમ જ
છેક જ્યારે
તમે મને
રાવણ, દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને
ઈયાગો...............ના
જૂથ વચ્ચે ઊભો રાખી
યુધિષ્ઠિરની
'નરો વા કુંજરો વા'

જેવી સૈણ વાણી
ઘુંટાવી ઘુંટાવી ઘડવા માગો છો
ત્યારે—
કહી દઉં કે,

તમે પોતે જ છેતરાઈ રહ્યા છો.
તમારો એ યત્ન તમારો જ વિધ્વંસક નીવડશે.
હું પોતે જ
રાવણ, દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને
ઈયાગો........છું એમ ખુલ્લે દિલે
કબૂલાત આપું છું.

જ્યાં—
પિંજરામાં પુરાયેલો
મારો પોપટ પણ
તમારી પેઠે
'પઢો રે પોપટ સીતારામ'
બોલવાને નથી ટેવાયેલો
ત્યાં તમે મને?......!

તમારા લાખ પ્રયત્ને પણ
મારે તમારા ધર્મરાજ બની
તમારો ન્યાય નથી તોળવો!



## સાગર/'ખામોશ' બલોલવી

અવળા ગગનના બેડલે ઢોળાય છે સાગર,
ધરતી તણી ગાગરમહીં ઠલવાય છે સાગર.

સરિતાની સરિતા હા ભલે પી જાય છે સાગર,
ખાબોચિયા જ્યમ ના કદી છલકાય છે સાગર.

ધરતીનું તન ખુલ્લું થશે ના ઓટના હાથે,
છો દ્રૌપદીના ચીર શો ખેંચાય છે સાગર.

રાત્રિ સમે ચંદા તણી રૂપેરી ઝરમરમાં
જાણે શિશુ ભોળો મજેથી ન્હાય છે સાગર.

જોઈ રહ્યો છું આદિથી હું, આભનાં અધરો
પીતાં રહ્યાં, તો યે ન ઠાલો થાય છે સાગર!



# હરિનો હંસલો

ઈશ્વરચન્દ્ર ભટ્ટ

સામાન્ય રીતે કવિ એકાએક કોઇ વ્યક્તિને કાવ્યનો વિષય નથી બનાવતો. કોઇક કાળ તેના મહામાનવ કવિની ચેતનાને સ્પર્શે ત્યારે જ એ એને મૂલવવા પ્રયત્ન કરે છે. રામાયણ અને મહાભારત એવા પુરુષોત્તમની કથા છે. ગાંધીજીનું જીવન પણ એવું જ સત્ત્વશીલ અને કરુણા સભર હતું, એટલે અનેક કવિઓએ એના જીવન-સંદેશને કાવ્ય-ગીત દ્વારા વ્યક્ત કરવા રુચિ દાખવી છે.

બાપુના નિર્વાણ પ્રસંગે બાલમુકુન્દ દવેએ પોતાની અંજલિ આ ગીતમાં ગૂંથી છે. ગીતનો પ્રવાહ લયમધુર કિનારા વચ્ચેથી, પ્રાચીન ભજનનો ઢાળ એમટા તાલના સથવારે ધીર મંદ ગતિમાં ઊતરે છે. ગીતનો વિષય પ્રાસંગિક છતાં ત્રિકાળમાં વ્યાપી રહે છે. એ કોઇ પણ મહાપુરુષના નિર્વાણને લાગુ પડી શકે. ઇશુ કે સૉક્રેટિસ, લિંકન કે ગાંધી, કેનેડી કે માર્ટિન લ્યૂથર-કિંગ એ બધાં ય સંત ભક્તોની હરોળમાં વિરાજેલા હંસલા છે. ઊંચા અનેરા પ્રદેશમાં રાચતા એ હંસલા કોઇક વાર નગુણા જગતને ઊજળું કરવા, એને પવિત્ર કરવા, જગતને ખાબડે આવી પડે છે. पुरा मानसे सरसि यस्य वयो गतं स हंसः पल्वलजलेऽधुना कथं वर्तताम्। આ આશ્ચર્ય સૈકા જૂનું છે. સાધુ-સંત-મહાત્મા તો રતિદેવની પેઠે न त्वहं कामये राज्यं. પરંતુ, દીનદલિત માનવજાતની સેવામાં જ ધન્યતા અનુભવે છે; એટલે એમને તો, 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહીં આવું.' જન્મભૂમિની સેવામાં જ આમરણ મંડી પડી ઋણમુક્ત થવાની ચિરંતન અભિલાષા એમના જીવનનું ચરમ ધ્યેય અને પરમ શ્રેય બની રહે છે.

એ પુણ્યાત્માઓનું નિરપેક્ષ સૌજન્ય દુનિયા મૂલવી શકતી નથી અને ગાફેલ રહે છે. જગત અને ભગતના સનાતન વિરોધને કારણે એ 'અમરોના અતિથિ'ને આપણી વચ્ચેથી આંખનું કણું ગણી ઉખેડી નાખીએ છીએ. કાવ્યનું વસ્તુ આ સંઘર્ષ છે; પરંતુ કવિએ ખૂબ મુલાયમ અને સૂચનાત્મક રીતે એને શણગાર્યું છે. ક્યાં ય નથી તો આક્રોશ કે નથી આવેશ; છે આઘાતને પૂરેપૂરો પચાવ્યા પછીના ઉપશમમાંથી જ-મેલી કરુણાર્દ્ર વાણી......

'કોણે રે દૂભવ્યા,' સનાતન પ્રશ્ન છે. પ્રેયના મોહમાં પરમ શ્રેયને કેમ ઠેલાય? પરંતુ, એવું ગોઝારું કૃત્ય બન્યું છે. સમસ્ત માનવજાતને હીણું પાડનાર માટે કવિએ એક જ વિશેષણ યોજ્યું છે 'કલંકી'. પછી તરત જ એ 'અવળી મન'વાળાને માનવજાતનો અપરાધી ઠરાવી દીધો છે. 'રુધિરે રંગાયો હરિનો હંસલો,' સતત ગુંજ્યા કરતી મધુર પંક્તિ છે. એ ધ્રુવપદ બની છે પણ સૂચક છે. હંસ શ્વેત છે એના વિરોધમાં શ્યામ રંગ પ્રયોજાય, પણ કવિએ વિરોધ દર્શાવવો નથી એટલે ઔચિત્યના ચિપિયાથી શબ્દનું મોતી ઊંચકી એણે ધ્રુવપદની પંક્તિમાં નિયોજ્યું છે. રુધિર: રક્ત છાંટણાથી સુધાધવલ હંસનું અવિસ્મરણીય ચિત્ર ખડું કર્યું છે. કેસરિયાં છાંટણાંમાં તો ઓજસ અને વીરતાનો ભાવ રહેલો છે. એ અહીં ઉપયુક્ત ન જ ગણાય. આ કોઈ અનન્ય સમર્પણ છે જેમાં ક્યાં ય પ્રતિકારની ભાવના નથી.

સામે વિદ્ધ હંસ પડ્યો છે એની આંખમાં કરુણા છે, કંઠમા રામની રટણા છે, અથવા હૈયે રામ છે એટલે જ આંખથી કરુણા ઝરવે છે. કવિએ 'દયા' શબ્દ ન વાપરતાં 'કરુણા' શબ્દ વાપર્યો છે એ પણ સહેતુક છે. 'દયા' ફક્ત વાચિક જ રહે છે, જ્યારે 'કરુણા' તો ક્રિયાત્મક ભક્તજનનું અંતર કરુણા નીતરતું જ રહે છે. 'હિમસર'ના વિરોધમાં 'જગત ખાબડું' એકદમ મનમાં ઊતરે એમ નથી. ભૌગોલિક દૃષ્ટિએ એ યોગ્ય ન લાગે કારણ કે હિમાલય તો જગતનો જ એક ભાગ છે, તો 'જગત ખાબડું' કેવી રીતે ગણાય? પરંતુ, કવિની સૃષ્ટિ અનેરી હોય છે. એ હિમસર દ્વારા કોઈક ઉન્નત, સ્વચ્છ, પ્રકાશિત શીતલ (ત્રિવિધ તાપથી પર) એવા પ્રદેશનું સૂચન કરે છે જ્યારે જગતને (पल्वलम्) ખાબડું કહી હીણું, ગંધાતું માનવવિસ્તારથી ખદબદતું અને અર્થહીન આચારથી બણબણતું એટલે જ અસહ્ય કલ્પ્યું છે. વિવેકહીનતા અને માનસિક ગંદકીથી વ્યાપ્ત, સંકીર્ણ

સંકીર્ણ માનવજગત માટે આથી વધુ યોગ્ય અને સાર્થક બીજું રૂપક મળે ખરું?

એની સાબિતી 'જાળવી જાણ્યો ન આપણ રંક' દ્વારા મળી રહે છે. 'આંધળાના ગળામાં ફૂલની માળ નાખો તો તે સાપની શંકાથી ફેંકી દે છે'. અહીં પણ 'રંક' વિશેષણ દ્વારા દૃષ્ટિનું દળદર અને જડતાં સૂચવે છે. એ સાથે જ 'ધરણીને અંક'નું ઔચિત્ય પણ જોવા જેવું છે. માના ખોળામાં તો બાળક પ્રેમાળ હૂંફ પામે જ, પણ એથી ય વિશાળ એવી ધરતીની ગોદમાં એ સનાતન શાંતિ પામે છે. પહેલી ગોદ પોષક છે, બીજી શામક છે. હિમાળે સરવર પછી શીળાં વિશેષણથી કાંઈ વધુ સૂચવાતું નથી. ઉપરાંત, હંસ શબ્દનું આયોજન કરતાં જ હિમાદ્રિનું લ્હેરિયાં લેતું શાંત શીતલ માનસરોવર દૃષ્ટિગોચર થઈ જ જાય છે.

કવિ તો દ્રષ્ટા છે એટલું જ નહીં એ સૌથી વધુ સંવેદનશીલ છે. એટલે, અંતર ખાબડાને ખોદવાની, એની પાળ તોડી નાખી વિસ્તારવાની, એ દ્વારા હૃદયને સ્વચ્છ ગુણસભર બનાવવાની, દૃષ્ટિની વિશાળતા કેળવી માનવતાને પુરસ્કારવાની, વાત કહ્યા વગર એ રહી શકતા નથી. આવો 'અમરોનો અતિથિ' આપણી 'વચાળે વાસ પૂરવા' આવે ત્યારે એને શી રીતે સત્કારવો? આજે માણસ માણસ વચ્ચે નર્યા સ્વાર્થ, દંભ, અભિમાન, લોલુપતા અને સત્તાની સાઠમારી એ જે અમીર ફાટ–વચાળ ઊભી કરી છે તે શી રીતે પૂરાય? માણસ માણસ વચ્ચેની સ્નેહની ગાંઠ વ્યવહારની શુષ્કતાથી તૂટી રહી છે એ પ્રસંગે આ વચાળ પૂરવા, આવા મહાત્માઓ સમન્વયનો cementing force લઈને આપણી વચ્ચે આવે છે, પણ અવળ મતવાળા આપણે એ 'સિમેન્ટને' ઠરવા જ દેતા નથી. એ દૃઢ થાય તે પહેલાં જ ઊખેડી નાખીએ છીએ, એ પણ કરમની કઠણાઈ જ ને!

હવે, ધ્રુવપદમાં રહેલું સૌન્દર્ય માણીએ. 'રુધિરે રંગાયો હરિનો હંસલો'માં રહેલા અંતરસ્થ વર્ણોની રચના કરુણાસભર આર્તનાદ સૂચવે છે; જાણે કે એ ઘોષને અંત નથી. યુગે યુગે આવા અવતારી પુરુષોનો આવો; નાટયાત્મક અંત આવવાનો. આજ પર્યંતના પ્રસંગોની માનવજાત સાક્ષી છે.

**હરિનો હંસલો**

કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો?
કલંકીએ કોણે કીધા ઘા?
કોણ રે અપરાધી માનવજાતનો
જેને સૂઝી અવળી મત આ?
રુધિરે રંગાયો હરિનો હંસલો!

પાંખ રે ઢાળીને હંસો પોઢિયો,
ધોળા ધોળા ધરણીને અંક;
કરુણા-આંજી રે એની આંખડી,
રામની રટણા છે એને કંઠ. –રુધિરે૦

હિમાળે સરવર શીળાં લે'રતાં,
ત્યાંનો રે રહેવાસી આ તો હંસ;
આવી રે ચડેલો જગને ખાબડે,
જાળવી જાણ્યો ન આપણ રંક! –રુધિરે૦

સાંકડાં ખોદ્યાં રે અંતર ખાબડાં,
રચ્યો રે સરવર રૂડાં સાફ;
અમરોનો અતિથિ આવે હંસલો,
આપણી વચાળે પૂરે વાસ. –રુધિરે૦

બાલમુકુન્દ દવે
(પરિક્રમા: ૮૨)

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯૫

"આજે કેળવણી ક્ષેત્રે જે સંસ્થાઓ જન્મી છે, તેમાંની વિશેષતઃ
રાજકીય હેતુઓ બર લાવવા, કીર્તિ-લાલસાને સંતોષવા કે સત્તાના ક્ષેત્રમાં
સામાજિક કે રાજકીય સ્થાન જમાવવાના હેતુઓમાંથી અવતરેલ છે
એમ તારવવામાં જરા ય અત્યુક્તિ કરતો હોઉં તેવું નથી ભાસતું.
માત્ર જ્ઞાનના વિતરણાર્થે કે શૈક્ષણિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિના વિકાસાર્થે
જ ગુજરાતમાં કેળવણીની સંસ્થાઓ ભાગ્યે જ સ્વરાજ પછીના ગાળામાં
અવતરી છે. ખરી કેળવણીનો આર્દબોલ ક્યાં ય સાકાર બનતો જોવા
મળતો નથી. સ્થાનિક નેતાગીરીને હસ્તગત કરવાના હેતુથી,
વિધાનસભાની કે લોકસભાની કે નગરપાલિકાની ચૂંટણી જીતવાના
ખ્યાલથી કે સામાજિક મોભો ઊભો કરવાના ઈરાદાથી જ અત્યારની
શાળાઓ અને મહાશાળાઓ અસ્તિત્વમાં આવી રહેલ છે અને આવે
છે. હા, સ્વરાજ પહેલાંના ગાળામાં જે કોઈ આવી સંસ્થાઓ અસ્તિત્વ-
માં આવી, તે સૌ રાષ્ટ્રીયતાના ખ્યાલથી જ. પણ આજે રાષ્ટ્રભક્તિ
અને રાષ્ટ્રીયતાના ખ્યાલે સાવ વિકૃત રૂપ ધારણ કર્યું છે. વધારેમાં વધારે
બડબડાટ કરી શકે, હેતુના સત્યને દબાવીને તેમાંથી મારી-મચડીને
વિકૃત એવું આભાસી સત્ય ઉપસાવી શકે અને નરી દાંભિકતામાં મહાલી
શકે તે આજે રાષ્ટ્રપુરુષમાં ખપી શકે. અને, આવા પુરુષો આજે નેતા-
ગીરીને વરી શકે, અર્થાત્ તકવાદીઓ જ રાષ્ટ્રની નેતાગીરીમાં આગળ
દેખાય, તેવો કાળ આવી પહોંચ્યો છે. આવી સસ્તી નેતાગીરી માટે
વલવલતા પુરુષો શિક્ષણના ક્ષેત્રે ઘૂસ્યા છે, અને શિક્ષણના પ્રાણને
તેઓ ગૂંગળાવવા મથી રહ્યા છે."

પુષ્કર ચંદરવાકર

['ઘરજ્યોત'. પટેલ પ્રકાશન, વલ્લભવિદ્યાનગર.
સને ૧૯૬૮. પૃ. ૧૧-૧૨]

★



સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

જૂન ૧૯૬૯] **અભ્યાસ** [સળંગ અંક ૯૫

## અનુક્રમ



*

## સૂચના

* ‘અભ્યાસ’ દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ ‘અભ્યાસ’ કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટની દરેકની કિંમત રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—‘પ્રગતિ’, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* ‘અભ્યાસ’માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* ‘અભ્યાસ’માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, ‘અભ્યાસ’ કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## विद्यानो विकास के केळवणीनी कतल?

નવું શૈક્ષણિક વર્ષ આપણે ત્યાં જૂન મહિનામાં અને ઉત્તર ભારતમાં જુલાઈમાં શરૂ થાય છે; અમેરિકા અને બ્રિટનની યુનિવર્સિટીઓમાં એનો આરંભ અનુક્રમે સપ્ટેમ્બર અને ઑક્ટોબર મહિનાઓમાં થાય છે. વિદ્યાલયો, મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોમાં દર નવા વર્ષે સંખ્યાબંધ નવાં વિદ્યાર્થી ભાઈબહેનો અને શિક્ષકો પ્રવેશે છે. તેઓ સહુ ઉત્સુક હોય છે, ઉત્સાહી દેખાય છે; એમાંના કેટલાક ઉદ્યમી પણ હોય છે અને વિદ્યાના વિકાસ માટે તેમને ઠીક ઠીક ઉમંગ પણ હોય છે. છતાં, આ બધાં ભાઈબહેનો કેટલે અંશે નવીનતાનો અનુભવ કરી શકતાં હોય છે એનો ક્યાસ કોઈ કાઢે છે ખરું?

આપણી આઝાદીનાં બત્રીસ વર્ષ પૂરાં થવા આડે હવે બે જ માસ બાકી છે. એક આખી સ્વતંત્ર ભારતીય પેઢી આજે વિદ્યાકીય સંસ્થાઓમાં કાર્યરત રહી છે. પણ, આ ઊછરતી પેઢીનાં હલન-ચલનમાં, એનાં વાણી-વર્તાવમાં, એની આશા-આકાંક્ષાઓમાં, એની મથામણોમાં ને એનાં મંથનોમાં આઝાદીનો પમરાટ, નવા ઉત્તુંગ આદર્શોનો રંગ, વણખેડાયેલું કશુંક સિદ્ધ કરવાનો તલસાટ અને નૂતન સીમા-ચિહ્નો સર કરવાનો તરવરાટ જોવા મળે છે ખરો?

નવી પેઢીનો વાંક કાઢવાનો કશો અર્થ નથી. જે વાતાવરણમાં અને જે પ્રકારના વડીલો વચ્ચે તે પેઢી ઊછરે છે એમને વિશે ખરેખર તો વિચાર કરવાની અને ચિંતા રાખવાની વધારે જરૂર છે. આપણી વિદ્યાકીય સંસ્થાઓ સુયોગ્ય વાતાવરણ સર્જવા માટે સભાનપણે કેટલા પ્રયત્નો સતત કરે છે એ તપાસતાં રહેવું જોઈએ. વડીલો—માતા-પિતા તથા શિક્ષકો, અધ્યાપકો, આચાર્યો, ઉપકુલપતિઓ, સમાજ-કાર્યકરો, નેતાઓ,—કઈ ભૂમિકા ભજવે છે એ મહત્ત્વનું છે. નવી પેઢીને ઘાટ આપવાની જવાબદારી વડીલોની છે. ઘડતરનું આ કામ વિદ્યાકીય સંસ્થાઓમાં સવિશેષ થતું હોય છે, થવું જોઈએ. એ દૃષ્ટિથી આજકાલ મોટે ભાગે જ્યાં ત્યાં નિરાશા અને દુર્દશા જોવા મળે છે. વાતાવરણ શૈક્ષણિક, સંસ્કારી અને સુરુચિભર્યું હોવું જોઈએ એ વિશે બહુ ઓછા મોટેરાંઓ ગંભીરપણે વિચાર કરે છે; એ મુજબનો આચાર થવાની વાત તો પછી બાજુ પર જ રહી!

બધાં જ વિદ્યાર્થી ભાઈબહેનો વિદ્યોત્સુક છે એવું જરા પણ નહીં. જીવનમાં હવે આગળ શું કરવું એની કશી સૂઝ ન પડવાથી ઘણાં તો વિદ્યાકીય સંસ્થાઓમાં પ્રવેશે છે ને આમતેમ ડાફોળિયાં મારતાં હોય છે! પણ, એમાં એમનો વાંક છે તે કરતાં વધુ મોટો દોષ આપણી આજની અધકચરી સમાજ–વ્યવસ્થાનો અને વિચિત્ર સામાજિક તરાહનો છે. અમુક નિયત ઉંમરે અમુક નિયત કામગીરી કરવાની કુશળતા અને તક મળે તો મોટા ભાગનાં ભાઈબહેનો પોતપોતાની શક્તિ–આવડત મુજબ વિધવિધ કામો કરવા મંડી પડે! પણ, પ્રાથમિક શિક્ષણને અંતે કે માધ્યમિક શિક્ષણને અંતે કશી નોંધપાત્ર પ્રગતિ અને નવી તકો ઉપલબ્ધ ન હોવાથી શૈક્ષણિક સીડી પર યંત્રવત્ ઉપર ને ઉપર પગથિયાં ચડતાં

રહેવાનું વલણ વધી રહ્યું છે. આને આપણે શૈક્ષણિક પ્રગતિ અને વિદ્યાનો વિકાસ કહીએ છીએ!

વાસ્તવમાં, જો કે, શિક્ષણ-ક્ષેત્રે આજે વિદ્યાનો વિકાસ થવાને બદલે વિદ્યાનો હ્રાસ થઈ રહ્યો છે. વિદ્યાર્થી ભાઈબહેનોને ભણાવનારાં શિક્ષક ભાઈબહેનો સ્વયમ્, પ્રથમ પસંદગી સાથે, અધ્યાપન-કાર્યમાં જોતરાયેલાં બહુ ઓછાં જોવા મળે છે. જેઓ શિક્ષકો થયાં છે તેઓ મહદ્ અંશે એ વ્યવસાયમાં ન છૂટકે આવી ચડચાં છે ને ભરાઈ પડચાનો ભાર પણ તેઓ અનુભવે છે! આવા ભાર-વાહી શિક્ષકો શો વિદ્યા-વિકાસ કરવાના હતા? ખરેખર તો, શિક્ષકનો વ્યવસાય આપમેળે અને પ્રથમ પસંદગી તરીકે સ્વીકારનારાંઓની સંખ્યા મોટી, બહુ મોટી હોવી જોઈએ. પણ, એવી સ્થિતિ ન હોય તો, જેઓ શિક્ષક તરીકે જોડાયા છે તેઓ શિક્ષણ-કાર્યની પવિત્રતા, ગંભીરતા, પ્રસન્નતા અને મહત્તા સમજીને પોતાની કામગીરી શરૂ કરે એમ થવું જોઈએ. અલબત્ત, આવાં શિક્ષકોના યોગ-ક્ષેમની, તેમની શૈક્ષણિક કારકિર્દીની સલામતી તથા સધ્ધરતાની, અને તેમનાં માન-સ્વમાનની પ્રતિષ્ઠા પૂરેપૂરી અને સતત થવી જોઈએ.

પરંતુ, શિક્ષકોએ કેવળ અંગત માનપાનની કે વ્યક્તિગત સ્વાસ્થ્ય-સમૃદ્ધિની ફિકર કરીને નહીં ચાલે! સમાજનું ઘડતર અને નેતૃત્વ કરવાનું કપરું કામ એમણે માથે લીધું છે એનો ખયાલ એમણે હમેશ રાખવો રહ્યો અને એ પ્રમાણે વર્તવું રહ્યું. શિક્ષક કયો વિષય શીખવે છે એ મહત્ત્વનું છે, પણ વધુ મહત્ત્વનું તો એ વિષયને તે કઈ રીતે શીખવે છે, કેટલા રસથી શીખવે છે, કેવી તન્મયતાથી શીખવે છે તે છે. માહિતી અને આંકડાઓ પુસ્તકોમાં તથા સામયિકોમાં થોકબંધ પડેલાં છે; એટલું જ જો વિદ્યાર્થીને આપવાનું હોય તો એને માટે શિક્ષકની ખાસ જરૂર નથી! વિદ્યાર્થી ઘેર બેઠો એની મેળે એવી માહિતી, આંકડા, હકીકતો, વગેરે મેળવી શકે છે.

વિદ્યાનો વિકાસ થાય એ માટે શિક્ષકે પ્રયાસો કરતા રહેવાનું છે. જે જ્ઞાન ઉપલબ્ધ છે તેની સરસ રજૂઆત કરવી, અને નવી ક્ષિતિજો તરફ ધસવાને વિદ્યાર્થીઓને વાળવા ને અધ્યયન-કાર્ય સાથે એમને વળગાડવા એ ઉમદા ફરજ શિક્ષકે અદા કરવાની છે. જે જ્ઞાન વિદ્યાર્થી પામે છે તેને સમાજમાં કેવી રીતે વાપરવું એ પણ સ્પષ્ટ કરી આપવાનો પ્રયાસ શિક્ષકે કરવાનો છે. વિવિધ સામાજિક જરૂરિયાતો અને જવાબદારીઓ મુજબ પોતાનું કાર્ય કરવાને વિદ્યાર્થી—ભાવિ નાગરિક—તૈયાર થાય એ શિક્ષકે જોવાનું છે. સત્યની શોધ માટે સાચી દિશામાં ચાલવાની અને જરૂર પડચે એકલા જવાની હિંમત વિદ્યાર્થીમાં કેળવાય તે માટે શિક્ષકના માર્ગદર્શનની ખાસ જરૂર રહે છે. ટૂંકમાં, અખંડ અધ્યયન દ્વારા વિદ્યાર્થીનાં શરીર-મન-હૃદયનાં ધબકારા ખૂલે, વધે, વ્યાપક બને એ રીતે શિક્ષણ-કાર્ય થવું જોઈએ.

તેથી જ, વિદ્યાના વિકાસ માટે અનુકૂળ વાતાવરણ પેદા કરવા પર સતત ભાર મૂકવો જોઈએ. એને બદલે, કેવળ પુસ્તકિયા પાઠ, પોપટપંચી, ગોખણપટ્ટી, એક જ ઢાંચાનું ભણતર, એકસરખી માહિતી કે વિચારધારા—એ બધું આજકાલ આપણી વિદ્યા-સંસ્થાઓમાં ચાલતું જોવા મળે છે. એમાં તો વિદ્યાર્થીઓની સંવેદનશીલતાનો સંહાર છે અને કેળવણીની કતલ છે. આઝાદ ભારતમાં આપણને શું જોઈએ છે—વિદ્યાનો વિકાસ કે કેળવણીની કતલ?

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૭૩ [તા. ૧૮ જુલાઈ થી તા. ૨૪ જુલાઈ ૧૯૪૯]



## તા. ૧૮ જુલાઈ ૧૯૪૯, સોમવાર

[અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. શ્રી. લક્ષ્મીદાસ આશર આવ્યા હતા. તેમની જોડે ગાંધી સ્મારક ફંડના નિયમો અને financial adviser વિષે ચર્ચા. ખાદી મંડળના ઉદ્દેશો બદલવાની બાબતમાં ચર્ચા.

'યુગદર્શન' માટેનો લેખ પૂરો કર્યો અને પછી કેટલાક કાગળો.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી કેટલાક પત્રો—Stockholm પરિષદની બાબતમાં અને ગાંધી સ્મારક ફંડની બાબતમાં. 'યુગદર્શન'નો લેખ તપાસીને ફરી સ્વચ્છ [fair નકલ] કરવા આપ્યો.

સાંજે ડૉ. કાનુગાને ત્યાં જઈને [પછી] ભદ્રમાં ગયો. ભોજન બાદ વાતોચીતો. કાગળો વાંચીને સહીઓ, વગેરે.

## તા. ૧૯ જુલાઈ ૧૯૪૯, મંગળવાર

[અમદાવાદ]

સવારે ફરવાનું. શ્રી....[મારી] સાથે ફરવા આવ્યા હતા. તેમને સોંપેલાં કામો તેઓ મહિનાઓના મહિનાઓ સુધી કરતા નથી! નાહકની મુદતો પાડે છે અને આટલું કરીને ય છેવટે કામ ઉતાવળિયું, વેઠ ઉતારવા જેવું અને કાચું. એટલે, એમને થોડું સંભળાવી દીધું. આ રીતે ચાલવામાં તેમની પ્રગતિ નથી; અને હું બોલ્યો તે પણ તે જ હેતુથી. પણ, મને લાગે છે કે હું વધારે કડક બોલ્યો. ઠીક. પછી સ્ટૉકહોમ પરિષદ વિષે [નવી દિલ્હીની પાર્લમેન્ટ] ઑફિસને કાગળો. ઘરના કેટલાક કાગળો, વગેરે જોવામાં ઠીક ઠીક વખત ગયો. [સરદાર] શ્રી વલ્લભભાઈ વિષે લેખ લખવાના હેતુથી ટાંચણો કર્યાં. પણ, આ ધોરણે લખવાનું [કરું] તો એક નાનકડો ગ્રંથ જ થાય. ક્યારે અને કેવી રીતે લખવાનું થશે, કોણ જાણે! ઘણાં બધાં પરચૂરણ કામો પતાવ્યાં.

ભોજનોત્તર આરામ. પછી રોજનીશી-લેખન. ઈતર વાચન. સાંજે લોકોને મળવાનું. કામો અને વાતોચીતો શ્રી. [કે. જી.] પ્રભુ અને શેઠ રતિલાલ ખુશાલદાસ પટેલ[૧] [સાથે] રાયફલ ક્લબ એસોસીએશન, વગેરેનું કામ અને ઘણા બધા વિષયો પર ચર્ચા. શ્રી. પ્રભુ કહેતા હતા કે કેટલાક દિવસો પર કૉંગ્રેસવાળાઓએ એક નાનકડી સભા રાખી હતી. સચ્ચાઈથી વર્તનારાઓનું એક નાનું મંડળ રચવું એવો વિચાર યોગ્ય છે. એમાં controls વિષે વાત નીકળી. control છે ત્યાં સુધી સત્યાચરણ અશક્ય છે એવો અભિપ્રાય શ્રી રવિશંકર મહારાજે દર્શાવ્યો. સહુએ તે માન્ય રાખ્યો, પણ શ્રી. કાનજીભાઈ, શ્રી રાવજીભાઈ, વગેરેને તે માન્ય હોવા છતાં ય controls નહિ જોઈએ એવું સરકારને ખુલ્લી રીતે કહેવા માટે આ લોકો તૈયાર નથી!! શા માટે? તેઓ પ્રજાના પ્રતિનિધિઓ છે ને? controls ને કારણે ફાયદાઓ [કશા] નથી, પણ નૈતિક અધઃપતન માત્ર છે એ આ લોકોને પણ કબૂલ છે ને? તો પછી આ controls કોને વાસ્તે? ઠીક. શ્રી બાબુરાવ મહેતા પણ આવ્યા હતા.

રાત્રે ભોજન બાદ કાયદા વિષે થોડી ચર્ચા.

## તા. ૨૦ જુલાઈ ૧૯૪૯, બુધવાર

[અમદાવાદ]

સવારે ફરવાનું પછી Speakers' Conference

વિષેનું કામ લઈને બેઠો અને પાછળથી, ઍસેંબ્લીનું સ્વતંત્ર છાપખાનું હોવું જોઈએ એ વિષેના પ્રકરણના કાગળિયાં વાંચતો બેઠો. સદ્ગત ગણપતરાવ ખાંડેકરનું વસિયતનામું અને એને આનુષંગિક કામો જોવામાં ઘણો બધો વખત ગયો.

ભોજન બાદ વિશ્રાંતિ અને પછી [ઍસેંબ્લી માટેના] પ્રેસ[ની] ફાઈલનું વાચન. શ્રી. મન્વંતરાય જોડે બેસીને ગુજરાત વિદ્યાસભાનાં ટ્રસ્ટો વિષે આગળ જોયું. પછી શ્રી. ભાઉકાકા આવ્યા હતા. એમની સાથે બેસીને ઠાકુર ટ્રસ્ટ ફંડનું તથા સદ્ગત ગણપતરાવ ખાંડેકરના વસિયતનામા મુજબ અરજી [કરવા]નું કામ. પછી વાતોચીતો.

ભોજન બાદ થોડો વખત પરચૂરણ વાચન.

## તા. ૨૧ જુલાઈ ૧૯૪૯, ગુરુવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. પછી શ્રી. બાળુરાવ મહેતા સાથે સર ચિનુભાઈના કામની બાબતમાં ચર્ચા....

પછી ઑફિસનું કામ. છાપખાનાની બાબત અંગેની ફાઈલ વાંચી. એ સંબંધમાં એક લાંબી 'નોટ' લખાવી. પછી ઘણાં બધાં પરચૂરણ કામો. ટ્રસ્ટ ફંડોનું કામ. સદ્ગત ગણપતરાવ ખાંડેકરનું વસિયતનામું, વગેરે [અંગેનાં કામો]. વૃત્તપત્ર-વાચન.

ભોજનોત્તર આરામ. પરચૂરણ વાચન. ઑફિસ-કામ. રોજનીશી-લેખન.

સાંજે ૬–૧૫ થી ૮–૧૫ સુધી શ્રી ગીતામંદિરમાં ગયો. પ્રવચન સાંભળ્યું અને પ્રાર્થના પૂરી થયા પછી નીકળ્યો.[૨]

જમ્યા બાદ કાયદા વિષેનું વિવેચન.

## તા. ૨૨ જુલાઈ ૧૯૪૯, શુક્રવાર
## [અમદાવાદ]

આજે સવારે ફરવાનું ઓછું થયું. વૃત્તપત્ર-વાચન. કેટલાક પરચૂરણ કાગળો લખાવ્યા. પછી શ્રી સાને ગુરુજીના 'સાધના' [સાપ્તાહિક][૩] માટે લેખ લખવા લીધો.

ભોજન બાદ આરામ. પછી 'સાધના'નો લેખ લખાવ્યો તે જોઈને સુધાર્યો અને સ્વચ્છ [નકલ–fair copy] કરવા આપ્યો. કેટલાક પત્રો અને ઑફિસકામ. અને, પછી, થોડો વખત મિરજના શ્રી શિખરેના 'માઝી' [સાપ્તાહિક] માટે લેખ લખાવ્યો. શ્રી. સૌ. તનુમતી મળવા આવ્યાં હતાં...શેઠ શાંતિલાલ મંગળદાસના પુત્ર શ્રી મહેન્દ્રની મુંબઈ કાલે ધરપકડ થયાથી તેઓ મળવા અને સલાહ લેવા આવ્યા હતા. સ્થાનિક સ્કાઉટ એસોસીએશનના શ્રી. છગનભાઈ પટેલ પરમ દિવસની સ્કાઉટ પરિષદને વિષે વાત કરવા આવ્યા હતા.

પછી રાઈફલ એસોસીએશનની સામાન્ય સભા હતી ત્યાં ગયો. એમાં આશરે સવા કલાક ગયો. આ નિમિત્તે લોકોને મળવા-કરવાનું બને છે. પછી, ભદ્રમાં થોડો વખત થોભીને બંગલા પર. આજથી રોજ પ્રાર્થના કરવાનું શરૂ કર્યું. ભોજન બાદ શ્રી નાનાસાહેબ દેવના શ્રી રામદાસ ચરિત્રનો કેટલોક ભાગ જોયો.

## તા. ૨૩ જુલાઈ ૧૯૪૯, શનિવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. 'સાધના'નો લેખ સ્વચ્છ લખાઈને આવેલો તે વાંચીને સુધાર્યો. ચિ. અણ્ણાએ 'યુગદર્શન' માટે ગુજરાતીમાં એક લાંબો લેખ લોકમાન્ય [બાળગંગાધર ટિળક] પર લખ્યો તે અડધો જોયો અને સૂચનાઓ કરી. કેટલાક પત્રો. પરચૂરણ કામો.

ભોજન બાદ વિશ્રાંતિ. [ત્યાર બાદ] આવેલી અને જનારી ટપાલ [જોઈ, સહી કરવાનું કામ]. લોકમાન્ય પરના ચિ. અણ્ણાના લેખનો બાકીનો ભાગ જોયો અને સૂચનાઓ કરી. ચિ. બાપુને અને એના મિત્ર શ્રી મનુભાઈ પટેલને મેડિકલ વિદ્યાર્થીઓની હડતાળના સમયે મેં કરેલ મધ્યસ્થી વિષે પત્ર. શ્રી [બાળાસાહેબ] ખેરને ત્યાં જે નિવેદન (મુસદ્દો) જોવા માટે મોકલ્યું તેમાં પણ મેં ફરી ફેરફાર કર્યો; મારા અભિપ્રાય-દર્શનનો જે ભાગ હતો તે કાઢી નાખ્યો. કારણ [ફીમાં] માફી [અપાએલા] વિદ્યાર્થીઓ પાસેથી નોકરી કરવાનો કરાર સરકાર માગે છે તેનો વિરોધ વિદ્યાર્થી મંડળ કરે છે. આ વિરોધ મને યોગ્ય લાગતો નથી, અને ફી વધારાની અયોગ્યતા વિષેનો મારો અભિપ્રાય જો હમણાં આપ્યો તો તેનો દુરુપયોગ થશે એવું મને લાગે છે. પછી થોડું ઑફિસ-કામ.

૬ થી ૬-૪૦ સુધી ગુજરાત ખાદી મહામંડળની બે સભાઓ—ખાસ અને સામાન્ય. ભદ્રમાં અમારી જ હવેલીમાં [આ સભાઓ] મળી. મંડળના ઉદ્દેશ બદલવાના, વગેરે ઔપચારિક કામો એમાં થયાં.

પછી, શ્રીમતી માણેક શેઠાણીને ત્યાં મળવા ગયો. હોમિયોપૅથિક દવાખાનાના પૈસા શેર્સમાં રોકવાનું યોગ્ય નથી, અને શેર્સ લેવાં જ હોય તો આપણી પોતાની જ કંપનીના અને આપણી માલિકીના શેર્સ લેવાનું યોગ્ય નથી એવો મારો અભિપ્રાય આપ્યો. જો આપણે આ રીતે કરવા જઈએ તો તેનો અર્થ એવો જ થશે કે પોતાના પૈસા ઉપાડી લેવા સારુ ટ્રસ્ટના પૈસાનો આપણે દુરુપયોગ કર્યો. ઠીક. પાછા ફરતા ડૉ. કાનુગાને ત્યાં જઈ આવ્યો.

ભોજન બાદ પ્રાર્થના, વાતોચીતો અને થોડું ઈતર વાચન.

## તા. ૨૪ જુલાઈ ૧૯૪૯, રવિવાર [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. પછી જૂનો પત્ર-વ્યવહાર જોઈને થોડો પતાવી દીધો. 'માફલી'નો લેખ તપાસીને શ્રી શિખરેને પત્ર. બીજા કેટલાક કાગળો.

૧૦-૪૫ થી ૧૧-૩૦ સુધી [સદ્દગત] સ્વરૂપચંદને ઘેર એની પુણ્યસ્મૃતિમાં [ઘરનાં] લોકોએ ભજન, આદિની ક્રિયા એમની ધાર્મિક વિધિ મુજબ કરી. ત્યાં જઈ આવ્યો.

ભોજન બાદ વિશ્રાંતિ. [પછી] પરચૂરણ વાચન. પછી શેઠ શાંતિલાલ મંગળદાસ અને મુંબાઈ ખાતેના તેમના કાયદા પંડિત શ્રી. વકીલ આવ્યા હતા. શ્રી મહેન્દ્રની ધરપકડની બાબતમાં સરકારને કરવાની અરજી-નો એમનો મુસદ્દો જોઈને ચર્ચા કરી, અને પછી સુધારાઓ સૂચવ્યા. પછી થોડાં પરચૂરણ કામો કર્યાં.

સાંજે ૬ થી ૬-૪૫ સુધી રણછોડલાલ છોટાલાલ હાઈસ્કૂલમાં સ્કાઉટ રમતોનો કાર્યક્રમ હતો. એમાં જઈ આવ્યો. શ્રી રાવજીભાઈ અધ્યક્ષ હતા. હું ચાર શબ્દ બોલ્યો.

પછી ૭ થી ૮।। સુધી ડૉ. [જી. વી.] બર્વેને[4] ત્યાં મિલન માટે ગયો. ડિસ્ટ્રિક્ટ જજ કારખાનીસ અને કૉલેજના કેટલાક પ્રોફેસર લોકો હતા. અત્યારે ગુજરાત કૉલેજમાં ત્રણ સ્ત્રીઓ પ્રોફેસર છે. સારું છે. પણ આને પ્રગતિ કહેવી કે કેમ એ વિષે શંકા થાય છે. સ્ત્રી શિક્ષિત હોવી જોઈએ, શિક્ષણનું કામ એણે અવશ્ય કરવું, પણ એ કામ માતા તરીકે. અગર, પ્રાથમિક શાળાઓમાંથી. ખાસ કરીને, છોકરીઓની શાળાઓ-માંથી અથવા છોકરીઓની કૉલેજમાંથી. [સ્ત્રીઓ જો] પુરુષોની બરાબરી કરીને જીવનના કલહમાં, ધન મેળ-વવાની દૃષ્ટિએ, પડવા લાગી તો પણ તેમને સાચેસાચ આર્થિક સ્વાતંત્ર્ય મળશે ખરું? પ્રશ્ન જ થાય છે. સમાજમાં રહીને, સંસારમાં પડીને પણ એને આર્થિક સ્વાતંત્ર્ય અને નિશ્ચિતતા હોવી ઘટે અને એ પ્રમાણે આપણે વ્યવસ્થા કરવી જોઈએ. અલબત્ત, આ રીતે ધન કમાવવામાં બહુ સ્ત્રીઓ પડશે નહીં. પણ એમના દૃષ્ટાંતથી સમાજની સમક્ષ જુદો આદર્શ રહેશે અને ઘણી બધી સ્ત્રીઓનાં મન ચલબિચલ થશે એવો ભય છે. આપણું રાષ્ટ્ર દરેક બાબતમાં કસવાળું થવા માટે આપણે બાલસંગોપન તરફ પ્રથમ ધ્યાન આપવું જોઈએ એ દૃષ્ટિથી મારા આ વિચારો છે.

રાત્રે ભોજન બાદ પ્રાર્થના. [પછી] વાતોચીતો.

(ક્રમશઃ)

*

## પાદટીપો

૧ શ્રી રતિલાલ ખુશાલદાસ પટેલ. અમદાવાદના એક મિલ-માલિક અને અગ્રણી જાહેર કાર્યકર્તા. સને ૧૯૫૬ની મહાગુજરાતની ચળવળમાં તેઓ સક્રિય હતા, અને તે સમયમાં એમણે જેલની સજા પણ ભોગવી હતી. રમતગમત તથા બંદૂક-વિદ્યા, વગેરેના તેઓ શોખીન હોઈ એ ક્ષેત્રે સતત નોંધપાત્ર પ્રદાન એમણે કર્યે રાખ્યું છે. ભારતીય ક્રિકેટ કંટ્રોલ બોર્ડના અધ્યક્ષપદે પણ તેઓ થોડાં વર્ષ રહેલા. ૧૯૬૭ની સામાન્ય ચૂંટણીમાં તેઓ અમદાવાદના એલિસ બ્રિજ મતદાર વિભાગમાંથી અપક્ષ ઉમેદવાર તરીકે ગુજરાત

વિધાનસભામાં ચૂંટાયા. ઊંચા અને મજબૂત બાંધાવાળા, ઘણી વાર મોંમાં સિગાર કે ચિરુટ રાખતા રતિભાઈ એમના ખમીરવંતા મિજાજ અને નિર્ભય આચાર-વિચાર માટે જાણીતા છે.

૨ અમદાવાદમાં આસ્ટોડિયા દરવાજા બહાર આવેલું ગીતામંદિર સદ્‌ગત સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે સ્થાપ્યું હોઈ આજે પણ ત્યાં કથા-પ્રવચન તથા ધાર્મિક સાહિત્ય પ્રકાશન, ઔષધોપચાર, વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે. દાદાસાહેબ સાથે સ્વામી વિદ્યાનંદજી મહારાજે યુરોપના કેટલાક દેશોનો પ્રવાસ ખેડ્યો હતો. ગીતા-પ્રચારનાં કાર્યોનો ઉત્સાહ અને વિસ્તાર સ્વામીજીએ કર્યો તેને માટે દાદાસાહેબને એમને માટે આદરભાવ હતો.

૩ સદ્‌ગત સાને ગુરુજીએ ૧૫ ઑગસ્ટ ૧૯૪૮ ને રોજ મુંબાઈમાં 'સાધના' મરાઠી સાપ્તાહિક શરૂ કર્યું. એમના અકાળ અવસાન બાદ 'સાધના'ની કચેરી પૂના ખસેડાઈ, પણ એ સુંદર વિચાર–સાહિત્ય–સંસ્કૃતિ સભર સાપ્તાહિક અખંડ ચાલુ રહ્યું છે. શ્રી યદુનાથ થત્તે હાલમાં એનું સંપાદન કરે છે. સાને ગુરુજીના અવસાન બાદ થોડાં વર્ષ સંપાદન-કાર્યની જવાબદારી સદ્‌ગત આચાર્ય શંકર દત્તાત્રેય જાવડેકર તથા શ્રી રાવસાહેબ પટવર્ધને સરસ સંભાળી હતી; અને સાને ગુરુજીની ઉમદા પ્રણાલિકાને દૃઢતર કરી હતી. છેલ્લાં અનેક વર્ષોથી, સાને ગુરુજીના નિર્વાણ દિન (૧૧ જૂન) પ્રસંગે, 'સાધના'નો 'કુમાર અંક' પ્રગટ થાય છે, અને આ વિશેષાંકે કેવળ મહારાષ્ટ્રમાં જ નહિ પણ બહાર પણ સરસ ચાહના અને નામના મેળવી છે.

૪ સદ્‌ગત ડૉક્ટર ગણેશ વિષ્ણુ બર્વે. સને ૧૯૪૬ થી શરૂ કરીને વર્ષો સુધી ડૉક્ટર બર્વે અમદાવાદની બી. જે. મેડિકલ કૉલેજના આચાર્ય તરીકે રહ્યા હતા. તેઓ અનોખા કેળવણીકાર અને પ્રતિભાશાળી સજ્જન હતા. સપ્ટેમ્બર ૧૯૬૫માં ડૉક્ટરસાહેબ સ્વર્ગવાસી બન્યા. એમના વિશેષ પરિચય માટે જુઓ: 'અભ્યાસ'–દાદાસાહેબ માવળંકર વિશેષાંક; ફેબ્રુઆરી ૧૯૬૫, સળંગ અંક ૫૫, પૃ. ૨૬૮ થી ૨૭૨.

*

# પત્ર-પ્રસાદી

**ગણેશ વાસુદેવ માવળંકર**

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી]

"શ્રી સાને ગુરુજીએ તમને અભિનંદન આપ્યાંનું જોઈને ખૂબ જ સંતોષ થયો. પોતાનો પુત્ર પોતાના કરતાં પણ મોટો થાય, 'बाप से बेटा सवाई [થાય]' એવી કયા પિતાની ઇચ્છા ન હોય? પણ એ ઓળખવાની પુત્રમાં શક્તિ જોઈએ. ઠીક. જે પ્રમાણે ઘણાં બધાં અને મધુર એવાં ફળોના ભાર વડે વૃક્ષો નમી પડે છે, એ જ પ્રમાણે બીજાંઓએ [આપેલાં] સારાં વિશેષણો અને શુભેચ્છાઓ સાંભળીને આપણે નમવું જોઈએ, એટલે કે નમ્ર બનવું જોઈએ. તમારા સારા નસીબે તમારા પૂર્વજોનાં પુણ્યો તમારું પીઠબળ છે તેનો ઉપયોગ કરીને પોતાનું જીવન સાર્થ તથા કૃતાર્થ કરવું એ તમારા પુરુષાર્થ પર અવલંબે છે.

તમારો અભ્યાસ સરસ ચાલી રહ્યો છે તે વાંચીને આનંદ થયો. પણ તે સાથે જ શરીર [પણ] સંભાળજો, અને બીજાં કામો—લાંબા કાગળો, [છાપાંની] કાપલીઓ, વગેરેમાં શ્રમ ઉઠાવીને મગજને તાણ પડવા દેશો નહિ. પરીક્ષા બાદ બધું કરી શકાશે.

માતુશ્રી પૂજ્ય બાઈની ઉંમર જેમ જેમ વધતી જાય છે તેમ તેમ મારી ચિંતા સ્વાભાવિક જ વધે છે. પણ આ ચિંતાનો વિષય હોવો ન જોઈએ, એવો પણ હું વિવેક કરતો રહું છું. એમને ૮૦ વર્ષ થયાં; મને ૬૦ થયાં. જે દિવસ જાય છે તેટલાથી વિયોગ પાસે જ આવી રહ્યો છે. પણ એમાં દુઃખ નથી. [આ] સૃષ્ટિ-ક્રમ જ છે. ઠીક."

[પુત્ર પુરુષોત્તમ (અણ્ણા)ને ૨૦, અકબર રોડ, નવી દિલ્હીથી તા. ૨૭ માર્ચ ૧૯૪૯ ને રોજ લખેલા મરાઠી પત્રમાંથી.]

*

રાષ્ટ્રીયત્વનો વિચાર સર્વત્ર સરસ પ્રસરી રહેલો હોવો ઘટે. નવા તરુણોનાં હૃદયમાં શુદ્ધ રાષ્ટ્રીયતાની સર્વ-સંગ્રાહક વિશાળ દૃષ્ટિ નહિ હોય તો નવભારત કેવી રીતે નિર્માણ થશે ?

શરૂઆતમાં મુશ્કેલીઓ આવશે, પણ મુશ્કેલીઓ-માંથી જ પસાર થવું પડે છે. આપણી શ્રદ્ધાની કસોટી આવે વખતે જ થાય છે. શ્રદ્ધાવાળા ચાર લોકો ભેગા મળ્યા, તો તેઓ છેવટે આખી દુનિયાને માટે ભારે થઈ પડે છે ! વિવેકાનંદ કહેતા કે, 'શ્રદ્ધાવાળા એક હજાર માણસો મને આપો. સિંહ જેવી છાતીવાળા એક હજાર લોકો લાવી આપો. આખા હિંદુસ્તાનની કાયાપલટ હું કરી બતાવું.'

દુનિયામાં જેમણે જેમણે પ્રચંડ સંગડનો કર્યાં તે કાંઈ એકદમ નિર્માણ ન થયાં. મોટાં કામો ધીરે ધીરે જ વધે છે. બે ત્રણ છોકરીઓ મેળવીને ધોંડો કેશવ કર્વેએ સ્ત્રી-શિક્ષણનો આરંભ કર્યો. આજે સ્ત્રીઓની વિદ્યાપીઠ ઊભી થઈ છે. શ્રદ્ધાવાળો માણસ ખડો થાય છે, ધ્યેય પર નજર રાખીને પગલું પહેલું માંડે છે. મહારાષ્ટ્રમાંનું 'ઇતિહાસ સંશોધક મંડળ' છે ને ? આજે એનું કાર્યક્ષેત્ર ખૂબ વિસ્તર્યું છે. પરંતુ, એની સ્થાપના કરતી વખતે એકલા રાજવાડે જ હતા. એ જ પ્રમુખ, એ જ મંત્રી, એ જ બધું જે કાંઈ તે ! એક દિવસ વિશ્વનાથ કાશીનાથ રાજવાડે એક ઓરડીમાં બેઠા અને ઇતિહાસ સંશોધક મંડળ એમણે શરૂ કર્યું ! એમણે એ દિવસે એક નિબંધ વાંચ્યો. એમણે પોતે જ એ સાંભળ્યો. સાંભળવા સારુ બીજું કોણ હતું ત્યાં ? ત્યાંની ભીંતો હતી, અને જે પૂર્વજોએ પરાક્રમી તથા વૈભવપૂર્ણ ઇતિહાસ રચ્યો તે સદ્ગત પૂર્વજો કદાચ ગુપ્ત રૂપે ત્યાં આવીને સાંભળતા હશે ! શ્રદ્ધાવાળા માણસો આ રીતે કાર્ય-પ્રવૃત્ત થતા હોય છે. દહીંનું એક ટીપું, પણ મણભર દૂધનું તે દહીં કરે છે ! પણ એ ટીપું ખાટું જોઈએ. એ રીતે, નિશ્ચયાત્મક વૃત્તિ-વાળો, અટળ શ્રદ્ધાવાળો એક જ માણસ, પરંતુ તે સર્વને પાગલપણું વળગાડે છે, સહુને સેવા-કાર્યનો જાપ જપાવતો થાય છે. બધાંને ધ્યેય તરફ ખેંચી જાય છે.

બહાર રાત ઠીક ઠીક થઈ છે. દૂરના સ્ટેશન પરનો ઘંટ સંભળાય છે. જાણે દૂર રહેલા ધ્યેયની હાક જ કાન પર સંભળાય છે. 'ઊઠો; કામે લાગી જાઓ' એવું જાણે એ કહે છે. જેને ધ્યેયની હાક સંભળાય છે તે ધન્ય છે ! એ હાક સાંભળીને જે માણસ કામ કરવા માટે પ્રવૃત્ત બને છે, એ ધ્યેયને પહોંચવા માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે તે વળી ધન્યતર છે !

આપણા રાષ્ટ્ર પરનાં વાદળ પણ શમી જશે. સ્વચ્છ વિચારોનો નિર્મળ પ્રકાશ પથરાશે. ભારતનું ભાવિ ઉજ્જ્વલ છે, એમાં, શંકા નથી. આ મહાન રાષ્ટ્ર હજારો વર્ષ સુધી શું અમસ્તું જ જીવ્યું ? સાચી અખિલ ભારતીય દૃષ્ટિ હવે પેદા થઈ રહી છે. આખો ભારત દેશ અંતર્બાહ્ય એક એવી ભાવના વધી રહી છે. હવે આપણે થોડાક દૃષ્ટિવંત થઈ રહ્યાં છીએ, નવો પ્રકાશ પામી રહ્યાં છીએ. આપણી આ વધતી ઉંમર છે. હિંદુસ્તાન ઘરડું નથી, નવજુવાન છે. ખૂબ ખૂબ કામો એણે હજી કરવાનાં છે. સર્વ ધર્મ અને સંસ્કૃતિ એકત્ર રમતાં કરવાનો મહાન પ્રયોગ એણે કરવાનો છે.

*

# 'ઑમ્બુડસ્મન': લોકપાલ

**શંકરલાલ હ. શાહ**

**રાજ્યકારભાર** ખરેખર કેવો ચાલે છે તે પ્રત્યક્ષ જાણવા-સાંભળવા ઘણા રાજાઓ, પ્રાચીન કાળમાં અત્યંત આતુર રહેતા અને નગરની શેરીઓમાં એકાદ ભોમિયા ગુપ્તચર સાથે અથવા કોઈ વિશ્વાસ-પાત્ર કારભારી સાથે ફરવા નીકળી પડતા. લોક-કલ્યાણ અને પ્રજાજીવનની સુખાકારી વિષે સદા જાગ્રત એવા નગરચર્યામાં શોખીન, નિષ્ઠાવાન અને પ્રજાહિતૈષી રાજાઓમાં વિક્રમ, રાજા ભોજ, બગદાદના હારૂન અલ રશીદ, વગેરે ખૂબ મશહૂર છે. બિરબલ અને મોગલ બાદશાહ અકબરની રસપ્રદ વાતોમાં પણ તેઓનો નગરચર્યાનો શોખ વરતાય છે. અદલ ઇન્સાફ માટે જાણીતો જહાંગીર અને તેના રાજમહેલમાંનો ન્યાયનો

ઘંટ હજી ય લોકજીભે ગવાય છે. રાજાના શોખ તરીકે ઓળખાતા આ વિષયમાં રાજ્યવહીવટ વિષે પ્રજાના અંતરના પ્રત્યાઘાતો અને લોક હિલચાલ વિષે પૂરી અને પ્રત્યક્ષ માહિતી મેળવવાનો ઊંડો આશય છુપાયેલો હતો. લોકહિતની રક્ષાની સાથે સાથે જનતાના વલણોનો તાગ કાઢી લેવાની મુત્સદ્દીગીરી પણ તેમાં સમાવિષ્ટ હતી. પ્રજા-સહકાર અને શુભેચ્છા વિના રાજ્ય-સત્તાની સલામતી અસંભવિત બની જાય તે હકીકતનો તેમાં રાજવીઓએ સ્વીકાર પણ કરેલો જોઈ શકાય છે.

પ્રાચીન સમયના રાજાઓની કુતૂહલપ્રેરક અનેક દંતકથાઓના વર્ગની એમની આ નગરચર્યાની પ્રવૃત્તિ સાચે જ અનુકરણીય હતી. આનંદની વાત તો એ છે કે આધુનિક રાષ્ટ્રોમાંનાં કેટલાંકે, દેશકાળને અનુરૂપ સુધારા-વધારા સાથે, આ પ્રવૃત્તિને નવા લેબાશમાં કાર્યક્ષમ બનાવી છે. અવિકસિત અને ભારત જેવાં વિકસી રહેલાં રાષ્ટ્રોને આ નવી વ્યવસ્થા અત્યંત મદદગાર બની શકે તેમ છે.

લોકશાહી રાષ્ટ્રોમાં પ્રજાના હક્કોની સુરક્ષાના તથા દાદ ફરિયાદોના પ્રશ્નો અત્યંત સરળ થઈ જવા જોઈએ. કેમ કે, પ્રજાસત્તાક રાજ્યનો પાયો પ્રજાની સંમતિ અને સહકાર પર નિર્ભર છે. છતાં, આપણો અનુભવ છે કે પ્રજાની સ્વતંત્ર જીવન-પ્રવૃત્તિઓને અર્વાચીન રાજ્યતંત્ર પણ અવરોધક નીવડ્યું છે; એટલું જ નહિ લોકશાહી-શાસન પ્રણાલીના વિરોધમાં ઓળખાવાતાં સામ્યવાદી રશિયા જેવાં રાષ્ટ્રોએ તેમ જ રાજાનું ગૌરવ હજુ ય સ્વીકારતાં રાષ્ટ્રોએ લોકહિત-રક્ષાની આ પ્રકારની કોઈ ને કોઈ સંસ્થાના અસ્તિત્વને સ્વીકાર્યું છે. અમેરિકા અને બ્રિટન જેવા સમૃદ્ધ કહેવાતા દેશોમાં પણ આવી કાર્યદક્ષ સંસ્થાની ગંભીર આવશ્યકતા સ્પષ્ટ થવા માંડી છે, અને તે દિશામાં તે તે રાષ્ટ્રો વ્યવસ્થિત આયોજન કરી રહ્યાં છે અને એ પ્રમાણે અમલ કરી રહ્યાં છે.

આધુનિક સમયમાં રાજ્ય જ્યારે નાગરિક જીવનના એક એક અંગોને પોતાનામાં આવરતું જાય છે ત્યારે, નાગરિકતાના અધિકારો, સ્વાતંત્ર્ય અને મુક્ત પ્રવૃત્તિઓ પરત્વે અસ્વાભાવિક રીતે ગૂંગળામણભરી અને દુઃખદ સ્થિતિ જન્મતી જાય છે. આ હકીકત ઓળખી જઈને પ્રજા-હિત-રક્ષણનાં વિવિધ પ્રકારનાં તંત્ર નિર્માયાં છે. આવી લોકરક્ષક સંસ્થાઓ નોંધપાત્ર સફળતાને વરી છે. સ્કૅન્ડિનેવિયન દેશોમાં 'ઑમ્બુડસ્મન' નામથી, જપાનમાં 'અમા' (ઍડ્મિનિસ્ટ્રેટિવ મૅનેજમેન્ટ એજન્સી) થી, ફિન્લૅન્ડમાં 'ચાન્સેલર ઑફ જસ્ટિસ' તો રશિયામાં 'પ્રોકયુરેટર જનરલ' એવા શીર્ષકથી બ્રિટનમાં 'પાર્લમેન્ટરી કમિશનર ફૉર ઍડ્મિનિસ્ટ્રેશન'ની હકૂમતથી કે ના નેજા હેઠળ જ એક યા બીજા રૂપમાં આ સંસ્થાઓ જનતાના હિતોની રક્ષા કરી ન્યાય બક્ષે છે. આ બધી સંસ્થાઓની નોંધપાત્ર વિશેષતા અને રસપ્રદ બાબત એ છે કે સૌને રાજ્યે પોતે—કાયદાથી બળ આપેલું છે; એની સ્થાપના, વિકાસ અને એના કાર્યદક્ષ અસ્તિત્વમાં સમગ્ર રાષ્ટ્રને રસ છે.

અનેક વિટંબણાઓથી ભારત ઘેરાયેલું છે અને તેમાં ય અમલદારશાહીના ઘાતક દૂષણોથી મુક્ત થઈ શક્યું નથી. રાજ્યતંત્રમાં લાંચરૂશ્વત, ચોરી, તુમાખી અને તુમારશાહી ઘર કરી ગયાં છે. સરકારી કર્મચારીઓ જાણે પ્રજાને કનડવા મોરચો રચીને બેઠા હોય તેમ વર્તે છે. કર્મચારીઓનું આપખુદ અને અન્યાયી વર્તન પ્રજાને એવું પરેશાન કરી મૂકે છે કે ભાગ્યે જ કોઈ સ્વમાની અને પ્રામાણિક નાગરિક પ્રસંગ પાડવા તૈયાર થાય. આ સંદર્ભમાં સત્તાધારી વર્ગ પણ ઓછો જવાબદાર નથી. પ્રજાસત્તાક દેશમાં પ્રજાની આવી દુર્દશાનો નાશ કરવા પાંચેક વર્ષ પૂર્વે જ્યારે ભારતમાં આવી કોઈ ઑમ્બુડસ્મન સંસ્થા ઊભી કરવાનો પ્રજાએ આગ્રહ સેવેલો ત્યારે રાજ્ય-ધુરંધરોએ તેનો સૈદ્ધાંતિક સ્વીકાર કર્યો હતો, પણ હજી એ દિશામાં સક્રિય થઈ શકાયું નથી.

અન્ય દેશોમાં ઑમ્બુડસ્મનની પ્રથા કેટલી સફળ નીવડી છે અને તેનું સ્વરૂપ શું છે તેનો સુંદર પરિચય વૉલ્ટર ગેલ્હૉર્નના 'ઑમ્બુડસ્મન ઍન્ડ અધર્સ—સિટીઝન્સ પ્રોટેક્ટર્સ ઈન નાઈન કન્ટ્રીઝ'[1] નામના પુસ્તકથી આવી શકે છે.

જુદાં જુદાં રાષ્ટ્રોમાં ઑમ્બુડસ્મનતંત્ર બંધારણ એવી ચોકસાઈથી ઘડવામાં આવ્યું છે કે જેના પરિ-

---

૧ હાર્વર્ડ યુનિવર્સિટી પ્રેસ-કેમ્બ્રિજ-મૅસેચ્યુસેટ્સ, ૧૯૬૭.

ણામે ઑમ્બુડસ્મન વ્યવસ્થિત કારભારમાં દખલરૂપ ન બની જાય. એવું બનવું સંભવિત હોવાને લીધે કેટલેક સ્થળે ઑમ્બુડસ્મનની સ્પષ્ટ મર્યાદાઓનો પણ નિર્દેશ ચોક્કસ રીતે કરવામાં આવ્યો છે. જેમ કે, ડેન્માર્ક અને નૉર્વેમાં ન્યાયાધીશો કે કાયદાશાસ્ત્રીઓ સામેની ફરિયાદોને લોકરક્ષક–ઑમ્બુડસ્મન–હાથ ધરી શકે નહિ. જ્યારે ફિન્લૅન્ડ અને સ્વીડન આ બાબતમાં અપવાદરૂપ છે–ત્યાં ન્યાયધીશો સામે પણ વ્યવસ્થિત ફરિયાદ કરી શકાય છે. તેવી જ રીતે, સ્વીડનમાં ઑમ્બુડસ્મન આજ્ઞા કરી શકતો નથી તેમ જ કેસ ફરી ચલાવવાનો આદેશ પણ આપી શકતો નથી. પરંતુ, કોઈ અમલદારે કોઈ કાર્યમાં કુનેહ, કાળજી કે ડહાપણની ઊણપ દાખવી હોય તો તેની સામે શિસ્તનાં પગલાં લઈ શકે છે. પરંતુ, આવી કોઈ મર્યાદાની સાથે સાથે દરેક દેશની પ્રથાને પોતાની કોઈ ને કોઈ આગવી લાક્ષણિકતા પણ છે. જેમ કે, જપાનમાં 'અમા'ના ડિરેક્ટરને કૅબિનેટમાં સભ્યપદ આપીને જપાને સંસ્થાનું ગૌરવ વધાર્યું છે. દરેક દેશની વિગતોની પ્રથા ટૂંકમાં આપણે જોઈએ :

**ડેન્માર્ક :** સને ૧૯૫૫માં ડેન્માર્કની પાર્લમેન્ટે ખાસ ધારા દ્વારા મુલકી અને ફોજી તંત્ર ઉપર અંકુશ રાખવા ઑમ્બુડસ્મનની નિમણૂંક કરી. એના દફ્તરમાં ચારપાંચ ધારાશાસ્ત્રીઓ કામ કરે, પ્રજાની ફરિયાદો સાંભળે, અમલદારોની કામગીરીનું નિરીક્ષણ કરે, કૅબિનેટ પ્રધાનો સામે પણ કેસ રજૂ કરી શકે, વગેરે અંગે તંત્ર નિર્માણ કરાયું. કર્મચારીઓ ઑમ્બુડસ્મન દ્વારા પૂછવામાં આવેલી સર્વ વિગતો પૂરી પાડવા બંધાયેલા છે એ તો ખરું જ, પરંતુ ઑમ્બુડસ્મન આપમેળે પણ તપાસ આદરી શકે છે. સરકારી અધિકારીઓ પોતે પણ આ સંસ્થાનો લાભ ઉઠાવી શકે છે. ઑમ્બુડસ્મનની આવશ્યકતા સમજતી પ્રજા દરેક બાબતમાં ઉમંગથી સહકાર આપે છે. બને ત્યાં લગી વાતચીતથી મોટા ભાગની ફરિયાદો પતાવવામાં આવે છે. સને ૧૯૬૦ થી સને ૧૯૬૪ સુધીમાં ૫૭૪૫ કેસોનો ઑમ્બુડસ્મને નિકાલ કર્યો હતો. ડેન્માર્કમાં ઑમ્બુડસ્મન 'સેફ્ટીવાલ્વ'નું કાર્ય સાધે છે અને શાસક નહિ પરંતુ શિક્ષક તરીકે વર્તે છે. વાર્ષિક અહેવાલો બધાં જ સરકારી કાર્યાલયોને મોકલવામાં આવે છે, જેનો ધડો લઈને કારભાર ઝડપી અને કર્મચારીઓની રીતભાત વિવેકભરી બને છે. ડેન્માર્કની સમગ્ર પ્રજા ઑમ્બુડસ્મનનો લાભ લેવા તત્પર હોય છે, એટલું જ નહિ ઑમ્બુડસ્મનની પ્રથા ઉપર તેઓને પ્રજા-હક્કના ખતનામાં–ચાર્ટર–તરીકે એટલો બધો વિશ્વાસ છે કે પ્રાથમિક શાળામાંથી ઑમ્બુડસ્મનની ફરજો અને કાર્યવાહીની વ્યવસ્થિત સમજ આપવાનું અભ્યાસક્રમના ભાગ તરીકે સ્વીકારેલું છે.

**ફિન્લૅન્ડ :** સને ૧૮૦૯માં ફિન્લૅન્ડનો કબજો સ્વીડન પાસેથી રશિયાએ લીધો ત્યારે, રાજાના વખતની બારમી સદીની ન્યાયાધિકારીની કાલગ્રસ્ત લોકરક્ષક પદ્ધતિ હતી તેમાં પરિવર્તન આવ્યું ને એ હોદ્દો 'પ્રોક્યુરેટર'થી ઓળખાવા લાગ્યો. સને ૧૯૧૯માં ફિન્લૅન્ડ સ્વતંત્ર થતાં પ્રોક્યુરેટરની નિમણૂક પ્રેસિડેન્ટ દ્વારા થવા લાગી અને તે નિવૃત્ત થાય ત્યાં સુધી જગ્યા શોભાવે એમ કાયદાથી સ્વીકારાયું. આની સાથે સાથે, પાર્લમેન્ટે ચાર વર્ષ માટે કાર્યકર રહે તેવા ઑમ્બુડસ્મનની સ્થાપના બહુમતિથી કરી છે અને પરિણામે બન્ને હોદ્દા ચાલુ રહ્યા છે, પ્રોક્યુરેટર સામાન્ય રીતે આમ પ્રજાનાં હિતોની ચિંતા સેવે છે, જ્યારે ઑમ્બુડસ્મન પોતાની વિશિષ્ટ રીતે રાજ્યકારભાર તપાસે છે ને એમ કરીને લોકશાહી સુરક્ષિત રાખે છે.

**ન્યૂઝીલૅન્ડ :** પચીસ લાખ જેટલી, પ્રમાણમાં ઓછી વસતિ ધરાવતા નાનકડા ન્યૂઝીલૅન્ડની પાર્લમેન્ટને પણ ઑમ્બુડસ્મનની નિમણૂક કરવાનું હિતાવહ લાગ્યું ને સને ૧૯૬૧ થી એની સ્થાપના કરવામાં આવી છે. ઑમ્બુડસ્મનને એક નોંધપાત્ર વિશેષાધિકાર એ છે કે કોઈ રાજ્યધારો પ્રજાને અગવડરૂપ, અન્યાયકારી, પજવણીરૂપ કે પ્રતિકૂળ હોય તો તેવા અવાસ્તવિક ધારાને દૂર કરવા તે પાર્લમેન્ટને ભલામણ કરી શકે છે. આમ તો આ દેશમાં લાંચરુશ્વત નહિવત્ છે ને અમલદારો ન્યાય આપવા હમેશાં આતુર હોય છે; છતાં પણ ઑમ્બુડસ્મન વધુ સલામતી અને રક્ષણ અર્પે છે.

**જપાન :** સ્કૅન્ડિનેવિયન દેશોની સરખામણીમાં જપાનના 'અમા'ની કાર્યપદ્ધતિ વધારે સુગઠિત રૂપની લાગે છે. એનાથી પ્રજા અને રાજ્ય વચ્ચેનું ઘર્ષણ

નિવારી શકાયું છે. સામાન્ય રીતે, જપાનવાસીઓને ફરિયાદ કરવાની ટેવ નથી. પરંતુ, અમલદારોમાં એક-મેક પ્રત્યેની અને ડિપાર્ટમેન્ટલ વફાદારી—જે વાસ્તવમાં તો આંખમીંચામણાં અને ઢાંકપિછોડો છે—સારા પ્રમાણમાં છે. (ભારતમાં પણ આ દૂષણ વર્ષો જૂનું હયાત છે.) આવાં કારણોને લીધે 'અમા' સને ૧૯૪૮માં ખાસ ધારાથી રચાયું છે. જપાન જેવા કાર્યદક્ષ રાષ્ટ્રમાં આવી સંસ્થા ખૂબ ફૂલેફાલે એ સમજી શકાય એવું છે. 'અમા' અહીં વ્યાપક સ્વરૂપ ધરાવે છે. દેશના આઠ મુખ્ય વિભાગો અને એના ૪૧ પેટા વિભાગો પાડી, દરેકમાં 'અમા'ની શાખા કાર્ય કરે છે. આગળ કહ્યું તેમ, 'અમા'ના ડિરેક્ટરનું કૅબિનેટમાં સ્થાન છે. તંત્ર ચલાવવા વેતનદાર અમલદારો ઉપરાંત માનદ્ સલાહ-કારો નિમવામાં આવ્યા છે, જે પ્રજામાં પહોંચી જઈ તેમનાં દુઃખ-દર્દ એકત્ર કરી ઉકેલ આણે છે. આ સલાહકારોની સંખ્યા ૯૬૦૦ જેટલી છે. સરકારી તંત્ર સામે ફરિયાદ કરવા માટે નગરોમાં મોટરવાન ફેરવી જાહેરાતો અને પ્રચાર ચાલુ રાખવામાં આવે છે. જપાનનું રાજ્યતંત્ર ઘણું જ કાર્યદક્ષ બન્યું છે ને એમાં 'અમા'નો ફાળો નોંધપાત્ર છે.

**સોવિયેત રશિયા:** પ્રજાસત્તાક ભારત જ્યારે રુશ્વતખોરી અને નોકરશાહીનાં દૂષણો નિવારવા કોઈ વ્યવસ્થિત યોજના કરી શકતું નથી, ત્યારે રશિયા જેવાં સામ્યવાદી રાષ્ટ્રની–જેમાં લોકતંત્રને ગૂંગળાવનારું તંત્ર સ્થિર થઈ ચૂક્યું છે–ઑમ્બુડસ્મન પ્રકારની યોજના બિરદાવવા જેવી લાગે છે, કેમ કે, એને કાયદાથી સ્થાપિત કરવામાં આવી છે. આનો પૂર્વ ઇતિહાસ એવો છે કે, સને ૧૭૨૨માં રશિયાના ઝાર મહાન પીટરે પ્રજાહિત રક્ષણાર્થે પ્રોક્યુરેટર–જનરલની નિમણૂંક કરી હતી જે 'ઝારની આંખ' તરીકે ઓળખાતો હતો. તુમાખીખોર અમલદારોથી પ્રજાને રક્ષવાની એને આજ્ઞા હતી. સને ૧૯૨૨ માં નવું સોવિયેત રાજ્ય આ પ્રથાને સજીવન કરે છે અને જોડાયેલાં બધાં રાજ્યોના ૧૨૦ વિભાગો પાડી દરેકમાં પ્રોક્યુરસીની કચેરી દ્વારા ન્યાય બક્ષે છે. એ નોંધવું જોઈએ કે પ્રોક્યુરેટર–જનરલ તરીકે આજે પણ ઓળખાતા આ નવી પદ્ધતિના વડાને પાર્લમેન્ટ ઉપર દેખરેખ રાખવાનો અધિકાર તો નથી, છતાં, અન્ય કામ-ગીરીમાં આ પ્રથા યોગ્ય અને આવશ્યક પુરવાર થઈ છે.

આ બધાં તંત્રો ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે કે વહીવટની આંટીઘૂંટી અને કાર્યકર્તાઓની સ્વાર્થ-વૃત્તિઓને લીધે મુશ્કેલીઓ તો દરેક દેશમાં જન્મે જ છે, પરંતુ મહત્ત્વની વાત એ છે કે ઑમ્બુડસ્મન દ્વારા તેઓએ એને નિવારવાની બળવાન કોશિશ કરી છે. સરકાર જેમ પોતાની પાંખ વ્યાપક રીતે પ્રસારે છે તેમ આધુનિક સમયમાં દૂષણો નિવારવાની કાર્યક્ષમ પદ્ધતિઓ પણ વધારે પ્રમાણમાં અસ્તિત્વમાં આવતી જાય છે, આવતી રહેવી જોઈએ.

સંસ્કારી અને પ્રામાણિક નાગરિકો, ઉદ્યોગોમાં જેને આપણે 'ક્વૉલીટી કન્ટ્રોલ' કહીએ છીએ તેવી, 'સુધા-રણા'ની યોજનાઓ સરકારી તંત્રમાં પણ દાખલ કરવા ઇચ્છે છે. વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને મૂળભૂત અધિકારોની સુરક્ષાના સંદર્ભમાં પણ આપણા જેવાં વિકસી રહેલાં રાષ્ટ્રો માટે આ પ્રથા આજે અત્યંત આવશ્યક જણાઈ રહી છે. સરકારી તંત્રોની રીતભાત અને કાર્યપદ્ધતિ સુધરતાં તેની અસર પ્રજામાં પણ પડે છે અને સહકાર, નિષ્ઠા તથા નાગરિકતાનાં બીજાં અનેક અંગો વિકસે છે.

અન્ય દેશોમાં કામયાબ નીવડેલું આ શસ્ત્ર ભારત કેમ ન અપનાવી શકે? રામરાજ્યની વાતો કરનાર સત્તા-સ્થાને બેઠેલા મોવડીઓ આ પ્રકારનું કામ કેમ હાથ નહિ ધરતા હોય? પ્રજામત જો એક વાર આ બાબતમાં જાગ્રત થાય તો પછી સત્તાધારીઓ આ માગણી નકારી શકશે નહિ. આવી કોઈ લોકરક્ષક સંસ્થાનું નિર્માણ કરવાનો સમય આ દેશમાં હવે પાકી ગયો છે; સ્વાતંત્ર્ય પછી વણસતી રહેલી દેશસ્થિતિને એક તરફથી સુધાર-વામાં, આવી લોકહિતરક્ષક સંસ્થા જડીબુટ્ટીની જેમ સમયસરની બની રહેશે.

# ખાતરના ઉપયોગની રીતો

બી. એમ. જાની

મનુષ્ય-જીવનની ત્રણ અગત્યની જરૂરિયાતો—ખોરાક, વસ્ત્ર અને રહેઠાણ—જમીન દ્વારા સંતોષાય છે; કારણ કે શાકભાજી, અન્ન, દૂધ, ઇંડાં, માંસ, ઊન, સુતર, રેશમ, વગેરે જમીનની ફળદ્રુપતાના પરિણામે અસ્તિત્વ ધરાવે છે. આ કારણોસર જમીનની ફળદ્રુપતા એ માનવીના અસ્તિત્વ માટેનો મૂળ પાયો છે. કોઈ પણ દેશ માટે ફળદ્રુપ જમીન હોવી એ ઘણો જ કિંમતી સહારો છે. તેથી, જો તે અતિ ફળદ્રુપ હોય તો ટકાવી રાખવી જોઈએ, જો ઓછી ફળદ્રુપ હોય તો વધારવી જોઈએ અને જો ફળદ્રુપ ન હોય તો વિકસાવવી જોઈએ.

પ્રાચીન સમયમાં માનવે ખેતીની શરૂઆત કરી ત્યારે પણ જમીનની ફળદ્રુપતા જાળવી રાખવા માટેનો કાયદો અસ્તિત્વ ધરાવતો હતો જ. શરૂઆતમાં પાકની ઓછી ઊપજ થતાં તેઓ ફળદ્રુપ જમીન મેળવવા માટે સ્થાનાંતર કરતા હતા. પરંતુ, વસ્તીના વધારા અને ગામડાંઓ બનવાની સાથે સ્થાનાંતર મુશ્કેલ થવા લાગ્યું. ત્યાર બાદ, તેઓએ ખેતીના ઉપયોગમાં લેવાતી જમીનના અમુક ભાગમાં બે કે ત્રણ વર્ષે એક જ પાક લેવાનું શરૂ કર્યું. આ પછી પાકના પરિભ્રમણ (rotation)ની પદ્ધતિનો અમલ કરવામાં આવ્યો. આમ હોવા છતાં, સમયના પસાર થવાની સાથે અન્ન-પેદાશ ઘટતી ગઈ અને જમીન પરનું દબાણ વધતું ગયું. ખેતીવાડી અને પશુપાલનના વિકાસ સાથે તેઓને પ્રાણીઓનાં મળમૂત્ર અને વનસ્પતિ-અંગોની ખાતર તરીકેના ઉપયોગની મહત્તા સમજાઈ. ઈ. સ. પૂર્વે ૧૩૦૦માં ભારતીય મહાન સંત પરાશરે[૧] પણ પ્રાણીઓના છાણના ખાતર તરીકે ઉપયોગ કરવા વિષે લખ્યું છે કે, 'માગશર (જાન્યુ.-ફેબ્રુ.) માસના પવિત્ર દિવસે છાણના ઉકરડાનું ઉમંગ સાથે પૂજન કરી પાવડા વડે સ્થાનાંતર કરવું જોઈએ. ત્યાર બાદ તેનો સૂકવીને ભૂકો કરવો જોઈએ. ફાગણ (ફેબ્રુ.-માર્ચ)માસમાં જ્યારે ખિયારણની વાવણી થાય ત્યારે ખાતરને ખેતરમાં વિખેરી નાખવું જોઈએ. ખાતર વગર ચોખાનો છોડ ઊગી શકે છે, પરંતુ પાક આપતા નથી.'

કૃષિ-સંશોધન-ક્ષેત્રે રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, જીવશાસ્ત્ર, વગેરે વિજ્ઞાનની મૂળભૂત શાખાઓએ પોતાનો ફાળો આપ્યો અને પરિણામે ભૂ-વિજ્ઞાન (soil science) અને વનસ્પતિ પોષણ વિષેની વૈજ્ઞાનિક જાણકારીનો વિકાસ થયો. હવે તો દરેક વ્યક્તિ માટે સર્વસંમત હકીકત એ બની છે કે જમીનમાં રહેલાં લભ્ય તત્ત્વોને પરિણામે જ તેની ફળદ્રુપતા પરિણમે છે. વનસ્પતિને ઘણાં અગત્યનાં આવશ્યક પોષકતત્ત્વો (essential nutritional elements) જેવાં કે કાર્બન, હાઈડ્રોજન, ઑક્સિજન, નાઈટ્રોજન, ફૉસ્ફરસ, પોટાશિયમ, કૅલ્શિયમ, મૅગ્નેશિયમ, લોહ, સલ્ફર, વગેરે 'ગુરુતત્ત્વો' (macro-nutrients)[૨] જ્યારે બોરોન, મૅંગેનિઝ, તાંબુ, જસત અને મોલીબ્ડીનમ જેવાં 'લઘુતત્ત્વો' (micro-nutrients) જમીનમાંથી પ્રાપ્ત થાય છે. સામાન્ય રીતે, લીલી વનસ્પતિ પ્રકાશ-સંશ્લેષણની ક્રિયા દ્વારા હવામાંથી સીધો જ કાર્બન અને ઑક્સિજન તેમ જ જમીનના પાણીમાંથી સીધી યા આડકતરી રીતે હાઈડ્રોજન મેળવે છે. આ ઉપરાંત, ક્લોરિન, કોબાલ્ટ,

---

૧. 'On an auspicious day in the month of *Magha* (January–February) the dung heap should be worshipped with adoration and then be lifted with a spade. It should then be dried and transformed into powdery form. In the month of *Phalguna* (Ferbruary-March) it should be placed inside holes and be distributed in the field at the time of sowing seeds. Without manure the rice plants only grow but do not bear crop. '–*Parashara* (in 'Krishi Samgraha')

૨. જે તત્ત્વોનો ઉપયોગ વનસ્પતિ વધારે પ્રમાણમાં કરે છે તેઓ 'ગુરુ તત્ત્વો' તરીકે ઓળખાય છે; જ્યારે ઓછા પ્રમાણમાં ઉપયોગમાં લેવાતાં તત્ત્વો 'લઘુતત્ત્વો' તરીકે ઓળખાય છે.

આયોડિન સ્ટ્રોન્શિયમ, વેનેડિયમ અને સોડિયમ તત્ત્વો વનસ્પતિ માટે આવશ્યક નથી. પરંતુ, જો તે વનસ્પતિને પૂરાં પાડવામાં આવે તો તેની વૃદ્ધિ અને વિકાસમાં મદદરૂપ થાય છે. આ અકાર્બનિક તત્ત્વો ઉપરાંત જમીનના કાર્બનિક પદાર્થો પણ ફળદ્રુપતામાં મહત્ત્વનો ભાવ ભજવે છે, કારણ કે તેઓ નાઈટ્રોજન અને બીજાં પોષક તત્ત્વોનો સંગ્રહ કરે છે; તદુપરાંત તેઓના વિઘટન (decomposition)ને પરિણામે બૅક્ટેરિયા, ફૂગ, વગેરે સૂક્ષ્મ જીવો જમીનમાં રહી શકે છે.

વનસ્પતિને જરૂરી પોષકતત્ત્વો જમીનમાંથી ઘણી રીતોથી નષ્ટ થાય છે, અને તે કારણોસર જ વનસ્પતિને વધારાનાં ખાતરોની જરૂર પડે છે. જ્યારે વનસ્પતિ પરિપક્વ થયા બાદ પાક લઈ લેવામાં આવે છે ત્યારે તેની સાથે ઘણાં પોષકતત્ત્વો દૂર થાય છે. આ રીતથી નાશ પામતાં પોષકતત્ત્વો કોઈ રીતે અટકાવી શકાય નહિ, કારણ કે વનસ્પતિ અને પ્રાણીઓ તેઓનો ઉપયોગ કરે છે. આ ઉપરાંત, પાણીમાં દ્રાવ્ય એવાં પોષક-તત્ત્વો વરસાદ તેમ જ સિંચાઈના પાણીના સંપર્કમાં આવે છે ત્યારે અપક્ષાલન (leaching) દ્વારા તેઓનો નાશ થાય છે. વળી, પવન અને પાણી મારફતે પણ જમીનના ભાગોનું સ્થાનાંતર થાય છે અને તેથી પણ પોષક-તત્ત્વો નાશ પામે છે. આ ઉપરાંત, નાઈટ્રોજન તત્ત્વનું રાસાયણિક પરિવર્તન થઈ નાઈટ્રેટ બને છે અને તેમાંથી 'એલિમેન્ટલ નાઈટ્રોજન'ના સ્વરૂપે વાયુમાં રૂપાંતર થઈ તે ઊડી જાય છે.

ઉપરોક્ત કારણોસર સમય પસાર થવાની સાથોસાથ જમીનમાં રહેલાં વનસ્પતિનાં પોષક-તત્ત્વોનું પ્રમાણ ઘટે છે. આ ઘટાડો વનસ્પતિની વૃદ્ધિ અને પાક માટે નુકસાનકારક ન નીવડે તે માટે ખાતરોનો ઉપયોગ કરવામાં આવે છે, કે જેથી, જમીનમાં જરૂરી પોષકતત્ત્વોનું જરૂરી પ્રમાણ જળવાઈ રહે.

કોઈ પણ કુદરતી અથવા કૃત્રિમ (artificial) પદાર્થ કે જે જમીનને ફળદ્રુપ બનાવે છે તેને 'ખાતર' (manure) કહેવામાં આવે છે; જ્યારે કોઈ પણ કૃત્રિમ ખાતર કે જે નાઈટ્રોજન, ફૉસ્ફરસ અથવા તો પોટાશિયમમાંનું એક અથવા વધારે તત્ત્વો ધરાવે છે તેને 'ફર્ટિલાઈઝર' (fertilizer) કહેવામાં આવે છે.

કૃષિ-ઉપયોગી કુદરતી અને રાસાયણિક ખાતરોના લાભનો આધાર નીચેના ચાર કોયડાઓના સંતોષકારક ઉકેલ સાથે સંબંધિત છે:

(૧) કૃષિ માટે ખાતરનું કેટલું પ્રમાણ વાપરવું?
(૨) કૃષિ માટે કઈ જાતનું ખાતર વાપરવું?
(૩) ખાતરના ઉપયોગ માટે કઈ રીતો અપનાવવી?
(૪) કયા સમયે ખાતરોનો ઉપયોગ કરવો?

પ્રથમ બે કોયડા કૃષિકારોને આર્થિક રીતે સ્પર્શે છે; જ્યારે ત્રીજો અને ચોથો કોયડો ખેતીવાડીની વૈજ્ઞાનિક પદ્ધતિઓ સાથે સંકળાયેલા છે.

વિવિધ ખાતરો અને ફર્ટિલાઇઝર્સની જાત, ઉત્પાદન અને અગત્યતા વિષેની વિસ્તૃત માહિતી માટે આ લેખ ઘણી ઓછી જગ્યા ધરાવે છે; પરંતુ કોઠા નં. ૧ની સંક્ષિપ્ત માહિતી, પોષક-તત્ત્વોનાં પ્રમાણ દર્શાવતી હોવાથી, તેઓની જમીનની ફળદ્રુપતા માટેની જરૂરી અગત્યતા સહેલાઈથી સમજાવી શકે છે.

### કોઠો ૧

વિવિધ ખાતરો અને ફર્ટિલાઈઝર્સમાં નાઈટ્રોજન, ફૉસ્ફરસ અને પોટાશિયમ તત્ત્વોના પ્રમાણની ટકાવારી:

| ખાતર અને ફર્ટિલાઈઝરનું નામ | નાઈટ્રોજન (N) | ફૉસ્ફોરિક ઍસિડ ($P_2O_5$) | પોટાશ ($K_2O$) |
|---|---|---|---|
| ૧ છાણિયું ખાતર | ૦.૫ થી ૧.૫ | ૦.૪ થી ૦.૮ | ૦.૫ થી ૧.૯ |
| ૨ ગટર-ખાતર | ૦.૪ થી ૨.૦ | ૦.૩ થી ૧.૦ | ૦.૭ થી ૧.૫ |
| ૩ લીલું ખાતર | ૦.૫ થી ૦.૭ | ૦.૧ થી ૦.૨ | ૦.૬ થી ૦.૮ |
| ૪ માછલીનું ખાતર | ૪.૦ થી ૧૦.૦ | ૩.૦ થી ૯.૦ | ૦.૩ થી ૧.૫ |
| ૫ સૂકું રુધિર | ૧૦.૦ | ૧.૫ | ૧.૦ |
| ૬ એરંડીનો ખોળ | ૪.૩ | ૧.૮ | ૧.૩ |
| ૭ કપાસનો ખોળ | ૩.૯ | ૧.૮ | ૧.૬ |
| ૮ કરંજનો ખોળ | ૩.૯ | ૦.૯ | ૧.૨ |

| | | | |
|---|---|---|---|
| ૯ મહુડાનો ખોળ | ૨.૫ | ૦.૮ | ૧.૮ |
| ૧૦ લીમડાનો ખોળ | ૫.૨ | ૧.૦ | ૧.૪ |
| ૧૧ કસુંબાનો ખોળ | ૪.૯ | ૧.૪ | ૧.૨ |
| ૧૨ ઊંડી અથવા પુન્નાનો ખોળ | ૩.૬ | ૧.૫ | ૨.૦ |
| ૧૩ નાળિયેરનો ખોળ | ૩.૦ | ૧.૯ | ૧.૮ |
| ૧૪ મગફળીનો ખોળ | ૭.૩ | ૧.૫ | ૧.૩ |
| ૧૫ જાંબુનો ખોળ | ૪.૯ | ૧.૬ | ૧.૯ |
| ૧૬ અળશીનો ખોળ | ૫.૫ | ૧.૪ | ૧.૩ |
| ૧૭ તલનો ખોળ | ૬.૨ | ૨.૦ | ૧.૨ |
| ૧૮ નાઈગર (Niger)નો ખોળ | ૪.૭ | ૧.૮ | ૧.૩ |
| ૧૯ રેપસીડ (Rape-seed)નો ખોળ | ૫.૨ | ૧.૮ | ૧.૨ |
| ૨૦ કોલસાની રાખ | ૦.૭ | ૦.૪ | ૦.૫ |
| ૨૧ 'શરૂ' ઝાડના લાકડાની રાખ | નહિવત્ | ૧.૫ | ૧૪.૦ |
| ૨૨ 'નિલગીરી' ઝાડના લાકડાની રાખ | નહિવત્ | ૫.૯ | ૨૩.૮ |
| ૨૩ તમાકુના પ્રકાંડની રાખ | નહિવત્ | ૨.૬ | ૩૬.૦ |

### ફર્ટિલાઈઝર્સ

| | | | |
|---|---|---|---|
| ૨૪ એમોનિયમ ક્લોરાઈડ | ૨૫.૦ | — | — |
| ૨૫ એમોનિયમ સલ્ફેટ | ૨૦.૫ | — | — |
| ૨૬ એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ | ૨૬.૦ | — | — |
| ૨૭ એમોનિયમ નાઈટ્રેટ | ૩૩.૦ થી ૩૫.૦ | — | — |
| ૨૮ એમોનિયા એનહાઇડ્રસ | ૮૨.૦ | — | — |
| ૨૯ એમોનિયા દ્રાવણ | ૨૦.૦ થી ૨૫.૦ | — | — |
| ૩૦ એમોનિયમ ફ્લોરાઈડ–કૅલ્શિયમ કાર્બોનેટ | ૧૫.૦ | — | — |
| ૩૧ એમોનિયમ નાઈટ્રેટ એમોનિયા દ્રાવણ | ૩૭.૦ થી ૪૧.૦ | — | — |
| ૩૨ એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ | ૨૬.૦ | — | — |
| ૩૩ કૅલ્શિયમ સાયનેમાઈડ | ૨૧.૦ | — | — |
| ૩૪ કૅલ્શિયમ નાઈટ્રેટ | ૧૫.૦ | — | — |
| ૩૫ કૅલ્શિયમ એમોનિયમ નાઈટ્રેટ | ૨૦.૫ | — | — |
| ૩૬ કૅલ્શિયમ નાઈટ્રેટ-યુરિયા | ૩૪.૦ | — | — |
| ૩૭ યુરિયા | ૪૬.૦ | — | — |
| ૩૮ યુરિયા એમોનિયા દ્રાવણ | ૩૫.૦ થી ૪૫.૦ | — | — |
| ૩૯ યુરિયા-ફૉર્મોલ્ડિહાઇટ મિશ્રણ | ૩૮.૦ | — | — |
| ૪૦ સોડિયમ નાઈટ્રેટ | ૧૬.૦ | — | — |
| ૪૧ (અ) મૉનોએમોનિયમ ફૉસ્ફેટ | ૧૧.૦ | ૪૮.૦ | — |
| (બ) ડાયએમોનિયમ ફૉસ્ફેટ | ૨૧.૦ | ૫૪.૦ | — |
| (ક) નીચી કક્ષાનું એમોનિયમ ફૉસ્ફેટ | ૧૬.૦ | ૨૦.૦ | — |
| ૪૨ એમોનિયમ ફૉસ્ફેટ સલ્ફેટ | ૧૬.૦ | ૨૦.૦ | — |
| ૪૩ બોનમીલ (કાચું) | ૩.૦ થી ૪.૦ | ૨૦.૦ થી ૨૫.૦ | — |
| ૪૪ બોનમીલ (પકવેલું) | ૧.૦ થી ૨.૦ | ૨૫.૦ થી ૩૦.૦ | — |
| ૪૫ પોટાશિયમ નાઈટ્રેટ | ૧૩.૦ | — | ૪૪.૦ |
| ૪૬ કૅલ્શિયમ મેટાફૉસ્ફેટ | — | ૬૩.૦ થી ૬૫.૦ | — |
| ૪૭ ડાયકૅલ્શિયમ ફૉસ્ફેટ | — | ૩૪.૦ થી ૩૯.૦ | — |
| ૪૮ બેઝિક સ્લૅગ | — | ૧૪.૦ થી ૧૮.૦ | — |
| ૪૯ પ્રવાહી ફૉસ્ફેરિક ઍસિડ | — | ૧૩.૦ થી ૧૫.૦ | — |
| ૫૦ રૉક ફૉસ્ફેટ | — | ૨૦.૦ થી ૪૦.૦ | — |
| ૫૧ સુપર ફૉસ્ફેટ (સીંગલ) | — | ૧૬.૦ થી ૨૦.૦ | — |
| ૫૨ સુપર ફૉસ્ફેટ (ડબલ) | — | ૩૦.૦ થી ૩૫.૦ | — |

૫૩ સુપર ફૉસ્ફેટ (ટ્રીપલ) — ૪૫.૦ થી ૫૦.૦ —
૫૪ પોટાશિયમ ક્લોરાઈડ — — ૫૦.૦ થી ૬૦.૦
૫૫ પોટાશિયમ સલ્ફેટ — — ૪૮.૦ થી ૫૨.૦

હવે, આપણે નિમ્નલિખિત અગત્યનાં ખાતરો અને ફર્ટિલાઈઝર્સના ઉપયોગો વિષેની મહત્ત્વની હકીકતોનો અભ્યાસ કરીએ:

(૧) કદયુક્ત કાર્બનિક ખાતરો (bulky organic manures):
- (ક) છાણિયું ખાતર (farmyard manure)
- (ખ) લીલું ખાતર (green manure)
- (ગ) ગટર-ખાતર (sewage manure)
- (ઘ) પ્રાણીદેહજન્ય ખાતર (slaughter-house waste manure)

(૨) ફર્ટિલાઈઝર્સ (fertilizers):
- (ક) નાઇટ્રોજનયુક્ત ફર્ટિલાઇઝર્સ (nitrogenous fertilizers)
- (ખ) ફૉસ્ફરસયુક્ત ફર્ટિલાઈઝર્સ (phosphatic fertilizers)
- (ગ) પોટાશિયમયુક્ત ફર્ટિલાઇઝર્સ (potassic fertilizers)
- (ઘ) મિશ્ર ફર્ટિલાઈઝર્સ (mixed fertilizers)

### (૧) કદયુક્ત કાર્બનિક ખાતરો

આ કાર્બનિક ખાતરોમાં પોષકતત્ત્વોનું પ્રમાણ ઘણું ઓછું હોવાથી જરૂરી લાભ માટે તેઓનો ઘણો મોટો જથ્થો વાપરવો પડે છે.

**(ક) છાણિયું ખાતર:** પાળતું જાનવરોના વણ-વપરાયેલા ઘાસચારા અને મળમૂત્રમાંથી આ ખાતર બને છે. તેમાં મુખ્યત્વે નાઈટ્રોજન, ફૉસ્ફરસ અને પોટાશિયમ હોય છે. જો છાણ અને મૂત્રનો વ્યવસ્થિત અને યોગ્ય રીતો દ્વારા સંગ્રહ કરવામાં ન આવે તો તેઓમાંનાં પોષકતત્ત્વો, સૂર્યપ્રકાશ તેમજ વરસાદનાં પરિબળોથી વાયુસ્વરૂપમાં પરિવર્તન પામી નષ્ટ થાય છે. મૂત્ર જ્યારે પાણીના સંપર્કમાં આવે છે ત્યારે તે વાયુસ્વરૂપે એમોનિયા-ના રૂપમાં નાશ પામે છે. વળી, છાણના ઉકરડાને લાંબા સમય સુધી ખુલ્લો રાખવામાં આવે છે ત્યારે સૂર્યની ગરમીથી અને વરસાદના પાણીથી નાઇટ્રોજન અને ફૉસ્ફોરિક ઍસિડનાં તત્ત્વો નાશ પામે છે. આ રીતે છાણિયા ખાતરનાં તત્ત્વો બેદરકારીથી નષ્ટ ન થાય તે માટે કૃષિકારોએ વૈજ્ઞાનિક પદ્ધતિઓ દ્વારા તેની માવજત કરવી જોઈએ.

છાણિયા ખાતરના ઉપયોગ માટે એક અગત્યની હકીકત એ છે કે તેને વાવણી પહેલાં ખેતરની માટી સાથે જેમ બને તેમ ઝડપથી ભેળવી દેવું જોઈએ; જો તેના નાના ઢગલા કરવામાં આવે અથવા તો જમીનના ઉપરના સ્તરમાં લાંબા સમય સુધી નાખી રાખવામાં આવે તો તેનાં પોષકતત્ત્વો નાશ પામે છે.

આ ઉપરાંત, છાણિયા ખાતરમાંથી નાઈટ્રોજન તત્ત્વ ઝડપથી નષ્ટ ન થાય તે માટે જીપ્સમ અને સુપરફૉસ્ફેટ જેવાં રાસાયણિક 'પ્રતિરક્ષી' (preservative) સાથે શરૂઆતથી જ તેનું મિશ્રણ કરવું જોઈએ. સુપર ફૉસ્ફેટ વાપરવાથી નાઈટ્રોજન એમો-નિયામાં પરિવર્તન થવાનો દર ઘટે છે, તદ્ઉપરાંત, તેમાં ફૉસ્ફરસનું પ્રમાણ વધતાં વધારે ફાયદાકારક બને છે. બટાટા, ટમેટા, શક્કરિયાં, મૂળો, ફ્લાવર, ડુંગળી, લસણ, શેરડી, શણ, કેળ, દ્રાક્ષ, સફરજન, આંબો, જામફળ વગેરે માટે છાણિયું ખાતર ઘણું જ ફાયદા-કારક છે.

**(ખ) લીલું ખાતર:** લીલી ધાન્ય-વનસ્પતિઓ અને વનસ્પતિનાં લીલાં અંગોને જમીનમાં દાટવાથી તેનાં પોષકતત્ત્વોને જમીનની ફળદ્રુપતામાં વધારો કરે છે. આ માટેની ભિન્ન ભિન્ન રીતોમાં કેટલીક વખત મુખ્ય પાકની સાથે જ ખાતર તરીકે ઉપયોગમાં લેવા-નારી વનસ્પતિનું વાવેતર કરવામાં આવે છે; જ્યારે, બીજી રીતમાં ઝાડ અને ક્ષુપ (shrub)ની લીલી ડાળીઓને જમીનમાં દાટવામાં આવે છે.

લીલા ખાતરના સંપૂર્ણ લાભ માટે વરસાદની ખાસ આવશ્યકતા રહે છે, કારણ કે તેની અછતને પરિણામે વનસ્પતિઅંગો યોગ્ય રીતે કહોવાતાં નથી અને તેથી જમીનમાં નુકસાનકારક જીવાણુઓનો ઉપદ્રવ વધી જતાં વનસ્પતિ ઘણા રોગોનો ભોગ બને છે.

લીલું ખાતર વાપરવાથી જમીનમાં નાઇટ્રોજન ઉપરાંત 'હ્યુમસ' (humus) પણ વધે છે. સામાન્ય રીતે

લીલું ખાતર બનાવવા માટે જે પાકનો ઉપયોગ કરવાનો હોય તે પાક જ્યારે પુષ્પોત્પત્તિ (flowering) અવસ્થામાં આવે ત્યારે જ તેને જમીન સાથે ભેળવી નાખવો જોઈએ. કેટલીક વનસ્પતિઓને નિશ્ચિત સમયની વૃદ્ધિ બાદ ખાતર તરીકે ઉપયોગમાં લેવાય છે. શીંબી કુળની વનસ્પતિઓ લીલું ખાતર બનાવવા માટે ઘણી જ ઉપયોગી છે, કારણ કે તેઓ વાતાવરણના નાઈટ્રોજનનું જમીનમાં સ્થાયિકરણ (fixation) કરે છે. સામાન્ય રીતે ઝડપી વૃદ્ધિ અને લીલાં તેમજ રસદાર અંગો ધરાવતી વનસ્પતિઓ આ જાતનાં ખાતર બનાવવા માટે ઘણી જ ઉપયોગી થઈ પડે છે.

આ ઉપરાંત, લીલા ખાતરના ઉપયોગ માટેની એક વિશિષ્ટ અગત્ય એ છે કે તેનું જમીનમાં સંપૂર્ણ વિઘટન થયા બાદ જ તે જમીનમાં બિયારણની વાવણી કરવી જોઈએ, નહિતર તે અનેક રીતે નુકસાનકારક નીવડે છે. ઓછા વરસાદ અથવા તો સિંચાઈની સગવડ વગરના પ્રદેશો માટે લીલું ખાતર લાભદાયી નથી. કપાસ અને શેરડીના પાક માટે લીલું ખાતર ઘણું જ લાભદાયી છે.

**(ગ) ગટર-ખાતર:** મનુષ્યો અને પાળતું પ્રાણીઓની પાચનક્રિયાઓ લગભગ સરખી હોવાથી મનુષ્યનાં મળમૂત્ર પણ પોષક તત્ત્વો ધરાવે છે. મોટાં શહેરોમાં મળમૂત્ર માનવજાતની તંદુરસ્તી માટે નુકસાનકારક હોઈ ગટર-યોજના મારફતે તેઓનો નિકાલ કરી ખાતર તરીકે વાપરવામાં આવે છે. છાણિયા ખાતરની સરખામણીએ આ ખાતરમાં કાર્બનિક તત્ત્વો અને પોટાશિયમ ઓછાં હોય છે, પરંતુ તેમાં નાઈટ્રોજન અને ફૉસ્ફરસનું પ્રમાણ ઘણું વધારે હોય છે.

અન્ય ખાતરોની સરખામણીએ, ભારતમાં આ ખાતરનો ઉપયોગ ઘણા ઓછા પ્રમાણમાં થાય છે. સામાન્ય રીતે, ખેતરમાં ૨ થી ૩ ફૂટ ઊંડા ખાડા કરવામાં આવે છે કે જેમાં મળમૂત્ર એકત્ર થાય છે. ત્યાર બાદ તેની પર કચરો નાખી કહોવાવા દેવામાં આવે છે અને તેનું સંપૂર્ણ વિઘટન થયા બાદ ખાતર તરીકે ઉપયોગમાં લેવાય છે. ગટર-ખાતર તૈયાર કરવા માટે ઘણી કાળજીપૂર્વકનું વ્યવસ્થિત તંત્ર હોવું અગત્યનું છે, કારણ કે તેના અભાવે માખીઓ અને જંતુઓનો ઉપદ્રવ વધી જતાં માનવ-તંદુરસ્તીને ઘણી હાનિ પહોંચે છે.

આ અગત્યનું કદયુક્ત કાર્બનિક ખાતર છે, કારણ કે તે કાર્બનિક અને પોષકતત્ત્વો પૂરાં પાડે છે. સામાન્યરીતે, ગટર-ખાતરના ઘન (solid) અને પ્રવાહી (liquid) ભાગોને અલગ કરીને વાપરવામાં આવે છે. ઘન ભાગ નાઈટ્રોજન અને ફૉસ્ફરસ ઉપરાંત બોરોન, મૅંગેનિઝ, તાંબુ અને જસત ધરાવે છે; જ્યારે પ્રવાહી ભાગમાં નાઈટ્રોજન, ફૉસ્ફરસ અને પોટાશનું પ્રમાણ વધારે હોય છે.

છાણિયા ખાતરના ઉપયોગની રીતો પ્રમાણે જ ગટર-ખાતર વાપરી શકાય છે. ઓટ, જુવાર, મકાઈ, શેરડી, કોબી, ફ્લાવર, ભીંડા, વટાણા, રીંગણ, વગેરે માટે આ ખાતર ઘણું જ ઉપયોગી છે. લસણ, ડુંગળી, મૂળો, ગાજર વગેરે માટે આ ખાતર વાપરવું યોગ્ય નથી, કારણ કે તેનાથી રોગ ફેલાવાનો સંભવ છે.

**(ઘ) પ્રાણીદેહજન્ય ખાતર:** કતલખાનામાં પ્રાણીઓની કતલ બાદ રુધિર, બિનઉપયોગી માંસ અને હાડકાંનો પણ ખાતર તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

પ્રાણીની કતલ વખતે વહી જતા રુધિરને નળી મારફતે વાસણમાં એકઠું કરી સૂકવી દેવામાં આવે છે અને ત્યાર બાદ તેનો ઝીણો ભૂકો કરી ખાતર તરીકે વાપરવામાં આવે છે. અખાદ્ય માછલીઓને પણ સૂકવી નાખી તેનો ભૂકો કરી ખાતર બનાવવામાં આવે છે. સામાન્ય રીતે માછલીમાંથી તેલ અને બીજા પ્રવાહી પદાર્થો બનાવ્યા બાદ બાકી રહેલા ઘન ભાગમાંથી ખાતર બનાવવાનું આર્થિક રીતે લાભદાયી છે. પ્રાણીદેહજન્ય ખાતરો નાઈટ્રોજન, ફૉસ્ફરસ અને પોટાશ એમ ત્રણે પ્રકારનાં મહત્ત્વનાં તત્ત્વો ધરાવતાં હોવાથી કૃષિ માટે ઘણાં જ લાભદાયી છે. વળી, આ ખાતરો મોટાભાગના પાકોને જલ્દીથી પોષકતત્ત્વો પૂરાં પાડે છે. આ ખાતરોના ઉપયોગ માટે એક અગત્યની હકીકત ધ્યાનમાં રાખવી જોઈએ કે તેઓનો ઘણો જ બારીક ભૂકો કરવો જોઈએ અને તેનું જમીનના કણોની સાથે બરોબર મિશ્રણ કરવું જોઈએ.

## ૨ ફર્ટિલાઇઝર્સ

પ્રગતિશીલ દેશોમાં કૃષિક્ષેત્રે ફર્ટિલાઇઝર્સનો વૈજ્ઞાનિક પદ્ધતિએ ઘણો ઉપયોગ કરવામાં આવે છે. સિંચાઈ અને વરસાદવાળા પ્રદેશોમાં ફર્ટિલાઈઝર્સ ઘણાં ફાયદાકારક છે; જ્યારે સૂકા પ્રદેશો માટે સંપૂર્ણ ફાયદો લેવો મુશ્કેલ છે. નિમ્નલિખિત ચાર પ્રકારનાં ફર્ટિલાઇઝર્સ ખેતી માટે ઘણાં જ ઉપયોગી છે.

**(ક) નાઈટ્રોજનયુક્ત ફર્ટિલાઈઝર્સ:** વાતાવરણનો મુખ્ય નાઈટ્રોજન વનસ્પતિને લભ્ય નથી, અને તેથી, સોડિયમ નાઈટ્રેટ, એમોનિયમ સલ્ફેટ, એમોનિયમ નાઈટ્રેટ, એમોનિયમ ફૉસ્ફેટ, કૅલ્શિયમ નાઈટ્રેટ, કૅલ્શિયમ સાયનેમાઇડ, યુરિયા, એમોનિયમ ક્લોરાઈડ, કૅલ્શિયમ એમોનિયમ નાઈટ્રેટ, એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ, વગેરે અગત્યનાં ફર્ટિલાઈઝર્સનો ઉપયોગ કરવામાં આવે છે.

નાઈટ્રોજનયુક્ત ફર્ટિલાઈઝર્સમાં નાઈટ્રેટ ધરાવતાં ફર્ટિલાઈઝર્સ ઘણી ધાન્ય વનસ્પતિઓને અનુકૂળ છે. નાઈટ્રેટ ફર્ટિલાઈઝર્સનું વનસ્પતિ ઝડપથી શોષણ કરી શકે છે અને 'નાઈટ્રેટ' રૂપે નાઈટ્રોજન મેળવી શકે છે. પ્રમાણસર ભેજવાળી જમીનમાં ઉપરના સ્તરમાં નાઈટ્રેટ ફર્ટિલાઈઝર્સ ભેળવી નાખવાં હિતાવહ છે. જો જમીનમાં ભેજનું પ્રમાણ વધારે હોય તો અપક્ષાલનની ક્રિયા દ્વારા નાઈટ્રેટનું નાઈટ્રાઈટ અને ત્યાર બાદ વાયુ સ્વરૂપે નાઈટ્રોજન થઈ ઊડી જવાથી નુકસાન થાય છે. વધારે ભેજવાળી જમીન માટે એમોનિયા ફર્ટિલાઈઝર્સ ઘણાં ઉપયોગી છે, કારણ કે તેના નાઈટ્રોજનનું જમીનમાં સહેલાઈથી શોષણ થાય છે અને વરસાદ તથા સિંચાઈના પાણીથી તેનું અપક્ષાલન થતું નથી. જો નાઈટ્રોજનયુક્ત ફર્ટિલાઈઝરનું થોડુંક પ્રમાણ વાપરવું હોય તો વાવણી પહેલાં જમીનના ઉપરનાં સ્તરમાં ભેળવી નાખવું જોઈએ. વધારે પ્રમાણમાં વપરાશ હોય તો અમુક સમયના અંતરે જમીનના ભિન્ન ભિન્ન ઊંડાઈવાળાં સ્તરોમાં તેનું મિશ્રણ કરવું જોઈએ.

વાવણી કર્યા બાદ પણ નાઈટ્રોજનયુક્ત ફર્ટિલાઈઝર્સનો ઉપયોગ કરી શકાય છે. ઋતુપાક (seasonal crop) માટે વાવણી પછી ત્રણથી ચાર અઠવાડિયાં બાદ તેઓનો ઉપયોગ થઈ શકે છે, અને પુષ્પોત્પત્તિ સમય અગાઉનાં ત્રણ-ચાર અઠવાડિયાં સુધી તે ચાલુ રાખવો જોઈએ કે જેથી પાકમાં સારો ફાયદો લઈ શકાય. વનસ્પતિનાં પર્ણો પર ફર્ટિલાઈઝરના કણો ન પડવા જોઈએ; નહિતર તે નુકસાન કરે છે. દીર્ઘાયુ વનસ્પતિ (perennial plants) માટે તેના થડની આજુબાજુની બે ફૂટ અંતર સુધીની જમીનમાં ફર્ટિલાઈઝરનું મિશ્રણ કરવું જોઈએ. યુરિયા ફર્ટિલાઈઝર અંકુરણ પામતાં બીજને નુકસાન કરતું હોઈ, વાવણી પછી તરત જ તેનો ઉપયોગ હિતાવહ નથી. બાજરી, ઘઉં, શેરડી, શણ, તમાકુ, વગેરે, માટે આ જાતનાં ફર્ટિલાઈઝર્સ ઘણાં જ ઉપયોગી છે.

**(ખ) ફૉસ્ફરસયુક્ત ફર્ટિલાઈઝર્સ:** આ ફર્ટિલાઈઝર્સના ફૉસ્ફરસ તત્ત્વને 'ફૉસ્ફરસ પેન્ટાઑક્સાઈડ' ($P_2O_5$) ના પ્રતિશત (percentage) ના રૂપમાં દર્શાવવું જોઈએ; પરંતુ, રૂઢિગત રીતે, તેને 'ફૉસ્ફૉરિક ઍસિડ' તરીકે ઓળખવામાં આવે છે. મહદ્ અંશે ફૉસ્ફરસયુક્ત ફર્ટિલાઈઝર્સ પાણીમાં દ્રાવ્ય હોય છે અને તેથી વનસ્પતિને $H_2PO_4$ આયન (ion) ના રૂપમાં ફૉસ્ફરસ સહેલાઈથી પ્રાપ્ત થાય છે. વળી, પાણીમાં દ્રાવ્ય એવો ફૉસ્ફૉરિક ઍસિડ જમીનમાં અદ્રાવ્ય રૂપમાં ફેરવાઈ જતો હોવાથી અપક્ષાલનની ક્રિયા દ્વારા તેનો જલ્દીથી નાશ થતો નથી. તટસ્થ (neutral) અને આલ્કિય (alkaline) જમીન માટે આ જાતનાં ફર્ટિલાઈઝર્સ ઘણાં જ લાભદાયી છે, પરંતુ આમ્લિય (acidic) જમીન માટે જરૂરી ફાયદાકારક નથી, કારણ કે તેઓ અપ્રાપ્ય લોહ, એલ્યુમિનિયમ અને મૅંગેનિઝમાં રૂપાંતર પામે છે. સુપરફૉસ્ફેટ, એમોનિયમ ફૉસ્ફેટ, હાયપરફૉસ્ફેટ, બેઝિક સ્લૅગ અને બોનમીલ આ શ્રેણીનાં મુખ્ય ફર્ટિલાઈઝર્સ છે. આમ્લિય જમીન માટે બોનમીલ અને હાયપરફૉસ્ફેટ વાપરી શકાય છે. ફૉસ્ફરસયુક્ત ફર્ટિલાઈઝર્સ મુખ્યત્વે જમીનમાં પ્રસરણ પામતાં નહીં હોઈ, વનસ્પતિના મૂળની નજીકમાં અને તેટલી જ ઊંડાઈએ નાખવાં જોઈએ કે જેથી તે ઝડપથી લભ્ય બની શકે. બાજરી, ઘઉં, જુવાર, કોબી, ફ્લાવર, બટાટા, શેરડી, મોસંબી, નારંગી, વગેરે માટે આ ફર્ટિ-

લાઈઝર્સ ઘણાં જ ફાયદાકારક છે.

**(ગ) પોટાશિયમયુક્ત ફર્ટિલાઈઝર્સ:** વનસ્પતિને પોટાશિયમ તત્ત્વ પૂરું પાડવા માટે આ ફર્ટિલાઈઝર્સનો ઉપયોગ કરવામાં આવે છે અને તેને 'પોટાશિયમ ઑક્સાઈડ' ($K_2O$) ના રૂપમાં દર્શાવવામાં આવે છે. પોટાશિયમ ક્લોરાઈડ (મ્યુરેટ ઑફ પોટાશ), પોટાશિયમ સલ્ફેટ, પોટાશિયમ નાઈટ્રેટ, વગેરે ફર્ટિલાઈઝર્સ ઘણાં અગત્યનાં છે. કેટલીક વનસ્પતિનાં લાકડાંની રાખનો ઉપયોગ પણ મુખ્યત્વે નારંગી, જામફળ, આંબો, કેળ, બટાટા, ટમેટા, વગેરે માટે જરૂરી 'પોટાશ' તત્ત્વની પ્રાપ્તિ માટે થાય છે. લગભગ બધાં જ પોટાશિયમયુક્ત ફર્ટિલાઈઝર્સ પાણીમાં દ્રાવ્ય હોવાથી વનસ્પતિને લભ્ય છે. બટાટા અને ટમેટા માટે જમીનમાં ક્લોરિનની હાજરી જરૂરી નહીં હોઈ પોટાશિયમ સલ્ફેટ વધારે લાભદાયી છે; જ્યારે બીજી વનસ્પતિઓ માટે પોટાશિયમ ક્લોરાઈડ વધારે ફાયદાકારક છે. આ જાતનાં ફર્ટિલાઈઝર્સ પોટાશિયમયુક્ત ફર્ટિલાઈઝર્સ કરતાં ઝડપથી અને નાઈટ્રોજનયુક્ત ફર્ટિલાઈઝર્સ કરતાં ધીમેથી જમીનમાં પ્રસરે છે. વાવણી પહેલાં તેમજ પછી પણ આ શ્રેણીનાં ફર્ટિલાઈઝર્સનો ઉપયોગ થઈ શકે છે.

**(ઘ) મિશ્ર ફર્ટિલાઈઝર્સ:** આ જાતનાં ફર્ટિલાઈઝર્સ વનસ્પતિને એક કરતાં વધારે તત્ત્વો પૂરાં પાડે છે. આ ફર્ટિલાઈઝર્સ ઉત્પાદનની દૃષ્ટિએ વધારે કિંમતી હોવા છતાં પણ વનસ્પતિને વધારે પ્રમાણમાં પોષકતત્ત્વો પૂરાં પાડતાં હોવાથી પરિણામે લાભદાયી છે. નાઈટ્રો ફૉસ્ફેટ અને એમોનિયમ ફૉસ્ફેટ મિશ્ર ફર્ટિલાઈઝર્સ તરીકે ઘણાં જ ઉપયોગમાં લેવાય છે. આ ઉપરાંત, બીજાં અનેક ફર્ટિલાઈઝર્સના મિશ્રણનો ઉપયોગ ખેતી માટે કરી શકાય છે; પરંતુ દરેક ફર્ટિલાઈઝર જમીન, પાક, સમય અને પરિસ્થિતિ માટે વિશિષ્ટ ગુણો ધરાવતું હોઈ, તેઓના મિશ્રણના પ્રમાણ અને પ્રકાર વિષેની સંપૂર્ણ સાવચેતી રાખવી જોઈએ; નહીંતર તેઓનો ઉપયોગ યોગ્ય વળતરમાં પરિણમતો નથી. કોઠા ૨ માં અગત્યનાં ફર્ટિલાઈઝર્સના મિશ્રણ વિષેની ઘણી જ ઉપયોગી માહિતી સરખી રીતે સમજાવેલી છે.

### કોઠો ૨*

### વિવિધ ફર્ટિલાઈઝર્સ મિશ્રણ વિષેની માહિતી

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | બ | અ | બ | ક | ક | અ | અ | અ | અ | ક | ક | (૧) |
| બ | × | ક | બ | ક | ક | અ | બ | બ | બ | ક | ક | (૨) |
| અ | ક | × | બ | ક | અ | અ | બ | બ | બ | ક | ક | (૩) |
| બ | બ | બ | × | બ | બ | અ | બ | બ | બ | બ | બ | (૪) |
| ક | ક | ક | બ | × | અ | અ | ક | અ | અ | ક | અ | (૫) |
| ક | ક | અ | બ | અ | × | અ | ક | અ | અ | ક | અ | (૬) |
| અ | અ | અ | અ | અ | અ | × | અ | અ | અ | અ | અ | (૭) |
| અ | બ | બ | બ | ક | ક | અ | × | અ | અ | અ | ક | (૮) |
| અ | બ | બ | બ | અ | અ | અ | અ | × | અ | અ | બ | (૯) |
| અ | અ | બ | બ | અ | અ | અ | અ | અ | × | અ | બ | (૧૦) |
| ક | ક | ક | બ | ક | ક | અ | અ | અ | અ | × | ક | (૧૧) |
| ક | ક | ક | બ | અ | અ | અ | ક | બ | બ | ક | × | (૧૨) |

૧ એમોનિયમ સલ્ફેટ
૨ એમોનિયમ ક્લોરાઈડ
૩ કૅલ્શિયમ એમોનિયમ નાઈટ્રેટ
૪ યુરિયા
૫ બેઝિક સ્લૅગ
૬ કૅલ્શિયમ કાર્બોનેટ
૭ બોનમીલ
૮ સુપર ફૉસ્ફેટ
૯ પોટાશિયમ ક્લોરાઈડ
૧૦ પોટાશિયમ સલ્ફેટ
૧૧ છાણિયું ખાતર
૧૨ વનસ્પતિ અંગોની રાખ

અ = મિશ્રણ કરી શકાય તેવાં ફર્ટિલાઈઝર્સ
બ = ફક્ત ઉપયોગ કરતાં અગાઉ જ મિશ્રણ કરી શકાય તેવાં ફર્ટિલાઈઝર્સ
ક = રાસાયણિક પ્રક્રિયાઓને કારણે મિશ્રણ ન કરી શકાય તેવાં ફર્ટિલાઈઝર્સ

* 'Soils, Manures & Fertilizers' by A. K. Dutt (I. C. A. R., New Delhi) માંથી સાભાર પ્રસ્તુત.

ખાતરો અને ફર્ટિલાઈઝર્સના ઉપયોગની રીતો વિષેની ઉપરોક્ત માહિતી કૃષિકારો માટે ઘણી અગત્યની અને ઉપયોગી છે. આપણા દેશનાં બધાં જ રાજ્યો જમીન, પાણી, પાક અને આબોહવા માટે પોતપોતાની આગવી વિશિષ્ટતાઓ ધરાવે છે. વળી, એક જ રાજ્યના ભિન્ન ભિન્ન વિભાગોમાં આ પ્રકારની વિશિષ્ટતાઓ અસ્તિત્વમાં છે. આ ઉપરાંત, દરેક ખાતર તેમજ ફર્ટિલાઈઝર પણ પોતાની પેદાશ અને ઉપયોગ વિષેની વિશિષ્ટતા ધરાવતું હોઈ, વિવિધ પ્રદેશોમાં તેઓના પ્રકાર, પ્રમાણ અને ઉપયોગની રીતોમાં જરૂરી ફેરફારો રહેવાના જ. આ કારણોસર કોઈ પણ ખાતર અથવા ફર્ટિલાઈઝરનો ઉપયોગ કરતાં પહેલાં પોતાની જમીન, પાણી, આબોહવા અને પાક, વગેરેની સંપૂર્ણ માહિતી મેળવી લીધા બાદ નિષ્ણાત વ્યક્તિઓનાં સલાહ-સૂચનોનો લાભ જરૂર લેવો જોઈએ કે જેથી તેઓનો ઉપયોગ યોગ્ય વળતરમાં પરિણમે અને કોઈ પણ જાતનું નુકસાન થાય નહીં.

*

# મહાન મનોવૈજ્ઞાનિકો : ૧ જી. સ્ટૅન્લી હૉલ

**શાંતિલાલ એસ. કાનાવાળા**

ઈ. સ. ૧૪૯૨માં કોલંબસે શોધેલી નવી ભૂમિ તે અમેરિકા. આજે અનેક ક્ષેત્રોમાં તે આગળ વધેલો દેશ ગણાય છે. વીસમી સદીના પ્રારંભમાં મનોવિજ્ઞાનનો અભ્યાસ અમેરિકામાં વિવિધ રૂપે થવા માંડ્યો. અમેરિકામાં આધુનિક મનોવિજ્ઞાનનો આરંભ કરવાનું શ્રેય વિલિયમ જેમ્સને ફાળે જાય છે.



જેમ્સ પછી સ્ટૅન્લી હૉલ, કેટેલ, બૉલ્ડવીન, વૉટ્સન, હંટર લેમ્યુલી સૅન્ડફર્ડ, વગેરેએ મનોવિજ્ઞાનના વિકાસને વેગ આપ્યો. અમેરિકામાં મનોવિજ્ઞાનની પ્રયોગશાળા સ્થાપવાનું શ્રેય તેમ જ મનોવિજ્ઞાનનો વિકાસ કરવામાં તેમનો ફાળો નાનોસૂનો નથી.

### જન્મ અને શિક્ષણ

સ્ટૅન્લી હૉલનો જન્મ ઈ. સ. ૧૮૪૪માં બૉસ્ટન નજીક આવેલા ઍશફીલ્ડ નામના પરગણામાં ખેડૂત કુટુંબમાં થયો હતો. પિતાની ઇચ્છા તો થોડું ઘણું ભણાવી ખેતી કરાવવાની હતી. પરંતુ, માતાની પ્રેરણાથી તેઓએ ધાર્મિક શિક્ષણ મેળવી પાદરી તરીકે કામ શરૂ કર્યું. ઈ. સ. ૧૮૬૩માં તેઓ વિલિયમ્સ કૉલેજમાં દાખલ થયા. ત્યાં તેમણે ચાર વર્ષ અભ્યાસ કર્યો. દર્શનશાસ્ત્રમાં હૉલને મૂળથી રુચિ હતી. આ માટે જૉન સ્ટુઅર્ટ મીલનો પ્રભાવ જવાબદાર હતો. તેઓ ડાર્વિનના વિકાસ-સિદ્ધાંતના પણ પ્રશંસક હતા. દર્શનશાસ્ત્રમાં રુચિ હોવાને કારણે ઈ. સ. ૧૮૬૮માં હૉલ જર્મની ગયા, અને ત્રણ વર્ષ સુધી દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરી પાછા આવ્યા. એમણે વ્યવસાયનું કોઈ સ્વરૂપ નિશ્ચિત નહોતું કર્યું. ઈ. સ. ૧૮૭૨–'૭૬ સુધી ઍન્ટીયોક કૉલેજ, ઓહાયોમાં અંગ્રેજી ભાષા, આધુનિક ભાષાઓ અને દર્શનશાસ્ત્રમાં શિક્ષણ કાર્ય કર્યું. ત્યાર બાદ તેઓ હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રમુખ ઇલિયટ સાથે સંપર્કમાં આવ્યા, અને હાર્વર્ડમાં જ અધ્યાપક તરીકે તેમણે સેવાઓ આપી. આ જ યુનિવર્સિટી તરફથી તેઓ ઈ. સ. ૧૮૭૮માં પી. એચ. ડી.ની ડિગ્રી પ્રાપ્ત કરી. ત્યાર બાદ તેમણે જર્મની જઈ

વુન્ટના નિર્દેશન હેઠળ પ્રાયોગિક મનોવિજ્ઞાન સંબંધી પ્રયોગો કરવાનું શિક્ષણ મેળવ્યું.

### બધામાં પ્રથમ

સ્ટૅનલી હૉલે સૌ પ્રથમ હાર્વર્ડ યુનિવર્સિટીમાંથી પી. એચ. ડી. ડિગ્રી લીધી હતી. એટલું જ નહીં પણ જર્મની જઈ પ્રાયોગિક મનોવિજ્ઞાનનો અભ્યાસ કરી અમેરિકામાં ઈ.સ. ૧૮૮૩માં મનોવિજ્ઞાનની પ્રથમ પ્રયોગશાળા તેમણે સ્થાપી. વિલિયમ જેમ્સ અને લૈડની પ્રયોગશાળા તે પૂર્વે કામ કરતી હતી, પણ તેમની પ્રયોગશાળામાં શરીર-વિજ્ઞાનને લગતા પ્રયોગો થતા હતા. તેથી, મનોવિજ્ઞાનની સૌ પ્રથમ પ્રયોગશાળા સ્થાપવાનું માન સ્ટૅન્લી હૉલને ફાળે જાય છે. કલાર્ક યુનિવર્સિટીના સૌથી પ્રથમ પ્રમુખ ચૂંટાવાનું માન પણ તેમને ફાળે જાય છે. (ઇ. સ. ૧૮૮૮). આ યુનિવર્સિટીમાં તેમણે શિક્ષણ અને મનોવિજ્ઞાન સંબંધી અભ્યાસ તેમ જ સંશોધનનો સારો એવો પ્રબંધ કર્યો હતો. આ ઉપરાંત, અંગ્રેજી ભાષામાં સૌથી પહેલું સામયિક 'The American Journal of Psychology' (ઈ. સ. ૧૮૮૭) શરૂ કરનાર તેઓ પ્રથમ હતા. આ ઉપરાંત, મનોવિજ્ઞાનને લગતાં સાહિત્યના વિસ્તરણ અર્થે અનેક નવાં સામયિકો પણ હૉલે શરૂ કર્યાં હતાં. સૌથી વિશેષ વાત તો તેમને માટે એ છે કે તેઓ 'અમેરિકન સાયકૉલૉજિકલ એસોસીએશન'ના પ્રથમ પ્રમુખ તરીકે ચૂંટાયા હતા, અને આ સંસ્થાના સંગઠન અને વિકાસમાં પણ એમણે અત્યંત મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો હતો.

### મનોવૈજ્ઞાનિક સાહિત્યનું પ્રદાન

મનોવિજ્ઞાનના વિકાસને વ્યવસ્થિત કરવા તેમ જ તેના જ્ઞાનને લોકસમુદાય સુધી પહોંચાડવા માટે તેમણે કેટલાંક સામયિકોનું સંપાદન કર્યું, ઉપયોગી લેખો લખ્યા અને પુસ્તકો પણ રચ્યાં. 'અમેરિકન જર્નલ ઑફ સાયકૉલૉજી', 'ધી પેડૉલૉજિકલ સેમીનરી' જે પાછળથી 'ધી જર્નલ ઑફ જેનેટિક સાયકૉલૉજી' (ઇ. સ. ૧૯૨૭) તરીકે ઓળખાયું. ત્યાર બાદ ઈ. સ. ૧૯૧૭માં 'જર્નલ ઑફ ઍપ્લાઈડ સાયકૉલૉજી' પ્રકાશિત કર્યું. આ બધાં જ સામયિકો ઉત્તરોત્તર વિકાસ પામ્યાં અને આજે પણ તેમની પ્રતિષ્ઠા મનોવિજ્ઞાનના જગતમાં ઘણી છે.

શૈક્ષણિક મનોવિજ્ઞાન, બાળ મનોવિજ્ઞાન તેમજ સામાન્ય મનોવિજ્ઞાન સંબંધી મહત્ત્વપૂર્ણ પુસ્તકો સ્ટૅન્લી હૉલે લખ્યાં છે. એમનું અત્યંત પ્રસિદ્ધ પુસ્તક 'ઍડોલેસન્સ' લગભગ ૧૩૦૦ પાનાંનું બે ભાગમાં તૈયાર થયેલું ઈ. સ. ૧૯૦૪માં પ્રકાશિત થયું. એનું સંક્ષિપ્ત સંસ્કરણ ઇ. સ. ૧૯૦૬માં 'યુથ: ઇટ્સ એજ્યુકેશન, રિજીન ઍન્ડ હાઇજીન' બહાર પડયું હતું. તેમનાં બીજાં પુસ્તકોમાં 'આસ્પેક્ટસ્ ઑફ લાઈફ ઍન્ડ એજ્યુકેશન', 'જેનેટિક ફિલૉસૉફી ઑફ એજ્યુકેશન', વગેરે મહત્ત્વનાં છે.

### યુગપ્રવર્તક

સ્ટૅન્લી હૉલમાં અપાર સંગઠન–શક્તિ હતી. તેમણે મનોવિજ્ઞાનના વિકાસ તથા પ્રસારણમાં એવી યોજના બનાવી કે જે ભવિષ્યમાં અત્યંત ઉપયોગી થઈ. તેમના શિષ્યોમાં જૉન ડિવી, જે. એમ. કેટેલ, જેસ્ટ્રો, સૅન્ડફર્ડ, વગેરે હતા, જેમણે અમેરિકામાં મનોવિજ્ઞાનના વિકાસમાં આગળ જતાં ખૂબ જ મોટો ફાળો આપ્યો. હૉલ મનોવિજ્ઞાનના અભ્યાસમાં એકીકરણ પર ભાર મૂકતા હતા. તેમણે કરેલા મનોવૈજ્ઞાનિક પ્રયોગો મહત્ત્વપૂર્ણ સાબિત થયા નહીં, છતાં બાળ મનોવિજ્ઞાન, કિશોર મનોવિજ્ઞાન અને વિકાસાત્મક મનોવિજ્ઞાનમાં તેમનાં કાર્યથી ઘણું બળ મળ્યું. તેમના આ ફાળાને બિરદાવતાં પ્રોફેસર બોરી તેમને મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં એક યુગ-પ્રવર્તક તરીકે ઓળખાવે છે. આમ, સ્ટૅન્લી હૉલનું જીવન અને કાર્ય અનેક દૃષ્ટિએ આધુનિક મનોવિજ્ઞાનના વિકાસમાં મહત્ત્વનું છે. ઈ.સ ૧૯૪૨માં તેમનું અવસાન થયું.

*

# સાહિત્ય·સંગીત·કલા



## અભિસાર / હસિત બૂચ

મનમાં ને મનમાં, હે સજની,
છલક છલક શું ગાવું?
સજની રે, મનમાં ને મનમાં
મલક મલક શું થાવું?

શમણાં રે, મનમાં ને મનમાં
ભમતાં-રમતાં જોવાં!
કરમાં દોર, મળ્યાં મોતી; કાં
મનમાં-મનમાં પ્રોવાં?

મનામણાં મનમાં ને મનમાં
લહી લહીને ખોવાં?
મનમાં રે, મનમાં લોચન કાં
ઝરી ઝરીને લ્હોવાં?

પ્રથમ ભીંજતી હેલી; સજની,
થનન થનન ત્યાં ન્હાવું!
જીવ હળે, જ્યાં સાદ સાંભરે;
કહેવું: "આવું! આવું!"

## વાતો / મનહર ચરાડવા

નજરને નજરમાં પરોવી લઈને
ભીતરને ડહોળી મળી જાય વાતો.
બપોર–ભઠ્ઠીની ગરમ ગંધવાળી
શીળી છાંયડીમાં ઢળી જાય વાતો.
ગમા–અણગમાઓની ડાળે ઝૂલીને
પડે કે ઊડીને હળી જાય વાતો.
લીલેરા સાગરનું મોજું થઈને
ચરણોને તાણી પળી જાય વાતો.
ખીલેલી ખુશબોને કંઠે પહેરીને
ઊડતાં ગીતો પે વળી જાય વાતો.

પુર–ભીંસે થાકી સમય શોધે બેઠો;
ઊઠીને ભાગે મળી જાય વાતો.

દીવડી બુઝાતાં કડબ–ઝૂંપડામાં
ઢોળાતી ઊંઘે લળી જાય વાતો.

કબરો પર ફૂલે મસાણોની ધૂળે,
ઘડી આંખ ચોરી છળી જાય વાતો.

## અચાનક / શ્યામ સાધુ

અચાનક
મારા રોમેરોમે શેહુરનાં વૃક્ષો ઊગી
આવ્યાં છે.
બારી તરફ લંબાયેલો મારો હાથ
થીજી ગયેલા સમયને પૂછી રહ્યો છે.
ગઈ કાલે પ્રસૂતિ પહેલાં
કોઈ શિશુનું મૃત્યુ શું અનિવાર્ય હતું?
અથવા
સમયનું થીજી જવું શું કોઈ લક્ષ્મણ–
રેખાની સમાનધર્મી ક્રિયા હતી?
મને લાગે છે:
અચાનક
મારા રોમે રોમે ઊગી આવેલાં
શેહુરનાં વૃક્ષો......
મારો બારી તરફ લંબાયેલો હાથ......
વસ્તુતઃ
કોઈ ન લખાયેલી કવિતાનો
ઉઘાડ હતો.

**એક કાવ્ય/પ્રાણજીવન મહેતા**

બળદ કાંધે બાંધ્યા ઘૂઘરામાં
સીમ ગૂંજતી.

શીંગડાંઓ તો
બાજરનાં ડૂંડાંની જેમ ડોલતાં
આંખની સામે
ને પાંપણ તો
પક્ષીને તાજી ફૂટેલી પાંખોની જેમ
બસ ફફડ્યા કરતી.

ડચકારામાં આસપાસના
ખીણ–પહાડ પડઘાતા.

ચીલે પડી રહેલી ધૂળ પણ
પૈડે વળગી; થોડું આગળ ચાલી
પાછી હેઠ પડી રહેતી.

અડખેપડખેનાં ગામ વીંધીને
ગાલ્લું આગળ ચાલતું.

ગુલાલ વેરતો સૂરજ
પેલા પીપળ થડની આડ લપાયો.

પાણીના રેલાની જેમ ફેલાતા અંધકારમાં
હું સરતો જઉં ધીમે ધીમે મારા ગામ ભણી.



**ગઝલ/લલિત જાટકિયા**

ઊંટનાં પગલાંમાંથી રણ મળે.
ઝાંઝવાં રમે રેતીના કણ તળે.
મારે રચવો શી રીતે મકબરો;
પોપડાં નીચે હજુ ક્ષણ સળવળે!
નભ આંબવાની વાત ક્યાં કરવી!
અહીં ટેકો પોલાણને પણ મળે.
સંબંધ શ્વાસનો ઘૂંટું સતત;
વચ્ચે આવું કે ત્યાં મરણ ઢળે.



**પાંચ હાઇકુ/કાન્તિલાલ રામી**

નભ આંબતી
ટેકરીઓ પે નવ-
વસંત ટૌકે.



ક્યાંક બિછાવી
મખમલિયા સેજ
કાસાર-નીરે.



ઘન ગગડ્યાં,
મયૂરો ટહુક્યા, થૈ
ધરા રસાળ.



આંધી-તોફાને
રમ્ય કાસાર, થયું
પંકજ પંક.



સરિતા-નીર
વહ્યું મૂકીને માઝા
સાથ લૈ જહાં.



**કેમે કરી/ધીરેન્દ્ર મહેતા**

યુગો પછી
આજ ફરી કુટીરે
આતિથ્ય સ્વીકાર કરી પધારે
મારા પ્રભુ.
હું ય જરી હવે તો
લે જીવ, ધીરાં પગલાં સૂણું ને
એથી પહેલાં જ તુરંત મારું
આ એકનું એક જ વસ્ત્ર મોંઘું
કેમે કરી સાંધી સીવી લઉં કે
એની કને મારી ગરીબી થાય
ના રે છતી!



# ધી નૉવેલિસ્ટ ઍઝ મેડલર*

લેખકઃ જ્યૉર્જ પી. ઈલિયટ  અનુવાદકઃ વિજય શાસ્ત્રી

'નવલકથા' એ શબ્દ દરેક પ્રકારના સુદીર્ઘ સાહિત્યને વર્ણવવા માટે વપરાય છે. મહાકાવ્ય 'ઑડેસી'ને ય કેટલીક વાર મહા-'આદ્યનવલ' તરીકે ઓળખાવાયું છે. કોઈ પણ પ્રકારના વસ્તુ વગરની અને મોટે ભાગે વ્યંગ્યાત્મક આત્મકથા જેવી 'ટ્રિસ્ટૅમ શૅન્ડી'ને પણ 'નવલકથા'ના નામે જ નવાજવામાં આવે છે. તેવી જ રીતે 'ઍલિસ ઇન વન્ડરલૅન્ડ' પણ કહેવાઈ છે તો 'નવલકથા' જ. પણ 'નવલકથા' શબ્દને વિશિષ્ટ અર્થમાં, પાશ્ચાત્ય સાહિત્ય ઉપર બે સદીથી શાસન કરનાર 'લાંબા ગદ્યાત્મક સર્જન'ના સાહિત્યપ્રકારને વર્ણવવા માટે જ વાપરવામાં આવ્યો છે, આ નિબંધમાં પણ 'નવલકથા' શબ્દ આ વિશિષ્ટ અર્થમાં સમાવિષ્ટ થતી કૃતિઓના સંદર્ભમાં જ વાપરવામાં આવ્યો છે—ઉપર કથિત તેના વિશાળ અર્થમાં નહીં.

'નવલકથા' શબ્દનો આટલો મર્યાદિત અર્થ કરતાં સૈદ્ધાંતિક રીતે ઘણી બધી કૃતિઓ 'નવલકથા'ના વ્યાપમાંથી બાકાત થઈ જાય છે. અરે, ઉપર જણાવેલાં ત્રણ પુસ્તકોમાંથી એક પણ સાચી રીતે 'નવલકથા'ના નામને લાયક નથી રહેતાં!

જો કે 'ટ્રિસ્ટૅમ શૅન્ડી'ને થોડે અંશે 'નવલકથા' કહી શકાય; પણ 'ડૉન કિવકઝૉટ,' કે 'ધ કૅસલ' કે 'મોબીડિક'-ને 'નવલકથા'નું નામ આપવું અજુગતું છે. ટી. એસ. ઇલિયટ અને આન્દ્રે જિદના કહેવા મુજબ, શુદ્ધ 'નવલકથાત્મક' નવલકથા જો કોઈએ લખી હોય તો જ્યૉર્જિસ સિમૅનને. તેમનું કહેવું કદાચ સાચું હોય તો તેની –(જ્યૉર્જિસ સિમૅનનની) શુદ્ધ નવલકથામાં વર્તાતી સત્ત્વની ઊણપ કોઈક ખૂટતા તત્ત્વની જરૂરિયાતને સૂચવી જાય છે. જેમ ઘટ્ટતા આણવા માટે સોના કે ચાંદીમાં હલકી ધાતુઓના મિશ્રણની અનિવાર્યપણે જરૂર હોય છે તેવી જ કોઈક જરૂરિયાત નવલકથાને માટે પણ હોય છે.

ફ્લૉબેર અને હેન્રી જેમ્સ નવલકથાના કસબીઓ તરીકે સાર્વત્રિક આવકાર પામ્યા છે. 'માદામ બોવરી' અને 'પોર્ટ્રેઇટ ઑફ એ લેડી'નું એક વિહંગાવલોકન કરતાં એક વાત સ્પષ્ટ થાય છે કે રંગદર્શીપણું અને વ્યંગનાં તત્ત્વો પ્રસ્તુત નવલોના અંતરતત્ત્વને શક્તિશાળી બનાવવામાં ઉપકારક નીવડયાં છે. 'વૉર ઍન્ડ પીસ', 'બ્લીક હાઉસ,' 'ધ રેડ ઍન્ડ ધ બ્લૅક,' 'હકલબરી ફીન,' 'ધી બ્રધર્સ કૅરૅમૅઝોવ,' 'રિમેમ્બરન્સ ઑફ થિંગ્ઝ પાસ્ટ,' 'ટૉમ જોન્સ,' આ બધાં પ્રખ્યાત પુસ્તકો 'નવલકથા' જ કહેવાય છે. અને આ બધી જ નવલકથાઓ કોઈ પણ સૈદ્ધાંતિક ધોરણે માપતાં, પૂરી ઊતરે એવી, દેખીતી રીતે જ નથી. બીજા શબ્દોમાં, ઊલટું વિચિત્ર રીતે નવલકથા માટે કહી શકાય કેઃ આ સ્વરૂપની મહાન પ્રાતિનિધિક કૃતિઓ પૂરેપૂરી રીતે 'શુદ્ધ' કે 'સંપૂર્ણ' કહી શકાય એવી છે જ નહીં.

સુદીર્ઘ ગદ્યસર્જનના વાસ્તવિકતાને સ્પર્શતા એક સ્વરૂપ સમી નવલકથાને એવા જ, વાસ્તવલક્ષી નાટ્ય સ્વરૂપ કરતાં, તેના મુદ્રિત સ્વરૂપને કારણે અલાયદો પ્રકાર ગણવામાં આવે છે. નવલકથાકારને હેન્રી જેમ્સની એક સલાહ એ છે કે તેણે જે વસ્તુ 'પ્રદાન કરવાનું', 'રજૂ કરવાનું' કે 'નાટયદેહે આગળ ધરવાનું' હોય તેમાં પોતાની જાતને—સ્વને—આવવા દેવો નહીં જોઈએ. જેમ્સ પુરસ્કૃત આ રીતિએ, નવલકથાને નાટકની નજીક લઈ જવામાં ને નિબંધથી દૂર લઈ જવામાં મહત્ત્વનો

* 'The Novelist as Meddler'નું ગુજરાતીમાં 'ડખાખોર નવલકથાકાર' એવું જ ભાષાન્તર થઈ શકે, જે લેખના મૂર્ધસ્થાને કઢંગું લાગે તેથી કરીને અસલ મથાળું જ રાખવું સમીચીન માન્યું છે.—અનુ.

* * આ લેખના લેખક જ્યૉર્જ પી. ઈલિયટ કૅલિફોર્નિયા યુનિવર્સિટીમાં બર્કલી ખાતે શિક્ષણકાર્ય કરતા હતા અને હાલમાં સિરેક્યુઝ યુનિવર્સિટી, ન્યૂયૉર્ક ખાતે અંગ્રેજીના પ્રાધ્યાપક છે તેમણે ઘણાં કાવ્યો; 'પાર્કીસ્ડન વિલેજ' તથા 'ડેવિડ નૂસ્ડન' એ બે નવલકથાઓ લખી છે. 'ડખાખોર નવલકથાકાર' (Novelist as a Meddler) એ પ્રસ્તુત લેખ 'How to write various forms' નામક ગ્રંથમાં પ્રસિદ્ધ થએલો છે.

(આ લેખ 'The American Review'માંથી લીધો છે.–અનુ.)

ભાગ ભજવ્યો છે. છતાં ય કોઈ પણ સાચી નવલકથા, રંગભૂમિ વિષયક સૂચનાઓ કે છાપેલાં નાટકોમાં આવે છે એવાં સુંદર પાત્રવર્ણનો ધરાવતી નરી વાસ્તવલક્ષી–નાટયદેહી કૃતિ નથી બની રહેતી. પણ, નવલકથા તો કોઈ એક પાત્રના આંતરજીવનની વિગતે તથા નિકટતા-પૂર્વક રજૂઆત કરે છે. આવી રજૂઆત કરવામાં નવલકથાકારને, નાટયલેખકને નહિ મળતી એક છૂટ એ મળે છે કે તે સૂક્ષ્મ પૃથક્કરણાત્મક પદ્ધતિનો આશ્રય લઈ શકે છે, તેમ જ, તેના કથનપ્રવાહને વર્ણનાત્મક રીતિના વિનિયોગદ્વારા અંકુશિત–નિયમબદ્ધ બનાવી શકે છે.

[વાસ્તવલક્ષી] નવલકથાની સાદી, સામાન્ય વ્યાખ્યા આ પ્રમાણે આપી શકાય:

૧. નવલકથામાં આવતા પદાર્થો, વર્તન અને સામાજિક રિવાજો કોઈક ચોક્કસ સમયમાં અસ્તિત્વ ધરાવતા કોઈક વાસ્તવિક સમાજ સાથે સુસંગત હોવાં જોઈએ. તેનું નિર્વહણ સંભવિતતાની માત્રા ધરાવતું હોવું જોઇએ. અર્થાત્, પાત્રો અનુભવની મધ્યમ કક્ષામાં હોય, જો તેમની વર્તણૂક તદ્દન બેહૂદી હોય તો તેની રજૂઆતની પાછળ 'કોઈક પ્રકારના ગુનાખોર કે ગાંડપણ ધરાવતા માણસનું વર્તન' હોવાની પીઠિકા હોવી જોઈએ.

૨. પાત્રોના અન્યોન્ય સાથેના આંતરિક અને બાહ્ય એ બંને પ્રકારના સંબંધોને પ્રગટીકરણ તથા પૂર્ણકદ આલેખન કરવામાંથી નવલકથાનાં વિવિધ અંગોની પસંદગી અને માવજત અંગેનો સિદ્ધાંત જન્મે છે.

૩. નવલકથાનાં વિવિધ અંગોની પસંદગી અને તેની ફૂલગૂંથણી કરવા માટેનો નિયમ; મૂળભૂત રીતે પાત્રોના અન્યોન્ય સાથેના બાહ્ય કે આંતરિક સંબંધો, સામાજિક સંસ્થાઓ સાથેના સંબંધો, વિચારસૃષ્ટિ સાથેનાં પાત્ર-માનસનાં જોડાણો, કુદરત સાથેના સંબંધો અથવા તો પોતાની જાત કે પોતાની અંગત માન્યતાઓ સાથેના સંબંધોનું પ્રગટીકરણ તથા તેનું પૂરા કદમાં આલેખન કરવાના પ્રયત્નને પરિણામે જન્મે છે.

૪. નવલકથાનાં કાલ્પનિક પાત્રો સાથેનો વાચક-નો સંબંધ કેવો છે તેનો આધાર પાત્રાલેખન કરનાર લેખકના પાત્રનિર્માણ પરત્વેના અભિગમ–દૃષ્ટિકોણ ઉપર રહે છે. (આ, પાત્ર વિશે વાચકના માનસમાં પ્રભાવ પાડનાર વ્યક્તિ ક્યાં તો લેખક પોતે હોય કે પછી નવલમાંનું બીજું કોઈ પાત્ર પણ હોય.) આ પ્રવક્તાનો વાચક પ્રત્યેનો, નૈતિક અને સામાજિક મૂલ્યો પ્રત્યેનો, પોતે જે વર્ણવે છે તે સૃષ્ટિ પ્રત્યેનો, કલ્પનોત્થ પાત્રસૃષ્ટિમાંનાં વ્યક્તિત્વો પ્રત્યેનો અને (જો પ્રવક્તા નવલમાંનું કોઈ પાત્ર જ હોય તો) પોતાના, પ્રારંભિક તબક્કાના વ્યક્તિત્વ પ્રત્યેનો અભિગમ વાચક અને નવલમાંનાં પાત્રો વચ્ચેના સંબંધોનું સૂત્ર સંચાલન કરનાર બળ બની રહે છે.

આ વ્યાખ્યા મુજબ વાસ્તવિક લાગી શકે તેવાં પાત્રોના અન્યોન્ય સાથેના વ્યવહારમાં અને પાત્રોના વાચક સાથેના સંબંધમાં જ નવલકથાનું હાર્દ રહેલું છે. જાહેર વર્તન, જનાન્તિકે ઉચ્ચારાતા શબ્દો અને અજ્ઞાત મનોસંચલનો દ્વારા વાચક, પાત્રોનો પરિચય પામે છે. પણ, અહીં જ નીતિશાસ્ત્રનું કાર્ય શરૂ થાય છે. સાહિત્ય અને જીવનમાં વાસ્તવિક અને સામાજિક સૃષ્ટિ સાથે સંકળાયેલી વ્યક્તિઓનાં વર્તન તથા કાર્યોનું થતું આલેખન અનિવાર્યપણે નૈતિક મર્યાદામાં રહીને થયેલું હોવું જોઈએ. કોઈ પણ પદાર્થને તેના સમૂહ-માંથી અલગ તારવીને નિરીક્ષણ હેઠળ લાવવો એ વૈજ્ઞાનિકની પદ્ધતિ છે. બાલ્ઝાક, ફ્લૉબર્ટ અને ઝોલા એ ત્રણેયે, નિરૂપ્ય વસ્તુને આવા તટસ્થતાપૂર્વકના દૃષ્ટિ-કોણથી જોયાનો દાવો કર્યો છે. પણ, શું તેઓ કે શું બીજો કોઈ પણ બહુ વંચાતો નવલકથાકાર આવા પ્રકારનો (તટસ્થતાપૂર્વકનો) અભિગમ સંપૂર્ણતયા દાખવી શક્યો નથી, એ એક હકીકત છે.

નવલકથા એ એક કલાસ્વરૂપ છે એમ જો આપણે માનતા હોઈએ તો તેને આવા વૈજ્ઞાનિકના જેવા અભિગમ કરતાં તો સૌંદર્યશાસ્ત્રમાં કહેલો શુદ્ધ રસલક્ષી અભિગમ જ વધુ માફક આવે એમ છે. આપણે સૌએ નવલકથામાં નિરૂપાતા 'અનુભવ'ના આશક બનવું જોઈએ. અને એ 'અનુભવ'-માંની સ્થૂલતાનું વિગલન કર્યા પછી તેમાં તીવ્રતાની માત્રા કેટલા પ્રમાણમાં શેષ રહે છે તે પરથી તેનું મૂલ્યાંકન કરવું ઘટે. આન્દ્રે જિદ આ પદ્ધતિનો હિમાયતી

છે. તેની 'સ્ટ્રેઈટ ઈઝ ધ ગેટ' અને 'લેફ્ક્રેડિયોઝ ઍડવેન્ચર્સ' વાંચતાં આપણને પ્રતીત થશે કે લેફ્ક્રેડિયોની અકારણ દ્વેષભાવના કરતાં ઍલિઝાની સૂક્ષ્મ વેદના વધુ મૂલ્યવાન–તીવ્ર–છે. એનું કારણ એ જ કે ઍલિઝાની વ્યથા લૅફ્ક્રેડિયોના અકારણ દ્વેષ કરતાં વધુ અ-સ્થૂળ અને વધુ તીવ્ર આનંદાનુભૂતિસાધક બની શકે છે. આવો આનંદાનુભવ, અલબત્ત, 'અંકલ ટૉમ્સ કૅબીન' જેવી એક રસપદાર્થનો ઉદ્દેશ નહિ રાખતા તથા નિતાંત પ્રચારલક્ષી એવા લેખકની કૃતિમાંથી સાંપડતા આનંદનો સગોત્ર અનુભવ જ છે. પણ, આન્દ્રે જિદના જેવી સૈદ્ધાંતિક નીતિ–નિરપેક્ષતા હકીકતમાં સાહિત્યક્ષેત્રે ભાગ્યે જ દૃષ્ટિગોચર થાય છે. તેની ઉત્તમ નવલ 'સ્ટ્રેઈટ ઈઝ ધી ગેટ'ને એક નીતિલક્ષી કૃતિ તરીકે પણ ગણાવવી અશક્ય નથી.

નવલકથા સર્જનનો અને પાત્ર કલ્પનનો વ્યાપાર આત્માની શક્તિનો વિનિયોગ માગી લેતો હોવાથી અનિવાર્યતયા તેમાં નીતિ-તત્ત્વનું સાહિત્ય (=સહિતતા) હોય જ છે. અરે! ખુદ આન્દ્રે જિદ જેવો રસૈકલક્ષી લેખક પણ 'અમુક (નીતિ-તત્ત્વ) તો હોવું જોઈએ'ની આવશ્યકતા સ્વીકારે છે. તેના મત મુજબ, '(કોઈ પણ) અનુભવને વાસ્તવિક રીતે કે કાલ્પનિક રીતે સુંદરમાં સુંદર રીતે પરિપૂત કરવો અને પછી તેનો પ્રસ્તાર કરવો એ જ મારો (કે કોઈનો ય?) મોટામાં મોટો હેતુ છે.' સારાંશ એટલો જ કે નૈતિકતાના હાર્દ સમી બાબતો (મૂળતઃ નીતિલક્ષી) સાથે શુદ્ધ રસલક્ષી વ્યાપાર રાખવો એ કોઈ પણ નવલકથાકાર માટે અશક્ય વાત નથી, પણ આવું ભાગ્યે જ બને છે. અને, જ્યાં બને ત્યાં તેનાં પરિણામો સંપૂર્ણ સુંદર નથી આવતાં.

કહેવાનું તાત્પર્ય એ કે નવલકથા કે નવલકથાના કોઈ એક અંશને, સંપૂર્ણપણે કે આંશિકપણે, મહાન કે નજીવા, જેવા હોય તેવા પણ નીતિના પ્રશ્નનો એક સરખી રીતે સામનો કર્યા વગર છૂટકો નથી. સામાન્યતઃ આમાં મહત્ત્વનો મુદ્દો 'દૃષ્ટિકોણ'નો છે. સિદ્ધાંતવાદી જેમ્સ અને તેના વિવેચક અનુગામીઓએ પુરસ્કારેલો, 'નવલકથાકારે નવલકથામાંથી ખસી જવું જોઈએ'નો આદર્શ વસ્તુતઃ તો એ લેખકે અદશ્ય તથા અ-શ્રાવ્ય રહેવું જોઈએ એવો આદર્શ જ છે. નવલકથામાં કોઈ પ્રવક્તા જ નહિ હોય તે આદર્શ સ્થિતિ છે. જો કોઈ પ્રવક્તા હોય તો તેણે માત્ર આડકતરી રીતે જ પાત્રસૃષ્ટિમાં દરમિયાનગીરી કરવી જોઈએ. અર્થાત્ પાત્રના વ્યક્તિત્વને પ્રગટ કરવામાં ઉપકારક નીવડે એ રીતની જ તેની દરમિયાનગીરી હોવી જોઈએ. લેખક અને વાચક બંનેને માટે પ્રવક્તા હમેશાં ત્રીજો પુરુષ હોય તો તે ઇચ્છનીય છે.

પણ લગભગ બધા નવલકથાકારો (જેમ્સ સુધ્ધાં!) હકીકતમાં તો એક શિરસ્તા દાખલ નહિ પણ સ્વાભાવિક વલણથી જ વચ્ચે દરમિયાનગીરી કરવાની (કુ?) ટેવ ધરાવે છે. આથી આ નિબંધમાં, લેખક દ્વારા નવલકથામાં થતી આવી દરમિયાનગીરીની વિવિધ પદ્ધતિઓ વિષે ચર્ચા કરવામાં આવશે. આમાંની કેટલીક પદ્ધતિઓ નવલકથાને માટે નિર્દોષ જ નહિ બલકે રસપ્રકર્ષક નીવડે છે. કેટલીક નવલકથાને માટે મદદરૂપ, તો વળી એવી ય કેટલીક છે જે અક્ષમ્ય હોય.

## ૨

કોઈક વિષય પરત્વેનાં પોતાનાં મંતવ્યોની સમજૂતિ આપવા માટે દરમિયાનગીરી કરવી યા સીધી રીતે વાચકોને ઉદ્‌બોધન કરવું એ લેખક માટે દરમિયાનગીરીની સૌથી નિર્દોષ પદ્ધતિ છે. ઘરરી નોકરાણીઓ, દેવો, સામાજિક ઘટનાઓ, વગેરેને તમે સમજી શકો, અને તેથી તેમનાં કાર્યો અને વિચારોની પાછળ રહેલાં બળોને પણ તમે સમજી શકો, એ માટે લેખક આવી દરમિયાનગીરી કરે તે યોગ્ય જ છે. પણ, સામાન્ય રીતે એવું બને છે કે લેખક જે કંઈ કહે છે તેને તમે એક અંગત મિત્રના કથનની જેમ સાંભળી લો છો અને પછી લેખકના અભિપ્રાયોની અસરથી મુક્ત થઈ તમારા પોતાના આગવા અભિપ્રાયો સાથે જ તમે નવલકથામાં ડૂબકી મારી જાઓ છો, એટલે લેખકના અભિપ્રાયોથી અ-દૂષિત રહેલાં પાત્રો સાથેનાં તમારાં જોડાણો લઈ તમે આગળ ચાલો છો. આવા આગવા અભિપ્રાયો ધરાવી શકનાર વ્યક્તિ માટે નવલકથાકાર એક પડોશીથી વિશેષ કશું નથી.

"ભક્તિમાં પુરુષ કરતાં સ્ત્રી ચડિયાતી છે. આવી

શ્રેષ્ઠતા ધરાવવાની તે કાળજી રાખે છે. માત્ર આ ગુણવિશેષમાં પોતાને ચડિયાતી રાખવા માટે તે પુરુષની ઋણી છે."

મને આ વિધાનમાં શંકા છે. પણ મારી આ અ-સંમતિ, જેને માટે આ કહેવાયું છે તે ઍજની ગ્રાન્ટેડ વિશેની મારી સમજમાં કે જેણે આ કહ્યું છે તે બાલ્ઝાક પ્રત્યેના મારા આદરમાં બાધક નથી નીવડતી. ફ્રેંચ ઇતિહાસકારો સાથેના 'વૉર ઍન્ડ પીસ'માંના ટૉલ્સ્ટૉયના વિવાદ કે ઇતિહાસને લગતા તેણે પરિશ્રમપૂર્વક તૈયાર કરેલા સિદ્ધાંતને નવલકથામાંના ખરેખરા મૂલ્યવાન અંશો સાથે ઝાઝી કશી નિસ્બત નથી. અને, તેથી, તે સાથે અ-સંમત થનારો વાચક નવલના તે ભાગોને જતા કરી શકે છે. કારણ કે, એ પ્રકરણોમાંથી કશું જાણવાનું હોય તો તે એટલું જ કે વ્યક્તિઓ સાથે સંકળાયેલો એક નવલકથાકાર, મૂળભૂત રીતે, જે વૃદ્ધિ પામતી અને પ્રતિકૂળતાઓ ધરાવતી સામાજિક ઘટનાઓ સાથે સંકળાયેલો છે તે ઇતિહાકારના પ્રદેશમાં કેવી ઘૂસણખોરી કરે છે. પણ, આ જાણકારી મેળવ્યાથી કશું નવું પ્રાપ્ત થતું નથી—કોઈ નક્કર પ્રાપ્તિ થતી નથી.

તેમ છતાં, લેખક વડે કરાતી આવા પ્રકારની લાંબી ચર્ચાઓ નવલકથાના હાર્દને હાનિકર્તા નથી હોતી. કારણ કે, આવી ચર્ચાઓ સ્પષ્ટપણે તથા અલગ તારવી શકાય તેવી રીતે નિરૂપાતી હોય છે. તથા બીજું એ પણ કારણ છે કે પાત્રોનાં કાર્યોની સમજ આવી ચર્ચા પર આધારિત નથી. નેપોલિયને રશિયા પર કરેલા આક્રમણનો ઇતિહાસ કેવી રીતે લખવો તે બાબત ટૉલ્સ્ટૉયના અભિપ્રાયો, અલબત્ત, આપણે જાણી શકીએ છીએ, છતાં, નવલકથા (આ અભિપ્રાયોથી ઊફરી વહેતી નવલકથા) વાંચતી વેળાએ આ આક્રમણના વર્ણન દરમિયાન પ્રત્યેક મહત્ત્વના પાત્રનાં કાર્ય અને વિચાર સંપૂર્ણપણે પ્રતીતિકર લાગે છે. અને નવલકથાને માટે આ પ્રતીતિકરતા જ મહત્ત્વની છે.

લેખક જ્યાં સુધી 'હું આવું કંઈક વિચારું છું' એમ કહેતો હોય ત્યાં સુધી બધું ઠીક છે; પણ જ્યારે તે 'તમારે આ પ્રમાણે જ વિચારવું જોઈએ' એમ કહેવાનું શરૂ કરે ત્યારે વાચક તેનો સહેજે પ્રતિકાર કરવા પ્રેરાશે. આવું હોવા છતાં ય જો આવા પ્રકારનો ઉપદેશ સ્પષ્ટ અને કથાપ્રવાહમાંથી અલગ તારવી શકાય તેવો હોય તો તેનાથી નવલકથાના 'નવલકથાપણા'ને કોઈ તાત્ત્વિક ગેરફાયદો થતો નથી.

"સુખની શોધનો એ જ આખો ઇતિહાસ છે. તમારો હોય કે કોઈ બીજાનો—તમે તેને જીવવા માગો છો. જો તમે સહેજ વધુ પ્રયત્ન કરો તો ઊગરવું દુષ્કર થઈ પડે એવી અનંત શૂન્યતાની ભયંકર લાગણીમાં એનો અંત આવે છે. હમેશાં એનો એવો જ અંત આવે છે."

મને લાગે છે કે લૉરેન્સ (ઉપરનાં વિધાનોમાં) તેની વાગ્છટાથી આ વિધાનને, આવું વિચારતા અને યોગ્ય કહી શકાય તે પાત્ર માટે જ નહીં પણ સમગ્ર જગત જ માટે સત્ય તરીકે સ્વીકારવા મારા પર દબાણ કરે છે! હું આ અભિપ્રાયાંતર્ગત સત્યને વિશે માત્ર શંકા જ નથી ઉઠાવતો પણ એ મારી ઉપર બલાત્ લાદવામાં આવે છે તેનો ય પ્રતિકાર કરું છું. અને, આમ છતાં ય, 'ધી ફૉક્સ'માં મને પડતો રસ અ-ક્ષત રહી શકે છે અને લૉરેન્સ પ્રત્યેનો આદરભાવ પણ—જો કે સહેજ ખટકો ખાય છતાં ય—રહે છે તો તેવો ને તેવો જ.

જ્યારે નવલકથાકાર કશાક વિશિષ્ટ અનુભવો વર્ણવે છે ત્યારે, તે વર્ણન તમને સાચું અને સારું લાગે છે એટલું જ નહિ, પણ, તમારો આનંદ પણ બમણો થાય છે.

"વાયોલિનના સંગીતમાં—જો કોઈને તે વાજિંત્ર દેખાતું ન હોય અને તેથી તે સાંભળે છે તેને, ધ્વનિની સમગ્રતાને સંયત રાખતા સ્વરૂપ સાથે સાંકળી ન શકે છતાંય—ગવૈયાના અમુક સ્વરો સાથે ગાઢપણે જોડાયેલા સ્વરભાવો હોય છે. ત્યારે કોઈને ય એવો ભ્રમ થાય કે ગાનાર વ્યક્તિએ વાદકવૃન્દની વચ્ચે પોતાનું સ્થાન લઈ લીધું છે. કોઈક પોતાની આંખો ખોલે છે અને તે માત્ર ચીનાઈ પેટીના જેવી લાકડાની પેટી જ ભાળે છે. પણ ઘણી વાર કોઈકને સાયરનની છેતરામણી અપીલથી મૂર્છિત કરવામાં આવે છે. ઘણી વાર

કોઈક માની બેસે છે કે તે પવિત્ર પાણીના કુંડમાં ડૂબેલા શયતાનની લાગણીથી હાલતા પોતાના માલિકના ડબ્બાના અંધકારમાં પુરાયેલા કોઈક ભૂત-નો અવાજ સાંભળી રહ્યો છે! કેટલીક વાર વળી, વિશાળ વાતાવરણમાં, હવામાં પસાર થતી વખતે પોતાનો અદશ્ય સંદેશ આપી જતા કોઈક પવિત્ર અને દૈવી તત્ત્વના જેવી લાગણી થાય છે.''

આ ફકરાને પ્રાઉસ્ટની નવલમાંનાં કોઈ પણ પાત્ર સાથે કશો સંબંધ નથી. માત્ર એ, થોડેક અંશે, પ્રાઉસ્ટ-નો પોતાનો કહી શકાય એવો, બોલનાર પાત્ર માર્સલ-ના અભિપ્રાયોમાંનો એક અભિપ્રાય છે એટલું જ. પણ આવાં વર્ણનો, આ અને આવા પ્રકારનાં બીજાં હજારો પુસ્તકોને શ્રેષ્ઠતા આપનાર બન્યાં છે. જેમાં એ આવે છે તે 'સ્વાન ઇન લવ' નવલમાં તે આમ તો જો કે ધ્વનિશાસ્ત્રને લગતું છતાં ઉપયોગી ચર્ચા કાર્ય કરે છે. પણ એનું મુખ્ય કાર્ય તો, જેને કશુંક પ્રતીતિ-કર કહી શકાય એવા તત્ત્વને અભિવ્યક્તિ આપવાનું છે. એ એવા કોઈક સત્યને અભિવ્યક્તિ આપે છે કે જેની સાથે કોઈ અ-સંમત ન થાય અને જેને માટે એનાથી બીજા સારા શબ્દો શોધવાનું અશક્ય હોય.

વાસ્તવિક દુનિયાના પ્રતિબિંબરૂપે વાચકને કશુંક કહેવાની ઇચ્છા ધરાવનાર નવલકથાકાર માટે સૌથી સારી (છતાં નિષ્ફળ જવા માટે સરજાયેલી!?) એવી એક જ શિખામણ છે અને તે: સૂક્ષ્મપણે વિચારો, ડાહ્યા થાઓ.

### ૩

જીવન વિશે સામાન્ય નૂકતેચીની કરવા કરતાં આસપાસના વાતાવરણનું વર્ણન કરવું એ નવલકથાના હાર્દને ઉપકારક નીવડતી વસ્તુ છે. કારણ કે, પાત્રના કાર્ય અને તે કાર્ય અંગેની આપણી સમજ, બંનેને, પાત્ર જે સંજોગોમાં અમુક વર્તન કરે છે તે સંજોગોનું જ્ઞાન વધુ મદદરૂપ થઇ પડે છે. અહીં ઉપયોગમાં લેવાનો સિદ્ધાંત સાદો છે: કોઇ પણ વસ્તુના વર્ણનનાં વ્યાપ અને તીવ્રતા, તે વસ્તુનું મહત્ત્વ કેટલું છે તેના પ્રમાણમાં હોવાં જોઇએ. જો તે વસ્તુ લેખકને પોતાને ખૂબ રસ હોવાને કારણે જ લાંબી લચક રીતે વર્ણવાઇ હોય તો તે બિનઆવકારદાયક છે.

કુદરતનાં વર્ણનો ખૂબ લાંબાં હોવાને માટે કુખ્યાત છે. અને, તેથી જ, સામાન્યતઃ તેવાં વર્ણનોનાં પાનાં વગર વાંચ્યે ઉથલાવી જવાય છે. સ્કૉટ તથા કૂપરના (ઐતિહાસિક) રોમાન્સોમાં આવતાં વર્ણનો આનાં ઉદાહરણો લેખે ગણાવી શકાય. શિકાર અને માછલી પકડવાની પ્રવૃત્તિનાં વર્ણનો કેટલીક વાર જરૂર કરતાં વધુ લાંબાં હોય છે. અરે! 'વૉર ઍન્ડ પીસ'-માંનાં ટૉલ્સ્ટૉયનાં પ્રખ્યાત સેટિંગનાં દશ્યો અને હેમિંગ્વેની કેટલીક કૃતિઓમાં પણ આવું જોવા મળે છે. જે વાચકો અંગત રીતે શિકાર અને માછલી પકડવાની પ્રવૃત્તિમાં રસ ધરાવતા હોય તેમને તે વર્ણનો વ્યક્તિગત રીતે ગમી શકે, બીજાઓને તો આવાં વર્ણનો (અધીરા વાચક વડે ઉથલાવી જઈ શકાય તેવાં હોવાથી નવલકથાની રસવત્તામાં ઘટાડો નહીં કરનારાં હોવા છતાં ય) પાત્ર-નિરૂપણના હેતુ માટે વધુ પડતાં જ લાગવાનાં. મોટે ભાગે તો લેખકોને પોતાને જ આવી રમતો પ્રિય હોવાથી તેઓ તેનાં આવાં સુદીર્ઘ વર્ણનો આપે છે. પણ અહીં એક સંપૂર્ણપણે ન્યાય્ય ઠરાવી શકીએ એવું પ્રકૃતિ-વર્ણન જુઓ: મૅરી વેબની 'પ્રિસિયસ બેન'માંથી તે લેવાયું છે.

"હું બારીમાંથી બહાર નજર કરું છું ત્યારે સ્વચ્છ અને વિશાળ વ્યોમ મારી આંખોમાં આવી પડે છે. પર્વતો પર થોભેલાં વાદળાં દેખાય છે, અને મારા મનમાં સૅર્નનાં ગાઢ અને અંધારાં વનોની યાદ આવે છે. ઉપર જામેલા બરફને કારણે ચિલ્લાતાં ઝરણાંનો અવાજ યાદ આવે છે, બરફના પીગળ-વાને કારણે સળકી ઊઠેલા પાણીના, પગથિયાંની નીચે મૂકેલા કબાટ સુધી આવતા પ્રવાહની યાદ આવે છે. ત્યાં એક બીજું નાનકડું આકાશ પણ છે અને તે ઝરણામાં પડતું વિશાળ વ્યોમનું નાનકડું પ્રતિબિંબ પણ એ નાનકા આકાશની પડ છે, કોઈ સ્વર્ગ નથી. ઘોર અંધકારમાં તમે એના ભણી જુઓ અને ઘાસના લાંબા ઓળા ચમકતા તારકોની પાછળ પાતળા થઈ જતા જણાશે. અરે ખુદ રવિ અને ચન્દ્ર પણ ઝાંખા પડી જશે.

ચન્દ્ર કમળપત્રમાં ખોવાઈ જશે અને બગલું સૂર્યની સન્મુખ આવી ખડું થશે."

નવલકથાકાર વર્ણવે છે તે મુજબ જીવાતા જગતને (વસ્તુજગતને) રહસ્યદૃષ્ટિએ જોતાં જાનપદી લોકોની આ નવલકથા છે અને નવલકથામાંનું એકે ય વર્ણન અતિરેકની માત્રાએ લાંબું નથી.

નવલકથાના હાર્દની હજુ ય નજીક આવે છે મનુષ્ય-રચિત પદાર્થોનાં વર્ણનો. કારણ કે, એ મનુષ્યરચિત વસ્તુઓ (નવલકથામાંના) પાત્ર વડે બનાવાયેલી અથવા તેમની વચ્ચે રહેવા માટે પાત્ર વડે પસંદ કરાયેલી હોવાથી તે પાત્રના વ્યક્તિત્વને પ્રગટ કરે છે. અહીં એક સાદી વાત ધ્યાનમાં રાખવાની છે કે નક્કર પદાર્થોને પોતાને જ બોલવા દેવા જોઈએ. તેનું ઉદાહરણ ફ્લૉબદમાંથી મળશે. પોતાના બાળકની દેખરેખ રાખતી આયાને ઘેર ઈમા લેઓન સાથે જાય છે (ત્યારે=)

"આખા મકાનમાંના એ એક માત્ર શયનખંડની જ ઊભી દીવાલની સામે મચ્છરદાની વિનાની એક મોટી પથારી હતી. બારીમાંના કાચની એક તૂટેલી તકતીને ગુંદરિયા કાગળની પટીથી સાંધી લેવામાં આવી હતી. તે બારીની દીવાલ ઉપરથી સ્થાને સ્થાને પોપડા ઊખડી ગયા હતા. ખૂણામાં, બારણાની પાછળ કપડાં ધોવાનો પથ્થર ઊભો કરી દેવાયો હતો અને તેની નીચે ચમકીલા ખીલા-વાળા ભારે જોડાની હરોળ હતી. એક ખુલ્લી તેલની શીશીમાં બ્રશ બોળાયેલું હતું. ગંદી છાજલી ઉપર બંદૂકની પતરીઓ, મીણબત્તીનાં અડધિયાં અને સ્ફોટક પદાર્થોની વચ્ચે મૅથ્યુ લેઈન્સબર્ગનું એક પંચાંગ પડયું હતું. આ બધા ગૂંચવાડાની વચ્ચે અત્તરની જાહેરાતમાંથી કાપી લેવાઈ હોય તેવી લાગતી પોતાની વિજય નૉબત વગાડતી એક પ્રસિદ્ધ તારિકાની છબી અડધો ડઝન ચૂંક મારી ભીંતમાં જડી હતી. (માદામ બોવરી)"

અહીં લેખક આ ઓરડા વિષે વાચકના માનસ ઉપર કોઈ નિશ્ચિત છાપ લાદતો નથી. અને વર્ણન કરવા માટે લેખકે પસંદ કરેલી ચીજો પ્રત્યે પણ કોઈ વિશિષ્ટ દૃષ્ટિકોણ વાચક માટે ઉપસાવાયો નથી. આ બધો 'ગૂંચવાડો' લેખકના સ્વાભાવિક નિરીક્ષણની મર્યાદામાં જ આવી જાય છે. બે વાક્યો પછી લેઓનનો અભિપ્રાય આપવામાં આવ્યો છે કે 'નાનકીના ગાઉનમાં શોભતી આ સુંદર સ્ત્રી કયાં અને કયાં આ બધો ઢેડવાડો! તેને આખું દૃશ્ય વિચિત્ર લાગ્યું.' સાચે જ દરેકે દરેક સાચી વિગતો આપીને નવલકથાકારે હાથ ધોઈ નાખ્યા છે. પણ, 'અવર મ્યુચુઅલ ફ્રેન્ડ'માંથી અહીં આપેલો એક ઉતારો બીજો જ સિદ્ધાંત રજૂ કરે છે.

"શ્રીમાન અને શ્રીમતી વૅનિરિંગ લંડનના એક બ્રાન્ડ ન્યૂ વિસ્તારમાં આવેલા બ્રાન્ડ ન્યૂ મકાનમાં રહેતાં એવાં એક બ્રાન્ડ ન્યૂ દંપતી હતાં. વૅનિ-રિંગ દંપતીની આસપાસની દરેક વસ્તુ અણીથી પણ નવી નકોર હતી. તેમનું સઘળું રાચરચીલું નવું હતું, તેમના બધા મિત્રો નવા હતા, તેમના બધા નોકરો નવા હતા. તેમની રકાબીઓ નવી હતી, તેમની ગાડી નવી હતી, તેમનો ઘોડાનો સાજ નવો હતો, તેમના ઘોડાઓ નવા હતા, તેમને ત્યાંનાં ચિત્રો નવાં હતાં, તેઓ પોતે જ નવાં હતાં, તેમને ત્યાં કાયદેસર રીતે આવી શકે તેવાં તદ્દન નવાં બાળકની સાથે બંધબેસતા આવી રહે એવાં નવાં પરણેલાં હતાં. અને, જો તે (બાળક)ને મહાન દાદાની દેખરેખ હેઠળ સોંપવાનું હોય તો તેઓ (દાદા) પણ પૅન્ટિગનિકોનથી પાલખીમાં બેસીને પોતાના પર એકે ય કરચલી પાડયા વગર આવત તથા માથાની હૅટ પણ ફ્રેન્ચ પૉલીશથી ચળકાટ મારતી હોત.

કારણ કે, વૅનિરિંગને ત્યાં દીવાનખંડની ખુરશીઓથી માંડી આરામખુરશીનું નવું કાપડ, નવીન બજવણી પદ્ધતિવાળો મોટો પિયાનો, માળ ઉપર ધુમાડો જવા દેવા માટેની નવીન ચિમની સુધીની બધી જ ચીજો ઊંચા પ્રકારના વાર્નિશ અને પૉલીશથી નવી-નકોર હતી. એને જેમ રાચરચીલામાં તેમ વૅનિરિંગ દંપતીમાં પણ નવીનતા હતી. ઉપર ઉપરથી જોતાં બધું જ એક વર્ક-શૉપ જેવું તથા મુલાયમ લાગતું હતું."

ફ્લૉબર્ટના જેવું આ વર્ણન જીવંત નથી છતાં ય અમુક

સાહિત્યિક ગુણો તો ધરાવે છે જ. કારણ કે, આ વર્ણન દ્વારા મકાનની સાથોસાથ મકાનમાં રહેનારાંઓ વિષે પણ માહિતી મળે છે. ફ્લૉબર્ટના ઉપરછલ્લેથી સાદા જણાતા પણ અંદરખાનેથી 'માદામ બૉવરી' નવલકથાની સૃષ્ટિ પરત્વેના વ્યંગકાકુયુક્ત દૃષ્ટિકોણ કરતાં વૅનિરિંગ પરત્વેનો ડિકન્સનો દેખીતો વ્યંગકાકુ લગીરે ઓછો ઊતરે એમ નથી.

બીજું એક ઉદાહરણ જુઓ. 'ધી ઍમ્બૅસેડર'માંથી લેવાયું છે. પૅરિસમાં આવેલા કુમારી ગૉસ્ટ્રેના ઘરની મુલાકાતે સ્ટ્રેધર જાય છે. ત્યારે—.

"ખીચોખીચ સામાન હોવાને કારણે પહેલી જ નજરે અંધારિયા લાગતા તેના નાના અને અંધારિયા–ગીચ ઓરડાઓ, તસુ તસુએ જગ્યાનો સારામાં સારો ઉપયોગ કરવાની આવડતનો ખ્યાલ આપતા હતા. જ્યાં જુઓ ત્યાં જૂના હાથીદાંતની ચીજો તથા મખમલની બિછાતો નજરે પડતી. આટલા બધા સરંજામની વચ્ચે બેઠક ક્યાં લેવી તેની તેને તત્કાળ ગમ પડી નહીં. અચાનક જ તેને મકાનના માલિકની રહેણી-કરણી કેવી હશે તેનો ખ્યાલ આવ્યો. ચૅડ કે કુમારી બૅરૅસ કરતાં ય કબજા સહિતના મકાનનું તેને વધારે ભાડું આપવાનું હતું. રાચરચીલાના આ જમેલાને જોઈ તેની આંખો પહોળી થઈ ગઈ. તેની સામે પડેલી દુનિયાએ તેનામાં કૌતુક ઉપજાવ્યું હતું. આંખોની ચમક ને જિંદગીનું ગૌરવ અહીં જાણે કૃતાર્થ થતાં હતાં. કોઈક ચાંચિયાની ગુફા જેવા બદામી રંગના દેવળના અંદરના ભાગનો આ ખૂણો હતો. બદામી રંગમાંની સોનેરી છાંટને કારણે જાંબલી રંગની તક્તીઓ ઝાંખી પડી જતી હતી. નીચેની બારીઓમાંથી આવતો ઉજાસ વસ્તુઓ પરના પાતળા મખમલી આવરણને ભેદીને તેમને ઉજમાળી બનાવતો હતો. કોઈ પણ ફર્નિચર સફાઈદાર ભલે ન હોય પણ કીમતી તો હતું જ. આ બધું જોઈને તેનો ભ્રમ ભાંગી ગયો. આ ફર્નિચર જાણે તેને ધિક્કારતું હતું. વધુ પડતી છૂટ લેવાને કારણે કોઈ કૂલ જેમ છૂટ લેનારને તિરસ્કારની નજરે જુએ તેમ. સહસા તેના નાકમાં જાણે કોઈ તીવ્ર ગંધ પેસી ગઈ હોય તેવો અનુભવ થયો."

આ છે સાહિત્યિક અભિવ્યંજનાવાદ. આ વર્ણનમાં કોઈ સઘન 'ઇમેજ' નથી. છતાં, સ્ટ્રેધર ઉપર ઓરડાની પડેલી છાપ કેવી છે તેના વર્ણન માત્રથી જ જેમ્સ વાચકના માનસમાં ઓરડાની, તેના માલિકની તેમ જ તેને જોનારની એક છબિ ઉપસાવી શક્યા છે, છતાં ખૂબી તો એ છે કે તે ઓરડા વિષેનો જેમ્સનો પોતાનો અભિપ્રાય તો બહુ જ કુશળતાપૂર્વક (ફ્લૉબર્ટના નર્સના ઓરડા વિષેના ખ્યાલની જેમ) અછતો જ રહી જાય છે.* આમ કરવામાં જેમ્સ કલાપ્રીતિ દાખવે છે એમાં કોઈ શંકાને સ્થાન નથી.

'લાઓકૂન'માં લૅસિંગ એમ સૂચવવા માગે છે કે શાબ્દિક રજૂઆત કરતાં દૃષ્ટિવિષયક રજૂઆત ચડિયાતી નીવડે છે. જો તેનું કહેવું સાચું હોય (જેમ તીક્ષ્ણ પ્રતિરૂપો યોજતી શક્તિ ધરાવનાર લોકો વિષે એનું કહેવું ઘણી વાર સાચું છે તેમ) તો ઉત્તમ માર્ગ માટે એક જ સૂચના હોઈ શકે કે નવલકથામાં પદાર્થોનાં વર્ણનો માટે ગુણ આરોપીની પ્રક્રિયા આવશ્યક જ છે. ઓરડામાંની વસ્તુઓને, ફ્લૉબર્ટની જેમ જાતે જ બોલવા દેવી એનો કોઇ અર્થ નથી. એના કરતાં તો જેમ્સની જેમ તેના વડે જે તે ઓરડાનું દૃશ્ય ખડું કરવું કે પછી છાપ ઊભી કરવી અને વસ્તુઓનું તાદૃશ વર્ણન પણ કરવું – વધારામાં ઓરડો તથા ઓરડામાં રહેનારાંઓ વિષે ડિકન્સની જેમ (વર્ણનકર્તાનો) અભિપ્રાય પણ આપવો. શબ્દો, કોઈ પણ પદાર્થના યથાર્થ સ્વરૂપને વ્યક્ત કરવા અસમર્થ છે એટલું જ નહિ, પદાર્થની 'ઇમેજ'ને તાદૃશપણે પણ અપૂર્ણ રીતે ય દર્શાવવા અશક્ત છે. છતાં, શબ્દો વડે કોઈ એક વ્યક્તિના મન પર પડેલી કોઈ એક પદાર્થની છાપ તથા તે પદાર્થ પરત્વેનો તેનો દૃષ્ટિકોણ તો (ભલે સંપૂર્ણ તાદૃશતાથી નહિ છતાં) સારામાં સારી રીતે ઉપસાવી શકે જ છે.

(આવતા અંકે સમાપ્ત)

---

* સરખાવો : True art lies in concealing the art.

*



# ગ્રંથ-વિશ્વ





સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

## अवलोकन

**આચાર્યકુલ.** લેખક: વિનોબા. [યજ્ઞ પ્રકાશન, વડોદરા. પૃ. ૫૧. કિં. ૦–૫૦ પૈસા]

સ્વતંત્ર ભારતમાં શિક્ષણની સમસ્યા અને શિક્ષકની હેસિયત વિષે વિનોબાજીએ મૌલિક અને મૂલ્યવાન પ્રકટ ચિંતન કર્યું છે. નાગરિકને આજે મતનો અધિકાર છે, પણ મનન-સ્વાતંત્ર્યના અધિકાર વિના એ હક્ક અર્થહીન બને છે એમ વિનોબાજીએ સાચું જ કહ્યું છે. શિક્ષકે વિદ્યાર્થીઓ પર પ્રેમ કરવાનો છે, નિત્ય નિરંતર અધ્યયનશીલ રહેવાનું છે, અને રાજકારણથી મુક્ત રહેવાનું છે. 'શિક્ષકો જો રાજનીતિમાં પડ્યા હોય, તો સમજવું જોઈએ કે તેઓ કર્તા નથી, કર્મ છે. એમને કરનારા બીજા છે. તેઓ કર્મણિ પ્રયોગ છે, કર્તરિ પ્રયોગ નહીં.' પરંતુ, ખરેખર તો, શિક્ષકે રાજકીય પક્ષાપક્ષીથી દૂર રહેવાનું છે, રાજકારણથી નહિ. જાહેર જીવનમાં તો એણે અગ્રેસર રહીને લોકશાહી સમાજનું નેતૃત્વ કરવાનું છે. 'શિક્ષણનું આખું ને આખું ક્ષેત્ર શાસનમુક્ત હોવું જોઈએ', એ વિષે બેમત નથી. વિનોબાજીએ શિક્ષકોને અને આચાર્યોને અનુરોધ કર્યો છે કે આખા દેશને જ તેઓ વિશ્વવિદ્યાલયનું વિરાટ પ્રાંગણ માને!

**(૧) ગીતા. (૨) જેલમાં બાપુ.** સંપાદન: વનમાળા દેસાઈ. [નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. દરેકનાં પૃ. ૩૨ અને કિં. ૦–૫૦ પૈસા]

ગાંધી જન્મ-શતાબ્દી વર્ષમાં રાષ્ટ્રપિતાના વિચારો અને આગ્રહો નવેસરથી જિજ્ઞાસુઓ સમક્ષ રજૂ થાય તે આવકારદાયક છે. સને ૧૮૮૮–'૮૯માં ગીતાનું પ્રથમ દર્શન ગાંધીજીને થયું, અને પછી તો ગીતાજીના અમર સંદેશ સાથે ગાંધીજીનું જીવન અને કવન આબાદ વણાઈ ગયું. નિષ્કામ કર્મનું માહાત્મ્ય ગાંધીજીએ સચોટ શબ્દોમાં વર્ણવ્યું છે: 'કર્મ છોડે તે પડે. કર્મ કરતો છતો તેનાં ફળ છોડે તે ચડે'. ગાંધીજીએ જણાવ્યું તેમ, ગીતા સૂત્રગ્રંથ નથી; તે એક મહાન ધર્મ કાવ્ય છે, અને તેમાં જેમ ઊંડા ઊતરીએ તેમ તેમાંથી નવા, ને સુંદર અર્થો આપણે મેળવી શકીએ છીએ. 'ગીતામાં જ્ઞાનનો મહિમા જળવાયો છે. છતાં ગીતા બુદ્ધિગમ્ય નથી, એ હૃદયગમ્ય છે.' ગીતાને ગાંધીજી માતા ગણે છે. પોતાની બધી મુશ્કેલીઓમાં તેઓ આ માતા પાસે દોડી જતા. ગીતાજીને તેમણે પોતાનો આધ્યાત્મિક કોષ પણ કહ્યો છે.

દક્ષિણ આફ્રિકાની જેલમાં ગાંધીજીને જે અનુભવો થયા તેનાથી એમનું ઘડતર થયું. ગાંધીજીની આ આપવીતી હૃદયદ્રાવક છે. પણ, દુઃખ ભોગવવામાં જ પોતે સુખ માનતા હોવાથી ગાંધીજીને ખેદ પામવાનું કારણ ન રહ્યું. જેલમાં પોતાનું શરીર કબજે થયું છે, પણ આત્મા વધારે છૂટો છે એમ તેમણે વિચાર્યું. પોતાનાં નેતૃત્વમાં કયાં ઊણપ છે એ વિષે ગાંધીજી સજાગ હતા. વળી, સુકાની કેવો હોવો ઘટે એ વિષે તેમણે લખ્યું છે કે, 'સુકાની જે માર્ગે જતો હોય તેનું તે હંમેશા કારણ બતાવી ન શકે. પણ જો તેને જે ખરો માર્ગ લાગતો હોય તે માર્ગને કોઈનું સાંભળીને છોડે તો તે સુકાનીની પદવીને લાયક નથી'.

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रोत्रिवर्धताम् ।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯-૬

"હાસ્ય અને રમૂજ એ મનુષ્યને ભગવાને આપેલી મહામૂલી ભેટ છે. પ્રાણીઓને ભગવાને આપેલી બધી જ આવડતોની સરખામણીમાં એક માત્ર હાસ્યથી માણસ એ બધાના સરવાળાને ટપી જઈ શકે. હું તો જિંદગીનું રોજનું સરવૈયું કાઢનાર વ્યક્તિ હોઈ આજે કેટલું હસવાનું મળ્યું તે ખાસ જમે કરું છું. હસવું અઘરું છે, હસાવવું તેથી પણ કઠિન છે. પણ વ્યક્તિ હસે ક્યારે કે જ્યારે તે પોતાનાં માનસિક અને શારીરિક બધાં દુઃખદરદો એટલી ક્ષણો પણ ભૂલી જાય. આપણાં લોકો હવે હાસ્યની કદર કરતાં થયાં છે. તેનાં ઉદાહરણો રમૂજી લખાણો તેમ જ ઠઠ્ઠાચિત્રોવાળી જાહેરખબરો પૂરાં પાડે છે. હાસ્ય વગર જીવન વ્યતિત તો થાય, પરંતુ હાસ્યથી દેખીતી રીતે જ બોજો ઘણો હળવો લાગે.

ભગવાને માનવીને હાસ્યની આવી અદ્ભુત ભેટ આપી છે. તો, સિવાય ગંભીર કામની વાત હોય, હમેશાં હળવી રીતે વાતો કરવાની ટેવ પાડવી જોઈએ. એથી વાતાવરણ હમેશાં પ્રસન્ન અને ખુશનુમા રહે છે અને ગમે તેવી શારીરિક તેમ જ માનસિક મુસીબતો હળવી બની જાય છે.

સાધારણ રીતે ગંભીર બાબતો પણ તેનું ગૌરવ સાચવીને હળવી રીતે લેવાની–છણવાની મને ટેવ છે. મારા અનુભવે ઘણાં દુઃખો તરફ હળવી રીતે જોવાથી તે પોતે જ હળવાં બની જાય છે! હસાવવાનો નહિ પણ હસવાની આવડતનો દાવો હું કરી શકું છું અને મુસીબતોને એમ હસી કાઢવાની આવડતને એક પ્રકારની ફિલસૂફી ગણાવી શકાય. એટલે, ભગવાને મને આપેલી આ મહામૂલી બક્ષિસની કદરમાં મેં 'ફિલસૂફ' તખલ્લુસ ધારણ કર્યું છે. જેના પર દેખીતી રીતે જ આપણો કોઈ કાબૂ હોતો નથી અને જે સહન કર્યે જ છૂટકો છે તેવી મુશ્કેલીઓને હસતે મોઢે આવકારે તેવી સૌ કોઈ વ્યક્તિઓ મારે મતે ફિલસૂફો જ ગણાય. અલબત્ત, ફોઈબાએ પાડેલા કે જાતે પસંદ કરેલા નામને અનુરૂપ જીવન ગાળવું એ કંઈ સહેલું તો નથી જ!"

**ચિનુભાઈ પટવા**

['ફિલસૂફને પૂછો.' લેખક : ચિનુભાઈ ભોગીલાલ પટવા (ફિલસૂફ). બાલગોવિન્દ પ્રકાશન, અમદાવાદ. સને ૧૯૬૫. પૃ. ૧૦૪, ૨૧૦]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા પંદર (પરદેશમાં રૂપિયા ૨૧ અગર શિલિંગ ૩૦).
* મની ઑર્ડરથી લવાજમ 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે મોકલવું.
* પ્રથમ સાત વર્ષના બંધાવેલા સેટ-ની દરેકની કિંમત રૂપિયા સોળ. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા અઢી.
* અવલોકન માટેનાં તથા ભેટ પુસ્તકો સંપાદકના રહેઠાણના સરનામે—'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬—મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબ-દારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યા-ની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ, તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તેની એક નકલ તથા કૃતિની છાપેલી પાંચ પ્રતો લેખકને ભેટ મોકલવામાં આવે છે.
* વધતી જતી વાર્ષિક ખોટને કારણે, લેખકોને અપાતા પ્રતીક-પુરસ્કારની યોજના અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સમજદાર છે, હોવો જોઈએ. શિક્ષણ પામીને અને આપતો રહીને એ ભલે વિવિધ સામાજિક અથડામણોને તથા સમસ્યાઓને ઉકેલતો ન હોય; પણ સમાજના નાના મોટા પ્રશ્નોને સારી રીતે અને બને તેટલી મોટી માત્રામાં સમજવાની તથા જ્યાં ને જ્યારે અનિવાર્ય હોય ત્યાં ને ત્યારે એમને સહેવાની ક્ષમતા તો સાચો શિક્ષક જરૂર સહુમાં કેળવી શકે છે, પોતાનામાં તો ખાસ.

શિક્ષક ઉંમરે મોટો છે અને અભ્યાસમાં આગળ છે; શિક્ષક ચેતનવંત છે અને સંવેદનશીલ છે; શિક્ષક વ્યક્તિનિષ્ઠ છે તે સાથે જ વિશ્વ સાથે વણાએલો છે; શિક્ષક વિચારવંત છે તેમ દૃષ્ટિવંત પણ છે; તેથી જ, શિક્ષકે પ્રારંભ કરવાનો છે અને હંમેશ પ્રયત્નશીલ રહેવાનું છે.

બધા શિક્ષકો આવું કામ નહીં કરી શકે એ દેખીતું છે. તોડવું અને રચવું સહેલું નથી; અલબત્ત, વગર વિચાર્યે તોડવું અઘરું નથી અને સમજ્યા વિના રચવાની ચેષ્ટા કરવી આસાન છે. શિક્ષક ક્રાંતિકાર છે એ આ જ અર્થમાં કે એની પાસે એક સાથે ભાંગવાની અને સર્જવાની, તોડવાની અને રચવાની કાર્યશક્તિ તથા કુશળતા પડેલી છે. આવા ક્રાંતિકારી શિક્ષકો જ સાચા અને સારા શિક્ષકો છે, અને એમની પાસેથી જ સવિશેષ જવાબદારીની અપેક્ષા સમાજ રાખે છે.

'કોઈ કશું કરતું નથી માટે હું કાંઈ નહીં કરું'—એવી લૂલી દલીલ કે લંગડી વાત સાચો શિક્ષક કદાપિ નહીં કરે. ઊલટું, કોઈ જ્યારે કશું ય ન કરે ત્યારે શિક્ષકની સક્રિયતા ઓર વધે છે. પરિસ્થિતિનો પડકાર એ સરસ ઝીલે છે. આહ્‌વાન મળતાં એ આહ્‌લાદ અનુભવે છે. આઘાત અને આશ્ચર્યોથી એ અકળાતો નથી તેમ મૂંઝાતો નથી. નિરસતાને નિત્ય ખંખેરે એ સાચો શિક્ષક; નિષ્ક્રિયતાને રોજ નૂતન જોમ વડે બાજુ પર હડસેલે એ સારો શિક્ષક.

આવા શિક્ષકોની સંખ્યા ઓછી જ હોવાની; ક્યારેક તો, આંગળીને વેઢે ગણાય એટલી જ એ બની રહેવાની. પણ, દરેક શિક્ષણ-સંસ્થામાં આવા ગણ્યાગાંઠ્યા શિક્ષકો હોય તો તેમની અસર જાદુઈ અને જબરી જણાયા વિના રહેશે નહીં. આજે આપણી કમનસીબી એ છે કે આવા અલ્પસંખ્યાંક વિરલાઓ પણ શિક્ષણ-ક્ષેત્રે આપણને દેખાતા કે મળતા નથી!

વિદ્યા પ્રત્યે જેને સ્વાભાવિક અને ઉત્કટ રસ છે એ શિક્ષક ગમે તેટલી ધૂંધળી પરિસ્થિતિમાં પણ વાંચવા-વિચારવાનું નિત્ય યજ્ઞ-કર્મ કેવી રીતે ચૂકે? અધ્યયન-અધ્યાપનની એની પ્રેરણા બહારથી નથી આવતી; એના પોતાનામાં જ એ રહેલી હોય છે. એવો નિરંતર અધ્યયનશીલ શિક્ષક પોતાના અભ્યાસ-વિષયનો, આસપાસની પરિસ્થિતિનો, સમાજનો, જીવનનો, અખંડ જાગ્રત એવો નિરીક્ષક, વિદ્યાર્થી અને ઉપાસક છે. પોતાની કામગીરી અને જવાબદારી વિષે એ સતત સભાન રહેવાનો જ. સાથે સાથે, એ નિર્ભય અને નિઃસ્વાર્થ વૃત્તિવાળો પણ હોવાનો. એનો જ અર્થ એ કે શિક્ષક પાસે સાચા અને સારા શિક્ષક પાસે-દેશની અને દુનિયાની નેતાગીરી સ્વાભાવિક જ રહેવાની.

શિક્ષકો વિદ્યાપ્રિય અને વિદ્યાભ્યાસી હોય, વિદ્યાર્થીઓ પ્રત્યે વત્સલ અને ઉષ્માભર્યા હોય, શિસ્ત પ્રિય અને સંયમી હોય, વિચારશીલ અને ચિંતનશીલ હોય, ઉમંગવાળા અને ઉત્સાહી હોય, ચારિત્ર્ય-સંપન્ન અને ચીવટવાળા હોય, કુળવાન અને સંસ્કારી હોય, નિર્ભય અને નમ્ર હોય, ધૈર્યશીલ અને સત્યવાદી હોય તો તેવા સાચા અને સારા શિક્ષકો, શિક્ષણ-ક્ષેત્રમાંનું જરૂર પડ્યે, વિષ-વર્તુળ તોડશે ને ઘટાડશે એટલું જ નહીં પણ પોતાના આચાર-વિચારથી શિક્ષણ-ક્ષેત્રને તથા સમગ્ર સંસારને નિરોગી વાતાવરણથી સભર અને સમૃદ્ધ રાખશે. વિદ્યાકીય ક્ષેત્રે સુરેખ અને સંવાદમય વાતાવરણનું મહત્વ ઘણું છે, અને સન્નિષ્ઠ શિક્ષકો જ એનું નિર્માણ તથા સંવર્ધન કરી શકવાના છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

ભોજન બાદ આરામ. આવેલી અને રવાના થનારી ટપાલ. પરચૂરણ વાચન. બાકી રોજનીશી. સાંજે શ્રી બુખારી (ડેપ્યુટી કલેક્ટર) એમના કામની બાબતમાં મળ્યા. જૂની ઓળખાણ એટલે વખત કાઢીને અને ગુમાવીને એમને મદદ કરવી એ કર્તવ્ય.

સાંજે સુરભિ ટૉકિઝમાં 14th Olympied નામની ફિલ્મ જોવા ગયો. માતુશ્રી પૂજ્ય બાઈ, સૌ.વતી અને ચિ. નાના મારી સાથે હતાં. ફિલ્મ સારી છે. રમતગમતની પ્રગતિ યુરોપ–અમેરિકામાં કેટલી થઈ છે, [રમતગમતના] કેટલા પ્રકાર [ત્યાં] છે, એની કલ્પના મળે છે. હૉકીની ભારતીય ટીમ હતી અને એણે હરીફાઈમાં જીત મેળવી એનો ગર્વ થયો, પણ બાકી એક પણ રમતમાં એક પણ ભારતીય નહિ! આવી જુદી જુદી રમતોને આપણે આપણી શિક્ષણસંસ્થાઓમાં [ફરજિયાત અને] સાર્વત્રિક કરવી જોઇએ. ઠીક.

ત્યાંથી રાત્રે ૯–૩૦ ના અરસામાં નીકળીને ભદ્રમાં આવીને શ્રી જાંભેકરને ત્યાં મંગળા ગૌર[૬] હોવાથી થોભ્યાં. ફરાળ, વગેરે ત્યાં જ આટોપીને ૧૦–૩૦ ના અરસામાં બંગલા પર આવ્યાં.

## તા. ૨૭ જુલાઈ ૧૯૪૯, બુધવાર [અમદાવાદ]

સવારે ફરવાનું. ગાંધી સ્મારક ફંડની બાબતમાં શ્રી ચંદવાણીને લખાવેલો કાગળ વાંચીને, તપાસીને મોકલ્યો. ત્યાર બાદ, [આજે ગુજરાત કૉલેજમાં] મરાઠી વાઙ્મય મંડળનું ઉદ્‌ઘાટન હું કરવાનો છું એ વખતે મરાઠી વાઙ્મયનું વિહંગાવલોકન કરવું એવો ખયાલ છે તેથી મરાઠી પુસ્તકો વગેરેના સંદર્ભ જોવામાં અને ટાંચણ કરવામાં સવારનો બધો વખત ગયો. ભોજન બાદ વિશ્રાંતિ અને પછી ઉપર પ્રમાણેનું જ કામ. બાકી રોજનીશી પૂરી કરી. થોડું પરચૂરણ કામ.

ચાહ, શૌચ આટોપીને ૫–૧૫ થી ૮ સુધી ગુજરાત કૉલેજનું મરાઠી વાઙ્મય મંડળના[૭] ઉદ્‌ઘાટન માટે ગયો. પ્રિન્સિપાલ વેલિંગકર[૮] પ્રમુખસ્થાને હતા. હું આશરે સવા કલાક બોલ્યો. જરા લાંબું થયું ખરું, પણ મને લાગે છે કે મારું ભાષણ એકંદરે સરસ થયું. આ નિમિત્તે ઘણાં બધાં વર્ષો બાદ આશરે ત્રણ ચાર કલાક મરાઠી વાઙ્મયનું પુનરૂવાચન કરવાની તક મને મંડળે આપી તે બદલ એમનો આભાર માન્યો. આ વાચનનો રસ મને રાજાપુરમાં ઈંગ્રેજી શાળામાં હું હતો તે વખતે કેવો લાગ્યો તે જણાવીને એ રસ-ચટકો લગાડનાર મારો મિત્ર સદ્‌ગત વામન શિવરામ પુસાળકર[૯] એનું સ્મરણ કર્યું: 'मा त्वम् सखे विस्मर वामनम् माम्' એવું કહીને એણે મને ગીતાનું પુસ્તક ભેટ આપ્યાનું કહ્યું. ત્યાર પછી, [મેં નીચે પ્રમાણેના મુદ્દાઓ કહ્યા]: માતૃભાષાનો ઊંડો અભ્યાસ કરવો, એને વિષે યોગ્ય અભિમાન રાખવું એમાં પ્રાંતીયતા નથી, ભારતીય એકતાનો વિરોધ નથી, બલકે, યોગ્ય રીતે [માતૃભાષાનો અભ્યાસ કરવો] જઈએ તો એકતાને પોષક જ એ છે. આપણી સંસ્કૃતિ સાચેસાચ 'ભારતીય' છે, 'મહારાષ્ટ્રીય' નથી. પરંતુ, મહારાષ્ટ્રીય એવું એનું એક સ્વરૂપ, એક છટા, ભૌગોલિક તથા અન્ય પરિસ્થિતિને કારણે છે. આપણું તત્ત્વજ્ઞાન એક, ગીતા–ગ્રંથ એક, ઇતિહાસ-પુરાણો એક; સંસ્કૃત ભાષા એક—મૂળ એક તો પછી પ્રાંતીય ભિન્નતા ક્યાંથી? વિવિધતાને જ ભિન્નતા માનવી તે ભૂલ છે.

આપણું બધું શિક્ષણ—છેક ઊંચામાં ઊંચું શિક્ષણ પણ—માતૃભાષા દ્વારા જ થવું જોઈએ. એ સિવાય (૧) આપણી ભાષા ખેડાશે (cultivate) નહિ; અને (૨) સર્વ પ્રકારના જ્ઞાનનો પ્રવાહ આપણા વિદ્વાન લોકો છેક નીચલા થર સુધી પહોંચાડી શકશે નહિ. આંતર-પ્રાંતીય વ્યવહાર માટે રાષ્ટ્રભાષાનું શિક્ષણ ફરજિયાત જોઈએ. પણ, ઉચ્ચ અભ્યાસનું માધ્યમ રાષ્ટ્રભાષા જ જોઈએ તેવું મને લાગતું નથી. તેમ છતાં, આ બાબતમાં અમે ગુજરાત યુનિવર્સિટીના રિપોર્ટની[૧૦] અંદર બાંધછોડ માન્ય રાખી છે. દરેક પ્રાંતીય વિદ્યાપીઠે માતૃભાષા એ જ શિક્ષણની બોધભાષા રાખી હોય તો પણ રાષ્ટ્રભાષા એ ફરજિયાત વિષય રાખીને, અન્ય પ્રાંતીય ભાષાઓના શિક્ષણની પણ સગવડ કરી આપવી જોઈએ. આ પ્રમાણે સામાન્ય ભૂમિકા મેં કહી.

ભાષા એટલે તેની સાથે શુદ્ધ લેખન અને જોડણી (spelling) આવ્યાં જ. શબ્દો ઉપરનાં અનુસ્વારો કાઢી નાખવાં, રસવઈ કે દીર્ઘઈ ન જોવી, વગેરેમાં પણ

શબ્દોનો ઇતિહાસ પણ ભૂંસાઈ જવાનો ભય છે. અંગ્રેજી spelling માટે આગ્રહ, તો પછી મરાઠી શુદ્ધ લેખન માટે શા સારુ નહિ? એની સાથે જ મરાઠીની બાબતમાં મોડી લિપિ પણ આવડવી જોઈએ. લિપિ એ ભાષાનું વાહન છે અને મરાઠી જલદી લખવી હોય તો મોડી આવડવી જોઈએ.

ત્યાર પછી, જ્ઞાનેશ્વરના સમયથી શરૂ કરીને, સાહિત્યના જુદા જુદા સમય–ખંડ, મરાઠી કાવ્યના વિશિષ્ટ છંદો, વગેરે કહીને અને કેટલાક ઉતારાઓ વાંચી સંભળાવીને ભાષણ પૂરું કર્યું.

ત્યાર પછી નાનકડી ચા-પાર્ટી હતી. ૮–૧૫ના અરસામાં ઘેર આવ્યો. સ્નાન કરીને પ્રાર્થના, ભોજન, અને પછી શ્રી સમર્થ ચરિત્ર (શ્રી દેવ લિખિત)માંનો થોડો ભાગ અને પછી પરચૂરણ વાચન (મરાઠી સાહિત્યનો ઇતિહાસ–૧૮૭૫ થી ૧૯૩૫).

## તા. ૨૮ જુલાઈ ૧૯૪૯, ગુરુવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. સૌ.વતીની તબિયત સારી ન હોવાથી તે આજે ફરવા ના આવી. વૃત્તપત્રોનું વાચન અને રોજનીશી-લેખન.

પછી, શ્રી બુખારીના કાગળો વાંચીને સરકારને એમણે કરવાની અરજીનો મુસદ્દો લખાવ્યો.

ભોજન બાદ કેટલાક કાગળો લખાવ્યા. વિશ્રાંતિ. પરચૂરણ વાચન. શ્રી બુખારીનો મુસદ્દો સુધારવામાં ઘણો બધો વખત ગયો. તેઓ પણ આવ્યા હતા, એમની જોડે ચર્ચા કરી. મારા મુદ્દાઓ સમજાવ્યા.

સર ચિનુભાઈના દાવાની બાબતમાં શ્રી ભદ્રજીને જણાવવા માટે શ્રી બાબુરાવને કાગળ. ચિ. ઉદયન પણ મળવા આવી ગયો.

સાંજે મળવા માટે લોકો આવ્યાં. શ્રી ચંદ્રકાંત મોતીલાલ[૧૧] (બિહારી મિલ), (ગુજરાત વિદ્યાસભાના નાટ્ય વિભાગ સંબંધે), શ્રીમતી લીલાવતીબેન દેસાઈ[૧૨], શ્રીમતી પેરિનબેન,[૧૩] અને કુ. હેમલતા હેગિષ્ટે[૧૪] એ બહેનો જ્યોતિસંઘની[૧૫] બાબતમાં મળવા આવી હતી. ઘણી બધી બાબતો ઉપર વાતોચીતો થઈ અને છેલ્લે, જુદાં જુદાં રચનાત્મક કાર્યો કરનારી સંસ્થાઓ માટે લવાજમ ભેગું કરનારું એક બોર્ડ રચવું એવી મારી યોજના વિષે ચર્ચા કરી. યોજનાનું તત્ત્વ સહુને માન્ય છે. પણ, સવાલ એ છે કે આ કામની જવાબદારી કોણે પોતાના શિરે ઉપાડવી? ત્યાર બાદ પ્રાર્થના, સ્નાન, ભોજન. થોડો વખત વાતોચીતો. પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૨૯ જુલાઈ ૧૯૪૯, શુક્રવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો. પછી રોજનીશી-લેખન. જુદાં જુદાં નાનાં કામો અને પત્રવ્યવહારનો નિકાલ કરવામાં આજે આખો દિવસ ગયો. રાજવાડે ઇતિહાસ મંદિરની[૧૬] બાબતમાં એ સંસ્થાએ ભારત સરકારને કરવાની અરજીનો મુસદ્દો સુધાર્યો, અને ઐતિહાસિક વ્યાખ્યાનો કરવાની તેમની યોજના વાંચીને શ્રી તાત્યાસાહેબ ભટ્ટને ધૂળિયા કાગળો મોકલ્યા. ગાંધી સ્મારક ફંડના વિનિયોગની બાબતમાં શ્રી શંકરરાવ દેવની સૂચનાઓ વાંચીને એ બાબતમાં એમને કાગળ લખ્યો. બીજાં પરચૂરણ કામો.

૯–૩૦ થી ૧૦–૧૫ સુધી ચિ. પૂર્ણિમાની ખબર કાઢવા સૌ.વતી ને હું જઈ આવ્યાં.

ભોજન બાદ વિશ્રાંતિ. થોડું પરચૂરણ વાચન. ચિ. બાપુને તથા ઑફિસને કાગળો. બોરસદ સત્યાગ્રહના શ્રી આશાભાઈ પટેલ (રાસ)ને સત્યાગ્રહ ન કરવા બાબતનો કાગળ. મારાં કારણો સવિસ્તર આપ્યાં છે. લોકોએ સત્યાગ્રહ કરવો નહિ એમ હું કહું છું તે બરાબર જ છે; પણ, સત્તા ઉપર રહેલા પ્રધાનો લોકોની સીધી સાદી અને સરળ વાત પણ જ્યારે સત્તાના મદને કારણે અગર તો જીદ્દીપણાને લીધે સાંભળતાં નથી ત્યારે લોકોએ શું કરવું એ પ્રશ્ન જ છે. ગમ પણ કેટલો વખત સુધી ખાવી? સત્તાધીશોની આંખો ખોલવા માટે શા શા માર્ગો? કૉંગ્રેસ સંસ્થામાંના લોકો જો ચારિત્ર્યશીલ હોય અને ન્યાય જોઈને સ્વયંસ્ફુર્તે પોતાની વાત સ્પષ્ટપણે રજૂ કરવા માટે તૈયાર હોય તો વાત જુદી હતી; પણ, બધો જ અંધકાર, એટલે લોકોએ શું કરવું એ સવાલ રહે છે જ. આનો શો જવાબ? મારે માટે આ કોયડો જ છે.

આજે ચિ. નીલાનો[17] એક મીઠો કાગળ આવ્યો છે. અંગ્રેજીમાં છે. પણ બધું એણે જ ગોઠવીને લખેલું છે.

સાંજે શ્રી બાબુરાવ મહેતા આવ્યા હતા. સર ચિનુભાઈના દાવામાં આગળ કેવી રીતનું ધોરણ રાખવું એ એમની જોડે નક્કી કર્યું. પરચૂરણ વાચન.

રાત્રે પ્રાર્થના. ભોજન બાદ ઇતર વાચન.

## તા. ૩૦ જુલાઇ ૧૯૪૯, શનિવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. પછી, કેટલાક કાગળો. ચિ. બાળે ડાંગની બાબતમાં લેખ લખ્યો છે તે તપાસ્યો. એકંદરે લેખ સારો છે. 'महात्मा' માસિકમાં સર્વોદય વિષે શ્રી દા. ન. શિખરે[18]નો લેખ છે એ વિષેના તથા તે ઉપરથી સૂઝેલા વિચારો લેખરૂપે લખાવ્યા. આમાં ઘણો બધો વખત ગયો. પછી પરચૂરણ વાચન.

આજે નાગપંચમી. જમવામાં ખૂબ જ મોડું થયું.[19] ભોજન બાદ વિશ્રાંતિ. રોજનીશી-લેખન. થોડી ટપાલ. પછી, યુનિવર્સિટી જમીનોની બાબતમાં શ્રી હાંસજીભાઈ સાથે ચર્ચા. એમની જમીન છે એ પૈકી કઈ લેવી, કઈ જતી કરવી, વગેરે.

૪–૧૫ થી ૫–૧૫ શ્રી મોતીલાલ સેતલવાડને[20] સાથે લઈને યુનિવર્સિટી યોજના, જમીનો, ઇમારતો, વગેરે બતાવી આવ્યો. પછી થોડું પરચૂરણ કામ. ચાહ અને શૌચ.

૬ થી ૭–૧૫ સુધી પ્રેમાભાઈ હૉલમાં મારા પ્રમુખપદ હેઠળ શ્રી મોતીલાલ સેતલવાડનું U. N. O. પર વ્યાખ્યાન. એમણે 'યુનો' વિષે વ્યાખ્યાનમાં સારી માહિતી આપી.

ત્યાર બાદ શ્રી [બલ્લુભાઈ] મજમુદાર સાથે નીકળ્યો. રસ્તામાં ડૉ. કાનૂગાને ત્યાં ખબર કાઢવા માટે ઊતર્યો અને ત્યાંથી પછી લૉ કૉલેજ તરફ ફરવા જવા માટે ઊપડ્યાં. ગુજરાત યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલરના પદ માટે અત્યારથી શ્રી. એન. એમ. શાહ, શ્રી જ્યોતિન્દ્ર મહેતા, વગેરે લોકોની ખટપટ શરૂ થઇ છે. એટલે, આપણે પણ કશું કરવું જોઇએ એમ શ્રી મજમુદાર, શેઠ કસ્તુરભાઇ, વગેરે સહુને લાગે છે. પણ, મને એવું લાગતું નથી. એમના અભિપ્રાય મુજબ મારે જ વાઇસ ચાન્સેલર થવું જોઈએ. મને એમની વાત ગળે ઊતરે છે, પણ હું વાઈસ ચાન્સેલર ન થયો તો પણ યુનિવર્સિટી કાંઈ ખાડામાં પડશે એવું મને લાગતું નથી. અલબત્ત, આજે જે લોકો હોંશથી પૈસાનો તથા અન્ય બોજો ઉપાડી રહ્યા છે, મારા કારણે જુદા જુદા પ્રકારના લોકોનું જે સંવાદન (co-ordination) થઈ રહ્યું છે તે મુશ્કેલ બનશે, કદાચ અદ્રશ્ય પણ થશે, અને એ દૃષ્ટિએ યુનિવર્સિટીનું કામ બગડશે. યુનિવર્સિટીની ગાડી હજી પાટા પર આવી નથી ત્યાં સુધી હું હોઉં તો સારું એમ મને પણ લાગે છે. પરંતુ, અત્યારથી જ એ અંગે પ્રશ્ન શા સારુ? મિત્રોને લાગે છે કે શ્રી મોરારજી દેસાઈને હું અપ્રિય છું અને ગુજરાત વિદ્યાપીઠના શ્રી મગનભાઇ દેસાઈ વિરોધી છે એટલે શ્રી મગનભાઈ ચાવી ફેરવીને શ્રી મોરારજીની મારફત મારી નિમણૂંકનો વિરોધ કરાવશે એવી એમને બીક લાગે છે. મને આવી બીક નિરાધાર લાગે છે. આ પ્રશ્નમાં મારી તરફ વિરોધી દૃષ્ટિથી ન જોતાં અને વ્યક્તિગત રાગદ્વેષ બાજુ પર રાખીને શ્રી ખેર તથા શ્રી મોરારજી બન્ને ય જોશે એમ મને તો વિશ્વાસ બેસે છે. ઠીક. વાઇસ ચાન્સેલર હું જ હોવો જોઇએ એવો ધીરે ધીરે પ્રચાર કરવાનું શ્રી મજમુદારને આવશ્યક લાગતું હોય તો તેમણે તેવું કરવામાં મને હરકત નથી. આ પ્રચાર પણ મારે માટે કરવાનો ન હોઈ યુનિવર્સિટીના હિતની દૃષ્ટિએ તથા સામા પક્ષના લોકોના અયોગ્ય પ્રચારને કારણે કોઇ ભળતા જ માણસની નિમણૂંક ન થાય એ દૃષ્ટિએ તેઓ કરવા ઇચ્છે છે. શ્રી એન. એમ. શાહ, શ્રી મગનભાઇ દેસાઇ, વગેરેના પ્રચાર વિષે આ મિત્રોને ચિંતા થાય છે એને કારણે તેમનો આવો વિચાર; અને, એમની ચિંતા દૂર થાય એ માટે હું પણ એમની વચ્ચે આવતો નથી.

ઘેર આવીને સ્નાન, પ્રાર્થના અને પછી ભોજન. બાદ, થોડો વખત વાતોચીતો અને પછી વિશ્રાંતિ. એ પહેલાં પરચૂરણ વાચન.

## તા. ૩૧ જુલાઈ ૧૯૪૯, રવિવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. પછી વૃત્તપત્રવાચન. પરચૂરણ

કામો. કાગળો. ૯–૩૦ થી ૧૧–૩૦ સુધી શ્રી અંબાલાલ સારાભાઈને ત્યાં એમની પુત્રી ચિ. ગીતાનાં લગ્ન-પ્રસંગે ગયો હતો. વર શ્રી સત્યદેવ માયેર સંયુક્ત પ્રાંત તરફના છે. લગ્ન રજિસ્ટર વિધિથી થયું. સાક્ષીદારો પૈકી હું એક હતો.

ત્યાં શ્રી શંકરલાલ બૅંકર[21] અને બીજા ઘણા બધા લોકો મળ્યા. સ્વાભાવિક જ, સરકારી નીતિ-ધોરણ અને કાપડ પરના કંટ્રોલની વાતો નીકળી. મેં મારો અભિપ્રાય બેધડક વ્યક્ત કર્યો. આ બધા મિલ-માલિકો અને વેપારી લોકો શા સારુ ફરી ફરી સરકાર પાસે દોડી જાય છે અને શા માટે પોતાનું અપમાન કરાવી લે છે?

પ્રધાનમંડળમાંના ઘણાખરા લોકો સત્તાના કારણે બેલગામ અને અહમ્‌થી ભરેલા થયા છે એ વિષે મને તો શંકા જણાતી નથી. ઠીક.

ઘેર આવ્યા બાદ વાચન, વગેરે. જમવામાં આજે ખૂબ જ મોડું (૧૨–૪૫) થયું! ભોજન બાદ આરામ. પછી, રોજનીશી-લેખન.

મુંબાઇ જવાની બાબતમાં કાગળો. ગવાડા ગામના લોકો આવ્યા તેમને ચરખાના કામ માટે બસો રૂપિયા ઉછીના આપ્યા. ત્યાર બાદ 'પ્રેમી' નામના ગૃહસ્થે (ભાઈશંકર ઓઝા) ગાંધીજી પર પુસ્તક લખ્યું છે એની પ્રસ્તાવના લખી. પછી શ્રી બંસીધરના[22] ભાઈ[23] (Lee & Muirhead વાળા) વિશ્વપ્રવાસની માહિતી-ની બાબતમાં આવ્યા હતા. અમેરિકા, જાપાન અને ચીન એ પ્રદેશોનો પ્રવાસ કરવો અને આ દેશો જોવા એમ મનમાં ઇચ્છા છે. ચીન બાજુમાં તો શાંતિ નથી, અને આ બધો પ્રવાસ ખૂબ જ ખર્ચાળ એ પણ ખરું. આ પ્રવાસ માટે એકંદરે પંદર હજાર સુધી ખર્ચ કરવાને હું તૈયાર છું. ૭ મહિના રહેવાનું, અને સૌ.વતી અને મારે એમ બન્નેએ ફરવાનું. હવે, એમની પાસેથી શો અંદાજ આવે છે તે જોવાનું રહ્યું.[24]

પછી શ્રી .....................નામનો છોકરો મળ્યો. ગયા અઠવાડિયામાં બે ત્રણ સ્થળે એના સાંભળવામાં આવ્યું કે, 'ગોડસેને ફાંસી આપી હુએ તો ખરા; પછી કૉંગ્રેસી આગેવાનોને જોઈ લઈશું'. એવું કેટલાક લોકો બોલી રહ્યા છે. શ્રી........ને એ પ્રકારનું બોલતા એણે સાંભળ્યા હતા. એટલે, કશું કાવતરું હોવું જોઈએ અને એનું મૂળ પકડવું જોઈએ એવી આ છોકરાની સૂચના. આ બાબતમાં એ મદદ કરવાને તૈયાર છે. આ છોકરાના બોલવા પર મારો વિશ્વાસ બેસતો નથી. તેમ છતાં, જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડન્ટને એણે મળવું એવું મેં એને કહ્યું. પછી શ્રી યશોધર મહેતા[25] (સર ચિનુભાઈના બનેવી) મળવા આવ્યા હતા. સારો એવો સમય બેઠા હતા. ખૂબ વાતોચીતો થઈ.

સ્નાન, પ્રાર્થના, વગેરે આટોપીને ૮–૩૦ વાગે શ્રીમતી અનસૂયાબેન[26]ને ત્યાં અમે બન્ને ગયાં. આજે શ્રીમતી અનસૂયાબેન ભારે મોટા અકસ્માતમાંથી બચી ગયાં. પાણીનો નળ ખોલવા ગયાં એમાંથી વીજળીનો આંચકો લાગીને તેઓ પડયાં; હાથ છૂટીને પડયાં એટલું સારું, નહિ તર પ્રાણ જ ચાલ્યો જાત! ભોજન સમયે શ્રી અંબાલાલ સારાભાઇ, શ્રી કસ્તુરભાઇ, શ્રી અંબાલાલના નવા વેવાઇ, વગેરે લોકો હતા.

ભોજન બાદ કૉફી પીવા માટે શ્રી અંબાલાલને ત્યાં જઈને પછી શેઠ કસ્તુરભાઈને ત્યાં ડોકિયું કરીને ૧૦–૩૦ના અરસામાં ઘેર પાછાં આવ્યાં. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ શ્રી જયેન્દ્રરાવ વજુભાઈ દિવેટિયા. અમદાવાદના ધારાશાસ્ત્રી. હાલમાં નિવૃત્ત જીવન ગાળે છે. સદ્‌ગત હરસિદ્ધભાઈ દિવેટિયાના તેઓ નાના બંધુ થાય.

૨ ગુજરાત લૉ સોસાયટીની સ્થાપના અમદાવાદમાં સને ૧૯૨૯માં થઈ. આરંભકાળથી જ દાદાસાહેબ લૉ સોસાયટી સાથે સક્રિયપણે જોડાયેલા હતા. સોસાયટીની લૉ કૉલેજ અમદાવાદમાં એલિસબ્રિજમાં જે સ્થળે શરૂ થઈ એ જ પ્રાંગણમાં તે આજે પણ ચાલુ છે; અને, અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના કે ગુજરાત યુનિવર્સિટીના પ્રાંગણમાં તેનું સ્થળાંતર થયું નથી.

૩ સદ્‌ગત ડૉ. ચંદુલાલ મ. દેસાઈ. 'ગુજરાતના છોટે

સરદાર'નું બિરુદ પામનાર ચંદુલાલભાઈ નિર્ભય, નિઃસ્પૃહ અને કૃતનિશ્ચયી સમાજસેવક તથા રાજકીય કાર્યકર હતા. સ્વાતંત્ર્ય સંગ્રામમાં, સ્વાભાવિક જ, તેઓ સક્રિય રહ્યા હતા, અને જેલ-વાસ પણ એમણે અનેક વાર વેઠ્યો હતો. દસકાઓ સુધી તેઓએ સેવાશ્રમ સંસ્થા ભરૂચમાં ચલાવી અને એ દ્વારા ગરીબ તેમ જ મધ્યમ વર્ગના દર્દીઓની સેવા કરી. ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિમાં તેઓની ગણના એક સ્પષ્ટ વક્તા અને ધૈર્યશીલ નેતા તરીકેની થતી. ગયા વર્ષે (સને ૧૯૬૮) ચંદુલાલભાઈનું લાંબી માંદગી બાદ બુઝર્ગ વયે દુઃખદ અવસાન થયું. ડૉક્ટરસાહેબ ચપળ અને કુશાગ્ર બુદ્ધિના, વિનોદી સ્વભાવના તથા મર્માળ ટીકા–ટિપ્પણ કરનારા હતા; પ્રેમાળ અને સંસ્કારી પણ એટલા જ હતા.

૪ અમદાવાદના એક જૂના અને જાણીતા હૉલ તરીકે પ્રેમાભાઈ હૉલ ઐતિહાસિક પણ છે. જો કે, કમભાગ્યે, છેલ્લાં અનેક વર્ષોથી એ હૉલ અદૃશ્ય જેવો છે. ભદ્ર વિસ્તારમાં, ભદ્રકાળીના મંદિર સામે, વિશાળ જગ્યા પર આવેલો આ હૉલ નવેસરથી બાંધવા માટે જમીનદોસ્ત કરાયો છે; પણ, સદ્-ભાગ્યે, એ નામશેષ થયો નથી! ગુજરાત વિદ્યાસભા સંચાલિત આ હૉલને નવેસરથી અને ખૂબ મોટા પાયા પર, તથા આધુનિક સુખસગવડો સાથે બાંધવા માટે અમદાવાદના નામાંકિત દાનવીર શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ તથા તેમનાં કુટુંબી-જનોએ એના બાંધકામ માટે રૂપિયા પચીસ લાખથી વધુ રકમની બાદશાહી સખાવત કરી છે. વિશેષ નોંધપાત્ર અને અભિનંદનીય બાબત એ છે કે નવા બંધાનારા આ હૉલનું નામ 'પ્રેમાભાઈ હૉલ' તરીકે જ ચાલુ રહેવાનું છે. હાલના 'અંદાજ પ્રમાણે, નવો પ્રેમાભાઈ હૉલ ૧૯૭૨–૭૩ની સાલ સુધીમાં તૈયાર થશે. શહેરની મધ્યમાં આવેલા પ્રેમાભાઈ હૉલમાં ભૂતકાળમાં કેટકેટલા કાર્યક્રમો, વ્યાખ્યાનો, વિવિધ પ્રકારની સભાઓ, નાટકો, વગેરે થયાં અને ભજવાયાં છે એ બધાંનો કોઈ ઇતિહાસ પ્રિય સંશોધક અભ્યાસી વિગતવાર અહેવાલ રજૂ કરે તો તે જરૂર રસિક અને રોમાંચક બની રહે.

૫ ગુજરાતમાં તેમ જ અમદાવાદમાં મરાઠી-ભાષી ભાઈ-બહેનોની સંખ્યા ઠીક ઠીક રહી છે, બલકે એ એકંદરે વધી પણ રહી છે. અમદાવાદમાં મરાઠી-ભાષી ભાઈ-બહેનોની સંખ્યા સહેજે પચાસ હજારની ઉપર હશે. મરાઠી માધ્યમની પ્રાથમિક શાળાઓ અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ દ્વારા ચાલવા ઉપરાંત મહારાષ્ટ્ર શિક્ષણ મંડળના ઉપક્રમે બે મરાઠી માધ્યમિક શાળાઓ પણ ભદ્રમાં ને ગોમતીપુરમાં કેટલાંક વર્ષોથી ચાલે છે. નાનાંમોટાં આશરે ચાળીસેક મરાઠી-ભાષી સામાજિક મંડળો અમદાવાદમાં અત્યારે છે, એમાં સૌથી જૂની સંસ્થા તે મહારાષ્ટ્ર સમાજ. એની સ્થાપના સને ૧૯૨૪માં સદ્‌ગત રાવસાહેબ પાવગીએ કરી. મહારાષ્ટ્ર સમાજ સાથે દાદાસાહેબનો સંબંધ સ્વા-ભાવિક જ ગાઢ અને ઉત્કટ રહ્યો, પણ તે મુખ્યત્વે સાંસ્કૃતિક અને સમાજસેવાની કક્ષાએ. સમાજના પ્રમુખપદે પણ દાદાસાહેબ કેટલાંક વર્ષ રહ્યા હતા અને સ્થાનિક ગુજરાતી-ભાષી જનસમુદાય સાથે હળીમળીને રહેવાની મહારાષ્ટ્ર સમાજની પરંપરા રચવામાં તથા તેને દૃઢ કરવામાં દાદાસાહેબનો ફાળો ગણનાપાત્ર અને ગૌરવભર્યો હતો.

૬ મંગળા ગૌર એ મહારાષ્ટ્રની પરિણિત બહેનોનું એક મંગલ અને શુભ આનંદ-પર્વ છે. આપણે ત્યાં ગુજરાતમાં કુમારિકાઓ અને તરુણીઓ અષાઢ મહિનામાં ગોરોનું વ્રત ઊજવે છે તેની પાછળ જેમ સામાજિક મિલન અને ધાર્મિક સંસ્કાર ઉપરાંત સારા પતિ મળવા માટેની ઉમંગ-ભાવના અને પ્રાર્થના હોય છે તેમ મહારાષ્ટ્રમાં લગ્ન પછી વિવાહિત સ્ત્રીઓ સુખી સંસાર માટે તથા સુદીર્ઘ દાંપત્ય જીવન માટે 'મંગળા ગૌર'નું આ વ્રત ઊજવે છે. શ્રાવણ મહિનામાં આ ઊજવણી થાય છે. લગ્ન પછીના પહેલા શ્રાવણ મહિનાથી જ સ્ત્રીઓ આ વ્રત શરૂ કરે છે જેમાં શ્રાવણ મહિનાના તમામ મંગળવારોએ ગૌરીની પૂજા તથા સાંજે સામા-જિક મિલન, વગેરે કાર્યક્રમ થાય છે. પાંચ વર્ષ આ રીતે 'મંગળા ગૌર' ઊજવવાનો રિવાજ છે,

પણ કેટલીક સ્ત્રીઓ લાગલાગટ અગિયાર વર્ષ સુધી પણ આ ઉત્સવ મનાવે છે 'મંગળા ગૌર'ની આ પૂજા સામાન્યપણે નાના નાના સમૂહોમાં થાય છે. અને, જે સ્ત્રી સૌ પ્રથમવાર આ ઉત્સવમાં જોડાય છે તેને ઉમળકાભેર સહુ વધાવી લે છે. શ્રાવણ મહિનાના છેલ્લા મંગળવારે આખી રાત જાગરણ તથા રમત-ગમત, આનંદ-પ્રમોદ, વગેરેની મઝા બહેનો માણે છે. આપણે ત્યાં ગોરો ઊજવતી કુમારિકા બહેનો પણ છેલ્લા દિવસે જાગરણની મઝા માણતી જ હોય છે.

૭ અમદાવાદમાં સૌથી જૂની અને સરકારી ઉચ્ચ શિક્ષણ સંસ્થા ગુજરાત કૉલેજમાં ઘણાં વર્ષો સુધી મરાઠી વાઙ્મય મંડળની કાર્ય-પ્રવૃત્તિઓ ચાલુ હતી. જૂના મુંબાઈ ઈલાકામાં અને ત્યાર પછી પણ મુંબાઈના વિશાળ દ્વિભાષી રાજ્યના છેક અંત સુધી (સને ૧૯૬૦, એપ્રિલ આખર) ગુજરાતી-મરાઠી-ભાષી ભાઈ-બહેનો, સ્વાભાવિક, અનેક ક્ષેત્રે એક-મેકના નિકટ પરિચય અને સંપર્કમાં આવતાં ને રહેતાં. મરાઠી-ભાષી અધ્યાપકોની સારી એવી સંખ્યા ગુજરાત કૉલેજમાં એ જમાનામાં રહેતી, તેથી પણ મરાઠી વાઙ્મય મંડળ જેવી સંસ્થાઓને પોષણ અને વેગ મળતાં. ગુજરાતી-ભાષી વિદ્યાર્થીઓ અને અધ્યાપકો પણ આવા કાર્યક્રમોમાં સામેલ થઈ શકતાં. આંતર ભારતીનું ઉમદા કાર્ય આ રીતે અનાયાસે થતું તે આજે સર્વત્ર—ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં—લગભગ બંધ જેવું રહ્યું છે અને પ્રયત્નપૂર્વક પણ આવી સંસ્કાર-સાહિત્ય પ્રવૃત્તિઓ ચલાવવાનો ઉત્સાહ અને પુરુષાર્થ શિક્ષણ ક્ષેત્રે દેખાતો નથી એ એક રીતે કમનસીબી જ છે.

૮ ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલપદે અનેક નામાંકિત મરાઠી-ભાષી વિદ્વાનો રહી ચૂકયા તેમાં સર્વશ્રી ભાંડારકર, વેલિંગકર, ગૂંજીકર, વગેરેની ગણના અવશ્ય કરવી રહી. આ બધા મહાનુભાવો એમના પોતપોતાના વિષયોમાં ખૂબ પ્રવીણ હતા જ, તે સાથે તેઓ કુશળ શિક્ષક અને વિદ્યાર્થીપ્રિય વહીવટકર્તા તરીકે પણ પંકાયા હતા.

૯ દાદાસાહેબના એક બાલમિત્ર સદ્‌ગત વામન શિવરામ પુસાળકર વિષેનું હૃદયસ્પર્શી સંસ્મરણ દાદાસાહેબે પોતે જ ટાંક્યું છે તે 'અભ્યાસ'ના ફેબ્રુઆરી ૧૯૬૯ (સળંગ અંક ૯૧)ના વિશેષાંકમાં દાદાસાહેબના લેખ 'રાજપુર હાઈસ્કૂલનાં સંસ્મરણો'માં સામેલ છે. (જુઓ પૃ. ૨૪૬-૨૪૭)

૧૦ તા. ૨૧ એપ્રિલ ૧૯૪૭ ને રોજ મુંબાઇ સરકારે તેના ક્રમાંક ૭૮૫૯ ઠરાવ મુજબ, ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે જરૂરી ચર્ચા-વિચારણા કરવા તથા ભલામણો રજૂ કરવા માટે જે સમિતિની નિમણૂંક કરી તેના પ્રમુખપદે દાદાસાહેબની વરણી સરકારે કરી હતી. પ્રમુખ સહિત બાર સભ્યોની બનેલી આ સમિતિએ ત્રણ વર્ષ સુધી ઉત્કટ વિચારણા કરીને તથા સમગ્ર ગુજરાતમાં વિવિધ શિક્ષણ-સંસ્થાઓની મુલાકાતો લઈને અને કેળવણીકારો અને જાહેર કાર્યકરો સાથે વાતચીત, પ્રશ્નોત્તરી, વગેરે કર્યા બાદ એક અહેવાલ તૈયાર કર્યો. આ સમિતિ, આ પ્રકારની સમિતિઓના રિવાજ મુજબ એના અધ્યક્ષના નામથી, 'માવળંકર સમિતિ' તરીકે ઓળખાવા લાગી. એ સમિતિનો અહેવાલ સહુ સભ્યોએ સંમત કરેલો અને જરૂરી નોંધ કે વિરોધ ટિપ્પણવાળો છે, પણ અહેવાલના મુસદ્દાને મુખ્ય માર્ગદર્શન તથા ઘાટ સ્વાભાવિક જ દાદાસાહેબ તરફથી મળ્યાં.

૧૧ શેઠશ્રી ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા, અમદાવાદના એક અગ્રણી મિલમાલિક અને નામાંકિત સામાજિક કાર્યકર. અમદાવાદ વ્યાયામ મહામંડળના પ્રમુખપદે તેઓ અનેક વર્ષોથી હોઈ વ્યાયામ અને રમતગમત ક્ષેત્રે એમનું સુંદર પ્રદાન રહ્યું છે. રેડ ક્રૉસ તથા સેંટ જૉન ઍમ્બ્યુલન્સની પ્રવૃત્તિઓ સાથે પણ તેઓ સંકળાયેલા છે. ધાર્મિક અને સંસ્કારી ઉત્સવો તથા પ્રવૃત્તિઓમાં પણ તેઓ ઉત્કટ રસ દાખવે છે.

૧૨ સદ્‌ગત શ્રીમતી લીલાવતીબેન દેસાઈ અમદાવાદ અને ગુજરાતના એક અગ્રણી સ્ત્રી કાર્યકર હતા. રાજકીય પ્રવૃત્તિઓમાં અને સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તેઓ અગ્રેસર હતાં. ગાંધીજી, સરદાર વલ્લભભાઈ, દાદાસાહેબ, વગેરે સાથે રહીને લીલાવતીબેને સમાજસેવાનું અને ખાસ કરીને સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય સરસ કર્યું.

૧૩ શ્રીમતી પેરિનબેન મિસ્ત્રી. અમદાવાદનાં એક જાણીતાં સ્ત્રી-કાર્યકર.

૧૪ કુ. હેમલતાબેન હેગિષ્ટે. સદ્‌ગત વસંતરાવ હેગિષ્ટેનાં નાનાં બહેન. અમદાવાદના રાજકીય અને સામાજિક ક્ષેત્રે હેમલતાબેન સક્રિય રહ્યાં છે. તેઓ એલ. એલ. બી. થયાં છે. અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડના ઉપાધ્યક્ષપદે તેઓ ચાર વર્ષ (સને ૧૯૬૧ થી સને ૧૯૬૫) હતાં. હાલમાં તેઓ કસ્તુરબા સ્મારક-નિધિની ગુજરાત શાખાનાં મુખ્ય પ્રતિનિધિ તરીકેની કામગીરી સંભાળે છે.

૧૫ જ્યોતિસંઘ સંસ્થા અમદાવાદની અને ગુજરાતની એક સુપ્રસિદ્ધ સામાજિક સંસ્થા છે. સ્વાતંત્ર્ય-સંગ્રામના સમયમાં આ સંસ્થાની સ્થાપના શ્રીમતી મૃદુલાબેન સારાભાઈ, તથા અન્ય વિરાંગનાઓએ કરી. સ્ત્રીજીવનનાં વિવિધ પાસાંને સ્પર્શતી અને સ્ત્રીઓના વિકાસ માટે સતત કાર્યશીલ રહેલી આ સંસ્થાનું કાર્યકર-વૃંદ બહેનોનું જ હોઇ એમણે સંસ્થાનું જ્યોતિસંઘ નામ વાસ્તવમાં સાર્થક કરી બતાવ્યું છે, અને નિર્ભયતા તથા સમાજસેવાનો પ્રકાશ નારીસમાજમાં પ્રસારિત કરવાનું ચાલુ રાખ્યું છે. આજે અમદાવાદમાં ટિળક રોડ (રિલીફ રોડ) પર જ્યોતિસંઘનું પોતાનું મકાન હોઈ એમાં વિવિધ પ્રવૃત્તિઓ, અભ્યાસ વર્ગો તથા માસિક જ્યોતિસંઘ પત્રિકા, વગેરે કાર્યો ચાલે છે.

૧૬ મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંશોધક અને પ્રખર ઇતિહાસવિદ્ સદ્‌ગત ઇતિહાસાચાર્ય વિશ્વનાથ કાશીનાથ રાજવાડેની પુણ્યસ્મૃતિમાં સ્થપાયેલી આ સંસ્થા ધુળિયામાં કામ કરે છે. તે ઉપરાંત, મુખ્યત્વે, 'રાજવાડે ઇતિહાસ સંશોધન મંડળ'નું કાર્ય છેલ્લા અનેક દસકાઓથી પૂનામાં સરસ ચાલી રહ્યું છે.

૧૭ શ્રી. સૌ. નીલા અનંતવિજય નાઈક. દાદાસાહેબની પૌત્રી (પુત્રી શ્રી. સૌ. કમલા ઊર્ફે તાઈ મોઘેની જ્યેષ્ઠ કન્યા). નીલાએ વડોદરામાં રહીને ઉચ્ચ શિક્ષણ મેળવ્યું અને ત્યાંથી ડૉકટરની ઉપાધિ પ્રાપ્ત કરી. હાલમાં નીલા એના પતિ સાથે હૈદ્રાબાદ (આંધ્ર પ્રદેશ)માં રહે છે.

૧૮ શ્રી દામોદર નરહર શિખરે. મહારાષ્ટ્રના એક જાણીતા ગાંધીવાદી લેખક અને બુઝર્ગ સમાજ કાર્યકર. એમણે મરાઠી ભાષામાં ખાસ કરીને શાળા-મહાશાળાના વિદ્યાર્થીઓ માટે અનેક સુંદર બોધપ્રદ પુસ્તકો તથા જીવનચરિત્રો લખ્યાં છે. દાદાસાહેબ જે વર્ષમાં (૧૯૫૬) અવસાન પામ્યા એ જ વર્ષમાં ઑક્ટોબર મહિનામાં શ્રી શિખરેએ મરાઠી ભાષામાં દાદાસાહેબનું હૃદયસ્પર્શી અને સંક્ષિપ્ત જીવનચરિત્ર રસમય શૈલીમાં લખ્યું તેનો ગુજરાતી અનુવાદ સન્નિષ્ઠ પ્રકાશન–૬ તરીકે, શ્રી હીરાલાલ પોપટલાલ શાહે કરેલો, નવેંબર ૧૯૬૭માં પ્રસિદ્ધ થયો છે. શ્રી શિખરે છેલ્લાં પચીસેક વર્ષથી 'महात्मा' માસિક મરાઠી ભાષામાં ચલાવી રહ્યા છે. અત્યારે તેઓ મહારાષ્ટ્ર રાજ્ય ગાંધી શતાબ્દી કાર્યમાં ઉત્કટપણે જોડાયેલા છે.

૧૯ દાદાસાહેબનાં માતુશ્રી પૂજ્ય બાઈની હયાતીમાં અને ત્યાર પછી પણ ઘરમાં દેવપૂજા, આદિ રોજ થતાં હોઈ જ્યારે જ્યારે ધાર્મિક પ્રસંગો કે વ્રતોત્સવો હોય ત્યારે ત્યારે ખાસ પૂજા થાય તેને કારણે જમણનો સમય લંબાય. દાદાસાહેબને મધુમેહનું દર્દ હોવાથી, અને આમે ય તેઓ નિયમિતતાના આગ્રહી રહ્યાથી, એમનાં નિત્ય જીવનનાં વિવિધ ક્રમોમાં વિલંબ કે અનિયમિતતા તેમને ગમતાં નહીં. અલબત્ત, આવી બાબતોને તેઓ અપવાદરૂપે ગણીને સહી લેતા અને માતા તથા પત્ની તથા કુટુંબીજનોની ધાર્મિક ભાવના તેમ જ સાંપ્રદાયિક રીતરિવાજોને પોતાને કારણે આંચ આવવા દેતા નહિ. અંગત અને કૌટુમ્બિક જીવનમાં તેમ જ જાહેર જીવનમાં દાદાસાહેબની વિચારસરણી તથા રીતભાત ઉદારમતવાદી હતી.

૨૦ શ્રી મોતીલાલ સેતલવાડ ભારતના એક નામાંકિત કાયદા-નિષ્ણાત છે. હાલમાં તેઓ રાજ્યસભાના રાષ્ટ્રપ્રમુખ-નિયુક્ત સભ્ય છે. અગાઉ તેમણે ભારતના ઍટર્ની–જનરલ તરીકે કાર્ય કર્યું હતું. મહાન પિતા (સદ્‌ગત સર ચિમનલાલ સેતલવાડ)ના આ મહાન પુત્ર 'બાપ સે બેટા સવાઈ' ન્યાયે હિંદુસ્તાનમાં અને દુનિયામાં વકીલો તથા બંધારણીય ધારાશાસ્ત્રીઓના વર્ગોમાં ખૂબ પ્રેમાદર પામેલા સજ્જન છે. અમદાવાદમા એમણે તા. ૭ ઑક્ટોબર ૧૯૫૪ ને રોજ, તે અરસામાં જ (તા. ૧૫ ઑગસ્ટ ૧૯૫૪) સ્થપાએલી હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ-

ટયૂટમાં દાદાસાહેબના અધ્યક્ષપદે પ્રવચન કર્યું હતું.
શ્રી. શંકરલાલ ઘેલાભાઈ બૅંકર. અમદાવાદના અને
ગુજરાતના એક બુઝર્ગ અને સુપ્રસિદ્ધ સમાજ-
સેવક. મજૂર પ્રવૃત્તિ સાથે તેઓ છેલ્લાં પચાસ
વર્ષ કરતાં વધુ સમયથી ગાઢ રીતે સંકળાયેલા છે.
ગાંધીજીના નિકટના સંબંધમાં તેઓ આવ્યા ત્યારથી
ગાંધીજીના સિદ્ધાંતો અને માર્ગદર્શન અનુસાર
ચાલતી અમદાવાદની મજૂર પ્રવૃત્તિમાં ઓછેવત્તે
અંશે સતત ભાગ લેતા રહ્યા છે. શંકરલાલભાઈ
વિલાયતમાં હતા તે દરમિયાન, ૧૯૧૪ની સાલમાં,
ગાંધીજીનાં દર્શનનો પ્રથમ લાભ એમને મળ્યો.
શંકરલાલભાઈનો જન્મ તા. ૨૭ ડિસેમ્બર ૧૮૮૯ ને
રોજ વૈષ્ણવ કુટુંબમાં થયો. એમનાં માતુશ્રી ભાવિક
વૈષ્ણવ હતાં, એટલે તેઓ ભક્તિના વાતાવરણમાં
ઊછર્યા હતા. ૮૦ વર્ષની ઉંમરે પહોંચેલા શંકરલાલ-
ભાઈ હજી ઠીક ઠીક તરવરાટ અને ઉત્સાહ સાથે
મજૂર પ્રવૃત્તિ અંગેનાં કાર્યો તેમ જ લેખન-
વાચન કરે છે. વાતચીતના તેઓ રસિયા છે.
બાળક સાથે બાળક જેવા અને મોટા સાથે મોટા
જેવા થઈને જ્ઞાનગમ્મત કરાવતા શંકરલાલભાઈનું
વ્યક્તિત્વ પ્રસન્ન ને પ્રફુલ્લિત છે. પોતાના જાહેર-
જીવન ં સંસ્મરણો અને અનુભવો એમણે 'ગાંધીજી
અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ' નામના ૫૪૨ પાનાંના ગ્રંથમા
સુંદર પ્રવાહી શૈલીમાં નવેમ્બર ૧૯૬૭માં રજૂ કર્યા
છે. તેઓ અમદાવાદમાં 'રિટ્રીટ'માં રહે છે.

૨૨ સદ્દગત બંસીધરભાઇ ગોવર્ધનલાલ પરીખ. વેપારી
ક્ષેત્રે રહેવા સાથે તેઓ ધાર્મિક અને સાંસ્કૃતિક
પ્રવૃત્તિઓ સાથે પણ સંકળાયેલા હતા. એમને અનેક
બાબતોમાં રસ હતો અને સાહિત્યનો શોખ પણ
એમને ખરો. પોતાના એક વડીલ કુટુંબીજન સદ્દગત
શેઠ મંગળદાસ ગિરધરદાસનું જીવનચરિત્ર બંસી-
ધરભાઈએ ગુજરાતીમાં લખ્યું છે તેમ જ સંપા-
દિત કર્યું છે અને એ ગ્રંથરૂપે પ્રગટ પણ થયું છે.

૨૩ શ્રી નટવરલાલ ગોવર્ધનલાલ પરીખ. સદ્દગત
બંસીધરભાઈના નાના ભાઇ. શ્રી નટવરભાઇ મુંબાઈ-
માં રહે છે. તેઓ સદ્દગત શેઠ મંગળદાસ
ગિરધરદાસના જમાઈ થાય. મુસાફરી માટેનું
આયોજન કરતી તથા અંગેની તે વિવિધ સગવડો
પૂરી પાડતી ભારતની જાણીતી સંસ્થા લી ઍન્ડ-
મ્યુરહેડ (ઇન્ડીઆ) પ્રાઈવેટ લિ. શ્રી નટવર-
ભાઈ તથા તેમના સુપુત્રો ચલાવે છે.

૨૪ દાદાસાહેબને પ્રવાસનો ઘણો શોખ હતો અને દેશમાં
તેમ જ વિદેશોમાં એમણે ઠીક ઠીક પ્રવાસો ખેડયા
હતા. પાછળનાં વર્ષોમાં જાહેર જીવનના કાર્યબોજને
કારણે તેઓ મન ચાહે તેટલો વખત હરીફરી શકતા
નહોતા તો પણ નવા નવા પ્રદેશો જોવા-જાણ-
વાની એમની ઉત્કંઠા હંમેશ રહેતી. અને, એ
દિશામાં બનતો આનંદ મેળવવાનો તેઓ પ્રયાસ
કરતા. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આવા
પ્રવાસો તેમણે પોતાના ખર્ચે કર્યા હતા, સિવાય
કે, વિદેશોમાં તેઓ અન્ય સરકારો કે સંસ્થાઓના
નિમંત્રણથી સત્તાવાર મહેમાન તરીકે ગયા હોય.
ભારતની અંદર પણ સ્પીકર તરીકેની સેવાઓ બજા-
વવા માટે જે પ્રવાસો કરવાના હોય તેટલા પૂરતું
સત્તાવાર રીતે પ્રવાસ-ખર્ચ મેળવતા, પણ બાકીના
બધા પ્રવાસો–જાહેર કાર્યોને અંગે પણ–દાદાસાહેબ
પોતે જ કરતા. દાદાસાહેબનાં પત્ની તેમ જ
કુટુંબીજનો જો કોઈ પ્રવાસમાં જોડાયાં હોય તો
તેમનો ખર્ચ તો દેખીતી રીતે જ દાદાસાહેબ
પોતે જ ઉઠાવતા. વિદેશોનો જે સૂચિત પ્રવાસ
એમના મનમાં હતો તે તેઓ ખેડી શકયા નહોતા.
અલબત્ત, સ્પીકર તરીકે ભારતીય પ્રતિનિધિમંડળના
નેતાની હેસિયતથી તેમણે યુરોપ, અમેરિકા, કૅનેડા,
વગેરે દેશોના પ્રવાસો કર્યા હતા ખરા.

૨૫ શ્રી યશોધર નર્મદાશંકર મહેતા. ગુજરાતના એક
જાણીતા લેખક અને સાહિત્યકાર. 'સરી જતી
રેતી' નવલકથાના રસિક લેખક શ્રી યશોધરભાઈ
વર્ષોથી 'સરી જતી કલમ'નો વિભાગ પણ અમદા-
વાદના દૈનિક પત્ર 'જનસત્તા'માં દર અઠવાડિયે લખે
છે અને એમાં પોતાના વિચારો અને અભિપ્રાયો
સચોટ રીતે, નિખાલસતાથી અને વિદ્વત્તાભરી ઢબ-
કાઈથી રજૂ કરે છે. એમણે અનેક પુસ્તકો લખ્યાં
છે. ઉચ્ચ શિક્ષણ એમણે ઇંગ્લૅન્ડમાં મેળવ્યું હોઈ
(અનુ. પૃ. ૪૫૨)

# સ્વાધ્યાય • સંશોધન • સર્જન

## મહાન બંગાળી સાહિત્યકાર: બંકિમચંદ્ર ચૅટરજી

કૃષ્ણવદન જેટલી

'વંદેમાતરમ્' ગીતને ભારતે રાષ્ટ્રગીત જેવું માનભર્યું સ્થાન આપ્યું છે. તેના રચનાર બંગાળી નવલકથાના અત્યંત લોકપ્રિય લેખક શ્રી બંકિમચંદ્ર ચૅટરજીએ તેમની નવલકથા 'આનંદમઠ'માં આ ગીત પ્રથમ વખત રજૂ કર્યું હતું. ઓગણીસમી સદીમાં



બંગાળી સાહિત્યના ક્ષેત્રમાં તેમનું નામ અત્યંત ચમકતું હતું. જેવું મહાન કાર્ય બંગાળી કાવ્યક્ષેત્રે માઈકલ મધુસુદન દત્તે કર્યું તેવું મહાન કાર્ય નવલકથાના ક્ષેત્રે બંકિમચંદ્ર ચૅટરજીએ કર્યું. ભારતની અનેક ભાષાઓમાં તેમની નવલકથાઓના અનુવાદ થયા છે અને કેટલીક નવલકથાઓ ચિત્રપટ સ્વરૂપે પણ લોકપ્રિય બની છે. ઈ. સ. ૧૮૭૨માં તેમણે બંગાળી સાહિત્ય-સર્જનને વેગ આપવા અને ઉચ્ચ સ્થાને લઈ જવા 'બંગદર્શન' નામનું માસિક શરૂ કરેલું. બંગાળના અને ભારતના આ મહાન સાહિત્યકારના માનમાં તેમની ૧૩૦મી જન્મ જયંતી ઊજવવા ભારત સરકારે એક ટપાલ-ટિકિટ ૧૯૬૮ના નવેમ્બર માસમાં પ્રગટ કરી છે. તેમના 'વંદેમાતરમ્' ગીતે અને શબ્દે દેશપ્રેમની ભાવના અને સ્વાતંત્ર્ય-યુદ્ધમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. તો આ માનનીય બંગાળી નવલકથાકાર-નિબંધકાર-સાહિત્યકારનો આપણે પરિચય સાધીએ એ જ તેમના સન્માનમાં આપણો ફાળો આપવાનો યોગ્ય માર્ગ છે.

બંકિમચંદ્ર ચૅટરજીનો જન્મ ઈ. સ. ૧૮૩૮માં ૨૭મી જૂને એક રૂઢિચુસ્ત બંગાળી કુટુંબમાં નૈહારી પાસેના કાતલપારા ગામમાં થયો હતો. નવી સ્થપાયેલી કલકત્તા યુનિવર્સિટીના પ્રથમ બે સ્નાતકોમાંના તેઓ એક હતા, અને સને ૧૮૫૮માં બી.એ.ની ઉપાધિ તેમણે પ્રાપ્ત કરી. એ જ વર્ષે તેઓ ડેપ્યુટી કલેક્ટર-નાયબ સમાહર્તા—તરીકે સરકારી નોકરીમાં નીમાયા. તેઓ કાર્યક્ષમ અને ખુમારીવાળા હતા, તેથી, કેટલીક વખત તેમના વડા અંગ્રેજ અધિકારીઓ સાથે સંઘર્ષ થતો, પણ તેમાં તેઓ વિજયી થતા. ૮મી એપ્રિલ ૧૮૯૪ને દિવસે તેઓ દેવલોક પામ્યા.

તેમના સાહિત્ય-પ્રેમે પ્રારંભમાં તો તેમને કાવ્ય-લેખન પ્રત્યે આકર્ષ્યા. તેઓ ઈશ્વરચંદ્ર ગુપ્તને અનુસરી કાવ્યો લખવા લાગ્યાં. તેમનાં કાવ્યો 'સંવાદ પ્રભાકર'માં પ્રગટ થતાં. ઈ. સ. ૧૮૫૩માં તેમના બે કાવ્યસંગ્રહો 'લલિતા' અને 'માનસી' પ્રગટ થયા. પરંતુ, તે પછી તેમને લાગ્યું કે તેમનું ક્ષેત્ર જુદું છે. તે સમયે અંગ્રેજી ભાષામાં લખવામાં લોકો ગૌરવ લેતા; અને, બંકિમચંદ્રે પણ એ ધૂનમાં ઈ. સ. ૧૮૬૪માં Rajmohan's Wife નામની તેમની પ્રથમ નવલકથા અંગ્રેજીમાં લખી. આ સ્વદેશાભિમાની લેખકને

પરદેશી ભાષામાં લખવા કરતાં માતૃભાષામાં લખવાનું ડહાપણ સૂઝ્યું. તેમણે તેમની બીજી નવલકથા બંગાળીમાં લખી. પ્રથમ નવલકથા તેમણે એક સ્પર્ધા માટે લખી હતી. પરંતુ, તેમાં તેઓ ઈનામ મેળવી ન શક્યા અને તે પ્રગટ ન થઇ. કદાચ, અંગ્રેજીમાં લખેલી 'રાજમોહનની પત્ની' આ નવલકથાનો જ અનુવાદ છે.

બંગાળીની પ્રથમ નવલકથા તરીકે સાહિત્યમાં ગણાતી 'આ બાલેર ઘરેર દુલાલ' (સારા કુટુંબનો લાડકો) ઇ. સ. ૧૮૫૭માં પ્રગટ થઈ હતી; અને તેના લેખક હતા પિયારી ચંદ મિત્ર (ઇ.સ. ૧૮૧૪-૮૩), અને તે 'ટેકચંદ ઠાકુર'ના ઉપનામથી લખતા. હિમાલય પર્વતનું સૌથી ઊંચું શિખર માઉન્ટ એવરેસ્ટ છે એવી શોધ કરનાર રાધાનાથ સિકદારના સહકારમાં શ્રી પિયારી ચંદ મિત્ર સ્ત્રીઓ માટે એક 'માસિક પત્રિકા' ચલાવતા હતા તેમાં આ નવલ હપ્તે હપ્તે પ્રગટ થઇ હતી. લાડથી બગડેલો સારા કુટુંબનો પુત્ર વિનાશ તરફ વળે છે તે વાતને આ નવલકથા રજૂ કરે છે. નાનો ભાઈ સારો છે અને તે મોટા ભાઈને બચાવે છે. તેમાં પ્રસંગોની હારમાળા છે, પણ તેમની ગૂંથણી બરોબર થઈ નથી. તેમાં હાસ્ય રસ છે તથા ઠગ ચાચા, મુસ્લિમ મુનશી, વગેરે પાત્રોમાં ઠગ ચાચાનું પાત્ર અવિસ્મરણીય બન્યું છે. પરંતુ, સને ૧૮૬૫માં બંકિમચંદ્રની પ્રથમ બંગાળી નવલકથા 'દુર્ગેશ નંદિની'ના પ્રકાશને કવિ માઈકલ મધુસૂદન દત્તના મહાકાવ્ય 'મેઘનાદ વધ' કરતાં ય વધુ સનસનાટી સાહિત્ય-ક્ષેત્રે ફેલાવી; અને, કવિ રવીન્દ્રનાથ ટાગોર તેમના 'આધુનિક સાહિત્ય'માં આ પ્રસંગને સાહિત્ય-ક્ષેત્રે રાત પછી ઊગેલા પ્રભાત સમાન ગણે છે. ભૂદેવ મુખરજીની 'અંગુરીય વિનિમય'ની વાર્તા જે ઐતિહાસિક નવલકથાના અંગ્રેજ લેખક સર વૉલ્ટર સ્કૉટની નવલકથા 'આઇવન્હો'નું અનુકરણ કરતી હતી તે વસ્તુ પર જ 'દુર્ગેશ નંદિની' આધારિત છે. પરંતુ, તેની નવીનતા અને રોમાંચક ઐતિહાસિક-આડંબરી ભૂમિકાવાળી પ્રેમ-કથાએ લોકોમાં અજબ આકર્ષણ જમાવ્યું, અને એથી જાણે બંગાળી નવલકથાનો યુગ આરંભાયો.

બંકિમચંદ્રે બીજે જ વર્ષે ૧૮૬૬માં આ સફળતામાં ઉમેરો કરતી બીજી નવલકથા 'કપાલકુંડલા' પ્રગટ કરી પોતાની કીર્તિમાં વધારો કર્યો. તેની નાયિકાનું નામ ભવભૂતિના નાટક 'માલતી માધવ'માં આવતી સાધ્વી પરથી લેવાયું છે અને કાલીદાસની શકુંતલા તથા શેક્સપિયરના નાટક 'ટેમ્પેસ્ટ-દરિયાઇ તોફાન'ની મિરાન્ડાનાં લક્ષણો આ નાયિકામાં તરતાય છે. કાવ્યાત્મક વસ્તુમાં કાવ્યાત્મક શૈલી દ્વારા આ લાગણીપ્રધાન નવલકથાની રચના કૌશલ્યપૂર્ણ બની છે, અને, બંકિમચંદ્રની શ્રેષ્ઠ કૃતિઓમાંની આ એક છે. સને ૧૮૬૯માં પ્રગટ થયેલ નવલકથા 'મૃણાલિની' કદાચ 'કપાલકુંડલા' પહેલાં રચાઈ હશે. આ નવલકથા લેખકનું ધોરણ સહેજ નીચું પાડે છે. પાત્રો વિકસ્યાં નથી અને વાત પ્રતીતિજનક નથી. પશુપતિ અને મનોરમાની સમાંતર વાર્તાઓનો વિકાસ બીજી જુદી નવલકથામાં થઈ શક્યો હોત.

નવલકથા ઉપરાંત વાર્તાઓ, હાસ્યરસિક શબ્દચિત્રો-પ્રસંગચિત્રો, ધર્મચર્ચા, નિબંધો, વગેરે લખી બંગાળી લોકોમાં સાંસ્કૃતિક જાગૃતિ લાવવા સને ૧૮૭૨માં બંકિમચંદ્રે "બંગદર્શન" માસિક પ્રગટ કરવા માંડ્યું. આ "બંગદર્શન"માં હપ્તે હપ્તે તેમની નવી સામાજિક નવલકથા 'વિષવૃક્ષ' (ઇ.સ. ૧૮૭૩)માં પ્રગટ થઈ. વિધવાના પુનર્લગ્નથી સર્જાતી કૌટુંબિક કરુણતાનું આમાં આલેખન છે. પરણેલો, સુખી, શિક્ષિત ધનિક યુવાન નગેન્દ્ર અકસ્માત કુન્દા નામની એક નિરાધાર કન્યાને મળે છે અને તેને આશ્રય આપે છે. આ કુન્દનંદિનીને નગેન્દ્રની પત્ની સૂર્યમુખીના સગાં સાથે પરણાવવામાં આવે છે, પણ થોડા વખતમાં તે વિધવા થઈ પાછી ફરે છે. નગેન્દ્ર કુન્દાના પ્રેમમાં પડે છે. સૂર્યમુખી આ વાત જાણી પોતાના પતિના સુખને ખાતર તેને કુન્દા સાથે લગ્ન કરવા પ્રેરે છે, અને, તેમનું લગ્ન થયા બાદ સૂર્યમુખી છાનીમાની ઘર છોડી ચાલી જાય છે. નગેન્દ્રનો કુન્દા પ્રત્યેનો પ્રેમ ઓસરી જાય છે, અને તે સૂર્યમુખીની શોધમાં ઊપડે છે. સૂર્યમુખીને મોતના પંજામાંથી એક સંન્યાસીએ બચાવી છે. નગેન્દ્રને સૂર્યમુખી પ્રાપ્ત થતાં ફરીથી તેમની પ્રીતિનો-મનનો મેળ ખાય છે. ભગ્નહૃદયી કુન્દા આપઘાત કરે છે. આ નવલકથામાં મધ્યમવર્ગીય કુટુંબનું જીવન સુંદર રીતે આલેખાયું છે, અને, વિવિધ પ્રસંગો અને ગૌણ પાત્રોથી વાત કંટાળાજનક

નથી લાગતી. આમાં બંકિમચંદ્ર રૂઢિચુસ્ત નીતિ-ઉપદેશકનું કામ કરે છે. તે પ્રગતિશીલ સમાજ-સુધારક નથી બની શકયા.

'ચંદ્રશેખર' નવલકથા (ઇ.સ. ૧૮૭૭)માં બે સમાંતર વસ્તુકથામાં મેળ ખાતો નથી. વાતાવરણ ઐતિહાસિક નથી, પરંતુ અઢારમી સદીનું છે. છતાં, તેની નાયિકા 'શૈવલિની'નું પાત્ર સરસ રીતે વિકાસ પામ્યું છે અને આલેખાયું છે. દૈવી ચમત્કારોના લેખકના મોહે વસ્તુને કથળાવ્યું છે.

'રજની' (ઈ.સ. ૧૮૭૭) નવલકથામાં બંકિમચંદ્ર વિલ્કી કૉલીન્સની નવલકથા 'A Woman in White'-ની આત્મકથાત્મક શૈલી અપનાવે છે અને નવલકથાની નાયિકા રજની બુલ્વર લિટનની નવલકથા 'Last Days of Pompeii'—'પૉમ્પૈના અંતિમ દિવસો'ની નાદિયાનું સ્મરણ કરાવે છે. એક અંધ બાળાની આ વાતમાં બંકિમચંદ્ર એક સાહિત્યિક કલાકાર તરીકે ચમકે છે. પાત્રાલેખન સમગ્રપણે સારું થયું છે અને શૈલી સરળ અને સ્વાભાવિક છે. 'કૃષ્ણકાંતેર ઉઈલ-કૃષ્ણકાંત-નું વીલ' (ઈ.સ. ૧૮૭૮) નવલકથામાં બંકિમચંદ્ર કલ્પના અને લાગણીનું મિશ્રણ કરે છે અને પશ્ચિમના સાહિત્ય-ની નવલકથાની વધુ સમીપ જાય છે. આમાં પણ 'વિષવૃક્ષ' જેવું જ કથાનક છે. પરણેલા પુરુષનું પત્નીથી વધુ સુંદર એક વિધવા પ્રતિ આકર્ષણ-અને પરિણામે કુટુંબનો વિનાશ. તેમાં લેખક ઉપદેશ આપવા માગે છે કે વફાદાર પત્નીનું બલિદાન-તેનો ત્યાગ-પુરુષને બચાવે છે અને વિનાશને નોતરે છે.

બંકિમચંદ્ર 'રાજસિંહ'ને-ઈ.સ. ૧૮૮૧માં પ્રગટ થયેલી અને ઈ.સ. ૧૮૯૩માં વિસ્તારીને લખેલી-ઐતિહાસિક નવલકથા ગણે છે; પરંતુ, તેમાં અનૈતિહાસિક પ્રસંગો અને પાત્રો ઐતિહાસિક વાતાવરણને દૂષિત કરે છે. વાર્તાનું કથાનક સુંદર રીતે થયું છે. 'આનંદમઠ' (ઈ.સ. ૧૮૮૨) પૂરતા વસ્તુકથન વિનાની રાજકીય નવલકથા છે. ઉત્તર બંગાલમાં સને ૧૭૭૩માં સંન્યાસીઓએ કરેલું બંડ રાજકીય-ધાર્મિક રંગે આલેખાયું છે. ગીતાના નિષ્કામ-નિસ્વાર્થી ઉપદેશથી પ્રેરાયેલાં વતનપ્રેમીઓ, પડેલા ભયંકર દુકાળને બ્રિટિશ અમલનું ફળ ગણી તેની સામે માથું ઊંચકે છે. બંકિમચંદ્ર પોતે સરકારી નોકર હોવા છતાં બ્રિટિશ શાસનથી મુગ્ધ થએલા નહોતા. આ નવલકથા દ્વારા તેમણે સ્વદેશભક્તિ પ્રગટ કરી છે. તેની અસરે અને 'વંદેમાતરમ્' ગીતે વીસમી સદીના આરંભમાં બંગાળામાં બ્રિટિશ-વિરોધ 'બૉમ્બ યુગ'નું ત્રાસવાદી આંદોલન શરૂ થયું તે દૃષ્ટિએ એનું ઐતિ-હાસિક નવલકથા કરતાં ય વધુ મહત્ત્વપૂર્ણ સ્થાન છે. તેની ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં બંકિમચંદ્ર પોતાની ઐતિહાસિક ત્રૂટિઓનો બચાવ કરતાં કહે છે: 'હું આ ત્રૂટિઓને ઘાતક ગણતો નથી. નવલકથા એ તો નવલ-કથા જ છે અને નહિ કે ઇતિહાસ.' કેવળ ઐતિહાસિક સત્યોનું આલેખન ઐતિહાસિક નવલકથા ન કહી શકાય. પરંતુ, નવલકથાની રચના-કલાની ખામીઓનો આ બચાવ ન હોઈ શકે. બંકિમચંદ્રના મોટા ભાઈ કવિહૃદયી સંજીવચંદ્ર ચૅટરજી એક ધૂની ચંચળ પ્રકૃતિના સાહિત્યકાર હતા અને તેમની નવલકથા 'કંઠમાલા' (ઈ.સ. ૧૮૭૭)ના વીસમા પ્રકરણે 'આનંદમઠ'ના ઉદાર દાનેશ્વરી સમાજના આલેખનમાં પ્રેરણા પામી છે.

બંકિમચંદ્ર, હવે, કલા કરતાં વિચાર-પ્રચાર તરફ વધુ ઢળવા લાગ્યા. 'દેવી ચૌધરાણી' (ઇ.સ. ૧૮૮૪)માં એક સુખી-સંપન્ન યુવાન બ્રાહ્મણની ગરીબ અનાદૃત પ્રથમ પત્ની ભગવતગીતાના નિષ્કામ કર્મોપદેશક ભગવાન શ્રીકૃષ્ણની બંડખોરી રૉબિનહુડ સમી ચેલી-પ્રચારક બને છે તે પ્રતીતિજનક નથી. છતાં, આ રોમાંચક વાર્તા રસિક અને આનંદજનક છે. કેટલાક પ્રસંગો મનહર અને વાસ્તવિક છે. બંકિમચંદ્રની છેલ્લી નવલકથા 'સીતારામ'-'પ્રચાર' માસિકમાં પ્રગટ થએલી-(ઈ.સ. ૧૮૮૬)માં નબળા મુસ્લિમ શાસન સામે મધ્ય બંગાળના એક હિંદુ સરદારની બંડખોર પ્રવૃત્તિ આલેખે છે. મુખ્ય પાત્રનું આલેખન યોગ્ય થયું છે, પણ બીજાં પાત્રો અત્યંત આદર્શવાદી અથવા અપ્રતીતિકર છે. આમાં વસ્તુ અને શૈલીમાં પણ શિથિલતા આવી છે. બંકિમ-ચંદ્રની આઠ નવલકથાઓમાં ઐતિહાસિક ભૂમિકા છે; છતાં, તેમને ઐતિહાસિક નવલકથાઓ કહી શકાય નહિ. બંકિમચંદ્રે બંગાળી નવલકથાનો પાયો મજબૂત કર્યો. પરંતુ, સાહિત્ય-કલાની દૃષ્ટિએ તે મહાન નવલકથાકાર ગણાય નહિ. તેમની ખામીઓને બંગાળી નવલકથાની

જન્મવેદના ગણાવી શકાય. બારમી સદીની વાતમાં-મૃણાલિનીની સખી, ગિરિજાયા સોળમી સદીનાં રાધાનાં વૈષ્ણવપદો ગાય છે! 'દેવી ચૌધરાણી'ની નાયિકા અને 'રજની'માંની વૃદ્ધ પતિની યુવાન પત્ની લવંગલતા બંકિમચંદ્રે આલેખેલ આદર્શ પત્નીઓ છે 'વિષવૃક્ષ'ની કુન્દા અને 'કૃષ્ણકાંતના વીલ'ની રોહિણી વિધવાઓ છે, અને તેમની સ્વાભાવિક પ્રેમ-તૃષા અને સુખેચ્છા ઘાતકી શિક્ષા પામે છે. કુન્દા આપઘાત કરે છે અને રોહિણીને બંદૂક-ગોળીથી મારવામાં આવે છે. પંદર વર્ષની શૈવલિનીને ચાહતો પ્રતાપ તેના શુદ્ધ પ્રેમને માટે બલિદાન આપતો આદર્શ પ્રેમી છે અને મરતાં પહેલાં રામાનંદ સ્વામીને ઉદ્દેશી કરેલી તેની વાત પણ કેવી છટાદાર છે! સદ્‌ગુણના રાક્ષસી પાત્ર પ્રતાપ સામે દાસી હીરા અને દેવેન્દ્રના દુર્ગુણી રાક્ષસી પાત્રો છે. બંકિમચંદ્ર તેની અલ્પ મહત્ત્વાકાંક્ષી નવલકથા 'ઇંદિરા'માં માનવમન અને સમાજને અવલોકવાની તેની દૃષ્ટિનો સારો ખયાલ આપે છે. બંકિમચંદ્ર સામાજિક ક્રાંતિકાર ન હતા. 'આનંદ-મઠ'ની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં તે કહે છે, 'સામાજિક ક્રાંતિ ઘણી વાર આત્મવિલોપન સિવાય કાંઈ નથી. ક્રાંતિકાર આત્મઘાતી છે.' આજની દૃષ્ટિએ બંકિમચંદ્રની આપણે ખામીઓ જોઈએ કે તેની કડવી ટીકા કરીએ તો પણ એ વાત નિર્વિવાદ છે કે તેમની નવલકથાઓએ નવલકથા વાંચવાનો રસ જગાડ્યો અને તેમની અસર અર્ધી સદી રહી. તેમની નવલકથાઓ રસપૂર્વક વંચાતી, અને, પરિણામે, અનેક નવા નવલકથાકારોને સાહિત્યનું ક્ષેત્ર ખેડવા પ્રેરણા મળી. He was a pathfinder and a pathmaker.

નવલકથા ઉપરાંત તેમણે 'કમલા કાંતેર દપ્તર' (ઇ.સ. ૧૮૭૫)માં રસિકવિનોદ અને અર્ધ ગંભીર રેખાચિત્રો આલેખ્યાં છે. ડીક્વીન્સીના Confessions of an English Opium-Eater સાથે એને સરખાવી શકાય. પચાસ વર્ષની ઉંમરે તેમણે 'ધર્મતત્ત્વ' (ઇ.સ. ૧૮૮૮) લખ્યું અને 'કૃષ્ણચરિત્ર'ને દસ વર્ષ બાદ ઇ.સ. ૧૮૯૨માં ફરીથી સુધારી-વધારી પ્રગટ કર્યું. 'વિવિધ પ્રબંધ', 'લોકરહસ્ય', વગેરે નિબંધ સંગ્રહો દ્વારા અખબારી સાહિત્યને પોષ્યું. બંકિમચંદ્રે જે ગદ્ય સાહિત્યનાં બીજ બંગાળમાં વાવ્યાં તેનાં સુંદર ફૂલો અને ફળો આપણને બંગાળની આધુનિક સાહિત્ય-સમૃદ્ધિમાં મળે છે. આમ, બંગાળી સાહિત્યના વિકાસમાં તેમણે પાયાનું કામ કર્યું છે અને એક પથશોધકર અને પથસ્થાપક તરીકે તે વંદનાને પાત્ર છે. 'વંદેમાતરમ્'ના આ ગાયકને આપણા સૌનાં વંદન હો! ઈ. સ. ૧૮૭૨ થી તે તેમના મૃત્યુ ૮મી એપ્રિલ ૧૮૯૪ સુધી બંગાળી સાહિત્ય-ક્ષેત્રે બંકિમચંદ્ર જેટલો કોઈ લેખક લોકપ્રિય ન હતો. બંકિમચંદ્ર એ સમયનો બંગાળી સાહિત્ય-સમ્રાટ હતો. His popularity and influence have spread over the whole of India, and he is permanently enthroned as a classic. —એમની લોકપ્રિયતા અને એમનો પ્રભાવ અખિલ ભારતમાં પ્રસર્યાં છે અને તેઓ કાયમ માટે શિષ્ટ સાહિત્યમાં ગૌરવભર્યું સ્થાન પામ્યા છે.

*

# ભારતીય સંસ્કૃતિના મંગલ દ્રષ્ટા

ધીરેન્દ્ર મહેતા

ગુજરાતની સાક્ષર પેઢીમાં આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવનું સ્થાન સર્વોચ્ચ કોટિનું છે. એમ. એ., એલ. એલ. બી. ની પદવીઓ મેળવ્યા ઉપરાંત આચાર્યશ્રીએ મિથિલાના પંડિતોના સાન્નિધ્યમાં ષડ્દર્શનોનું પરિશીલન પણ કર્યું હતું. પૂર્વ-પશ્ચિમના સાહિત્ય-સેવનને પરિણામે એમની પ્રતિભા પરિમાર્જિત, દૃષ્ટિ વિશાળ, અને વિચારસરણી સ્પષ્ટ બની હતી.

ઈ. સ. ૧૯૨૦માં પંડિત મદનમોહન માલવીયજીના કહેવાથી અને ગાંધીજીના સૂચનથી ડૉ. આનંદશંકર બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રો-વાઇસ ચાન્સેલર પદે રહ્યા હતા. પરંતુ, આટલે દૂર રહ્યે રહ્યે પણ એમણે ગુજરાત પ્રત્યેનું પોતાનું કર્તવ્ય બજાવ્યા કર્યું હતું અને

સમસ્ત ભારતમાં ગુર્જર વિદ્વત્તાના ડંકા વગાડ્યા હતા.

ગુજરાતની યુનિવર્સિટીની ખોટ પૂરી પાડવાના શુભ આશયથી આનંદશંકરભાઈ 'વસંત' નામનું માસિક પ્રકાશિત કરતા હતા. એ દ્વારા, તેમ જ સ્વ. મણિલાલના અને પાછળથી પોતે સંભાળેલા 'સુદર્શન' દ્વારા, એમણે વર્ષો સુધી સતત આપણા ધાર્મિક, શૈક્ષણિક અને સાહિત્યિક પ્રશ્નોની વિશદ અને માર્મિક છણાવટ કરી હતી, અને એ રીતે લોકરુચિને કેળવી હતી. એમાં કોઈ વાર સ્વતંત્ર લેખો કે ગ્રંથાવલોકનો કે વ્યાખ્યાનો તેઓ પ્રસિદ્ધ કરતા તો ક્યારેક માત્ર અવતરણો ટાંકીને એમાંનાં મંતવ્યો વિષે પોતાની સંમતિ કે અસંમતિ તેઓ પ્રગટ કરતા, એ અંગેનાં કારણો પણ આપતા અથવા એ બધું કેવળ વાચકની વિચારણા પર છોડી દેતા; દા. ત., 'પ્રાચીન હિંદુસ્તાનમાં કેળવણી', 'આપણી કેળવણીની ખામી', વગેરે પ્રસંગોપાત્ત તેઓ કેમ્બ્રિજ યુનિવર્સિટી, ન્યૂયૉર્કમાં કેળવણી, પ્રાચીન ગ્રીક કેળવણી વિષયક માહિતી આપીને તેમાંથી ગ્રહણ કરવા જેવાં તત્ત્વો તરફ અંગુલિનિર્દેશ કરતા.

આનંદશંકરભાઈની સમગ્ર ચિંતન-ધારા પાછળનાં પ્રેરકબળો કેળવણી અને ધર્મ છે. કેળવણીના પ્રશ્નને તેઓ યુગધર્મ અને આપણું પ્રથમ કર્તવ્ય માનતા. ભગવાન બુદ્ધને અનુસરીને એમણે આપેલી શિક્ષિતજનની વ્યાખ્યા પરથી કેળવણી વિષેની એમની અપેક્ષા કેટલી બધી ઊંચી હતી તેનો સુંદર ખ્યાલ આવે છે. એ વ્યાખ્યા પ્રમાણે કેળવણી પામેલી વ્યક્તિ તંદુરસ્ત, કુલીન, બહુશ્રુત, પ્રજ્ઞાવાન અને સુશીલ હોવી જોઇએ અને તેમાં ય પ્રજ્ઞા અને સચ્ચારિત્ર્ય તો તેનાં અનિવાર્ય લક્ષણો છે. આચાર્યશ્રીએ એક જગ્યાએ કહ્યું છે તે પ્રમાણે, 'ચારિત્ર્ય એ આપણા જીવનના તારમાં વીજળીનો પ્રવાહ પૂરો પાડનાર વીજળીનું ઉત્પાદક યંત્ર છે. એ યંત્ર દરેકના હૃદયમાં સ્થાપવાનું કામ શિક્ષિત જનનું છે. અને તે માટે પ્રભાવશાળી ને સમતોલ બુદ્ધિ-શક્તિ કેળવવી જોઈએ.'

વિદ્યાભ્યાસમાં સૌથી વિશેષ મહત્ત્વનું તત્ત્વ વાતાવરણ છે, જેની વિદ્યાર્થીઓ પર અનાયાસ અસર થતી હોય છે. આવું વાતાવરણ રચવા માટે સાદાઈ, સંયમ, સત્યનિષ્ઠા, અહિંસા અને વિમળતાના ગુણોની હવા ઊભી થવી જોઈએ, અને વિદ્યાર્થીઓ માટે શ્વાસરૂપી બની જવી જોઈએ. આ ગુણોમાં આચાર્યશ્રી સ્વતંત્રતાને પણ સ્થાન આપે છે ખરા; પરંતુ, અહીં આપણે સ્વતંત્રતાનો એમને અભિપ્રેત અર્થ સમજી લેવો જોઈએ. એમને મતે સ્વતંત્રતા એટલે આપણું તંત્ર આપણા પોતાના હાથમાં, અર્થાત્ સ્વાવલંબનની સ્થિતિ. એમાં, એમને મતે, 'સ્વ' કરતાં 'તંત્ર' શબ્દ વધારે મહત્ત્વનો છે. પ્રત્યેક વ્યક્તિ સર્વાંશે સ્વાવલંબી બની જાય અને બીજી વ્યક્તિ પર બિલકુલ આધાર રાખે નહિ તો સમાજ પ્રગતિ કરી શકે નહિ. માણસની પરસ્પરાશ્રયની વૃત્તિથી જ સમાજની રચના થતી હોય છે. એકબીજાના સહયોગથી કાર્ય કરવાના વલણથી મનુષ્ય 'સ્વ'માંથી મુક્ત થઈને સર્વાત્મ સુધી વિકાસ પામે છે. ગાંધીજીએ પણ એક જગ્યાએ કહ્યું છે કે, 'સ્વાશ્રય એટલે કોઈની પણ મદદ વિના ટટાર ઊભા રહેવાની શક્તિ. આનો અર્થ એવો નથી કે બીજાની મદદને વિષે બેદરકાર રહેવું અથવા તેનો ત્યાગ કરવો અથવા તે ન ઇચ્છવી કે ન માગવી. જેમ આપણા શરીરને વિષે આપણાં અવયવો છે તે પોતપોતાનાં કાર્ય પરત્વે સ્વાશ્રયી છે, અને સ્વાશ્રયી રહેતાં છતાં એકબીજાને સહાય કરવાથી પરોપકારી છે, તેમ જ એકબીજાની સહાય લેવાને લીધે પરાવલંબી છે.'

આવું વાતાવરણ સર્જવા માટે, આચાર્યશ્રીના અભિપ્રાય મુજબ, ત્રણ વાનાંની આવશ્યકતા રહે છે: (૧) વૃદ્ધ સંપ્રયોગ; એટલે કે વિદ્વાનોનું સાન્નિધ્ય સેવવું તે, ગુરુ-શિષ્ય એકબીજાની સમીપ રહીને વિદ્યાવ્યાસંગ વધારે; (૨) શિક્ષણ; શિક્ષણનો હેતુ ડિગ્રી મેળવવાનો નહિ પરંતુ માનસિક શક્તિઓને પોષવાનો તેમ જ સંવર્ધવાનો હોવો જોઈએ. આ માનસિક શક્તિઓ એટલે સત્ય-નિષ્ઠા, કર્તવ્ય-નિષ્ઠા અને સૌન્દર્ય-નિષ્ઠા; અને તેમાં ય સત્ય અને કર્તવ્યને આડે ઉપેક્ષા પામતી સૌન્દર્યનિષ્ઠા પ્રત્યે એમણે આપણું ખાસ ધ્યાન ખેંચ્યું છે; (૩) વિનય; એટલે કે કોઈ વિશિષ્ટ ધ્યેય પ્રત્યે અભિમુખ થવું તે. મનુષ્યે સ્વ-રૂપ સમજી, ઐહિક તથા આમુષ્મિક જગત સાથેનું પોતાનું અનુસંધાન લક્ષમાં લઈને એને અનુરૂપ સર્વ પ્રવૃત્તિ કરવાનો

પ્રયત્ન કરવો જોઈએ. શિક્ષણ એ માત્ર શાળા-કૉલેજનું ભણતર જ નથી, પરંતુ આજીવન ચાલતી પ્રક્રિયા છે, જે ક્યારે ય સમાપ્ત થતી નથી.

ગુજરાતને પોતાની એક અલગ યુનિવર્સિટી હોવી જોઈએ જેથી તેની નૈતિક અને બૌદ્ધિક શક્તિઓનો વિકાસ થઈ શકે એમ આચાર્યશ્રીને ઘણા વખતથી લાગ્યા કરતું હતું. આ અંગેની એમની વિચારણા અત્યંત મૂલ્યવાન અને સચોટ માર્ગદર્શન રૂપ છે. પ્રાચીન ભારતીય આશ્રમો અને મધ્યકાલીન તથા અર્વાચીન પાશ્ચાત્ય વિદ્યાપીઠોના સામંજસ્યમાંથી ગુજરાત યુનિવર્સિટીનું એમનું સ્વપ્ન આકાર ધારણ કરતું હતું. આપણે ત્યાં અભ્યાસકાળ દરમિયાન આપણે લીધેલું ઘણું બધું જ્ઞાન વ્યવહારમાં ઉપયોગી સિદ્ધ થતું નથી, બલકે, ભારરૂપ બની રહે છે, એ હકીકતને ધ્યાનમાં રાખીને રાષ્ટ્રીય મહાવિદ્યાલયના માળખાની તેમણે આપેલી રૂપરેખા આજે પણ, જ્યારે શિક્ષણ અને વાસ્તવિક જીવન વચ્ચે અંતર વધતું જાય છે એવા સંજોગોમાં, એટલી જ કીમતી છે.

બીજી બાજુ, ઔદ્યોગિક કેળવણીની આવશ્યકતા પણ આચાર્યશ્રી સ્વીકારે છે ખરા. પરંતુ, ઉચ્ચ અભ્યાસક્રમમાં તેને ઝાઝું મહત્ત્વ આપતા નથી. વિદ્યાપીઠોનું ધ્યેય તો વિદ્વાનો ઉત્પન્ન કરવાનું જ હોવું જોઈએ. આવા વિદ્વાનો જ સમાજની સેવા કરી શકે. અને એમના મત મુજબ સમાજસેવા એટલે ગામડાંઓમાં જઈને સુધારણાનાં કાર્યો કરવાં એમ નહિ, પરંતુ ગામડાંઓની સમસ્યાનો અભ્યાસ કરી, તેનો સમજણપૂર્વકનો ઉકેલ દર્શાવીને સમાજનો ઉત્કર્ષ સાધવાનો છે. કેવળ વ્યવહાર-જીવનને જ લક્ષે કે માત્ર જીવન-નિર્વાહના સાધન રૂપ બને એવી કેળવણી તેમને ઇષ્ટ જણાતી ન હતી. શુદ્ધ વિદ્યાની જ ઉપાસના થવી જોઈએ, કારણ કે, કેળવણી એ માત્ર આર્થિક હિત જ નહિ, માનવ-સંસ્કૃતિનાં ઉચ્ચોચ્ચ શિખરોને સર કરવાનાં છે અને માનવને માનવતા હાંસલ કરવા તરફ પ્રેરવાનો છે. આથી જ, તેઓ વિજ્ઞાનના વિદ્યાર્થીઓ પણ સાહિત્ય, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનું અધ્યયન કરે એમ ઇચ્છે છે, જેથી તેમની આંતર્-ચેતનાનો વિકાસ થાય અને વિજ્ઞાનના ઇષ્ટ તથા કલ્યાણકારી પ્રયોગો કરવાની દૃષ્ટિ તેમને સાંપડી શકે. વળી, સમાજનો ઉત્કર્ષ માત્ર ઔદ્યોગિક વિકાસથી કદાપિ થતો નથી. આ રીતે, એક તરફ કેળવણીનું યથાર્થ જીવનમાં વિનિયોગ થઈ શકે તેવું સ્વરૂપ પ્રતિપાદિત કરીને, તેમ જ, બીજી તરફ, બૌદ્ધિક કેળવણીની જરૂરિયાત પ્રબોધીને આચાર્યશ્રીએ પોતાની સમતોલ વિચાર-સરણીનો પરિચય આપ્યો છે. ખરું જોતાં તો કોઈ પણ વિષયની ઉપેક્ષા કરવાનું તેમને ઉચિત લાગતું ન હતું, તેમ, ઘણા વિષયોની ઉપલક માહિતી મેળવવી પણ ઠીક નથી. તેથી જ, તેઓ યથા રુચિ અમુક વિદ્યાશાખામાં નિષ્ણાત થઈને અન્ય વિદ્યાનું પણ જ્ઞાન પ્રાપ્ત કરવાની સલાહ આપે છે. એમના આવા વિચારોથી આપણને આજે પણ મૂંઝવનારા ઘણા પ્રશ્નો પર પ્રકાશ પડે છે.

ઉચ્ચ અભ્યાસ માટે પ્રથમ તેમણે અંગ્રેજી માધ્યમની હિમાયત કરી હતી, પરંતુ, પાછળથી એમની માન્યતામાં પરિવર્તન આવ્યું અને તેઓ સ્પષ્ટ રીતે એમ માનતા થયા કે, 'રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ અને માનવતાની ભાવના એ આપણું સૂત્ર. જે વિદ્યા આપણી નથી એ વિદ્યા તે બહારનો ઝભ્ભો જ છે. એ આપણી નસોનું રુધિર કે આપણા જીવનનો પ્રાણ કેમ કહેવાય? અને જે વિદ્યા એટલી ઊંડી નથી જતી તે વિદ્યા નથી...આપણી સર્વ શક્તિ આપણી પોતાની ભાષાને અને આપણી પોતાની સંસ્કૃતિને, પશ્ચિમના સંસર્ગથી એ જેટલી વિકસિત થઈ શકે તેટલી વિકસિત કરીને, વિદ્યા-સંપાદનના અને દેશોત્કર્ષના કામમાં મચ્યા રહેવું જોઈએ.' પરંતુ, ભાષાનો પ્રશ્ન જ્ઞાનોપલબ્ધિને આડે કદાપિ ન આવવો જોઈએ એમ એમનું ખાસ ભારપૂર્વક કહેવું હતું. એથી જ, અંગ્રેજી ભાષાનો તિરસ્કાર તેઓ કરતા નથી; ઊલટું, એ ભાષાના ઉત્તમ ગ્રંથોને અનુવાદો દ્વારા ગુજરાતી ભાષામાં સુલભ કરી આપવાની ભલામણ કરે છે. આટલું જ નહિ, તેઓ તો ગુજરાતી, હિન્દી, સંસ્કૃત–પાલી અને અંગ્રેજી, ઉપરાંત ઇતર પ્રાંતીય એકાદ ભાષાને પણ અભ્યાસક્રમમાં સ્થાન આપવાના હિમાયતી હતા.

પોતાનું ઉત્કૃષ્ટ પ્રદાન ધર્મ વિષયક લખાણોમાં છે એમ આનંદશંકરભાઈ સ્વયં માનતા. તેમની ધર્મ વિષેની વિચારણામાં આપણને એક અનુભવીનો ઉદ્‌ગાર સાંભળવા મળે છે. એમનું ધર્મ વિષેનું દર્શન એકાંગી નહોતું. એમણે 'ધર્મ' શબ્દને તેના વ્યાપક અર્થમાં પ્રયોજ્યો છે. એમને મન ધર્મ એટલે કોઈ એક વ્યક્તિ કે સંપ્રદાયનો ધર્મ નહિં, પરંતુ, સમસ્ત માનવ-સમાજનો માનવધર્મ. આ દૃષ્ટિએ એમના ધર્મતત્ત્વ-ચિંતન–પર્યેષણના ગ્રંથમણિ 'આપણો ધર્મ'નું નામાભિધાન સાર્થ છે. એની પ્રસ્તાવનામાં એમણે પોતે પણ જણાવ્યું છે કે, 'આ પુસ્તકને મેં 'આપણો ધર્મ' એવું નામ આપ્યું છે તે એવા હેતુથી કે એ ધર્મમાં જેમને 'આપણા'પણાનો ભાવ છે અર્થાત્, જેઓનાં બુદ્ધિ-હૃદય ધર્મને એ બહારથી નહિ પણ અંતરમાં રહીને નીરખવા તત્પર છે તેમને જ આ પુસ્તક કાંઈક ઉપયોગી થશે.'

આનંદશંકરભાઈ અદ્વૈતવેદાન્તી હતા. એમના મત મુજબ, જીવનનું કેન્દ્રબિંદુ ધર્મ છે. એમણે આપણા ધર્મની સાર્વત્રિકતા સ્ફુટ કરી બતાવી છે. એમના પોતાના શબ્દોમાં કહીએ તો, 'હિન્દનું તત્ત્વજ્ઞાન એક જૂનું જડી આવેલું હાડપિંજર નથી, પણ, વેદકાળથી ચાલી આવેલો ચૈતન્યથી ભરેલો અને નિત્ય વિકસતો જતો એક જીવન્ત પદાર્થ છે.' પોતાની આ માન્યતાની એમણે બરાબર પ્રતીતિ કરાવી આપી છે. તેમણે દર્શનના ક્ષેત્રે કશું નવીન પ્રદાન કદાચ નહિ કર્યું હોય તો પણ શાંકર વેદાન્તને પરિસ્કૃત તેમ જ વર્તમાન યુગને સંગત એવું સ્વરૂપ તો બક્ષ્યું જ છે. અને, એ પણ કંઈ નાની સૂની વાત તો નથી જ, કારણ કે એમણે પોતે એક સ્થળે કહ્યું છે તે મુજબ, 'અત્યારે હિંદુસ્તાનને નવાં સત્યો શોધી કાઢનારની જેટલી જરૂર નથી તેટલી જાણીતાં સત્યો ફરી કહેનારની જરૂર છે.'

સાહિત્યવિચારક અને ધર્મતત્ત્વચિંતક આનંદશંકર-ભાઈનાં અભિગમો અલગ અલગ નથી, પરંતુ, પરસ્પર અનુસ્યૂત છે. તેમની માન્યતા પ્રમાણે, 'તત્ત્વચિંતન વિના કવિતા આંધળી છે. કવિતા વિના તત્ત્વચિંતન શુષ્ક છે: એક દૃષ્ટિપ્રદ છે અને એક જીવનપ્રદ છે. ઉભય પૂર્ણ બળમાં હોય ત્યારે જ મનુષ્યત્વ મનુષ્યત્વ છે.' આ કારણે એમની આ દૃષ્ટિમાં ગહનતા આવી શકી છે.

આનંદશંકરભાઈ માટે કોઈ પણ વિષય કે વિચાર અસ્પૃશ્ય નથી. ઉદારતા તેમની વિચારણાનું સર્વવ્યાપક લક્ષણ છે. દરેક વસ્તુને તેઓ અખિલાઈથી જુએ છે. પૂર્વ–પશ્ચિમ કે પ્રાચીન–અર્વાચીન વચ્ચે તેમને કશો ભેદભાવ નથી. આપણે ત્યાં પ્રચલિત બનેલા સુધારક અને સંરક્ષક, રોમૅન્ટિક અને 'કલાસિકલ', કલા કલાને માટે અને કલા જીવનને માટે જેવા એકબીજાનો છેદ ઉડાડતા સાહિત્ય-સિદ્ધાંતો પૈકી બંનેનો દોષાંશનો ત્યાગ કરીને ગુણાંશને તેઓ ગ્રહણ કરે છે અને તેમનો સમન્વય કરે છે. તેમના આ પ્રકારના વલણને લીધે જ શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ તેમને 'મધુદર્શી સમન્વયકાર' કહીને બિરદાવ્યા છે. પોતાના વિચારોમાં કે વિવેચનમાં કોઈ પણ જગ્યાએ આત્યંતિક વલણ દાખવવાને બદલે તેઓ હમેશાં મધ્યમ માર્ગ સ્વીકારે છે, જેને તેમણે પોતે 'સમતા'ની સંજ્ઞા આપી છે.

આ મધ્યમ માર્ગ એટલે, કેટલાક માને છે તેમ, પોતાની માન્યતાઓમાં બાંધછોડની વૃત્તિ નહિ; તેમની સંવાદી દૃષ્ટિ પ્રસંગ આવ્યે પોતાનો ભિન્ન મત પ્રદર્શિત કરતાં પણ અચકાતી નથી. સત્યકથન માટે જરૂર પડયે સદૈવ સૌમ્ય રહેતા આનંદશંકરભાઈ ઉગ્ર બનતા પણ જોવામાં આવ્યા છે. 'કોશિયો પણ સમજી શકે તે ઉત્તમ સાહિત્ય' એવી ગાંધીજીએ આપેલી વ્યાખ્યાનો વિરોધ કરતાં તેમણે સાક્ષરવર્ય સ્વ. નરસિંહરાવના પક્ષમાં પોતાનો મત આપતાં નમ્ર છતાં મક્કમપણે કહ્યું હતું કે 'મનુષ્યનો સાહિત્યરસ એના સંસ્કાર સાથે સંકળાયેલો હોય છે અને સાહિત્યને ગ્રામ્ય કરવાથી નહિ, પણ ગ્રામને સાહિત્યની ભૂમિકાએ ચઢાવવાથી જ આ પ્રશ્નનો ખરો અને કાયમનો નિકાલ થઈ શકશે.' એવી જ રીતે કવિતાની ઉત્પત્તિ હૃદયના સંક્ષોભમાંથી થાય છે એવો સ્વ. રમણભાઈનો ખયાલ પ્રચલિત થયો ત્યારે તેની સાથે અસંમત થતાં તેમણે કહ્યું હતું કે કવિતા આત્માની સમગ્ર સંવિતની નીપજ છે. 'ભદ્રંભદ્ર'ની એમણે કરેલી સમીક્ષા પણ આવું જ એક ઉદાહરણ છે. આચાર્યશ્રીના અત્યંત વિરલ એવા રૌદ્ર રૂપનું અહીં આપણને દર્શન થાય છે. સ્વ.

નરસિંહરાવના 'સ્મરણ મુકુર', મુનશીનાં 'થોડાંક રસ-દર્શનો' તેમ જ ખબરદારનાં કાવ્યોનું એમનું અવલોકન પણ સ્પષ્ટતાપૂર્ણ અને સમતોલ છે.

ભવભૂતિને અનુસરીને તેમણે કરેલી કાવ્યના અમૃત સ્વરૂપની ચર્ચા, આપણી આદ્વિતીય નવલકથા 'સરસ્વતીચંદ્ર'નું એમણે કરેલું 'પુરાણ' તરીકેનું અર્થ-ઘટન તેમ જ તેના વિષેનું વિવેચન, કવિશ્રી 'કાન્ત'કૃત કથનોર્મિ કાવ્ય 'વસંતવિજય'નું રસદર્શન તથા મુનશીના 'ગુજરાતનો નાથ'નું એમનું નિરીક્ષણ ગુજરાતી વિવેચન સાહિત્ય-ક્ષેત્રે એમણે કરેલું ચિરંજીવ પ્રદાન છે.

આનંદશંકરભાઈની નિરૂપણરીતિ મુખ્ય વિવરણાત્મક, ઐતિહાસિક અને તુલનાત્મક છે. વિચારોની સુસંગતતા, વ્યવસ્થિતતા અને સિદ્ધાંતનિષ્ઠા પણ તેમાં જોવા મળે છે.

આમ, સમગ્ર રીતે જોતાં, ગૌરવાન્વિત વિષય અને પ્રસન્ન અર્થઘન શૈલીના સાયુજ્યથી આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવનું લેખન સમુજ્જવલ બની શક્યું છે. કોઈ અમુક ચોક્કસ વિષયનું અખંડ અને અશેષ નિરૂપણ કરતા ગૌરવ-ગ્રંથ આચાર્યશ્રીએ લખ્યા નથી એનો અસંતોષ આપણને રહે તે સ્વાભાવિક છે. તેમ છતાં, તેમની એકનિષ્ઠ વાઙ્મય તપશ્ચર્યા અને સંસ્કાર-સાધનાના મુખ રૂપે તેમણે લખેલાં પ્રકીર્ણ લખાણો તેમ જ તેમણે સ્થાપેલા ધર્મ, શિક્ષણ તથા સાહિત્ય-પરીક્ષણનાં માનદંડો આપણને તેમના તરફથી મળેલો અમૂલ્ય વારસો છે. આચાર્યશ્રીના સમર્થ અધ્યેતા અને આપણા સ્વસ્થ સમીક્ષક સ્વ. રામનારાયણ પાઠકે યોગ્ય રીતે જ કહ્યું છે કે, 'આચાર્યશ્રી ગુજરાતના છેલ્લા લગભગ અડધા સૈકાના બૌદ્ધિક ઇતિહાસના એક સહૃદય દ્રષ્ટા થયા છે, અને ઇતિહાસને તેમણે એવું ધન આપ્યું છે, જે ઇતિહાસ મમતાથી ઘણાં વરસો સુધી સાચવી રાખશે.'*

*(આકાશવાણીના સૌજન્યથી, થોડાંક ઉમેરણો સાથે)

*

# વર્તમાન ભારતની ભીતરમાં

**નિર્ઝરી હ. બૂચ**

ઘડીક એમ થાય છે કે કોયનામાં ધરતીકંપ થયો એનાથી અનેક ગણા મોટા આંચકા આ દેશના સમસ્ત ભૂતલપડમાંથી આવવા જોઇતા હતા! રોજબરોજ છાપાંમાં મોટાં મથાળાં સાથે છપાતા સમાચારો તો હવે આપણને અભખે પડી ગયા છે. રોજ સવારમાં છાપું ઉઘાડતાં વેંત આપણું મન એકાદ એવા સમાચાર-ની અપેક્ષા કરતું થઈ ગયું છે. એમાં જો કોઇ સન-સનાટીભર્યા સમાચાર નહીં હોય તો આપણને મઝા નથી આવતી! 'આજ તો કંઇ ખાસ વાંચવા જેવું નથી' કહી છાપું પછાડી બાજુએ મૂકીએ છીએ અને પછી સમયની એક એક પળને હાથે કોરાતા જઇએ છીએ–ઑફિસ, સ્કૂલ, કૉલેજના મુકરર સમયની વાટ જોતા!

આજ ભાષા અંગે, તો, કાલ ચૂંટણી અંગે, તો વળી વળતે દિવસ મોંઘવારી અંગે દેશના જુદા જુદા ભાગમાં આંદોલન, ચળવળ ચાલી રહ્યાં છે. રેલ્વેના પાટા ઊખડે છે, ટ્રેઇનો રોકાય છે, ખાદીભવનો બળાય છે, રાજકીય ખૂનો થાય છે; જનવ્યવહાર ખોરંભે ચડાવવા બધા જ પ્રયત્નો થાય છે. અને...આપણાં લોકશાહી પ્રધાનમંડળો એ જોયા કરે છે. બિન-કૉંગ્રેસી સરકારો એ તત્ત્વો પ્રત્યે સહેજ કૂણી છે. પોતાનું ડોલતું આસન ગબડી ન પડે એની સાવધાની રાખે કે, આવી તુચ્છ બાબતોમાં ધ્યાન પરોવે! તો વળી, કૉંગ્રેસી સરકારો આ બધાંનું કર્તૃત્વ રાજદ્વારી વિરોધ પક્ષો પર ઓઢાડી કર્તવ્ય પૂરું થયું માને છે.

ખરી વાત એમ છે કે, આ દેશ એનો રાહ ચૂકી ગયો છે—આઝાદી આવી તે દિવસથી જ. આજ તો એ એવે તબક્કે આવી ઊભો છે કે એમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવા અંગે નિર્ણય કરતાં પણ એને ઘણો સમય લાગશે. ભારતની આજની સમસ્યાઓનું મૂળ એને લોકશાહીની થયેલ અધૂરવી પ્રસૂતિ છે.

ધારાસભામાં ખુરશીઓ ઉછાળતો અને મુક્કામાજી કરતો આ દેશ શું લોકશાહીને લાયક છે? અત્યારે

'એશિયાભરનો મોટામાં મોટો લોકશાહી દેશ' એમ કહેવરાવીને ભારત શું ખાટી ગયું છે, એ કોઈ કહેશે? લોકશાહીને નામે ભારતમાં જે કંઈ ચાલી રહ્યું છે એમાં આવતા પચીશ વર્ષે ય લોકશાહીને ઠરીઠામ થવાપણું જણાય છે ખરું? એક લોકવાર્તામાં આવે છે તે મુજબ, એક બાળકને તેને મળેલ બંધ પેટી ઉઘાડવાની મનાઈ હતી. અને છતાં તેણે તે અધીરાઇથી ઉઘાડી, તો નીકળ્યું ભૂત! લોકશાહીની પેટી ભારતે સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી તરત જ ખોલવી નહોતી જોઇતી. તો ય એણે એ ઉઘાડી, અને, એમાંથી જે ભૂત નીકળ્યું છે એને લાકડાની બુઠ્ઠી તલવારથી મારવા નીકળેલ રાજપુરુષોના એક એક ઘાએ એમાંથી નવું એકેક ભૂત પેદા થાય છે. ભાષાવાદ, પ્રાંતવાદ, કોમવાદ, ઓછા શ્રમે ઘણું પામવાની વૃત્તિ, ભ્રષ્ટાચાર—બધાં ભૂત એક પછી એક, આખા દેશ પર પોતાનો ઓથાર પાથરતાં વિસ્તરી રહ્યાં છે. અને, દેશ સમગ્ર પર એની શ્યામલ છાયા પથરાતી રહી છે.

અંગ્રેજો આવ્યા તે પહેલાં નાના નાના રજવાડામાં વિભક્ત આ દેશે કદી એક રાષ્ટ્ર તરીકેનો અનુભવ કર્યો ન હતો. એનો સ્વદેશ એના ગામની આજુબાજુનાં પાંચ ગામ હતો, એથી આઘે જવું તે એને મન પરદેશ હતું. બહુ વર્ષોથી—સદીઓથી એના પર અનેક પરદેશી આક્રમણ થતાં જ રહ્યાં છે. નાનાં નાનાં એકમોમાં વિભક્ત આ પ્રજા લૂંટાતી રહી છે. નિર્વીર્ય મધ્યકાળ પછી, અંગ્રેજ-શાસન કાળમાં એની પ્રાદેશિકતા વધુ ઘેરી બની ગઈ. એકાદ ગામનો ગરાસ ધરાવતા ગરાસિયા દરબારો હુંગાપાણી કરતા મૂછે તાવ દેતા ડેલીએ બેસી રહેતા, અને બહુ તો કૂતરા-કૂતરીનાં લગ્ન કરતા. આપણી વીરત્વની પ્રતિમા સમી ઝાંસીની રાણીનું વીરત્વ તેની પાસે 'મેરી ઝાંસી નહીં દૂંગી!' એટલું જ બોલાવતું! હિંદુપત પાદશાહીનાં સ્વપ્નાં સેવનાર શિવાજીને મન પણ સુરત લૂંટી શકાય એટલું પારકું હતું! ૧૮૫૭ના સંગ્રામના બધા જ વીરો સંપૂર્ણપણે પોતાના પ્રદેશને જ ભારત માનનારા હતા. ભારતીય કહેવાતા કોઈ રાજકીય પુરુષમાં હિમાલયથી રામેશ્વર સુધીના આ વિસ્તારને પોતાનો ગણાવાની ભાવના ન હતી. આપણે ત્યાં, જ્યાં રાજપુરુષોમાં ય રાષ્ટ્રીય દૃષ્ટિનો સદંતર અભાવ હતો ત્યાં પ્રજાસમૂહની તો વાત શી કરવી?

ગાંધીજીના સમયમાં જે રાષ્ટ્રીયતાનો ઉભરો આ જણાયો હતો તે માત્ર આપદ્ધર્મ તરીકે પ્રજાએ પ વાયો હતો. ગાંધીજીએ જો એને સાચો આંતરિક મા હોય તો તે તેમની ભૂલ જ છે. આજ એ રાષ્ટ્રીયતાના ચૂરેચૂરા થઈ ગયા છે. મુસ્લિમ-શા કાળમાં સમગ્ર પ્રજાની આ દેશને જે દૃષ્ટિ હતી એ કંઈ ફરક મને તો જણાતો નથી! આજે દેશ ભ વાર પ્રાંતમાં વહેંચાઈ ગયો છે. એનું આ વિકેન્દ્રીક રાજ્યવ્યવસ્થાની સુગમતા ખાતર હોત તો કંઈ ન હતો. પરંતુ, એક ભાષા બોલનાર લોકો પોત આગવો ચોકો ઇચ્છે છે. આ ભાષાકીય આભ આપણામાં રાષ્ટ્રીયતાનો સમૂળગો નાશ થઈ છે એની દ્યોતક છે. અરે, એને સંપર્ક-ભાષા તરી પોતાના દેશની ભાષા નથી જોઈતી.

કોઈએ કહ્યું છે: When a person given more than he deserves, in t end he comes to grief. ભારતની આજ દશા એની શક્તિ કરતાં વધારે મળેલ અધિકા આભારી છે. જે દેશની ૮૦% ઉપરાંત પ્ર નિરક્ષર હતી, એ પ્રજાના હાથમાં લોકશાહી ર પુખ્ત મતાધિકાર મુકાયાં છે. આ દેશે સ્વતંત્રતા માટે તપ કર્યું એ ય એના સદીઓના પ્રમાદ જોતાં એ હતું, ને લોકશાહી માટે તો એણે સૂકી સળી ય ભાં નથી! લોકશાહી એ તો અગ્નિપ્રયોગ છે. લોકશાહ કાચો પારો જાણે દેશને રૂંવે રૂંવે ફૂટી નીકળ્યો મત આપવો એટલે શું એનું તલમાત્ર પણ જે ભાન નહતું એવા કરોડોના હાથમાં ગયેલ મતાધિ એના ત્રણ ત્રણ વખતના બેજવાબદાર ઉપયોગે એ કામ કર્યું છે. વિના પ્રયત્ને ભારતની પ્રજાને મળે લોકશાહીનું મૂલ્ય એને સમજાયું નથી. લોકશા જીરવવાની એની ક્ષમતા નાણ્યા વિના તેને આપવા આવેલ લોકશાહીનું પરિણામ આજનું ભારત અનધિકાર હાથોમાં ગયેલ લોકશાહી કંઈ એનું ક કર્યા વગર રહે! ગુજરાતના જાણીતા વિદ્વાન

આનંદશંકરભાઈ ધ્રુવે કહ્યું છે:

"રાષ્ટ્રનું ચૈતન્ય 'પોલિંગ બૂથ' માંથી નહીં આવે, ત્યાં તો એ માત્ર પ્રગટ થશે."

પહેલાંના સમયમાં યથા રાજા તથા પ્રજા કહેવાતું, પરંતુ હવે તો યથા પ્રજા તથા રાજા એમ જ કહેવાય! સરકારોને દોષ દેવાય છે, પરંતુ જેવી પ્રજા હશે તેવી સરકાર હશે ને! આપણી રાજ્ય સરકારોની અસ્થિર મુદ્રાઓ, બેજવાબદાર વર્તણૂંકના દેખાતા રોગનું મૂળ પ્રજામાં વ્યાપેલ કોઈક મહારોગ છે એમાં કોઈ શક નથી!

આજ ભારત એક ઘાંટીમાં, અતિશય સાંકડી નેળમાં સપડાઈ ગયું છે. કોઈ પણ દેશ જ્યારે ગુલામી, એકહથ્થુ અને જોરતલબી શાસન પછી બહાર આવે છે ત્યારે એને માટે સૌથી કપરામાં કપરો કાળ હોય છે. જૂના જોરતલબી શાસનને તો એણે આવવા નથી દેવાનું; આ શાસનનો અંત પ્રજાના સમગ્રના સહિયારા પ્રયત્નોથી આવ્યો હોવા છતાં મોટે ભાગે તો આકસ્મિક જ હોય છે. તેથી, આ સમયે પ્રજાચૈતન્યનો ઉલ્લાસ આછકલો ન બની જાય, એના પ્રયત્નો અંગેનું ગૌરવ આત્મશ્લાઘામાં ન ડુબાડે અને પ્રયત્નોનું એકાંતિક મહત્ત્વ આત્મપ્રતારણામાં ન ખેંચી જાય એ સહુ પહેલી ધ્યાન માગી લેતી બાબત છે. આવા શાસનનો અંત આણવામાં જ એની બધી શક્તિઓ, સાધનાનું તેજ ખતમ ન થઈ જાય તેવું પ્રજાકીય વીર્ય હોવું જોઈએ. એમ પ્રશ્ન થાય છે કે શું ભારતની પ્રજામાં એવું વીર્ય ન હતું? ભારત સ્વતંત્રતા-પ્રાપ્તિમાં જ ઇતિશ્રી ન માની લે એ સારુ ગાંધીજીએ આપણને ચેતવ્યા જ હતા, કે મારે માટે હજુ સાચું સ્વરાજ્ય દૂર છે.

ભારત સ્વતંત્ર થયું ત્યારે, એ રીતે સ્વતંત્ર થતી પ્રજા સામે જે કપરો કાળ હોય છે, એવા કપરા કાળને તે ઓળંગી ન શક્યું. એણે એવી નેળ પસાર કરવાની હતી, જેમાં એક એક કરીને જ માણસો જઈ શકે, તેમાં ય પાછી ઘણી સાવધાની રાખવી પડે. એને બદલે એ તો વેલડું જોડીને નીકળ્યું! ને જોડે સાજનમાજનને ભેગાં કર્યાં. સાંકડી નેળમાં સલવાઈ ગયેલ વેલડાંની અવરોધાયેલ ગતિ એને બહુ મોડી સમજાઈ. નેળમાં સલવાયેલ વેલના ઘૂઘરાનો ઘમકાર એણે સરપટ દોડતાં વેલડાંનો માની લીધો. થોડી વાર ગાણાં ગાયા પછી અકળાયેલ જાનૈયાંઓના બુમાટા શરૂઆતમાં તો ઉત્સાહઘેલી જાનડીઓનાં ફટાણાં જ મનાયાં!

ભારતનું પ્રજાકીય સત્વ આઝાદી મેળવતાં મેળવતાંમાં તો હાંફી ગયું અને ભારતની કરુણતા એ રહી કે એની પ્રજાએ જ નહિ, નેતાઓએ પણ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિને અલાઉદ્દીનનો ચિરાગ માની લીધો! આપણી પ્રજામાં રાષ્ટ્રીયતા હજુ ઉપરછલ્લી હતી, ભાવનાત્મક એકતા હતી, અને એનો મોટો ભાગ નિરક્ષર હતો. આ બધા પ્રશ્નો હલ કર્યા વિના એના નેતાઓ એ ભારત અંગે 'એક અને અખંડિત' રાષ્ટ્રનાં સ્વપ્નાં જોવાં માંડયાં.

સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછીનો જે પુરુષાર્થ પ્રજાએ કરવો જોઈતો હતો તે આપણે ન કર્યો. સ્વાતંત્ર્યલડતમાં જેલને ઠેસે હાથ દઈ આવેલા ય 'મારો ભાગ!' કરતા લોકશાહીના છપ્પનભોગના થાળની પ્રસાદી લેવા આગળ આવવા લાગ્યા. ને, હવે તો પાટલી બદલનારા, તેમની ગેરવફાદારીના દામ રૂપે પ્રધાનપદાં મેળવે છે ત્યાં લગી વાત ગઈ છે!

ભારતની પ્રજાનો મહારોગ એની રગ રગમાં વ્યાપેલ કામચોરીનું ઝેર છે. એનું આળસુ, ઠં઼ડું લોહી એને ઓછી મહેનતે ઝાઝું મેળવવા પ્રેરે છે. કામચોરી અને સત્યનિષ્ઠા અંગેની સૂગ ભારતની પ્રજામાં વ્યાપેલ મહામારીનાં જતું છે. સદંતર જૂઠી વાત કરનારા ય ભલભલા ભૂલાવામાં પડે એમ છાતી ઠોકીને સત્યપ્રિયતાનો દાવો કરે છે. માણસ સત્ય આચરી ન શકે એના કરતાં ય કરુણ એ છે કે એ સત્ય માટે તિરસ્કાર સેવે. આપણે આકરી મહેનત, પ્રામાણિકતા, નિષ્ઠાને આદર્શવેડા માનતા થઈ ગયા છીએ. મોંઘવારી, અંધાધૂંધી અને સંઘર્ષની ભીંસમાં આવા આદર્શોને ક્યાંથી વળગી રહેવાય?—આવો પાંગળો બચાવ પણ કરાય છે. આજના આપણા પ્રશ્નો, વધતી જતી મુસીબતો આપણે સહુએ ઊભી કરેલ મુસીબતો છે. આપણે આઝાદી આવતાં દોરેલ ભાવિ કાર્યોના નકશાને કાર્યસિદ્ધિ માની, આદર્યાં પૂરાં થશે જ એવી આંધળી શ્રદ્ધા સાથે આત્મપ્રતારણામાં ડૂબી

ગયાં. આપણે જોયેલ સ્વપ્નાંને આપણે સિદ્ધિ માની એટલું જ નહીં અન્ય દેશો પાસે એ સ્વીકારાવવા મથ્યાં!

આ દેશને હવે કોઈ સ્વપ્નસેવીની જરૂર નથી, કોઈ આદર્શઘેલાની જરૂર નથી. એને તો જરૂર છે નક્કર વાસ્તવપ્રેમીની, પોતાની મર્યાદા જોવાને બદલે રેતીમાં શાહમૃગની જેમ મોં ખોસી દેનાર પ્રજાને એની મર્યાદાનું ભાન કરાવનાર સ્પષ્ટવક્તાની. આજે ધરતી ફાટે એવા ભયંકર, કરાલ અવાજથી ભારતીયોના વામણા પ્રયત્નોના ગોકીરાને દાબી દેનાર અવાજની જરૂર છે. એમ કહેવાયું છે કે જે ઉગ્ર રીતે રજૂ થાય છે તે સત્ય નથી. સત્યમાં પોતામાં એવી દ્યુતિ છે કે તે ઉગ્ર રીતે રજૂ નહીં થાય તો દંભ, મિથ્યાભિમાન, ભ્રષ્ટાચાર સનાતન મૂલ્ય હ્રાસરૂપે વ્યાપી જશે. જેણે સત્ય અનુભવ્યું છે એણે એ ઉગ્ર રીતે અનુભવ્યે જ છૂટકો! સત્ય અનુભવનારનાં મૌન રાષ્ટ્ર માટે વિઘાતક છે. એટલે, આજે સત્યનાં હજારો ઉગ્રમુખની દેશને જરૂર છે. આ દેશના નેતાઓ આ પ્રજાની મર્યાદા જાણતા હતા, અને, તેમ છતાં, એમના અનધિકાર હાથમાં લોકશાહી સોંપાઈ પરિણામે એની મર્યાદાઓનું વટવૃક્ષ આજ ઝૂલી રહ્યું છે.

દેશનું વાતાવરણ આજ તો પારાવાર ધુળેટિયું થઈ ગયું છે. આ વાતાવરણ અમારે, વિદ્યાર્થીઓ માટે, ઊગતી માનવપેઢી માટે જીવવા સર્જાયું છે. નવી પેઢીનાં અવિચારી વર્તન વખોડાય છે, વખોડાવાં જ જોઈએ. 'આ જમાનો તો...'થી આરંભાઈ ઘણી ઘણી વાતો થાય છે. પરંતુ નવી પેઢીનો તો જમાનો હજી હવે આવશે. અગાઉની પેઢીએ જે ધુળેટિયું વાતાવરણ સર્જી મૂકયું છે, એ ડહોળાં પાણી આછરી રહે તે માટે કદાચ આવતી આખી પેઢીને રાહ જોવી પડશે. એ ધુળેટિયા વાતાવરણમાંથી માર્ગ કરવાનાં એનાં ફાંફાંને જોઈ સહુ હસે છે, પરંતુ, એને દોરવા કોઈ તૈયાર નથી. આ દેશને લાગેલ મહારોગનો ઉપાય કરતાં પહેલાં એક આખી પેઢીને નિષ્ક્રિય બેસી રહેવાની જરૂર છે. એ વિના આ ડહોળાશ આછરશે નહીં. ઘોલકીની રમતમાંની દુકાનમાંના કાગળના પૈસા જેમ સહેલાઇથી છપાતી 'કરન્સી નોટ' સર્જિત ફુગાવો દાબવા માટે મોટા મનોબળની જરૂર છે. આ પ્રવૃત્તિ દેશની પાયમાલી કરી રહી છે એમ જાણવા છતાં એવી બાલિશ રમત લંબાવાય છે, અને આવી પ્રવૃતિની યાદી તો 'મામેરા' ની વડસાસુની યાદીને ય ટપી જાય તેવી થાય તેમ છે.

આ દેશની આજની કરુણતા જ એ છે કે એની મર્યાદાઓ એ જાણી ચૂકયો છે. પરંતુ, એક પણ એ દૂર કરવા નથી માંગતો; ને તેમ છતાં, એને આ વિષચક્રમાંથી છૂટવું છે! પોતાનો પસીનો પાડયા વિના રોટી ખાનારા જ્યાં ભેગા મળે ત્યાં આજનું ભારત ન સર્જાય તો બીજું શું સર્જાય?

*

અનુસંધાન] **સાહિત્ય - સંગીત - કલા** [પૃ. ૪૪૫ થી

### તમે જ કહોને / મનહર તળપદા

તમે જ કહોને કયાં લગ રોકી રાખું સાજન રાતો?
પવનવેગી સાંઢણીઓ પર પડી રહી છે વાનો
તમે જ કહોને...
સાંજ પડેને ધોરી પરની શમણાંની વણઝાર
નિત અમે તો લૂંટી લીધી સજવા નવલખ હાર
લીલા વનનો મ્હોર પડયો છે સેજ મંહી મદમાતો
તમે જ કહોને કયાં લગ રોકી રાખું સાજન રાતો?
ઝમરખ દીવા હોલાવાની હવે નથી કૈં વાર
પરોઢના કૂકડાઓ બોલી ઊઠશે નફ્ટ, 'સવાર'
ક્ષિતિજ પરના વાદળમાંથી રંગ ઢળાયો રાતો
તમે જ કહોને કયાં લગ રોકી રાખું સાજન રાતો?
કમાડ પરના ટોડલિયાઓ બની ગયા અસવાર
રૂપ તમારાં સાજન કિયે છુપાઈ જ્યાં આગાર?
નેવાં નીચે એકલવાયો મોગરો કરમાતો
તમે જ કહોને કયાં લગ રોકી રાખું સાજન રાતો?

### જડી જાય મૃત્યુ / મુગટલાલ બાવીસી, 'મધુકર'

સાગરના સાગર તરી જાય મૃત્યુ,
પર્વતની ટોચે ચડી જાય મૃત્યુ;
સર્વદા અદશ્ય રહે છે છતાં યે,
જીવનના અંતે જડી જાય મૃત્યુ!



### ખીલે છે / મુગટલાલ બાવીસી, 'મધુકર'

બદનમાં રૂપ ખીલે છે,
ચમનમાં ફૂલ ખીલે છે;
વસંતી વાયરે દિલમાં
સપન અણમૂલ ખીલે છે!



# સાહિત્ય·સંગીત·કલા



## રાખ / પ્રવીણ દરજી

મારા મૃત્યુ પછી
મારા શબની
નનામી રચે કોઈ ના.
અથવા તો—
એ શબને
રખે, બાળવાનો ઉદ્યમ કરતા.
મને મૃત્યુનો કેફ ચડ્યો છે!
મારી આજુબાજુ આવૃત
સંદર્ભોના રોલરે
મને
આસ્ફાલ્ટ રોડના જેવો
સપાટ અને સખ્ત કરી મૂક્યો છે!
અને તેથી જ—
પ્રતિક્ષણે જીવવા માટે
પ્રતિક્ષણે મરવાનું મેં શીખી લીધું છે.
મૃત્યુના ગૂઢાતિગૂઢ રહસ્યોને ઉકેલવાનું કાર્ય
નચિકેતસ્ ઉપર છોડી દઈ ને
મેં હવે—
'મૃત્યુ એ માત્ર ગમ્મત છે'.
એમ માનવાનું શરૂ કર્યું છે.
માટે જ પરમ સંતોષથી કહું છું કે—
આવા કંગાળ મૃત્યુને
તમે જો ગંભીર માની લઈ
મારા જર્જરિત શબને
દાહ દેવાનું ઠેરવશો તો
હાડે ભરાયેલા એ શબની
દહનને અંતે
રાખ પણ નહિ બને!

## એક ઇચ્છા કાવ્ય / પ્રાણજીવન મહેતા

ઇચ્છા કખગઘ—ઇચ્છા અવક્કડ,
ઇચ્છા કાચની બારીએ પડેલી તરડ.
ઇચ્છા ઘાસ—ઇચ્છા શ્વાસ,
આંગળી ઊંચી કરે હોય જે ઇચ્છાનો દાસ.
ઇચ્છા સૂરજ—ઇચ્છા બૂરજ,
ઇચ્છા આપણા સહુની અચરજ.
ઇચ્છા રામ—ઇચ્છા રાવણ,
ઇચ્છા માનું ધાવણ.
ઇચ્છા ધૂળ—ઇચ્છા મૂળ,
ઇચ્છા આપણા સહુનું કૂળ.
ઇચ્છા આંખ—ઇચ્છા આંજણ,
ઇચ્છા ખેતર પોંખી બાજરનું કણ.
ઇચ્છા ઈંડું—ઇચ્છા ઢીંડું,
ઇચ્છા સરવાળે મીંડું.
ઇચ્છા મકાન—ઇચ્છા માટી,
ઇચ્છા એ તો કોરી પાટી.
પંચતંત્રની વારતા—ઇચ્છા,
માતાજીનાં નોરતા—ઇચ્છા.
દંતકથાની ડાકણ—ઇચ્છા,
હું ઇચ્છું તે રણ—ઇચ્છા.
ઇચ્છા આગળ—ઇચ્છા પાછળ,
સહુની આંખે ઊકળે ઇચ્છાનું જળ.
ઇચ્છા પ્રાણ—ઇચ્છા પહાણ,
ઇચ્છા—ઇચ્છા; ઇચ્છા પુરાણ.

[વધુ કાવ્ય-કૃતિઓ માટે જુઓ પૃ. ૪૪૪]

# ધી નૉવેલિસ્ટ ઍઝ મેડલર

લેખક: જ્યૉર્જ પી. ઇલિયટ અનુવાદક: વિજય શાસ્ત્રી

(ગતાંકથી ચાલુ)*

૪

સાહિત્યિક અર્થમાં point of viewનું, કોઈ પણ કૃતિમાં નિશ્ચિત ભૌગોલિક સ્થાન હોય છે. તેથી જ, કૃતિમાં રૂપકાત્મક point of viewનું સ્થાન પણ નક્કી હોવું જોઈએ એવી એક માન્યતા દૃઢ થઈ ગઈ છે. કોઈ એક સુસંગત point of view વ્યક્ત કરવો, અને ઘટનાઓ તેમ જ પાત્રો વચ્ચે અમુક અંતર રાખવું, એવું માનતા લેખકને આવું અંતર રાખવાને કારણે એક નિશ્ચિત તથા વ્યાખ્યાબદ્ધ વલણ રાખી શકાતું હોઈ ઘણા વિશિષ્ટ ફાયદા થાય છે. આ લાભ એટલે I (હું) નો પ્રયોગ કરવાની છૂટ. 'હું' ના મોટામાં મોટા ફાયદો, કહેનારની વાતની વિશ્વસનીયતા વધે છે. 'હું ત્યાં હતો, મેં એ જોયું.' આ છે, ઘરની દેખભાળ રાખનાર 'વુધરિંગ હાઈટ્સ'ના નૅલીડીન વડે વકીલ લૉકવુડને અપાયેલા મૃતદેહનું વર્ણન. અને, નૅલીડીનનું આ કથન ચોક્કસ રીતે પુસ્તકની વિશ્વસનીયતાને વધારે જ છે. જે [વિશ્વસનીયતા] ગૉથિક horror storyમાં આવતી મુક્ત કથનપદ્ધતિ દ્વારા લાવવી અશક્ય બની રહે છે.

I (હું)ના ઉપયોગનો બીજો એક દેખીતો ફાયદો એ છે કે લેખકની પોતાની કેટલીક વર્ણનલક્ષી કે શૈલીલક્ષી લાક્ષણિકતાઓ, 'હું' ના પાત્રની પ્રતિક્રિયાઓ કે પાત્રનાં લક્ષણોના પ્રગટીકરણ માટે ઉપકારક બની રહે તેવી રીતે ઉપયોગમાં આવી શકે છે. સાધારણીકરણ કરવાનો કોનાર્ડનો શોખ પણ માત્ર 'હાર્ટ ઑફ ડાર્કનેસ'માંના માર્લોવના પાત્રને માટે ઉપકારક નીવડી શક્યો. જેમ્સની દ્વિઅર્થી રચનાઓ પણ, ઊંડાણોને સ્પર્શતી 'ધી ટર્ન ઑફ ધી સ્ક્રૂ'માંની વાર્તામાંની વાર્તા (story within story)ના જેટલી બીજે ક્યાં ય અસરકારક નથી નીવડી.

Point of view માં કેટલીક વાર જણાતી અસંગતિ સામે પણ માત્ર સૈદ્ધાંતિક રીતે જ વાંધો લઈ શકાય એમ છે. વિવેચનના સિદ્ધાંતો કોઈ એક કૃતિને માટે પણ સ્પર્શક્ષમ હોવા ઘટે. જો ઘણી બધી કૃતિઓ વિવેચનના અમુક એક સિદ્ધાંતનો ભંગ કરતી જણાય તો તે સિદ્ધાંતને હળવો બનાવવાની કે શક્ય હોય તો નાબૂદ કરવાની જરૂર છે. 'સુસંગત દૃષ્ટિકોણ'નો સિદ્ધાંત પણ આ જ રીતે ફેર વિચારણા માગી લે છે. 'સુસંગત દૃષ્ટિકોણ—consistent point of view' નું—નિયમનું એકથી વધુ નવલો ઉલ્લંઘન કરતી જણાય છે. 'ધ પઝેસ્ડ' (દોસ્તોયેવસ્કી) મોટે ભાગે 'હું' દ્વારા જ કહેવાઈ છે. પણ, જ્યારે કોઈ એક દૃશ્યમાં ઉપસ્થિત રહેવાનું એ 'હું' માટે અજુગતું બની રહે છે ત્યારે તે 'હું' સહજપણે પુસ્તકમાંથી અદૃશ્ય થઈ જાય છે અને સમગ્ર દૃશ્યનો કથનદોર દોસ્તોયેવસ્કી સંભાળી લે છે. અને, દોસ્તોયેવસ્કી દ્વારા કહેવાતી વાર્તા, બધી વાર્તાઓમાં થાય છે તેમ, સામાન્ય અને પ્રચલિત દૃષ્ટિકોણ રાખીને જ કહેવાય છે, છતાં ય, પુસ્તકને કશું નુકસાન થતું નથી, અને 'ક્રાઈમ ઍન્ડ પનિશમેન્ટ' જેવી મહાન નવલમાં દોસ્તોયેવસ્કી આ પ્રકારે પ્રકરણની શરૂઆત કરે છે કે—

'શ્રીમતી માર્મેલેદોવને ક્યાં કારણોસર મૃત્યુભોજનનો તુક્કો સૂઝ્યો તે વર્ણવવું અતિ દુષ્કર થઈ પડે એવું છે!'

ફકરાના બાકીના ભાગમાં દોસ્તોયેવસ્કી તેનાં શક્ય કારણો રજૂ કરે છે. પણ પ્રકરણના પ્રવહણ દરમિયાન માર્મેલેદોવના પાત્રને બાહ્ય વર્ણનો અને તે શું બોલે છે તેના અહેવાલ દ્વારા રજૂ કરવાનો ઉદ્યમ કરવા જતાં લેખક પોતે જ તેના પાત્ર સાથે વધુ ને વધુ તદ્રૂપ થતો જાય છે ને બીજા પ્રકરણની શરૂઆતમાં તો એટલી નિકટતા કેળવાઈ જાય છે કે લેખક તેના વિષે આટલું કહી શકે છે—

'અત્યાર સુધી પોતે જેમાં આંધળી ભક્તિથી માનતાં આવ્યાં હતાં તે પોતાના પિતાની ખાતર-

* જુઓ : 'અભ્યાસ'–જૂન ૧૯૬૯.પૃ. ૪૧૩ થી ૪૧૯

બરદાસ્તને મિસ્ટર ટ્રુલ્બીન આમ ઠેબે ચડાવતા જોઈ શ્રીમતી ગાર્મેસેરોવ વીજળી પડી હોય તેમ, ઊભાં હતાં ત્યાં જ. ખોડાઈ ગયાં. તેમને આમાં કશી સમજ પડી નહીં.'

પાત્રમાનસમાં શું ચાલી રહ્યું છે તે દર્શાવવા માટે આવા પ્રકારના વલણનો નવલકથા-લેખકે આશ્રય લેવો જરૂરી છે એ વાતનો, કોઈ પણ વિવેચન-સિદ્ધાંત વિરોધ કરી શકે એમ નથી.

[પહીકમાં 'હું' દ્વારા અને ઘટીકમાં તટસ્થ પ્રવક્તા દ્વારા વાર્તા કહેવા બદલ] ફિલ્ડિંગ પર અનેક વાર દોષારોપણ થયું છે. તેમ છતાં, તેની 'ટૉમ જોન્સ', જેટલી વાસ્તવિક નવલ તરીકે તેટલી જ કટાક્ષપ્રહાર કરતી નવલ તરીકે પણ પૂરી ઊતરે છે.

"(જોન્સે) એ માણસને તેની ખાલી પિસ્તોલ પાછી આપી દીધી. દુઃખમાંથી છૂટવાના બીજા સારા રસ્તા શોધવાની સલાહ આપી અને હાલ તુરત તેને તથા તેની પત્નીને કામ આવી શકે એ હેતુસર બે ગીની આપી; અને કહ્યું:

'મને થાય છે કે મારી પાસે થોડી વધુ ગીનીઓ હોત તો સારું થાત. પેલા જે સો પાઉન્ડની વાત કરી એ તો બીજાના છે, મારા નથી',

તેના આ કાર્યને આપણા વાચકો જુદા જુદા દૃષ્ટિકોણથી નિહાળશે. માનવતાનું આવું ઉમદા કાર્ય કરવા બદલ કેટલાક તેને વધાવી લેશે, જ્યારે કેટલાક નિરાશાવાદીઓને એમાં, પોતાના દેશમાંના ન્યાયશાસન માટે એક દેશવાસીઓને હોવા જોઈતા માનની ઊણપ દેખાશે. પેટ્રિજને પણ આમાં ન્યાયબુદ્ધિની ખામી જ દેખાઈ. કારણ કે, આ પ્રસંગે તેનામાં અસંતોષની લાગણી જન્માવી હતી. તે એક જૂની કહેવત ટાંકીને બોલ્યો કે તેઓ લંડન પહોંચે તે પહેલાં ફરી પાછા કોઈ જંગલી પ્રાણીનો ભોગ બની પડે તો તેને નવાઈ નહીં લાગે.

આ લૂંટારો આભારવશતાની લાગણીથી ઉભરાઈ રહ્યો હતો. તેની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં કે પછી તે કૃત્રિમ આંસુ પાડી શકતો હતો".

અહીં ફિલ્ડિંગ, દૂર રહીને જ કાર્યના અહેવાલ આપવાના બિંદુથી આરંભી, લેખક તરફથી થતા ટીકા-ટિપ્પણની કક્ષા સુધી ભ્રમણ કરે છે. લેખક તરફથી થતી ટીકાઓ વાચકને માટે, ભ્રમમુક્તિ કરાવનાર નીવડે છે. અને, આવી 'લેખકની ટીકાઓ'ની કક્ષાએથી વળી પાછો ફિલ્ડિંગ પહેલાં કરતાં ય વધુ ઊંડે કલેજે દૂર રહીને ઘટનાનો અહેવાલ આપવાના કાર્યના બિંદુ પર પહોંચી જાય છે. તેની આ સ્થાન-બદલીઓ દેખાઈ આવે તેવી રીતે થાય છે. આપણે તરત જ સમજી શકીએ છીએ કે 'અમુક સ્થળે લેખક પોતાનો સૂર સંભળાવે છે: અને, કથા તેમ જ પાત્રો બંને એટલાં સૂક્ષ્મ છે કે લેખક તેમ જ વાચક તરફથી થતી ટીકાઓને જીરવી શકે છે. 'મારાં પાત્રોને આ રીતે જોવાં જોઈએ' એવું કોઈ લેખક કહી શકે નહીં. લેખક કહે તે રીતે જ પાત્રોને જોવાં એ બેહૂદું છે; કારણ કે, તેથી તો પાત્રો, પાત્રો નહીં પણ અર્ધજીવંત વ્યક્તિત્વો જ બની રહે છે.

દોસ્તોયેવસ્કી, ફિલ્ડિંગ, બાલ્ઝાકની પદ્ધતિઓ, હેનાર્ડ જૉઈસ અને ફ્લૉબર્ટની પદ્ધતિઓ કરતાં ઊતરતી છે એમ જો માનીએ તો તે પરથી એમ ફલિત થાય છે કે દોસ્તોયેવસ્કી, ફિલ્ડિંગ, બાલ્ઝાકની નવલો એક કલાકૃતિ તરીકે પણ કંઈક અંશે ઓછી ઊતરે છે! વળી, આવી માન્યતા ધરાવવાથી એવું પણ તારતમ્ય નીકળી શકે કે નવલકથાના વાચકને પોતે, માત્ર વાર્તા કહી શકે એવી કોઈ કૃત્રિમ સૃષ્ટિના સર્જકના હાથમાં જઈ પડ્યો છે એવી લાગણી થાય તો તે અજુગતું છે; અથવા તો નવલકથાકારની કલા માત્ર એક છેતરામણા જગતની રચના કરવામાં જ સમાપ્ત થાય છે—કે જે જગતમાં કલાતત્ત્વનો સમગ્રતયા અભાવ વરતાય છે. આવાં તારતમ્યો મારી-મચડીને જ કાઢી શકાય એમ છે. અને, આવું તારતમ્ય, 'પ્રેક્ષકો ચોથી દિશામાંથી કોઈ એક ખંડમાં જોતા હોય' એવી શરત મૂકતી રંગભૂમિની સૂચનાથી કોઈ રીતે ચડિયાતું નથી.

જેમ ખરેખર તો કોઈ પણ પ્રેક્ષક, પોતે નાટ્યગૃહમાં બેઠો છે અને અભિનેતાઓને જોઈ રહ્યો છે તે વસ્તુ ભૂલી જઈ શકતો નથી તેમ કોઈ વાચક પણ

પોતાને 'એક વાર્તા કહેવાઈ રહી છે' તે વસ્તુ ભૂલી જઈ શકતો નથી. નવલકથામાંનો પ્રવક્તા, પોતાના વાર્તાકાર તરીકે ભજવવાના ભાગ વિષે સજાગ હોય છે. અને દરેક પ્રકારના સાહિત્યમાં, તેનાં દૃષ્ટિબિંદુઓ વ્યક્ત કરવા માટે તેના દ્વારા લેવાતી છૂટ સામે વાચક વાંધો ઉઠાવતો નથી. દરેક વાચક જાણે છે કે તે એક ભ્રામક સૃષ્ટિ છે, છતાં પણ તેમાંથી તે આનંદ મેળવે છે. માત્ર જ્યારે કથાના સંદર્ભમાં કશીક અસંગતિ વરતાય ત્યારે જ રસભંગ થાય.

રૂપકાત્મક રીતે થતી point of viewની રજૂઆતમાં લેખક અને રૂપક વચ્ચે અમુક પ્રકારનું અંતર રહે જ છે. તે અનિવાર્ય છે. છતાં ટૉલ્સ્ટૉય જેવા લેખકે તેનું ય તીરોધાન શક્ય કરી બતાવ્યું છે. રણભૂમિના મહાન દૃશ્યના વર્ણનમાં તે જેટલી તટસ્થતાપૂર્વક કલમ વિહાર કરી શકે છે તેટલી જ ક્ષમતાથી તે કોઈ એક વ્યક્તિ (આન્દ્રેઈ)ની મરણાસન્ન સ્થિતિની સૂક્ષ્માતિસૂક્ષ્મ લાગણીઓને પણ પકડી શકે છે. આમ, ટૉલ્સ્ટૉય ધારે ત્યાં અને ધારે ત્યારે યદૃચ્છાવિહાર કરી શકે છે. બીજા કોઈ નહિ પણ માત્ર, વાચકના પોતાના શુષ્ક વિવેચન ગ્રન્થોના અધ્યયનથી સંકુચિત બની ગયેલા રુચિતંત્રને કારણે જ ટૉલ્સ્ટૉયના આવા યદૃચ્છાવિહાર તથા આવડી મોટી સ્વતંત્રતાનું રહસ્ય અ-છતું રહી જાય છે. 'તું જે જાણે છે તે, તને ફાવે તે રીતે એમને કહે' એવી વાચકની સજ્જતાથી પરિચિત એવા લેખકના હાથમાં કોઈ એક વ્યક્તિ પરવશ બની રહે તે માટે પહેલી જરૂર છે સ્વસ્થતાની.

૫

આમ, સાહિત્ય-કૃતિમાં point of viewનું મહત્ત્વ અદકું છે. આ point of viewનું સ્થાન માત્ર ભૌગોલિક નથી. પણ એ તો, લેખક જેને મૂળતઃ નૈતિક ગણે છે એવાં મૂલ્યોનો ઉપચય છે. અને, તે, નવલકથાના હાર્દમાં રહેલું તથા પાત્રનાં સ્થિરસ્થિતિ (being) તથા કાર્યો (doings) નું ચાલકબળ છે. આ વિષય અટપટો છતાં મહત્ત્વનો હોઈ, હું તેને બે રીતે ચર્ચવા માગું છું. એક તો લેખકને અભિપ્રેત એવાં મૂલ્યોનો વાચક સાથે સંબંધ; તથા, બીજું, પોતે સર્જેલાં પાત્રો સાથેનો લેખકનો સંબંધ.

આગળ વધતાં પહેલાં એક ગૃહિત આપી દેવું જોઈએ અને તે એ કે નવલકથાના જગત સાથે સંકળાયેલી દરેક વ્યક્તિને (વાચક, લેખક તથા પાત્રોને) માનવ-વર્તન માટેનાં પોતાનાં આગવાં વલણો, મન્તવ્યો, આગ્રહો કે મૂલ્યો હોય છે. તેઓ આ મૂલ્યો વિષે સભાન હોય કે નહીં, તથાપિ, તે મૂલ્યોમાં માનવા માટે તેમની પાસે એક તર્કસંગત વિચારસરણી હોય છે. કેટલીક વાર, કદાચ આ મૂલ્યો વિરોધી કાર્યો થકી પણ અભિવ્યક્ત થતાં હોય છે. અને જો 'નૈતિક' શબ્દનો 'નૈતિક મૂલ્યો' એવો અર્થ થતો હોય તો તેમનાં આ મૂલ્યોને અવગણી શકાય નહીં.

આ માત્ર એક કામચલાઉ વ્યાખ્યા છે; એ વિદ્વાનોનાં ગળે ઊતરે તેવી નથી. આ લેખમાં આ વ્યાખ્યાનો અર્થ એટલો જ કરવાનો છે કે કોઈ પણ એક વ્યક્તિ પોતે પોતાના વર્તન માટે અથવા તો સ્વેતર માનવપ્રાણીના વર્તન માટે ઓછામાં ઓછું, 'સારું' કે 'ખરાબ' એવું મંતવ્ય પ્રદર્શિત કરી શકવાની સ્થિતિમાં તો હોય જ છે. હા, જેને મતે 'સુરૂપ' (અથવા મંગલતત્ત્વ) કોઈ વિશિષ્ટ અને વિશુદ્ધ પદાર્થ છે તેવા નીતિશાસ્ત્રીઓ કે નવલકથામાં સારા-નરસાની ફિકર રાખ્યા વિના માત્ર પ્રતીતિકરતાનો જ આગ્રહ રાખતા વાચક માટે નીતિ-અનીતિ માટેની ઉદાસીનતા સમજી શકાય એવી વસ્તુ છે. પેલો માનસિક દૌર્બલ્ય ધરાવતો ફૉકનરનો 'ઈકરુનોપ્સ' જુઓ. તેને મન દુનિયામાં એક જ શુદ્ધ પદાર્થ છે અને તે પ્રેમ. તેના એક ગાયને માટેના પ્રેમને દુનિયા સમજવાની નથી એ તે જાણે છે, છતાં, તેની માન્યતા અ-ચળ છે. પણ આવા કિસ્સા છેક છેલ્લા પાટલાના કહેવાય.

સામાન્ય તથા પરંપરાગત રિવાજો અને નૈતિક ધોરણો વચ્ચે ભેદરેખા નહિ આંકતો જનસમૂહ પોતાના સમાજ, ધર્મ, પ્રાન્ત—જે હોય તે—ના વર્તનના નિયમોને સ્વીકારે છે. નવલકથાકારના કસબ માટે એક મહત્ત્વની જવાબદારી એ છે કે તેણે વાચકોને પોતે રચેલા જગતનાં નીતિ-નિયમો સમજવા દેવાં તથા બીજી તરફ સાલસતા દાખવતાં, બળવો કરતાં, ઉપેક્ષા કરતાં તથા

દઢતા દાખવતાં પાત્રોની, તે નિયમો અનુસાર યોગ્યતા પણ દેખાડી બતલાવવી.

કાલ્પનિક સૃષ્ટિનાં રીતભાત અને મૂલ્યોને લગતા નિયમો અંગેની લેખકની સમજ, પાત્રોને સમજવા માટેની એક ચાવી લેખે, વાચકને પણ ખૂબ ઉપયોગી નીવડે છે. અહીં એક સાવચેતી એ રાખવાની છે કે લેખકની અંગત માન્યતાઓ એ કાલ્પનિક જગતના નિયમો રૂપે વ્યક્ત નહીં થતી હોવી જોઈએ. કદાચિત્, આવી અંગત માન્યતાઓ વ્યક્ત થતી હોય તો ત્યાં પણ સારા નવલકથાકાર (જેમ કે જેન ઑસ્ટિન) જો પ્રવક્તા પણ હોય તો તે પ્રવક્તાના મુખે જ પાત્ર-સૃષ્ટિમાં કોઈક નૈતિક દર્શન દેખાડી શકે છે. સામાજિક શાસન વિરુદ્ધ અંગત ભાવનાઓ તથા સામાજિક જરૂરિયાત વિરુદ્ધ વ્યક્તિગત આકાંક્ષાઓ વચ્ચેની ખેંચતાણ વાચકને માટે રસોત્પાદક બની રહે છે, અને, કેટલીક વાર તે વાચકના હૃદયનો પડઘો પાડતી હોય છે.

આમ તો માત્ર પોતાનાં પાત્રોનું ચીતરવા ખાતર જ નવલકથા-લેખક સામાજિક વર્તણૂંકો અને રીત-રિવાજોને પ્રયોજે છે. અને તેનાં નૈતિક મૂલ્યો ભલે કદાચ રીતભાતનાં મૂલ્યો સાથે મોટો ફરક પાડતાં હોય છતાં તેનો સદંતરપણે છેદ ઉડાડી દઈ શકાતો નથી. 'સામાજિક મૂલ્યોનું કશું મહત્ત્વ નથી' એમ માનતા કોઈક રહસ્ય-વાદી લેખકને કે 'હસ્તી ધરાવતા સર્વ સમાજોને મિટાવી દેવા જોઈએ' એમ માનતા કોઈક લેખકને નવલકથાના લેખનમાં ઝાઝો રસ હોઈ શકે નહીં! ઉદ્દામવાદી પયગમ્બર ટૉલ્સ્ટૉયે' નવલકથાકાર ટૉલ્સ્ટૉયનાં સર્જનોને ઇન્કારવાં જ પડશે. આનો અર્થ એ જ થાય છે કે નવલ-કથાકારને અમુક હદ સુધી તો સમાજગત માન્યતાઓ-માં શ્રદ્ધા રાખતી પ્રરક્ષકવૃત્તિ (conservatism) દાખવ્યા સિવાય છૂટકો નથી. તે જાણે કહે છે કે મારા વડે આલેખાતો સમાજ ઓછામાં ઓછા વાચકનું ધ્યાન તો દોરી શકે એવો છે જ, કારણ કે તેનાં અને તેમાંનાં લોકો, આપણે ધ્યાન આપી શકીએ તેવાં, તથા, લઈ શકીએ એવાં હોય છે. નવલકથાની સંવાદિતા અંશતઃ તેમાંનાં પાત્રો વચ્ચેની સંવાદિતા, તથા, તે માંહે આલેખાયેલા સમાજની સંવાદિતા ઉપર આધાર રાખે છે. અલબત્ત, પ્રત્યેક નવલકથામાં આલેખાતા સમાજની ઉત્ક્રાન્તિ શક્ય છે અથવા શક્ય હોવી જોઈએ. આમ, ઉચ્ચકારકતા પ્રતિ પ્રગતિ કરતી કોઈક ચીજનું નિરૂપણ કરવામાં આવે જ છે. જેને સાહિત્યના શ્રેષ્ઠ વાચક તરીકે ગણી શકાય તેવી વ્યક્તિ પણ નવલકથા-જગતનાં નીતિ-નિયમો 'આદર્શ નિયમો' હોવા જોઈએ, એમ કહેશે નહીં. કારણ, કે કોઈ પણ નવલકથામાં અજ્ઞાન પ્રદેશોની વિગતો, વિભિન્ન રીત-રિવાજો ધરાવતાં લોકોનું ચિત્રણ અથવા પ્રચલિત રિવાજોને અપનાવવાની વિભિન્ન રીતિઓનું દર્શન એટલી જ વસ્તુઓ, બહુ બહુ તો સમાવેશ પામી શકે એમ હોય છે. નવલકથાકારનો પોતાનો નીતિ-વિષય માપદંડ આદર્શ હોવો જોઈએ એમ કોઈ પણ વાચક ઇચ્છતો નથી. કારણ કે, આદર્શ નીતિ ધોરણ કોને કહેવાય તથા તેનો આગ્રહ ક્યાં રાખી શકાય તેનાથી જાણકાર લોકોને ધર્મગ્રંથો પૂરતો સંતોષ પૂરો પાડી શકે એમ છે. નવલકથાનું સાપેક્ષ સ્વરૂપ આદર્શ નીતિ ધોરણ જાળવી શકે નહીં, કારણ કે તેમાં તો પારસ્પરિક સંબંધોની જટાજાળ ગૂંથવામાં આવે છે; તદુપરાંત, સંબંધની મીમાંસા પણ કરવામાં આવે છે.

પ્રવક્તા (લેખક પોતે કે કોઈ પાત્ર) જો પાત્ર વિષે મત ધરાવતો હોય તો પણ વાચકને તે નડતરરૂપ નથી બનતોઃ; ઊલટો, ક્યારેક આવો મત વાચકને ઉપરક્ષક નીવડે છે, તેના નવલકથા-આનંદને ખેવડાવે છે. ડિકન્સ તથા પ્રવક્તા ડેવિડ કૉપરફીલ્ડ બંને, આમ તો યુરિયા હીપ પ્રત્યે અણગમો તથા તિરસ્કાર દર્શાવે છે અને કોઈ પણ સુજ્ઞ વાચક તેમના (ડિકન્સ તેમ જ ડેવિડ) આ વલણ સાથે સંપૂર્ણ સંમત થશે. કારણ કે, તેમનું આવું વલણ વાચકના આનંદમાં વૃદ્ધિ કરનારું છે.

પણ 'Bleak House' જેવામાં ઍસ્થર સમર-સનનો પોતા માટેનો અભિપ્રાય વાચકના તેના વિષેના અભિપ્રાય સાથે બંધબેસતો નથી આવતો; તેની નમ્રતા એક સજાગપણે કેળવાયેલી વસ્તુ છે. બીજાઓએ પોતાનાં કરેલાં વખાણને તે યથાતથ રજૂ કરવામાં કુશળ છે. જેથી કરીને તેની કિંમત વધે! તેવી જ રીતે, બીજાં પાત્રો વિષેની વાતો પણ તે રજેરજ રજૂ કરે છે

અને આ તફાવત દ્વારા જ ડિકન્સનો તેના વિષેનો અભિપ્રાય આપોઆપ વ્યક્ત થઈ જાય છે, જે વાચકને માટે આનંદકર બની રહે છે. ડિકન્સનો આવી રીતે, આપોઆપ વ્યક્ત થઈ જતો તે અભિપ્રાય પ્રસ્તુત નવલમાંના અન્ય અભિપ્રાયો સાથે બંધબેસતો નથી આવતો.

પણ, ખરી મુશ્કેલી બીજા જ કારણે ઊભી થાય છે. ક્યારેક કોઈ પાત્ર વિષેનો અભિપ્રાય તટસ્થ દૃષ્ટિએ જોતાં અયોગ્ય હોય છે એટલું જ નહિ પણ તેના 'સંદર્ભમાં પણ તે રહસ્યશૂન્ય જ રહેતો હોય છે. આવા અભિપ્રાયો માત્ર લેખકના પોતાના વિચિત્ર ખયાલોમાંથી જન્મ્યા હોય છે. પણ આ મુશ્કેલી-વ્યવધાન-નજીવું છે. 'ટૉમ જોન્સ'માંની સોફિયા માટેનાં ફિલ્ડિંગનાં અનહદ પ્રેમ તથા ગૌરવને કારણે વાચકનું તેના પ્રત્યેનું આકર્ષણ લેશ પણ ઘટતું નથી. પણ 'પામેલા'માં ગુણ અને ગુણીતા વચ્ચે રિચાર્ડસને વ્યાપારી ઢબે તોલ કર્યો હોવા છતાં પણ 'પામેલા'ને માટે લગ્ન એક નૈતિક મૂલ્ય તથા સંકુલતા ધરાવતી બાબત છે એવું વાચક સ્પષ્ટપણે જોઈ શકે છે.

આ બંને દાખલાઓમાં, પોતાના તેમના વિષેના અભિપ્રાયોથી નિરપેક્ષપણે જોતાં પણ વ્યક્તિત્વમાં ઓછાં નહિ ઊતરે તેવાં તથા પૂરતાં સમૃદ્ધ પાત્રો અને પરિસ્થિતિનું નિર્માણ, લેખકોએ કર્યું છે. પણ જ્યાં પાત્રો 'પૂરતાં સમૃદ્ધ' નથી હોતાં ત્યાં મુશ્કેલી ઊભી થાય છે. અને, તેવે સમયે લેખકનો તેમના વિષેનો અભિપ્રાય નથી મદદરૂપ થતો કે નથી હૃદયસ્પર્શી બનતો! અને, સૌથી ખરાબ તો લેખકના પોતાના વિચારો દર્શાવવા માટે જ ઊભાં કરાયેલાં પાત્રો અને કાર્યોનું આલેખન છે. પછી, તે દોસ્તોયેવસ્કીના રુગ્ણ સાધુઓ હોય કે પછી 'તારું અશુભ તે જ મારું શુભ છે' એવું માનતા જીનેટનાં શયતાનિયતી પાત્રો હોય કે, પછી માત્ર દયાપાત્ર બની રહે એવાં, કશાકનો ભોગ થઈ પડેલાં કૅથેરાઇન મૅન્સફીલ્ડનાં પાત્રો હોય. આવા દાખલાઓમાં લેખકના અભિપ્રાયો પાત્રને માટે નહીં પણ કોઈક મુદ્દાની ન્યૂનાધિક અગત્ય દર્શાવવાના સાધનરૂપે જ આવતા હોય છે. અને, તેમાં સાહિત્યના છદ્મવેશમાં વાચકને કોઈ વાદવિવાદનો જ અનુભવ થાય છે.

વાચકનો લેખક સાથેનો સંબંધ કોઈક બે ઓળખીતાઓ વચ્ચે હોય તેવો છે. આ બે ઓળખીતાઓ એવા કોઈક ત્રીજાની (નવલકથામાંનાં પાત્રોની) વાત કરી રહ્યા છે કે જે તે બંનેનો મિત્ર છે. લેખક પોતાના અભિપ્રાયો વ્યક્ત કરે છે અને વાચક કદાચ તેમાં સંમત થાય છે અથવા તેને સાચા માનવા પ્રેરાય છે. પરંતુ, છેવટનો અભિપ્રાય તો વાચકે જે તે પાત્રનાં કાર્ય તથા વિચારોના સંદર્ભ ઉપરથી જ તારવવાનો હોય છે. પરંતુ, અફસોસ! વાચક તેમ નથી કરી શકતો. ઉપર આપેલી, લેખક અને વાચકને, બંનેના કોઈ ત્રીજા મિત્ર વિષે વાત કરતા ઓળખીતાઓની, ઉપમા અહીં અટકી જાય છે. કારણ કે પાત્ર વિષે વાચકને સઘળી જાણકારી આપનાર લેખક પોતે જ એક સામગ્રી છે. લેખક જે કહે, બતાવે, ગોઠવે અને ટીકા-ટિપ્પણીઓ કરે તે પરથી જ વાચકને પાત્ર વિષે તાગ મેળવવાનો હોય છે. વાચક ભલે એમ માને કે પાત્ર વિષે ગમે તે મત ધરાવતા સ્વતંત્ર છે પણ વસ્તુતઃ તેને તો લેખકના હાથમાં જ, લેખક રમાડે તેમ રમવું પડતું હોય છે.

'માદામ બોવરી'માં ફ્લૉબર્ટનો ઉદ્યમ કશું પ્રતિપાદિત કરવાનો નહિ પણ પ્રસંગોની રજૂઆત કરવાનો જ, માત્ર રહ્યો છે તેમ છતાં શું વાચક હોમાઈસને પ્રશંસી શકે છે? અથવા, વાચકે હોમાઈસને પ્રશંસવો યોગ્ય છે? આમ, દરેક નવલકથાકાર સ્પષ્ટપણે પોતાનાં નૈતિક અભિપ્રાયો દર્શાવવા નહીં માગતો હોય છતાં પણ તેને અંગત તથા નૈતિક અભિપ્રાયો તો હોવાના જ અને તે તેને વ્યક્ત કરવા ચાહે કે નહિ, તેની મેળે જ તે પ્રગટ પણ થવાના જ. 'દરેક કાયદાશાસ્ત્રીના હૃદયના એક ખૂણામાં કવિ તો વસતો જ હોય છે.' બાલ્ઝાકના આ અભિપ્રાયની જેમ ફ્લૉબર્ટ પણ અમુક વિચારો ધરાવે છે પણ કુશળતાથી તેને કથાપ્રવાહમાં ભેળવી દે છે.

સ્પષ્ટ હોય કે અસ્પષ્ટ, પણ લેખનાં નીતિલક્ષી અભિગમો પાત્રનાં કાર્ય તથા આલેખનના આંતરદેહની એક સમજ પૂરી પાડે છે. અને, આવી સમજ સ્ફૂરવી પણ જોઈએ જ. 'માદામ બોવરી'માં અંતે થતું

ઈમા બોવરીનું મૃત્યુ દરેક રીતે જોતાં પ્રતીતિકર તેમ અનિવાર્ય જ છે. એ દ્વારા લેખકના નીતિ વિષેના વિચારો પ્રગટ થાય છે તે પણ યોગ્ય જ છે. પણ, ઈમાના મૃત્યુ વખતનું લંબાણપૂર્વક તથા રજેરજ વિગતો આપતું જે વર્ણન છે તે માત્ર ફ્લૉબર્ટની શિક્ષાપ્રિય ક્રૂરતા (punishing cruelty)નું જ પરિણામ છે. દાખલા તરીકે મૃત્યુની ક્ષણે ઈમાની (પથારી પાસેની) બારી બહાર પ્રેમગીત ગાઈ રહેલા કદરૂપા અંધ માણસનું થતું આગમન એ માત્ર અસંભવિત જ નહિ પણ ફ્લૉબર્ટની 'રોમૅન્ટિક આયરનિ' (romantic irony) રજૂ કરવાની અણઆવડતનું પણ દ્યોતક બની રહે છે.

ડાહ્યો નવલકથાકાર તો પોતાનાં પાત્ર-વર્તુળમાં રહીને જ—તેમનાં કાર્યો દ્વારા જ—પોતાના નીતિલક્ષી વિચારો રજૂ કરશે. 'રજૂ કરશે' એ શબ્દ પ્રયોગ પણ ઠીક નથી. અછડતા સંકેત દ્વારા વ્યક્ત કરશે. અને, જો તે કલા તેને હસ્તગત ન હોય તો પણ તે પોતાના વિચારોને પાત્રાલેખન તથા પાત્રલક્ષણના નિરૂપણમાં દેખાઈ આવે એ રીતે તો રજૂ નહીં જ કરે.

૬

પાત્રની લેખક દ્વારા થતી માવજતને કારણે વાચક-ને કશું સહન કરવાનું નથી રહેતું, છતાં ય પહેલા પુરુષમાં જ્યારે કથા કહેવાઈ રહી હોય ત્યારે વાચકની નજર પ્રવક્તા ઉપર અવશ્ય રહેવાની જ. યુરિયા હીપની બાબતમાં ડિકન્સના અભિપ્રાય સાથે વાચક સંમત થાય છે અથવા 'જિંદગી આવી જ છે' કહીને, ટૉલ્સ્ટૉયની જેમ વારંવાર અંતિમવાદી ભ્રમ ખડો કરી દેનાર કોઈ સમર્થ અને શાણો લેખક હોય તો પણ વાચક માત્ર પાત્ર અને તેનાં કાર્યો ઉપર જ નિર્ભર રહી શકે છે! પણ, નવલકથાના લેખકને વાચકની અવગણના કરવી પરવડે એમ નથી. તેણે એ ન ભૂલવું જોઈએ કે પાત્રો સાથેનો તેનો સંબંધ વાચક-નિરપેક્ષ નથી પણ વાચકને પાત્રો સાથે સાંકળતી કડી ઊભી કરનાર છે.

આ બધામાં નવલકથાની સંબંધ-સૃષ્ટિ—પાત્ર અને તેના સર્જક—માં કસોટી માગી લેતી, અને પ્રાથમિક શરત તો ઉપરાંત, નવલકથાકારો વચ્ચે વચ્ચે થતી દર-મિયાનગીરી ઉપર રાખવાના સંયમની જરૂરિયાત છે. તેને કદાચ કોઈ પાત્ર એક વ્યક્તિ તરીકે ગમતું હોય તો તેમ, તે કદાચ તેના વ્યક્તિત્વને સ્વીકારતો ન હોય તો તેમ, પાત્ર કઈ જાતની વ્યક્તિ છે તે વિષે તે કદાચ દરેક પ્રકારના સિદ્ધાંતો બાંધવા માગતો હોય અથવા તે જે સમાજમાં હોય તે સમાજ વિષે સામાન્ય સિદ્ધાંતો બાંધવા માગતો હોય, કેટલીક વાર તે પાત્રોની તદ્દન નિકટ હોય અને બીજાંઓથી ખૂબ દૂર હોય. પાત્રનાં કાર્ય અથવા વિચારો જ્યારે ધ્યાનનું કેન્દ્ર બની શકે એમ ન હોય ત્યારે વાચકના પ્રતિભાવને અમુક રીતે નિયમબદ્ધ કરવા તથા અમુક ચોક્કસ દિશામાં વાળવા તે બની શકે તેટલું બધું કરી છૂટે છે, પણ (પાત્રના) વર્તનની, બોલવાની, વિચારવાની અને પસંદગી કરવાની ક્ષણે તે વચ્ચે દરમિયાનગીરી ન કરે એ જ ઇષ્ટ છે. કારણ કે, તેવી ક્ષણોમાં વાચક અને પાત્રો વચ્ચે એક પ્રકારનો સમજનો સંબંધ બંધાતો હોઈ (લેખકની દર-મિયાનગીરી જો થાય તો તે) કશું સારું પરિણામ લાવી નહીં શકે. મરતા બાળકને એકલો નહીં છોડી શકવા માટે ડિકન્સ કુખ્યાત છે. આ છે 'બ્લીક હાઉસ'-માંનું જોનું મૃત્યુ. અંતભાગમાં આવતી ડિકન્સની ઉક્તિઓ નહીં પણ જોના મુખમાંથી ઉચ્ચારાતા શબ્દો અત્રે કટાક્ષપણું આપે છે:

'જો! મારા વહાલા જો.'

'અંધારામાં પણ હું તમારો અવાજ સાંભળી શકું છું સાહેબ, પણ હું તો એક ફીલિન છું—ગ્રોપિન. મને તમારો હાથ આપો.'

'જો, મેં જે કંઈ કહ્યું તે તું બોલી શકશે?'

'તમે કહો તે ગમે તે હું બોલીશ કારણ કે, તમારા શબ્દો કલ્યાણકારી જ હશે.'

'આપણા પિતા'.

'આપણા પિતા; હા, ખરેખર એ બહુ સરસ છે.'

'—કે જે સ્વર્ગમાં વસે છે'

'—કે જે સ્વર્ગમાં વસે છે.' 'પ્રકાશ ક્યાંથી આવે છે, સર?'

'—તે તારું દામ જ્વલંત હોવા છે—તારું નામ પૂજનીય છે.'

'તમારું......નામ......પવિત્ર......'

અંધકાર ચીરીને પ્રકાશનું કિરણ પ્રગટ્યું—મૃત્યુ.

મૃત્યુ. રાજા-મહારાજાઓ મૃત્યુ પામ્યા. ઉમરાવો અને સજ્જનો પણ મૃત્યુના પાશમાં બંધાઇ ગયા. સાચા અને જૂઠા દરેક સંપ્રદાયના પાદરીઓ મૃત્યુ પામ્યા. તમારા હૃદયમાં સ્વર્ગીય લાગણી જન્માવીને જન્મેલાં પુરુષો અને સ્ત્રીઓ મૃત્યુ પામ્યાં. અને આમ આપણી ચોપાસ પ્રત્યેક દિવસે મૃત્યુ છવાતું જાય છે.

પ્લેટો સૉક્રેટીસને ચાહતો હતો, બૉઝવેલ ડૉ. જૉન્સનને ચાહતો હતો. 'હાર્ટ ઑફ ડાર્કનેસ'માં કુર્ઝટ માટે તીવ્ર અને સંકુલ લાગણી ધરાવે છે. છતાં પણ, એ ત્રણેયનાં મૃત્યુ આપણે માટે જ્હોના મૃત્યુ કરતાં અત્યંત તીવ્ર રીતે હૃદયસ્પર્શી બની શકયાં છે, કારણ કે એમનું કથન તદ્દન સ્પષ્ટ છે. અરે! ખુદ ટૉલ્સ્ટૉય પણ તેની મહાન કૃતિઓમાં ઘણે ઠેકાણે બોલતાં થોથવાય છે. (અસ્પષ્ટતા આણે છે.) ઇવાન ઈલિચના મૃત્યુ વખતે ટૉલ્સ્ટૉય, પાત્રના માનસમાં શું ચાલી રહ્યું છે તેનો અહેવાલ આપે છે. એટલું જ નહીં પણ પોતાની ઇચ્છાને ઇવાનની ઇચ્છા બનાવી દે છે.

'અને દુઃખ કયાં ગયું?' તેણે પોતાની જાતને પૂછ્યું. 'તેનું શું થયું? વેદના! તું કયાં છે?'

તેણે પોતાનું ધ્યાન ત્યાં ફેરવ્યું.

'આ રહી વેદના. ભલે, તે શું કરી લેવાની છે,' ભલે દરદ થતું.

અને મૃત્યુ?...તે કયાં છે?

તેણે તેના જૂના મૃત્યુભવને શોધવા ફાંફાં માર્યાં પણ તે તેને કયાં ય દેખાયો નહીં. કયાં ગયો તે? ત્યાં ભય નથી, કારણ કે ત્યાં મૃત્યુ જ નથી. મૃત્યુને બદલે ત્યાં પ્રકાશ છે.

'હં, તો આવું છે'—તે એકદમ મોટેથી બોલી ઊઠયો.

'પરમ આનંદ!'

વાચક જાણે છે કે તેને આમાં ઇવાનના અનુભવનું સ્પષ્ટ દર્શન સાંપડતું નથી, અને વાર્તાના પ્રસ્તુત ભાગ દરમિયાન તેને માત્ર તણાઈ રહ્યો હોય તેવી લાગણી સતત થતી હોવાથી તેની અસર નહિવત્ છે. વાચક જાણી જાય છે કે તે ટૉલ્સ્ટૉયની ઇચ્છા છે, અને જો વાચકે ઇવાનનું સ્પષ્ટ દર્શન મેળવવું હોય તો ટૉલ્સ્ટૉયને હડસેલો મારી એક બાજુ પર કાઢી મૂકવો જોઈએ.

છેવટે, અત્રે, નવલકથાકારને તેના કસબ માટે આપવાની સલાહ, કોઈ પણ સરેરાશ વ્યક્તિ માટે એક નૈતિક સલાહ બની રહે છે કે 'બીજાઓને તેમનું બીજાપણું સિદ્ધ કરવા દો.' 'ન્યાયનો અર્થ' સૉક્રેટીસ 'રિપબ્લિક'માં કહે છે કે 'એ થાય છે કે દરેકે પોતાનું કાર્ય કરવું અને બીજાં માણસોનાં કામમાં દખલ ન કરવી.' નવલકથાકારને માટે આનો અર્થ વાચક અને પાત્ર વચ્ચેના સંબંધને અનુલક્ષીને ઘટાવવાનો રહેશે. સર્જનની સાથે એકરૂપ થઈ જવાની ક્ષણે કશી નૂકતેચીની કરવાનો પ્રયત્ન ન કરશો, નહીં તો, નૂકતેચીની કરવા બદલ તમારી પર નૂકતેચીની થશે. ઈશ્વરની જેમ તમારાં સર્જેલાં પાત્રોને તેમની મુક્ત ઇચ્છા મુજબ વર્તવા દો. એક પિતાની જેમ તમારાં સંતાનોને તેમને યોગ્ય સ્વાતંત્ર્ય બક્ષો. એક મિત્રની જેમ તેમને ચાહો અને (છતાં) તેમને સ્વતંત્ર જ રાખો.

અનુસંધાન] **પાદટીપો** [પૃ. ૪૩૩થી ચાલુ

ત્યાંથી Bar at Lawની પદવી પ્રાપ્ત કરી છે. ગુજરાત સરકાર અને ભારત સરકારના કાયદા ખાતાંઓમાંની લેખન તેમજ અનુવાદની કેટલીક કામગીરીઓમાં બૅરિસ્ટર યશોધરભાઈ જેમ હાલમાં સક્રિય છે તેમ 'અગમ નિગમ' મંડળની પ્રવૃત્તિઓના પણ તેઓ પ્રણેતા અને સૂત્રધાર રહ્યા છે. એમની શૈલી ધારદાર અને વાણી વિનોદયુક્ત છે. વાચનના તેઓ રસિયા છે, અને વિદ્યાવ્યાસંગી પણ એટલા જ છે. સદ્દગત દીવાન બહાદુર નર્મદાશંકર મહેતાના તેઓ સુપુત્ર છે.

૨૬ શ્રીમતી અનસૂયાબેન સારાભાઈ. અમદાવાદ અને ગુજરાતની મજૂર પ્રવૃત્તિ સાથે ગાંધીજીના વખતથી ખૂબ જ ગાઢ રીતે સંકળાએલાં રહ્યાં છે. હવે તેઓ વૃદ્ધત્વને લીધે સક્રિય કામગીરી બજાવી શકતાં નથી, તેમ છતાં જાહેર જીવનના પ્રશ્નો અને પડકારો પ્રત્યે તેઓ સતત, ચેતનાપૂર્વક રસ અને ચિંતા દાખવે છે. અમદાવાદમાં શાહીબાગમાં 'રિટ્રીટ'માં તેઓ નિવૃત્ત જીવન ગાળે છે. સદ્દગત શેઠ અંબાલાલ સારાભાઈનાં તેઓ બહેન થાય. અમદાવાદના મિલમાલિકો સામે સંગ્રામ ખેલવામાં અને મજૂર વર્ગનું સુકાનીપદ સન્નિષ્ઠાથી તેમજ સુદીર્ઘ સમય માટે સંભાળવામાં અનસૂયાબેને વિરલ સેવાઓ આપી છે. તેઓ અત્યંત માયાળુ, સહૃદયી અને સર્વત્ર આનંદ વેરતાં સન્નારી છે.